મરહુમ ડોસાભાઈ પાલનજી માદન



( આ પુસ્તકના કર્તા )

જન્મ : સને ૧૮૫૪] :: [મૃત્યુ : સને ૧૯૨૬

# નિવેદન

આ પુસ્તકની નવી આવૃત્તિ આ સંસ્થા તરફથી પ્રકટ થાય છે.

આ પુસ્તકમાં છાલેપાલો અને મરીમસાલામાં રહેલા વૈદકીય ગુણો બતાવી, તેનો ગામડાંઓમાં પણ સહેલાઈથી ઉપયોગ કરી શકાય એવા કેટલાક નુસખાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આમાં ઔષધિઓનાં કેટલાંક નામો ઓછું ભણેલાં પણ સમજી શકે એ માટે સંગ્રાહકે આપેલાં એ જ ચાલુ રાખ્યાં છે.

વળી આમાં આવતા મરીમસાલા અને છાલેપાલો એ ઘેરેઘેર જાણીતાં હોય છે. અથવા તો ગાંધીની દુકાને મળી શકે છે. આમાંના કેટલાંક નામો સમજાયાં નથી એ માટે વિશેષ ખાતરી કર્યા બાદ એ ઔષધનો ઉપયોગ કરવો ઉચિત છે. એક જ ઔષધિ એક જ દરદ માટે જુદા જુદા અનુભવીઓ જુદી જુદી મેળવણીથી વાપરે છે તેનો પણ યથાશક્ય સંગ્રહ લેખકે કર્યો છે.

આ પુસ્તકના લેખક પારસી કોમના હોઈ લખાણની ભાષા કોઈ કોઈ સ્થળે સાદી ગુજરાતી કરતાં જુદી પડે છે. આ સિવાય કોઈ કોઈ સ્થળે કોઈ કોઈ નુસખાથી થનારા લાભ માટે થોડી અતિશયોક્તિ થયેલી જોવામાં આવે છે. એકંદરે આ પુસ્તકને અમે આયુર્વેદની ઘરગથ્થુ દવાઓનો એક ઉપયોગી સંગ્રહ માનીએ છીએ. છતાં અમારે એમ કહેવું પડે છે કે આમાં અપાયેલા બધા નુસખા બધે પ્રસંગે દરેકને સફળ નીવડે છે એમ માની લેવું નહિ.

સંસ્થાનો ઉદ્દેશ આવાં આયુર્વેદ સંબંધી ઉપયોગી અ
અપ્રકટ પુસ્તકો મેળવી પ્રસિદ્ધ કરવાનો છે અને આયુર્વેદનો
વધુ ને વધુ થાય એ માટે આવાં પુસ્તકોની જૂજ કિંમત
ાવે છે

કચરાનું ઝેર ... ... ૧૬૫
કનક તેલ ... ... ૫૯
કફ–બલગમ ... ... ૫૮
કળજિવાત ... ... ૫૮
કમર દુખે–કમર રહી જાય, છાતી દુખે ... ... ૪૧૨
કમરનો દુખાવો ... ... ૫૦
કમળ બહાર ખસે... ... ૪૧૮
કમળો ... ... ૪૪,૪૧૮
કમળો ઉજવાની રીત ... ૫૧૦
કરમ–પેટમાં ... ... ૫૦
કરોળિયો–છીપ–છાઈ ... ૫૪
કલેજાનાં દરદો તથા બરોળ–બલોહર ૫૫
કળતર ... ... ... ૫૭
કંઠ–અવાજ ખૂલે ... ... ૮૪
કંઠમાળ–ગંડમાળ–દૂધમાળા ... ૮૪
કાખબલાઈ ... ... ૬૫
કાનનાં દરદો ... ... ૮૪
કાનમાં કીડા ... ... ૬૫
કાંટો ભાગે (શરીરમાં) ફાંસ લાગે ૮૮
કેરોસીન તેલનું ઝેર ... ૧૯૦
કોલેરાની દવાઓ ... ૭૦
કોઢ કાળો ... ... ૮૧
કોઢ સફેદ અને કાળો ... ૭૫
કોહવાટ–ચાઠાં ... ... ૮૧
કીડ ... ... ... ૬૯
કીડ–ખૂજલી–ચેળ–શરીરે લુખસ–ધવરો .. ... ૬૬
કીડ શરીર પર ઉત્પન્ન થાય ... ૬૮
કીડા–માંકડ–મચ્છર–જીવજંતુ મરે ૬૯
ક્ષયરોગ, હાંફણ, ખાંસી ... ૪૯૭
ખમીર બનાવવાની રીત ... ૯૨
ખરજવું–દરાજ ... ... ૮૯
ખરાબ હવા દૂર થાય ... ૪૯૮
ખાંસી ... ... ... ૧૦૩
ખાંસી–ઉધરસ–કફ–દમ ... ૯૮
ખાંસી હેડકીની–ઊંટાટિયું–હેડકીની ખાંસી ... ... ૧૦૩
ખીલ–મોઢાના ... ... ૧૦૬
ખીલી ... ... ૧૦૮
ખૂજલી–કીડ–ખસ ... ૧૦૫
ખોડો–માથામાં લીખ ... ૧૦૩
ખોરાક દવા તરીકે... ... ૧૧૪
ખોરાક નુકસાન કરે ... ૧૧૩
ગડ–ગાંડ–ગૂમડાં, ગૂમડાં પાકે ૧૧૯,૧૨૭
ગમગીની–દિલગીરી મટે–જીવ ખુશીમાં રહે ... ... ૧૧૯
ગરમી શરીરમાં વધે ... ૧૧૭
ગરોળીનું ઝેર ... ... ૧૨૬
ગર્ભવાળી સ્ત્રીને અતિસાર ... ૧૨૬
ગર્ભસ્થાન સુધરે–કમળ સુધરે ૪૪૦
ગર્ભિણી સ્ત્રીને લોહી પડે ... ૧૨૬
ગળાનો કાકડો વધે–પડજીભી મોટી થાય, ગળાની ગાંઠ–ગળેચું ૧૨૬
ગળામાં સોજો–ગળસણું ... ૧૨૫
ગળામાં સોજો–ગળું બેઠેલું ... ૧૨૪
ગળામાં હાડકું–ગળામાં કાંટો–કણાયું .... ... ૧૨૬
ગાલગુંદ ... ... ૧૨૮
ગોળીએ સોજો–ગોળી મોટી થાય–વધરાવળ–ગોળીમાં હવા હોય–ગોળી વાથી વધે–અંડવૃદ્ધિ–ગોળીમાં અવાજ થાય ... ૧૨૧
ગોળીમાં આંતરડું ઊતરે, અંતરગળ, સારણ–ગોળીમાં વધરાવળ–ગોળી મોટી ... ... ૧૨૭
ગોળીમાં પાણી ભરાય ... ૧૨૭
ગોળો ... ... ... ૧૩૧
ગુરદાનાં દરદો: રેતી, પથરી, પેશાબ ૧૨૯
ગુલકંદ ... ... ૧૨૯
ઘોડા માટે દવા ... ... ૧૨૯

ચરબી ઘટે ... ... ૧૩૩
ચરબી તવાય ... ... ૧૨૯
ચસકા મારે ... ... ૧૩૩
ચામડી શૂન મારે ... ... ૧૩૨
ચામડીનાં દરદો ... ... ૧૩૪
ચાંદી-ચાંદાં-ચાઠાં-વિસ્ફોટક... ,,
ચાંદી-સિફીલિસ ... ... ,,
ચૂંક-પેટમાં ... ... ,,
ચોથિયા તાવ મારે ... ૨૦૧
છાતીએ કફ-ગળફા ... ૧૧૮
છાતીએ ધબકારો, હૃદય, છાતીએ ધબ-ધબ થવું-હાર્ટ ડિઝીઝ ૧૩૬
છાતીએ પિત્ત ... ... ૧૧૮
છાતી પર કફ બંધાય, ગળફા પડે, માથામાંથી કફ નીકળી ગળે-ઊતરે તે માટે ... ૧૧૮
છીપ ... ... ... ૧૩૫
છીંક આવે-છીંકણી ... ૧૩૫
જખમ-ઘા રૂઝે ... ... ૧૩૫
જલંદર-શોથરોગ-પેટની આંક સોજો ... ... ૧૪૩
જળોદર-જલંદર-કઠોદર-નારગોર ૧૪૦
જીભનો સ્વાદ સુધરે .. ૧૪૬
જીભે કાતરા પડે ... ... ૧૫૧
જીરણ તાવ-ધગી-હાડધગી ... ૨૦૭
જીર્ણ તાવ ... ... ૨૦૮
જીવજંતુ મરે-જીવડા મરે, માખી નાસે, મચ્છર નાસે, કીડા મરે ... ... ... ૧૪૪
જૂ માથાની મરે-લીખ માથાની મરે-ચામજૂ મરે ... ૨૦૮
જૂ માથાની-લીખ (નિખં) . ૧૫૨
જોડો કંપે ... ... ૧૪૩
ઝાડા બંધ થાય ... ... ૧૪૩
ઝાડો થાય, જુલાબ લાગે, પેટ આવે, દસ્ત આવે ... ૧૪૮
ઝામરવા ... ... ... ૧૪૭
ઝામરી ... ... ... ૧૪૭
ઝામરો ... ... ... ૧૪૭
ઝેર કૂતરાંનું-હડકવા ઊતરે ... ૧૪૮
ટાઈફૉસ ફીવર ... ... ૧૯૧
ટાઇફોઇડજ્વર ... ... ૧૯૧
ટાઢ વાઈને આવતો તાવ-મલેરિયા-વિષમજ્વર-સતત-સંતતજ્વર ... ... ૧૯૧
ટાંકી-ચાંદી ... ... ૨૧૬
ડિલ વાસ મારે, શરીરે દુર્ગંધ મારે ... ૨૩૩
ડૂબેલો માણસ ... ... ૨૩૩
ડેપીલેટરી ... ... ૨૧૬
ડોકી અને કમર વાંકી થાય ... ૨૩૩
તરસ મટે-પાણીનો શોષ મટે-મોઢાની ગરમી સારી થાય ૨૩૩
તાણ-ધનુર્વા ... ... ૨૪૨
તાવ ... ... ... ૨૦૪
તાવ આવે ... ... ૨૧૪
તાવ ઇન્ટરમિટન્ટ ... ... ૨૧૪
તાવ-ઇન્ફ્લુએન્ઝા ... ... ૨૧૧
તાવ ઊતારે ... ... ૨૧૪
તાવ-કામવિકારથી ... ૨૦૯
તાવ ટ્રેંટિયાનો (ઉટીઉ, ટુટીઉ) ૨૦૪
તાવ-પ્લેગનો ... ... ૨૦૯
તાવ-ભયથી અથવા ક્રોધથી... ૨૦૯
તાવ-વાગવાથી, શ્રમથી ... ૨૦૯
તાંબું મોરનાં પીંછાંનું ... ૫૧૭
થાક ઊતરે ... ... ૨૧૮
થાનમાં દૂધ બંધાય ... ૨૪૨
દબરાયેલું-વાગેલું-પછાડ-લોહી બાઝેલું-ડફકાયેલું ... ૨૩૫
દમ-શ્વાસ-ઉધરસ-કફ-હાંફણ ૨૧૮
દરાજ, ખરજૂસ, લૂખસ, ફોડ-ધવડો-દાદર-ગજકર્ણ ... ૨૨૧

દરિયો લાગે ... ... ૨૩૭
દસ્તાન આવે ... ... ૪૫૦
દાઢી પાકે-માંકડીના ફોલ્લા ... ૨૩૯
દાઝેલું-બળેલું ... ... ૪૫૦
દારૂનું વ્યસન છૂટે ... ... ૪૫૦
દારૂનો કેફ ઊતરે ... .. ૪૫૦
દાઢ બળે ... ... ૨૩૯
દાંત ઢીલા પડે ... ... ૨૩૨
દાંતનાં દરદો ... ... ૨૨૫
દીવાનાપણું-ઘેલછાપણું-મગજની અશાંતિ, ઘેલછા-ઉન્માદ, ચિત્તભ્રમવાયુ ... ... ૨૩૨
દૂધનો ખોરાક ... ... ૪૩૩
ધનઘેરીઓ વા ... ... ૩૮૫
ધનુર્વા માટે ... ... ૩૮૫
ધંતૂરાનું ઝેર ઊતરે ... ૩૮૫
ધાત વધે-વીર્ય વધે-શરીરે શક્તિ આવે-પુરુષાતન વધે ... ૩૮૫
ધાતુપુષ્ટ-વીર્યસ્રાવ-પુરુષાતન-મરદને શક્તિ-વીર્યવર્ધક... ૨૮૦
ધાતુ હીણુ થાય-ધાત નબળી પડે ૨૮૦
ધાવણ વધે-સ્ત્રીને થાનમાં દૂધ વધે ૪૫૩
ધાવરો ... ... ... ૨૮૦
ધાસ્તી દૂર થાય ... ... ૨૧૮
ધ્રુજારી ... ... ... ૨૦૧
નખ ચામડીમાં પેસે ... ૨૪૪
નખછેર ... ... ૨૪૪
નલબંધ વાયુ ... ... ૨૪૪
નસકોરી ફૂટે ... ... ૨૪૪
નસોને શક્તિ આવે-ઢીલી નસ મજબૂત થાય ... ૨૪૪
નાકનાં દરદો-નસકોરી ફૂટવી-નાકમાંથી ચીપડા પડે, આગરુ, નાકમાંથી લોહી પડે અને પીંદસ ૨૪૯
નાકમાં ભરાયેલી ચીજ નીકળે ૨૪૯
નાસુર-ભગંદર ... ૨૪૪,૨૫૩
નાળગોર-જલંદર ... ૨૪૯
નેપાળાનું ઝેર ... ... ૨૫૩
નોળિયાનું ઝેર ... ... ૨૫૩
નિદ્રા આવે, ઊંઘ લાવે ... ૨૫૨
પક્ષાઘાત વા, વાઈ, ઉરસ્તંભ, પગે ચાલવાનું જોર વધે, અડદિયો વા, ચકટવાયુ, ભૂતવાયુ, હિસ્ટીરિયા-વાયુ-ખેંચતાણ ૪૯૧,૪૯૭
પનીરની બનાવટ ... ... ૨૭૦
પરસેવો ... ... ૨૭૦
પાકું-ગાંઠ-ગૂમડાં-કાખબલાઈની રૂઝ ... ... ૧૧૫,૨૮૧
પાકું-ગાંઠ ફોડવા માટે ... ૧૨૦
પાણી સ્વચ્છ થાય ... ૧૬૩
પાયણ જાનવરનું ઝેર ... ૧૨૦
પારાનું ઝેર ... ... ૧૬૩
પારાનો માખણીઓ મલમ-બ્લ્યુ મલમ ... ... ૨૮૧
પારુગલો-ગળું પડવું-બાળશોષ-સુક્તાન-બાળકના માથામાં ખાડો-બાળકનું સુકાવું ... ૧૬૩
પારો શરીરે ફૂટી નીકળે ... ૨૮૧
પાલ લાગે (પાણી લાગવાથી થતી બીમારી) ... ૧૬૩
પાંડુરોગ, માલકોટ, આખા શરીરે સોજો, ફીકો ચહેરો ૨૭૬
પાંડુરોગ-લોહી શરીરે વધે ... ૨૭૫
પિત્ત છાતીએ ... ... ૨૮૪
પિત્તજ્વર-ચોમાસાનો તાવ ... ૨૦૦
પિત્તનાં ચાઠાં-પિત્ત શરીરે-રક્તપિત્ત ... .. ૨૮૫
પીવાનો દારૂ સુધરે, દારૂની ખરાબ વાસ નીકળી જાય, દેશી દારૂ સુધારવાનો નુસખો ... ૨૩૮

પીનસ ... ... ૨૫૧
પીંસ(પીનસ)-આગર-નાકમા છોડ-નાકના દરદો .. ૨૮૩
પેટના દરદો, પેટનો દુખાવો .. ૨૯૨
પેટની ગાંઠ ખસે-પિચોટી ખસે-આમળ ખસે ... ૨૯૩,૫૧૬
પેટનો પવન . ૨૯૨,૩૮૭
પેટમા ગુલ્મવાયુ-ગોળો-ગાંઠ - ૨૭૬
પેટમા ગરમી-ચરબીથી જાડું બનેલુ શરીર પાતળુ થાય ૨૯૫,૪૩૯
પેટમા ધૂળ .. ૨૯૫
પેટમા શૂળ પવન વાયુ, વ્યાધિ ૨૯૩,૪૩૯
પેશાબ છૂટે .. ... ૨૬૨
પેશાબ ટપકે . ૨૬૮
પેશાબે રેતી-પથરી-પેશાબ છૂટે-ગુરદાના દરદો .. ... ૨૫૬
પેશાબે લોહી .. ... ૨૫૬
પુરુષાતન-મરદને શક્તિ વધે-ધાતુ પુષ્ટિ વધે, પુરુષાર્થ વધે-નબળાઈ મટે-નસ ઢીલી-મજબૂત થાય ૨૮૫
પ્લેગનો તાવ . .. ૨૭૧
પ્રદર-ધૂપણી-સ્ત્રીને પાણી પડે ૨૭૧
પ્રદર-સ્ત્રીને પાણી પડે-ધોળું પ્રદર-ધાતુ જાય . ૪૩૭
પ્રમેહ-પરમો ૨૭૧
ફટકિયો વા ... ... ૨૮૫
ફાસ લાગે-કાંટો લાગે ... ૨૯૬
ફૂલુ-આંખનુ ફૂલુ . ૩૦૦
ફેફરુ-વાઈ-અપસ્માર-મુરગી ૨૯૬
ફેફસુ ફૂલે .. ... ૨૯૬
ફોડા-શરીરે ધાધર ૨૯૬
ફોલ્લા શરીરે ૨૯૬
બગલ વાસ મારે ... ... ૩૦૩
બદહજમી, પેટનો દુખાવો, પેટનો પવન અજીરણ ભૂખ લાગે ૩૦૫
બફારો-ગરમી-શરીરે ઉકળાટ ૩૦૨
બફારો શરીરે-ગુલકંદ ખાવાથી શરીરનો બફારો નરમ પડે ૩૦૧
બરલ-મહેરાલ-તલ્લીફૂલે-અશીન-મોટી એગી ઉઠેક ૩૦૧
બગાળ-કલેજાના દર્દ-કમળો-પ્લીહા-યકૃત .. ૩૦૩
બલગમ છૂટો પડે .. .. ૩૦૨
બહેરાશ-કાનનાં દરદો . ૩૨૫
બહેરાશ થાય ... ૩૨૫
બગી જવુ .. ... ૩૦૩
બાલગુટિકા-બાલાગોળી .. ૩૧૭
બાલદવા-બાલાગોટી ... ૩૧૭
બાળક ઊંઘમા મૂતરે .. ૧૦૮
બાળક ઊંઘમા બીએ-ચીસ પાડે ચમકે .. ... ૩૧૬
બાળક જનમથી નબળુ હોય ... ૩૧૯
બાળક જલદી બોલે-બાળક ચાલાક થાય ... ... ૩૨૩
બાળક તવાઈ જાય ... ... ૩૧૯
બાળક નીરોગી રહે .. ૩૧૭
બાળક બીએ ... ... ૩૧૬
બાળક બોબડુ-તોતડું .. ૩૨૧
બાળક શરીરે ગળે-દુર્બળ થાય તે માટે .. ૩૧૮,૩૧૯
બાળકના દાંત ફૂટે ... .. ૩૨૧
બાળકના પેટમા ભાર ૩૧૬
બાળકના ગાલપચોલા ૩૧૭
બાળકની ગોળી મોટી થાય ... ૩૨૩
બાળકની ડૂંટી પાકે-નાભિ પાકે ૩૨૨
બાળકની ડૂંટી બહાર નીકળે . ૩૨૧
બાળકની ડૂંટી મોટી થાય .. ૩૨૧
બાળકનુ પેટ ચડે .. ૩૨૦
બાળકને આકડી આવે .. ૩૨૩
બાળકને આયણી માટે ૧૧

બાળકને કબજિયાત ... ૩૧૬
બાળકને કરમ ... ... ૪૧૭
બાળકને કીડ થાય ... ... ૩૨૩
બાળકને ખૂંધ નીકળે ... ૧૦૮
બાળકને ગોવરું ... .. ૩૧૮
બાળકને દૂધની ગાંઠ બંધાય ... ૩૧૭
બાળકને પગની ખોડખાંપણ .. ૪૯૨
બાળકને પેશાબ ખેંચાઈ ને આવે ૩૨૨
બાળકને બેશુદ્ધિ આવે-બત્રીસી બેસે-
બેભાની થાય .. ... ૩૨૪
બાળકને મબારકી રોગ . ૩૨૩
બાળકને રતવા ... .. ૩૬૮
બાળકનો ખોરાક ... ... ૩૧૯
બિલાડીનું ઝેર ... ... ૧૬૪
બુદ્ધિ કમી થાય ... ... ૩૨૬
બુદ્ધિ વધે, યાદદાસ્ત વધે,
મગજે શક્તિ વધે . ૧૬૪
બુદ્ધિ વધે-સ્મરણશક્તિ વધે ... ૩૨૮
ભમરી-મગજે ચકરી ... ૩૩૭
ભરનીંગળી ... ... ૩૩૭
ભસ્મક રોગ ... ... ૩૩૦
ભાવના આપવી-પટ આપવા ૩૩૧
ભાંગનો કેફ ઊતરે-નશો ઊતરે ૩૩૧
ભિલામું ઊડે ... ... ૩૩૧
ભૂખ કમી થાય ... ... ૩૩૧
ભૂખવધે-અજીર્ણ મટે-ખોરાક પચે ૩૩૧
ભૂતજ્વર .. ... ... ૩૩૧
ભૂંડણી-ચાંદું પગે થાય ... ૩૩૨
ભેદવાયુ ... ... ... ૩૩૧
મગજની બીમારી-મગજે વાઈ-
મગજે નબળાઈ-મગજે ફેર-
મગજે પુષ્ટિ ... ... ૩૨૭
મનની શક્તિ ખીલે-યાદશક્તિ
વધે ... ... ૩૨૭,૩૩૮
મરડો, આમવાયુ, અતિસાર-
ઝાડા થાય-સંગ્રહણી ... ૩૩૮
મરદાઈ ઘટે ... ... ૩૩૮
મસીઓ વા ... ... ૩૩૮
મળવિકાર ... ... ૩૨૭
મંત્રથી દરદ દફે થાય ... ૩૪૫
માખીનો અને ભમરાનું ઝેર-ડંખ ૩૪૫
માથાની ઊંદરી ... ... ૩૪૫
માથાનો ખોડો-લીખ ... ૩૪૫
માથાનો દૂખાવો-માથે ભમરી ૩૪૫
માંકડી-દાઢી પર કોઢવાટ ... ૩૪૬
મોચકાવું: હાથ-પગનું ... ૪૮૯
મોઢા પર કરચલી ... ૩૬૦
મોઢા પર તેજી આવે ... ૩૬૧
મોઢા પર ઘોથર ... ... ૩૬૨
મોઢાની ખરાબ વાસ ... ૩૫૯
મોઢાની બદબો-મોઢાની લાળ-
મોઢા પર કાળાશ ... ૩૫૯
મોઢામાં ચાંદી-મોઢું પાકે-
મોઢામાં ગરમી ... ૩૬૦
મોતિયો આંખનો-આંખનાં દરદો ૩૫૮
મોમિયાઈ, મમુઈ (બનાવટી) ... ૨૧
મોરચી ... ... ... ૩૬૨
મીઠી પેશાબ-સાકરિયો પરમો-
મધુપરમો ... ... ૩૫૩
મીરગી-માથે ભમરી-ઘેલાપણું-
દીવાનાપણું, મગજે નબળાઈ,
માલેખુલ્સા દીવાનાપણું ... ૧૩૦
મૂત્રકૃચ્છ્ર-પેશાબ વારંવાર છૂટે-
ગુરદાનાં દરદ ... ... ૩૫૭
મૂત્રકૃચ્છ્ર-પેશાબ વારંવાર થતો અટકે ૨૬૭
રક્તપિત્ત ચાઠાં-ચર્મરોગ,
રૂમીરોગ, લેપ્રસી . ... ૩૬૫
રક્તપિત્ત-પિત્તનાં ચાઠાં ... ૨૬૭
રક્તસ્રાવ-લોહીનું પડવું ... ૩૬૬

રતાંધળો ... ... ૩૬૬
રહેતો અટકે ... .. ૩૬૬
રંગ ... ... ... ૩૬૬
રંગની ખૂબી ... ... ૩૭૧
રાતે ઊંઘમાં સ્વપ્નાં આવે ... ૩૯૫
રેતી–પેશાબે પથરી ... ૩૯૫
રૂઝનો–પકવવાનો મલમ ... ૩૩૫
લકવો–સુનબેરી ... ... ૩૯૫
લૂ લાગે ... ... ૩૮૩
લૂણો–દીવાલે લૂણો ... ૩૭૨
લેપ ... .. ... ૩૭૩
લોખંડની ભસ્મ .. ... ૩૮૩
લોહીના ઝાડા ... ... ૩૭૩
લોહી પડે–રક્તસ્રાવ–જખમ રુઝે ૩૭૬
લોહી વધે–લોહી સુધરે–લોહીના બગાડ માટે–લોહી વિકાર માટે–લોહી જામે–મૂઢમાર–માર ખાવાથી વાગેલું, દબાયેલું ... ૩૮૩
વછનાગનું ઝેર ઊતરે ... ૪૦૪
વરસોળી–વસૂંરી–રસોળી ... ૩૮૪
વંસાણાંના એકસરખા ગુણો ... ૪૦૪
વાઘનું ઝેર ... ... ૪૦૪
વાળ ઊગે નહિ ... ... ૩૧૪
વાળ કાઢવાની દવા ... ૪૦૪
વાળ કાળા થાય ... ... ૪૦૪
વાળ તોડે ... .. ૩૧૫
વાળ વધે–વાળ ખરતા અટકે–વાળ પાછા ઊગે ... ૩૧૦
વાળ સાફ થાય ... ... ૩૧૫
વાળો–નારુ ... ૩૮૯,૩૯૨
વાંઝિયાપણું જણાય ... ૧૬૨
વાંદરાનું ઝેર ... ... ૧૬૨
વિસ્ફોટક–ચાંદી–ટાંકી–ઉપદંશ ૩૯૪
વીર્યનો જોસ નરમ પડે–હવસ નરમ પડે ... ... ૩૯૩
વીર્યપાત અટકે ... ૩૯૪
વીર્ય વધે–શરીરે શક્તિ આવે–મરદને શક્તિ ... ... ૩૯૪
વીંછીનું ઝેર ... ... ૩૯૪
શક્તિ માટેનો ખોરાક ... ૧૦૮
શરીર પરના મસા ખરે અને તલ મટે ... ... ૩૪૩
શરીર ફૂલે–શરીરે ચરબી ... ૪૨૫
શરીરની ચામડી ઠંડીથી ફાટે .. ૪૨૮
શરીરનો દુખાવો ... ... ૪૨૬
શરીરે ગરમી આવે–સુસ્તી ટળે–જાગૃતિ રહે ... . ૪૨૫
શરીરે ચસકા ... ... ૪૨૭
શરીરે ચળ આવે ... ... ૪૨૬
શરીરે ચિરાં પડે ... ... ૪૨૬
શરીરે શીતળા થાય નહિ ... ૪૨૮
શરીરે શૂળ મારે ... ... ૪૨૬
શરીરે સુખાકારી રહે–ઓલપેન્ક્યુર–શરીર નીરોગી રહે–ઘડપણ જલદી ન આવે ... ૪૨૮
શરીરે આકરાં ... ... ૪૨૬
શરીરે ઠંડી ભરાય, શરીરે શરદી ૪૨૭
શીતળા–બળિયા ... ... ૪૨૮
શીતળાની ગરમી .. ... ૪૨૮
સઘળી જાતના તાવ ... ૨૧૩
સઘળી જાતનાં ઝેર ઊતરે ... ૧૮૯
સનેપાત ... ... ... ૪૨૩
સનેપાત–નાસભાગ–લવારો–બકારો ... ... ૪૨૪
સફેદ કોઢ ... .. ૭૬
સરકો .. ... ... ૪૨૪
સરડાનું ઝેર ... ... ૭૬
સસણી–વાવરી–ઉપસિયું, –કરમની કસર .. ... ૪૧૪
સળેખમ ... ... ... ૪૨૧

સંગ્રહણી–ઝાડા–મરડો–આમવાયુ–
અતિસાર ... ... ૪૧૯
સંધિવા ... ... ... ૪૦૬
સંધિવા, હાડકાંમાં દુખાવો, સોજો ૪૦૬
સાતપડો ... ... ૩૭૦,૪૦૫
સાપનો ડંખ, સાપનું ઝેર .. ૧૭૪
સાપનો વેરી–સાપ નાસે ... ૩૭૦
સાયટિકા–રાંઘણ–રાંઝણ ... ૩૭૦
સારણગાંઠ–વધરાવળ–અંતરગળ–
ગોળી મોટી થાય: સારણગાંઠ
માટે નીચલા ઇલાજો છે ૪૦૫
સોજો–જલંદર ... ... ૪૬૬
સોજો–ઘોથર ... ... ૪૬૫
સોજો–રસ ... ... ૪૬૬
સોજો શરીરે, સોજો ગોળીએ,
ધાવરું અંતરગળ ... ૪૦૫
સોમલનું ઝેર ... ... ૪૦૫
સીળવા શીતપિત્ત–શીળસ ... ૪૨૯
સુલેમાની લવણ–
સુલેમાની સૉલ્ટ ... ૪૨૯
સુવારોગ–સુવાવડીના રોગો ૪૪૬
સ્ટાર્ચ બનાવવાની રીત ... ૪૨૪
સ્ત્રીઓનાં દરદો ... ... ૪૬૧
સ્ત્રીના ગર્ભને નુકસાન લાગે ... ૪૩૨
સ્ત્રીના થાનનાં દરદો–દૂધ
કમી થાય ... ... ૪૩૨
સ્ત્રીના પેટમાંનું છોડ નીકળે... ૪૩૧
સ્ત્રીના પેટમાંનો છોડ–સ્ત્રીનો ગર્ભ
સુકાઈ જાય–છોડ બાઝે ... ૪૩૧
સ્ત્રીની ઓકારી ... ... ૪૩૦
સ્ત્રીનું કષ્ટાનું, બાળક જલદી
—અવતરે, પ્રસવ સહેલાઈથી થાય ૪૫૭
સ્ત્રીનું દૂધ તપાસવાની રીત ... ૪૩૧
સ્ત્રીનું ધાવણ બગડે ... ૪૩૨
સ્ત્રીને અટકાવ લાવવા માટે–
એમેનોરીઆ ... ... ૪૬૦
સ્ત્રીને કસુવાવડ થાય–ગર્ભપાત ૪૬૧
સ્ત્રીને ગર્ભપાત ન થાય ... ૪૪૬
સ્ત્રીને ગર્ભ રહે નહિ–ગર્ભ
રહેતો અટકે ... ... ૪૬૦
સ્ત્રીને દસ્તાન આવે, લોહીવા થાય,
સ્ત્રીને ઋતુ આવે ... ૪૪૮
સ્ત્રીને દસ્તાન બંધ થાય, લોહીવા
બંધ પડે ... ... ૪૫૧
સ્ત્રીને દૂધ કમી થાય ... ૪૫૬
સ્ત્રીને રક્તગુલ્મ ... ... ૪૪૮
સ્વપ્નામાં ધાત જાય ... ૩૯૫
હજરજ (હજરાયત) ભરવાની વિધિ ૨૯૯
હથેળીમાં ફોલ્લો ... ... ૨૯૯
હમેલવાળી સ્ત્રીને પેટમાં દુખાવો ૨૯૯
હરસ–મસા, બવાસીર,
મૂળ વ્યાધિ ... ... ૨૯૯
હાડકાની વાઈ ... ... ૨૯૯
હાડકું ફૂલે ... ... ૪૯૦
હાડકું ભાંગે ... ... ૪૯૦
હાડકું ભાંગે–હાડકું ઊતરે–
મોચકાવું ... ... ૪૮૮
હાડગંભીર ... ... ૪૯૦
હાથ ફાટે, તજાગરમી, ચામડી
ફાટે, ચરણવિદારણ ... ૨૯૯
હાથીપગ ... ... ૪૯૦
હાંફણ, દમ, અમૂંઝણ, શ્વાસ ૨૧૯
હિસ્ટીરિયા–વાઈ–મૃગી–આંકડી ૪૯૬
હોજ મોઢામાંથી નીકળે ... ૨૧૯
હૈયું નબળું–હૃદય નબળું–દોલેદર ૪૧૭
હૃદયના ધબકારા ... ... ૪૯૭

# છાલોપાલો-મરીમસાલો

## અજીર્ણ થાય અથવા ભૂખ લાગે નહીં, ખોરાક પચે નહીં, કોઠાને કૌવત મળે નહીં, જઠર સુધરે, બદહજમી થાય તે માટે નીચલા ઇલાજો

૧–અજીર્ણ થાય, ભૂખ લાગે નહીં ત્યારે ઘણા માણસો દવા અને દારૂ પી પીને ખોરાક પેટમાં દાબે છે તેના કરતાં ઉપવાસ કર્યો હોય તો બધી પીડા સહેજમાં પતી જાય છે અને ખર્ચ કાંઈ થતો નથી.

જો ઉપવાસ કરવાનું ફાવે નહીં તો બપોરના એક વાર ખાવું અને ઘણી જરૂર જણાય તો રાતે ફક્ત ગરમ દૂધ પીવું. ઉપવાસ કરવો એટલે ૧ દિવસ ભૂખ્યા રહેવું. કેટલીક પ્રજા ઉપવાસને હસી કાઢે છે અને જેમ વધુ ખોરાક પેટમાં દબાય તેમ ફાયદા ભરેલું છે એમ સમજે છે.

ઉપવાસમાં દવાનો ગુણ છે અને તે દવા તરીકે કામ કરે છે; દેશી વૈદું બહુ જ લાંબા વખતથી એના ગુણ અને જરૂરિયાતની ભલામણ કરતું આવ્યું છે.

ઉપવાસથી ઘણાં દુઃખો દૂર થાય છે : જલંદર ઓછું થાય છે, અજીર્ણ મટે છે, ભૂખ લાગે છે; જીભનો સ્વાદ બગડેલો હોય તે સુધરે છે અને દરેક પકવાન સ્વાદિષ્ટ લાગે છે. ટૂંકામાં, તંદુરસ્તી ચાલુ રાખવા માટે ઉપવાસ કરવાની ઘણી જરૂર છે.

૨–ખોરાક ન પચવાથી પેટમાં દુખે તો આદુંનો રસ ૦ાા થી ૧) તોલો પીવો. આદુંનો અચાર કરી ખોરાક સાથે ખાવામાં લેવો. આદુંનો મુરબ્બો કરી ખાવામાં લેવો. આદું ખોરાકને નરમ કરે છે, પણ આદું પોતે જલદી નરમ અને પોચું પડી શકતું નથી. આદુંનો મુરબ્બો કરતાં તેને નરમ પોચું કરવાની જરૂર છે. જે માટે એને ચોખાઈની (તાંદળજાની) ભાજીમાં બાફે છે, ત્યારે તે નરમ થાય છે. પછી તેને ચોખ્ખી સાકરના શરબતમાં મૂકી ગરમ કરી મુરબ્બો બનાવે છે.

૩–જૂનો ગોળ અને પીપર ૦। તોલો ખાવી.

૪–ઇંદ્રવરણાનું ફળ લઈ તેની ડગળી કાઢી તેની અંદર અજમો અને કાળાં મરી ભરી ડગળી પાછી મારી સુકાવા દેવું. પછી એના ચૂર્ણની ભૂકી ૦। તોલો પાણી સાથે ખાવી. ઇંદ્રવરણાનું ફળ જેટલું વજને હોય તેનો ૧૬ મો ભાગ અજમો અને ૧૬ મો ભાગ મરી લેવાં.

૫-અજીર્ણ મટાડે, કોઠાને કૌવત આપે, ખાધેલું પાચન કરે, સૂજેલા પારાને ફાયદો કરે, પેટમાંની અગન નરમ કરે, લાલ પથરી(એસિડવાળી)ને ફાયદો આપે: આ સઘળા રોગો માટે ચૂનાનું નીતર્યું પાણી પીવાથી ફાયદો થાય છે. મોટા માણસ માટે અરધો ઔંસથી ૪ ઔંસ સુધી તે પીવામાં અપાય છે.

૬-જીરું ૫ વાલ વાટીને પાણી સાથે ફાકી મારવી.

૭-અજીર્ણ માટે પાચક ચૂર્ણ:

ત્રિફળા, ત્રિકટુ, એલચી, ચિત્રો, પીપરીમૂળ, શેકેલી હિંગ, જીરું, વરિયાળી, લવંગ, વાવડિંગ, સિંધવ, અજમો, વડાગરું મીઠું, સંચળ-એ બધાનું સમભાગે ચૂર્ણ બનાવી તેને લીમડાના પાનના રસમાં ભીંજની રાખી સુકાવા દેવું. પાણી સાથે ૦ાા તોલો રોજ બે વાર લેવું.

૮-સવારે નરણે કોઠે ૦ાા શેર પાણીમાં ખાટાં લીંબુની એક ચીરી નીચોવી રોજ પીવું.

૯-જાવંત્રીનું ફળ તે જાયફળ છે. બદહજમી માટે-જાયફળ ૦। અથવા ૦ાા તોલો મધ સાથે ખાવું.

૧૦-લીંબુના રસમાં સિંધવ પીગળાવી, તેમાં સૂંઠ આઠ દિવસ ભીંજની રાખી, છાયામાં સુકવી, તેનું ચૂર્ણ ૦। તોલો સેવન કરવું.

૧૧-કોપરાં ખાવાથી અજીર્ણ થાય, તો કાચા ચોખા ચવડાવવા અને ખવડાવવા.

૧૨-કેરીથી અજીર્ણ થયું હોય તો સૂંઠ ખાધાથી દૂર થાય છે.

૧૩-અખરોટ ખાવાથી અજીર્ણ થાય તો અંજીર ખાવાં ને અંજીર ખાવાથી અજીર્ણ થાય તો અખરોટ ખાવા.

૧૪-દૂધના દુશ્મન: મીઠું, ગોળ, મગ, મૂળા, માછલાં દૂધના ખોરાક સાથે ખવાય નહીં. ખાય તો ચામડીનાં દરદો અને કોઢ થાય. દૂધ સાથે તાડી દારૂ ન પિવાય, કારણ કે અજીર્ણ થાય.

૧૫-કેળાના દુશ્મન: કેળું છાસ તથા દહીં સાથે ખાવામાં નુકસાન છે.

૧૬-પાણી કેરી પુષ્કળ ખાવાથી ઝાડા થાય ત્યારે કેરીના ગોટલાં ભૂંજી અંદરની ગોટલી ખાવી.

૧૭-ફણસનાં ફળ તે ચાંપા છે. ચાંપા ખાધા પછી પાનસોપારી ખાય તો પેટ ચડે. તેના ઇલાજ માટે ખાટાં બોર ખાવાં.

૧૮-ચાંપા ઘણા ખાવાથી અજીર્ણ થાય-ઝાડા થાય, તો કોપરું ખાવું.

અજીર્ણ બચ્ચાંને થાય ત્યારે ધાણા ૬ તોલા અને એલચી ૧ તોલાને ખોખરાં કરી ૨૦ તોલા પાણીમાં ઉકાળીને ૧૦ તોલા રાખી તે પાણી બચ્ચાંને ૦ાા તોલો દિવસમાં ૩ વાર પાવું. મોટા માણસને ૫ તોલા સુધી આપવું.

૨૦-ધાણા ભૂંજીને ચાવી ખાવા.

૨૧-ઓથમી જીરું પાંચ વાલ વાટીને પાણી સાથે ફાકી મારવી.

૨૨-ચણાને ખાર ૦ાા તોલો સાકર સાથે મેળવીને પીવો.

૨૩-આમલીની ઉપરની છાલની રાખ ૭ માસા રાત્રે ખાવી.

૨૪-ખાધેલું પાચન થાય, ઝાડો સાફ આવે તે માટે વડાગરું મીઠું, લાલ મીઠું (સિંધાલૂણ), હરડે, વરિયાળી અને સોનામુખી-આ ચીજોની મેળવણી છે. આ આરકેનમ ચૂર્ણ ખોરાક સાથે ૦ાા તોલો લેવું.

૨૫-ગાયના દૂધનું તાજું દહીં પાણીથી ખૂબ મેળવી છાસ બનાવી પીવું. ખોરાક તરીકે શરીરને ટેકો આપે છે અને અજીર્ણ મટાડે છે.

૨૬-દૂધને ગરમ કરી અંદર થોડું લીંબુ નીચોવી, દૂધ ફાટે પછી તેમાંથી પાણી છૂટું પડે, તે પાણી ગાળીને બે તોલા દિવસમાં ૩ વાર પીવું. તેનાથી અજીર્ણ મટે છે.

દૂધનો ખોરાક બાળકને બહુ સારો છે, પણ દૂધ બાળકને જરપત (પચતું) ન થતું હોય તો, વિલાયતી અથવા ગામડી બિસ્કિટ તાજા એક તોલો, ખાંડ ૦ા તોલો એ બંનેને ખૂબ વાટી બારીક કરી, પાણી ગરમ કરી ઉકાળવું. તેમાં આ ભૂકો જરા જરા નાખતા જવું અને ઘૂંટતા જવું. ઘણું જાડું કરવું નહિ. કપડેથી ગાળી તે પાણી બાળકને પાવું. વખત જતે થોડું થોડું દૂધ ઉમેરતા જવું. બાળક માટે આ ખોરાક પહેલા નંબરનો છે.

૨૭-પાણી ઘણું પીવાથી ખોરાક હજમ થાય છે અને શરીરનો રોગ નીકળી જાય છે.

હોજરી નબળી પડે, શરીરે સુસ્તી લાગે તે માટે-ગરમ પાણી એકેક કપ દિવસમાં ત્રણવાર પીવું. એમ એક માસ ચાલુ રાખવું. ઠંડું પાણી પીવું નહિ ખાધા પછી પોણા કલાકે અને ખાધા અગાઉ એક કલાકે પાણી પીવું.

બંધકોશ થાય ત્યારે ગરમ પાણીવાળી બાટલીથી પેડુ ઉપર શેક કરવો.

૨૮-અજીર્ણ માટે લુણીની ભાજીનો રસ બે તોલા છાશ સાથે પીવો.

૨૯-ખોરાક થોડો લેવો, જરા ભૂખે પેટ રહેવું, ખોરાક દાબીને ખાવો નહીં, એ ઇલાજ પહેલો અને સહેલો છે.

૩૦-કેટલાંક માણસો પોતાના દાંતથી પોતાની ઘોર ખોદે છે. એટલે સ્વાદ માટે અનેક જાતનાં પકવાન દાંતે ચાવી ચાવીને પેટમાં નાખે છે, તેથી અજીર્ણ થાય છે, નબળાઈ વધે છે, જલદી ઘડપણ આવે છે અને દુઃખી થઈ જલદી મરે છે.

૩૧-ખોરાકમાં ભાત, દૂધ અને દાળના પાણી સિવાય બીજું કાંઈ લેવું નહીં.

૩૨-આળસુ બેસી રહેવાથી, ચિંતા રાખવાથી, અભ્યાસનો બોજો ઘણો હોવાથી ભૂખ મરી જાય છે; આ કારણો હોય તો ઘટતો ઉપાય લેવો અને ખામી દૂર કરવી.

૩૩-આદુંનો રસ ૧ તોલો નિમક ત્રણ વાલ મેળવી ખાવાના વખતની ૦ાા કલાક આગળ પીવાથી ભૂખ લાગે અને જીભે સ્વાદ વધે.

૩૪-ખાવાના વખતની ાા કલાક આગળ પિવાય એટલું પાણી પીવુ પછી હીંડાળા ઉપર અથવા હીંચકાવાળી ખુરસી ઉપર હીંચકા ખાવા

૩૫-લીંબુનો રસ અને આદુ નો રસ દરેક ાા તોલોમા સિંધાલૂણ ૭ વાલ મેળવીને ભોજન લેવાની એક કલાક આગળ પીવુ

૩૬-અજમો અને સૂઠનુ ચૂર્ણ ા તોલો રોજ બે વાર ભોજન લેવાની ાા કલાક આગળ લેવુ

૩૭-કોલભાનુ ચૂર્ણ ૨ થી ૫ ગ્રેન લેવુ, એથી ભૂખ અને અગ્નિ વધે

૩૮-ગોધમાર, આદુ, મરી, ગોકમ, સિંધાલૂણ અને વરિયાળીની ચટણી બનાવી ભોજન સાથે ખાવી

૩૯-કલોંજી (કાળીજીરી) ખાવામા લેવી તેલ તથા ચગખીને પાણી સાથે એક રસ કરવાને એ ઉપયોગી છે, એથી ઘી-તેલનો ખોરાક જલદી હજમ થાય છે.

૪૦-અડાયાની રાખ ૪ તોલા ાા શેર પાણીમા નાખવી અને મેળવવી તરસ લાગે ત્યાર આ નિતર્યું પાણી પીવુ

૪૧-આદુનો મુરબ્બો ખાવો આદુ ૧ ભાગ, બગડીઆ ગ઼ૈ, પાણી ૮ ભાગ એને અગારા પર મૂકી આદુ નરમ થાય તે કાઢી લેવુ અને સાકરના શીરામા મૂકી ઠડા અગારા પર રાખવુ

૪૨-ખારેકને લીંબુના રસમા બોળી રાખવી નરમ પડે ત્યારે ચીરીને અદરનો ઠળિયો કાઢી નાખવો અદર નીચે જણાવેલો મસાલો ભરી સૂતરથી બાધી તડકે સૂકવવુ તે ખાવામા સ્વાદિષ્ટ છે મસાલો-સૂઠ, મરી, પીપર, લવગ, જાયફળ, જાવત્રી, ધાણા વરિયાળી દરેક ૨ તોલા, સિંધવ ાા તોલો

૪૩-આકડાના પાકેલા પાન ઉપર ઘી લગાડી ગરમ કરી તેનો રસ કાઢી, ગોળ સાથે મેળવી અરીઠાના વજન જેટલી ગોળી બનાવી રોજ સવારે ખાવી

૪૪-અજીર્ણ માટે-હોજરીના દરદો માટે-તાડના ઝાડની જટા (ફૂલ) વાસણમાં બધ કરી ભસ્મ કરવી ૬ રતી ભસ્મ રોજ બે વાર વાસી પાણી સાથે ખાવી

૪૫-નાળિયેરની સૂકી વાટીની ગાબડી કાઢી અદર ૫ તોલો સિંધાલૂણ મૂકી ગાબડી પાછી મારી કપડછાણ કરી, છાણાના અગ્નિથી શેકવુ બળેલુ ટોપરુ અને મીઠુ વાટીને ચૂર્ણ કરવુ. તે ાા તોલો રોજ ૩ વાર ખાવુ.

૪૬-કપર્દ ભસ્મ-ભૂખ લગાડે કોડીઓને ગરમ કોલસા ઉપર મૂકી તેના ઉપર બીજા કોલસા મૂકી અને સળગાવવા પખાથી પવન નાખવો ચાલુ રાખવો ત્યારે ભસ્મ સફેદ થાય છે, નહીતર ભસ્મ કાળી થાય આ ભસ્મ ૧ વાલ ઘી સાથે ખાવી

૪૭-ક્ષારામૃત-ફટકડી, સુરોખાર, સાજીખાર, સિંધવ અને ખડીઓ-ખારનો ભૂકો કરી, પાણીવાળા નાળિયેરમા મૂકવુ પાછુ બધ કરી તે નાળિયેર કપડછાણ કરી છાણામા સળગાવવુ નાળિયેરની કાચલી બળી ગયા પછી નાળિયેર

અને ખારનું ચૂર્ણ કરવું. આ ખારથી અજીર્ણના ઝાડા બંધ થાય અને બંધકોશ હોય તો ઝાડા થાય.

૪૮–હરડે મોટી રોજ ખાવી. હરડે રેસા વગરની જોઈએ. હરડે લાંબી ડોકવાળાને રેષા નહીં હોય, લંબગોળમાં રેષા હોય.

૪૯–ધાપાણને પાણીમાં ઘસી, સોડાખાર મેળવી પાવાથી અન્ન પચે, આફરો ન થાયે; ભૂખ લાગે.

૫૦–પીપર અને ગોળ ખાવો.

૫૧–ચટણી ખાવી.

૫૨–ચટણીની બનાવટ: કેરી ખમણેલી ૰ાા મણ, મીઠું ૰ાા શેર મેળવી ૮ કલાક રાખવું. પછી તે ચોળવું અને નિચોવી રસ જુદો રાખવો. એક રાત રહેવા દેવું, ફરી છૂંદાને ચોળવું અને સવારે નિચોવવું. બધો રસ મેળવી તેમાં કેરીનો છૂંદો પાછો મેળવવો અને તડકે મુકવવું. તેનું વજન ૪ શેર રહેશે. તેમાં રાઈ ૨ શેર, ગોળ ૧૦ શેર, મરી ૰। શેર, સરકો સારી જાતનો ૰। શેર અથવા ખમે તેટલો મેળવી છૂંદવું. એકરસ કરી બાટલીમાં ભરવું.

૫૩–ચટણી: દૂધ કાઢી લીધેલો નાળિયેરનો છૂંછો, ધાણાજીરું, તજ, લવંગ, ખસખસ, હળદર, મરચાં, સરકો જરૂર પ્રમાણે લઈ મેળવી બાટલીમાં ભરી રાખવું.

૫૪–અજીર્ણ–ખાવામાં આવતી ચીજોનો વિકાર: એકબીજા વિરુદ્ધ આહારથી થતા વિકારો. દૂધ સાથે ખાટી ચીજ ન ખવાય, મૂળા સાથે દૂધ ન ખવાય, મૂળાની સાથે અડદનો કોઈ પણ પદાર્થ ન ખવાય. ભિલામાં સાથે ગરમ ઘી ન ખવાય. દૂધ સાથે ખીચડી ન ખવાય. કાંસાના વાસણમાં મથેલું ઘી ન ખવાય. કમળકાકડીના મગજ સાથે મધ ન ખવાય. નાળિયેરના પાણી સાથે બરાસકપૂર ન ખવાય. અડદની દાળ સાથે દૂધ, દહીં, આંબલી, ગોળ અને કેરી ન ખવાય. તાડી સાથે છાશ ન ખવાય. દહીં સાથે કેળાં ન ખવાય. દૂધ સાથે માછલી ન ખવાય. કાચબાના શાક સાથે બકરાનું માંસ ન ખવાય. કંપીલા સાથે છાશ ન ખવાય, દૂધ સાથે દારૂ ન પિવાય. મરઘીના માંસ સાથે દહીં ન ખવાય. મધ અને ઘી સરખે વજને ન ખવાય. તીતર અને મોરનું માંસ કૂવાના પાણી સાથે ન ખવાય. મૂળા સાથે ગોળ અને કમળકંદ ન ખવાય. દૂધ સાથે માંસ ન ખવાય. આ ચીજો સાથે ન ખાવી જોઈએ. છતાં ખવાય તો ઝેર જેવા ગુણો થાય એટલે કે રોગોનો જન્મ આપવા જેવા રસ્તા ખુલ્લા થાય. જે દિવસે મૂળા ખાઓ તે દિવસે દૂધ ન જ ખાવું.

૫૫–ચોખા ખાવાથી અજીર્ણ થાય તો પેટમાં કરમ પાકે. તે માટે દાડમના પાન સાથે શેવાળ (જે નદીમાં બારીક છોડવા થાય છે તે) ખાઓ.

૫૬–ગોરડિયા ભાત ખાવાથી અજીર્ણ થાય ત્યારે પેટમાં આમ થાય.

નાક બધ થાય ત્યારે ખાવચી, ત્રિફળા, પુવાડિયાનુ સમભાગે બનાવેલુ ચૂર્ણ બે આનીભાર લેવુ

૫૭-ગોળપાપડી (સુખડી) ખાવાથી અજીર્ણ થાય ત્યારે આખા શરીરે દરાઝ થાય છે, તે માટે દૂધ-ખાડ સાથે એક સામ પીવુ-નરણે કોઠે પીવુ. ઘઉ, મગ, અડદ, જવ, મઠ ખાવાથી અજીર્ણ થાય અને જે બેચેની અને પીડા થાય તે માટે બિજોરાનો રસ પીવાથી તરત શાતિ મળે

૫૮-કોદરા ખાવાથી અજીર્ણ થાય ત્યારે મીણો ચડે, પેટમા દુખે, મુઝારી થાય, ફેર આવે ત્યારે દૂધમા કડુ ઘસીને પીવુ અથવા કોળાના રસમા ગોળ મેળવી પીવો

૫૯-ગોળ ખાવાથી અજીર્ણ થાય અને ગોળને લીધે કોઈ વિકાર થાય તો ગોળ-ઘી મેળવી ખાવુ. ખાડ ખાવાથી અજીર્ણ થાય ત્યારે, ઝાડો કે ઊલટી થાય ત્યારે સચળ-અજમો સમભાગે મેળવી ૦। થી ૦॥ તોલો ખાવો.

૬૦-સાકર ખાવાથી અજીર્ણ થાય તો છાસ પીવી

૬૧-છાશનુ અજીર્ણ થાય તો મીઠુ ખાવુ.

૬૨-ચૂનો ખાવાથી ગરમીનો વિકાર જણાય તો ઘી ચાટવુ.

૬૩-દહી-દૂધનુ અજીર્ણ થાય તો ચણોઠીની જડ ચાવવી

૬૪-આકડાનુ દૂધ ખવાયુ હોય તો ઘી ખાવુ

૬૫-આકડાના દૂધથી સોજો આવ્યો હોય તો ઘી ચોપડવુ.

૬૬-ઘી ખાવાથી અજીર્ણ થાય તો લીબુનો રસ પીવો

૬૭-લીબુ ખાધાથી જે વિકાર થાય તે માટે મીઠુ ખાવુ

૬૮-મીઠુ ઘણુ ખાવાથી જે વેદના થાય તે માટે ચોખાનુ ધોવરામણુ (ઓસામણુ) પીવુ અથવા ચણાની દાળ ખાવી

૬૯-ચણાના પદાર્થો ખાવાથી અજીર્ણ થાય ત્યારે પેટમા દરદ થાય, વાયુ વધે તે માટે કડુ, શતાવરી, જેઠીમધનો ઉકાળો પીવો

૭૦-બાજરી ખાવાથી વિકાર થાય ત્યારે નાકમા છોડ બધાય, નાક બધ થાય, અતિસાર થાય તે માટે પ્રાતકાલે દૂધ અને ખાડ ખાવા

૭૧-મલાઈ ખાવાથી અજીર્ણ થાય, ભૂખ બધ થાય, પેટમા દુખે ત્યારે સાકર ૧ ભાગ, નસોતર ૩ ભાગ મેળવીને ૦। થી ૦॥ તોલો ફાકી મારવી

૭૨-લીબુ ખાવાથી વિકાર થાય, તેમા અતિસાર, બધકોશ થાય ત્યારે જેઠીમધ, વાળો અને કેરીનુ સમભાગે ચૂર્ણ ૦॥ તોલો ખાવુ

૭૩-આગલી ઘણી ખાવાથી વિકાર થાય, સોજા આવે, શરીર ભારે થાય, માથાનો દુખાવો થાય, બળતરા બળે ત્યારે કેરડાનુ મૂળ છાશમા અથવા દૂધમા ઘસી પીવુ.

૭૪-વેગણા ઘણા ખાવાથી વિકાર થાય તેમા ગરમી, ભ્રમ, ચળ, દાદર,

કરોળિયા થાય ત્યારે ત્રિફળાની ફાકી ૦ાા તોલો લેવી અથવા ચોખાનું ધોવરામણ અને સાકર ખાવી.

૭૫-કાચી કેરી ખાવાથી વિકાર થાય ત્યારે પેશાબમાં બળતરા બળે, દમ, ઉધરસ, કફ થાય તે માટે ચોખાનું ઠંડું ધોવરામણ પીવું. નાના કાચા કેરીના મરવાથી ઉપલો વ્યાધિ જણાય તો ચોખાનું ગરમ ધોવરામણ( ઓસામણ ) પીવું.

૭૬-કેરીના રસથી વિકાર થાય ત્યારે પેટમાં ચોટ રહે તે માટે કાકડાશીંગી, સૂંઠ, સિંધવ, ઘી સમભાગે ૦ાા તોલો છાશમાં પીવું અથવા આંબાની છાલનો ઉકાળો પીવો.

૭૭-બિજોરાંના અજીર્ણથી ઊંઘ-ઘેન જણાય તો સિંધાલૂણ પાણી સાથે પીવું.

૭૮-કંકોડાના વિકારથી શરીર ઉપર બેશુમાર ગૂમડાં થાય, આંખોમાં ગરમી આવે, જોવાય નહિ, માથું ઘૂમે, સંતાપ લાગે તે માટે જેઠીમધ, સાકર, આમળાં, સુખડનું ચૂર્ણ ૦ાા તોલો લેવું અથવા ખાંડ અને હરડે લેવી.

૭૯-કારેલાં ખાવાથી વિકાર થાય ત્યારે, બળતરા, આળસ, ચળ થાય ત્યારે અંકોલ અને વરિયાળી છૂંદીને ખાવાં.

૮૦-ગાજરના વિકારમાં ચળ, દાદર, પિત્ત થાય ત્યારે ચણાનો લોટ અને ગોળ ખાવો અથવા કુંવારપાઠાનો ગર અને હિમ, હરડે ખાવી.

૮૧-સુલેમાની સોલ્ટ (મીઠું), નવસાર, સિંધાલૂણ, સુરોખાર, દરેક ૧૦ તોલાને જુદું જુદું પીસી, એક લોટામાં ભરી કપડછાણુ કરી, બશેર છાણાંના અંગારમાં રાખવું. તેમાંથી બેઆનીભાર ચૂર્ણ ખાવું પછી ભોજન લેવું.

## અતિસાર, આમવાયુ, મરડો, સંગ્રહણી

૧-સૌથી સારો ઇલાજ એક ઉપવાસ કરવો તે છે; પછી પાતળો-પ્રવાહી ખોરાક લેવો; પછી સાદો ખોરાક લેવો.

૨-વડની ટીસીઓ ( કુંપળો ) ચોખાના ધોવરામણમાં વાટીને છાશ સાથે પીવી.

૩-જાંબુ, આંબો અને આંબલીનાં પાનનો રસ ૨ તોલા મધ દૂધ અથવા દહીંમાં લેવો.

૪-અફીણ અને કેસર સમભાગે મેળવી ચણોઠી જેવડી ગોળી બનાવી ખાવી.

૫-સૂંઠ, વરિયાળી અને ખસખસની સમભાગે બનાવેલી ફાકી ૦ાા તોલો લેવી.

૬-લસણની કળી ઊભી ચીરી તેમાં એક જુવારના દાણા જેટલું અફીણ ભરી તે ગરમ કરીને દિવસમાં ત્રણ વાર ત્રણ દિવસ આપવી.

૭-અતિસાર માટે છાશ ઘણી જ ગુણવાળી છે. દૂધ બાંધી દહીં બનાવી, તેમાં દહીંના વજન જેટલું પાણી નાખી છાશ બનાવવી. માખણ સાથેની છાશ માફક ન આવે તો માખણ કાઢી લેવું. છાશમાં શેકેલું જીરું અથવા હિંગ મેળવવી.

૮-કડાછાલ ০। તોલો ખાવામાં લેવી. કડાના ઝાડને ઈંદ્રજવનું ઝાડ કહેવામાં આવે છે. ઈંદ્રજવ ઘોડાના મસાલામાં ઘણો વપરાય છે. તે ઇપેકેકયુનાનું કામ કરે છે.

૯-અંકોલના ઝાડનાં મૂળિયાંનો ભૂકો ০॥ તોલો લઈ તેને મધ અને ચોખાના ધોવરામણ સાથે દિવસમાં ત્રણ વાર પિવડાવવું.

૧૦-ઝીણાં કરમદાં જેવા કેરીના મરવાનો ભૂકો તોલો ০। પાંચ દિવસ લેવાથી મરડો મટે છે તથા બેઠેલું ગળું ખૂલે છે. આંબાના મોરને ચૂસવાથી પણ બેઠેલું ગળું ઊઘડે છે

૧૧-આંબાની અંતરછાલ ০॥ તોલો દહીં સાથે મેળવી દિવસમાં ત્રણ વાર ખવડાવે તો ફાયદો થાય છે.

૧૨-૧તોલો કાંદાના રસમાં ૧ રતી અફીણ મેળવી દિવસમાં ત્રણ વાર લેવાથી અતિસારને ફાયદો થાય છે.

૧૩-કેસર અને અફીણ સમભાગે લઈ, મધ સાથે મેળવી, ચોખા જેટલી ગોળીઓ બનાવી તેમાંની એક સવારે અને એક સાંજે ત્રણ દિવસ ખાવી.

૧૪-નાની હીમજી હરડેને દિવેલનો હાથ લગાડી ગરમ કરીને ચૂર્ણ બનાવું. આ ચૂર્ણ ০। તોલો પાણી સાથે રોજ બે વાર ખાધા પછી ખાવું.

૧૫-થોરનું મૂળ લાવી લાલ દોરા સાથે વીંટાળી કમરે બાંધે તો અતિસારને ફાયદો થાય છે.

૧૬-દિવેલ ઘણું અકસીર છે. બચ્ચાંઓને તે ઘણું ફાયદાકારક છે.

૧૭-કોઈ દરદીને વારંવાર ઝાડા થતા હોય તેને માટે નીચલો સહેલો ઉપાય છે.

દિવેલ ગુલાબનું ০॥ તોલો, નારંગીનો રસ તોલા ૧૦-આ બન્નેને મેળવવું. તેમાંથી એક ચમચી ભરીને પાણી વગર પીવું. દિવસમાં ૪ વાર પીવું. જરૂર જણાય તો એકેક કલાકે પીવું.

૧૮-દરદીની ડૂંટી ઉપર આદુંનો રસ લગાડવાથી બહુ ફાયદો થાય છે.

બાળકને સંગ્રહણી હોય તે માટે-સૂંઠને પાણીમાં ઘસી તેટલું જ ઘી અને સાકર મેળવી ગરમ કરી ચટાડવું.

૨૦-બિલાં અને આંબાની ગોટલીનો રસ મધ સાથે પીવો.

બિલ્લાં, સૂંઠ અને કાયફળનો કાવો અકસીર છે.

૨૧-અતિસાર લોહી સાથેનો મટે-બોરડીની છાલ દૂધમાં ઘસી મધ સાથે પાવી.

૨૨–ના તોલો સાબરસીંગું ઘીમાં ઘસી ખાવું.

૨૩–જાયફળ, અફીણ, ખારેક સમભાગે લઈ પાનના રસમાં ઘૂંટી ચણા જેવડી ગોળી બનાવી તેમાંની ૧ ગોળી દિવસમાં ત્રણ વાર છાશ સાથે ૭ દિવસ ખાવી.

૨૪–એમાં કમ્મર, પેડુ અને બરડો દુખે ત્યારે ખજૂર ના શેરને પાણીમાં ભીંજવી ચોળીને તેનું પાણી ગાળીને પીવું. એ મુજબ સાત દિવસ પીવું.

૨૫–ટંકણખાર બે વાલ પાકેલાં પાનની સાથે ખાવો. પાકેલાં પાન વધારે ખાય તો ફાયદો થાય.

૨૬–મરડો સારો થાયઃ નગોડના પાનનો રસ ૨ તોલા રોજ બે વાર દરદી પીએ.

૨૭–આમવાતને દૂર કરેઃ ગળો, સૂંઠ અને તેલ મેળવી ખવડાવવું.

૨૮–મરડો, આમવાયુ, પેચસ સારું થાયઃ અરડૂસીનાં પાન અને સાકર એકેક તોલો લઈ દૂધમાં ઉકાળી રોજ બે વાર પીવું.

૨૯–આમવાયુ માટે મેથીને શેકી ભૂકો કરી તેનું ાા તોલો ચૂર્ણ દહીંમાં મેળવી ખાવું.

૩૦–મરડો લોહી સાથનો હોય તે માટે–શુને અરમાની ૧ ભાગ, આક ૧ ભાગ, સાકર ૨ ભાગ મેળવી તેમાંથી અરધો તોલો પાણી સાથે પીવું.

૩૧–મરડો, અતિસાર–ઘણા સખત અતિસારમાં ધંતૂરાનું એક પાન દહીં સાથે મેળવીને રોજ એક વાર ખવડાવવું. ફાયદો જણાયા પછી અરધું અને પા પાન ખવડાવવું. ગળામાં ગરમી જણાય તો દૂધ પાવું.

૩૨–આમવાત, અતિસાર માટે–આકડાના મૂળની છાલનું ચૂર્ણ ૧ાા માસો સાકર સાથે મેળવી ૩ વાર ખવડાવવું તે અંગ્રેજી ઇપેકાકુનાનું કામ કરે છે.

૩૩–મરડો સારો થાય–દાડમની છાલ ના તોલો સાકર એક તોલો અને પાણી સાથે વાટીને રોજ એક વાર પીવું.

૩૪–મરડો, મૂત્રકૃચ્છ્ર મટે–ગળવેલનો રસ બે તોલા અને દિવેલ બે તોલા પીવું.

૩૫–જાવંત્રી, ખસખસ અને ખારેકનું સમભાગે ચૂરણ ાા તોલો દહીં સાથે ખાવું. ખારેકને ઘીનો હાથ દઈ છૂંદે તો જલદી છુંદાય એથી અતિસાર મટે છે.

૩૬–અતિસારનાં તમામ દરદો માટે કડાની છાલ અને ઇંદ્રજવનાં ખી ઉત્તમ ઔષધ છે.

૩૭–મકાઈના ખાલી ડૂંડાને બાળીને તેનો કોલસો બનાવી બે વ ' પાણી અથવા છાશ સાથે લેવો. આ પણ અતિસાર માટે ઉત્તમ છે.

## એડકી-હેડકી-અડગરી-આંચકી બંધ પડે

૧-શ્વાસ થોડી વાર રોકવો.
૨-બકરીનું દૂધ સૂંઠ સાથે ઉકાળી પીવું.
૩-જેઠીમધ મધ સાથે ચાટવું.
૪-લસણ ઘી સાથે ખાવું.
૫-આમળાં, પીપર, સૂંઠનું ચૂર્ણ ખાવું.
૬-આદું મોઢામા રાખી તેનો રસ ગળવો.
૭-હિંગ અને અડદની ભૂકીનો ધુમાડો લેવો.
૮-જેઠીમધનું ચાળણુ મધમાં મેળવી નાકમાં લગાડવું.
૯-પીપર અને સાકર ફાકવી
૧૦-હિંગ વાલ ૨, ઘી સાથે ખાવી.
૧૧-સાકરિયા ખાંડમાં જરા સરકો નાખી જલદી ચાવીને ગળી જવી
૧૨-કમળકાકડીનાં બીજ ۰| તોલો પાણી સાથે પાવામાં આવે છે.
૧૩-જૂના ચામડાની રાખ મધમાં ખાવી. વેલેરિયન રૂટનો ગુણ એમાં છે.
૧૪-સૂકાં કોપરાને પાણી સાથે ખાંડી સાકર મેળવીને પીવું.
૧૫-ફુલાવેલી ફટકડી ૧ વાલ ખવડાવવી.
૧૬-દૂધ ઉકાળી તેમાં જરા ઘી નાખી પીવું.
૧૭-ધરોનાં મૂળનો રસ ૧ માસો મધ સાથે પીવો.

૧૮-પીપળાની છાલના અંગારાને પાણીમાં બુઝાવી તે પાણી એકેક તોલો દર ۰| કલાકે પીવુ.

૧૯-અડગરી માટે શેરડીનો રસ પીવો.

૨૦-જાયફળ ચોખાના ધોવરામણમાં ઘસી પીએ તો હેડકી બંધ પડે.

૨૧-દેવદાર ૪ તોલા, પાણી ૬૪ તોલાને ઉકાળી ૮ તોલા રાખી તેના ૩ ભાગ કરી સવાર, બપોર, સાંજ પીવા.

૨૨-એક વાલ લોબાનનાં ફૂલ, મધ અથવા ખાવાના પાન સાથે ખાવાં.

૨૩-મરી ۰| તોલો, ઘી ۰||  તોલો, તુલસીનાં પાનનો રસ ૧ તોલો મેળવી પીવો

૨૪-ઘોડાની લાદનો ધુમાડો લેવો.

૨૫-અડગરી ખાનારને કહેવું જે 'તેં કાંઈ ચોરી કરી છે તે યાદ કર અને તે માટે પસ્તાવો કર' તો અડગરી બંધ થાય. આ વાત સાંભળી પોતે શું ચોરી કરે છે તે યાદ કરવામાં દરદીનું મન રોકાય; દરદીનું મન બીજી બાબત ઉપર જોરથી રોકાય ત્યારે અડગરી ખાવાનું ભૂલી જવાય.

૨૬-મોર પક્ષીનાં પીંછના ૧ ચાંલ્લાની રાખ (૧ વાલ સુધી), પીપર ૧ વાલ મધ સાથે દર ૦। કલાકે ખાવું.

૨૭-સોનાના વરખનું પાનું ૧ મધ સાથે ખાવું.

૨૮-કાચાં કોઠાંના માવાનો ભૂકો ૦॥ તોલો ખાવો.

૨૯-આમળાંનો રસ ૧ તોલો મધ સાથે ખાવો.

૩૦-હિંગ ને અંગાર ઉપર મૂકી ધુમાડો નાકે લેવો.

૩૧-કાકડાશિંગનું ચૂર્ણ ૦। થી ૦॥ તોલો મધ સાથે ખાવું.

૩૨-નાળિયેરની ચોટલી (મુંજ) ચલમમાં પીવી.

૩૩-નાળિયેરની કાચલી ૨ વાલ જેટલી, ખારેકનો ઠળિયો ૧ વાલ જેટલો પાણીમાં ઘસી પીવો.

૩૪-પીપળાની વડવાઈ, કેસર અને અફીણ પાણીમાં વાટી દરેક આંગળાના નખ પર લગાડવું.

૩૫-કસ્તૂરી ૧ રતી ચેવલી પાન સાથે સારી પેઠે ચાવીને ખાવી.

૩૬-અફીણ અને કપૂર એકેક રતી ખાવાં.

### બાળકને આંચકી માટે

૧-૦॥ વાલ ગોરોચન પાણીમાં ઘસી પાવું.

૨-ધોળી ડુંગળી અને ઘીની લેપડી કરી બાળકના માથે મૂકવી.

૩-કડુ ૧ વાલ પાણીમાં ઘસી પાવું.

૪-જેઠીમધનું મૂળ પાણીમાં ઘસી પાવું.

૫-જેઠીમધનું મૂળ અને હળદર સમભાગે લઈ તેની ધુમાડી આપવી.

## ગોળીમાં આંતરડું ઊતરે-અંતરગળ-સારણ-ગોળીમાં વધરાવળ-ગોળી મોટી

૧-અંતરગળ માટે ઇલાજ-અજમો ૭ તોલા, પાણી બશેર, ૦॥ શેર તેલને સાથે ઉકાળી પાણી બાળી નાખવું, તેલ ગાળી લેવું. આ તેલ પેડુ, પેટ અને ગોળી ઉપર ૦॥ કલાક સુધી મસળવું. પછી આકડાનાં પાન જરા ગરમ કરી ગોળીની આસપાસ અને ગાંઠા આગળ બાંધવાં. ૧૨ કલાક પછી ગરમ પાણીથી ગોળીને શેકવી.

અંતરગળ માટે-નગોડનાં પાતરાંની પોટીસ કરી બાંધવી અને કાયકાનાં મીંજ બે તોલા, મરી સફેદ ૧ તોલો મેળવી તેમાંથી ૦। તોલો ચૂરણ પાણી સાથે ખાવું. પવનની છૂટ માટે તોલો આદું અને ૦॥ તોલો મીઠું મેળવી ખાવું. અંતરગળવાળા દરદીને ઝાડો કરાવવાની ઘણી જરૂર છે.

૨-એળિયો, જવખાર, ઉપલેટ, વછનાગ એ સઘળાનુ તેલ ઉપર બતાવેલી રીત પ્રમાણે બનાવી તે પ્રમાણે અતરગળની બાજુએ ૧૦ દિવસ મસળવુ

૩-કપાહણને પાણીમા ઘસી તે જગ્યા પર લેપ કરવો

૪-લોટ, અજમો દિવેલીનુ મગજ સરખે ભાગે મેળવી દૂધમા તેની પોટીસ કરીને તે ગાઠ પર મૂકીને પાટો બાધવો આ મુજબ કરે તો વધરાવળ મટે

૬-દાડમની છાલનું ચૂરણ ૦। શેર અને તલ ૧ શેર ઉકાળીને ગોળીએ મસળે ને કચ્છો બાધે તો ગોળી નાની થાય

૭-અતરગળમા ઝાડો અને પેશાબ છોડવા માટે અજમો ૫, દિવેલીનું મગજ ૨।।, સુઠ ૦।, સચળ ૫, વરિયાળી ૨ ભાગનુ ચૂરણ બનાવી તે ચૂરણ ૦। તોલો, ૧। તોલો દિવેલ, ૧। તોલો દૂધ મેળવીને પાવુ ઝાડો ૦।।। કલાકમા ન આવે તો ફરી ઉપર મુજબ પાવુ

અજમો, દિવેલીનુ મગજ, કલોંજી, સુવા, અજમો સમભાગે છૂદી તેનો શેક કરવો

૮-વધરાવળ માટે કડુનુ ચૂરણ ૦।। તોલો રોજ બે વાર લેવુ

૯-હાથીપગ-સારણ-હાથીપગ તથા સારણગાઠ (આતરડાનુ ગોળીમાં ઊતરવુ તે) ઉપર આવળના પાદડાનુ વરાળિયુ બાધવુ

૧૦-ગાયે બોટેલું પાણી ગોળીએ ચોપડવુ ગોળી વધે નહિ અને એક-સરખી થાય

૧૧-અતરગળ નરમ પડે-અકલબેરના ઝાડના પાતરા કેળના પાતરા જેવા થાય છે તે ઉપર શિલારસ લગાડી ગોળી ઉપર બાધવાથી અતરગળ નરમ પડે છે

૧૨-ઇન્દ્રવરણાને છૂદી લેપ બનાવી ૩ દિન સુધી ગોળી ઉપર બાધે તો અતરગળ નરમ પડે

૧૩-રોરીલોબાન, હીરાદખણ, એળિયો, હીરાબોળ કપડછાણ કરીને સરસના પાણીમા ગરમ કરી લેપનો પટ્ટો કરી લગાડવો

૧૪-જીગના ફોતરા કાકસીના પાતરા ૩ વાલ અફીણ મેળવીને લગાડે અથવા જીરાપાક જાયુક ખાવામા લેવો પાક બનાવવાની રીત-૫ તોલા સફેદ જીરુ લઈ તેને રોરડીના સરકામા ૨૪ કલાક ખરમોટી રાખવુ, છાયામા સૂકવવુ પછી ૧। તોલા સુઠ અને મધ સાથે મેળવી પાક બનાવવો ૦।। તોલો પાક દર વેળા ખાવો

૧૫-હિંગ પેટનો પવન બહાર કાઢે છે આતરડુ ગોળીમા ઊતરી પડે ત્યારે કોઈ વાર પેટનો પવન બહાર કાઢવાની જરૂર જણાય છે તે વેળા ૧ વાલ હિંગ દરદીને ખવડાવવી હિંગમા ઊંઘ લાવવાનો ગુણ છે.

૧૬-અતરગળનો ઇલાજ-નવટાક હળદર સૂકી, ૫ રોર ચૂનો, ૧ મણ

પાણીને માટીના વાસણમા તેનુ મો બધ કરી ઉકાળે પાણી બળી રહે એટલે હળદરને સૂકવી ચૂરણ બનાવી તેમાથી ૦। તોલો સવારે રોજ ખાવુ

૧૭–ત્રણ ધારવાળો કાટાળો થોર, તેના પાદડા શેર ૧૦ લઈ તેને મીઠામા આથવા, ત્રણ દિવસ પછી કાઢી તડકે સૂકવવા તે પાતરાનુ નીચેની વસ્તુ સાથે મેળવી અચાર બનાવવુ આથેલા પાતરાનુ નીકળેલુ પાણી જેટલુ ખપે એટલુ લેવુ સાજીખાર, સિધવ દરેક નવટાક, આબાહળદર, રાઈ દરેક શેર શેર તેને સરકા સાથે મેળવવુ ૧ રાત રાખી રાઈને ચડાવવી તેની ઝેહેણ (રાઇને પાણીમા પલાળી, તે ચઢી જાય ત્યારે તેની જે તીખાશ આખમા જાય તે) નીકળે તેની સાથે પેલા પાતરા મેળવવા કોઈ ગૃહસ્થો સરકાને બદલે સરસિયુ તેલ લે છે તેલવાળુ અચાર (અથાણુ) જલદી બગડતું નથી પણ જડપત થતા (ખાવેલુ પાચન થતા) અડચણ પડે છે આ અચાર અતરગળવાળા દરદીએ રોજ ખાવુ

૧૮–આવળના પાતરાને છૂદીને ગરમ પોટીસ કરીને ગોળી ઉપર મૂકે તો આતરડુ પાછુ ઠેકાણે જાય

૧૯–તમાકુ અને સેળારસ (સીળારસ ગાધીને ત્યા મળે)ગોળી ઉપર બાધવુ

૨૦–નવસારના પોતા મૂકવા, એથી ગોળા સકોચાય અને આતરડુ ચડે ઊલટી વગેરે બીજા ચિહ્નો નરમ પડે

૨૧–અતરગળ માટે કેમોમાઈલનુ તેલ ગોળીએ મસળવુ

૨૨–અજમો ચાર પેસાભાર અને ખારેકના ૧૭ ઠળિયાનુ ચૂરણ બનાવવુ ઠળિયાને ઠીકરા ઉપર ભૂજવાથી ભૂકો જલદી થાય છે આ ચૂરણ બેઆની ભાર રોજ પાણી સાથે બે વાર ખાવુ

૨૩–નમૂરી(નમૂલી મૂળિયા વગરનો વેલો તેને મૂળ કે પાન હોતા નથી, ફક્ત પીળી ડાખળી ઝાડ ઉપર વેલાની જેમ વીટળાય છે)ને જરા નિમક સાથે બાફવી, તેને છૂદી લાહી જેવી બનાવવી તેને લૂગડા ઉપર પટ્ટી બનાવવી તે પટ્ટી પેડુ આગળથી ગોળી સુધી લગાડવી

૨૪–સારણગાઠ ઊતરે ત્યારે ઠડા પાણીમા ૧ કલાક બેસવુ' અથવા ૪ ફૂટ ઊચેથી ઠડા પાણીની ધાર ગાઠ ઉપર પડવા દેવી, ૦। કલાક સુધી પડવા દેવી

૨૫–કાટાળા થોરનો એક ફૂટ જેવડો કુમળો કટકો લઈ તેની કાતરી કરવી, તેને ઘીમા તળી ચૂરણ કરવુ આ ચૂરણ ૦॥ તોલો લવગ બે આની ભારમા મેળવી દરદીને રોજ ખવડાવવુ

૨૬–અતરગળ માટે-મેથીનો આટો ધતૂરાના પાનના રસમા મેળવી લેપડી કરી ગરમ ગરમ, સોજા ઉપર મૂકી પાટો બાધવો ઘણા દિવસ આ ઇલાજ ચાલુ રાખવાથી દરદ દૂર થાય ધતૂરો ન મળે તો પાન ચાલી શકે

## ઉંદરી-માથામાં ખોડો-લીખ-માથામાં જૂ

૧-ભેંસના શિંગડાંની રાખ તેલમાં મેળવી લગાડો.

૨-પરવળનાં પાનનો રસ લગાડે તો ઊંદરી મટે, વાળ વધે અને નવા ઊગે.

૩-ચોડાવજ પાણીમાં ઘસીને ઊંદરી પર લગાડો.

૪-સાઇટ્રન મલમ (નાઇટ્રેન ઑફ મરક્યુરી મલમ) લગાડો.

૫-મોરથૂથુ ૩ વાલ, પાણી પાશેર એનાં પોતાં ઊંદરી પર મૂક્યા પછી દિવેલમાં લુગડું બોળી ઉંદરી પર મૂકો. ૪ દિવસ મુકયા કરો. આથી ઊંદરીના પોપડા નીકળી જાય. જો પોપડા ઘણા હોય તો ઊંદરી ઉપર ઘઉંના લોટની પોટીસ બાંધવી. પોપડા કાઢ્યા પછી ૪ ઉપલા ઉપાય લાગુ કરવા.

## આગરૂ-પીનસ-નાકમાંથી લીંટ પડે

૧-આગરુ-મુખપાક-મોઢામાથી દૂર સુધી બદબો જાય તે માટે ખેરસાલ ૪ ભાગ, મોરથૂથુ ૩ ભાગ, કાથો ૬ ભાગ મેળવીને દાંત તથા પારાં પર ઘસવું.

૨-ખેરસાલ, ધમાસો, કાંટાસળિયો સમભાગે ઉકાળી કોગળા કરે તો આગરૂ મટે.

૩-ખેરસાલ ૪ ભાગ, મરી ૭ ભાગ, કાથો ૪ ભાગ, પાપડીઓ ખાર ૪ ભાગ ને ઉપલેટ ૬ ભાગ મેળવીને દાતે ઘસે તો મોઢામાંથી નીકળતી ખરાબ વાસ દૂર થાય.

૪-જાઈનાં પાંદડાં ઉકાળીને પીવાં.

૫-ઉપલેટ ૬ ભાગ, પાપડીઓ ખાર ૪ ભાગ મેળવી દાંતે ઘસવું.

૬-મોઢાની ખરાબ વાસ માટે-જાયફળ, જાવંત્રી, ડમરાની માંજર અને પાન, કેસર, ગોળ સમભાગે ચણા જેવડી ગોળી બનાવી રોજ એક ગોળી ત્રણ વાર મોઢામાં રાખવું.

૭-આમળાના ઉકાળાના કોગળા કરવા. એથી કોઈ પણ કારણથી મોં આવે તો નરમ પડે છે.

## અફીણનો અમલ છૂટે, અફીણનું બંધાણ છૂટે

૧-અફીણનો અમલ છૂટે-અફીણ, હિંગ, સિંધવ સરખે ભાગે લેવું અને સેકટાના ઝાડની છાલના રસમાં ચણા જેવડી ગોળી બનાવી સવારે દિવસ ઊગતાં પહેલાં રોજ ખાવી.

અફીણની તલબ જાય-ગોખરુ, ગાંજો (દેહેજ), ભરેમંદી(બ્રાહ્મી)નાં બી તથા પાતરાં હુક્કામાં પીવાં.

૨-અફીણનું બંધાણ છૂટે-ટિંકચર કેપસીસાઈ ૪ ડ્રામ, પોટાસ બ્રોમાઈડ ૪ ડ્રામ, સ્પિરિટ એમોનિયા આરોમેટિક ૩॥ ડ્રામ, કપૂરનું પાણી ઔંસ ૬. એ ચીજોને મેળવીને બબ્બે ડ્રામ.

૩-ચોપચીની ०। અથવા ા। તોલો રોજ દૂધમા ઉકાળી પીઓ અથવા ચોપચીનીનું ચૂર્ણ ા। તોલો ઘી સાથે ખાવુ

## આધાશીશી-અરધુ' માથુ' દુખે તે

૧-ચણોઠીના મૂળને પાણીમા ઘસીને જે બાજુ દુખે તે બાજુના નસકોરામા સુધવાથી ત્રણ દિવસમા દુ ખ દફે થાય

૨-ગળોને રસ ૨ા તોલા, અને મધ ૧ તોલો સવારમા પીવુ

૩-ગરણીના મૂળને પાણીમા ઘસી તેના પાચ ટીપા નાકમા નાખવા

૪-તલનો ખોળ અને વાવડિંગ પાણી સાથે લેપ કરી માથે લગાડવુ

૫-તુળસીના પાન ૩, મરીના દાણા ૩ એ બન્નેને છૂટી કપડામા મૂકી પોટલી કરવી તે પોટલી પાણીમા બોળીને સૂઘવી

૬-આકડાનુ કુમળુ પાન લઈ તે ઉપર ગાયનુ ઘી ચોપડવુ, અગાર ઉપર જરા ગરમ કરી મસળવુ અને લૂગડામા તે ચટણી મૂકીને તેના ૪ ટીપા નાકમા નાખવા નાકમા જરા અગન બળે અને નાકમાથી કફ પડે

૭ તુળસીના પાનનો રસ ૩ ટીપા નાકમા નાખવો અગન બળે તો નાકે ઘી લગાડવુ

૮-દૂધ, સાકર ને બદામની ખીર ખાવી

૯-તુલસી અને ધતૂરાનો રસ સમભાગે મેળવીને સુઘે તો તત્કાળ માથુ ઊતરે છે

૧૦-તલ અને દૂધ વાટી લેપડી કરી માથે મૂકવી

૧૧-પારસબીડીના ડીડવા પાણીમા ઘસી માથા પર લગાડવા

૧૨-આધાશીશી માટે લવગ સ્ત્રીના દૂધમા ઘસી કપાળે લગાડવુ

૧૩-ભાગરાનુ મૂળ આસનના પાણીમા ઘસી કપાળે લગાડવુ કેરીના મરવા સ્ત્રીના દૂધમા ઘસી, જે તરફનુ માથુ દુખે તે તરફના નાકના નસકોરામા ટીપા મૂકવા

આધાશીશી માટે-લોબાન ા। તોલો, કમોદના ચોખા ૨ તોલા સુખડનો ઘસારો, લીબુના રસમા મેળવી કપાળે લગાડવો

૧૪-આકડાના મૂળનો ધુમાડો નાકે લેવો

૧૫-ચણોઠીના પાલાનો રસ પાચ ટીપા નાકમા નાખે તો નાકમાથી રસ નીકળે અને માથુ નરમ પડે

૧૬-ગાયના દૂધની મલાઈ સવારે ભૂખે પેટે ખાવી અથવા ગાયના દૂધની બદામસાકર નાખેલી ખીર બનાવીને ખાવી

૧૭-જે તરફનુ અર્ધું માથુ દુખે તે તરફના કાનમા જમાલગોટાના બીનુ મગજ લીમડાના પાનમા ઘસી નાખવુ અથવા એ ઘસારો આખની પાપણ પર લગાડવો અથવા કાનમા ઘી તાવીને નાખવુ

૧૮–ભાંગરાને રસ અને બકરાનું દૂધ મેળવીને લગાડવું અથવા રસમાં મરી વાટી માથે લેપ કરવો.

૧૯–આકડાનાં પાકાં પાન જે પોતાની મેળે ખરી પડે તેની ઉંધી બાજુએ તેલ લગાડી ગરમ કરી, તેને દાબવાથી પાણી જેવાં ટીપાં પડે તે ટીપાં પાંચ જે બાજુથી માથું દુખતું હોય તે બાજુના નાકના નસકોરામાં નાખવાં; ૩ દિવસ રોજ ૧ વાર નાખવાં. નાક ઝરીને ફાયદો થશે.

૨૦–ગાયનું ઘી રોજ બે વાર નાકમાં મૂકવું.

૨૧–ગોળ તોલો ૧ અને ઘી ૦ાા તોલો લઈ મેળવી રોજ સવારે ખાવું અને કાળા તલની લેપડી દૂધમાં બનાવી માથે મૂકવી.

આધાશીશી માટે–રતનજોતના અથવા નેપાળાનાં બીને લીંબુના રસમાં ઘસી ભમર ( ભવાં ) ઉપર ચોપડે તો તરત દુખાવો મટે.

૨૨–સવારે કાગડા બોલે તે અગાઉ ખીચડી બનાવવી. ત્રણ નવાળા (કોળિયા) થાય એટલી ખીચડીમાં નવટાંક ઘી નાખી તે ખીચડી અંધારે અંધારે ખાઈ લેવી. તેથી દરદ દફે થશે. દરદીને ફક્ત સમજાવવા દવા તરીકે ખાંડનું અથવા મીઠાનું ૧ વાલ વજને પડીકું ખીચડીમાં નાખવા આપવું. તેને સમજાવવું કે આ પડીકામાં દવાનો ગુણ છે.

૨૩–થુવરની સૂકી દાંડીનો ભૂકો અંગાર પર મૂકી તેનો ધુમાડો નાકે લેવો.

૨૪–કડવી દૂધીનો રસ અથવા કડવી દૂધીના સૂકા ગરને પાણીમાં ચોળીને તે પાણીનાં નાકમાં ટીપાં મૂકે તો અગન બળે પણ કાંઈ નુકસાન થાય નહિ.

ઉપલેટ, ઘોડાવજ, લોબાન પાણીમાં ઘસી કપાળે લગાડે અથવા નવસાર પાણીમાં પિગળાવી ચૂનાની એક કટકી તેમાં નાખી તેને શીશીમાં બંધ કરી તે શીશી સૂંઘવી.

૨૫–બકરીના દૂધમાં સૂંઠ ઘસી ૧ ટીપું નાકે લગાડવું.

૨૬–ઘી અને કેસર મેળવી નાકે મૂકવું, તલને દૂધમાં વાટી તેની લેપડી માથે મૂકવી. ૫ તોલા કાળી દરાખને પાણીથી ધોઈ પાણીમાં આખી રાત ભીંજવી રાખવી. સવારે તેનો રસ કાઢીને પીવો. ૫ દિન સુધી ગોરખમુંડીનો રસ તથા કાળાં મરી મેળવી પીવું. વાલપાપડીનાં મૂળ પાણીમાં ઘસી માથે લગાડે. પીતાના જેરથી આધાશીશી થાય તે માટે ગળાનો રસ અને સાકર ઉમદા છે. પિત્તનાં દરેક દરદોને એ દાબે છે. બકરીનું દૂધ અને ભાંગરાનો રસ તડકે મૂકવો નેતે નાકે સૂંઘવો. સમુદ્રફળને પાણીમાં ઘસી સૂંઘવાથી નાકમાંથી પુષ્કળ કફ નીકળે છે. નેપાળાનું પાન જે બાજુ દુખાવો થાય તે બાજુના આંખના ભવાના ઉપલા ભાગ પર બે આની જેટલું પાન મૂકે. ત્યાં છાગરો ઊઠે તે ફોડે. અડાયાંની રાખને આકડાના દૂધથી ભીંજવે, તેને સૂકવે અને આદુનો રસ નાકે લગાડે. પીપર, મરી, લોધરનું સમભાગે ચૂર્ણ સૂંઘે.

૨૭–ચણોઠીને પાણીમાં ઘસી ૧ ટીપું નાકે મૂકે. આ ઇલાજ રામબાણ છે.

૨૮–દક્ષિણ તથા ઉત્તર તરફ ઊભા રહેવું. જમીન પર ૭ લીટા આડા પાડવા, (ઉગમણેથી તે આથમણે સુધી) પછી દક્ષિણ ઉત્તરસુધી ૭ લીટી પાડવી.




લીટા પાડનારનો ઓળો (પડછાયો)લીટીવાળી જગ્યા ઉપર પડવો ન જોઈએ. તેથી સૂરજની બાજુ પર એટલે પૂર્વ–પશ્ચિમ ઊભા ન રહેવું.

આધાશીશીવાળા દરદીને સૂરજની બાજુએ ઊભો રાખવો. માથા ઉપર જે જગ્યાએ દુખાવો થતો હોય ત્યાં દરદીએ પોતાની આંગળી મૂકવી. તે આંગળીને સૂરજ સામે રાખવી તે આંગળીનો ઓળો ઉપલા જંતરના વચમાં લાવવો, જ્યાં મીંડુ ( ० ) છે ત્યાં લાવવો. તે આંગળીનો ઓળો જંતરમાં પડે ત્યાં એક ખીલો ઠોકવો તેથી દુખાવો નરમ પડે.

૨૯–વડનગરી મીઠું પાણીમાં પીગળે એટલું પિગળાવવું. તે પાણીનાં ૫ ટીપાં નાકના ફીફરા(છિદ્ર–નસકોરાં)માં નાખવાં. જે બાજુથી માથું દુખતું હોય તેની સમેની બાજુના નાકનાં ફીફરાંમાં મૂકવાં.

૩૦–જે બાજુ માથું દુખતું હોય તેની સામેની બાજુના નાકનાં ફીફરાંમાં અગથિયા ઝાડના પાનનો અથવા ફૂલનો રસ નાખવો.

૩૧–સરપંખાનું મૂળ પાણીમાં ઘસી માથે લગાડવાં.

૩૨–કાંસોદરી, રેશમરી, કસુંબરી એનાં પાન રેશમ જેવાં સુંવાળાં છે, ફૂલ પીળાં છે, એનાં પાન વાટી લેપ કરવો.

૩૩–કાળીજીરીની સૂકી સોટીને સળગાવી નાક વાટે ધુમાડો લેવો.

## આંગળપેરો

(આંગળપેરો એટલે આંગળાંના કાપા પર ફોલ્લા જેવું દરદ થાય છે તે.)

હાથીદાંતના વેરમાં દિવેલ નાખી ગરમ કરી તેની પોટીસ આંગળા પર દરદવાળી જગ્યાએ બાંધેલું.

અગાંજપેરાના દરદ ઉપર જીવતો દેડકો બાંધે તો અગન ચૂસી લે.

## આંકરાં શરીરે

આંકરાં શરીરે આવે તો બકરીનું દૂધ, માખણ અથવા ઘી ખૂબ ઘસવાથી આંકરાં બંધ પડશે. વધુ વખત આ ઇલાજ ચાલુ રાખવાથી ફરીથી આંકરાં આવશે નહિ.

## આફરો

૧–આફરો, ઝાડાની કબજિયાત, પેટમાં કરમિયા માટે કપિલો ૦। તોલો અથવા વધુ વપરાય છે.

૨–ઘણું ખાવાથી આફરો થાય ત્યારે થુવરનુ દૂધ પાપડ ઉપર ચોપડી, તે ભૂંજીને દરદીને ખવડાવે તો પુષ્કળ ઝાડા થાય અને આરામ થાય.

થુવરની જાતો–દાડલીઓ (ખરસાણિયો), ભૂંગળીઓ, હાથલો, ત્રિધારો. અને ચોધારો એટલી જાતના થુવરો છે.

કંટાળિયો થુવર પાંચ ખાંચાવાળો છે અને તેનાં પાતરાં માણસની જીભના આકારનાં છે. એનું દૂધ ઘણું ગરમ અને ચીકાશવાળું છે. ગુંદર તરીકે કાગળ ચોટાડવામાં ચાલે છે. એનું દૂધ સુકાઈને કટકા બને છે. તે જુલાબ માટે ખાવામાં અપાય છે, શરીરે ચોપડવાથી ચામડી લાલ થાય છે.

૩–બાળકને આફરો: મરડો, અતિસાર માટે દિવેલ ઘણું ઉપયોગી છે. પીવામાં આપે તો બહુ ફાયદો થાય.

૪–સુવાની ભાજીનો રસ ૧ તોલો પીવાથી પેટનો આફરો અને વાયુ મટે. જાયફળને લીંબુના રસમાં ઘસીને ચાટવું.

### આમળ બહાર આવે–સ્ત્રીની જાત ખસે તે માટે

૧–આમળ તથા સ્ત્રીની જાત બહાર નીકળી આવે તો બસો વરસની જૂની ઈંટ ૨ તોલા અને અશેળિયો ૧।। તોલો છૂંદી પોટલી કરીને ઉપર મૂકે તો આમળ વગેરે બેસી જાય.

૨–કેવડાની જડનો રસ એક ચમચો તેનો મલમ બનાવીને લગાડવો.

૩–કણુતોલાં (શાકની એક જાત)ના કણની લેપડી મૂકે તો આમળ બેસી જાય છે.

૪–ધાવડીનાં મૂળનો ભૂકો આમળ ઉપર દબાવે તો આમળ બેસે.

૫–બાણ ગરમ કરી બહાર નીકળતા સફરાના આમળ ઉપર મૂકે તો સફરો અંદર બેસી જાય છે.

૬–હરડે, બહેડાં, આમળાંનું ચૂર્ણ ૧ ભાગ, ચાક ૨ ભાગ દાબે તો મટે.

[બાળકોને આમળ બહાર આવે ત્યારે સફેદ કમળના ફૂલનાં પાનને સૂકવી તેનું ચૂર્ણ સાકર સાથે આપવાથી અજબ પરિણામ આવે છે.]

૭–કમળફૂલ અને સાકર ખાવી (એનો ગુલકંદ બનાવી રાખી શકાય),

૮–જામફળ અથવા ખાવાનાં પાન પાણીમાં ઉકાળી તેમાં લૂગડું ભીંજવી આમળ પર મૂકવું.

૯–ભાંગની પોટીસ મૂકવી.

૧૦–સહદેવીનાં પાનનો રસ આમળ પર ચોળી આમળ અંદર દાબે તો પાછું બહાર ન આવે.

૧૧–કેવડાનાં પાનનો તથા ડાંખળીનો રસ લગાડવો.

૧૨–ઉંદરનું તેલ ગુદા પર લગાડે તો આમળ બેસી જાય.

ઉંદરનું તેલ બનાવવાની.રીત: ઉંદરનું માંસ ૧ શેર, પાણી ૮ શેર ઉકાળી ૧ શેર રાખી તેને ગાળી, અંદર ૧૦ તોલા તલનું તેલ નાખી ઉકાળી પાણી બળી રહે ને તે ગાળી લેવું.

૧૩–ચણોડીનાં પાનનો રસ લગાડવો.

૧૪–હિંગ ૧॥ વાલ, અતિવિષ ાા વાલ, અજમોદ ૧॥ વાલનું ચૂરણ બનાવી ૧ વાલ દહીં સાથે ૩ દિવસ ખવડાવો.

૧૫–રૂમી મસ્તકી ૦। તોલો, કલાઈ સફેતો ાા તોલો, માયાંફળ ાા તોલો, એનું ચૂરણ કરી આમળને લગાડી આમળને અંદર દાબવી વડના ઝાડની કુમળી વડવાઈનો રસ કાઢી તેને ઉકાળી ઘટ (ઘનસત્ત્વ) બનાવી, તેની સાથે શંખજીરું મેળવી ખવડાવવું. કારેલીનાં મૂળને ચોખાના ધોવણમા વાટી લગાડવાં.

૧૬–કેવડાનાં મૂળનો રસ તેલમાં ઉકાળી, પાણી બાળીને તે તેલ લગાડવું.

૧૭–કૂકડવેલનો રસ અને ફટકડીનું ઘટ પાણી (પાણીમાં ફટકડી પીગળે એટલી પિગળાવી તેનું નીતર્યું પાણી) મેળવી તેમાં લૂગડું ભીંજવી મૂકવું.

## અળાઈ દૂર થાય, બફારો ઓછો થાય, ઉકળાટ નરમ પડે–ઊનવા–બળતરા શરીરે બળે

૧–અળાઈ દૂર થાય, બફારો દૂર થાય–ગરમીના દિવસમાં પાણી તડકે ગરમ કરી નાહવું.

૨–અળાઈ મટે–શરીર પર અળાઈ થાય ત્યાં નાળિયેરની કાચલીનું તેલ (કોપરેલ) મસળવું.

૩–ચણાનો લોટ શરીરે મસળીને નાહવું. પીપળાની છાલ અને ઈંટ વાટીને લગાડવી. આંબાનાં પાન અને ગોમૂત્ર શરીરે લગાડવું. કૂવાડિયાનાં બીનું ચૂરણ દહીંમાં મેળવી લગાડવું. ડાંડલિયા થુવરની રાખ પાણીમાં લગાડવી. મગની અને વાલની દાળની રાખ સરસિયા તેલમાં લગાડવી.

૪–પાપડખાર, ટંકણખાર ગોમૂત્રમાં લગાડવો. આંબાની છાલની રાખ મસળવી. પારસપીપળાના ડોડવામાંથી પીળો પદાર્થ નીકળે તે લગાડવો.

૫-ગુલાબનાં ફૂલ ચોખા સાથે રાંધી ખાવાં.

૬-આંબળાં ૪ ભાગ, ટેપરું ૨ ભાગ, કપૂરકાચલી ભેગી મેળવી પાણી સાથે વાટી શરીર પર લગાડવું.

૭-આમલી પાણીમાં વાટી અળાઈ પર લગાડવી.

૮-કેરીનો રસ લગાડવો.

૯-સોનાગેરુ ગુલાબજળમાં મેળવી લગાડવું. જસતની ખાક અથવા ઝીંક ઓકસાઈડ પાણીમાં લગાડવી.

૧૦-શરીરની ગરમી મટાડવા માટે આમળાં ૦। તોલો, કાળી દ્રાક્ષ ૦॥ તોલો અને મધ ૧ તોલો એ સર્વને પાણી સાથે મેળવી ગળીને પીવું. તેનાથી શરીરનો ઉકળાટ નરમ પડે છે.

## ઉદાસી-દિલગીરી-ઘેલાપણું-ગમગીની

૧-જીવ ખુશમાં રહે-મનની ઉદાસી મટે-અરડૂસી, બ્રાહ્મી, વજ, દરરે સમભાગે મેળવી તેમાંથી સવાર અને સાંજ અર્ધો તોલો ફાકે અને ઉપરથી પાણી પીએ તો જીવ ખુશીમાં રહે છે. એનો આસવ કરીને વાપરી શકાય છે.

૨-મગજને ખુશ રાખે, મગજની શાંતિ રહે-કપાસીના ઝાડના ફૂલનું શરબત પીવામાં લેવું.

૩-લોહભસ્મ ૧, જટામાંસી ૪, હિંગ બેઆની લઈ-એ બધાની ૭ વાલની ગોળી બનાવી ખાવાથી ગમગીની મટે છે.

## ઊલટી-ઓકારી બંધ પડે

૧-ઊલટી બંધ થાય-કરોળિયાના સફેદ પડને ગોળ સાથે મેળવી દરદીને ખવડાવવું.

૨-આકડાનાં પાનનો ભૂકો એક વાલ મધ સાથે ચાટવો.

૩-ઊલટી-બચ્ચાંઓને થાય ત્યારે ચૂનાનું પાણી દૂધ સાથે પિવડાવવું.

૪-તાવ, ખાંસી, ઊલટીમાં અતિવિષ બચ્ચાં માટે ખાસ છે. માત્ર એક વાલથી બે વાલ સુધી મધ સાથે આપવી.

૫-ઊલટી અથવા ઓકારી-તુલસીનો રસ ૦। તોલો, ગોપીચંદન બે આની-ભાર મેળવી પાવાથી ઊલટી મટશે.

૬-ઊલટી થવા માટે-બેઆનીભાર દૂધિયા વજનો ભૂકો પાણી સાથે પીવાથી થાય છે.

ઊલટી થાય-મીંઢળનો ગર્ભ દરદીને ખવાડી જેટલી વાર ગરમ પાણી પાય તેટલી વાર ઊલટી થાય.

૭-ગર્ભિણી સ્ત્રીને ઊલટી થાય ત્યારે કલંબો ૨ થી ૪ વાલ ખવડાવવો.

૮-નાળિયેરની ચોટલીની રાખ ૧ વાલ મધ સાથે ચટાડવી.

૯-જાંબુડીનાં પાનનો રસ એક તોલો પીવો અથવા ભમરીના દરની માટી ૪ વાલ ગરમ પાણીમાં પીવી.

૧૦-આદુ અને કાંદાનો રસ અકેક તોલો પીએ તો ઊલટી બંધ થાય.

૧૧-કડવી ગરતુંબીનો ગર ખાધાથી ઓકારી અને જુલાબ આવે છે.

૧૨-જીરાની ધૂંઈ નાકમાં લેવાથી ઊલટી બંધ પડે.

૧૩-ચોખાના ધોવણમાં જાયફળ ઘસીને પાવાથી ફાયદો થાય.

૧૪-ઊલટીમાં લોહી પડે તે બંધ થાય-જેઠીમધ અને સુખડ દૂધમાં ઘસીને દરદીને વારંવાર પાવું. ખોરાકમાં દૂધ અને ચોખા.

૧૫-ઊલટી આફરો મટે-સુવાની ભાજીનો રસ ૧ તોલો પીવો.

૧૬-દાણા વગરની દ્રાક્ષ ચાર માસા મધ સાથે ખાવી.

૧૭-ઊલટી બંધ પડવા માટે-ખેવાલ મોમિયાઈ ( એક જાતની દવા ) પાણીમાં મેળવી પાવી.

૧ તોલો અડાયાંની રાખને ০ા શેર પાણીમાં મેળવી તેનું નીતર્યું પાણી દવા તરીકે પીવું. આદું અને તુલસીનો રસ, મોરના પીંછાંની રાખ ૧ વાલ મધ સાથે ખાવી. બાળકની કરમની ઊલટી થાય ત્યારે ૧ અથવા ૨ ચમચી ચૂનાનું પાણી મધ સાથે પાવું.

ઊલટી કરવા માટે અંગ્રેજીમાં ઇપેકેકયુના વપરાય છે તેમ વૈદ્યોમાં, કડવાં તૂરિયાના મગજનું ચૂર્ણ ૩ થી ૪ વાલ અપાય છે.

ઊલટી આવે-ઘોડાવજનું ચૂર્ણ ૫ વાલ ખવડાવે તો ઊલટી આવે. વધારે ખવડાવે તો નુકસાનકારક છે. ઊલટી થાય તે બંધ પડે નહિ.

### મોમિયાઈ, મમુઈ (બનાવટી)

બનાવટી મોમીઆઈ-રાળ શેર ૧, ભિલામુ શેર ০ા એ બન્નેને ખાંડતા જવું અને ০ા શેર તેલ આસ્તે આસ્તે મેળવતા જવું. માટીના વાસણમાં મૂકી ચૂલે ચડાવવું. ઊભરો આવ્યા પછી ૨ તોલા હીંગળો નાખવો અને લાકડીથી હલાવવું. ઊભરો આવે, સઘળું કાળું બને એટલે ઠંડું પડવા દેવું. વાસણ કાદવનું ભાંગી અંદરની મોમીઆઈના કટકા કરવા.

૧૮-ઊલટી બંધ પડે-મગની પકાવેલી દાળનું પાણી (ઓસામણ) પીવું.

૧૯-ઊલટી, ઓકારી માટે-મધપૂડાનું ચોખ્ખું મીણ મધ સાથે મેળવી ખવાડવું.

૨૦-ઊલટી બંધ કરવા ૪ લવંગ ચાવી ખાવાં.

૨૧-ઊલટી બંધ કરવા માટે-લોબાનની ધૂણી આપેલા વાસણમાં ગરમ પાણી નાખી તે ઠંડું પડે ને દરદીને પાવું.

૨૨–ઊલટી માટે–૧ તોલો વરિયાળી ૨૦ તોલા પાણીમાં ભીંજવી રાખી તે પાણી દરદીને પાવું.

૨૩–કપૂરકાચલીની ૧ વાલ જેવડી ગોળી પાણી સાથે ગળવી.

૨૪–૧ વાલ લોબાનનાં ફૂલ મધ અથવા પાન સાથે ખાવાં.

૨૫–મોરનાં પીંછાની રાખ અને પીપર સમભાગેનું ૨ વાલ ચૂરણ ખાવું.

૨૬–સોનાના વરખનું ૧ પાનું માખણ સાથે ખાવું.

૨૭–કોદ્રના માવાની ભૂકી ખાવી.

૨૮–આમળાંનો રસ અને પીપર, મધ સાથે ખાવું.

૨૯–હિંગ અને અડદ અંગાર ઉપર મૂકી ધૂણી લેવી.

૩૦–સોપારીના ફળ ઉપરની છાલની રાખ મધ સાથે ખાવી.

૩૧–મકાઈના ખાલી ડૂંડાની રાખ મધ સાથે લેવી.

૩૨–સખત ઊલટી બંધ પડે–પીપળાના છોડાંની રાખ પાડી, તે ૧ શેર ગરમ પાણીમાં રાખી ૨ કલાક પછી નીતર્યું પાણી પીવામાં લેવું. ૦। અથવા ૦॥ શેર પાણી પીવું. ચમત્કારિક ઇલાજ છે, ખાધા પછી ઊલટી પિત્તના કારણે થાય તો ૦॥ તોલો કમળકાકડીને પાણીમાં વાટી પીવી અથવા તજ કે તજની ગોળી ખાવી. બનાવવા માટે જુઓ 'ઊંઘ આવે.' ઝેરી કોપરું બે વાલ પાણી સાથે ઘસી સાકર મેળવી ખાવું. નાળિયેરની કાચલી ૧ વાલ પાણીમાં ઘસી ખાવી. કપાસના જડની દાંડીની રાખ ૦॥ તોલો પાણી સાથે લેવી.

૩૩–નેતરની લાકડી પાણી સાથે ઘસવી. ૩ તોલા ઘસારો પીવો. ખાધા પછી ઊલટી થાય તે માટે 'તમકતેજની ગોળી' લેવી. બનાવટ માટે જુઓ 'ઊંઘ ન આવે.'

## અછબડા–ઓખો

૧–અછબડા અને ઓળીના તાવ માટે અગથિયા ઝાડની છાલનો ઉકાળો પીવો.

૨–હિંગવાળું અડદનું શાક, શેકેલા ચણા, તુવેરનું ઓસામણ એમાંની એક ચીજ ખાવાથી ઓળીના તાવની બળતરા શાંત થાય છે.

૩–અડાયાં છાણાંનો ભૂકો શરીરે લગાડવો.

૪–માથે આવેલી સ્ત્રીનો છાંયો ન આપવો. ૧૪ દિન પછી નવડાવવું.

૫–ત્રિફળા–સાકર ખવડાવવી. ઘી બંધ કરવું. છાશ–ચોખા ખવડાવ્વા.

## ઉપલિયું–સસણી–વાવરી

૧–વાઇન ઇપેકેકયુનાનાં બે ટીપાં પાણી સાથે દિવસમાં ત્રણ વાર પાવાં.

૨–ગોપીચંદન ૧ ચોખા જેટલું માતાના દૂધમાં ઘસીને દર ત્રણ કલાકે પાવું.

૩–ગાય નામનું એક જીવજંતુ છે. જે સોનેરી રંગનું પતંગિયું છે, જે પહેલો વરસાદ પડતાં ખેતરોમાં તથા વાડ પર પાકે છે; જેને ડૂંકાં (ચાંદો કરવાનું

કંકુ)ની સાથે મેળવી દાબડીમાં રાખે તો ઘણો લાંબો વખત જીવતું રહે છે, તે પતંગિયું ૧ અથવા અર્ધું ગોળમાં મેળવી બાળકને આપવાથી સસણીવાળા બાળકને ફાયદો થાય છે.

સસણી માટે-બ્રામ નામનો છોડ ભીનાશવાળી જગ્યા ઉપર આખું વરસ રહે છે તેનું ૧ પાન જમીનમાં રોપે તો છોડ ઉત્પન્ન થાય. એનાં પાનનો શેક બાળકની છાતીએ અને પેટ પર કરે અથવા એ પાનનાં પાંચ ટીપાં મધ સાથે બાળકને ૧ વાર જ પિવડાવે.

## ઓજ ગળતી બંધ થાય, ઊંઘ

સરકો, મધ એકેક તોલો, પાણી ા શેર મેળવી કોગળા કરવા.

ઊંઘમાં બબડે તે માટે-ાા તોલો સોનામુખી રોજ પાણી સાથે પીવું.

૧-ઊંઘ લાવે-ઊંઘ કમી થઈ હોય તો પીપરીમૂળનું ાા તોલો ચૂરણ ગોળ સાથે રાતે સૂતી વેળા ખાવું અથવા તેની ચા બનાવી પીવી. આ ઘણો જાણીતો ઇલાજ છે.

૨-ઊંઘ આવે. સેંદરડીના છોડ ઠંડી જગ્યા ઉપર થાય છે. રામતુલસીનાં પાન જેવાં એનાં પાન છે. એનાં મૂળની ટોપી બનાવી રાતે સૂતી વેળા પહેરવી.

૩-ઊંઘ પુષ્કળ આવતી હોય તો કમી થાય-કાળાં મરી ઘોડાની લાદમાં ઘસી આંજવું. અથવા ઝેરકચોરાનું ચૂરણ ાા વાલ મધમાં રોજ ખાવું.

૪-ઊંઘ લાવવા માટે-અફીણ બાર વાલ, તુખ્મે કાહુ ૩૦ વાલ, કાળાં મરી ૩૦ વાલ, પીપર ૩૦ વાલ, સૂંઠ ૪૦ વાલ લઈ બાવળના ગુંદર સાથે એકેક વાલની ગોળીઓ બનાવી તેમાંની એક ગોળી રાતે સૂતી વેળા ખાવી.

૫-ઊંઘ લાવવા માટે-રતાંજલી ગુલાબજળમાં ઘસી વારંવાર ૫ દિવસ સુધી કપાળે લગાડવી.

૬-ઊંઘ લાવવા, હાંફણ નરમ કરવા, શરીરે થતું દરદ ઓછું કરવા અને મીઠી પેસાબ માટે-અફીણ ખાવામાં આપે છે.

૭-જાયફળમાં ઊંઘ લાવવાનો ગુણ છે. ગુલાબજળમાં ઘસી બચ્ચાને કપાળે લગાડો તો બચ્ચું ઊંઘી જાય છે. જાયફળ ઘણું ખાવાથી ઝેર ચડે છે.

૮-તુખ્મે કાહુ-ઊંઘ લાવે છે. મગજનું ઘણું કામ કરનારાની ઊંઘ ઊડી જાય છે. તેને એની ચા પીવામાં લીધાથી ઊંઘ આવે છે. બચ્ચાને બે ઘઉંભાર અપાય છે.

૯-ઊંઘ આવે-રાતે સૂતી વેળા ભેંસનું દૂધ ગરમ કરી તેમાં જાયફળની ભૂકી નાખી પીએ તો શાંતિથી ઊંઘ આવે છે.

૧૦-ઊંઘ આવે-ભાંગ શેકીને ચૂરણ બનાવી, ાા વાલથી વધારે તે

ચૂરણ સાકરમાં મેળવી દરદીને ખવડાવવું.

૧૧-ઊંઘ આવે-અળસીનું તેલ અને દિવેલ સમભાગે મેળવી પગના તળિયાને લગાડવું અને કાંસાના વાટકાથી પગ પર મસળવું.

૧૨-સાલિતનાં પાન સરકામાં બોળી રાતના ભોજન સાથે રોજ ખાવાં.

૧૩-હરડાં, બહેડાં અને આમળાંનું ચૂરણ ૦ાા તોલો રોજ ખાવું.

૧૪-ઝેરકચોલાને શેકી ઉપરની ચામડી તથા અંદરનું બી કાઢી નાખી તેનું ચૂરણ ૦ાા વાલ રોજ ખાવું.

૧૫-શેકેલી ભાંગ એક વાલ રોજ મધ સાથે ખાવી.

૧૬-પીપરીમૂળ (ગંઠોડા) ૮ માસા રાતે સૂતી વેળા ખાવા.

૧૭-ચીનીકબાલા બેઆનીભાર સૂતી વેળા ઘી સાથે ખાવી.

૧૮-માંદગીમાં ઊંઘ ન આવે ત્યારે-શુદ્ધ હિંગળોક ૧ તોલા, ગંધક (એક તોલો), અફીણ ૪ તોલા, અક્કલગરો, લવંગ, કેસર, જાયફળ, પીપર, જાવંત્રી( અથવા જાઈનાં ફૂલ ) ૦ા તોલો લઈ એની ગોળી ૦ાા વાલની બનાવી સૂતી વેળા ખાવી.

૧૯-શાંત ઊંઘ ન આવે, વિચાર ઉપર વિચાર આવે તો તાળવે અને કપાળે ઘી ઘસવું.

૨૦-બકરીના દૂધમાં વરિયાળી વાટી આંખ ઉપર લેપડી મૂકવી.

૨૧-તમકતેજની ગોળી વાપરવી. એની બનાવટ: મરી ૨ તોલા, ભાંગ ૧ તોલો, જૂનો ગોળ ૪ તોલા લેવો. ભાંગમાંથી બીજ અને ડાંખળા કાઢી નાખીને લેવી. તેને પાણીથી ધોવી, સૂકવીને તાંબાના વાસણમાં શેકવી. આ બધાને મેળવી મગ જેવડી ગોળી વાળવી. ૧ થી ૨ ગોળી પાણી સાથે આપવી. ઉપરથી દૂધ ગરમ કરી પીવું. નિદ્રા ન આવે, સ્વપ્નાં આવે, ગમગીની થાય, ખાધા પછી તરત ઊલટી થાય, યાદદાસ્ત કમી થઈ હોય તે માટે ઘણી ઉપયોગી છે. આ ગોળી દર મહિને તાજી બનાવવી.

૨૨-બાળકને ઊંઘ આવે-સ્ત્રીના દૂધનાં ટીપાં નાકમાં નાખવાં.

૨૩-ગરમ પાણીનો બાફ લેવો.

૨૪-ઠંડા પાણીથી નાહવું.

૨૫-પીપરીમૂળ ૫ તોલા, ટંકણ પારિયો ફુલાવેલો ૧ તોલો, લીંડીપીપર ૧ તોલો, ભાંગનું ચૂર્ણ ૧ વાલ એનું ચૂર્ણ વાલ ૨ અથવા ખપે એટલું રોજ બે વાર ખાવું.

૨૬-ડાંડીવાળા શુવરનું પાન લેવું. તે ઉપર ઘી ચોપડવું. તેને તલના તેલના દીવા ઉપર રાખવું. મેશ પડે તે એકઠી કરવી. આ મેશ સૂતી વખતે આંખમાં આંજવી.

૨૭-ઊંઘ લાવવા માટે-૧ વાલ બરાસકપૂર ખાવું. ( Chlaretone ઊંઘ માટે આપે છે તેમાં કપૂર છે.)

૨૮–સીતાફળનાં પાનનો પાણી સાથે કાઢેલો રસ ૬ તોલા સામટો, મધ ૧ તોલા સાથે પાવાથી ૧ કલાકમાં શાંતિ થાય.

ખુરાસાની અજમાનો તકિયો માથા તળે સૂતી વેળા રાખવો.

## ઊનવા–દાહ બળે

૧–ઊનવા–શરીરે બળતરા બળે ત્યારે ૧ તોલો આમળાંને ૦ાા શેર પાણીમાં ૦ાા કલાક ભીંજવી, તે ગાળી અંદર સાકર નાખી પીવું.

૨–તકમરીઆનાં બી ૨ તોલા, સાકર ૪ તોલા, પાણી શેર ૦ાા, એને ૩ કલાક પલળવા દઈ ગાળીને પીવું.

૩–દાહ બળે–આમળાંનું પાણી શરીરે ચોળવું અને આમળાંના પાણીથી નાહવું.

૪–તે જગા ઉપર છાશમાં ભીંજવેલું લૂગડું મૂકવું.

( જુઓ 'બળતરા બળે,' 'દાહ બળે.' )

## માથાની ઊંદરી

૧–ઊંદરી માટે–લીંબોળીનું તેલ લગાડવું. લીંબોળીના મગજને છૂંદીને દાબવાથી તેલ નીકળે અથવા મગજને છૂંદી પાણી સાથે ઉકાળે તો તેલ નીકળે.

૨–અફીણ અને માખની હગાર પાણી સાથે મેળવીને માથે લગાડવું.

૩–કાચા ચણાને બાળીને રાખ કરીને અને તેલ સાથે મેળવીને લગાડવું.

૪–કેરીનો ચીક, લીંબુના રસ સાથે મેળવીને માથાની ઊંદરી વગેરે ચામડીનાં દરદો ઉપર લગાડે છે.

૫–તુવરની દાળનો કોયલો તથા ગળી સમભાગે મેળવી તેને કોપરેલ સાથે મેળવી કાંસાની થાળીમાં મૂકીને કાંસાના વાટકાથી બહુ મસળવું અને પછી માથે લગાડવું.

૬–સાઇટ્રણ મલમ ૧ ભાગ, સાલિત તેલ ૨ ભાગ મેળવી માથામાં રાતે લગાડવું અને સવારે ધોઈ નાખવું.

૭–હીમજી હરડેનું ચૂર્ણ માથે લગાડવું.

૮–કંકોડીનાં મૂળ, ખીજડિયાનાં પાન સમભાગે દહીંમાં મેળવી લેપ કરવો.

૯–હાથીદાંત, રસવંતી સમભાગે બકરીના દૂધમાં ઘસી લગાડવું.

૧૦–નવસાર ૧ ભાગ, સરકો ૮ ભાગ મેળવી માથે લગાડવું.

૧૧–ધાણાને સરકામાં વાટી લેપડી મૂકવી.

૧૨–બકરીની લીંડી પાણીમાં વાટી માથે લેપડી મૂકવી.

૧૩–રેહાન( સબજો–ડમરો )નો રસ માથે લગાડવો.

૧૪–ઇસપન ( એક જાતના લાહોરી ) છોડનું તેલ માથે લગાડવું.

( જુઓ 'ખોડો' )

૧૫-સાપની કાંચળીને ધૂપેલમાં ગરમ કરવાથી પીગળી જાય પછી તેલ માથે લગાડવું.

૧૬-ઈસપન-હરમર-ઈસ્ણંદ લાહોરી એક જાતને છોડ છે. ગાંધીની દુકાને મળે છે, દરદીના ઓરડામાં એની ધુમાડી અપાય તો ત્યાંની હવા સાફ ચોખ્ખી થાય.

ઈસપનના છોડનો રસ ૧ શેર અને સરસિયું તેલ ૧૦ શેર ઉકાળી તેલ બનાવે. તે તેલ માથે ઘસે તો ખોડો, લીખ અને જૂ નીકળી જાય. ઉંદરી મટે.

૧૭-ઉંદરી માટે-આકડાનું દૂધ અને માખણ સાથે ત્રાંબાનો કાટ (Cupri Acet) મેળવી માથે લગાડવું.

૧૮-ઉંદરી માટે સરગવાની છાલનો રસ, કળથીની રાખ, તેલમાં ગરમ કરી માથે લગાડવું.

૧૯-ઉંદરી માથા પર થાય તે માટે દિવેલ અને લીંબુનો રસ સમભાગે મેળવીને લગાડવી. અથવા દિવેલ અને ચૂલા આગળનો ધુંવાસ મેળવી લગાડવો.

૨૦-ઉંદરીવાળા માથા પર ઘી ચોપડવું, તે ઉપર વળગે એટલી ખાંડ ભભરાવવી. માથા ઉપર રહે એવી ઘઉંની રોટલી બનાવવી; ઠીકરાં પર તેનું એક પડ શેકવું. એક કાચું પડ માથા પર મૂકી તે રોટી બાંધી લેવી, ઉંદરીની અંદરના જીવડા બધા રોટીને વળગી આવશે. આ મુજબ ત્રણ દિવસ કરવું.

૨૧-ઉંદરી માટે-ધોળા ઘાસ(ધરો)ના રસમાં ચોખા વાટી માથે લગાડવા.

૨૨-મીઠાને દહીં સાથે મેળવી માથે લગાડવું.

૨૩-ઈંડાંનું તેલ મસળવાથી ઉંદરી મટે છે.

૨૪-ઘોડાવજ સ્ત્રીના દૂધમાં ઘસી લગાડવું.

૨૫-માથા ઉપર તેમજ મૂછ, દાઢી ઉપર કીડ લાગી વાળ ખરી પડે છે તે માટે-ચણોઠીનું મગજ પાણીમાં વાટી, તેમાં ભાંગરાનો રસ ચોથે ભાગે મેળવી તેલ બનાવી લગાડવું-ઉંદરીથી ખરી પડેલા વાળ પાછા ઊગે છે.

૨૬-પટોળાનાં પાનનો રસ ૩ દિવસ લગાડવો.

૨૭-પાતાલયંત્રથી નાળિયેરની કાચલીનું તેલ (ચૂવો) કાઢવું. ૦। શેર ચૂવામાં મોરથૂથૂ, ગંધક તથા ટંકણખાર દરેક ૧ તોલો મેળવી માથા ઉપર લેપ કરવો.

## ઊંદર નાસે-ઉંદર ઓછા થાય

૧-ઉંદર નાસી જાય-જ્યાં ઉંદરનો ઉપદ્રવ ઘણો થતો હોય ત્યાં કૌવચ મૂકી હોય તો ઊંદરો તે જગા છોડી નાસી જાય.

૨-ઉંદરના રહેઠાણ આગળ ઉંદરના પગને વળગે એવી રીતે ૧ લીટીમાં મરચાની ભૂકીની એકસરખી લીટી કરવી. મરચાની ભૂકી ઉપરથી ચાલતાં ઉંદરને

તે ભૂકી લાગે, તેને ખવરાટ લાગે તેથી તે રહેઠાણ છોડી જાય.

૩-જેઠીમધનું ચૂર્ણ લોટમાં મેળવીને ઉંદરને ખવડાવવું.

૪-ગંધકની ધૂણીથી ઉંદર નાસે.

૫-હળદર અને ચૂનો સમભાગે મેળવી ઉંદરના રહેઠાણ આગળ મૂકવું.

## આસવ-અરિષ્ટ

આસવ-જવ છૂંદેલા ૧ ભાગ અને ૪ ભાગ પાણી એ બન્નેને ઉકાળી ૧ ભાગ રાખી, તેમાં ગોળ પ્રમાણસર મેળવવાથી આસવ બને.

આસવ એટલે પકાવ્યા વગરના કાચાં વસાણાં અને ઠંડા પાણીથી જે મદ (વાઈન) થાય તે અરિષ્ટ. એટલે વસાણાંઓને પાણીમાં ઉકાળી કપડાંથી ગાળી જે મદ (વાઈન) બનાવે તે. જુદા જુદા ગૃહસ્થો જુદી જુદી રીતે આસવ બનાવે છે, કોઈ મીઠાશ ઘણી નાખે છે અને પોર્ટવાઈન જેવો મીઠો બનાવે છે.

કોઈ એવું કહે છે કે આસવમાં મીઠાશ ન રહેવી જોઈએ. જે મીઠાશ હોય તેનો મદ (સ્પિરિટ) બનવો જોઈએ. જેમ શેરીવાઈનમાં મીઠાશ નથી તેમ થવું જોઈએ.

એક વસાણાનો ગુણ તેનો આસવ પીવાથી જલદી માલૂમ પડે છે; કારણ કે તે આસવ શરીરની નસોમાં જલદી દાખલ થાય છે. તે વસાણું બીજા આકારમાં ખાવાથી ગુણ જણાતાં વખત લાગે છે.

આસવ અથવા અરિષ્ટ બનાવતાં કાચનું અથવા કોરીનું વાસણ લેવું. તેને ઘીનો હાથ લગાડવો. એટલે જરા ઘી તે વાસણની અંદર ચોપડવું.

રસથી બરણી અડધી ભરવી. બરણી અથવા વાસણ અડધું ખાલી રાખવું; કારણ અંદર ઉત્પન્ન થતી (ગૅસ) હવાને રહેવા માટે જગા ન હોય તો બરણીનું મોઢું ખુલ્લું કરી નાખે. જો મોઢું મજબૂત કરેલું હોય તો બરણી તોડી નાખે. રસવાળાં વાસણ જમીનમાં દાટવાં અને બરણીનું મોઢું ટાઢ અને તડકો લાગે તેમ ખુલ્લું રાખવું. જમીનમાં બરણી દાટવાની કોઈક જરૂર જોતું નથી; આખી બરણી તડકામાં ખુલ્લી રાખે છે.

૨૦ દિવસ પછી બરણીમાં ખમીર ઉત્પન્ન થાય ત્યારે તેમાં અવાજ નીકળે અને (ગૅસ) હવા પેદા થાય. ગૅસને બહાર જવા માટે બરણીનું મોઢું ઢીલું રાખવું, સખત પૅક કરવું નહિ, બરણીનું મોં ખોલી તે પર દીવાની બત્તી ધરવી. અંદર પેદા થતી ઝેરી હવાથી બત્તી બુઝાઈ જશે. એ મુજબ રોજ તપાસ કરવી; જ્યારે બત્તી છેક બારણાના મોઢામાં લઈ જવા છતાં બુઝાય નહિ ત્યારે જાણવું કે આસવ પરિપક્વ થયો. હવે બરણીનું મોઢું મજબૂત પૅક કરવું. હવા અંદર જવા દેવી નહિ. ૩૦ દિન પછી બાટલીઓ ભરવી. ૩૦ દિવસ બરણીમાં

પક રાખવાનુ કારણુ એ કે બહારની હવા અંદર જાય નહિ અને આસવમા બાકી રહેલી હવા ઉત્પન્ન થાય તેનું જોર બાટલો ખમી શકે. કાચની બાટલી હોય તો ફાડી નાખે.

આસવ બની રહ્યા પછી બહારની હવા આસવને લાગે તો ખટાશ ઉત્પન્ન થાય

આસવ બનાવવામા ખમીર(આસવના બીજ)ની પહેલી જરૂર છે દ્રાક્ષ, ગોળ, ખાડ, ધાવડીના ફૂલ, ક્રીમ ટાર્ટર, જેઠીમધ એ ખમીર લાવનાર છે

આસવ બનાવવાનુ વજન-પાણી શેર ૬૪, ગોળ ૨૫ શેર, મધ ૧ાા શેર, ધાવડીના ફૂલ સાથે વસાણુા ૨ાા શેર

જો વસાણુા ઓછા-વધતા પ્રમાણુમા હોય અથવા ગરમી વધારે હોય કે ઓછી હોય તો આટલા કારણોથી આસવ થાય નહિ અથવા થયેલા આસવ જલદી બગડે

ખમીર ઉત્પન્ન કરનારી ચીજો-દ્રાક્ષ, ખજૂર, મહુડા, કેરી, તાડી, પોપૈયુ, પાડું, ચાપા ( ફણસમાથી આખ નીકળે તે), જાબફળ, સુરા(મીઠાશવાળાં ફળો)માં ખમીર ઉપજ કરવાનો કુદરતી કાયદો છે ખમીર ઉત્પન્ન કરે એવી કોઈ વસ્તુ મીઠાશવાળા પાણીમા મળવાથી ખમીર પેદા થાય છે.

ખમીર પેદા થાય ત્યારે રસ ઉપર ફીણ બધાય છે.

આસવ બનવાની ક્રિયા પૂરી થાય ત્યારે ફીણુ નીચે બેસે, અવાજ થતો બધ પડે અને પાણી નીતર્યું થાય.

૮૮ ભાગ પાણી અને ૧૨ ભાગ ગોળ અથવા સાકર મેળવવું. વધારે મીઠાશ હોય તો ખમીર ચડતા વણા દિવસ લાગે અથવા ખમીર ચડે પણ નહિ.

આસવ· શરીરની ફીકાશ માટે-ગોળ ૧ શેર, હરદાતું દળ ૧ શેર, અજમો ૧ શેર, પાણી ૧૦ શેર, ૫ શેર લોખડને ૧ વાસણમા મૂકી, જમીનમાં અથવા અનાજમા દાટવુ. ૧ માસ પછી ગાળીને તે પીવામા ૫ તોલા જેટલુ લેવું.

આસવ· રોહિદા (રોહિતકારિષ્ટ)-રોહિડાની છાલ ૪૦૦ તોલા, પાણી ૪૦૦૯૬ તોલા, ગોળ જૂનો ૬૪ તોલા, ધાવડીના ફૂલ છૂટેલા ૬૪ તોલા, સૂઠ, મરી, પીપર, ચિત્રકમૂલ, ચવક, તજ, તમાલપત્ર, ઇલાયચી, હરડે, બહેડા, આમળાં દરેક ૪ તોલા એ સઘળાને બરણીમા મૂકી, બરણી જમીનમા દાટવી. એક માસ પછી બાટલીમા પૅક કરવું. એ લેવાથી બરોળ, કલેજાનાં દરદ, અર્શ, હૃદયના રોગ, સધિવા, વગેરે દરદોને ફાયદો આપે

આસવની બનાવટ· પાણી ૧૦૨૪ તોલા, ગોળ ૪૦૦ તોલા, મધ ૨૦૦ તોલા, આસવના મિશ્રની ઓષધ ૪૦ તોલા.

આસવ પરિપક્વ થવાનો વખત ઉનાળામા ૬ દિવસ, વરસાદ અને ઠંડી ઋતુમા ૮ દિવસ. જ્યારે વધુ વખત રહે ત્યારે આસવ ખાટો થઈને સરકો બને.

આસવ બનાવવાની રીત: અરિષ્ટ ઉકાળાથી બને, આસવ ઠંડા ઉપચારથી બને, આસવના વાસણને રોજ હલાવવું.

શરૂઆતમાં આસવના વાસણમાં હવા જતી રોકી રાખવી. હવા જાય તો જ ખમીર (Yeast) પેદા થાય. આસવમાંથી નીકળતી કાર્બોનિક હવા બંધ પડે ત્યારે આસવ ગાળી લેવો, નહિ તો ફરીથી બીજી હવા ઉત્પન્ન થાય. ઉપર સફેદ થાય અને સરકો બને. આસવ બન્યા પહેલાં તેમાં હવા જવી જોઈએ અને વાસણ રોજ બે વાર હલાવવું જોઈએ એવું કોઈક કહે છે.

આસવમાં કાચા ચણા મેળવાય છે; તેમાં નાઇટ્રોજન વધારવાની નેમ છે.

ખમીરની ક્રિયા શરૂ થાય ત્યારે આસવની ટેમ્પરેચર (ગરમી ૮૦ થી ૭૫) ફેરનહાઈટ ડિગ્રી થાય. કોઈ વાર ૧૦૦ ડિગ્રી થાય. ગરમી એકદમ વધે તો આસવના વાસણને ઠંડા અથવા બરફના પાણીમાં મૂકવું. જો ગરમી ઓછી થાય તો આસવના વાસણને ગરમ પાણીમાં મૂકવું.

ખમીર ઉત્પન્ન કરવા માટે આસીદ ટેનિકની (ટેનિક ઍસિડ) જરૂર છે, માટે આસવમાં ધાવડીનાં ફૂલ નખાય છે. તેને બદલે કોઈ બાવળની છાલ નાખે છે.

આસવ તૈયાર થાય ત્યારે તેની ગરમી ૮૦ થી ૮૫ ડિગ્રી હોય છે.

આસવ ભરવાનાં વાસણ ચોખ્ખાં જોઈએ. તેમાં જરા પણ ખટાશ હોવી ન જોઈએ. ચૂનાના પાણીથી વાસણ ધોવાય તો ખટાશ રહે નહિ.

આસવ-છૂંદેલા જવ ૧ ભાગ અને પાણી ૪ ભાગને ઉકાળી, ૧ ભાગ રાખી તેમાં ત્રીજે હિસ્સે ગોળ નાખવો.

## આંખનાં દરદો

આંખની ગરમી, આંખની ખજ, આંખની ચેળ, આંખમાં પરવાળાં, આંખમાં વાળ ઊગે, આંખમાં ખીલ પડે, આંખનું તેજ વધે, આંખનો અંધાપો મટે આંખનું ફૂલું આંખમાં ઝામરવા, આંખમાં નજળો આંખે પરદો, આંખે અંધારાં, આંખની ટૂંકી નજર, આંખ ફરકે, આંખનો મોતિયો.

૧–આંખના દરદ માટે: પીળા ફૂલવાળી ગળજીભી (ગાવજીબાન)નો રસ એક તોલો લઈ તેમાં ૦॥ વાલ ફટકડી મેળવી આંખમાં નાખવું.

૨–આંખમાં ગરમી મટે, આંખની ઝાંખ મટે, આંખનો નજળો કાપે: જીરાને પાણી સાથે અથવા બાવળના પાલીના અથવા સંદેસરાના પાનના રસમાં વાટી તેની લેપડી આંખ પર ત્રણ કલાક બાંધવી અથવા આખી રાત બાંધી રાખવી. આ ઇલાજ ચાર દિવસ એકધારો કરવો. આંખમાંથી આંસુ નીકળવા દેવાં.

૦॥ તોલો જીરું સવાર-સાંજ ખાવાથી ઉપલાં દરદોને ફાયદો થાય છે.

આંખનું ભરણ, આંખનાં દરદો માટે–ગધેડાની લાદ માટીના હાંલ્લામાં

મૂકી તેમાં પાણી નાખી એકરસ કરવું. ચિમેડને લૂગડાની પોટલીમાં મૂકી તે પોટલી ગધેડાની લાદવાળા હાંલ્લામાં મૂકી પકાવે, ચિમેડનાં છોતરાં કાઢી નાખી તેનું બહુ જ બારીક ચૂર્ણ બનાવવું. તે ચૂર્ણ આંખની પાંપણની અંદર મૂકી, આંખ બંધ કરવી. આંખ પર રૂ મૂકી પાટો બાંધવો. રાતે સૂતી વેળા આંખમાં આ ભરણુ ભરી અને સવારે પાટો છોડવો.

૩–આંખમાં ખણુ અથવા ચળ મટે–બહેડાંના ઠળિયાને મધમાં ઘસી અંજન કરવું.

આંખની ગરમી–ઝારી, ઝાંઝવાં મારે–રસવંતી પાણી સાથે તાંબાં ઉપર ઘસીને બન્ને આંખે આંજવી. દરદવાળી એક જ આંખે આંજે તો તે આંખ સારી થવા પછી બીજી આંખે દરદ થાય, માટે બન્ને આંખે સાથે આંજવું.

આંખની ગરમી માટે–રસવંતી પાણીમાં ઘસી આંખની આસપાસે લગાડે અને આમલીના પાનની લેપડી આંખ ઉપર ૪ કલાક રાખે તો તરત આંખ સારી થાય.

૪–આખો આવે–આંખો લાલ થાય–ત્યારે આંખનું ભરણુ નીચે મુજબ બનાવી રાતે સૂતી વેળા આંખમાં ભરવું.

ચિમડના પીળા બી (મીંજ) કાઢીને દેવતા ઉપર શેકી બારીક કરવાં, તેમાં જરા વડાગરા મીઠાની કટકી અને છાશનાં ટીપાં નાખી બહુ વાટીને ભૂકો લૂગડામાંથી ચાળી લેવો. તેનું અંજન કરવું.

૫–આંખ દુખે ત્યારે આવળનાં પાતરાને દૂધમાં બાફી આંખ ઉપર પોટલી મૂકવી.

આવળનાં ઝાડના નાના છોડ રેતાળ જમીનમાં દરિયાકિનારે થાય છે. તેનાં પાંદડાં સોનામુખી જેવા છે તેની ઉપર ફૂલ પીળાં, પછી રાતાં થાય છે. તેનાં બીની શિંગ બાવળની શિંગ જેવી થાય છે. મેંઢાના શિંગડાં જેવાં ગોળ આવળને પાંદડાવાળી મેંઢીઆવળ કહે છે; તે સોનામુખી જેવું કામ કરે છે. મીંઢીઆવળને મીઠીઆવળ પણ કહે છે.

૬–આંખ ગળતી બંધ થાય–ઘિલોડીના વેલાના કનનો (જમીનમાં રોપવાથી તેનો વેલો થાય) રસ તોલો ૧, સિંધાલૂણ ૧ રતી વાટી અંજન કરવું.

૭–થુવરનું દૂધ તથા ભિલામું આંખને લાગવાથી તે સૂજી આવે છે ત્યારે પાકી કેરીનો રસ આંખની અંદર તથા બહાર લગાડવો.

૮–આંખના વધુ ખેંચાવાથી ભમરી, મગજની અશાંતિ, હિસ્ટીરિયા થાય છે, રાતે ઊંઘ ન આવે, ગમગીની પેદા થાય, ફેફરું થાય, મગજમાં ગભરામણ; બોલવામાં તોતડાટ થાય ને પીવાની દવાથી ફાયદો ન થાય તો તેની આંખ તપાસી આંખે ચશ્માં પહેરાવે તો બધું દુઃખ દૂર થાય

૯–આંખની ગરમી કાપવા માટે–સાકર પાણીમાં ઘસીને આંખે આંજે છે.

૧૦-આખ આવેલી, આખમા ખીલ માટે-ચણોઠીના પાનનો રસ આંખમા આજવો

આખમા ચણોઠીના પાન આજવાથી રતાશ વધે તો આમલીનો માવો પાણીમા કાઢી આખે આજવો

૧૧-આખના પરવાળા, આખમા વાળ ઊગે તે માટે ઉપાય-ઇંદ્રવરણાના લીલા ફળમા સુરમાનો કટકો મૂકવો તે ફળ સુકાય ત્યારે સુરમો અંદરથી કાઢી બીજા લીલા ફળમા મૂકવો, તે સુકાય ત્યારે સુરમો અદરથી કાઢી ત્રીજા ફળમા મૂકી સૂકવવુ ત્રીજી વારના ફળને સુરમા સાથે બારીક ભૂકો કરીને આખે અજન કરવુ

૧૨-આખની ગરમી, મોતિયો શરૂઆતનો-સાકર અને હીમજી હરડે પાણીમા ઘસી આખે આજે તો આખનો મોતિયો અટકે અને આખના બીજા દરદોને ફાયદો થાય આ ઘસારો રોજ તાજો જોઈએ દિવસમા બે વાર આજવો જોઈએ અને તે ઘણા મહિના સુધી ચાલુ રાખવો જોઈએ આ ઇલાજ અસલ અને ઘણો જાણીતો છે

અગ્રેજી ડૉક્ટરો આખના દરદો માટે ઍસિડ ટેનિક વાપરે છે, તે ઍસિડ ટેનિક હરડેમા છે આગલા જૂના અગ્રેજી ડૉક્ટરોનો અભિપ્રાય હતો જે ફૉસ્ફરસ તેલ આખમા આજવાથી મોતિયો કપાય છે તે ફૉસ્ફરસ સાકરમા છે એટલે હરડે અને સાકરનો ઘસારો દેશી વૈદ્યો તેમ જ અગ્રેજી વૈદ્યોમા આખના દરદો માટે ઉપયોગી ગણેલો છે

૧૩-છોકરાઓની આખ આવે, આખમા ખીલ થાય ત્યારે છોકરાઓનો મામો અરણીની સોટી આતવારે કાપી લાવી તેના ઝીણા નાના કકડા કરી માળા બનાવી છોકરાઓને પહેરાવે તો આખ સારી થાય એવી કહેવત ચાલે છે

આખમા ખીલ વારવાર થતા હોય તે માટે ૦॥ તોલો ધાણાનો પાક રોજ સૂતી વેળા ખાવો

ધાણાપાક-૧ શેર ધાણાને છૂદવા, તેના છોતરા કાઢી નાખવા ધાણાના મગજને ખૂબ વાટવો જેમ બહુ વાટે તેમ ગુણ વધે તેમા ચાદીના વરખના બે પાના નાખવા અને એ બધુ ૧ શેર ગુલકદમા મેળવવુ

૧૪-અધાપાનો ઉપાય-અળસિયા છૂદીને રૂ સાથે મેળવી તેની બત્તી બનાવવી તેને ઘીમા મૂકી સળગાવી, કાજલ પાડી આખે અજન કરે તો રાતે અધારામા પણ દેખાય ચોર લોકોને આ અજન જાણીતુ છે તે ચોરો અધારામા કામ કરી શકે છે એવુ બોલાય છે અળસિયામા તાબુ હોય છે, તે તાબુ ખરડ હોય છે, તેને નરમ કરવાની નીચે મુજબ રીત છે

ઘોડાના નખ, હાથીદાત, ભેસના અથવા બકરાના શિગડા મધ, ઘી ગોળ, ચણોઠી ટકણખાર, સમભાગે મેળવવુ ૧ ભાગ બરડ ધાતુ (ત્રાબુ, રૂપુ અથવા સોનુ ) અને ⅛ ઉપની મેળવણીને સાથે પિગળાવવાથી ધાતુ નરમ માખણ

જેવી થાય છે.

૧૫-આંખનું તેજ વધે-૨ તાલા સોનામુખી અને ચોપચીની ૧ તોલો છૂદીને ફાકી બનાવી ોા તોલો ૪૧ દિવસ ખાવી.

૧૬-આંખનું દુખવું મટે-સત્યાનાશીનો રસ આંખમાં આંજવો.

૧૭-આંખ ગળતી બંધ થાય-ઘિલોડાના વેલાના કનનો રસ તોલો ૧, સિંધાલૂણ ૧ રતી બન્નેને વાટી અંજન કરવું.

૧૮-આંખમા કચરો જાય ત્યારે ઓરતનું દૂધ આંખે આંજવું.

૧૯-આંખની ગરમી કપાય-દાડમના દાણાનો રસ આંખમાં મૂકવાથી ગરમી કપાય છે.

૨૦-આંખની ગરમી કાપે-માથું બોડાવ્યા પછી દિવેલાનાં પાન એ માથા પર બાંધવાં. માથાના વાળ મોટા હોય તો ગુણ લાગે નહિ.

૨૧-આંખનું અંજન-દારૂડિયો-દારૂડી-સત્યાનાશીના-છોડનો રસ ૧ તોલો, સુરમો કાળો તોલો ૦ા, કાળાં મરી ૧૧ દાણા, ૩ કલાક ખરલ કરી શીશીમાં ભરવું.

૨૨-આંખનું અંજન-દારૂડીનો રસ અને એટલું જ ઘી ૬ કલાક ઘૂંટવું અને અંજન તરીકે વાપરવું.

૨૩-આંખનાં દરદો માટે-૦ા તોલો સોનામુખી શેરડીના રસ સાથે રોજ ખાવી.

૨૪-આંખની રોશની વધે-કાળી મૂસલી અને સોનામુખીનું ચૂર્ણ ૦ા તોલો રોજ સેવન કરવું.

૨૫-આંખનું તેજ વધે-ત્રિફળાનો ભૂકો કુંવારના રસમાં ખરલ કરી ૧૪ દિવસ તેનું અંજન કરવું,

૨૬-આંખનું તેજ વધે-સળગમ (સલગમ, એક જાતનું શાક) પકાવેલું ભૂખે પેટે ખાવું.

૨૭-થોરનું દૂધ આંખમાં પડ્યું હોય તો આમલીના પાનના રસનાં ચાર ટીપાં આંખમાં નાખવાં અને આમલીનો પાલો દરદીને ખવડાવવો અથવા ગાયના છાણનો રસ ૪ ટીપાં આંખમાં નાખવાં.

૨૮-બાળકોની આંખો આવે તો પહેલાં દિવેલનો જુલાબ આપવો.

૨૯-આંખનું તેજ વધે-રતનજ્યોતના દૂધમાં રૂ ભીંજવી તેને સૂકવીને દિવેટ બનાવે. એક કાદવના કોડિયામાં ઘી મૂકી, તે દિવેટ સળગાવે અને કાજળ પાડે. તે કાજળ કાંસાના વાસણમાં રાખવું અને અંજન કરવું.

૩૦-આંખની ઝાંખ મટે-આંખની અંદર ઠંડા પાણીના ફડકા રોજ ૩ ચાર મારવાથી આંખની ઝાંખ અને ગરમી મટે.

૩૧-આંજણી-આંખનાં પોપચાં ઉપર ફોડકી થાય તે ઉપર ચણોઠીનું મગજ પાણીમાં ઘસી લગાડવું.

આંજણી આંખ પર થાય તે માટે-ગાયનું દૂધ અને ભેંસનું છાણુ સમભાગે મેળવી લગાડવું.

હાથની આંગળી બીજા હાથની હથેળી પર ઘસવી. ગરમ થાય ત્યારે આંજણીને તે આંગળી લગાડવી. આમ ઘણી વાર કરવું.

આંજણી માટે-સિંદૂર અથવા લખવાની કાળી શાહી લગાડવી.

૩૨-રોશની આંખમાં વધે-કાળી મૂસળી બકરીના દૂધમાં ઘસી અંજન કરવું.

૩૩-નબળી આંખવાળા દરદીએ પગના તળિયે અને માથા પર હમેશ દિવેલ મસળવું. ત્રિફળાનું ચૂર્ણ ખાવું અને તેનાં ટીપાં આંખે મૂકવાં.

| | |
|---|---|
| ૩૪-આંખે નજલો | ચણોઠીનું મૂળ બોકડાનાં મૂતરમાં ઘસી અંજન |
| ,, ઝાંખ | કરવું. |
| , પડદો | મોથને પાણીમાં ઘસીને અંજન કરવું. |
| ,, અંધારાં | સરગવાનાં પાનનો રસ અને મધનાં ટીપાં મૂકવાં. |

૩૫-ઝામરવા-૪ વાલ ગળોનું સત્ત્વ દૂધમાં ઉકાળી પીવું, દરદ નરમ રહેશે.

૩૬-પરવાળાં-પાંપણના વાળ અંદર આંખમાં વળી જઈ દુઃખ થાય છે તે માટે ૨ તોલા સુરમાના પથ્થરને ૧ તાજા ઇંદ્રવરણાંના ફળમાં ખોસવો. ફળ સુકાઈ રહે ને તે સુરમો બીજાં-ત્રીજા ફળમાં એ મુજબ ૩ વાર પકવી સુરમો બારીક કરી આંખે આંજવો.

૩૭-આંખની ઝાંખ માટે-નિર્મળીનાં બી ઝેરકચોરાનાં જેવાં છે. ગંદું પાણી હોય તેમાં તેને નાખવાથી પાણી નીતર્યું નિર્મળ બને છે. આંખની ઝાંખ તોડવા અને આંખને તેજી આપવા નિર્મળી કપૂર અને મધ સાથે મેળવી આંખે લગાડવી.

૩૮-આંખનું તેજ વધે, આંધળો દેખે-કાળા નાગના પેટમાંની ચરબી લોઢાના વાસણમાં તાવવી. તેની કાજળ બહુ કાળજીથી પાડવી. માટીના કોડિયાને સંદેસરાનો રસ ચોપડી છાયામાં સુકાડવી. સાપની ચરબીનું તેલ લોખંડના વાસણમાં મૂકવું, અંદર દિવેટ મૂકી તેની ઉપર બે વાલ એલચીનો ભૂકો દિવેટના મોઢા આગળ મૂકી પછી દીવો સળગાવીને ઉપર પેલું કોડિયું ઢાંકવું અને કાજળ પાડવું. આ મેશ આંખમાં આંજે તો આંધળો પણ જોતો થાય.

૩૯-ટૂંકી નજર-પરવાળાં-આંખનાં દરદો માટે-સાટોડીનું મૂળ ઘસી અંજન કરવું.

૪૦-આંખનું તેજ વધે-સફેદ મરી ૦। શેર, સાકર ૦। શેર એની મેળવણી બનાવી કોઠીના વાસણમાં મૂકવું. તે વાસણ પાણીવાળી એક તપેલીમાં તરતું રાખે. તે તપેલીના ઉપર કાદવનું પાણીથી ભરેલું વાસણ મૂકવું. ચૂરણ એક તોલો રોજ બે વાર ખાવું.

૪૧–આંખના દરદ માટે-મમીરો છૂંદી ઘી સાથે મેળવી બત્તી સળગાવે અને કાજળ પાડે, તે કાજળ આંખે આંજવું.

૪૨–મમીરી એ મમીરોના જેવી છે. તેને મળતી આવે છે. હરદ્વારના પહાડ પર થાય છે.

મમીરો નર છે અને મમીરી નારી છે. મમીરી દિવસે જોવામાં આવતી નથી એના ચળકાટથી તે રાતે જણાય છે, એનું મૂળ સફેદ ભૂખરા રંગનું હોય છે.

કોઈ ઝાડના મૂળિયાંને નાઇટ્રિક એસિડના પટ આપે અને પછી તે મૂળિયું ગળીથી રંગેલા કપડા ઉપર ઘસે તો કાળો રંગ નીકળી જાય. લુગડું સફેદ થાય. આવો દેખાવ કરી તે મૂળિયા મમીરા તરીકે ઓળખાવે.

૪૩–ઝામરવા-ઝુકોમા-મમીરાના મૂળિયાંને ઘસી સાફ બનાવે તે આંખની કીકી ઉપર પાચ મિનિટ દાબી રાખે તો આંખમાંથી ગરમ પાણી નીકળે અને ઝામરવા મટે.

આફ્રિકામાં હોદીદા ગામમાં એ મળે છે. આરબ લોકો એને હરચુટ્ટંટિયા કહે છે

૪૪–ઝામરવા માટે-આંખની કીકી ઉપર મમીરો લગાડવાથી આંખનું પાણી ખસે છે.

૪૫–ધોળી સારોડીનું મૂળ મમીરા જેવુંજ અકસીર કામ કરે છે.

કાસ્મીર તથા કાબુલમાં મમરાના છોડ થાય છે. એના છોડ ઠંડકમાં ઊગે છે. તેના ઉપર રાતે રોશની દેખાય છે. એની ગાંઠ હળદરની ગાંઠ જેવી પણ બહુ સખત રહે છે. કાગડાની પીછ ઉપર પાણી લગાડી મમીરો ઉપર ઘસે તો કાળું પીછ સફેદ થાય છે.

૪૬–ઝામરવા, માથે દુખાવો થયા પછી થયેલો અંધાપો મટે-મમીરાને પાણીમાં ઘસી અંજન કરવું.

૪૭–આંખમાં પાંપણ ઊગે-રસવંતી, હરડે અને સાકર પાણીમાં ઘસી આંખની આસપાસ લગાડવી અને આંખમાં અંજન કરવું.

૪૮–આંખનો ડોળો ઝૂકી પડે તો-કાચા ચણાની દાળની લેપડી ડોળા ઉપર બાંધી તે ઉપર પાટો બાંધી ૩ દિવસ રહેવા દેવી.

૪૯–આંખમાં તમ્મર આવે તે માટે-કાળી મૂસળી દિવેલમાં મેળવી અંજન કરવું.

૫૦–આંખ ફરકતી હોય, આંખમાં ચચરાટ થાય ત્યારે-મધમાં સિંધવ ઘસી આંખમાં અંજન કરવું અથવા કડપની પાતરી પાણીમા ભીંજવી વાટીને આંખ પર મૂકવી.

૫૧–આંખની ગરમી માટે-રસવંતી દૂધમાં અથવા લીંબુના રસમાં ઘસીને લગાડવી.

પર—જેઠીમધ મધમાં ઘસી લગાડવું.

પ૩—આંખની રતાશ કમી થાય—ગુલાબજળનાં ટીપાં આંખમાં નાખવાં.

પ૪—આંખ ઊડે (બાળકની) તે માટે—માતાના દૂધમાં ફટકડીનો ભૂકો મેળવી તેની સળી બનાવવી; તે સળી આંખમાં આંજવી.

પપ—આંખ બગડવાનું એક કારણ આંખોને દિવસની રોશનીથી કામ થઈ શકે તેટલું કરવા દેવું એક કુદરતી નિયમ છે. રાતે અંધારામાં આંખને આસાયેસ આપવી એ કુદરતી કાયદો હતો વખતના ફેરફાર સાથે અને કામનો બોજો વધવાને લીધે રાતે બત્તીથી કામ કરવાનું શરૂ થયું. જ્યાંસુધી દિવેલ અને કોપરેલની બત્તીથી કામ થયું ત્યાંસુધી આંખનું તેજ ઘટેલું જણાયું નહિ વખત જતાં, જાતજાતની વધુ રોશની વધતી ગઈ તેમ આંખો નબળી થતી ચાલી. નાના બાળકને રોશનીથી આંખનું તેજ ઘટે છે. આંખ બગડે છે તેથી તરતના જન્મેલાં છોકરાની આંખને નુકસાન નહિ થવા દેવાના હેતુથી દિવસની રોશનીથી બચાવવા, તેઓને ઘણા દિવસ અંધારી ઓરડીમાં રાખવાનો રિવાજ અસલથી હતો. કેટલીક ન્યાતમાં રિવાજ એવો છે જે ૪ માસ સુધી તરતના જન્મેલા બાળકને ચાંદની રોશની જોવા દેવી નહિ. સુવાવડી સ્ત્રીને અંધારી ઓરડીમાં રાખવાની મૂળ મતલબ આ હતી. કુદરત તરફ જોતાં આ રિવાજને ટેકો મળે છે. જે કુતરાં બિલાડાં, ચકલી, કાગડા, ઊંદર વગેરેનાં બચ્ચાંની આંખો જન્મ્યા પછી ઘણે દિવસે, આંખોને રોશની જોવાની શક્તિ આવે છે ત્યારે જ તેઓની આંખો ખૂલે છે, આ કાયદો હવે અમલમાં રહેતો નથી તેથી બાળકોની આંખ જલદી બગડે છે. આ જમાનામાં ઉદ્યોગ વધ્યો છે અને તેથી ઘણા કલાક દીવાની બત્તીથી કામ કરવું પડે છે. વધારે અને વધારે તેજવાળી બત્તીથી હવે કામ લેવામાં આવે છે; તેના પરિણામમાં આંખનું તેજ ઘટે છે, અને ચશ્માંની મદદ લેવાની જરૂર જણાય છે. આંખના બચાવ માટે સ્કૂલમાં જતા છોકરાઓને કોપરેલ, દિવેલની બત્તીથી જેટલું કામ થઈ શકે તેટલુંજ કામ રાત્રે કરાવવું.

પ૬—સો વાર ધોયેલા ઘીમાં અથવા ઘણા વખતના જૂના ઘીમાં સિંદૂર મેળવી આંજણી પર લગાડવું.

પ૭—રસવંતી સુંઠ, મરી, પીપરનું ચૂર્ણ આંજણી પર લગાડવું.

પ૮—આંબાનું પાન ઝાડ પરથી તોડતાં તેની દાંડીમાંથી જે ચીકણો પદાર્થ નીકળે તે આંજણી પર લગાડવો

પ૯—બેસના પાનનો રસ દૂધ સાથે મેળવી લગાડવો

૬૦—સફેદ ચણોઠીનું મૂળ સ્ત્રીના દૂધમાં ઘસી આંજણી પર લગાડવું.

૬૧—ફૂલ કપાવ—સત્યાનાશીનો રસ ૧ થાળામાં ૦॥ ઇંચ ઊંચો ભરવો, થાળાને પહેલો ઘીનો હાથ લગાડી પછી તડકામાં મુકવું. ધૂળ જવા દેવી નહિ.

એની ટીકડી બનાવવી, તે ઘીમાં અથવા દૂધમાં ઘસી આંજવી. આ ટીકડી એક વર્ષ પછી નકામી થાય.

૬૨-નિર્મળીનાં બી મધમાં ઘસી આંજે તો ફૂલું મટે.

૬૩-અક્કલકરાના ચૂર્ણને ઘેટીના દૂધમાં ૩ દિન ખરલ કરી. તેની ગોળી બનાવવી. તે પાણીમાં ઘસી આંજવી. ૧ માસ સુધી રોજ બે વાર આંજવાથી ફૂલું મટે.

૬૪-મલમલના કટકાને આકડાના દૂધમાં ૭ વાર પટ આપવા. માટીના વાસણમાં તે બાળવા. તેને માખણ સાથે મેળવી આંજે તો જાનવરનું ફૂલું પણ મટે.

૬૫-શીતળાનું ફૂલું-મોરથૂથુ ટાંક ૧, સાઠીચોખા ૧ નવટાંક, ગધેડીના દૂધમાં પીસી ગોળી બનાવવી. તે પાણીમાં ઘસી ૧૧ દિવસ અંજન કરવું.

૬૬-દાભડા ઘાસનું મૂળ કાને બાંધવું. અઘેડાનું મૂળ પાણીમાં ઘસી આંજવું. દારૂડી(સત્યાનાશી)નું દૂધ ૧ ટીપું, ઘી ૩ ટીપાં એની મેળવણી કરી શીશીમાં રાખવું. ચાલુ અંજન કરે તો શરૂઆતનો મોતિયો, ફૂલું, આંખની ઝાંખ, રતાંધળો, ઝામરવા વગેરે દરદોને ફાયદો આપે છે. આ ઇલાજ નિર્ભય છે.

૬૭-આંખે અંધારાં આવે તે માટે-પિત્તથી મસ્તક ચડે અને આંખે અંધારાં આવે ત્યારે ધાસિયા પિત્તપાપડાનું ચૂર્ણ તેલમાં મેળવી તાળવા ઉપર અર્ધો આંગળ જાડો લેપ કરવો.

૬૮-આંખની પાંપણ ખરી પડે એ માટે-ચંબેલીનું તેલ ઈંડાની સફેદી સાથે મેળવી આંખે આંજે તો વાળ પાછા ઊગે.

૬૯-એરંડિયા તેલને ખૂબ ઉકાળી અંદર બારીક મોરથૂથુ નાખી મેળવવું. રોજ ૩ વાર આ તેલ આંખે આંજવું. એથી ખરી ગયેલી પાંપણ પાછી થાય. એ તેલ ૫ તોલા, મોરથૂથુ ૨ વાલ.

૭૦-આંખે કાંકરો ખૂંચે, આંખ ખટકે, આંખ દુખે, માટે-આકડાના દૂધમાં ભીંજવેલું રૂનું પૂમડું પગના અંગૂઠાના નખ ઉપર મૂકવું.

કરણનો એકસ્ટ્રેકટ અંગ્રેજી એકસ્ટ્રેકટ નકસવોમિકા તથા અફીણના જેવો ગુણ ધરાવે છે અને તેના જ પ્રમાણમાં ખાવામાં લે છે.

૭૧-ફૂલું, મોતિયો-આંખનું ફૂલું તથા શરૂઆતનો મોતિયો સારો થાય. ઉપર મુજબનો કરણનો મલમ આંખે લગાડે છે અથવા અંગ્રેજી એકસ્ટ્રેકટ બેલેડોનાં ટીપાં બનાવીને આંખમાં નાખે છે. તે મુજબ એકસ્ટ્રેકટ કરણનાં ટીપાં બનાવી આંખમાં મૂકે તો ફૂલાને તેમ જ મોતિયાને ફાયદો કરે છે.

૭૨-આંખનાં દરદો, મોતિયો, ઝામરવા સારો થાય-કાંસાની થાળીને જરા ઘી લગાડીને દારૂડીના છોડનો રસ મૂકવો. તે સુકાય ત્યારે તેની ટીકડી બનાવવી. આ ટીકડી દૂધમાં ઘસી આંખે લગાવ્યા કરવી.

ઓટોપિયા, પોટાસ આયોડાઇડ અને મરક્યુરીના મલમ જેવું એ કામ કરે છે. આ વાપરવામાં જરાયે જોખમ નથી.

૭૩–આંખનું ફૂલું મટે–દારૂડીના છોડમાંથી પીળો રસ નીકળે છે તે એક ભાગ અને ઘી ૩ ભાગ મેળવી શીશીમાં ભરી રાખે અને તેમાંથી રોજ અંજન કરે. ફૂલા માટે આ રામબાણ ઇલાજ છે.

૭૪–આંખને મોતિયો અટકે–ત્રિફળા, જેઠીમધ, તજ અને દારૂ ગાળવાના મહુડાનું સમભાગે ચૂર્ણ બનાવી ૦॥ તોલો ચૂર્ણ મધ અને ઘી સાથે ૪૦ દિવસ સવારે આવું.

૭૫–આંખનું ફૂલું–ગાયના દૂધમાં સૂંઠ ઘસી અંજન કરવું.

૭૬–આંખનું ફૂલું કપાય–શોધેલું સમુદ્રફળ બકરીના પેશાબમાં ઘસી અંજન કરવું.

૭૭–ફૂલું આંખનું નરમ અને કાચું હોય તો જીરાના પાણીનાં બબ્બે ટીપાં આંખમાં મૂકવાં.

૭૮–ફૂલું–ગધેડાના દાંતને પાણી સાથે ઘસી આંખમાં આંજે તો આંખનું ફૂલું મટે.

૭૯–આંખનું ફૂલું–ધિલોડીના છેરને માતાના દૂધમાં ઘસી આંખે લગાડવું અથવા ચકલીની અઘારમાં સાકર વાટી આંખમાં ભૂકી ભભરાવવી અથવા સફેદ મૂસળીને સ્ત્રીના દૂધમાં ઘસીને આંજવી અથવા ફટકડીના ચૂર્ણનું અંજન કરવું.

૮૦–ફૂલું આંખનું–ચકલીની અગાર અને સાકર સમભાગે મેળવી તેની બારીક ભૂકી આંખમાં મૂક્યા કરે તો ફૂલું કપાય.

૮૧–આંખનું ફૂલું બે માસનું હોય તે મટે–કપૂરને વડના દૂધ સાથે મેળવી આંખમાં અંજન કરવું. એમ ઘણા દિવસ ચાલુ રાખવું.

૮૨–આંખમાં ફૂલું–ફૂલું સફેદ જગ્યા ઉપર હોય તો ૧ વાલ ફટકડી અને ૨॥ તોલા પાણી મેળવી તેનાં ટીપાં આંખમાં નાખવાં. એ બહુ જ અકસીર ઇલાજ છે.

૮૩–આંખના કાળા ભાગમાં ફૂલું પડે તો વડાગરું મીઠું છાશમાં મેળવી અંજન કરવું.

૮૪–આંખનું ફૂલું મટે–ધોળી મૂસળી સ્ત્રીના દૂધમાં ઘસી ૨૧ દિન આંજવી.

## આંટણ

૧–આંટણ ઉપર ચંબેલીના પાંદડાનો રસ મૂકે છે, તેથી આંટણ નરમ થાય છે. ઘઉંનું થૂલું સરકામાં ભીંજવીને આંટણ ઉપર બાંધવું.

૨–કાંદો છૂંદી આંટણ ઉપર મુકાય છે. તજનું તેલ આંટણ પર લગાડ્યા કરવું.

## અંતરગળ-ગોળીમાં આંતરડું-ગોળીનો આજાર-સારણગાંડ-ગુલ-ગોટો, વધરાવળ

૧-દારૂહળદર ગોમૂત્ર સાથે ખાવી.

૨-ગોળીમાં આંતરડું ઊતરે તે માટે નવસારી પ્રાંતમાં કામરેજ તાલુકાના હલદર્ ગામમાં નીચે મુજબ ડામ દઈ સારું કરે છે.

જે બાજુએ સારણગાંડ હોય તેની સામેની બાજુના હાથની બાજુ પર ડામ મૂકે છે ડામ કઈ જગા પર મૂકવો તે ચોક્કસ કરવા માટે નીચે મુજબ કરવું.

જે હાથ ઉપર ડામ દેવાનો હોય તે હાથને બીજા હાથથી પકડવો. એટલે બીજો હાથ પીઠ પાછળ પસાર કરી તે હાથ વડે પેલા ડામ દેવાના હાથની બાજુ પકડવી. બને એટલી ઊંચાઈએથી બાજુ પકડવી. તેમ કરતાં અંગૂઠો ડામ મૂકવાની બાજુની જે જગા પર પહોંચે ત્યાં નિશાની કરવી. આ નિશાન કરેલી જગા ઉપર લાલચોળ કરેલા લોખંડના પાતળા સળિયાથી ડામ દેવો. તેને ૨૦ દિવસ ઝરવા દેવો. પછી બાવળની છાલનું ઉકાળેલું પાણી લગાડી રૂઝ લાવવી.

ડામ દેવાની અંગ્રેજી રીત મુજબ પેલી નિશાની કરેલી જગા ઉપર બ્લિસ્ટરિંગ પેપર મૂકે. ફોલ્લો પડે તે ફોડે. તેમાં કાચો ચણો મૂકી બાંધી દે. તે ચણાવાળી જગાએ ખાડો પડે ત્યારે તે ખાડામાં મીણની ગોટી મૂકે ને જખમને ઝરવા દે, રૂઝ આવવા દે નહિ. ૨૦ દિવસ પછી રાજમના મલમની પટ્ટી મારી રૂઝ લાવવી.

અંતરગળ-Rupture, inguinal Hernia બે જાતના છે, રિડ્યુસએ એટલે જે ચડે ઊતરે તે અને સ્ટ્રેનગ્યુલેટેડ એટલે ઊતર્યા પછી પાછો ચડે નહિ તો એમાં જોખમ ઘણું છે.

૩-ચડ-ઊતર અંતરગળ માટે શરૂઆતમાં જ જંતર (પટ્ટી) વાપરે તો તે દરદ નીકળી જવાનો સંભવ છે.

૪-અંતરગળ બાળકને હોય તો નવસાર ૦ાા તોલો, સ્પિરિટ ૨ાા તોલા, પાણી શેર મેળવી તેનાં પોતાં મેલવાં.

૫-અંતરગળ પાછી ચડે નહિ ત્યારે ઘેટીના ૧ તોલા ઘીને કાંસાની થાળીમાં ફીણવું. તેમાં ૦ાા તોલો રાળ નાખી ફરી ફીણવું. તેમાં વછનાગ ૦ા તોલો મેળવી તેનો ગોળા પર લેપ કરવો.

૬-તંબાકુનાં લીલાં પાન ઉપર શિલારસ લગાડી ગોળાએ બાંધવું. લીલી તંબાકુ ન મળે તો સૂકીને પાણીમાં ભીંજવી નરમ થાય ત્યારે વાપરવી. સૂકી તંબાકુ વાપરવાથી ઓકારી આવે, જીવ ગભરાય.

૭-અંતરગળની શરૂઆતમાં મેથીના દાણા ૦ા તોલો આખા પાણી સાથે રોજ બે વાર ગળે તો ૧૫ દિવસમાં ફાયદો થાય.

૮–ખડુમડીનાં પાન રૂપિયાના આકારનાં થાય છે. એની દાંડી લાલ છે. અરૂના પાતરાંની દાંડી માફક એની દાંડી પાતરાંની વચ્ચે થાય છે. જે બાજુએ અંતરગળ હોય તેની સામી બાજુએ ગરદનની પાસે ખાંધ આગળ એનું એક પાન દાબી રાખે તેથી બ્લિસ્ટર (ફોડકીઓ) ઊઠે. તેને ફોડી ૧૫ દિવસ ઝરવા દે. રૂઝ આવવા દે નહિ.

૯–મીંઢળનાં બી અને લીંડીપીપર બબ્બે વાલ મધ સાથે રોજ ખાય.

૧૦–હાથના અંગૂઠા ઉપર એક મોટી અને જાહેરમાં દેખાતી નસ છે તેને ગરમ કરેલા લોઢાથી ડામે. જો ડાબી બાજુની ગોળીમાં આંતરડું ઊતરે તો જમણા હાથના અંગૂઠાની નસ પર ડામ મૂકે. જો જમણી બાજુની ગોળીમાં આંતરડું ઊતરે તો ડાબા હાથના અંગૂઠાને ડામે.

ગરોળી(જાનવર)ના માંસનો બાફ આપવાથી વધરાવળ અને આમણનું દરદ નરમ પડે.

ઘઉં(ગોધમ)ના છોડનાં મૂળ ઘેટીના દૂધમાં વાટી લેપ કરે અને દિવેલ પીવું રોજ ચાલુ રાખે. એક અથવા બે ઝાડા ખુલાસાથી આવે એટલું જ દિવેલ રોજ દૂધમાં પીએ. ગામડી દિવેલ કાચું લાવી તેને ઉકાળી તેલ ઘરમાં તાજું બનાવું તે ઉત્તમ છે. ૮ દિન ચાલે એટલું જ બનાવ્યા કરવું.

જંતર પહેરો અથવા કચ્છો એવી રીતે બાંધવો જે આંતરડું બહાર દેખાતું હોય તેને દાબે. આ રીત ચાલુ રાખવાથી તરતનું દરદ નરમ પડે અને આગળ વધે નહિ.

લેપ—સિંધવ, ખુરાસાની અજમો, તંબાકુ (જરદો) દરેક ૨ તોલા, ગધેડાની લાદ ૦। શેર પાણી સાથે ગરમ કરી જાડો લેપ બાંધવો અને ઇંગોરિયાંના બી ૧ ચણોઠીભાર રોજ બે વાર પીવો. એથી ૩ દિનમાં ફાયદો થાય છે.

અંતરગળ એટલે ગોળીનાં દરદો આઠ જાતનાં છે.

જળ (પાણી) ભરાવાથી થાય તે 'વધરાવળ'
લોહી ,, ,, રક્તજન્યવૃદ્ધિ
પવન ,, ,, વાયુજન્ય

આંતરડું કોથળીમાં ઊતરવાથી થાય તે સારણ. સોજો (ગ્રંથિ થવાથી) અને ચામડી જાડી થવાથી.

ઉપાયોમાં ડામ દેવો, વાયુને કાઢનારી દવાઓ, દસ્ત સાફ લાવનારી દવાઓ, પસીનો લાવનારી, ઊલટી કરાવનારી દવાઓનું સેવન કરવું. સારણ હોય તો પટ્ટો લગાડવો.

વધરાવળ માટે ઉત્તમ છે. ગોળીના મૂળમાં ડામ દેવો અથવા કાનની વચમાં ગરમ અથવા ઠંડી સોય ભોંકી કાણું પાડવું. કાનમાં દોરો પરોવેલો ૧ માસ રાખવો. હાથની ટેરી ઉપર હાથની કોઈ પણ આંગળી વચ્ચે આંગળી

એંચીને પછી ડામ દેવો. હાથના પોંચા આગળ વચલી આંગળીની નસ ઉપર આડો ડામ અંતર જે બાજુએ હોય તેની સામી બાજુએ દેવાય. ડામ દેવાયેલી નસો ગોળી સાથે સંબંધ રાખે છે; એટલે એ નસનું મોઢું ૧ નાકેથી ખુલ્લું થાય તો ગોળીનો પવન, પાણી અને લોહીની રસીને બહાર નીકળવાને માર્ગ મળે છે.

સોય ભોંકતાં દરદ થાય નહિ માટે અંગ્રેજી વૈદકમાં કોકેન લગાડે છે, તેમ દેશીમાં દેડકાને આખો અથવા તેના શરીરનો કોઈ ભાગ ૨ કલાક બાંધી રાખે તો ચામડી સુન મારી જાય છે. અથવા સોય ભોંકવાની જગ્યા ઉપર મીણ તાવીને ખમી શકાય એટલું ગરમ લગાડવું તેથી મીણની પોપડી બંધાય; તે પોપડીમાં સોય જાય તો ચામડીને દરદ થાય નહિ. આ ઇલાજ ગળની ચામડી પર કરી, સોય ચામડીમાંથી ફોડી કાઢો તો અનુભવ થશે.

પોત મૂકવાની રીત-ઘૂંટણ નીચે પિંડી ઉપર અથવા ઘૂંટણ આગળ જાંઘ ઉપર અથવા ભુજાની ઉંદરી ઉપર સળગાવેલા હળદરના ગાંઠિયાથી ડામ દેવો. તે ઉપર ફોલ્લો થશે. આકડાના દૂધમાં સૂતરને ભીંજવી તેની દડી બોર જેટલી મોટી બનાવી મૂકવી, તે ઉપર કોઈપણ જાતનું પાતરું બાંધવું. ૮ દિન પછી તે જગ્યા ઉપર કાણું પડશે. તે કાણા પર ચોખ્ખું મીણ ગોટી કરી મૂકવું. પાટો બાંધવો. આ રસી નીકળતી જગ્યા રોજ ધોવી. મીણની ગોટી ધોઈ પાછી મૂકવી, પાટો બાંધવો. આ મુજબ રોજ કરવું. શરીરમાંથી પાણી અથવા રગડો કાન વાટે નીકળતું બંધ થાય, દરદને ફાયદો થયેલો જણાય ત્યારે પેલા કાણાને (જખમને) રૂઝ લાવવું હોય ત્યારે મીણની ગોળી પેલા ચાંદા પર મૂકવી નહિ, પણ બોરડી, બાવળ, પીપરની છાલના ઉકાળાથી તે ચાંદું રોજ ધોવું અને રૂઝનો મલમ લગાડવો. બીજી એક જાતનો ડામ અથવા પોત-પગની પિંડી ઉપર પેન્સિલથી પાતળી સૂતરની દોરી બાંધવી. ગોળી સાથે સંબંધ રાખનારી નસ ૨૧ દિન પછી ફૂલશે. આ ફૂલેલી નસને ફોડવી, કાણું પાડવું તે માટે ચિતરાના મૂળનું ચૂરણ તેલમાં ગરમ કરી નસ ઉપર મૂકવું. ખરાબ પાણી તે જખમમાંથી બહાર નીકળવા દેવું. જ્યારે દરદ નરમ પડે ત્યારે ટોપરાંને બાળી તેના ચૂરણને પાણી સાથે મેળવી માખણ જેવું ઘટ બનાવે તે જખમ પર મૂકવું. પોતું મૂકવા પહેલાં અગત્યના બી (ભુક્કા) ૮ વાલનું ચૂરણ ખાવું. આ ઇલાજથી ઘણાં વરસના દુઃખી દરદીઓ સારા થાય છે.

ખાવાની દવા-ઇગોરિયાનાં બી ચણોઠીભાર વાસી પાણી સાથે સવાર-સાંજ લેવાથી જરૂર ગુણ જણાય છે. આ ઇલાજ તદ્દન સુગમ, સરલ અને ચોક્કસ છે.

લેપ-ધાંગડના તાજા લીંડાં પાશેર અને ખુરાસાની અજમો પાશેર પાણીમાં બારીક વાટી ગરમ કરી લેપ બાંધવો.

લેપ-ખુરાસાની અજમો વાટીને ગોળી ઉપર જાડો લેપ કરવો તે ઉપર લીમડાનાં પાનના લેપનો ઠરેરો કરવો. તે ઉપર ઝરડાનું તંબાકુનું અથવા બજરનું પલાળેલું પાન મૂકી પાટો બાંધવો તેથી ગોળીમાંથી પાણી ઝરે છે.

લેપ-કાકીડાનું કાદવના વાસણમાં બાળી ચૂરણ કરવું. તે રાખ બારીક કરી સિંધવ સાથે મેળવી લગાડે દરદ અવસ્ય મટે છે.

૧૩-અજમો ૦। તોલો રોજ બે વાર ખાવો. તેમાં સિંધવ, સૂંઠ, હિંગ મેળવે તો વધુ ફાયદો થાય.

૧૪-સૂકી હળદર છોલેલી ૫ તોલા, ચૂંનો ૫ શેર, પાણી મણ ૦॥ એઓને માટીના વાસણમાં ઉકાળે; વાસણનું મોં બંધ રાખે પાણી બળી રહે ને ગાંઠિયા બહાર કાઢી સુકવે. તેનું ૦। તોલો ચૂરણ રોજ સવારે ખાય.

૧૫-ભોંપાતરીનાં પાન ૧૦, સફેદ મરી ૪, નિમક ૨ વાલ, હળદર ૧ વાલ, ૫ તોલા પાણીમાં વાટી રોજ સવારે ૧૦ દિન સુધી પીએ.

૧૬-સિંદૂર અને તેલ મેળવી મસળે.

૧૭-જૂનું ઊન છાશમાં ગરમ કરી તેનો લેપ લગાડે અને કાચો બાંધે.

૧૮-ઘોઘરાના કંદનું પાણી લગાડે તો ગોળીની અંદરનું પાણી સુકાય અને અંતરગળની જગા ચિમળાય.

૧૯-દિવેલીનાં બીજ ટાંક નવ, મરી, હળદર ટાંક નવ, સિંધવ ટાંક ૪, હિંગ ટાંક ૧॥ (લસણ ટાંક ૪), માળવી ગોળ શેર ૦॥ એની મેળવણી ટાંક ૧ સવાર-સાંજ ખાવી.

૨૦-એરંડિયું, સિંધાલૂણ, હીરાકસીનો લેપ લગાડવો.

૨૧-ધોળી મૂસળી, કાળી મૂસળી, કાળાં મરી, અક્કલકરો, અજમોદ એનું ચૂરણ ૪ ટાંક ૭ દિન ખાવું.

૨૨-સિંધવ, ઉપલેટ, જીરું, હિંગ એને મીઠા તેલમાં વાટી લેપ કરે.

૨૩-અંતરગળ ૧૦ દિનમાં સાજો થાય એ આશ્ચર્યની વાત છે. કાચબા જાનવરનાં (કાચડાનાં) રાખ સિંધાલૂણ અને તેલનો લેપ કરી લગાડે છે.

## આંતરડું વળ ખાય

આંતરડું વળ ખાય તે વેળા પેટમાં દુખાવો ઘણો થાય છે. કોઈ વાર ઝાડો મોઢા વાટે આવે છે.

૧-૦। તોલો સોડાબાઈકાર્બ પાણી ૨ તોલામાં પીગળાવી સફરામાં પિચકારી મારવી. પછી બે આનીભાર ઍસિડ ટાર્ટરિક બે તોલા પાણીમાં પિગળાવી, સફરામાં પિચકારી મારવી. સફરો દાબી રાખવો, અંદરથી કાર્બોનિક

એસિડ હવા નીકળવા દેવી નહિ. આ બજે દવા સાથે મળવાથી કાર્બોનિક એસિડ હવા ઉત્પન્ન થાય, તે હવાને સફરા વાટે નીકળવા ન દે તો તે હવા આંતરડામાં જોસથી ભરાય તેથી વળેલું આંતરડું પાછું સીધું થાય અને ઝાડાનો રસ્તો ખુલ્લો બને.

૨–ધમણની મદદથી સફરામાં હવા દાખલ કરે તો ઉપર મુજબ ફાયદો થાય.

૩–દરદીને ગરમ પાણીમાં બેસાડવો.

## આંગળપેરો

૧–આંગળપેરો–મરઘીના એક ઈંડાને કાણું પાડી તેમાં દાળ અને સફેદી રહેવા દે, એ દરદી દરદવાળું આંગળું એ ઈંડામાં બેસી પાટો બાંધે. તે પાટો ૩ દિન રાખે તો દરદ પાકે.

૨–આંગળપેરો–કોઠમડીનું ફળ કોતરી તેને પોકળ બનાવી તે આંગળા ઉપર પહેરાવે છે. તે બધું દરદ ચૂસી લે છે.

૩–આ દરદમાં અગન બહુ બળે છે. નસ્તર લગાડવાથી દુખાવો વધે છે. આ દરદમાં આંગળાંનું એક પેર ખરી પડે, પછી બીજું ખરી પડે. કૂંવાડિયાના પાંદડાંની લેપડી દરદ ઉપર બાંધવી અને ઉપર ઠંડું પાણી મૂક્યા કરવું. લેપડી સુકાવા દેવી નહિ. અગન જલદી નરમ પડે છે.

૪–દરદ ઉપર ધંતૂરાનું ડીંડવું છૂંદીને બાંધવું.

૫–હાથીદાંતના વેરમાં દિવેલ નાખી ગરમ કરી પોટીસ મૂકવી.

## આંતરડાંનાં દરદો

| | |
|---|---|
| આંતરડાંનાં દરદો, | આ માટે અનેનાસ ખાવામાં ગુણકારી છે. |
| પેસાબે પથરી | અનેનાસનો રસ પીવાથી ફાયદો થાય છે. |
| ગળ ચૂનો | સોજા ઉતારવાનો મુખ્ય ગુણ એમાં છે. |
| હોજરીનાં દરદો | |

આંતરડાંનો કોહવાટ મટાડે, લોહી સાફ કરે, હોજરી સાફ કરે. ટામેટાં કાચાં ખાવામાં ગુણ વધારે છે. એનો માવો અને રસ દરદીને સહેલાઈથી પચે છે. ટામેટાં, કાંદા, મીઠું અને લીંબુની કચુંબર બનાવી ખોરાક સાથે ખાવામાં ફાયદો છે.

ટામેટાં પાકાંને શેરડીના સરકામાં ઉકાળી તેનો રસ બાટલીમાં ભરી રાખી ખોરાક સાથે ખાવામાં લે તો ખાધેલું હજમ થાય. ટામેટાંનાં બી અને છાલ કોઠો કબજ કરે છે.

## ઉકળાટ–અગન–શરીરે બળતરા

૧–શરીરે અગન બળે તો કેળનાં કુમળાં પાતરાં ઉપર સૂવાથી અગન નરમ પડે છે.

૨–છાતી ઉપરના પિત્ત તથા ગરમીથી આખું શરીર બળ્યું બળ્યું થતું હોય ત્યારે કરિયાતાનું પાણી પીવામાં અપાય છે. ભૂખ લગાડવામાં અને ખાધેલું હજમ કરવા માટે અને તાવને માટે કરિયાતું ઉપયોગી છે.

૩–શરીરે દાહ બળે તો રેહાનનાં બી ૦ાા તોલો પાણીમાં ભીંજવી રાખી તેનો લુવાબ ગાળી લઈને દૂધ અને સાકર સાથે મેળવી પીવો.

૪–શરીરે બળતરા બળે, દાહ બળે–આમળાનું પાણી શરીરે ચોળવું અને આમળાના પાણીથી નાહવું.

### ઓરી

ઓરી–બાળકને શરીરે ફોલ્લી–અને ખસ માટે–પીપળાનું છોડું અને ઈંટ પાણીમાં ઘસી દિવસમાં ૪ વાર લગાડવું.

### ઓછા (અછબડા)

ઓછા (બચ્ચાંને એક જાતના ચાડાં આખે ડિલે) થાય તે ઉપર ધંતૂરાનાં તથા આકડાનાં પાનની રાખ, ૦ા તોલો સિંદૂર, ૦ા શેર તેલમાં ઉકાળીને તેલ શરીરે ચોપડવું.

### ઊટિયું–ટૂંટિયું

એમાં સાધારણ તાવ આવે. શરીરનો દરેક સાંધો અકડી જાય. ૪ દિવસ અકડાઈ પોતાની મેળે નરમ પડે.

૧–તે માટે દીવાલમાંની જૂની ઈંટનો ભૂકો (મીઠાંની ગાંગડી જેટલો મોટો) શેર ૦ાા, મીઠું શેર ૦ાા, લઈને કાદવની હાંલ્લીમાં બહુ ગરમ કરવું. તે હાંલ્લી નાની સગડી ઉપર મૂકવી. દરદીનાં કપડાં કાઢવાં. અંગ ઉપર બનૂસ રાખી આ મીઠાનો બાફ લેવો. ૦ા કલાક સુધી આખે ડિલે બનૂસ ઓઢેલું રાખવું. ૩ દિવસ આ મુજબ બાફ લેવો.

૨–ઘોડાવજનું ચૂરણ ૧ વાલ થી ર વાલ રોજ ખાવું.

ઊટિયું–ટૂંટિયું નરમ પડે—તજ, સૂંઠ, જેઠીમધ દરેક ૦ા તોલો, એલચી અને બદામ દરેક નંગ બાર એ બધાને ખોખરાં કરી ચાર ભાગ કરવા. ૧ ભાગને ૦ાા શેર પાણી સાથે માટીના વાસણમાં ઉકાળી નવટાંક પાણી રહે તે ગાળી તેમાં ૧ તોલો સાકર નાખી ગરમ ગરમ પાણી દરદીને પાવું અને ઓઢાડી સુવાડવું. કૂચો રહે તેને ઉપર મુજબ બપોરે ઉકાળી પાવું. ૪ ભાગ ૪ દિવસ આ મુજબ પાવા.

## કમળો

૧-કમળા માટે જુલાબ લાવવાની પહેલી જરૂર છે.

૨-ધોળી ડુંગળી, ગોળ અને હળદર ખાવી.

૩-સદેસરાનાં અથવા બાવળનાં પાનનો રસ ૦। શેર, ૨ તોલા સાકર સાથે સાત દિવસ પીવો.

૪-ત્રિફળાનો રસ બનાવી પીવો.

૫-કડુ સર્વોત્તમ ઉપાય છે. તેના કાવામાં બે વાલ નવસાર મેળવવો.

૬-એરંડાનાં (કુમળાં) પાનનો રસ ૪ તોલા અને ગાયનું દૂધ ૪ તોલા રોજ બે વાર પીવું.

૭-સાટોડીનાં પાનનું ચૂર્ણ ૦। તોલો મધ-સાકર સાથે ખાવું.

૮-એળિયાનો જુલાબ એકાંતરે લેવો.

૯-આંબળાં, સોનાગેરુ, હળદર સમભાગે બારીક વાટી આંખે અંજન કરવું.

૧૦-ચણોઠીનાં પાનનો રસ સુંઘવો.

૧૧-પાન સાથે ખાવાનો ચૂનો માખણમાં મેળવી ૩ દિવસ ખાવો.

૧૩-કમળો મટે-પીલુડીનાં પાન પાંચ સવારે ખાય તો ૭ દિવસમાં કમળો મટે. પરેજી-દૂધ, હળદર, તેલ, ખટાઈ.

૧૪-કમળો મટે-કમોદના ચોખા ૧ તોલો ૦। શેર પાણીમાં આખી રાત ભીંજવી રાખે. આ પાણી ગાળીને ૩ તોલા લેવું. તેમાં સાટોડીનો કણ ૧ તોલા મેળવી પીએ. શરદીવાળા ફક્ત ૦।। તોલો લે. ગરમીવાળા ૧ તોલાથી વધુ લઈ શકે.

૧૫-કમળો દૂર થાય-આમળાં, સોનાગેરુ, હળદર સમભાગે પાણીમાં આંખે આંજે.

## ઊંબરો કાળો-ભોંઉમરી-અંજીરે દસ્તી

૧૬-ભોંઉમરીના છોડ થાય છે. તેના છેક થડમાં ફળ આવે છે.

ભયંકર રક્તપિત્ત, લોહી ગમે ત્યાંથી નીકળે, દૂઝતા હરસ, કમળો, લોહીનો સુધારો, પેશાબે પડતો ઘટ પદાર્થ, આ માટે તાત્કાલિક ઉપાય છે.

આસવ બનાવવાની રીત. ભોંઉમરીનાં મૂળ ૧૪૦ તોલા, જેઠીમધનાં મૂળિયાં ૪૦ તોલા, બીલી મૂળ ૧૦ તોલા, ગોખરુ ૧૦ તોલા, પાણી ૫૦ શેર, એ બધાંને ઉકાળી ૨૫ શેર પાણી રહે ત્યારે ગાળી લેવું, તેમાં નીચે મુજબ મેળવવું.

ચનકબાબા, સુંઠ, પીપર, મરી, જાયફળ, સુખડનો ભૂકો, ચિત્રકમૂળ, લવંગ દરેક ૩ તોલા, કાળી દ્રાક્ષ ૨૫ તોલા, ધાવડીનાં ફૂલ ૨૫ તોલા, દેશી ગોળ શેર ૧૦ મેળવી એક બરણીમાં ૨૦ દિવસ રહેવા દેવું, પછી બાટલી ભરી મૂકવી. જેમ જૂનો થાય તેમ એ આસવ નીતર્યો બને છે. પીવાનું માપ ૨ થી ૪

તોલા દિવસમાં બે વાર ખાધા પછી લેવું.

ભોંઉમરીનું ચૂર્ણ-ઉપર મુજબ ગુણ બતાવે છે. ચૂર્ણ બનાવવાની રીત : મૂળિયાંને ખાંડી ભૂકો કરવો, તે ભૂકાને ભોંઉમરના આખા છોડના રસના ૩ પટ આપવા. સૂકવીને ભૂકો ૦। થી ૦॥ તોલો દિવસમાં ૩ વાર લેવો.

૧૭-કરિયાતું અને સાકર ૦॥ તોલો, નવટાંક ટાઢા પાણીમાં ભીંજવી રાખી એક કલાક પછી પીવામાં લેવું. આ મુજબ દિવસમાં ત્રણ વાર ત્રણ દિવસ પીવું. પાણી વધારે લેવામાં આવે તો ફાયદો થાય.

૧૮-દરદીને કેરબાની માળા ગળામાં પહેરાવે છે તેથી કમળાને સારી અસર થાય છે.

૧૯-કપિલો અને વાયવરણાં દરેક ૦। તોલો મધ સાથે ખાવું.

૨૦-કેળનો રસ ક્ષયરોગ હરે છે. જલંધર, કમળો અને લીવરને ફાયદો કરે છે.

૨૧-ચણોઠીનાં પાનનો રસ નાકમાં મૂકવાથી પીળો મવાદ નીકળી સારું થાય.

૨૨-કલેજાનાં દરદ, કમળો, બરોળ, પિત્તના છાડાં માટે ગળોનું સત્ત્વ સારું છે.

૨૩-ગધેડાના તાજા લીંડાંને પાણીમાં ભીંજવી એક રાત રાખી તેનું નીતર્યું પાણી કાઢી રોજ સવારે ત્રણ દિવસ પીએ તો કમળો સારો થાય છે.

૨૪-ક્ષય, કમળો, જલંદર, લીવર માટે બીજા અનુભવીઓ નીચે મુજબ પીવાની ભલામણ કરે છે:

કેળના ઝાડની રાખ ૧ ઔંસ, પાણી ચાર ઔંસમાં મેળવી ૨ કલાક ભીંજવી રાખી એનું નીતર્યું પાણી પીવું. ઘણો ફાયદો આપે છે.

૨૫-કમળો સારો થાય—આકોદોરીનાં પાનનો રસ ૧૦-૧૦ ટીપાં બંને કાનમાં નાખે.

૨૬-કમળો-સૂકા ગલકાનો ગર ૦॥ ઇંચ બૂડતા પાણીમાં ૦। કલાક બોળી રાખવો. ઉતાવળ હોય તો પાણીમાં પાંચ મિનિટ ચોળવું ને પાણીનાં ત્રણ-ચાર ટીપાં નાકનાં બંને નસકોરામાં નાખવાં. અરધા કલાક પછી નાકમાંથી પીળું પાણી ઝરશે. તે નીકળવા દેવું. એ મુજબ ત્રણ-ચાર દિવસ નાખવું. ટીપાં નાખવાથી ખમી શકાય એટલી અગન બળશે. ત્રણ-ચાર દિવસમાં ફેર જણાશે. પછી દવા વધારે મૂકવાની જરૂર નથી. ધીરે ધીરે પીળાશ બધી આપોઆપ નીકળી જશે. પેશાબનો રંગ એક જ દિવસમાં બદલાશે. નાકમાંથી કોઈવાર લોહી પડે તો તેની ચિંતા નહિ. તે વખતે કાળી મટોડી ભીંજવી માથા ઉપર મૂકવી અથવા જૂની છો (બાંધકામ તૂટી પડેલું હોય તેનું છારું) ભૂકો કરી પાણી સાથે મેળવી માથા ઉપર મૂકવું. તે ઠંડક આપશે અને નીકળતું લોહી બંધ પડશે.

૨૭-ગળામાં અગન તથા તરસ-આ ઇલાજથી કોઈને ગળામાં બળે અને તરસ લાગે ત્યારે સોનામુખીની ચા ૦। શેર બનાવવી, ૩।

પાણીમાં ૧ તોલો .બિયા કાઢેલી કાળી દ્રાક્ષ ભીંજવી, તેને ચોળી રસ કાઢવો. તેમાં સાકર પિગળાવવી. ઠંડું પાડી ાા શેર પીવું. આ મુજબ દિવસમાં ત્રણ-ચાર વાર પીવું. પેટ ઘણું ન આવે તો રોજ પીવામાં નુકસાન નથી. જો ઝાડા ઘણા થાય તો સોનામુખી વગરના સાદા પાણીમાં બનાવી પીવું. કમળાની થોડી રહેલી પીળાશ એ કાઢે છે. ખોરાકમાં હળદર અને ચીકાશ ખાવાં નહિ. દૂધ ને રોટલો ખાવો સારો છે. કોઈ અનુભવી ખીચડી અને ઘી ખાવાની રજા આપે છે.

૨૮–કડુ બેઆનીથી પાવલીભાર, સાકર ાા તોલા સાથે મેળવી પાણી સાથે ફાકી મારવી કલેજાનું પિત્ત શોધન થઈ ઝાડા વાટે પડે છે અને કમળો સારો થાય છે.

૨૯–કૂકડવેલનાં પાનનો રસ બંને નસકોરામાં મૂકવાથી અથવા વારંવાર સુંઘવાથી નાકમાંથી પીળો રસ ગળે અને તત્કાળ ફાયદો થાય. ૨૪ કલાકમાં આશરે બશેર પાણી પડે છે. પાણી પડતું બંધ કરવું પડે તો ગરમ ઘી સુંઘ્યા કરવું. પાન લીલાં ન મળે તો સૂકાં પાનને ૧ રાત ભીંજવી રાખી તેનો રસ વાપરવો.

૩૦–કડવાં તૂરિયાંનો ગર પાણીમાં ભીંજવી તેનાં ચાર ટીપાં નાકમાં નાખવાથી નાક વાટે પીળું પાણી ગળીને, કમળો નરમ પડે. જરૂર હોય તો ત્રણ દિવસ ટીપાં નાખવાં. ટીપાં નાખ્યા પછી એક કલાકે ખીચડી ને ઘી ખાવું.

કડવું તૂરિયું–કસીરવળ–પીટફળ એ બધાં એક જ છે. ડોડકી–ડોળખી ઘિસોડી, ગલકાં કડવાં, દૂધી, તુંબડી કડવી–આ દરેક ચીજ કડવી હોય ત્યારે તેનો ગુણ એકસરખો છે. આ ચીજોનો લીલો રસ અથવા સૂકા ગરને પાણીમાં પલાળી કાઢેલા રસનાં દસ દસ ટીપાં નાકમાં મૂકવાં અથવા ચટાડવાં અથવા આ ફળોનું બારીક ચૂર્ણ રતી એક સુઘાડવું. તેથી પિત્ત ઝરે છે. આ નાસિકા રેચ બંધ કરવો હોય તો ઘી સૂંઘવું. નાકમાં ટીપાં મૂકવા પહેલાં ઘી ચાટવું જેથી ગળામાં ચણચણાટ લાગે નહિ.

૩૧–કમળો તથા બરોળ મટે–તૂરિયું કડવું–કડવી ઘિસોડી–એનાં બી દૂધીનાં બી જેવાં થાય છે. એના સૂકા ગરને પાણીમાં ભીંજવી તેનાં ટીપાં ચારપાંચ નાકમાં મૂકે તો કમળો તથા બરોળ મટી જાય. એનાં સૂકાં બી વૉમિટ અને ઝાડા લાવે છે. એ ઘણાં આકરાં છે.

૩૨–કમળી માટે–સાંગરાના રસમાં ૬ માસા મરી વાટીને ખાવાં.

૩૩–ઘઉંનું તેલ બે દિવસ આંખમાં આંજે તો કમળો મટે.

૩૪–કમળાની માળામાં જે સળિયો વાપરે છે તે ગળોની ડાંખળી છે. લીલી ડાંખળીને સૂતરના દોરાના અળગા ગાંઠથી બાંધી હાર બનાવે છે. જેમ ડાંખળી સુકાય તેમ દોરો તણાઈને લાંબો થાય છે. કમળા ઉપર એ કેમ ગુણ કરે છે તે સમજાતું નથી.

૩૫-દીનદોરીનાં પાતરાનો રસ નવટાંક, દહીં શેર ૦ાા સાથે દિન ૩ ખાવો.

૩૬-દૂધીની અને ધાણ્યની જડ વાટીને ફાકી મારી ઉપરથી ઠંડું પાણી પીવું.

૩૭-નરમાના ડીંડવાનો રસ નાકમાં મૂકે તો નાકમાંથી પીળો રસ ગળે અને કમળો મટે.

૩૮-કમળો-ધંતૂરાનાં પાનનો રસ પાંચ ટીપાં બંને કાનમાં નાખવાં.

૩૯-કમળો મટે-આકડાનાં મૂળને ચોખાના ધોવણમાં ઘસી તેનું એક ટીપું નાકમાં મૂકવું.

૪૦-કમળો-ધંતૂરાનાં પાનનો રસ આખા શરીરે મસળવો. મોઢા આગળથી શરૂ કરી પગ આગળ મસળતા આવવું. પછી તડકે ૦ા કલાક બેસવું. ફક્ત બે દિવસમાં ફાયદો થાય છે;

૪૧-૪ તોલા ત્રિફળાને બશેર પાણીમાં ઉકાળી, પાણી દોઢ શેર રાખી તેમાંથી ૨ાા તોલા દિવસમાં ત્રણ વાર પીવાથી કમળો સારો થાય છે.

૪૨-કમળો, કલેજાનું દરદ-ગુરદાના દરદને-કાંકજ પોપટી ઘણી સારી છે; દરદને મૂતર વાટે કાઢી નાખે છે. ફુક્કાના દરદોને ફાયદો કરે છે. માત્રા-ચાર માસા.

૪૩-દેવડાંગરના ફૂલનું ચૂર્ણ એક ચોખાભાર દરદી સૂંઘે તો નાકમાંથી પીળો રસ ગળી દરદ સારું થાય.

૪૪-ત્રિફળા ૦ા શેર અને પાણી એક શેરને ઉકાળી ૦ા શેર રાખવું. તેને ગાળી અંદર ૧ાા તોલો મધ નાખી તેના ત્રણ ભાગ કરી દિનમાં ૩ વાર પીવું.

૪૫-કમળા માટે તલવણીનું મૂળ રવિવારે સવારના સૂરજ ઊગવા પહેલાં લાવી પાણીમાં ઘસી આંખે આંજે તો કમળો જાય.

૪૬-કમળો-દેવદારનાં મૂળની ભૂકીની પોટલી સૂંઘ્યા કરે તો ફાયદો થાય.

૪૭-બોદાર એ એક જાતનું ફળ છે, તે ફળની નીચે હમેશાં એક કાણું રહે છે. આ ફળ ગાંધીઓ વેચે છે.

કમળો મટે-બોદારફળને પાણીમાં ભીંજવવું, તે પાણીનાં ૩ ટીપાં નાકમાં નાખવાથી નાક ઝરે અને નાકમાંથી પીળા પદાર્થ નીકળે. નાક ઝરતું રાખે, નાકમાં જરા અગન લાગે, અગન ન ખમી શકાય તો માથા પર ઠંડું પાણી નાખે.

૪૮-કમળા માટે-સફેદ જાસવંતીનાં મૂળ છૂંદી પહેલી રાતે ભીંજવી તેનું પાણી ૦ાા શેર રાતે ૧૨ વાગ્યે પીવું.

૪૯-કમળા માટે-૦ાા તોલો સાજીખાર પાણી સાથે સવારે ભૂખે પેટે ૩ દિન પીવો. ખોરાકમાં ખીચડી અને ઘી ખાવું.

૫૦-કમળો-સમુદ્રફીણ પાણીમાં ઘસી અંજન કરે તો કમળો નરમ પડે.

૫૧-કમળા માટે આપટાના ઝાડની છાલના કટકાને કાચા સૂતરના દોરાથી બાંધી, હાર બનાવી દરદીના ગળામાં મૂકવો અથવા તેની કમરે બાંધવો, તેનાથી કમળો નરમ પડે છે.

૫૨-કમળા માટે એરંડિયાનાં પાનનો રસ તોલા ૪, ગાયનું દૂધ તોલા ૪ મેળવીને દિનમાં બે વાર પીવું.

૫૩-કરૂસીરવળ (કડવાં તૂરિયાં જેવું છે.) એના સૂકા ગરને ૧ કલાક પાણીમાં ભીંજવી તેનાં ચાર ટીપાં નાકમાં નાખે તો કમળો મટે છે. જરૂર વગર ફરી મૂકવું નહિ. ખાવામાં ૧ કલાક પછી ઘી ને ખીચડી લેવી. (નાકમાં આ ટીપાં મૂકનારા બીજાએ હળદર અને ઘી ખાવા ના પાડે છે.)

૫૪-ગળોનું સત્ત્વ-ગળો લીમડા ઉપર થાય તે સારી. તે ખાવાથી કડવી લાગે છે. વેલો જાડો હોય તેમાંથી સફેદ સત્ત્વ ઘણું નીકળે છે. ગળોને છૂંદી, પાણીમાં ભીંજવી રાખવી, ચાર દિવસ ચોળ્યાં કરવી. તેમ કરવાથી અંદરનો આટા જેવો ભાગ છૂટે છે. કૂચો કાઢી લઈ કપડાથી ગાળી લેવું. સત્ત્વ ઠરી નીચે બેસે તેને પાણીથી નિતારી લેવું. બીજું પાણી નાખી તે સત્ત્વને ધોવું. બે-ત્રણ વાર પાણીએ ધોવાથી સત્ત્વ સફેદ થાય છે, તેને સૂકવે છે. સંધિવા, કમળી, તાવ અટકાવવામાં ગળોનું સત્ત્વ ઉપયોગી છે.

૫૫-કમળાને ફાયદો કરે-પાકી કેરીનો રસ સવારે ભૂખે પેટે પેટ ભરીને પીએ, પછી આખો દિવસ ઉપવાસ કરે. પાણી પીએ તો અડચણ નથી.

૫૬-કમળા માટે-એરંડીનું મૂળ ૧ તોલો ઘસીને રોજ પીએ; સફેદ કાંદો, હળદર અને ગોળ ખાવાથી ફાયદો થાય છે.

૫૭-કમરખનો રસ ૪ તોલા સાકર સાથે મેળવી સવારે બામદાદમાં ૩ દિવસ પીવો.

૫૮-કમળી મટે-કુકરવાડાના વેલાનો રસ પાંચ ટીપાં નાકમાં મેળવવો અથવા એના ફળનું ચૂર્ણ ૧ રતી સૂંઘવું. નાક ગળીને નાકમાંથી પીળો પદાર્થ નીકળી જશે અને રોગ નાબૂદ થશે.

૫૯-કમળી સારી થાય-કુંવારનો રસ ઘીમાં મેળવી દરદીએ સૂંઘવો.

૬૦-કમળાનો ઇલાજ-કુંવારનો રસ ૩ તોલા, સાકર ૧॥ તોલો મેળવી ૧૭ દિવસ દરદીએ ખાવું.

૬૧-કોટીના પાનને દૂધમાં વાટી તેનો રસ તોલા ૫ રોજ પીવો.

૬૨-લીંબુની ફાડમાં ચૂનો મેળવીને ચૂસવો.

૬૩ લીંબુના રસમાં સમુદ્રફીણ ઘસીને આંખમાં આંજવું.

૬૪-લીંબુના રસના ૨ ટીપાં દરેક આંખમાં નાખવાં.

૬૫-વાવડિંગ, કપિલો સમભાગે મેળવી ૦। તોલો અથવા ૦॥ તોલો થોડા મધ સાથે ખવડાવવું.

૬૬-પેટમાંનું દરદ જાય-સમુદ્રફળ લીંબુના રસમાં ખાવું.

૬૭-કમળા માટે-૦। તોલો સોડા દર ચાર કલાકે પાણી સાથે પીવો.

૬૮-હરડે ૪ ભાગ, દ્રાક્ષ કાળી ૧ ભાગ મેળવી ૦॥ તોલો ખાવી.

૬૯-સાજી અને ખાંડ સમભાગે લઈને ાા તોલો ફાકી મારી ઉપરથી ગાયનું દૂધ અથવા પાણી પીવું.

૭૦-સોનાગેરુ, આમળાં, હળદર સમભાગે મેળવી અંજન કરે તો કમળો મટે.

૭૧-હરડે, આમળાં, સૂંઠ, કરિયાતું, કડુ, સમભાગે લઈ કાવો કરી પીવો.

૭૨-કમળાનો ઇલાજ-હરડાં, કાળી દ્રાક્ષ દરેક ાા તોલો રોજ ખવડાવે તો મોઢા પરની પીળાશ જાય અને રતાશ આવે. દિન ૭ અથવા ૧૪ ખાવું અથવા ઉકાળો કરી પીવો.

૭૩-કમળીના દરદીને-કાળીજીરી ાા તોલો પાણીમાં વાટી તેનો રસ ગાળીને રોજ ૩ વાર પાવો.

રતનજ્યોતનાં પાંદડાંનો રસ ાા થી ાા તોલો દહીંમાં મેળવીને ખાવો.

લીવર(કલેજાં)ના દરદ માટે સરગવાનું મૂળ પાંચ વાલ પાણીમાં ઘસી પાવું અને કલેજાં ઉપર ઘસેલું મૂળ ઉપર લગાડ્યા કરવું.

૬૪ કમળો મટે-કમોદના ચોખા ૧ તોલો આખી રાત ૧૦ તોલા પાણીમાં ભીંજવી રાખે. આ પાણી ૩ તોલા લઈ તેમાં સાટોડીનો કણ ૧ તોલો અથવા વધારે ઘસીને પીવું, ગરમીવાળા દરદી વધુ પી શકે, શરદીવાળા ાા તોલો વાપરે.

૭૫-કમળા માટે લીંબુની ફાડમાં મરી ભરી રાખીને ચૂસે તો કમળો નરમ પડે.

૭૬-કમળો સારો થાય-આકાદોરીનાં પાનનો રસ ૧૦-૧૦ ટીપાં બંને કાનમાં નાખે.

૭૭-કાસનીનાં પાનનો રસ ૭ તોલા લઈ ઉકાળવો અને પાંચ તોલા સાકર નાખીને પીવો. ખોરાકમાં મગની દાળ અને રોટલી ખાવી.

૭૮-બાવળનાં ફૂલને બારીક કરી તેની ગોળી મધ સાથે વાળી તે ગોળી તેલમાં ઘસી આંખમાં ચાર દિવસ આંજવી.

૭૯-કમળા માટે-મેંદીનાં પાન ૨ તોલા લઈ તેને પાશેર પાણીમાં ૧ રાત ભીંજવે. તે ગાળીને સવારે દરદીને પાય.

૮૦-કમળો-કમળા માટે ા તોલો ફટકડી પાંચ તોલા પાણીમાં મેળવી બબ્બે દિવસને આંતરે પીવી. ઝાડો-ઊલટી થાય તેની અડચણ નથી. તેનાથી કમળો સારો થાય છે.

૮૧-કમળો-કમળા માટે સંદેસરાની તથા બાવળની પાલીનો રસ શેર ા, સાકર તોલા સાથે ૭ દિવસ પીવામાં આપે તો કમળો જાય.

૮૨-કમળો-ભૂતખાસાનાં પાંદડાંનો ભૂકો કરી સૂંઘવાથી કમળાને ફાયદો થાય છે.

## કમરનો દુખાવો

૧-કમરનું કળવું મટે-કૂંવાડિયાનાં બી ૦ાા તોલો રાજ સવારે ચાવે. ઉપરથી પાણી પીએ.

૨-કમરમાં જોર વધે-૦ાા તોલો સોનામુખી હરણના દૂધમાં રોજ ખાવી.

૩-કમર દુખતી નરમ પડે-ભોંયરીંગણી આટા સાથે મેળવી રોટલી બનાવી. ઘી ગોળ સાથે ખાય તો જરૂર દરદ નરમ પડે.

## કરમ-પેટમાં

બાળકોને પેટમાં કરમ થાય ત્યારે નીચે મુજબ આપવું:

૧-વાવડિંગને ભરડી અંદરનાં બીંજ કાઢી શેકવાં. ઉંમરના પ્રમાણમાં ૧, ૨, ૩ બીંજ પાણીમાં વાટી બે વાર પાવાં. વાવડિંગની ભૂકી ૧ થી ૨ વાલ મધમાં અપાય છે.

૨-ડીકામારી અથવા ઝીકામારી વાટીને પાવાથી કરમ બેસી જાય.

૩-કડવી જીરી ૧ વાલ પાણીમાં પાવી.

૪-એક કાંકચિયો શેકી તેને વાટી ૪ થી ૮ પડીકી કરવી. રોજ બે પડીકી ખવડાવવી.

કરમની ઉપલી દવામાંની કોઈ પણ દવા રાતે આપી સવારે દિવેલનો જુલાબ આપવો.

૫-કૌવચ (ભૈરવશિંગ) ૧ ના કાંટા-છરીથી કાઢી ગોળમાં મેળવી ખવડાવવી.

૬-કપિલો તેમ જ કલંબો ૧ થી ૨ વાલ આપવો.

૭-વટાણા જેટલું કપૂર ગોળના નવટાંક પાણીમાં મેળવી તેમાંથી ૧ ચમચી (૦। તોલો) દિવસમાં ૩ વાર આપવી.

૮-વડની વડવાઈના કૂણા અંકુરો(કુમળી જડ)ને પાણીમાં વાટી પાવા.

૯-ઊંદરકનીનો રસ ૧ ચમચી પાવો.

૧૦-ફુલાવેલી ફટકડી ચણોઠીભાર લઈ જૂના ગોળમાં ખવડાવવી.

૧૧-તલનું તેલ કરમને મારનાર છે, માટે તેલમાં તળેલી પૂરી બાળકને ખવડાવવી.

૧૨-કરમ પેટમાંના-પીતનો માથાનો દુખાવો એ માટે-ડીકામારી ૦ાા વાલ અને એક અખરોટનું મગજ પાણીમાં વાટી પીવું.

૧૩-ઘોડાની લાદનું ચૂરણ કરવું, વાવડિંગના કવાથની ૧૦૦ વાર તેને ભાવના આપવી. આ ચૂરણ બે વાલ મધ સાથે બાળકને આપવું.

૧૪-ઘણી જૂની દાડમની છાલ દોઢ તોલો, પાણી એક શેરમાં ઉકાળી ૦ાા શેર પાણી રહે તે નરણે કોઠે પીવું.

૧૫–પલાશપાપડો બેઆનીભાર ખવડાવવો.

૧૬–પલાશપાપડી અધકચરી કરી મગની દાળ જેટલી બાળકને ખવડાવે અથવા ૧ પલાશપાપડી પાણીમાં છૂંદી, ગાળીને બાળકને પિવડાવે. (આ પાણીમાંથી ખાર કાઢી શકાય છે.)

૧૭–ગરમાળાનો ગોળ ખવડાવવો. એ ચમત્કારી ઇલાજ છે.

૧૮–કાકડાશિંગ, કરિયાતું, કડુ, ગરમાળાનો ગોળ સમભાગે લેવો. તેનાથી ૪થા ભાગે અજમો અને ૧૬ મા ભાગે ખુરાસાની અજમો લઈ વટાણા જેવડી ગોળી બનાવી તેમાંની ૧ ગોળી બાળકને ખવડાવવી.

૧૯–કરમ બાળકને થાય તે માટે આંબાહળદર અને સિંધવ સમભાગે મેળવી ૨ વાલ ખવડાવવું, ઉપરથી ગરમ પાણી પાવું.

૨૦–કરમની કસર મટે–પપનાસનાં ૩ પાન ચામાં નાખી તે ચા બાળકને પાવી.

૨૧–મીંડા વગરની ઠળિયા કાઢેલી આમલી ૧ ભાગ, લિલામું ૧ ભાગને ગોળ સાથે મેળવી અકેક વાલની ગોળી બનાવે, તેમાંની ૧ ખવડાવે તો કરમ મરે અને કરમ ખખડીને બહાર પડે.

૨૨–પાછલી રાતે મરઘા બોલતા પહેલાં કરમનાં મોં ખુલ્લાં થાય છે તે વેળા બાળકને તેની ઉંમરના પ્રમાણમાં ૧૦–૧૫ ટીપાં કોલનવોટર પાણીમાં નાખી પાવું. કોલનવોટરને બદલે બ્રાંડી દારૂ ચાલી શકે.

૨૩–રાતે બે વાગે સંદેસરાની પાલી લાવી તેનો રસ બનાવી રસ ૦॥ તોલો તેમાં બે ટીપાં તેલ નાખી રાતે ત્રણ વાગે પાવું.

પાછલી રાતે કરમનું જોર વધે છે, કરમનાં મોં ખુલ્લાં થાય છે, તેમ જ સંદેસરાના ઝાડના પાનમાં રાત્રે બે વાગે રસ વધતો આવે છે.

૨૪–અવળકંટીના પાનને પાણીમાં ઉકાળી ૧ ચમચી ઉકાળો પાવો અને તેનાં પાનનું વરાળિયું પેટે બાંધવું.

૨૫–કરમાની અને કોથમીર બન્ને આપવાથી કરમ નરમ પડે.

૨૬–કાચી કેરીની ગોટલીનો ભૂકો નીચેનાં દરદો માટે છે:

પેટમાંનાં કરમ, દૂઝતા મસા, ઝાડા વાટે લોહી પડે તે, દસ્તાન ઘણું જતું હોય તે, તથા ઝાડા થતા હોય તે માટે ખાવામાં લે છે. ૦। થી અર્ધો તોલો દિવસમાં ૩ વાર ખાવો.

૨૭–ગોળના પાણી સાથે કપૂર ખવડાવતાં કરમ પડે છે. ગોળ જૂનો જોઈએ. તે જૂનો ૩–૪ વરસનો ગોળ એકલો અથવા કપૂર સાથે મેળવી આપે છે. જૂનો ગોળ ઝાડો લાવવાનો ગુણ ધરાવે છે.

૨૮–કરમ માટે કપિલો ઘણો ઉપયોગી છે. ચપટા, ગોળ અને સુતરિયા કરમ બહાર પાડે છે.

૨૯-કરમ માટે સહેલો ઉપાય બચ્ચાંને કરમની અસર જણાય તો એક અખરોટ સવારે અને બીજું સાંજે ખવડાવી, રાતે સૂતી વેળા દિવેલનો જુલાબ આપવો. કરમ હશે તો પડી જશે.

૩૦-કૃમી, જંતુને મારે-
યાદદાસ્ત વધે-
લોહી સુધરે-
વિષપુટકને ફાયદો આપે-
ક્ષયને ફાયદો કરે-
શક્તિ વધે-
} નીચે મુજબ ઇલાજ ચાલુ રાખવો.

જેઠીમધ તથા વાવડિંગનાં બીજ ભરડી ઉપરના છોતરાં કાઢી અંદરનાં બીનો ભૂકો સમભાગે લઈ તેની ફાકી ૦॥ તોલો ૧ માસ સુધી ખાવી. (અથવા તેની ચા બનાવી પીવી.) ખોરાકમાં ભાત, ઘી અને મગનું ઓસામણ લેવું.

મગનું ઓસામણ-મગ અને સૂકાં આમળાં પાણીમાં બાફી તેના ઓસામણનો ઘી તથા જીરાથી વઘાર કરવો, ઉપલી ફાકી ૦। તોલાથી શરૂ કરી તે દર અઠવાડિયે ૦। તોલો વધારી ૧ તોલા સુધી વધવું. ફાકી અથવા ચાના રૂપે લેવું.

૩૧-કરમ માટે-અંગ્રેજી વર્મસીડ્ઝની માફક કાયફાનો પાઉડર અપાય છે. બચ્ચાંને એ માફક છે.

૩૨-દાડમના મૂળની છાલનું ચૂર્ણ ૦॥ તોલા પાણી સાથે ખાવું અને જુલાબ લેવો. (એના ઘટ એક્સ્ટ્રેક્ટની ગોળી બની શકે.)

૩૩-પિત્તપાપડો અને વાયવરણાં દરેક બે વાલ લેવું.

૩૪-ભૈરવસિંગ(કૌચાં-કવચ)ની કાંટાવાળી શિંગને દૂધમાં નાંખવી. કાંટા છૂટા પડે અને તે દૂધ પાવું. પછી જુલાબ આપવો.

૩૫-ખાખરાની લીલી શિંગનો રસ મધ સાથે પીવો.

૩૬-લીમડાની છાલનો રસ મરી નાખી પીવો.

૩૭-સમુદ્રફળ પાણીમાં ઘસી પીવું.

૩૮-કરમ પડે (પેટમાંના)-કાળી મૂસલી ગાયના ઘી સાથે ખાય.

૩૯-કરમ બચ્ચાંને થાય તે માટે-કેલોમલ ઘણા ગુણ કરે છે. કેલોમલ ગ્રેન એક, સ્કેમોનિયા ગ્રેન બે, અનીસુ તેલ ટીપું ૦। બચ્ચાં માટે છે.

૪૦-નાના-મોટા કરમ પડે-સ્કેમોનિયા ગ્રેન ૨, નસોતર ગ્રેન ૬ એક એક વખતે આપવાં.

૪૧-સેનટોનાઈન ગ્રેન ૧, કેલોમલ ગ્રેન ૧, રાતે સૂતી વખતે ખાંડ સાથે આપવું.

૪૨-કરમની ગૂંચ પડે-નરસેવ (જે ઉપર ફૂલ ન આવે તે) તેને અમ્બુજ કહે છે. તેનાં પાનનો રસ ૩ દિવસ પાવો. દરરોજ ૧ તોલો રસ પાય તો કરમ પડે.

૪૩-બચ્ચાંને ઊલટી થાય તો કરમ છાતીએ છે એમ જાણવું. તે વેળા ધાણા વાટીને સાકર સાથે આપવા. કરમ થયા હોય ત્યારે બચ્ચાંઓ પાણી ઘણી વાર પીવા માગે છે અને પોતાનું નાક ખજવાળ્યા કરે છે.

૪૫-ઘણો જૂનો ગોળ ઘણો કીમતી બને છે. ઉપલિયું અને કરમ ઉપર ખવડાવે છે, તેથી ઝાડો આવે છે, કરમ નીચે ઊતરે છે. ગોળ જેમ જૂનો થાય છે તેમ તેમાં જુલાબ થવાની અસર વધે છે; કારણ તેમાં સિર્ટેટ-પોટાશ ઉત્પન્ન થાય છે. ગોળ જાનવરોના ખોરાક સાથે અપાય છે પણ તે ખટાશવાળો ન જોઈએ.

૪૬-બચ્ચાંના કરમ માટે સહેલો ઉપાય-૧ તોલો દિવેલ અને ૩ ટીપાં ટરપેનટાઈન નાખી બચ્ચાંને આપે તો કરમ પડે. વિલાયતી દિવેલ લેવાની ખાસ જરૂર નથી. ગામઠી દિવેલ જરા ગરમ કરી લેવું. તાજું દિવેલ ગુણ આપે છે.

૪૭-બચ્ચાને કરમ હોય તો દાડમડીનાં ફૂલને પાણીમાં વાટી પાવામાં આવે છે.

૪૮-કરમ પડે-ઇંદ્રજવ અને વાવડિંગ સમભાગે લઈ મધ સાથે ૧ વાલ જેવડી ગોળી બનાવી ખવડાવે તો કરમનો નાશ થાય.

૪૯-કાળીજીરી ૩ વાલ ખાઈને જુલાબ લે, તો પેટનાં કરમ પડે.

૫૦-કરમ મટે-બિજોરાંની સૂકી છાલનો કાઢો પીવો.

બાળકને સેવ જેવાં ઝીણાં કરમ થાય ત્યારે રોટી કરવાના ઠીકરા પરથી મેંશ લઈ દિવેલમાં મેળવી સફરામાં લગાડે તો કરમ નીકળી પડે.

૫૧-કરમ માટે-વાવડિંગ ૨ વાલ, નસોતર ૧ વાલ, કપિલો ૧ વાલ અને ૨॥ તોલા પાણી સાથે ઉકાળવું. નીતર્યું પાણી ૦I તોલો ત્રણ. ત્રણ કલાકે પાવું.

૫૨-બાળકનાં કરમ માટે-અતિવિષ ૧ વાલ મધ સાથે આપવાથી બહુ ફાયદો થાય છે.

૫૩-કરમ માટે-લીંબોળીના તેલનાં ૨ ટીપાં ખાંડ સાથે બાળકને ખવડાવવાં.

૫૪-કરમ માટે-વાવડિંગનો ઉકાળો બાળકોને મધ સાથે આપવો. ૨ વાલ વાવડિંગ, ૦॥ રતી કેલોમલ મેળવી આપે.

૫૫-પેટનાં ઝીણા કરમ મરે-અંકોલના મૂળનો કાઢો કરી જરા ઘી નાખી પાવો.

૫૬-બધી જાતનાં કરમ મરે-દરદીને રાત્રે સૂતી વખતે ગોળ ખવડાવે, જેથી પેટના કરમ તે મીઠાશ પર વળગે. સવારે દરદીને ૦I તોલો કપિલો દહીંમાં ખવડાવે તો બધા કરમ મરે. ૦I તોલો કપિલો મધ સાથે પણ આપે છે.

૫૭-સૂંઠ અને વાવડિંગ ખાવાથી કરમ મટે છે. સોનામુખી અથવા હળદર કાંજી-ગોળ સાથે ખાવાથી કરમ પડે છે.

૫૮-વાવડિંગ કરમને મારે છે. આથી કરમ પેટમાં મરી જાય છે મા ટે તેને બહાર કાઢવા દિવેલનો જુલાબ જરૂર આપવો જોઈએ.

૫૯-સીતાબનાં પાંદડાંનો રસ બચ્ચાંને કરમ માટે આપે છે અથવા પાંદડાં બાંધે છે. એની વાસથી કરમ છાતીએથી નીચે ઊતરે છે. સીતાબ ગર્ભસ્થાનને નુકસાનકર્તા છે.

૬૦-બે વાલ સીતાબનાં પાનના રસને ધાણાના પાણી સાથે પાવો.

૬૧-કરમ પેટમાં પાકે નહિ-સેકટાની શિંગ ખાનારને કરમ પાકે નહિ.

૬૨-કરમ પડે-કમળકાકડીનું મગજ અને એલચી સમભાગે લઈ લીંબુના રસમાં વાટી ચણા જેવડી ગોળીઓ બનાવે. તેમાંની ૧ ગોળી રાતે ૧૨ વાગે બાળકને ખવડાવે અને ઉપરથી ૦। તોલો ખાંડ ફકાવે.

## કરોળિયો-છીપ-છાહી

૧-તલના તેલનું મર્દન કરવું.

૨-કળીચૂનો ૧ ભાગ, સરસિયું તેલ ૫ ભાગ મેળવીને શરીરે મસળી તડકે બેસવું. પા કલાક પછી નાહવું.

૩-ચોળાઈની ભાજી અથવા તેનાં મૂળની રાખ પાણીમાં મેળવી શરીરે ચોપડી ૦। કલાક તડકે બેસવું અને ગરમ પાણીથી નાહવું.

૪-સુખડ અને ટંકણખાર પાણીમાં ઘસી લગાડવું.

૫-હળદર અને કાળા તલ સમભાગે મેળવી શરીરે મસળવા.

૬-જો દરદીને માફક આવી શકે તો ટંડા પાણીમાં બોળેલી ચાદર શરીરે વીંટાળે અને ધાબળો ઓઢી ૩ કલાક સૂઈ રહે અને એ વખતમાં પિવાય એટલું પાણી પીએ તો પરસેવો નીકળી રોગ સારો થાય.

૭-કૂંવાડિયાંનાં બી અધકચરાં વાટી દહીંમાં ૩ દિવસ રાખ્યાને તે દહીં શરીરે મસળવું અને થોડી વારે નાહી લેવું તેથી શરીરે થયેલા કરોળિયા નરમ પડે છે.

૮-કાળીજીરી અને કાળા તલ સમભાગે મેળવીને ચૂર્ણ બનાવી રોજ ૦। તોલો ખાવો. ચામડી પર થનો કરોળિયો તેનાથી સાફ થાય છે.

૯-કરોળિયા માટે-મનશીલ, ટંકણખાર, હળદર સમભાગે વાટી શરીરે લગાડે તો કરોળિયો સાફ થાય.

૧૦-તુલસીના છોડને વળગેલી માટી પાણી સાથે મેળવીને લગાડે તો શરીર ઉપરનો કરોળિયો સારો થાય.

૧૧-કરોળિયો શરીરે થાય તો તેલિયા દેવદારને લીંબુના રસમાં ઘસી લગાડવું.

કરોળિયા માટે શરીર ઉપર વેંગણનો રસ લગાડે.

૧૨-સૂકાં આમળાં પાણીમાં ઘસી શરીર પર લગાડવાં.

૧૩-તલનાં ફૂલ ચામડી પર મસળવાં.

૧૪-શરીરે સરકો ઘણા દિવસ ચોળવો.

૧૫-હળદર અને ફટકડી પાણીમાં ઘસી લગાડવું.

૧૬-મજીઠને મધમાં મેળવી શરીરે મસળવી.

૧૭-ફરોળિયા માટે-મૂળાનાં બીજ ૦। શેર વાટીને ૦।। શેર દિવેલમાં મેળવે અને તે શરીરે મસળે.

૧૮-ફરોળિયો, છીપ માટે-હળદર, કાળા તલ સમભાગે મેળવી ભેંસના દૂધમાં વાટી મસળવું.

૧૯-સાબુ અને સામરનાં ફૂલ સમભાગે મેળવી શરીરે લગાડવું.

૨૦-મૂળાના બીજને અઘેડાના ખારના પાણીમાં વાટી મસળે.

૨૧-સાપ બાળીને કરેલી રાખને બહેડાનાં મીંજના તેલ સાથે મેળવી લગાડે.

૨૨-મૂળાનો રસ મસળે.

૨૩-ઘાપાણુ ૧ રતલ ગુલાબી રંગ ૦।। તોલો મેળવી લગાડવી.

## કલેજાંનાં દરદો તથા બરોળ-બલોહર

૧-કલેજું મોટું થાય ત્યારે ૦। તોલો અજમો ગોળ સાથે દરરોજ ખાવો.

૨-બરોળ અને કલેજાની ગાંઠને પિગળાવે છે. અશેળિયાને પાણીમાં પિગળાવી દૂધ સાથે મેળવી રાબડી કરીને રોજ પીવામાં લેવી. શરીરમાં લોહીની ગાંઠ બંધાઈ હોય તેને પણ એ તોડે છે.

૩-કલેજું (લીવર) પાકેલું હોય, સોજો આવેલો હોય કે ફાટેલું પણ હોય છતાં ડૉ. મુર મજબૂત ભલામણ કરે છે કે, વીસ ગ્રેન ઈપીકેકયુના રોજ આપવું. બીજો અનુભવી ડૉક્ટર આ જ ઉપાય કબૂલ કરી જણાવે છે કે, દરદીને ઊલટી ન થાય તે માટે એની સાથે દસ ગ્રેન એસિડ ટેનિક અને એક ગ્રેન કૅલોમલ ઉમેરવું જોઈએ. ૧૫ દિવસ સુધી આ મુજબ દિવસમાં બે વાર પાવું. દવા ખાધા પછી ચણાનું મગજ ખાય તો ઊલટી આવતી અટકે.

૪-આકડાના પાનની ઊંદરકણીના રસમાં એક વાલની બનાવી ગોળી તેમાંની એક ગોળી દિવસમાં ૩ વાર ખાવી.

સુદાર પાઉડર-આકડાનાં ઝાડના મૂળની છાલનો ભૂકો ઈપીકેકયુના રૂટના સઘળા ગુણોને મળતો છે.

૫-બલોહર-કલેજાનાં દરદ માટે-આકડાનાં પાન અથવા મૂળનો ભૂકો બલોહર અને કલેજાંના દરદો ઉપર ખવાય છે.

૬-કલેજાંના-બરોળનાં દરદ માટે-કારેલાંનો રસ તજ સાથે મેળવીને પિવાય છે.

૭-બરોળ-વજનમાં ાાા શેર કારેલાંનો રસ અને નિમક ાાા તોલો મેળવી પીવું.

૮-ગરમીના સઘળા આજાર, જલોદર, કલેજાનું દરદ, લોહીવિકાર, પિત્ત વિકાર માટે કાસનીનો કાવો બનાવી પિવાય છે.

૯-કલેજાંના દરદ, કમળો, બરોળ, પિત્તનાં ચાઠાં માટે ગળોનું સત્ત્વ સારું છે.

૧૦-કલેજાનું દરદ-આકડાના ઝાડની છાલ અને એળિઓ સમભાગે મેળવી તેની ગોળી ચણા જેવડી બનાવી દિવસમાં ત્રણ વાર ખાવી.

૧૧-કલેજાના દરદ માટે-વૈદો નવસાર વાપરે છે.

૧૨-કલેજામાં દરદ થાય ત્યારે મધ અને કળીચૂનો મેળવી કલેજાની જગા પર લગાડી રૂ દાબવું.

૧૩-નવસાર બેઆનીભાર હરડેના ઉકાળામાં પાવો.

૧૪-કડુ ા તોલો, પાણી સાથે પીવું. કડુ ચૂંક કરે તો સાથે પીપર લેવી.

૧૫-મૂળાનાં પાનનો રસ ૨ તોલા અને નવસાર બે વાર પાવો.

૧૬-ગોમૂત્ર ૧ તોલો, નવસાર ૨ વાલ મેળવી પીવું.

૧૭-કલેજું મોટું દેખાય તો ા તોલો અજમો, જૂના ગોળ સાથે ખાવો.

૧૮-આકડાનાં પાનને ઊંદરકનીના રસ સાથે મેળવી વાલ ૧ની ગોળી બનાવી રોજ ત્રણ ગોળી ખાવી.

૧૯-કાંકચિયાની ફાકી ૪ વાલ પાણી સાથે લેવી.

૨૦-સરગવાનું મૂળ ૫ વાલ પાણીમાં ઘસી પીવું. અને એનો ઘસારો ચામડી પર લગાડવો.

૨૧-ઉપલેટનું ચૂર્ણ ા તોલો મધમાં ફાકવું.

૨૨-કલેજાનાં દરદો, આંતરડું અકેક પર ચડેલું હોય, પવન પેટનો મટે-આકડાનાં મૂળનું ચૂર્ણ (મુદાર) ૩ વાલ, એસિડ ટેનિક ૨ વાલ, કેલોમલ ૧ ગ્રેન, આ મિશ્રણ સવારે ખાવું અને ફરી સાંજે ખાવું. ઊલટી થવા દેવી નહિ. દવા ખાધા પછી ચણાનું મગજ ખાય તો ઊલટી ન થાય.

૨૩-કલેજાંના દરદો માટે-દારૂ પીવાથી અને તંબાકુ ખાવાથી કલેજાંના દરદો થાય. તે માટે એક જુલાબ લેવો. પગને તળિયે દિવેલ મસળાવ્યા કરવું અને કાળી દ્રાક્ષ શેરડીના સરકામાં ભીંજવી રાખવી, તેમાંથી બે તોલા દ્રાક્ષ જમ્યા પછી રોજ ખાવી.

૨૪-કલેજાંના દુખાવા માટે-દાડમની કળી અને સોનામુખીનાં દાંડી વગરનાં પાનનું સમભાગે ચૂર્ણ બનાવી ાાા તોલો રોજ ખાવું.

૨૫-કલેજું, બલોદર, ફેફસું ફૂલે ત્યારે-મધ ૧ તોલો નવટાંક પાણી મેળવીને એક વાસણમાંથી બીજા વાસણમાં સો વાર નાખે અને રોજ સવારે ભૂખે પેટ પીએ.

## કળતર

૧-કળતર-ખાંડ, સાકર ઘણી ખાવાથી સાંધાઓમાં કળતર થાય છે.

૨-કળતર થતી હોય તે જગા પર, ૩ તોલા આંબાહળદર પાણીમાં ઘસી તેમાં ૧ તોલો સાજીખાર ઉમેરીને કળતરવાળી જગા પર લગાડ્યા કરવું.

શરીરની કળતર અને ચસક મટે-મરી, પીપર, સૂંઠ એકેક તોલો, ગંધક ાા તોલો-એ સઘળાંને આદુંના રસમાં ખરલ કરે, એક વાલના વજનની ગોળી બનાવે. સવાર-સાંજ એકેક ગોળી ખાય.

૩-કળતર મટે-મેથીના લાડુ બનાવી ખાવા.

## અતિસાર, આમ-મરડો, સંગ્રહણી

૧-અતિસાર, મરડો, આફરો-આ માટે દિવેલ ઘણું અકસીર છે. બચ્ચાંઓને તે ઘણું ફાયદાકારક છે.

૨-અતિસાર લોહી સાથેનો-માયાંને ઘીમાં તળીને ભૂકો કરી ખવડાવવાં.

૩-અતિસાર હોય તો-દરદીની ડૂંટી ઉપર આદુંનો રસ લગાડવાથી બહુ ફાયદો થાય.

બાળકને સંગ્રહણી હોય તે માટે-સૂંઠને પાણીમાં ઘસી તેટલું જ ઘી અને સાકર મેળવી ગરમ કરી ચટાડવું.

૪-આમને પાચન કરવામાં સૂંઠ જેવી અકસીર છે તેવું લસણ પણ છે. આમ, અતિસાર, કોલેરા-એના આવતા ઝાડા માટે લસણનો રસ પીવાથી ઝાડા બંધ થાય છે.

૫-આમ-અતિસાર-વરિયાળીનો કાવો પીવો અથવા વરિયાળી, સૂંઠને ઘી લગાડી ભૂંજીને ાા તોલો ચૂરણ ખાવું.

૬-અતિસારનો ઇલાજ-વડનાં કુમળાં પાન અને તેની ટીશીઓ( કુંપળ )ને લાકડાની ખાંડણીમાં ખાંડી તેના કૂચા કરતાં ૧૬ ગણું પાણી નાખી ઉકાળવું. અર્ધું પાણી બળે ને કૂચો ગાળી કાઢવો. ફરી તેને ચૂલા પર ઉકાળી ગોળ જેવો ઘટ્ટ બનાવી તેની ૧ વાલની ગોળી કરવી. તે ગોળી ૨ દિવસમાં ૩ વાર હિંગ સાથે ખવડાવવી.

૭-અતિસાર-વડની વડવાઈને ધોવરામણમાં છાશ સાથે પીવી.

૮-સંગ્રહણી માટે સૂંઠ અને ખારેક એકેક તોલો, અફીણ ાા તોલા લીંબુના રસમાં ચણીબાર જેવી ગોળી ખાવી. ખોરાક દહીં ને ભાત લેવાં.

૯-આમ અતિસાર માટે સૂંઠ, ગોળ, ઘી મેળવીને ખવડાવવું. આમનું પાણી થાય છે, જઠરાગ્નિ વધે છે.

૧૦-અતિસારની ગોળી-અફીણ અને કેસર સમભાગે મેળવી મધ સાથે

તેની ગોળીઓ ચોખાના દાણા જેવડી બનાવવી. આ ગોળી ૨ સવારે અને ૨ સાંજે ગળવી.

૧૧-અતિસાર માટે-કાકડાશિંગ અતિવિષનો ઘસારો મધમાં મેળવી પીવો.

૧૨-આમ મટે-મેથીની ભાજીનો રસ પાંચ તોલા લઈ સાકર સાથે મેળવી પીવો.

૧૩-અતિસાર લોહી સાથેનો-મેથીની ભાજીનો રસ બે તોલા અને કાળી દ્રાક્ષનો રસ બે તોલા મેળવી પાવો.

## કફ-બલગમ

૧૪-કફ-બલગમ માટે-કદાઈઓ (કડાયો) ગુંદર (કતીરો) બલગમ કાપે તથા છાતીનો અને ગળાંનો ચીકણો બલગમ કાઢે છે. ફેફસાનાં અને ફૂકાના જખમને ફાયદો આપે છે.

૧૫-કફ પોચો પડી બહાર નીકળે-ડાંડલિયા થુવરની રાખ ૧ વાલ અરડૂસીનાં પાનના રસમાં દિવસમાં ત્રણ વાર આપવી.

૧૬-કફ નાશ પામે-ગોળ-આદુ સાથે ખાવાં.

૧૭-કફને દૂર કરે-મધ સાથે ગળોનું સત્ત્વ ખાય.

## કબજિયાત

૧-કબજિયાત, પેટમાંની ખરાબ વાસ માટે-સોનામુખી તોલા ૫, સૂંઠ ૨ તોલા, સંચળ ૨ તોલા, એલચી ૦॥ તોલો આ પ્રમાણે વજનમાં મેળવી ચણીબોર જેવી ગોળી બનાવી તે ગોળી રોજ ચૂસીને ખાવી. સોનામુખી પેટમાં દુખાવો કરે નહિ, માટે એનાં ફક્ત પાતરાં લેવાં, ડાંખળી કાઢી નાખવી અથવા પાતરાંને ઘીનો પટ આપી ગરમ કરવાં. સોનામુખીની ચા સાથે જુલાબનું મીઠું વાપરવાથી દુખાવો થાય નહિ.

૨-કબજિયાત-મીઠું મોટા આદમીની કબજિયાત દૂર કરે છે.

૩-કબજિયાત માટે-એળિયો તથા હિંગ સરખે ભાગે લઈને તેમાંથી ૧થી ૨ વાલ રાતે ખાવી. ગર્ભવતી સ્ત્રીઓએ આ ન લેવું.

૪-કબજિયાત મટે-દાંડી વગરનાં સોનામુખીનાં પાંદડાં, વરિયાળી અને સાકર સમભાગે મેળવી તેમાંથી ૦॥ તોલો ખાધા પછી રોજ બે વાર ખાવું.

૫-કબજિયાત મટે-૧ તોલો અથવા વધારે સાલિતનું તેલ ભૂખે પેટે રોજ પીવું. ચૂનાવાળા પદાર્થ પેટમાં હોય તે નીકળી જાય.

૬-જુઓ 'મળબંધ વાયુ' ને 'નળબંધ વાયુ.'

૭-હેમજ(હીમજી હરડે)ને એક રાત ગોમૂત્રમાં ભીંજવી રાખી તેને ઘીમાં તળી ચૂર્ણ બનાવી ૦ તોલો રોજ (પાણી સાથે) ખાવું.

૮-હરડે અને સૂંઠનું ચૂર્ણ બેઆનીભાર લેવું.

૯-નસોતર ૧ાા તોલો, સંચળ ાા તોલો, સિંધાલૂણ ાા તોલો, જીરું ાા તોલો એ બધાં લઈ, લીંબુના રસમાં ચણા જેવડી ગોળી બનાવી રોજ એક વાર અથવા બે વાર લેવું.

૧૦-એક ઈંદ્રવરણું પાકું લઈ તેમાં સિંધાલૂણ ૧ તોલો, સંચળ ૧ તોલો ભરવો. તેને ઘઉંના લોટનું પડ ચડાવવું. પછી ચૂલામાં શેકવું. લોટ સીજી જાય ત્યારે કાઢી નાખી ફળને વાટી ચણા જેવડી ગોળી બનાવી સવાર-સાંજ એકેક ખાવી. આથી ભૂખ લાગે છે અને દસ્ત સાફ આવે છે.

૧૧-મરોડીની (કાળી માટીની) લેપડી પેટ ઉપર મૂકે તો કબજિયાતથી થતો દુખાવો નરમ પડે.

૧૨-ાા શેર પાણીમાં ખાટા લીંબુનો રસ તોલો ૧ તથા સાકર નાખી પીએ.

૧૩-જૂનો ગોળ ખાવામાં લેવાથી કબજિયાત મટે.

૧૪-વાવડિંગ અને જેઠીમધનું ચૂર્ણ ા તોલો રોજ ખાવાથી ઘર કરી બેઠેલું દરદ સારું થાય.

### કનક તેલ

૧-ચામડીના રોગો માટે કનક તેલ પૂજવા લાયક છે. બનાવવાની રીત:—

જેઠીમધ, ઘઉંલા, મજીઠ, ચંદન-પોયણાં, નાગકેસર એ દરેક ૧ તોલો, પાણી બશેર અને તલનું તેલ ાા શેર, એ ઉકાળી પાણી બળી રહે એટલે તેલ ગાળી લેવું. એ તેલ ચામડી ઉપર મસળવાથી અનેક જાતના વ્યાધિ સારા થાય છે.

## કાનનાં દરદો

૧-કાનનો દુખાવો મટે-તુળસીનાં પાંદડાંને ખાટા લીંબુના રસમાં વાટી તેનાં ૪ ટીપાં કાનમાં નાખવાં-દિવસમાં ૩ વાર.

૨-કાનમાંથી રસી નીકળતી બંધ થાય-બચ્ચાંના પેશાબમાં દાડમની છાલ ઘસી કાનમાં ટીપાં નાખવાં.

૩-બચ્ચાંના કાનનું દુખવું મટે-જ્યારે બચ્ચાંને કાનમાં દુખે ત્યારે માતાના દૂધમાં મીઠું મેળવી તેના કાનમાં ટીપાં મૂકવાં.

૪-કાનનાં દરદ નરમ પડે-ઉકાળેલા દૂધનાં ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૫-કર્ણશૂળ ટળે-મોટી ભોંરીંગણીનું મૂળિયું પાણીમાં ઘસી કાને ભરવું.

૬-બચ્ચાંને કાન પાકયા જ કરે અને રૂઝ ન જ આવે તો પોટાસ આયોડાઈડ પીવામાં આપવો; બચ્ચું છેક નાનું હોય તો તેની માને તે પાવો.

૭-કાનનું ગળવું-ગળતા કાનને પાણીથી ધોઈ સાફ કરીને અંદર

મુજબ દવાનાં ૧૦ ટીપાં નાખવાં-ફટકડી ગ્રેન ૮, ઝિંક સિલફ્સ ગ્રેન ૮, પાણી ૧ ઔંસ.

૮-કાનમાં પરુ તથા દુર્ગંધ હોય-કાનમાંથી પરુ નીકળે અને કાન વાસ મારે તો ફુદીનાના રસનાં ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૯-કાનનો મેલ સુકાઈ ગયો હોય અને દુખાવો થાય તો મધ અને તલનું તેલ સમભાગે મેળવી કાનમાં નાખે તો મેલ બહાર આવે.

૧૦-કાનમાંથી વહેતું પરુ બંધ થાય-મેથીને દૂધમાં ભીંજવી રાખવી. તેને વાટી રસ કાઢી કાનમાં નાખવો.

૧૧-કાનના કીડા મરે-૪ વાલ એળિયો, ૧ તોલો ગાયનું ઘી, દિવેલ અથવા તેલમાં ગરમ કરી કાનમાં નાખવું.

૧૨-કાનનો દુખાવો કેળાંનો ફળનો રસ કાનમાં નાખવો.

૧૩-કાનનું શૂળ મટે-મૂળાનો રસ, સરસિયું તેલ અને આકડાનાં પાતરાંનો રસ દરેક ૧૦ તોલા, પાણી ૨૦ તોલાને મેળવી અંગાર ઉપર ગરમ કરી પાણી બાળી નાખીને તેલ રહે તેનાં ટીપાં કાનમાં નાખવાં.

૧૪-કાનનાં દરદો મટે-કાનફોડીનાં પાનનો રસ કાનમાં નાખવો.

૧૫-કાનમાં ધાક પડે, તમરાં બોલે-રેહાન અને અજમો એ બંનેનાં પાંદડાંનો રસ સમભાગે ૪ પૈસાભાર કાઢી, તેલ ૨ પૈસાભારમાં ઉકાળી, પાણી બળી જઈ બાકી રહેલ તેલનાં ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૧૬-કાનનો દુખાવો, બહેરાપણું-એ માટે લસણની બે કળી ૧ તોલા મીઠા તેલમાં કકડાવી કાનમાં ટીપાં નાખવાં.

૧૭-શરદીથી કાન બહેરા થાય તો સૂંઠ અને કોપરું ચાવીને દુખતા કાનની બાજુએ મોઢામાં રાખવું, છાણાં બાળીને તેનો શેક કરવો, તેનો ગરમ ધુમાડો કાનમાં જવા દેવો. સૂંઠ અથવા મરી ગરમાવો આપે અને કોપરું તે ગરમીથી મોઢામાં છાગરો (ચાંદાં) પડવા દે નહિ. કોઈ સૂંઠની જગ્યાએ મરી લેવાનું કહે છે.

૧૮ કાનના ચસકા મટે—સૂંઠ અને અફીણ સ્ત્રીના થાનના દૂધમાં (ધાવણમાં) ઘસી ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૧૯-કાનનો દુખાવો, બહેરાપણું, શરદી થયેલી હોય તો—એક લસણની કળી કાનમાં રાખવી અથવા લસણને છૂંદી તેલમાં કકડાવી કાનમાં મૂકે તો શરદી તૂટે છે.

૨૦-કાનમાં પાણી ભરાવાથી કાન પાકે તેનો ઇલાજ-લસણની કળી ૩, ફટકડી બે આનીભાર-બંનેને બૂડતાં પાણીમાં ભીંજવી રાખવી. ૬ ઘડી સુધી રાખીને મીણ તોલો ૦૧, ધુપેલ તોલા પાંચમાં ઉકાળી ઊભરો આવે ત્યારે ઠંડું પાડીને તે તેલનાં ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૨૧–કર્ણુશૂળ, કાનમાં ફોલ્લી–વાંદાનાં પાનને કેળનાં પાતરામાં વીંટાળી શેક કરવો. પછી પાનનો રસ કાઢી કાનમાં નાખવો.

૨૨–કાનમાં બહેરાશ ભાંગે–સમુદ્રફળ ભાંગરાના રસમાં ઘસીને તેનાં ટીપાં કાનમાં મૂકવાં.

૨૩–કાનમાં નાસુર હોય તો ૦ાા વાલ ગોળને ૧ તોલો પાણીમાં મેળવવો અને પાણીમાં સમુદ્રફળ ઘસીને કાનમાં પાંચ ટીપાં નાખવાં.

૨૪–કાનના અથવા કોઈ પણ નાસુર મટે–સાપની કાંચળીની રાખ ૨ ગ્રેન કાગળની ખીડીમાં મૂકી કાનમાં ફૂંકવી.

૨૫–કાનના દુખાવા માટે સેકટાના મૂળનો રસ કાનમાં નાખવો.

૨૬–કાનમાં અવાજ ખુશ્કીથી થાય–તો પેટ ભૂખ્યું રાખવું નહિ. દિવસમાં ૪ વાર ખાવું અને કાનમાં બદામનું તેલ મૂકવું.

૨૭–કાનની બહેરાશ મટે–આમળાનાં પાનનો રસ, મધ સાથે મેળવી કાનમાં ટીપાં નાખવાં.

૨૮–બહેરાશ મટે–ઇંદ્રવરણીનાં તાજાં ફળને તલના તેલમાં મેળવી, તેનાં ટીપાં કાનમાં નાખવાં.

૨૯–કાનની બહેરાશ ભાગે–ચોખ્ખું મધ, (મકા શહેરનું), સરકો, (કાંદાનો) રસ અને બકરીનું પિત્ત સમભાગે મેળવી ગરમ કરી, તે રસના ત્રણ ભાગ બળે અને ૧ ભાગ રહે, તેમાં રૂ બોળીને કાનમાં મૂકવું. ૩ દિવસમાં ફાયદો જણાય.

કાનખજૂરો કાનમાં ભરાયો હોય તો માંસનો ખીમો કરી કાન આગળ ધરવો. તેની વાસથી કાનખજૂરો બહાર નીકળી માંસને વળગે છે. અથવા મસાલેદાર ભૂંજેલું માંસ કાન આગળ રાખે તો તેની વાસથી તે ખાવા આવે છે.

કાનખજૂરો કાનમાં ભરાયો હોય તો–કાનમાં કાંદાનો રસ મૂકવો.

કાનખજૂરો કપાળે ચડયો હોય તો–નાકમાં કાંદાનો રસ મૂકવો.

કાનમાં માંકડઃ માંકડ કાનમાં ભરાયો હોય તો મધનાં ટીપાં નાખવાથી માંકડ નીકળી જાય છે.

૩૦–કાનની દવા–કાયાફૂટીનું તેલ એક ભાગ, મીઠું તલનું તેલ સાત ભાગ મેળવીને કાનમાં ટીપાં નાખે છે. આ કાયાફૂટીના તેલને એલચીનું અથવા સેવડાનું તેલ કહે છે.

૩૧–કાનમાં અવાજ–અખરોટ ખાવાથી નરમ પડે છે.

૩૨–કાનનો દુખાવો મટે–આકડાના પાન ઉપર ઘી લગાડી તેને ગરમ કરી રસ કાઢી તે રસનાં ૫ ટીપાં કાનમાં નાખવાં.

૩૩–બીલાંને ગોમૂત્રમાં પીસી, તેલમાં ઉકાળી, તે તેલ કાનમાં મૂકે.

૩૪-કાંદાને બાફી તેનો રસ કાઢી કાનમાં નાખવો. કાનમાં નાખતી વખતે રસ જરા ગરમ કરવો.

૩૫-ભુનાગ( અળસીઆ )માંથી નીકળેલું ત્રાંબું બેઆની ભાર, ચોખ્ખું સોનું ળા તાલો, એની બનાવેલી વીંટીને તેલમાં ઉકાળી તે તેલ કાનમાં નાખવું.

૩૬-બાળકને કાનમાંથી પરુ નીકળે ત્યારે માતાના દૂધમાં રસવંતી સાથે મધ મેળવી કાનમાં મૂકવું.

૩૭-કાનમાં થતો અવાજ બંધ પડે: તંબાકુની બીડીનો ધુમાડો મોઢામાં ભરવો. નાક અને મોઢું બંધ રાખવું. ધુમાડો બહાર કાઢવાની કોશિશ કરવી. ધુમાડો નીકળવાના રસ્તા બધે બંધ હોવાથી ધુમાડો કાનની નસોમાં ભરાશે અને અવાજ થતો બંધ પડશે.

૩૮-કાનમાં થતા અવાજ બંધ પડે-સરકો અને બદામનું તેલ સમભાગે મેળવી કાનમાં મૂકવાં.

૩૯-કાનના દુખાવા માટે હાથની આંગળીથી અથવા બ્રશથી દાંતના પારા ઘસવા, દાંત પર ચંપી (મસાજ) થવાથી ફાયદો થાય.

૪૦-શુવરના પાનને ગરમ કરી રસ કાઢી તે રસ કાનમાં મૂકવાથી પરુ બંધ થાય.

૪૧-કાનમાં અવાજ તથા દુખાવા માટે અઘેડાના ખારને તેલમાં મેળવી કાનમાં મૂકવો.

૪૨-કાનમાંથી પરુ નીકળે તે માટે ધંતૂરાનાં પાનનો રસ કાનમાં નાખે ઉપરથી ઠંડુ ભભરાવે.

૪૩-કાનમાં કીડા હોય અને કરડે તે માટે ભોરીંગણીનો ધુમાડો કાનમાં જવા દે તો કીડા બહાર આવે.

૪૪-કાનનો દુખાવો ( બાળકની છાલી ) માટે અકસીર ઇલાજ: આકડાના ઝાડના ૩ સોટા ( જાડી ડાળી ) લાવે. એક ડાળીને કપડું વીંટાળે એક છેડે, અને બીજે છેડે દોરી બાંધી તેને લટકતું રાખે. પછી કપડું સળગાવે. તેમાંથી તેલ નીકળે તે એકઠું કરે.

આકડાની બીજી ડાળીને ફરી લુગડું વીંટાળીને ઉપર મુજબ નીકળેલા તેલમાં બોળી ફરી સળગાવી બીજીવાર તેલ કાઢો. આ મુજબ ત્રીજી ડાળીમાં કપડું વીંટાળી તે તેલમાં બોળી ત્રીજી વાર સળગાવી તેલ કાઢી તે તેલ કાનમાં નાખવું.

૪૫-મોરના પગનું બાળેલું ચૂર્ણ કાનમાં નાખો.

૪૬-મરેલા વીંછીને તેલમાં કકડાવી તે તેલ કાનમાં મૂકો.

૪૭-કાનની બહેરાશ મટે-બદામનું તેલ પાંચ ભાગ, નગોડનો રસ ૨ા વરણાનાં પાનનો રસ ૨ા, અઘેડાનાં બીજનું ચૂર્ણ ૨ા, બકરીનું મૂતર ૨ા,

ખીલીના ગર્ભને પાણીમાં વાટી બનાવેલો રસ ૨ા, એનું તેલ બનાવી કાનમાં એક માસ સુધી નાખો.

૪૮-બહેરાશ માટે સાબરશીંગ, સેકટો, સૂંઠ, ઘોડાવજ, હિંગ પાણીમાં વાટી કાનની આસપાસ લગાડો.

૪૯-બહેરાશ માટે-ગાયનું મૂત્ર (જૂનું થાય તેમ વધારે ગુણ આવે) ૧ તોલો, વડાગરું મીઠું એક વાલ, હિંગ ૨ ઘઉંભાર, સિંધવ ૪ ઘઉંભાર, લીંબુનો રસ ૧૦ ટીપાં એને અંગાર ઉપર કકડાવી ઊભરો આવે ને ઠંડું પડે, પછી ૩ વતી તેનાં ટીપાં કાનમાં ઘણા દિવસ નાખો.

૫૦-આકડાનાં પાન ઉપર ઘી ચોપડી ગરમ કરી રસ કાઢી તેનાં ટીપાં કાનમાં નાખો. બહેરાશ માટે.

૫૧-બહેરાશ માટે કુકડવેલનાં પાનનો રસ અને તલનું તેલ ઉકાળો. તેલ અને તે કાનમાં નાખો.

૫૨-બહેરાશ માટે તુમડીનાં પાનનો રસ અને તેલ ઉકાળી. તેનાં ટીપાં કાનમાં નાખો.

૫૩-બહેરાશ માટે કરેણનાં ફૂલ વાટી તેલમાં પકાવી કાનમાં નાખો.

૫૪-બહેરાશ શરદીથી આવી હોય તો કાનની પાછળના ભાગ ઉપર રાતા મલમની પટ્ટી મારો. અથવા કાનને રાતે સૂતી વેળા જરૂર બાંધો.

૫૫-બહેરાશ માટે આકડાનાં પાનને બાફી રસ કાઢો. તેમાં ૨ ટીપાં રોઝાના છોડનું તેલ નાખી કાનમાં વાપરો.

૫૬-નબળાઈથી કાનની બહેરાશ થાય ત્યારે ખીલાંનો ગર ૦ાા તોલો, દૂધ ૦ાા તોલો, તેલ ૨ાા તોલા, પાણી ૨ાા તોલા, ગાયનું મૂત્ર ૨ાા તોલા, એનું તેલ બનાવી કાનમાં મૂકવું.

૫૭-કેરડાની કુંપળ, લવિંગ અને બકરાનું મૂત્ર જરા ગરમ કરી કાનમાં મૂકવું.

૫૮-સરસિયું તેલ કાનમાં મૂકો એથી બહેરાશ કમી થાય છે.

૫૯-ડમરાનાં પાનનો રસ ૦ા શેર, તેલ ૦ાા શેર મોટાં વાસણમાં ઉકાળી તેલ બનાવવું, એને ઉસરાવા દેવું નહિ.

૬૦-કાનના ચસકા બંધ પડે-કપૂરકાચલી અને ધોળી કોડી ગરમ પાણીમાં ઘસીને તેનાં ટીપાં કાનમાં નાખવાથી ચસકા તરત નરમ પડે છે.

૬૧-બચ્ચાંને કાનનું દુખવું મટે-જ્યારે બચ્ચાંને કાનમાં દુખે ત્યારે માતાના ધાવણમાં મીઠું મેળવી તેનાં ટીપાં કાનમાં મૂકવાં.

૬૨-કાનના દરદ માટે-ગલગોટાના પાનનો રસ કાનમાં નાખવો.

૬૩-કાનનો દુખાવો મટે-તુલસીનાં પાનને ખાટાં લીંબુના રસમાં વાટી. તેનાં ૪ ટીપાં દિવસમાં ૩ વાર કાનમાં નાખવાં.

૬૪-કાનમાંથી રસી નીકળતી બંધ થાય-બચ્ચાના મૂત્રમાં દાડમની છાલ ઘસી કાનમાં ટીપાં નાખવાં.

૬૫-કાનમાંથી પરુ નીકળે (બચ્ચાંને) તો દિવેલ અને મધ દર ત્રીજે દિવસે પાવું. બે જુલાબ થાય એટલું જ દિવેલ આપવું.

કાનમાં જંતુ તથા મચ્છર ભરાયું હોય તો દિવેલ અથવા તેલ જરા ગરમ કરીને કુદું (સહેજ ગરમ) કાનમાં નાખવું તેથી ગૂંગળાઈને જંતુ મરી જશે અને મેલ સાથે બહાર નીકળશે.

૬૬-કાનમાં નાસુર, કાન પાકતો હોય તો તેનો ઇલાજ : જૂનો ગોળ ૧ રતી, પાણી ૩૦ ટીપાં, સમુદ્રફળ ૧ રતી, એને મેળવી બે ટીપાં કાનમાં નાખવાં.

૬૭-કાનમાંથી પરુ નીકળે તે બંધ થાય-દાંડીવાળા થુવરની દાંડી ભેભટમાં શેકી તેનો રસ બાટલીમાં ભરી રાખવો. તેનાં પાંચ ટીપાં કાનમાં નાખવાં.

૬૮-કર્ણશૂળ-કાનનો દુખાવો મટે : ધાણા, હિંગ, સૂંઠને સમભાગે છૂંદી, તેનાથી ૪ ગણું તેલ અને ૪ ગણું પાણી મેળવી ઉકાળો. તેલ બનાવી કાનમાં નાખો.

૬૯-કાનમાં દુખાવો રસી, લોહી માટે : સેકટાના ઝાડની છાલ હથિયાર વડે નહિ પણ અણીદાર પથ્થર લઈ તે વતી કાઢવી; તેને પથ્થરથી વાટી રસ કાઢવો; તે રસનાં ૫ ટીપાં કાનમાં મૂકવાં. બીજીવાર મૂકવાની જરૂર હોય તો મૂકવાં.

૭૦-કાનમાંથી બગાડ કાઢવા માટે અથવા ગરમીથી હોય તો લીંબુના રસનાં ટીપાં કાનમાં મૂકવાં.

૭૧-કાનમાં પરુ થતું હોય તો ઈંડાનાં કોચલાંની રાખ કાનમાં નાખીએ તો પરુ બંધ થાય.

૭૨-કાનનાં દરદો માટે-આંબો, જાંબુડી, વડ, મહુડો એનાં કુમળાં પાનની લેપડી બનાવવી. તે લેપડીના વજન કરતાં ૪ ગણું તેલ અને ૪ ગણું પાણી નાખી ઉકાળી તેલ બનાવવું. તે તેલનાં ટીપાં કાનમાં નાખવાં.

૭૩-કાનમાં અવાજ થાય તે માટે-સરસિયું તેલ, આકડાનાં કૂણાં પાનના અથવા કપાસનાં જીંડવાના રસનાં ટીપાં કાનમાં નાખવાં.

ઘોડાવજનું તેલ બોચી પર મસળવું. અખેડાનું તેલ કાનમાં નાખવું.
આમળાંનાં પાનનો રસ ગંધક સાથે મેળવી કાનમાં ટીપાં નાખવાં.

૭૪-કાન ફૂટ્યો; કાનની બહેરાશ, કાનનો દુખાવો સારો થાય-સબજાના પાન હાથ પર ચોળી તેનો રસ કાનમાં નાખવો.

૭૫-બહેરાશ મટે-બીલાંને ગોમૂત્રમાં છૂંદો, તેની ચટણી બનાવો. એક ભાગ ચટણી, બે ભાગ બકરીનું દૂધ, બે ભાગ પાણી, ૬ ભાગ તેલ ઉકાળી તેલ બનાવી કાનમાં નાખો.

૭૬-કાનની બહેરાશ મટે-ટર્પેન્ટાઈન ૩૦ ટીપાં અને સોલેતનું તેલ ૧૨૦ ટીપાં મેળવી તેનાં ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૭૭-કાનની બહેરાશ ભાગે-આકડાના પાકા પાનને જરા ગરમ કરી તેનો રસ કાઢી તેનાં ૮ ટીપાં કાનમાં નાખે.

૭૮-બહેરાશ-ક્વિનાઈન ઘણું ખાવાથી કાને બહેરાશ થાય છે તે માટે એસિડ બરોમીક ડાઇલ્યુટનાં દશ ટીપાં પાણી સાથે દિનમાં ત્રણ વાર આપવાં અથવા ગળોનું સત્વ બે વાલ મધ સાથે આપો તો બહેરાશ જાય છે.

૭૯-કાનની બહેરાશ મટે-ભાંગરાના રસમાં કાળી મૂસળી ઘસી કાનમાં નાખવી.

૮૦-બહેરાશ માટે-ભૂરાં કોળાંનો રસ અથવા મુરબ્બો ખવડાવે તો ક્વિનાઇન ખાવાથી થયેલી બહેરાશ નીકળે. ક્વિનાઇનની ગરમીથી ઉશ્કેરાયેલા મગજના તંતુઓને બ્રોમાઇડ શાંત કરીને જડ બનાવે છે. પણ ગળો ગરમી ઓછી કરીને તંતુઓને પાણીમાં તરતાં બનાવે છે. એટલે બ્રોમાઈડ પોટાશ કરતાં બહેરાશ દૂર કરવા માટે ગળોનું સત્વ વધારે સારું છે.

## કાનમાં કીડા

૧-કાનમાંની બગાઈ નીકળે-સફરજન (સેવફળ) કાપી કાન પર મૂકો તો જીવતી બગાઈ હોય તે બહાર આવે છે

૨-કાનના કીડા મરે-સરકાનાં ૧૦ ટીપાં કાનમાં નાખવાં.

૩-કાનના કીડા નીકળે-તનમનીનાં પાનનો રસ કાનમાં મૂકીને ૩ દાબે તો છવડાં ૩ ઉપર એકઠાં થાય છે.

૪-કાનમાં બગાઈ હોય, ધનેડાં ચડી આવે તો-લોખંડનો તવેથો લાલ ગરમ કરી તે ઉપર દિવેલ નાખવું. તવેથા ઉપરથી પડેલું દિવેલ કાનમાં નાખવાથી બગાઈ પીગળી બહાર નીકળી આવે. અથવા લીમડાનાં પાનનું તેલ કાનમાં મૂકવું.

૫-ઘિલોડીના વેલા મીઠા અને કડવા આવે છે. જમીનમાં તેનો કંદ રહે છે. કડવો વેલો રસાયણ બનાવવા માટે ઉપયોગી છે; મીઠી ઘિલોડી દવા તરીકે વપરાય છે.

કાનના કીડા નીકળે-મીઠી ઘિલોડીનાં પાનના રસમાં ચોખા જેવડી હિંગ મેળવી કાનમાં નાખો અને રૂ કાનમાં ખોસો તો રૂ પર કીડા તરી આવશે અથવા મરી જઈ તેનો મેલ થઈ બહાર આવશે. કાનમાં કીડા ન હોય ને એ રસ નાખે તોપણ અડચણ નથી.

૬-દૂધિરી, ચમારદૂધેરીનાં ત્રણ પાનનો રસ કાનમાં નાખવો.

૭-ઘિલોડી અને આંબાના પાનનો રસ કાનમાં નાખવો.

૮-ખાંડોળી-જેના ઉપર મરચાંના જેવાં ફળ થાય છે, તેનાં પાનનો રસ કાનમાં નાખવો.

૯-કાનના કીડા } નીકળે-હિંગ ૧ વાલ, ભોરીંગણીનાં બી ૦। તોલો, ખપે
દાંતના કીડા } એટલું દિવેલ લઈ તેની ગોટી બનાવી એક થાળીમાં પાણી નાખી, તે પાણીમાં રાખવી. ભરેલો વાટકો મૂકો. વાટકામાં અંગાર રાખો. અંગાર ઉપર પેલી ગોટી મૂકી તે ઉપર કાણું પાડેલું કાદવનું કરવડું ઢાંકવું. કરવડાના કાણામાથી ધુમાડો નીકળે તે દુખતા દાંત ઉપર અથવા કાનમાં નાખવાથી કીડા બહાર નીકળી થાળીમાં પાણી પર પડે.

## કીડ-ખૂજલી-ચેળ-શરીરે લૂખસ-ધવરો

૧-લીમડાનાં, બોરડીનાં કે બાવળનાં પાન અથવા આમળાં એમાંની એક ચીજ પાણીમાં ઉકાળી તે પાણીથી રોજ નાહવું.

૨-ગોમૂત્ર શરીરે ચોળી નાહવું.

૩-ગળજીભી અથવા તાજી ગળોનો રસ પીવો.

૪-તાંદળજાની ભાજી ઉકાળી પીવી.

૫-ચારોળી પાણીમાં વાટી પીવી.

૬-ત્રિફળાંનું ચૂર્ણ ખાવું. ત્રિફળાંનું પાણી શરીરે ચોળવું.

૭-૪ વાલ ધોયેલો (શુદ્ધ) ગંધક ઘી-સાકર સાથે મેળવી રોજ ખાય તો કીડ ચેળના ચામડીની અંદરના કીડા મરે.

૮-શરીરે ધવરો, ખસ મટે-કાળાં મરી અને લીંબુનો રસ સમભાગે મેળવી ધુપેલ સાથે એકરસ કરે અને શરીરે ખૂબ મસળે અને ૦। કલાક તડકે બેસે અને પછી પાણીથી ધોઈ નાખે તો ચાર દિવસમાં ફાયદો થાય.

૯-ખૂજલી શરીરે થાય તે મટે-મનસીલ ૧ તોલો બારીક કરી ૭ તોલા ઘીમાં ઉકાળે. તેને ઠંડા પાણીમાં નાખે. જે ઘી બંધાય તે શરીરે મસળે.

૧૦-ખસ મટે-મરી અને અમલસારો ગંધક સમભાગે મેળવી ઘી સાથે મેળવી શરીરે મસળે અને શેક કરે.

૧૧-ગંધકનો મલમ કીડ ઉપર ચોપડે, તે બહુ અકસીર છે.

૧૨-ટંકણખાર પાણીમાં મેળવી લગાડે તો કીડ સારી થાય.

૧૩-કોપરેલ અને લીંબુનો રસ મેળવી શરીરે લગાડવાથી ફાયદો થાય છે.

૧૪-ગાયનું મૂત્ર કીડવાળી ચામડી પર મસળવું.

૧૫-ગંધક, મોરથૂથુ, કપૂર સમભાગે ઘીમાં મેળવી લગાડવું.

૧૬-ખૂજલી, ચાંદાં એક દિવસમાં સારાં થાય: આકડાનાં ૬૦ પાનને ઊકળતા પાણીની વરાળથી બાફવાં. તે પાનને છૂંદીને રસ કાઢવો. તેમાં ચાર તોલા તેલ નાખવું, તેને ઉકાળવું, પાણી બધું બળી જાય ત્યારે બે તોલા ગંધક નાખવો. ફરી ઊભરો આવે એટલે ઉતારી પાડવું. રાતે અગિયાર વાગે લાકડાના

અંગાર આગળ શરીર શેકતા જવું અને તેલ મસળતા જવું. બે કલાક આ મુજબ કર્યા કરવું. પછી શરીરે છાણ ચોળીને નાહવું; અને દૂધ–ભાત ખાઈને સૂઈ જવું. આ ઉપાય સચોટ છે.

૧૭–ચામડીનાં દરદો નરમ પડે–કુંવાડિયાનાં બિયાંમાં અંગ્રેજી આયોડોફોર્મના જેવો ગુણ છે; તેથી તેનું ચૂર્ણ લગાડવાથી ચામડીનાં દરદો મટે.

૧૮–ખસ મટે–ધંતૂરાનાં બીનું ચૂર્ણ તેલમાં મેળવી લગાડવું.

૧૯–દારુડી–શીઆળકાંટાના મૂળને ચોક કહે છે. એનાં બીમાં અફીણના જેવો ગુણ છે. ખૂજલી માટે–એનાં ખાંડેલાં બીને તેલમાં ઉકાળી તે તેલ મસળવું.

૨૦–કપીલો ૧ તોલો અને ઘી ૭ તોલાનો મલમ ખરજવું, દાદર, ફીડ અને ગૂમડાં ઉપર વપરાય છે.

૨૧–ફીડ માટે ગંધક ખાવામાં અને લગાડવા માટે ઘણો ઉપયોગી છે.

ગંધકને શુદ્ધ કરવાની રીત: એક તપેલીમાં ઠંડું દૂધ મૂકવું. ઉપર કપડાનો ઢીલો કટકો દૂધને લાગે નહિ તેવી રીતે બાંધવો. લૂગડામાં ગંધકનો ભૂકો નાખવો. તે ઉપરઢાંકણુ ચત્તું ઢાંકવું. ઢાંકણા ઉપર અંગારા મૂકવા. ગંધક તપીને પાતળો થઈ દૂધમાં પડશે, બાકી કચરો કપડા ઉપર રહી જશે. આ ગંધક શુદ્ધ થયેલો ગણાય છે. ઘી સાથે ગંધક મેળવીને દિવસમાં બે અથવા ચાર વાર મસળવું. ખસનું જોર વધુ હોય તો ાા તોલો ગંધક મધમાં મેળવી રોજ ચાટણ લેવું. ગંધક ખાવામાં કંઈ નુકસાન કરે નહિ. હરસ–મસાવાળાના દરદીએ ગંધક, મીંઢીઆવળ (સોનામુખી) અને ગુલાબની સૂકી કળી સમભાગે મેળવી તેમાંથી ાા તોલો દિવસમાં બે વાર મધ સાથે ચાટવું અથવા રાતે સૂતી વેળા એક રૂપિયાભાર સુધી રોજ ખાવું.

કાનશીલ નામનો ગંધક આવે છે તે પણ મસળવાના કામમાં વપરાય છે, પણ તેમાં કુદરતી રીતે સોમલ મળેલો હોય છે, માટે તે વાપરતાં સંભાળ રાખવી. ખાવામાં તો તે લેવો જ નહિ. ગંધક જેવી સસ્તી, ગુણવાળી, જાણીતી ચીજનો ઉપયોગ બંધ થઈ ગયો છે; કારણ આ જમાનાના લોકો તેની વાસ ખમી શકતા નથી.

૨૨–આંબાનાં પાંદડાંની રાખ ગાયના મૂત્રમાં મેળવી લગાડવી.

૨૩–આમળાંનો ભૂકો ાા તોલો પાણી સાથે રોજ સવારે ખાવો અને આમલીના ભૂકાને પાણી સાથે મેળવી ફીડ ઉપર મસળવો અને સુકાવા દેવો.

ચણોઠીનાં લીલાં અથવા સૂકાં પાન પાણીમાં વાટી શરીર પર મસળવાં.

૨૪–ગાયનું છાણ શરીરે ચોળી ગરમ પાણીથી નાહવું.

૨૫–આંબાહળદર, કડુ અને જીરુંને વાટીને શરીરે ખસવાળી જગાએ મસળવું.

૨૬–ફીડ મટે–એકસો વાર પાણીમાં ધોયેલું ઘી ફીડવાળી જગા પર મસળે તો ફાયદો થાય.

૨૭-ઘી ધોવાની રીત: કાંસાની થાળીમાં ઘી નાખી તેને ઠંડા પાણી સાથે દસ-બાર વાર મસળી, પાણી કાઢી નાખી ફરી આ મુજબ મસળે. આ પ્રમાણે ૧૦૦ વખત મસળવું. આમ આ ઘી ઝેરી બને છે, માટે ખાવામાં લઈ શકાય નહિ.

૨૮-અરીઠાનું ફીણ ઘીમાં મેળવવું. દરદી તડકે બેસી તે ઘી મસળવું. અને પછી ઠંડા પાણીથી સ્નાન કરે.

૨૯-સૂકાં આમળાં ૨ તોલાને ૧ શેર પાણીમાં ઉકાળે અને પા શેર પાણી બાકી રહે તેમાં ગાયનું ઘી ૧ાા તોલો, સરસિયું તેલ ાા તોલો, સિંધવ ા તોલો, મેળવી શરીર પર લગાડી ાા કલાક તડકે બેસવું. આ મુજબ ૭ દિન ચાલુ રાખવું.

૩૦-ગંધક ૧ તોલો, તલનું તેલ ૮ તોલા સાથે મેળવી શરીરે લગાડવું.

અથવા એક કપડા ઉપર ઘી ચોપડે. તે ઘી ઉપર ગંધક ભભરાવે. તે લુગડાને કાકડો બનાવી, સળગાવી, કાકડો લટકતો રાખે; કાકડો બળતાં જે તેલ ટપકે તે એકઠું કરે અને આ તેલ શરીર પર લગાડે.

૩૧-તંબાકુ પાન ા તોલો અને ગધેડાની લાદની રાખ ૧ તોલો ધુપેલમાં મેળવીને શરીરે લગાડવું.

૩૨-કીડ, ધવરો મટે-સિંદૂર અને કાળાં મરી સમભાગે વાટી ૭ ભાગ તેલમાં ગરમ કરી ગરમ ગરમ ચામડી પર લગાડે. સુકાયા પછી પાણીથી ધોઈ નાખે. અથવા ા તોલો સુરોખાર ૫ તોલા દહીંમાં મેળવી સારી પેઠે મસળે.

૩૩-રાળનો મલમ મસળે તો કીડ-ખૂજલી-ખસ મટે.

મલમ બનાવવાની રીત: ૧ ભાગ રાળ (ફાકે છે તે), ૮ ભાગ મીઠું તેલ; એને ગરમ કરી એક રસ કરવું. ઠંડું પડે ત્યારે અકેક તોલો ઠંડું પાણી નાખતા જવું અને હાથવતી મસળતા જવું અથવા બીજી કોઈ રીતે હલાવતા જવું. એકરસ થાય ત્યાં સુધી પાણી અકેક તોલો નાખતા જવું. જ્યાં સુધી સફેદ મલમ માખણ જેવો થાય ત્યાં સુધી આ ક્રિયા કર્યા કરવી.

૩૪-ધંતૂરાના પાનને તેલમાં ઉકાળવાં. પાન બળી જાય પછી તેલ મસળવામાં લેવું. તેથી ખૂજલી મટે.

૩૫-ગાયનું ઘી લેવું, તેમાં જેઠીમધનો શીરો ઘસવો, તેમાં કાથો નાખી લગાડવું તેથી ખૂજલી મટે.

૩૬-આકડાનાં પાનને વરાળથી બાફી રસ કાઢી તેમાં ગંધક મેળવી શરીરે લગાડે તો બહુ જલદી ફાયદો આપે. અગથિયાના ઝાડનાં પાનનો રસ મસળવો.

## કીડ શરીર પર ઉત્પન્ન થાય

૩૭-કવચ શરીરને લાગે તો કીડ ઉત્પન્ન થાય.

૩૮-જીંથાફળીનાં સૂકાં પાનનું ચૂર્ણ ચામડીને લગાડે તો કીડ થાય અને બેચેની ઉત્પન્ન થાય.

## કીડા-માંકડ-મચ્છર-જીવજંતુ મરે

૧-માંકડ ઓછા થાય-તલના છોડ પર માકલો નામનો જીવડો થાય છે તે માંકડ બધા ખાઈ જાય છે. માણસને કાંઈ નુકસાન કરતો નથી.

૨-માખી દૂર નાસે-ઢોરના તેમ જ માણસના બદન પર જૂનું દિવેલ લગાડે તો માખી બેસે નહિ. દિવેલની વાસ માખીને પસંદ પડતી નથી.

૩-કપડાંમાં જીવજંતુ ન થાય તે માટે ખુશબો રાખવામાં આવે છે.

ખુશબોની બનાવટ-દમનો (ડમરો), સબજે, ઉપલેટ, કપૂરકાચલી ઘઉલી, છડ, ચંદન, સુખડનો વેર-એ સઘળાને સરખે ભાગે વાટી એકઠું કરી પોટલી બનાવે.

૪-કપાળનો કીડો મરે-કડવી કુકડવેલનાં પાનના રસને ૩ વાર સૂંઘવો.

૫-ઢોરને કીડા પડે ત્યારે-બહેડાંની છાલનો ભૂકો ભાખરીમાં મેળવી ખવડાવો. માટે અથવા પીપળાની છાલનું ચૂર્ણ રોટલામાં નાખી ખવડાવે તો કીડા મરે.

૬-કીડા મરે-કોહવાટવાળા શરીર પર કીડા પડે તે ઉપર ગલગોટા છૂંદીને બાંધે તો કીડા મરે.

૭-કીડીઓનો ઉપદ્રવ જ્યાં થતો હોય ત્યાં ગંધકનો ભૂકો નાખવો.

૮-જીવડા મરે-કોહેલાં માંસ ઉપર કીડા થાય તે ઉપર તનમનીનાં પાનનો રસ મૂકવો.

૯-જુઆ મરે-રેતાળ જગ્યામાં તેમ જ ઢોરોની બેસવાની જગ્યામાં જુઆ થાય છે, તે માણસના પગ પર ચડે છે અને કરડે છે, ચામડીમાં પેસે છે. તે જુઆ ઉપર કંટારાનું દૂધ અથવા પાડીનું છાણ લગાડવું.

૧૦-કીડા મરે-કોહેલાં માંસ ઉપર કીડા થાય તો કંટાસરા થુવરનું દૂધ લગાડવું.

૧૧-માંકડ મરે-જોંધરી-ભગરડીના વેળાના રસથી માંકડ મરે અને એની વાસથી માંકડ નાસે.

૧૨-ઉધઈ-જે જગ્યા ઉપર ઉધઈ થતી હોય ત્યાંના ઘરના બાંધકામનાં લાકડાં ઉપર ચૂનો લગાડે તો ઉધઈ લાકડાને લાગે નહિ.

૧૩-માંકડ થાય થાય નહિ-મરી અને મરચાંનો ઉકાળો માંકડવાળી જગ્યા ઉપર લગાડવો.

૧૪-જાનવરના શરીરના કોઈ પણ ભાગ ઉપર કીડા પડે તો કાંટાસળિયાનાં મૂળને તલના તેલની ધૂણી દઈને જનાવરને ગળે બાંધે તો કીડા ખરી પડે. જે દિવસે આ ઇલાજ કરે તે જ દિવસે જુવારના એક રોટલાને તેલ ચોપડી કૂતરાંને ખવાડે.

૧૫-ગંધક ખાનાર માણસને માંકડ-મચ્છર કરડે નહીં; કારણ કે ગંધક

ખાનારના શરીરમાંથી ગંધકની વાસ નીકળ્યા જ કરે. ગંધકની વાસથી જીવ-જંતુ દૂર થાય.

૧૬-રદ્રવંતીના આખા છોડનું ચૂરણ અને વાવડિંગ ખાય, સૂંઘે અથવા શરીરે લગાડે તો શરીરનાં જંતુ મરે છે.

૧૭-માંસ કોહે અને કીડા પડે ત્યારે ખાટખટુમડીના વેલા( જે વેલો આખો ખારો હોય છે )નો કંદ પાણી સાથે વાટી કોહવાટ ઉપર મૂકે તો જીવડા ઉપર તરી આવે.

૧૮-જાનવરોને કીડા પડે ત્યારે ભોંયરીંગણીનો પાલો નવટાંક ખવડાવવો અથવા કરૂ ઝાડનો પાલો ખવડાવવો.

૧૯-કવચનાં પાનનો રસ લગાડવો.

૨૦-ઘી અને સાકર મેળવી કોહવાટ ઉપર લગાડે તો જીવડાં ઉપર નીકળી આવે.

## કોલેરાની દવાઓ

૧-મીઠાનું પાણી ૧ ચમચી અને ફટકડી બેઆનીભાર મેળવી મોટા માણસને દિવસમાં ત્રણ વાર પાવું. જો આંખમાં રતાશ આવે અથવા ચળકાટ વધે તો જાણવું કે કોલેરા છે. દરદ શરૂ થાય કે તરત બંને પગ પર મજબૂત પાટો બાંધવો જેથી દરદ આગળ વધે નહિ.

મીઠાનું પાણી બનાવવાની રીત: ૨ તોલા પાણી અને ૨ તોલા મીઠું મેળવવું, મીઠું જેટલું પીગળે તેટલું પીગળાવી પાણી ગાળી લેવું. અથવા મીઠાના ઢગલા નીચે કાદવનું (માટીનું) વાસણ ખાલી મૂકવું, મોં ઉપર સાદડી ઢાંકવી. તે ઉપર મીઠાનો ઢગલો કરવો. ઘણા દિવસ પછી તે કાદવના વાસણમાં મીઠાનું પાણી ભરાશે, વાસણ ઊંચકાએ તો ફસાઈ જાય માટે મીઠાનું પાણી તે વાસણ ઊંચકયા વગર કાઢવું. આવી રીતે બનેલું પાણી વધારે અકસીર છે.

કોલેરા માટે-ઝેરકચૂરો ૧ લઈ તેના ૪ કટકા કરવા. તેમાંનો ૧ કટકો લઈ તેના ૪ ભાગ કરવા. આમાંનો ૧ કટકો ઝેરકચૂરો, તજ, લવંગ, એલચી, સફેદ મરી, આદયાન એની ચણા જેવડી ગોળી બનાવીને ફટકડીના ભૂકામાં સાચવી રાખવી. ૧ ગોળી દિવસમાં ૩ વાર આપવી.

૨-કાળા ધંતૂરાનાં પાનનાં ૧૦ ટીપાં દહીંમાં ખાવાથી કોલેરાના જંતુ નાબૂદ થાય છે.

અઘેડાનાં મૂળ પાણી સાથે વાટી પાવાં. લીમડાનાં પાનના રસમાં આમળાંનું ચૂર્ણ ખવાડે.

૩-કોલેરા લાગુ ન પડે તેનો ઇલાજ-રોજ ૧ કાંકચિપો શેકી ખાવો.

લસણ, શેકેલી હિંગ, મરી, મરચાંની ૧ વાલની ગોળી બનાવી ખાણું ખાધા પછી રોજ ખાવી.

પીવાની ચામાં દૂધ નહિ નાખવું, પણ ફુદીનો અને સૂંઠ નાખી રોજ પીવી.

૪–લીમડાનાં પાનનો રસ અને મરીની ગોળી બનાવી રોજ ખાય તો કૉલેરા લાગુ પડે નહિ.

૫–લીમડાનાં પાનનો રસ અને કપૂર ૧ રતી, હિંગ ૧ રતી એની ગોળી બનાવી રોજ ૧ ખાવાથી કૉલેરાની અસર થાય નહિ.

૬–કાગદી લીંબુનો રસ ૧ તોલો રોજ પાણી સાથે પીવાથી કૉલેરાનાં જંતુ શરીરમાં દાખલ થઈ શકે નહિ.

૭–કૉલેરાથી બચવા માટે રોજ સવારે આદુંની ચટણી ખાવી. ત્રાંબાના વાસણનું પાણી પીવું. દર અડવાડિયે પગના તળિયામાં અને હથેળીમાં ગંધકનો ભૂકો પંદર મિનિટ સુધી મસળવો.

૮–આકડાના મૂળની લીલી છાલ અને મરી સરખે ભાગે લઈ આદુંના રસમાં ચણા જેવડી ગોળી બનાવી ૧ થી ૩ ગોળી દર ૩ કલાકે ખાવી. જરૂર લાગે તો દર ૦ાા–૦ાા કલાકે પણ આપવી.

૯–મીણ ૧ રતી અને મરચાં ૧ રતીની ગોળી બનાવી આપે.

૧૦–દરેક ઝાડા-ઊલટીએ નવટાંક તલનું તેલ પીવું. એક શેર તેલ પેટમાં જાય તો કૉલેરા નરમ પડે.

૧૧–૧ શેર તલના તેલમાં ૦। શેર મરચાં ઉકાળવાં. મરચાં કાળાં થાય ત્યાં સુધી ઉકાળે. એ તેલ ૧ ચમચો દરેક ઝાડા-ઊલટી વખતે પીએ. કાળીજીરી ૦ાા તોલો, તલનું તેલ ૦ાા તોલો મેળવી પીએ તો તાત્કાલિક કૉલેરા નરમ પડી જાય. પાણીનો શોષ લાગે તો લવંગ, નાગરમોથ, કાયફળનો કાવો પીવો.

૧૨–ઘોડા તથા ગધેડાની લાદનો રસ ૦ાા તોલો પીવો.

૧૩–જાયફળનાં પાનનો કાઢો પીવો તો તરત બંધ થાય.

૧૪–અફીણ ૧ તોલો, હિંગ ૫ તોલા, લવિંગ ૧ તોલો, કાગદી પાકાં લીંબુનો રસ ૫૦ તોલા લઈ નીચે મુજબ બનાવટ કરવી:—

હિંગને શેકી ચૂર્ણ કરવું, લવિંગનું ચૂર્ણ સાથે મેળવી લીંબુના રસમાં આખી રાત રાખી સવારે તેમાં અફીણ નાખી ખરલ કરવું. ૨૫૦ ગોળી કરવી, હાથે વળગે નહિ તે માટે શંખજીરું વાપરવું.

૧૫–જેઠીમધના કાવામાં ૧ તોલો કાંદાનો રસ નાખી પીવો.

૧૬–કબૂતરની તથા મરઘીની અધાર (હગાર) પાણીમાં પીએ.

૧૭–કૉલેરા માટે કપૂર અકસીર છે, જે નીચલી મેળવણીથી તેનો ગુણ બહુ વધે છે. કપૂર ૧૨ વાલ, પીપરમીટનાં ફૂલ ૮ વાલ, અજમાનાં ફૂલ ૧ વાલ એની

મેળવણી કરવાથી અર્ક બને છે તે ૫ ટીપાં ખાંડ સાથે દર અર્ધે કલાકે પાવાં.

૧૮–એક ભિલામાને ૦ાા તોલો આમલીમાં વાટી નાખવું. તેમાં ૨ તોલા કાંદાનો રસ મેળવી દર્દીને પાવું. ૫ મિનિટમાં જ ઝાડા-ઊલટી બંધ થાય. દવા બીજી વાર પાવાની જરૂર રહેતી નથી. આથી જઠરાગ્નિ જાગે છે, અંગમાં ગરમી આવે છે અને જંતુઓને મારે છે. આ કામ ઘણું અજબ રીતે કરે છે.

૧૯–ભિલામુ ૮ તોલા, આમલી ૯ તોલા વાટી કાંદાના રસમાં મેળવીને લુગડાથી ગાળી લઈ તે રસ ૦ાા તોલો પીવો.

૨૦–૧ વાલ સિંધવને ૪ વાલ ઘીમાં મેળવી દર દસ મિનિટે ખવડાવે. જો આકરા આવે તો સિંધવને તેલમાં ઉકાળી શરીરે મસળે. લીમડાનાં પાન, કપૂર અને હિંગની ગોળી બનાવી ખવડાવે.

૨૧–ઝાડા-ઊલટી માટે–દરિયામાંના મોટા કરચલાને ચૂલાને માથે બાંધી રાખવા. તે સુકાય ત્યારે તેનું ચૂર્ણ કરી તે ભૂકો ખાવામાં લેવો.

૨૨–ચૂલાનાં અડાયાંની રાખ ૦ાા તોલો દર બે કલાકે ખવડાવવી.

૨૩–કાળી મટોડીનુ પાણી પીવાથી ઝાડો-ઊલટી નરમ પડે છે. ૧ તોલો કાળી માટી ૧ તોલો પાણીમાં મેળવી પિવાય છે.

૨૪–કોલેરાના ઝાડા બંધ થયા પછી પેટ ફૂલી આવે તો સકરા(ગુદા)માં ગરમ પાણીની પિચકારી મારવી.

૨૫–ઘરમાં ધુમાડો નીચલી ચીજોનો કર્યા કરવો–સરેકો, જૂના કાગળ, ધોયેલાં જૂનાં લુગડાં તથા દોરડાં, સુખડ, અગર, તગર, લોબાન, સીસમનાં છોડાં–આટલી ચીજોના ધુમાડા (ધૂપ) ઉપયોગી છે.

૨૬–લસણ છોલીને તેના હારડા ગળામાં, કમરે અને દરવાજે બાંધવા. એથી કોલેગના દર્દીને ફાયદો થાય.

૨૭–કોલેરામાથી બચવા માટે–કોલેરાના ઉપદ્રવવાળી જગામાં રહેનારાઓએ હથેળીમા તેમજ પગના તળિયામાં પંદર મિનિટ સુધી દર અઠવાડિયે ગંધક મસળવો.

૨૮–કોલેરાનુ ઓસડ–કોલેરાના તત્કાળ ઉપાય નીચે મુજબ છે: અફીણ ૧૮ ગ્રેન, મરી ૧૮ ગ્રેન, હિંગ ૧૮ ગ્રેન, એની ગોળી ૧૨ કરી એકેક ગોળી અર્ધે અર્ધે કલાકે આપવી.

હિંગ અફીણુ બેવડા વજનમાં હોય તો જ અફીણનો ગુણ તોડી શકે.

૨૯–કોલેરામાં દસ ગ્રેન કિવનાઈન એકેક કલાકે આપે છે. એકેક કલાકે ચાર વાર આપવું અથવા ઝાડાનો રંગ પીળાશ ઉપર આવે ત્યાં સુધી આપયા કરવું.

૩૦–કોલેરા પર અફીણ ઘણું વપરાય છે. પણ લીમડાના ઝાડમાં બાકું પાડી તેમાં અફીણ મૂકી તે બાકું પૂરી લેવું. ત્યાર પછી ૬ મહિને તે અફીણ કાઢી વાપરવું.

૩૧–કોલેરા–સૂકાં નાળિયેરના એક ઇંચ કટકાને કોતરી, તેમાં અફીણ મૂકી, સોયામાં ખોસી, ઘીની બત્તી ઉપર ગરમ કરવું. તે અફીણ વાપરવામાં ઘણું સારું છે.

માત્રા : ૨ થી ૫ વરસના બાળક માટે ૧ ચોખાભાર, ૫ થી ૧૦ વરસના છોકરા માટે ૨ ચોખાભાર અને મોટા માણસ માટે ૪ ચોખાભાર–આ વજન-પ્રમાણે ત્રણ ત્રણ કલાકે આપવું.

૩૨–કોલેરાની દવા–૧ થી ૫ ગ્રેઇન કપૂર ખાવાથી શરીરે ગરમી આવે છે. ઝાડા-ઊલટી બંધ પડે. કોલેરામાં દર ૧૫ મિનિટે ૨ ઘઉંભાર કપૂર અપાય છે. શરૂઆતમાં આપો તો બહુ ગુણ કરે છે.

૩૩–ગંધક ત્રણ ભાર, કોલસો એક ઘઉંભાર–બંને મેળવીને એક પડીકું બનાવવું. આવાં પડીકાં દર ‌॥ કલાકે મધ સાથે મેળવીને ચટાડવાં. પાણી સાથે ગળાવવું નહિ.

૩૪–*(કોલેરાની ગોળી)* *કપૂર ૧, હિંગ ૧, મરી કાળાં ૩,* કાચકાતો-ગર ૧, લસણ ૪ ભાગ, એની ચણા જેવડી ગોળી કરવી. તે દર ૦॥ કલાકે આપવી. પહેલાં ૩ ગોળી, પછીથી એકેક, આદું અથવા ફુદીનાના રસમાં આપવી.

૩૫–કોલેરામાં–કપૂર ૩ ગ્રેન, અફીણ ૦॥ ગ્રેન અને મરચાં ૦॥ ગ્રેનની ગોળી બનાવી એકેક કલાકે આપવી.

૩૬–કોલેરાના ઉપાય–મોરના એક પીછાના ચાંલ્લાની રાખ પાણી સાથે મેળવી દર્દીને પાવી. (એની કિંમત લેવી નહિ, એ ફકીરી ટુચકો છે.)

૩૭–ત્રાંબું નીકળે–મોરના પીછામાંથી ત્રાંબું નીકળે છે. ત્રાંબુ કાઢવાની રીત-જુઓ 'અળસિયાં'ના ભાગમાં. આ ત્રાંબાની વીંટી બનાવી, પાણીમાં બોળે અને તે પાણી દર્દી પીએ તો ઝેર ઊતરે. (ત્રાંબું કાઢવાની રીત 'મોરથૂથુમાં' છે.)

૩૮–કોલેરા માટે ગંધકવટી ઉપયોગી છે તે બનાવવાની રીત–લસણ, જીરું, ગંધક, સિંધાલૂણ, ત્રિકટુ, હિંગ, એની લીંબુના રસમાં ગોળી કરવી.

૩૯–કોલેરામાં શરીર ઠંડું પડે ત્યારે-મરચાં એક તોલો એક બાટલી બ્રાંડીમાં મેળવી શરીરે લગાડે તો શરીરમાં ગરમી આવે. અને સૂકાં મરચાં ૦॥ તોલો અને મીઠું એક તોલો ૧॥ શેર પાણીમાં ઉકાળીને એકેક તોલો આ પાણી-દર્દીને ૦॥ કલાકે પાવું. અફીણવાળી દવા આપવી નહિ.

૪૦–કોલેરા માટે–છેક ઠંડા પડી ગયેલા દરદીને રતનજેતનું મૂળિયું એક તોલો છાસમાં ઘસીને, અંદર સાબરશિંગની ભસ્મ ૦॥ વાલ મેળવીને પાય તો-તરત ફાયદો જણાય.

૪૧–ઝાડા-ઊલટી માટે-કટોરાનું પાણી સારું છે. (જુઓ 'કટોરાનું પાણી.')

૪૨–કોલેરા માટે-જાયફળ ૩ માસા દર્દીને ૦॥-૦॥ કલાકે ખવડાવી ઉપરથી ગરમ પાણી ૨ તોલા પાવાથી ઝાડો બંધ થાય છે.

૪૩-કોલેરા માટે-મરીની ભૂકી ૦। તોલો ગરમ પાણીમાં પાવી અથવા મરી ૧૦ ભાગ, અફીણ ૮ ભાગ, શેકેલી હિંગ ૧૦ ભાગ એની એક વાલ વજનની ગોળી એકેક કલાકે આપવી.

૪૪-કોલેરાનો દરદી ઠંડો પડી ગયો હોય તો-ગાયનું મૂત્ર ૧ તોલો દર ૩ કલાકે પાવું.

૪૫-કોલેરા, સાપનું ઝેર તથા અજીર્ણ-આ દરદો માટે મરચાંનો ઉકાળો વપરાય છે.

૪૬-કાલેરા તથા અજીર્ણ-બકરીના પેટમાંથી કાંકરી નીકળે છે, જેને પેટ્રબઝાર કહે છે, તેને કાંદાના રસમાં ઘસી પાવામાં આવે તો ચમત્કારી અસર થાય છે.

૪૭-કોલેરા માટે-મરી, હિંગ અને અફીણ સમભાગે મેળવી ૧ વાલની ગોળી કરી એકેક કલાકે આપવી. કોલેરા લાગુ પડે કે તરત આપવી. ઘણો વખત થયા પછી આપવી નહિ.

૪૮-કોલેરા માટે-કાંદાનો રસ ૧ તોલો અર્ધો અર્ધો કલાકે દર્દીને પાવો.

૪૯-કોલેરા,-લીંબુના રસનો ગુણ જીવજંતુ મારવાનો છે. માટે તે રસમાં હિંગ, જીરું, લસણ, સૂંઠ, ગંધક, મરી, પીપર, સિંધવ સમભાગે મેળવી ૦॥ તોલો દર ૩ કલાકે દર્દીને આપવું.

૫૦-કોલેરામાં-કારેલાના રસમાં તલનું તેલ નાખી પિવડાવવું.

૫૧-કોલેરાની દવા-લવંગ ૦। શેર તેને ગરમ કરી છૂંદવાં, તેમાં એક રૂપિયાભાર આકડાનું દૂધ નાખી ખરલ કરવું. ખરલ કરતાં જવું, અંદર મધ મેળવતાં જવું સારી પેઠે મળે ત્યારે તેની ગોળી ચણા જેવડી વાળીને એક જ વખત ૧ ગોળી ગરમ પાણી સાથે ગળાવવી. ૧ ચણા જેવડી અથવા ૨ વટાણા જેવડી ગોળી બનાવવી.

૫૨-કોલેરા પ્રિવેન્ટિવ-કોલેરા લાગુ નહ પડે એ માટે રોજ બે વાર નીચે લખેલી ચીજો ખાવી :

લવંગ ૦॥ તોલો, મરચાં ૦॥ તોલો, સૂંઠ ૦॥ તોલો, તજ ૦॥ તોલો, જાવંત્રી ૦॥ તોલો, જાયફળ ૧ નંગ, બ્રાંડી ૨૦ ઔંસમાં સાત દિવસ ભીંજવી, ગાળીને લેવું. ૧ થી ૨ તોલો રોજ પાણીમાં લેવું.

૫૩-કોલેરાના અને પ્લેગના બચાવ માટે-લીમડાની ગોળી રોજ ૧ ખાવી. લીમડાની ગોળીની બનાવટ: પાંદડાં એક રૂપિયાભાર, કપૂર રતી ૧, ગોળ સાથે ચણા જેવડી ગોળી બનાવી રાતે રોજ ખાવી.

૫૪-સોમલનાં ફૂલ બનાવવાની રીત : ૧૦ તોલા સોમલને ૧॥ શેર બ્રાંડી દારૂમાં મસળવો, તેને કાદવના વાસણમાં મૂકવો, તે વાસણ ઉપર બીજું કાદવનું વાસણ મૂકવું; તે ઉપર ભીનું લૂગડું મૂકવું. તે લૂગડું સુકાવા દેવું નહિ, પણ

ઉપર પાણી નાખ્યા કરવું. આ વાસણ નીચે અંગારા રાખવા, જેથી સોમલ નીચલા વાસણમાંથી ઊડી ઉપલા વાસણમાં ચોંટી જશે.

ઉપર મુજબ પાડેલાં સોમલનાં ફૂલ ૦ા રતી અથવા વધારે આદુંના રસમાં પાવાં. કાંદા, ફુદીનો, તુળસી એનો રસ પણ ચાલે. દર એક કલાકે ૧ પડીકું ૩ વાર આપવું. કોઈ વાર ૧ પડીકાથી જ કામ થાય છે.

૫૫–તાજાં જારી ગોળી—એ સોમલ અને મરીની બનાવટ છે.

## કોઢ સફેદ અને કાળો

૧–બાવચી, આમલીના છોલેલા ચચૂકા સમાન ભાગે ગોમૂત્રમાં વાટી લેપ કરે.

૨–બાવચી, હળદર, ગંધક, બકાન લીમડાનાં લીલાં પાનની ગોટી બનાવી, તેને ગોમૂત્રમાં ઘસી લગાડે. અથવા લીંબોળીને બાફીને કાઢેલું તેલ લગાડવું.

ધોળા, રાતા, કાળા ચાંદા, દાદર, ચિત્રી, કરોળિયો—એ સઘળાં એક જાતનાં દર્દ છે. પણ સાધારણ રીતે સફેદ ચાઠાંને જ કોઢ ગણે છે. આ રોગ જેમ ચામડીમાં ઊંડે ઊતરે તેમ તે સખત ગણાય. વિરુદ્ધ અન્નપાનનું સેવન થવાથી આ રોગ ઉત્પન્ન થાય છે.

| | |
|---|---|
| દૂધ અને તેલના પદાર્થ<br>દૂધ અને માછી<br>દૂધ અને દારૂ | આ વિરુદ્ધ અનુપાન સાધારણ વપરાશમાં હોય છે, ગરીબ લોકો ખાવાની બીજી વસ્તુ છોડી શકતા નથી. દૂધની બાધા રાખે છે; એટલે દૂધ સાથે |

રોજની ખપતી ચીજ ખાવામાં આવી શકે નહિ તો કોઢને ફાયદો થાય.

૩–લોહી સાફ કરવાની પહેલી ફરજ છે માટે નીચલી ચીજોમાંની એકનું સેવન કરવું એટલે સવાર-સાંજ રોજ ઘણા દિવસ ચાલુ ખાવું.

આંબળાંનું, કારીજીરીનું, કાળીપાટનું, લીમડાના પંચાંગનું એમાંના કોઈ પણ એક ચૂર્ણનું સેવન કરવું.

૪–ત્રિફળાનો ઉકાળો ગૂગળમાં પીવો.

૫–આમળાં, ખેરસાલ, બાવચીનું ચૂર્ણ લેવું.

૬–મેંદીનાં પાનનો ઉકાળો પીવો.

૭–કોઢ બે જાતના થાય છે: સફેદ (દૂધિયો) અને લાલ.

દૂધિયા કોઢ માટે—ઈંડાના કોટલાની રાખ ૧ તોલો, દિવેલ ૧ તોલો, સ્પિરિટ ૧ તોલો—એ સઘળાંને મેળવી, બારીક કરી સૂકવવું. તે લગાડવાથી ૩ દિવસમાં કોઢ બેસી જાય.

૮–સફેદ કોઢ ઉપર જમાલગોટાનાં બીને લીંબુના રસમાં ઘસીને ...

૯-ધતૂરાનાં બી ાા તોલો, કળોજી નવટાંક, બાવચી ૧ તોલો, આકડાનાં પાન નંગ ૮ લઈ લેપ કરવો.

૧૦-બાવચી ાા તોલો રોજ ખાવામાં અપાય છે. અથવા બાવચી, ભોંઆમળાં બે, હરડે ૧ નું દળ, આંબાહળદર બે, હીમજી હરડે બે-એનું ચૂર્ણ ાા તોલો રોજ બે વાર ખાવું અથવા તેની ચા બનાવી પીવી.

૧૧-કાળો અને સફેદ કોઢ સારો થાય-પાનની જડ પાણીમાં ઘસી રોજ ૪ વાર દરદ પર લગાબ્યા કરવું. ચામડીનો રંગ બદલાય ત્યાં સુધી લગાબ્યા કરવું.

૧૨-ભિલામાંના દાણા ૩, નવસાર એક તોલો-આ બન્નેને લીંબુના રસમાં વાટી ગોળી બનાવે, તે ગોળી લીંબુના રસમાં ઘસી કોઢ પર લગાડે.

૧૩-મનસીલ લગાડે તો ચામડીનો રંગ બદલાય.

## સફેદ કોઢ

૧૪-કોઢ માંસ અને હાડકાં સુધી પહોંચી ગયો તો તુલસી જ્યુસ (લાંબો સમય) પીવાથી ફાયદો થાય.

૧૫-બાવચીના મગજનું દહીં બનાવી તેનું માખણ અને છાશ દરદી ખાય તો સખત કોઢને ફાયદો આપે.

૧૬-ગંધક અને મૂળાનો ખાર આદુંના રસમાં ૧ દિન ખરલ કરી લગાડે.

૧૭-કુંવાડીઆનાં બીજને દૂધમાં વાટી એરંડિયા તેલ સાથે લગાડે.

૧૮-મનસીલ અને અઘેડાનો ખાર લગાડો.

૧૯-કાળો કોઢ થાય, રસી નીકળે ત્યારે દહીંને કામરિયા સાપનું માંસ ખવડાવો.

૨૦-કરેણનું મૂળિયું તથા ફૂલ ઠંડા પાણીમાં કૂટી, સફેદ કોઢ ઉપર મૂકવાથી ચામડીનો રંગ બદલાય છે.

૨૧-કેળનાં કુમળાં પાનને દિવેલમાં તળીને તેમાં બોદાર મેળવીને લગાડવું.

૨૨-ગરણીનાં બી વાટી લેપ કરવો.

૨૩-ચણોઠી, ભિલામું, વછનાગ, લીંબોળીની મીંજ સરખે ભાગે લઈ છાશમાં વાટીને લેપ કરવો.

૨૪-કાજુનું તેલ ચામડી ઉપર લગાડ્યું હોય તો ચામડીના રંગમાં ફરક પડે છે. કોઢના સફેદ ગાડા ઉપર મસળે તો પોટાસ પર્મેગેનેટની માફક ચામડીનો રંગ બદલે છે.

૨૫-ગંધકનું તેલ બે દિવસ માલીશ કર્યા પછી મારેલું સીસું ઉપર ભભરાવો તો કોઢનાં ચાઠાં જાય.

સફેદ કોઢવાળાને-દૂધમાં ગંધક ખાવાથી ફાયદો થાય છે.

૨૬-ચણોઠીનો લેપ કરી મૂકવો.

૨૭–દૂધમાં ધોયેલો ગંધક ૦।–૦। તોલો ૦। શેર દૂધ સાથે એક માસ સુધી ખાવો.

૨૮–કોઢના ચાઠાં જાય–ઘણા દિવસની વિયાયેલી ગાયના દૂધ શેર ૧ ને ખૂબ ઊશ (ઉફાળો) લાવી અંદર સરકો તોલો ૧ નાખી કપડાથી ગાળીને ત્રણ દિવસ પીવું.

૨૯–ઘઉંકરણીનું મૂળિયું પાણીમાં ઘસીને સફેદ કોઢ ઉપર લગાડો તો ફાયદો થાય છે. એના ઝાડ ઉપર સફેદ ફૂલ થાય છે.

૩૦–કોઢ અને નાસૂર માટે–ખજૂરના ઠળિયાને તેલમાં બાળીને તે તેલ ચસળવું અને નાસૂરમાં મૂકવું.

૩૧–કોઢ–સફેદ કોઢ ઉપર તમાકુના બીનું પીલેલું તેલ ચોપડવું.

૩૨–સફેદ કોઢ માટે–કાળીજીરી ૪ ભાગ, ત્રિફળાં ૧ ભાગ, હરતાલ એક ભાગ મેળવી ગોમૂત્રમાં લેપ કરવો.

૩૩–કાળો કોઢ ( છાંયો )–તરબૂજનું ગાબડું કાઢી તેમાં ચોખા મૂકી ગાબડું બંધ કરવું. સાત દિવસ રહેવા દેવું. તે ચોખા સૂકવી વાટીને કોઢ ઉપર લગાડવા.

૩૪–કાળા કોઢ માટે–આકડાના દૂધમાં હળદર વાટી લેપ કરવો.

૩૫–કાળો કોઢ–કુલીંજનને પાણીમાં ઘસીને ચોપડવાથી કાળા કોઢની ચામડીની અંદરની કાળાશ દૂર થાય છે.

૩૬–કાળો કોઢ–ચોળાઈની ભાજી મૂળિયાં સાથે બાળી તેની રાખનો લેપ કરી તડકે બેસવું. ગરમ પાણીથી ધોવું, પછી સંચળખાર લગાડવો.

૩૭–કાળો કોઢ–ગુલાબનો ગુલકંદ આઠ તોલા, સોનામુખી આઠ તોલા, એ બંનેને મેળવીને તોલો ૦।। સવારે રોજ ત્રણ માસ સુધી ખાવો.

૩૮–કાળો કોઢ–તુળસીનાં પાતરાં સૂકાં વાટીને ચોપડવાં.

૩૯–કાળો કોઢ મટે–સોમલનો અર્ક ( લાઇકર આરસેનિક ) ૨૪ ટીપાં, ગંધક તોલા આઠમાં મેળવી તેમાંથી ૦।। તોલો ભૂકો મધ સાથે મેળવી સવાર–સાંજ ખાવો. ૮ દિવસ ખાઈ એક દિવસ બંધ રાખવો. આ મુજબ ત્રણ માસ ખાવું. સોમલ નાના પ્રમાણમાં પણ ચાલુ લેવાથી શરીરે ઝેરની અસર લાગુ પડે.

૪૦–સફેદ કોઢ માટે–બાવચી, આમલીના ચીચોડા ( ખિયાં ) છોલેલા સમભાગે લઈ લેપ કરવો.

૪૧–સફેદ કોઢ માટે બાવચી દૂધ સાથે મેળવી લગાડે છે.

૪૨–બાવચી ૧ ભાગ અને ૭ ભાગ ઈથરને ૭ દિવસ ભીંજવી રાખી કપડા વતી ગાળીને કોઢ પર લગાડવું.

આ અર્ક બત્તી બળતી હોય તેની નજીક ઊભા રહી ચોપડવો નહીં, સળગી ઊઠવાનો સંભવ છે.

દવામાં લેપ તરીકે વાપરતાં બાવચીને ગોમૂત્રમાં ૨૧ દિવસ ભીંજવી રાખી, છોડાં કાઢી છાયામાં સૂકવીને વાપરવી.

૪૩–સફેદ કોઢ માટે–બાવચી, કૌંચા, કાચલીનું તેલ એ સર્વે દહીંમાં નાખી કોઢ ઉપર મૂકવું. કૌંચાં શુદ્ધ કરેલાં લેવાં.

૪૪–સફેદ કોઢ માટે–ખાવાની દવા–ખેરડીની અંતરછાલ ०। શેર, અનીસાની જરૂ ०।–એનાં ૪૨ પડીકાં કરી રોજ બે ખાવાં. દરદીએ બ્રહ્મચર્ય પાળવું.

૪૫–કોઢ સફેદ–ભિલામાં નંગ ૩ અને નવસાર તોલો ૧, લીંબુના રસમાં ગોળી બનાવી લીંબુના રસમાં ઘસીને ચોપડવી.

૪૬–રીંગનું મૂળિયું પાણીમાં અથવા ગોમૂત્રમાં ઘસી ઘણા જ દિવસ ભરવું. કાળા કોઢને પણ ફાયદો કરે છે.

૪૭–કોઢને માટે મેંદીનાં પાન ૧ તોલો લઈ પાણીમાં આખી રાત ભીંજવી સવારમાં પીવું આમ ૪૦ દિવસ સુધી પીવું.

૪૮–સફેદ કોઢ–સફેદ કોઢ ઉપર જમાલગોટાનાં બીને લીંબુના રસમાં ઘસીને લગાડવાં.

૪૯–સફેદ કોઢ–બાવચીને દૂધમાં અથવા ગુલાબજળમાં વાટીને સફેદ ચામડી ઉપર લેપ મૂકયા કરવો. ચામડીમાં રતાશ આવશે. ઉપર ફોલ્લી થાય તો મલમ લગાડવો.

૫૦–કોઢ–ઘણા વખતનો હોય તો બાવચી ખાવામાં લેવી.

બાવચી અને કાળા તલ સમભાગે મેળવી એમાંથી બેઆનીભાર જેટલું સાકર સાથે ઘણા દિવસ ખાવું. એની શક્તિ ભિલામાના જેવી છે. ભિલામાની બાબતમાં જેમ થાય છે તેમ વળવળી શરીરે તે ઊપડી આવે છે. તે વેળા કાળા તલ અથવા કોપરાને છૂંદીને વળવળ થતી જગા ઉપર લેપ કરવો. જો પેટમાં ગરમી જણાય તો તલ અથવા કોપરું ખાવામાં લેવું અને ગરમી નરમ કરવી. ખાવામાં તેલ ૧૦ ટીપાં લેવાં.

૫૧–બાવચીનું તેલ બનાવવાની રીત: ૧ ભાગ બાવચીમાં ૨–૩ ભાગ પાણી નાખી છૂંદવી, અને બાવચી જેટલું તેલ લઈ ઉકાળી પાણી બાળી નાખવું.

બાવચી ગરમ છે. બ્લીસ્ટ ઉડાડવાનો ગુણ કેનડારદાસના (અંગ્રેજી દવા) જેવો છે. તે આંખે લાગવી ન જોઈએ.

૫૨–કોઢ–બાવચી, કુંવાડીઆનાં બીજ, અજમો, કમળકાકડી સમભાગે મેળવી ०॥ તોલો મધ સાથે ખાવી.

કોઢ માટે બાવચી, ગેરુ, ગંધક સમભાગે મેળવી અરીઠા જેવી ગોળી કરી રોજ ખાવી.

૫૩–સફેદ કોઢ માટે–બાવચી, ગંધક, આંબાહળદર અને વરિયાળી દરેક ૧ તોલો પાણીમાં ભીંજવી રાખી, ગાળીને પીવામાં લેવું. એનો ઉકાળો કરી પીએ તોપણ ચાલશે અને તે વધુ ફાયદો કરશે.

૫૪–સફેદ કોઢ માટે બાવળની છાલ તોલા ૪ પાણીમાં આખી રાત ભીંજવી સવારે ઘણા દિવસ સુધી પીવી.

૫૫–સફેદ કોઢને–કાળા ભાંગરાના રસમાં લાલ ચંદન ઘસીને ઘણીવાર લગાવ્યા કરવું.

૫૬–સફેદ કોઢ–આસગંધ, વાયરંગ (વાવડિંગ), ચિત્રો, ભિલામા, જમાલ-ગોટાની જડ, અમલતાસ, લીંબોળી એનો લેપ કરવો.

૫૭–સફેદ કોઢની ચામડીનો રંગ બદલવા માટે, મધ સાથે મજીઠ મેળવીને લગાડવાથી સફેદ ચામડીનો રંગ ઢંકાઈ જાય છે. પોટાસ પરમેંગેનેટ સોલ્યુશન પણ એ કામ કરે છે.

૫૮–કોઢ–લીંબુના રસમાં મસુર વાટી લેપ કરવો.

ગોળી મોટી થાય તો છોલેલા મસુર અને દાડમની છાલને પાણીમાં વાટી. માવા જેવું કરીને ગોળી ઉપર લેપ કરવો.

૫૯–સફેદ કોઢ માટે માલકાંકણી ગાયના મૂત્રમાં દિન એકવીસ પલાળી. રાખી તેનું તેલ કાઢી ચોપડવું.

૬૦–કોઢ સફેદ–બાવચી તોલો ।, કરિયાતું, વરિયાળી દરેક તોલો ॥, એલચી નંગ ૨૦, પાણી શેર ૪ ઉકાળી દોઢ શેર રાખી તેમાંથી તોલા પાંચ. દિવસમાં ત્રણ વાર લેવું.

૬૧–કોઢનો લેપ–બાવચી, હળદર, ગંધક, લીલી બકાન પાણી સાથે મેળવી લેપ કરવો.

૬૨–સફેદ કોઢ–વેંગણને પાણીમાં બાફવું, તે વેંગણને તે જ પાણીમાં ચોળી એકરસ કરી કપડાથી ગાળી કાઢવું. આ રસ ૮ ભાગ અને તલનું તેલ ૨ ભાગ મેળવી ઉકાળવું. પાણી બળી જાય પછી તે તેલ વાપરવું.

૬૩–સફેદ કોઢ જાય–આકડાનાં પાનના રસમાં સમુદ્રફળ ઘસીને રૂ ભીંજવી કોઢ પર મૂકવું.

૬૪–કાળો કોઢ–હરતાલ અને સુરોખાર સમભાગે લઈ તે કોઢ ઉપર ચોપડી તડકે બેસવું અને થોડી વારે ગરમ પાણીથી નાહવું. ત્રણ દિવસમાં સાફ થાય છે.

સફેદ કોઢ માટે–હરતાલ ૪ માસા, બાવચી ૧૬ માસાને ગોમૂત્રમાં પીસી લેપ કરવો.

૬૫–કોઢ (ગળતો) ઉમરાની અંતરછાલ ૧૦ તોલા, બાવચી તોલા ૨॥ એનું ચૂર્ણ બનાવી ॥ તોલો ખાય તો કોઢ જલદી સારો થાય.

૬૬–બીજો ઇલાજ–લીમડાની અંતરછાલ ૩ ભાગ અને બાવચી ૨ ભાગ મેળવી ॥ અથવા ૧ તોલો રોજ સવારે ખાય. પરેજી જરૂર સખત પાળે. નિમક, હલવો, મીઠાઈ, માછલી, માંસ, ચીકણું–ચોપડું ન ખાય. જો ખાય તો. દુ:ખ–દરદ વધે અને દરદીને ઘરમાંથી બહાર કાઢવો પડે.

૬૭-કોઢ માટે-કાચકાં, સોપારી ચીકણી દરેક ૦। શેર બાળી તેની રાખ કરે તેમાં ૦। તોલો સિંદૂર મેળવે અને તેલ સાથે મેળવી લગાડે.

૬૮-સફેદ કોઢ માટે લીંબોળીનું તેલ મસળવામાં લે છે.

૬૯-કોઢ, લોહીના ઉપદ્રવ માટે-સીસમનો વહેર શેર ૦। અને નદીનું પાણી શેર બે ઉકાળીને પાણી શેર દોઢ રાખી, તે ગાળી તે પાણીમાં ૧।। શેર સાકર નાખી શરબત બનાવી રાખવું.

સીસમનો વહેર તોલો ૦।, તેને પાશેર પાણીમાં ઉકાળી નવટાંક રાખવું. આ નવટાંક પાણીમાં ઉપલું શરબત ચમચો ૧ નાખીને ૪૦ દિવસ પીવું. ખટાશ, દૂધ, દહીં, શાકભાજી ખાવાં નહિ.

૭૦-સફેદ કોઢ માટે ફાયદાકારક લેપ: આકડાનું છીર (દૂધ), ગોળ, ચીવક, થોરનું છીર, દંતીમૂળ, ભિલામું, સિંધાલૂણ, હીરાકસી-આ સઘળું મેળવી લેપ કરવો.

૭૧-સફેદ અને કાળો કોઢ જાય-લીમડાનો ૧ સોટો બનાવવો. ૧ પૈસો તેમાં બેસાડવો. જેમ સીલ-સિક્કો બને છે તેમ કરવું. એક લોઢાની સાફ કરેલી કઢાઈમાં ૧ તોલો હીરાકસી નાખવી. તેની અંદર મૂળાનાં પાનનો રસ નાખતા જવું અને પેલા પૈસાથી જડેલા લીમડાના સોટાથી ઘૂંટવું. લીમડાનો સોટો કાળો થાય અને હીરાકસી બિલકુલ મળી. જાય ત્યાં સુધી ખરલ કરવું. હવે લીમડાના સોટાને જેમ સુખડ ઘસીએ તેમ પાણીમાં ઘસીને કોઢ ઉપર રોજ પાતળું લગાવ્યા કરવું.

૭૨-કોઢ-કોઈવાર લીમડામાંથી રસ ઝરે છે તે પીએ અને ચોપડે તો કોઢ સારો થાય છે.

૭૩-સફેદ કોઢ-લીમડાનાં બીજ, પાન અથવા ફૂલ ૨ થી ૩ માસા રોજ ખાય તો ૪ દિવસમાં કોઢ સારો થાય છે.

૭૪-કાળા કોઢ માટે-લીમડાની બીજ સરકામાં ઘસી ચોપડે છે.

૭૫-ઉંબરાની છાલ ૬ ભાગ, બાવચી ૨ ભાગનું ચૂર્ણ ૦। તોલો રોજ ફાકે

૭૬-મેંદીનાં ફૂલ અથવા પાનનો ઉકાળો રોજ પીએ.

૭૭-શતાવરી અને અનંતમૂળના વેલાનું દૂધ લગાડે.

૭૮-અંકોલના બીજની પોટીસ મૂકવી.

૭૯-કાળા કૂતરાના દાંતની રાખ કરંજિયા તેલમાં ૧૪ દિવસ લગાડે.

૮૦-પિત્તપાપડો અને મોરથૂથુ સમભાગે લીંબુના રસમાં લગાડે.

૮૧-બાવચી, ચણોઠીની દાળ અને કીમજ એ બકરીના મૂત્રમાં લગાડે.

૮૨-માણસના માથાની ખોપરીનું ચૂર્ણ ૦। તોલો ખાંડ સાથે ૪૯ દિવસ ખાવું.

૮૩-આકડાના મૂળની છાલ ૧ શેર, ભિલામાં ૧ શેર, ધતૂરાનાં બી ૧ શેર લઈ તેનું પાતાલયંત્રથી તેલ કાઢી લગાડવું.

૮૪-બાવચીનાં છોતરાં કાઢે, મગજને દૂધમાં નાખે, તેનું દહીં બનાવી તેમાંથી માખણ કરે; તે માખણ અને તેની છાશ દરદી ખાવામાં લે. એથી કાળો કોઢ પણ મટે છે.

૮૫-પાતાળયંત્ર વડે જેમ ધુપેલ બનાવે છે તેમ બાવચીનો ચૂવો બનાવી લગાડવો (Oleat of Bowchee).

૮૬-કાળીજીરીમાં પણ બાવચીના જેવો જ ગુણ છે. તેનો ઉપયોગ કરે.

૮૭-બાવચી શેર ૨, લીમડાનાં પાન શેર ૩નું ૦॥ તોલો ચૂર્ણ બે વાર ૭ માસ સુધી ખાય.

૮૮-લીમડાનાં પાન અથવા ફૂલ અથવા બીજ ૩ થી ૬ માસા ૪૦ દિન ખાય.

૮૯-વેંગણાં પાણીમાં બાફવાં, તે જ પાણીમાં ચોળી રસ કાઢવો. તે ૮ તોલા સાથે તેલ ૨ તોલા મેળવી તેલ બનાવી લગાડે.

૯૦-અમલસારો ગંધક, લસણ, નસોતર એકેક ભાગ, ગોળ ૩ ભાગ, વાછડાના મૂત્ર સાથે ગોળી બનાવે, તે ગોળી વાછરડાના મૂત્રમાં ઘસી ઘસીને લગાડે.

૯૧-ઓદાર, સિંધવ, હરડેની લીંબુના રસમાં ગોટી બનાવે. સફેદ ડાઘને ખાણુથી ઘસીને પછી તે ગોટી પાણીમાં ઘસી લગાડે.

૯૨-કાંટાળા થોરને બાફી રસ કાઢી લગાડે.

૯૩-મીંઢીઆવળની છાલ ચોખાના ધોણમાં ઘસી ૭ દિન લગાડે.

૯૪-સાપને બાળી રાખ કરે. તેને બહેડાંના બીજના તેલમાં મેળવી લગાડે.

૯૫-બટમોગરા અને લીંબોળીનુ તેલ મેળવી લગાડે.

## કોઢ કાળો

૯૬-ગંધક અને મૂળાનો ખાર આદુંના રસમાં ૧ દિન ખરલ કરી લેવો.

૯૭-કુંવાડિયાનાં બીજને દૂધમાં વાટી એરંડિયા તેલ સાથે લગાડે.

૯૮-મનસીલ અને અઘેડાનો ખાર લગાડે.

૯૯-કાળો કોઢ થાય, રસી નીકળે ત્યારે દરરોજ કામરીઆ સાપનું માંસ ખવાડે.

## કોહવાટ-ચાઠાં

૧-વાસ મારતાં ચાઠાં અથવા બગડેલી ચામડી ઉપર કરંજની છાલ અને પાંદડાંની પોટીસ સુકાય છે

૨-કીડા-જે સડા ઉપર કીડા હોય તે ઉપર કરંજના પાનની પોટીસ મૂકવાથી કીડા તરી આવે છે

૩-જખમ-કપાસિયાનાં પાંદડાં કોહતા જીવાળા જખમ' ઉપર બંધે તો જખમ રુઝાય છે.

૪-કોહવાટ-શરીર કોહે તે માટે ગલવેલનો રસ ૧ તોલો રોજ પાવો અને મલમ નીચે મુજબ લગાડવો.

મીણ (મહુડાના ઝાડ ઉપરનું), મજીઠ, ઉપલસરી, રાળ અને તેલનો મલમ બનાવી લગાડવો.

૫-શરીરના કોહવાટ રુઝાય નહિ તો ટંકણખાર, કાથો, ગંધક દરેક ના તોલો લઈ ૨ાા તોલા ઘી સાથે મેળવીને લગાડવું.

૬-શરીરના કોહવાટવાળા ભાગ પર ઊંધાફૂળીની લેપડી મૂકે તો જરૂર કોહવાટ મટે અને રૂઝ આવે. શરીરનો કોહવાટવાળો ભાગ કાપી નાખવા જેવો જણાય તે પણ આ ઇલાજથી સુધરે છે.

ઊંધાફૂળીના છોડ જુવારના ખેતરમાં થાય છે અને કેટલાંક ગામોમાં બારે માસ ઉકરડા ઉપર થાય છે. આ છોડ ચાર ઇંચ ઊંચા રહે છે. એનાં પાન લંબગોળ છે, પાનની સીધી બાજુ લીલી અને ઊંધી બાજુ સફેદ રહે છે. આ છોડ ગુચ્છારૂપે થાય છે. દરેક પાનના મૂળમાથી ફૂલ નીકળે છે. ફૂલનું મોં મૂળ તરફ રહે છે. તેથી એને ઊંધાફૂળી કહે છે. ફૂલનો રંગ ધોળો, લીલો અને તે લાલ રહે છે.

૭-વરસાદની ઋતુમાં પગ કોહે તે માટે-આમળાં પાણી સાથે ઘસી લગાડવાં. સુકાયા પછી ઉપર ઉપર ફરી ફરી લગાડવું.

૮-શરીરના કોહવાટવાળા ભાગને સૂર્યના તડકામાં રાખવાથી ઘણો ફાયદો થાય છે.

૯-કોદરી-રાઈના દાણા જેવી ફોલ્લી, પિત્તના કારણે હાથે-પગે નીકળે તે માટે કમોદના ચોખાને આકડાના દૂધમાં ૩ વાર પુટ આપી, તેને વાટી તેલમાં મેળવી લગાડવું.

૧૦-કોદરા અનાજનું માણ (મીણો) માણસ અથવા ઢોરને ચડે તો જમરૂખનાં પાન પાણીમાં છૂંદીને તેનો રસ પીવામાં આપવો.

૧૧-માંસ-કોહતા માંસની ઉપર હીરાદખણ લગાડે તો માંસ સાફ થાય અને રૂઝ આવે.

૧૨-શરીર પર ગડગૂમડાં થાય તે માટે-આમળાં, હરડે, બહેડાં, સૂંઠ સમભાગે મેળવવુ. તેનું ૨ તોલા ચૂર્ણ અને ૫ શેર ઠંડું પાણી લઈ કાદવના વાસણમાં મેળવી રાખવું અને ઠરવા દેવું. તેમાંથી ૩ તોલા નીતર્યું પાણી રોજ ૪ વાર પીવું. તરસ લાગે ત્યારે એ જ પાણી પીવું.

૧૩-પથારીમાં પડી રહેવાથી પડેલાં ચાંદાં ઉપર દિવેલનાં પોતાં મૂકવાથી આરામ આવે છે

૧૪-ભિલામાં લાગવાથી કોહવાટ થયો હોય તો કોપરું સૂકું ભૂંજવું ને છૂંદીને બાંધવું.

૧૫-કોહવાટ-જૂનાં ચાંદાં-સિંધાલૂણના પાણીમાં લૂગડું બોળીને ચાંદા ઉપર મૂકે અને લીલું પાન ઉપર બાંધે, તો ફાયદો થાય.

૧૬-કોહતાં ચાંદાં ઉપર બાવળનાં પાનની પોટીસ મૂકવાથી રસી નીકળતી બંધ પડે છે અને રૂઝ આવે છે.

૧૭-શરીરે કોહવાટ, શરીર પર જીવડાં હોય તે માટે-અદુસરી (ઝાડ) ૪ ભાગ, કપૂર ૦ા ભાગ, તંબાકુની તપકીર ૦ા ભાગ મેળવી પોટીસ કરી બાંધવી.

૧૮-કડવી નાઈનાં પાનની રાખ ઝેરી ચાંદાં પર લગાડે.

૧૯-વાલપાપડીનું મૂળ પાણીમાં ઘસી લગાડે.

૨૦-અંકોલનું તેલ લગાડે (એ તેલ બનાવવાની રીત જુઓ: વાળ વધે).

૨૧-કોહવાટ છેક હાડકાં સુધી પહોંચ્યો હોય, કોહવાટવાળો ભાગ કાપી નાખવા જેવો જ જણાય, તે વખતે બારીક પીસેલ લસણ, મીઠું અને મેશ સમભાગે લેપ કરી લગાડે. જીવજંતુને લસણ મારે અને કોહવાટ રૂઝે.

૨૨-કોહવાટ અને નહિ રુઝાતાં ચાંદાં માટે-કૂકડીનો પગ પાણીથી ૧૨૧ વખત ધુએ, તેને બાળી રાખ કરે, તે રાખને ૧૦ તોલા ઘીમાં મેળવી લગાડે. સરગવાના ગુંદરને બાળી કરેલી રાખ મલમ ચોપડ્યા પછી ભભરાવે. ખાટું-ખારું, તેલ-મરચું ન ખાવું.

૨૩-વાઢકાપથી ૧ મહિને સારું થતું હોય તે ૮ દિવસમાં સારું થાય: વરમ અથવા કોહવાટમાં સળી મૂકવી નહિ, હાથવતી દબાણ કરી પરુ કાઢવું; પછી લીમડાનાં પાનનું તેલ મૂકવું અથવા તેલની પિચકારી મારવી અને બેરજાના મલમની પટ્ટી મારવી.

૨૪-કોહવાટ માંસ પર ન હોય, પણ આંગળી પર હોય તો ધંતૂરાનાં પાનની લેપડી મારવી. તેથી દુખાવો નરમ પડશે. તેલ બનાવવાની રીત-લીમડાનાં પાન છૂંદેલાં ૧૦ તોલા ૪૦ તોલા તેલમાં ઉકાળવાં: પાન ભજિયાં જેવાં કરકડાં થાય ત્યારે તેલ ગાળી લેવું.

૨૫-ત્રણ વરસ જૂના ચૂનાના પાણીનાં પોતાં મૂકે.

૨૬-ચોમાસામાં આંગળાં કોહે ત્યારે કાંટાસળિયાનાં પાનનો રસ મૂકે.

૨૭-શરીરે કોહવાટ હોય તે ઉપર મીઠાના પાણીની ધાર ચાલુ રાખવી. અથવા મીઠાના પાણીનું પોતું કોહવાટ ઉપર મૂકવું અને મીઠાના પાણીથી તે પોતું ભીનું રાખવું.

૨૮-કાથો, હીરાદખણ એકેક તોલો તથા કપૂર ૦ા તોલાનું ચૂર્ણ દાબવું.

૨૯-ભરવાડો નામનો છોડ થાય છે, તે ઉપર ફૂલ થયા પછી મરી જેવાં ફળ થાય છે તે ફળની આસપાસ રુંવાંટી રહે છે. ઢોરને પડતાં ચાંદાં માટે

ભરવાડાનાં પાન મોઢામાં ચાવી તે રાજ ત્રણ વાર લગાડે. પાણીમાં વાટી લગાડે નહિ; કારણ પાણીથી કોહવાટ વધે છે.

૩૦–કોહતાં અને વાસ મારતાં ચાંદાં ઉપર એલચો(ખાટખટુંબો)નાં પાન બાંધે અથવા તેની પોટીસ મૂકે.

૩૧–બાળકોનાં માથાના કોહવાટ (ઘાંટી) ઉપર: સરસડાનાં પાન, ગંધક, અમલસારો, ફુલાવેલું મોરથૂથુ, કબૂતરની હગાર, કરંજનાં બી સમભાગે ગાયની તાજી છાશમાં વાટી લેપ કરે.

૩૨–ઊંટનાં અને ગધેડાનાં લીંડાં ૭ શેર એક પહોળા મોઢાના માટલામાં મૂકે; તે ઉપર વાડકો મૂકે. માટલાના મોઢા ઉપર એક બીજું કાદવનું વાસણ મૂકે; તે વાસણ થોડું માટલામાં અંદર બેસવું જોઈએ. હવા બહાર ન જાય માટે ઘઉંના લોટથી સિમેંટ લગાડે. ઉપલા વાસણમાં પાણી રાખે. માટલા નીચે બળતું કરે. માટલામાં બનતી વરાળ, માટલાની ઉપર મૂકેલાં વાસણને લીધે તે વાસણમાં ઠંડું પાણી હોવાથી વરાળનું પાણી બની વાટકામાં પડે (વાટકાને બદલે કાચની મજબૂત શીશી રાખી તેની ઉપર ગરણી રાખે તો વરાળનું થયેલું પાણી ઉપરના વાસણ પરથી નીતરીને બાટલીમાં પડે.)

(આ મુજબ કોઈ પણ સ્પિરિટ–અર્ક બની શકે).

જે ચૂવો વાટકામાં એકઠો થાય તે માથે લગાડવો.

## કંઠમાળ–ગંડમાળ–દૂધમાળા

૧–કંઠમાળ માટે—વાઘનું હાડકું અને સિંધવ પાણીમાં ઘસી લગાડ્યા કરવું, જો કંઠમાળ બેસી ન જાય પણ પાકે તો પછી ફોડાવ્યા વગર ચાલે નહિ.

૨ કંઠમાળ માટે—સુવરની હગાર અને સરસવ સમભાગે બાળી તેની રાખ પાણી સાથે લગાડવી.

૩–કંઠમાળ માટે—સિંદૂર, મરી, લૂણ, એરંડિયું તેલ, સાબુ, મીઠું સમભાગે લઈ કાંસાની થાળીમાં મૂકી કાંસાના વાટકાથી મસળી મલમ બનાવી તે કંઠમાળ પર મૂકે, સુકાઈ ગયા પછી ગરમ પાણીથી ધૂએ. જૂનું દરદ સારું થાય.

૪–કંઠમાળ બેસી જાય–લીમડાનાં પાનના રસમાં વછનાગ ઘસી લગાડવો. લોહી સાફ કરવાની દવા ચાલુ રાખવી.

૫–કંઠમાળ—જમાલગોટાનાં પાનનો રસ સુકવી ચૂર્ણ બનાવવું. તેની લેપડી કરી કંઠમાળ પર મૂકવી.

૬–કંઠમાળ સારી થાય—(માણસનાં) નખની રાખ માખણ સાથે મેળવી કંઠમાળની ગાંઠ ઉપર રોજ બે વાર લગાડે.

૭–ધંતૂરાનાં પાન વાટી તેમાં ચૂનો મેળવી લેપડી બાંધવી.

૮–નગોડનાં પાન બાફી બાંધવાં.

૯–આકડાના દૂધમાં હીરાકસી ઘસી લેપ કરવો. ગંડમાળ-કંઠમાળ માટે આ જાણીતો ઇલાજ છે.

૧૦–ગરમાળાનાં મૂળ ચોખાના ધોવણમાં ઘસી સૂંઘવું તથા તેનો લેપ કરવો.

૧૧–લીમડાનાં પાન અને ભિલામાંને કાળી બકરીના દૂધમાં વાટી લેપ કરવો.

૧૨–કંઠમાળ માટે—આમલીનાં પાનના રસમાં સમુદ્રફળ ઘસીને પીએ. (આ ફળ પકવવાની રીત માટે જુઓ : સમુદ્રફળ.)

૧૩–ખતમી—(ખરબાજી-માંસ મેળાની) પોટીસ બનાવી કંઠમાળ ઉપર શેક કરવાથી કંઠમાળ પીગળે છે.

૧૪–કાંસકીની જડના ૧૪ કટકાનો સૂતરના દોરાથી હાર બનાવી પહેરવાથી કંઠમાળને ફાયદો થાય છે; શનિવારે એ ઝાડને નોતરું દેવું અને આતવારે (રવિવારે) કાપવું, એવી દંતકથા ચાલે છે.

૧૫–ગમ ગુલબેનમ ખાવામાં આપે છે. માત્રા એકથી ચાર માસા. એનો મલમ ગાંઠને પકાવીને ઝેરવી કાઢે છે. આ ગમ મલમ જેવો છે, બનાવટ પણ તેના જેવી જ છે.

૧૬–કંઠમાળ, દૂધમાળા, વિસ્ફોટક, કજગાની અને જૂની ચાંદી અને કાખબામલી માટે ઘણો અકસીર મલમ : ઘી ગાયનું શેર એક, ખાંડ ૦⌊ તોલો, ટંકણખાર, રાજમ, રાળ, સિંદૂર કીખિયું, દરેક ૧ તોલો: એનો મલમ કરવો અને લગાડવો.

૧૭–કાચબાની ઢાલનું ફાડચું બારીક ભૂકો કરી શેર તેલમાં ઉકાળી લગાડવું. કંઠમાળ પાકે નહિ અને આરામ થાય. દર્દી અંગે પાતળો હોય તો તેલને બદલે ઘી લેવું.

૧૮–કાચબાની પીઠ, કૂતરાના અથવા માણસના હાડકાંની ખાખ સમભાગે લેવી. તેમાં મનશીલ, બોડાસીંગ (બોદારસીંગ), કપીલો, રાળ–એ દરેક ચીજ સમભાગે લેવી, એ દિવેલમાં મેળવી દરદ પર લગાડવું. આ ઘણી વાર અજમાવેલું છે.

૧૯–ખાખરાનું મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી લગાડે.

૨૦–કોઈ પણ જાતની પોટીસ બનાવી કંઠમાળ ઉપર શેક કરવાથી કંઠમાળ પીગળે.

૨૧–કંઠમાળ માટે—ગરમાળાના મૂળનું ચૂર્ણ કરી સૂંઘવું.

૨૨–કંઠમાળ માટે—સોનામુખી અને હરડાનો કાવો પીવો. કંઠમાળ, ગડગૂમડાં, કાખબામલી-સોજો, બદ ઉપર વછનાગ લીમડાના રસમાં ઘસી ચોપડે તો તરત ગાંઠ બેસી જાય છે.

૨૩–કંઠમાળ જાય—સમુદ્રફળ ઘી સાથે મેળવી લેપ કરવો.

૨૪–કંઠમાળ માટે સરપંખાનું મૂળ ગોમૂત્રમાં ઘસી દિન ૧૪ લગાડવું.

૨૫-કંઠમાળ માટે-સિંદૂર, એલચી, કપીલો, સાપની કાંચળીનું સમભાગે ચૂર્ણ કરી લગાડવું.

૨૬-કંઠમાળ માટે મલમ : સિંદૂર, મરી, નમક-દરેક પાંચ તોલા, મીઠું તેલ ॥ શેર ગરમ કરી સાબુ તોલા ૫ નાખવો.

૨૭-કંઠમાળ ઉપર હીરાકસી અને સેલારસનો મલમ લગાડવો.

૨૮-કંઠમાળ માટે-સરડાને તેલમાં ઉકાળી તેલ લગાડે તો કંઠમાળા પાકીને ફૂટે છે. પછી રૂઝ માટે ગાંઠ ઉપર સફેદ મલમ ચોપડે છે. કંઠમાળને પાસાં પાડીને તેલ ચોપડવું.

૨૯-કંઠમાળ-સાપની કાંચળી, એલચી, કપીલો સમભાગે વાટી તેને ॥ શેર તેલ સાથે મેળવી ગાંઠ પર મસળે

૩૦-કંઠમાળ માટે-સિંદૂર. મરી, સાબુ, લૂણ, મીઠું તેલ સમભાગે લેવું. થાળીમાં મૂકી લોટાથી ઘસવું અને કંઠમાળ પર લગાડવું.

૩૧-કંઠમાળના દરદીને ગળા પર હળદર અને સમુદ્રફળ પાણી સાથે ઘસીને લગાડો.

૩૨-કંઠમાળ-કુકરપાડાના બીજને પાણીમાં ઘસી તેનું ૧ ટીપું માણસના પેશાબ ૪ ટીપાં સાથે મેળવી દરદીના કાનમાં મૂકવું.

૩૩-કંઠમાળ, પાઠું, ફૂલા અને ગુદામાં બળતી અગન નરમ પડે : ઇંદ્રવરણીનાં મૂળ અથવા ફળને પાણીમાં ઘસી લેપ કરવો.

૩૪-કંઠમાળ પાકી હોય તો કુકરની ચરબી તોલા ૮ અને સિંદૂર તોલા બે ઉકાળી એકરસ કરી મલમની પટ્ટી કરી મારે.

૩૫-કંઠમાળ પાકેલી હોય તો કલાઈ સફેદ તોલો ગુલાબજળમાં ઘૂંટી છાયામાં સૂકવે, ચરબી સાથે મેળવી, મલમની પટ્ટી મારે.

૩૬-કાચબાના બરડાની કરોડ ઘસી લગાડે.

૩૭-આકડાનાં દૂધમાં કાથો અને રેવંચીનો શીરો મેળવી દિવસમાં બે વાર લેપ કરવો. ત્રણ દિવસમાં ગાંઠ નરમ પડે છે.

૩૮-સિંદૂર, સાપની કાંચળી. એલચી, સમભાગે સાટોડીના રસમાં લગાડે.

૩૯-જેઠીમધ, વાવડિંગ સમભાગે ॰। તોલો (દરરોજ)બે વાર ખાય તો ઘર કરી બેઠેલું દર્દ નરમ પડે.

૪૦-સરપંખાનું મૂળ પાણીમાં ઘસી ૧૫ દિન લગાડે.

૪૧-કોઈ પણ જાતના કપાસનાં મૂળનું ચૂર્ણ ॥ થી ૦॥ તોલો આટા સાથે મેળવી રોટલી કરી ખવડાવવી. એનું મૂળ મધમાં ઘસી લગાડવું, અથવા મૂળને વાટી પોટીસ બનાવી મૂકવી.

૪૨-આમળાં, સુખડ અને રતાંજળીને ગુલાબજળમાં ઘસી તેમાં ગુલે અરમાની મેળવી લગાડે.

૪૩-મુલતાની મરોડી ચેળાઈની ભાજીના રસમાં લગાડે.

૪૪-મરીકંદાનું મૂળ, રતાંજળી, લોધર, રસવંતી ઘસી લગાડે.

૪૫-પહાડમૂળને રસ અથવા ઉકાળે દારૂહળદરમાં ઘસી લગાડે.

૪૬-નાઈકંદને રસ અને સેનાગેરુ લગાડે.

૪૭-દરિયાઈ વાદળીની રાખ ૨ વાલ સવારસાંજ મધમાં ખાવી. ઘણા દિવસ ખાવી; અને ચાંદાં ઉપર છાંટવી.

૪૮-દરિયાઈ શેવાળની રાખ ઘી સાથે લગાડવી.

### અપબાહુક-ખભામાં પવન

ખભામાં પવન થાય, અને તે આપોઆપ ઊંચકાયા કરે તો કપૂરકાચલીને પાણી સાથે બહુ વટી તેની ચણા જેવડી ગોળી બનાવી, રોજ બે ગોળી સવાર-સાંજ ખાવી. ખભાનો પવન, છાતીની ગભરામણ અને હિસ્ટીરિયા મટે. મગજે શાંતિ થાય. બાળકને તેમ જ મોટાંને ફાયદો કરે.

## કંઠ-અવાજ ખૂલે

૧-કંઠ બેઠેલો ઉઘાડે-આમળાંનો ભૂકો દૂધમાં ઉકાળી પીવો.

૨-ઘી અને આમળાનો ભૂકો દૂધ સાથે ગરમ કરી રાતે પીવાથી બેઠેલું ગળું ખૂલે છે.

૩-કેરબાની માળા પહેરનાર કોઈ માણસના અવાજને નુકસાન થાય તો મોગલાઈ બેદાણાને લોઆબ (લુઆબ) પીવો.

૪-ચણોઠીનાં પાન મોઢામાં રાખી રસ ગળવાથી કંઠ ખૂલે.

૫-આંબાને મોર ૧ તોલો સાકર સાથે મેળવી ચાવી ખાય. પછી ચણોઠીનાં પાન મોંમાં રાખી ચૂસે.

૬-ધાટું પડે, કંઠ બેસે તે માટે-ાા તોલો ઘઉંને ૦। શેર પાણીમાં ઉકાળવા, ૦। શેર પાણી રહે તે ગાળીને દર્દીએ પીવું અથવા ૧ તોલો ઘઉંની બનેલી સેવને ૦ાા શેર પાણીમાં ઉકાળી, ગાળીને પીવું.

૭-કંઠ સુધરે-બ્રાહ્મી, વજ, હરડે, અરડૂસીનાં પાન, પીપર મેળવી તેનું ચૂર્ણ સાત દિવસ ચાટવું.

ચણકબાબ, એલચી, કાથો, સાકર મોંમાં રાખવી.

૮-કંઠ ખૂલે, અવાજ સુધરે-૦ાા તોલો ચોખ્ખું મધમાખનું મીણ, બાલ-શમકોપેવા ૦ાા તોલો, જેઠીમધને ભૂકો ૦ાા તોલો: એની ગોળીએ ૧ વાલ વજનની બનાવવી. ૨-૩ ગોળીએ મોઢામાં રાખી તેનો રસ ગળવો.

૯-ગોરખમુંડી (બોથડો) અને ઝીંઝાટા (અઘેડા)નું બાળેલું ચૂર્ણ બે વાલ, ખેરસાલ ૧ વાલ મધ સાથે ચાટે.

૧૦-આંબાનો મોર, એલચી, સાકર, વરિયાળીનું ચૂર્ણ દૂધ સાથે પીએ.

૧૧-લીમડાનાં પાન ૨૦ અને જવખાર ૫ તોલાની ચણા જેવડી ગોળી બનાવી મોઢામાં રાખી રસ ગળવો.

૧૨-પાનની જડ મોઢામાં રાખી ચૂસવી.

૧૩-પિત્તને લીધે કંઠ બેસે તો દૂધ-સાકર ઉકાળી પીએ.

૧૪-કફથી કંઠ બેસે તો સૂંઠ, મરી, પીપર, પીપરમૂળનું ચૂર્ણ ગોમૂત્ર સાથે ખાય.

૧૫-આમળાનું ચૂર્ણ મધ અને ઘી સાથે ખાવું.

૧૬-ગરમાળાના ઝાડની છાલનો ઉકાળો ૫ તોલા પીવો. એથી, ગળાંનો સોજો, કંઠ બેસે, પાણી મુશ્કેલીથી ઊતરે, ગળું બેસે-એ સઘળાં દર્દ સારાં થાય એના જેવો બીજો ઇલાજ નથી.

૧૭-૧ ચમચી મધ અને ૦ાા શેર પાણીને ૫ મિનિટ ઉકાળે; એના કોગળા કરે. ગીત ગાનાર માટે આ કોગળા અગત્યના છે.

## કાંટા ભાગે (શરીરમાં) ફાંસ લાગે

૧--કાંટા ખજૂરીનો અથવા બીજી જાતનો-ચામડીમાં ખૂતેલો કાંટા ચામડીની અંદરથી ન નીકળે તો કાંટિયા પાલાની ગોળી કરી ખવાડવી. કાંટા બહાર નીકળશે. કાંટિયા એક જાતનો પાલો છે.

૨-પગે-હાથે બાવળનો અથવા થુવરનો કાંટા ભાંગે તે ઉપર કુમાર (કુંવાર) ગરમ કરી ચીરી અંદર હળદર-મીઠું ભરીને બાંધે અથવા મેંદી ચાવીને લેપડી મૂકે, ફેફસું અથવા સાહનિયા( જિંગા)ને છૂંદી બાંધે તેથી કાંટા ખેંચાઈ આવે.

૩-મેંદીનાં પાન મોઢામાં ચાવી તે જગ્યા ઉપર લેપડી બાંધે.

૪-બકરાનું ફેફસું કાચું બાંધે.

૫-સાહનિયા ( જિંગા ) એક જાતનો જીવજંતુ, જે દરિયામાં પાકે છે, તેને છૂંદી તેની પોટીસ બાંધે.

આ ઇલાજોથી ભાંગેલો કાંટા બહાર ખેંચાઈ આવે છે.

૬-થુઅર અને કવચના કાંટા શરીર ઉપર લાગે તો ચીડ ઘણી થાય છે. તે ઉપર છાણ ચોપડવાથી નરમ પડે છે.

૭ થુવરના ઝીણા બેમાલમ કાંટા શરીરને વળગે તો કવચની માફક કરડી ખાય છે તે માટે છાણ ચીડવાળી જગાએ ચોપડવું અથવા અઘેડાનાં ૨ પાન ચાવવાથી કાંટા ખરી પડે છે.

૮-શરીરમાં ભાંગેલો કાંટા નીકળે-કઢિયો ગુંદર પાણીમાં ફૂલવીને કાંટા-વાળી જગા ઉપર બાંધે તો કાંટા ખેંચાઈ આવે..

૯–કાંટો ભાંગ્યો હોય તો કાંટાવાળા ભાગ ઉપર છૂંદેલી મેથી બાંધવી, આથી કાંટો ખેંચાઈ આવે.

૧૦–શરીરમાં ભાંગેલો કાંટો ઊંડો ગયો હોય તો તે જગા ઉપર સાત પડીનો રસ મૂકે તો ૧ દિવસમાં તે જગા પાકીને કાંટો બહાર આવે.

૧૧–મરચાં છૂંદી ચટણી કરી કાંટાવાળી જગા પર આખી રાત બાંધી રાખે. સવારે કાંટો ઉપર આવે તે કાઢી લે. પછી ગોળ અને મીઠું ગરમ કરી બાંધે તો રૂઝ આવે.

૧૨–ઝીંઝોટા( અઘેડા )નાં પાન ૩ ગોળ સાથે ૩ દિન સુધી રોજ ૧ વાર ખાય. કાંટો પીગળી જશે.

૧૩–કુદરડી–કુદરડી નામની વનસ્પતિનાં પાનને ચોળે તો ખરાબ વાસ નીકળે. બાવળનો કાંટો શરીરમાં ભાંગી રહી ગયો હોય તો તેનાં ૩ા પાન ખાવાથી શરીરમાં રહેલો કાંટો પીગળી જાય.

## ખરજવું–દરાજ

૧–ખરજવું–કુંવાડિયાનાં બીનો ભૂકો, દહીં સાથે મેળવી ખરજવાને લગાડે તો ફાયદો થાય.

૨–કેળાંના કાતરાની ગાંઠની રાખ ગાયના ઘીમાં લગાડવાથી સારું થાય છે.

૩–ખરજવા ઉપર ત્રણધારા ખાસડિયાં કેળાંનો ગર બૂરું ખાંડ સાથે મેળવી મૂકે અને ઉપર કોઈ મોટું પાન બાંધી રાખે. આ ઇલાજ ચાલુ રાખવો.

૪–ખરજવા ઉપર ગાયનું ઘી ચોપડી કૂતરા પાસે ચટાડવું.

૫–દરાજ, ખરજવા માટે ટંકણખાર સરકામાં મેળવી લગાડે અથવા તેમાં લૂગડું બોળીને તે ઉપર મૂકે.

૬–ફટકડીના અથવા મોરથૂથુના પાણીથી દરાજ બે ત્રણ વાર ધોવી, જગા સુકાય તે ઉપર ડામર ચોપડવો અને તે ઉપર અડાયાની રાખ લગાડવી. પોપડા લઈને જ ઊડે છે. ઘણો અજમાવેલો ઇલાજ છે.

૭–ટંકણખાર, પાપડખાર, ગાયના મૂત્ર સાથે મેળવી લગાડે છે.

૮–દાંડિયા ( દાંડલિયા ) થુવરની રાખ પાણી સાથે લગાડવી.

૯–થુવરનું દૂધ ખરજવાને લગાડે તો તે પાકે અને પછી સારું થાય. દુઃખ સખત પડે, અકળામણ થાય દુખાવો સખત લાગે તો ઘી ચોપડવું. દૂધને સૂકવી, ગુંદરના આકારમાં રાખી વાપરી શકાય છે.

૧૦–જુવાર અને મીઠું ઠીકરા ઉપર સમભાગે મૂકી, બાળીને તેનો ભૂકો સવાસો વાર પાણીથી ધોયેલા ઘીમાં મેળવી લગાડે.

૧૧–ખરજવુ મટે–બે તોલા ચણાની દાળને ાા શેર બકરીના દૂધમાં ૩

દિવસ રાખે, પછી દાળ દૂધમાંથી છૂટી પાડે. દૂધ ફેંકી દે. થોડી દાળ વાટી તેની લેપડી કરી ખરજવા ઉપર આખો દિવસ રાખે. વધેલી દાળને બીજા તાજા દૂધમાં ભીંજવી રાખવી, જેથી દાળમાં જીવ પડે નહિ. બીજે દિવસે પેલા ચણાની લેપડી નવી બનાવી ખરજવા ઉપર મૂકવી. આ મુજબ ૭ દિવસ લેપડી કરી મૂકવી.

૧૨-ખરજવું મટે-જીલના પાનને છૂંદી ખરજવા ઉપર તેની લેપડી ૪ દિવસ મૂકે.

૧૩-ખરજવું, કોઢ, ચામડીનાં દરદો માટે-ગોમૂત્રથી તે જગા રોજ ધોવાથી ફાયદો થાય છે.

૧૪-ગોફનાનાં ઝાડનાં પાંદડાં ગલકાના ઝાડનાં પાંદડાં જેવાં છે. કોઈ પર લાલ અને કોઈ પર સફેદ ફૂલ થાય છે, ઝાડ ઉપર છેટે છેટે ફળ થાય છે. તેને કાંટા હોય છે. તે ફળને ગોફના અને દોરી કહે છે. તે ફળ લીંબુ જેવડાં મોટાં અને હિંદુ ઓરતો ચોટલામાં સોનાના ગોફના મૂકે છે તેવા આકારનાં હોય છે. ઝાડ ઊભું ભાલા જેવું હોય છે.

પગે ખરજવું, પગે ભૂંડણી માટે-આ ગોફનાના ઝાડના દાંડી સાથેનાં પાનની રાખ નગોરિયા ધૂપેલમાં લગાડે અને પાટો બાંધે, તો જખમ પર પોપડો આવી સારું થાય. માછલી, વાલ, વટાણા દરદી ખાય નહિ.

૧૫-ખરજવું જલદી સારું થાય-કુંવાડિયાનાં બી ૩ ભાગ બાવચી બે ભાગ અને ગાજરનાં બીજ બે ભાગને છૂંદી ગાયના મૂત્રમાં આઠ દિવસ ભીંજવી રાખે. તેની લેપડી ખરજવા પર બાંધે તો ૮ દિનમાં સારું થાય.

ખરજવું મટે-ગાજરને બાફી તેમાં મીઠું નાખી તેની પોટીસ બાંધે તો ૩ દિવસમાં ફાયદો થાય.

૧૬-દરિયાકિનારે થતી ખરેટી ઘીમાં મેળવી લગાડે.

૧૭-ખૂજલી-સૂકા આમળાંના બારીક ભૂકાને પાણી સાથે મેળવીને ખૂજલી ઉપર મસળે છે.

૧૮-ખરજવા માટે-શિલારસને બેલતેલમાં મેળવી લેપ કરે તો જલદી આરામ થાય.

૧૯-ખરજવું મટે-મોરથૂથુ, કાથો, મરી, કપૂર સમભાગે ચૂર્ણ બનાવી લગાડે તો જૂનું ખરજવું મટે.

૨૦-ખરજવું મટે-મોરથૂથુ, ફટકડી, કંકુ અકક તોલો અને ૧૧ નંગ કાળાં મરીનું ચૂર્ણ કરંજના તેલમાં મેળવી લગાડવું.

૨૧-ખરજવાં માટે-વેંગણ અને ખાંડ મેળવી ૩ દિવસ લેપડી બાંધે.

૨૨-ખરજવાં મટે-રાઈ અને રેતી સમભાગે ભેંસના ખાટાં દહીં સાથે મેળવી ૭ દિન લગાડ તો ખરજવું પાછું થાય નહિ.

૨૩-ખસ મટે-આંબાહળદર અને જીરું વાટીને શરીરે ખસવાળી જગાએ મસળવું.

૨૪-ખરજવું મટે-વાંસની કામડીનું મૂળ ઘસીને લગાડ્યા કરવું.

૨૫-ખરજવું મટે-બકરા અથવા ઘેટાંની લીંડીનું તેલ પાતાળયંત્રથી કાઢી લગાડે.

૨૬-ખરજવાનો ઉપાય-મગ અથવા વાલની દાળને બાળીને તેની રાખમાં જોઈતું સરસિયું તેલ નાખી મલમ બનાવી લગાડવો.

૨૭-ખરજવાનો ઉપાય-ફટકડી ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ટંકણખાર ૨ ભાગને મેળવી ભૂકો કરવો. તે ભૂકાને ઘી સાથે મેળવી મલમ બનાવી લગાડવો. ખરજવાને પાણી લગાડવું નહિ.

૨૮-ખસ, ખરજવું, વિસ્ફોટક માટે-તલનું તેલ ૧૦ તોલા લઈ તેમાં ૪ ભિલામાં નાખી ઉકાળવું. ભિલામું બળી રહે પછી નીચલું ચૂર્ણ નાખવું. બાવચી, ગંધક, હરતાલ, મનસીલ દરેક અકેક તોલો લઈને તેલમાં નાખવું. અને પછી તે તેલ ઠંડા પાણીમાં નાખવું. તેલ પાણી ઉપર તરી આવશે, તે વાપરવું. તે શરીરે ચોપડી તડકે બેસવું. શરીર તપી જાય ત્યારે ભેંસનું છાણ ચોપડી ઠંડા પાણીથી નાહવું અને દહીં-ચોખા ખાવા. ૧ વાર લગાડવાથી શરીરની કોઢ મટી જાય.

૨૯-ખરજવા માટે મીઠું અને આમલીનાં પાનનો લેપ કરી ૭ દિવસ ખરજવા પર બાંધવું.

૩૦-ખરજવાં માટે-લસણની લેપડી મૂકે તો બધાં ભીંગડાં નીકળી જાય છે. જગા લાલ થાય ત્યારે ઠંડો મલમ મેલી રૂઝ લાવે.

૩૧-ખરજવું, હરસ-પાકાં પાનની રાખ તેલમાં મેળવી લગાડવી.

૩૨-ખરજવું-કોઈપણ દવાથી સારું ન થઈ શકે, તો અંગ્રેજી સોમલનો અર્ક ( લાઇકર આરસેનિકેલિન ) ૨ થી ૪ ટીપાં ૨ તોલા પાણી સાથે, જમ્યા પછી દિવસમાં ૨ વાર પીવું. દિવસ પંદર પીએ અને ૪ દિવસ વચમાં ખાલી રાખી બીજા ૧ દિન પીવું. જ્યુક પીવાથી દવા નુકસાન કરી શકે છે.

૩૩-ખરજવું જાય-બાફેલાં વેંગણના રસમાં હીરાદખણ મેળવી લગાડે તો સારું થાય છે.

ખરાબ વાસ દૂર થાય ( ડિસઇનફેક્ટિવ )-ચૂનો અને મીઠું મેળવી દુર્ગંધવાળી જગાએ છાંટે.

૩૪-રાઈને કાદવના વાસણમાં પેક કરી બાળવી. કાળી રાખ બનાવી ઘી સાથે મેળવી રોજ લગાડે, ગરમ કરવામાં વાસણ ખુલ્લું હોય તો ભસ્મ અથવા રાખ બને. કાળો તે કોલસો, સફેદ તે ભસ્મ અથવા રાખ. દરદને રોજ પાણીથી ધૂએ. ખરજવાની ઉપર આખી રાત ઘઉંના થૂલાની પોટીસ રાખે. સવારે કોઈપણ દવા લગાડે તો ગુણ ઘણો જલદી થાય.

૩૫-મકાઈ દોડામાંથી દાણા કાઢી લઈ તેને બાળી કોલસો કરવો. તેમાં ૭ દાણા મરી વાટે અને કરંજિયા તેલમાં લગાડે.

### ખમીર બનાવવાની રીત

ઘઉંનો લોટ ૧ શેર મીઠું તોલો ૦ાા, લાલ મેંદા ખાંડ ૦। શેર બધું ૧૨ શેર પાણીમાં ઉકાળવું. ઠરવા દઈ નીતરું પાણી બાટલીમાં ભરવું. ૧૮ શેર આટામાં આ પાણી ૦ાા શેર મેળવવાથી ૨૪ કલાકે ખમીર પેદા થાય.

### આંટણ

નવસારનાં ઘટ પાણીનું પોતું ભીનું હમેશાં આંટણ પર રાખે. ગુલબેનમ પ્લાસ્ટરની પટ્ટી મારવી.

આંટણ કાપીને તે ઉપર કોસ્ટિક લગાડી બાળવું. વારંવાર એ મુજબ કરવું.

આંટણ કાપીને ઉપર કોસ્ટિક સોડાનું ઘટ્ટ પાણી મૂકી બાળવું. એ પાણી સારી ચામડીને લાગે નહિ.

ગમ એમોનિયાક ૪ ભાગ, મોરથૂથુ ૦। ભાગને મીણના મલમ સાથે મેળવી રાજ પટ્ટી મૂકવી.

સોડાબાઈ કાર્બ ૧ ભાગ, ચરબી ૧ ભાગ, એની પટ્ટી રોજ મૂકવી.

આંટણ પર બળતરા બળે, તો તકમરિયાંને પાણીમાં ભીંજવી તેની લેપડી મૂકે. લેપડી પાણીથી હમેશાં ભીની રાખે.

## ક્ષયરોગ, હાંફણ, ખાંસી

૧-એ માટે પહેલો અને અગત્યનો ઇલાજ ખુલ્લી સાફ હવામાં રહેવું. સાદો ખોરાક. તેમાં બને એટલો તાજા તરતનાં દોહેલાં દૂધનો ખોરાક રાખવો. બિછાનું રોજ તડકે મૂકી સાફ કરવું.

દર્દીએ બ્રહ્મચારી રહેવું. ક્ષયવાળા દર્દીને સંસારવહેવારની ઇચ્છા વધે છે, તે ઇચ્છા સમૂળગી દાબવી.

૨-બધા જ દર્દીઓને દેવલાલી જવાનું ફાવતું નથી. બધાંને જ સેનેટોરિયમ મળી શકતું નથી.

ગરીબ માણસો માટે, અને જેનાથી બની શકે તેને માટે એક સહેલો ઇલાજ છે, જે આ જમાનામાં કબૂલ રાખી શકાય તેવો નથી; પણ તે ઇલાજ જાણીતો હોવાથી દાખલ કર્યો છે.

જે વાડામાં અથવા ખેતરમાં બકરાં બેસતાં હોય ત્યાં ક્ષયવાળા દરદીને રાખવો. બકરાનું તરતનું દોહેલું તાજું જ દૂધ ખોરાકમાં વિશેષ આપવું. બકરાના શરીરમાંથી તેમ જ બકરીના મળ-મૂત્રમાંથી નીકળતી વાસ દરદીને બહુ જ ફાયદાકારક છે.

દર્દીને ઠંડી લાગે તો બકરાંની લીંડી બાળી તેની ગરમી આપવાથી ઘણો ફાયદો થાય છે.

બકરીનું દૂધ બીજાં દૂધ કરતાં વધારે ફાયદાભરેલું છે. બકરીના માંસનો રસ, ઘી વગરનો, દર્દીને શક્તિ આપે છે.

૩-ક્ષયવાળા દરદીને ગળામાંથી બળખા વાસ મારતા નીકળે તો કેલ્શિયમ સલ્ફાઇડ ગ્રેન એકની ગોળી જમ્યા પછી રોજ બે વાર આપવી.

૪-ખાંસી, હાંફણ તથા ક્ષય માટે અરડૂસીનાં લીલાં પાનનો રસ ૧ તોલો, મધ ૦॥ તોલો મેળવી દિવસમાં બે વાર પીવો.

૫-અરડૂસીનાં લીલાં પાનનો રસ ૧ તોલો અને લીંડીપીપર ૧ વાલ મેળવી દિવસમાં બે વાર પીવો.

૬-ક્ષય માટે-કનઈનાં મૂળનો ભૂકો અર્ધો તોલો દિવસમાં ત્રણ વાર પાવો.

૭-ક્ષયવાળા દર્દીને કેળના ઝાડનો રસ બબ્બે કલાકે એક વાઇન ગ્લાસ (જેટલો) પીવાથી ફાયદો થાય છે.

કેળના રસમાં જવખાર (પાપડખાર, સોડા કારબોનસ) છે તેથી તે રસ પાપડ બનાવવામાં કામ આવે છે.

જવખાર-કેળના સૂકા ઝાડને બાળી રાખ કરીને પાણીમાં મેળવી નીતર્યું પાણી કાઢી લેવું. તે પાણી સુકાય અને થરો રહે તે જવખાર.

૮-મસા, રક્તપિત્ત, ક્ષય-ઘિલોડાં શાક અને અથાણા તરીકે ખવાય છે. કડવા ફળના વેલાનું મૂળ પાણીમાં ઘસીને પીએ તો ક્ષય, રક્તપિત્ત અને મસાના રોગ સારા થાય છે.

૯-ઝીંઝોટાના છોડને છૂંદીને, પાણીમાં હલાવીને તેનો ખાર કાઢે છે. તે હાંફણ માટે વપરાય છે.

૧૦-ક્ષય, હાંફણ માટે-ઝીંઝોટાનાં બીની રાખ ૨ વાલ જેટલી પાનમાં ૧૪ દિવસ ખવાય તો ભાતભાતના કફ દૂર થાય.

૧૧-ઝીંઝોટાનાં બીની રાખ ૧ ભાગ, સાબરસિંગાની રાખ ૦॥ ભાગ, ખેરસાલ ૧ ભાગ, પાનના રસમાં વટાણા જેવડી ગોળી બનાવી મોઢામાં રાખવી. હાંફણ-ક્ષય માટે બહુ સારી છે. ઘણી ભલામણ થઈ છે.

૧૨-અરડૂસાનું આખું ઝાડ ખાંસી, હાંફણ તથા ક્ષય માટે ઉપયોગી છે. આ ઝાડ આબુના પહાડ ઉપર બહુ થાય છે. કાળી દાંડીવાળા અરડૂસામાં ગુણ ઓછો છે.

ખાંસી, શ્વાસ અને હેડકી માટે-અરડૂસો, હળદર, ધાણા, ગળો, કાસુંદરો, લીંડીપીપર, સૂંઠ, ભોંયરીંગણી-એ દરેક તોલો અર્ધો, મરી ૦। તોલો અને પાણી તોલા ૬૪ એ સઘળું ઉકાળીને ૧૦ તોલા રાખવું અને તેમાંથી ૧ તોલો દિવસમાં ત્રણ વાર પીવું. ક્ષય માટે અરડૂસાના ઝાડનું સેવન કોઈ પણ રીતે

કરવું. ચા અથવા ઉકાળો બનાવી ૫-૬ મહિના ચાલુ રાખે તો એના જેવો બીજો ઇલાજ નથી. દર્દીએ માખણ, મધ અને સાકર રોજ સવારે ખાવી.

૧૩-ક્ષય માટે-સિંધવખારને આકડાના દૂધમાં પટ આપી તે ખાર પકવવો અને ખાવામાં લેવો આ ખાર વાલ એક મધ સાથે મેળવી દિવસમાં બે વાર ખાવો.

૧૪-ખાર-અઘેડાના ઝાડને બાળી રાખ કરી તેને પાણીમાં પિગળાવી નીતર્યું પાણી કાઢી લઈ બાળવું. પછી જે (ભૂકો) રહે તે ખાર સમજવો.

ખાંસી, હાંફણ, કફ, દમ સાથે ૧ વાલ અઘેડાનો ખાર મેળવીને દિવસમાં ત્રણ વાર ખાવાથી ઘણો ફાયદો થાય છે.

૧૫-ક્ષયવાળા દર્દીને ગાજરનો રસ લાભકારક છે.

ક્ષય માટે-મોરના પીંછાની રાખ અને પીપરનું સમભાગે ચૂર્ણ કરી એક વાલ ચૂર્ણ મધમાં મેળવી રોજ ૩ વાર ખાય.

ક્ષયવાળા દરદીને લસણનો બાફ રોજ આપવાથી ફાયદો થાય.

૧૬-બકરીના મૂત્રને ઉકાળી તેનો ક્ષાર બનાવી તેમાંથી બેઆનીભાર મધમાં દરદીને આપવું. બકરીના દૂધનો માવો સાકર સાથે પચે એટલો રોજ ખવડાવવો.

બકરાંના વાળને સળગાવી તેનો ધુમાડો દરદીને શ્વાસમાં આપવો. બકરીના મોંની લાળ મધ સાથે દરદીને ચટાડવી.

૧૭-મધ, માખણ અને ઘી ત્રણે રોટલી સાથે ખાવાં.

બદામનું તેલ તેમજ કોપરાનું તેલ તાજું કઢાવીને પચે એટલું દરદીને રોજ આપવું; અથવા તે તેલ છાતીએ મસળવું.

તજ ૧ ભાગ, એલચી ૨ ભાગ, સોનાનો વરખ ૦ાા તોલો, લીંડીપીપર ૪ ભાગ, વાંસકપૂર ૧૬ ભાગ, સાકર ૧૬ ભાગ-એનું ચૂર્ણ ૦ાા તોલો લઈ મધ અને ઘી અથવા માખણ સાથે ખાવું.

અરડૂસીનાં પાનને બાફીને કાઢેલો રસ ૧૦ તોલા, સાકર તોલા ૫, ઘી તોલા ૧, લીંડીપીપર તોલા ૧, એ સઘળાને ધીમા તાપ પર હલાવી, પાક જેવું બનાવી તેમાં ૫ તોલા મધ મેળવી, બરણીમાં ભરી રાખવું. તેમાંથી રોજ ૩ વાર ૦। તોલો અથવા વધારે ખાવું.

૧૮-અરડૂસીનાં પાનનો રસ ૨ તોલા મધ સાથે પીવો.

૧૯-કપૂર, જાયફળ, વાંસકપૂર સમભાગે લેવાં. તેના અડધા વજને સાકર મેળવવી. તે ચૂર્ણ બેઆનીભાર લેવું.

૨૦-તંબોળિયા ક્ષય માટે-બળદાણા, આસંધ, શતાવરી અને સાટાડીનાં મૂળનું ચૂર્ણ ૦। તોલો અથવા વધારે દૂધ સાથે પીવું.

૨૧-ભૂરાં કોળાંના [illegible]

૨૨-લસણ અને બદામ દરેક ૨ તોલાને ાા શેર દૂધમાં ઉકાળીને થોડી સાકર અને ાા જાયફળ નાખી મુરબ્બા જેવું ચાટણ બનાવી, એક અથવા બે તોલા રોજ ખાવું.

૨૩-ગળોસત્વ ૪ વાલ અને વાંસકપૂર ૪ વાલ મધ સાથે ખાવું.

૨૪-શેપગુંદર, શિલારસ, લોબાન, ગૂગળ, ગંધાબિરોજાની ગોળી એક વાલની બનાવી આપવી.

૨૫-ક્ષય માટે-પારેવાપરિવાર-કબૂતરનું તડકે સૂકવેલું માંસ તોલા ૨, સાકર તોલા ૧૬, કપૂર તોલા ૮, લીંડીપીપર તોલા ૪, એલચી તોલા ૨, તજ તોલો ૧, આ ચીજોનું ચૂર્ણ ાા તોલો સાકર, મધ, માખણ દરેક તોલો ૧ા (સવા) સાથે મેળવીને દિનમાં ૩ વાર ખાવું.

ખોરાકમાં ઘઉં નીચે મુજબ બનાવી ખાવામાં લેવા:

બે વરસના જૂના ઘઉં મણ ૧, તેમાં આકડાના ફૂલની કળી શેર ૫ મૂકી કોથળા ભરી ઉપર પાચન રાખી મૂકવું. પછી ઘઉં સૂકવી, કળીઓ ઝાટકી કાઢીને ઘઉં ખોરાક તરીકે વાપરવા.

દરદીએ બકરીને ધાવવું, એમાં બહુ ફાયદો છે, દોહેલું દૂધ પીવામાં એટલો ફાયદો નથી.

૨૬-ક્ષય માટે ગળોસત્વ કોડલીવર તેલ જેટલો ગુણ બતાવે છે. કોડલીવર ઓઈલ જરપત (પાચન) થઈ શકતું નથી અને આ સત્વ કાંઈ અવગુણ કરતું નથી.

૨૭-દમ, ક્ષય, હાર્ટડીઝીઝ માટે-થૂવરનું દૂધ વાલ ૨ ગોળ સાથે ખાવું.

૨૮-ક્ષય માટે તજ ા તોલો, સાકર ૧ તોલો પાણીમાં ઉકાળો કરી દિનમાં ૩ વાર પીવું.

૨૯-ક્ષય માટે-કોડલીવરની જગાએ તાજું કોપરેલ પીવું. એ ઉપાય સાથે બકરીના દૂધનો માવો ચાલુ રાખવો, તેમ જ જવખાર લેવો.

૩૦-ક્ષય માટે-કોપરાનું તાજું તેલ ઘીને બદલે પચે તેટલું ખાવું. એમાં અજબ ગુણ છે.

૩૧-ક્ષય-ચીના ડૉક્ટરો બહુ ખવાયલા અને નબળા દરદીઓને સ્ત્રીઓને ધાવવાની ભલામણ કરે છે. આ અખતરો વિલાયતના ડૉક્ટરોએ અજમાવેલો તેમાં ઘણો ફાયદો જણાય છે.

૩૨-ક્ષય માટે-આકડાનાં પાનનો રસ ૧ તોલો પીવો, પાનને પાણી સાથે છૂંદી રસ કાઢવો. રોજ એક વાર ૧ તોલો રસ પીવો. તેથી ઊલટી થઈ કફ પડશે. પછી ઘી ને ભાત ખાવાં, અથવા ઘી પીવું.

૩૩-ક્ષય માટે-બકરાં દરેક જાતનો પાલો ખાય છે. તેથી તેના મૂત્રમાં ઘણી જાતના ખાર હોય છે. ચોમાસાના ચાર મહિના એ જાનવર પાણી પીતું નથી અને મૂત્ર ઘણું થોડું કાઢે છે. ચોમાસાનું મૂત્ર એકઠું કરી, તેને બાળ

ખાર મેળવે. રોજ ૨ વાલ મધ સાથે આ ખાર વાલ ૪ સુધી ખાય તો ક્ષયને ફાયદો કરે અને અનેક જાતના વ્યાધિ દૂર કરે.

૩૪-ખાંસી અને ક્ષયના ધબ્બા માટે-બશેર અજમો, પાશેર આકડાનું દૂધ, આકડાનું પાન ૧, આકડાનાં ફૂલ ૨, એ બધાંને કોરા હાંલ્લામાં ભરી ઢાંકણુ ઢાંકી કપડછાણુ કરવું, અને ચૂલા નીચે ૩ દિવસ દાટી રાખવું. આ ચૂર્ણ ૦ાા તોલો રોજ ખાવું.

૩૫-ક્ષય, તંબોલીઓ (તમોરીઓ) છાતી પરથી લોહી પડે તે માટે-નવટાંક અથવા વધુ ખાંડ, જમ્યા પછી દરદી રોજ ખાય, ઉપરથી પાણી પીએ નહીં-તેલ, મરચું, ખાટું, ખોરું ખાય નહીં, તો ૧૨ દિવસ લીધા પછી ફાયદો થાય. ઝાડા વાટે લોહી પડે અને ક્ષયને ફાયદો થાય.

૩૬-ક્ષય, સુવારોગ, પેટમાં શૂળ મટે-કાચકાનું ચૂર્ણ ઘી સાથે ખાવું.

૩૭-ક્ષય માટે-કેળનાં પાનની રાખ અને કેવડાની અંદરનો ભૂકો સમભાગે મેળવી તે ચૂર્ણ બેઆનીભાર મધ સાથે રોજ બે વાર ખાવું.

૩૮-ખાંસી, ક્ષય, હાંફણુ મટે-ખારેકને ચીરી તેના ઠળિયા કાઢી નાખવા. ૦ાા તોલો લવંગ અને ૦ાા તોલો પાનની જડ વાટીને ચૂર્ણ બનાવવું. તે ચૂર્ણ સાત ખારેકમાં મૂકી, સૂતરથી બાંધી લેવું. અઢીશેર ભેંસના દૂધમાં એ સાત ખારેકને ઉકાળવી. દૂધનો માવો બને ત્યારે તે ખારેક કાઢી લેવી. તેમાંની એક ખારેક રોજ ખાવી. માવો ખાવામાં લેવો. ફાયદો થાય ત્યાં સુધી આ ઇલાજ ચાલુ રાખવો.

૩૯-ક્ષયવાળા દરદીએ બકરાના લોહીની મમી (મુંમાઈ) બેથી ચાર વાલ મધ સાથે સવાર-સાંજ ખાવી.

(મમી બનાવવાની રીત:-કાળી ધોયેલી મરાડીને સૂકવીને બકરાંના લોહીના સાત પટ દેવા.)

૪૦-ક્ષયવાળા દરદીએ બકરીના દૂધનો માવો તોલા ૫ સાકર સાથે રોજ ખાવો.

૪૧-ક્ષય માટે બકરાંની લીંડી તોલા ૨ પાણીમાં ઘૂંટી ગાળીને મધ સાથે પાવું.

૪૨-ક્ષય માટે-સાબરસીંગાની ખાંખ (ભસ્મ)૦ા તોલો રોજ મધ સાથે ખાવી. (હાથીદાંતની ભસ્મ ચાલે.)

૪૩-આશા છોડી દીધેલો દરદી સારો થાય: રાસ્નાદિ લોહચૂર્ણ આપવું. રાસ્ના, કપૂર, બ્રાહ્મી, આસોંદ, શિલાજિત, ત્રિફળા, ત્રિકટુ, ચિત્રા, નાગરમોથ, વાવડિંગ, દરેક ૧ ભાગ, એ બધાંની બરાબર લોહભસ્મ મેળવી, જોઈતા પ્રમાણમાં રોજ સેવન કરવું.

૪૪-લાલ ચંદન અને જેઠીમધ દૂધ સાથે સેવન કરે તો લોહી બંધ થાય.

૪૫-ભાંગરાના પાનના રસમાં મધ મેળવી પીએ. લસણુ ઘણું ઉપયોગી છે. એ જીવજંતુને મારે છે લસણુ પેટમા ગયા પછી ઑક્સીજન હવા સાથે મળે છે અને પરસેવો, ચામડી અને ફેફસાં વાટે બહાર નીકળે છે લસણમાં અલીલ સલ્ફાઈડ તેલ છે. તેના બે ટીપાં દરદીને અપાય છે. આ તેલ પેટમાં જાય અને ઑક્સીજન હવા સાથે મળે ત્યારે એસિડ સલ્ફીઉ રોઝ પેદા થાય અને તે હવા શરીરની બહાર આવે.

૪૬-કપાસિયાનું તેલ ૧ ચમચી, મધ અને લીંડીપીપર સાથે રોજ ખાવું.

(વૈદ તિલકચંદ તારાચંદ) દરાખનો આસવ પાવો. તે બનાવવાની રીત : કાળી દરાખ ૧ શેર ધાવડીનાં ફૂલ ૨ શેર, ગોળ ૨ શેર, પાણી ૧। મણ. ઉકાળી ૧૨ શેર રાખે, તેમાં વાવડિંગ, ચાયમાણ. પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, કાળા મરી દરેક ૧ તોલો નાખવા. ફરી ઉકાળી, કાચની બરણીમાં ભરી ૧।। માસ તડકા-છાંયામાં રાખવાં. જ્યારે ઉપર પોપડો બંધાય ત્યારે ગાળવું. ને પોપડાથી આસવ બગડેલો સમજવો નહીં. ૧૫ દિવસે ગાળ્યા કરવું. વખત જતાં આસવ ખારો-ગળ્યો થાય. ૧૨ માસ પછી એનું બળ વધે. જ્યારે પાણી જેવો મોળો સ્વાદ થાય ત્યારે ફેંકી દેવો. દમવાળા દરદીને આસવ નુકસાન કરે છે.

૪૭-સોનાનો વરખ ૩ પાનાં, માખણ ૨ તોલા, સાકર ૨ તોલા, એક માસ ચાટે.

૪૮-વરખ વગર ૬ માસ ચાટે તો ફાયદો ન જણાય. ઘીને બદલે તાજું કોપરેલ ખાય તો અજબ ફાયદો થાય.

૪૯-હવાનો ઇલાજ-દરદીને હવામાં (સેનેટેરિયમમાં) રાખે. અથવા બકરાંનાં ટોળાં વચ્ચે બેસાડે. બકરીનું દૂધ, દહીં, છાશ, ઘી, બકરાંની લીંડીનો તાપ આપવો, તેના વાળની ગોદડી બનાવી શરીર પર રાખે અને મોઢા ઉપર મૂકે.

૫૦-લસણ ખાનારામાં ક્ષય કમતી હોય. લસણની લેપડી પગના તળિયામાં મૂકે તો ૦।। કલાકમાં દમમા (શ્વાસમાં) તેની વાસ આવે. લસણને ઘી સાથે મેળવી લેપડી કરી શરીર પર મૂકે અથવા ચામડીને ઘી લગાડીને લસણની લેપડી મૂકે તો ફોલ્લીઓ ઊઠે નહિ, પણ લસણ શરીરમાં પચે.

૫૧-કાજુના કોઈક ઝાડ ઉપર ગુંદર થાય છે. તે ગુંદર ૨ વાલ, સાકર ૦। તોલો દૂધ સાથે સવારે નરણે કોઠે અને સાંજે ખાધા પછી લેવો.

૫૨-ધ્રો-દુર્વા જે ગણપતિની માનીતી વસ્તુ છે, જેને સ્ત્રીઓ પૂજે છે તેના પાનનું ચૂર્ણ ખાંડ સાથે ખાય.

૫૩-બકરીનું મૂત્ર ૪૦૦ તોલા બાળીને ગોળ જેવું ઘટ્ટ બનાવે; તેમાં બહેડાંના-દળનું ચૂર્ણ ૮ તોલા, પીપર ૪ તોલા, લોહભસ્મ ૪ તોલા, ભોંય-

રીંગણીનાં ફળ ૪ તોલા નાખી મેળવે. માટીના વાસણને ઘીનો હાથ મારી, તેમાં તે પાક ભરે. ૦I તોલો સવાર–સાંજ કેળના રસમાં પીએ. અસાધ્ય ખાંસી એક માસમાં નરમ પડે.

૫૪–કેળના થડનો રસ ૨ાા તોલા દર ૩ કલાકે પીએ. ૧ શેર રસમાં બેઆનીભાર ટંકણખાર નાખે તો રસ ૮ દિન સુધી બગડે નહિ.

૫૫–સૂંઠ, મોથ, ભારંગમૂળ, હરડાં, બહેડાં, આમળાં(ઠળિયા વગરના)ના દળ, અરડૂસો, રેઈસ ઘાસ, પિત્તપાપડો, ધોળાં મરી–દરેક ૦ાા તોલો લઈ ૧ શેર પાણીને માટીના વાસણમાં ઉકાળે, ૪ તોલા રાખે, સવારે પીએ. એજ વસાણાં ફરી ઉકાળી સાંજે પીએ. મધ ૦ાા તોલો નાખે. ચાલુ ઘણો વખત પીએ.

## ખાંસી–ઉધરસ–કફ–દમ

૧–ધક્કાની ખાંસી–જેમાં બહુ ઢાંસ ચડે તે માટે–નાળિયેરના સૂકા ગોટાને કાણું પાડી તેમાં ૧૦ તોલા આંબાહળદર મૂકે. કાણું પાછું પૂરે.

એક હાંડલામાં બશેર પાણી નાખી તે ઉપર ઘાસનો માળો મૂકે. તે ઉપર સૂકું નાળિયેર મૂકી તે હાંડલું ઢાંકે, હાંડલાની નીચે સમઅગાર (તાપ) કરે. પાણી બળી રહે ને નાળિયેરનો ગોટો પાકી રહે એટલે તેને બહાર કાઢી ખરલમાં વાટી ૦ાા શેર ઘી મેળવવું. આ ચાટણ ૧ તોલો સવારે રોજ ખાવું.

૨–ધક્કા ખાંસી જેમાં ઢાંસ, બહુ ચડતી હોય તે માટે–૧૦ તોલા શેરડીના રસને ઉકાળી ગોળ જેવો ઘટ્ટ બનાવવો તેમાં ૧૦ તોલા આંબાહળદર, ૧ તોલો એલચી, ૧ તોલો કેસર, ૦ાા તોલો જાવંત્રી, ખસખસના દાણા ૨ાા તોલા, તજ ૦ાા તોલો, જાયફળ ૦I તોલો–એ બધાને મેળવી તેમાંથી એકેક રૂપિયાભાર સાંજ–સવાર ખાવું.

૩–ખાંસી માટે–મધ ૧ તોલો, ગરમ પાણી ૪ તોલામાં મેળવી પીવું.

૪–ઉધરસ માટે–મરીનું ચૂર્ણ ૦I તોલો મધ અથવા સાકર સાથે ખાવું.

૫–ઉધરસ માટે–જેઠીમધનો શીરો, આમળાં, વરિયાળી, મીંઢીઆવળ, તજ, સાકર, સમભાગે લઈ અડેક વાલની ગોળી બનાવી, તે ગોળી મોઢામાં રાખી રસ ગળવો.

૬–અજમો અને એલચી ચાવી રસ ગળવો.

૭–ખેરસાલ અને જેઠીમધની ગોળી મોંમાં રાખવી.

૮–આદુંનો રસ ૦ાા તોલો મધ સાથે દિવસમાં ત્રણ વાર લેવો.

૯–હરડાં, બહેડાં, આમળાંનું ચૂર્ણ ૦ાા તોલો મધમાં ખાવું.

૧૦–ચણોઠીનાં પાન અથવા ઘોડાવજ મોંમાં રાખવી.

૧૧–નવસાર ૨ ભાગ, લોબાનનાં ફૂલ ૪ ભાગ, કપૂર ૧ ભાગ–એની ગોળીઓ બનાવી સવાર–સાંજ ખાવી.

૧૨–હાંફણ માટે–આદુનો રસ મધ સાથે પીવો.

૧૩–સૂંઠ, મરી, પીપરનું ચૂર્ણ મધ સાથે ૨ વાલ ખાવું.

૧૪–જવખાર ૨ વાલ મધ સાથે લેવા.

૧૫–અઘેડાની રાખ અથવા અઘેડાનો ખાર ૨ વાલ મધ સાથે લેવો.

૧૬–મોરપીંછાની ભસ્મ અને પીપરનુ ચૂર્ણ મેળવી મધ સાથે વારંવાર ચાટવું.

૧૭–નાગરવેલનું પાન ૧, અરડૂસીનું પાન ૧ દર ૩ કલાકે ખાવું.

૧૮–ખાંસી, કફ માટે–પકાવેલ ધાપાણ એક વાલ ઘી અને સાકર સાથે ખવડાવે છે.

૧૯–ઉધરસ–મરી અને બહેડાંના ચૂર્ણનું સેવન કરવું.

૨૦–કોઈ દરદીને ખાંસી ઘણી જોરથી આવે, ખાંસી સૂકી હોય, ગળફા પડે નહીં તેવા દરદીને ધંતૂરાની બીડી બહુ માફક આવે છે.

૨૧–જવખારની ગોળ સાથે ગોળી બનાવી મોંમાં રાખવી.

૨૨–ફાફડીઆ થુવરનો ૧ કટકો ભેભડ(ભરહાડ)માં ભૂંજી તેનો રસ કાઢી ૨॥ તોલા રોજ સવારે પીવો.

૨૩–થુવરનાં બે લાલ ડીંડવાં ભેભડમાં ભૂંજી ખાય તો ખાંસી નરમ પડે.

૨૪–ખાંસી તથા હાંફણ–ટંકણખાર ખાવાના પાન સાથે અપાય છે.

૨૫–કોડલીવર ઓઇલની માફક જ કોપરેલનું તેલ ગુણ ધરાવે છે. પણ પીવામાં તે સહેલાઈથી હજમ થતું નથી.

૨૬–ખાંસી જૂની–દરદીની છાતીએ કોપરેલ મસળે છે અને તે પીવામાં આપે છે.

૨૭–ખાંસીની ગોળી–પીપર ભેળવી ગુટિકા–ટંકણખાર, સૂંઠ, મરી, પીપર સમભાગે મેળવી નાગરવેલનાં પાનના રસમાં ગોળી કરી ખાવી.

૨૮–ખાંસી તથા મરડા માટે દાડમની છાલ ખાવામાં અપાય છે.

*૨૯–ખાંસી માટે–સમભાગે જેઠીમધ, મરી, સાકરની ગોળી ૧ વાલની* બનાવી આપવી.

૩૦–ખાંસી, હાંફણ માટે–ખજૂર શેર ॥, સાજીખાર તોલા ૩ મેળવી તેની ગોળી કાચકા જેવડી વાળી સવારે રોજ એક ખાવી.

૩૧–ખાંસી, દમ–આકડાનાં પાનના ઉપર છારી બાઝે છે તે જૂના ગોળ સાથે લપેટીને ગોળી કરવી ને તેમાંથી ૧ ચણા જેટલી ખાવામાં લેવી.

૩૨–ખાંસીની ગોળી–આકડાનાં ફૂલ, ધંતૂરાનાં બી, મરી, લવંગ, ગોળ સરખે ભાગે મેળવી, તેની મરી જેવડી ગોળીઓ બનાવી એકેક ગોળી દિવસમાં ૪ વાર ખાવી, તેથી ખાંસી મટી જાય છે.

૩૩–ખાંસીની ગોળી–આકડાનાં ફૂલ, અજમો, સિંધાલુણ, મરી સરખે ભાગે લઈ, મધ સાથે મેળવી, ચણા જેવડી ગોળીઓ બનાવી તેમાંની ૧ ગોળી દિવસમાં ત્રણ વાર લેવી. અથવા આકડાનાં ફૂલ, કાથો, લવંગ સમભાગે મેળવી ચણા જેટલી ગોળી બનાવી રોજ બે ગોળી ૩ વાર ખાવી.

૩૪–અરડૂસો, હળદર, ધાણા, ગળો, કાસૂંદરો, પીપર. સૂંઠ, ભોંયરીંગણી એ દરેક તોલો અડધો અને મરી ૦। તોલો એનો કાવો( ઉકાળો ) બનાવી પીવો.

૩૫–અંકોલની છાલનો ભૂકો ૧ થી ૩ વાલ મધ સાથે મેળવી દિવસમાં ચાર વાર ખાવો.

૩૬–ઉધરસ, કફ, દમ–એને માટે તમાકુનાં ડાંખળાંની રાખ વાલ ૨ મધ સાથે ખવડાવે છે. તેથી આ વ્યાધિ દૂર થાય છે. તમાકુમાં જવખાર રહે છે. તમાકુની ડાંખળીઓ બાળવાથી કેફી વસ્તુ ઊડી જાય છે અને જવખાર રહે છે. એ જવખાર ગુણકારી છે. વિલાયતી પોટાસ કારબોનસ જો આ મુજબ લેવામાં આવે તો તે પણ ફાયદો કરે છે.

૩૭–પપૈયાનું દૂધ ૧૦ ટીપાં ખાવું.

૩૮–ખાંસી, હાંફણ, ક્ષય માટે ઘણો જાણીતો ઇલાજ–ઝીંઝોટાનાં બી–( જે કપડાંને લાગે તો વળગી રહે છે )ની રાખ બેથી ચાર વાલ મધમાં મેળવી દિવસમાં બે વાર ભૂખે પેટ ખાવું. ઝીંઝોટાનો આખો છોડ એ કામ માટે વપરાય છે.

હાંફણ માટે ઝીંઝોટાની રાખ, નેપાળાની છાલની રાખ, પીપર અને ગોળ સમભાગે લઈ તેમાંથી ૦। તોલો રોજ બે વાર ભૂખે પેટે ખાય.

૩૯–ખાધેલું પાચન થાય, બાળકની ખાંસી મટે–જેઠીમધ, ગુંદર, સાકર, કડીઓ ગુંદર દરેક ૪ તોલા, કેસર ૦॥ તોલો, મરી ૦॥ તોલો, ઘઉંનું દૂધ બે તોલા મેળવી ચોલાઈની ભાજીના રસમાં એની ટીકડી બનાવીને ખાવી. તુવેરની દાળ, દૂધ, દહીં, માખણ, ઘી ન ખાવું. ઘીની જગા પર બદામનું તેલ વાપરવું.

૪૦–હાંફણ અને ખાંસી માટે–બહેડાં અને જવખાર સમભાગે મેળવી ચણા જેવડી ગોળી બનાવવી, તે ગોળી મોઢામાં રાખી ચૂસ્યા કરવી. રાતે જરૂર એક ગોળી મોઢામાં રાખી રસ ગળવો.

૪૧–બદામનું તાજું તેલ ૦। તોલો, જેઠીમધનો શીરો ૩ વાલ રોજ સવારે ખાવો.

૪૨–ગોરસલીના ફૂલનો ગુલકંદ બાળકને ખવડાવવો.

૪૩–હેડકી, ખાંસી બચ્ચાંને માટે–ટંકણખાર ફુલાવેલો ૧ વાલ મધ સાથે રાતે સૂતી વેળા આપવો.

૪૪–કુકડીઆ ખાંસી માટે–કાંટાસળિયાની છાલનો ઉકાળો પાવો.

કપૂર રતી એક મધ સાથે રોજ ત્રણ વાર ખવડાવો. ફટકડી ૧ થી ૨

વાલ મધ સાથે રોજ ત્રણ વાર ખવડાવવી.

લસણનું તેલ બાળકની છાતીએ અને બરડાની કરોડે ઉપર મસળવું.

કીરમાણી અજમો પાણી સાથે ૧ ચોખાપૂર ખવડાવવો.

૪૫–હુપીંગ કફ–બચ્ચાંઓને ઊડતી ગૂંચની ખાંસી–આ ખાંસી ઘણે ભાગે અવધે જાય છે. સાથે રમતાં બધાં બચ્ચાંઓને આ ખાંસી ઊડે છે. આ ખાંસીથી એવી ગૂંચ આવે છે કે ખાધેલું ઓકી કાઢે છે. એનો ઉપાય નીચે મુજબ છે: ૧ તોલો ટંકણખારને છાણમાં અથવા ચોખાના આટાના ગોળામાં દાબી તેની આસપાસ છાણાં મૂકી સળગાવી દેવો. આખરે એક તોલાનું વજન ઘટી ાા તોલો થઈ જાય છે. આ ખાર એક વાલ લઈ મધ સાથે મેળવી પાછલી રાતે બચ્ચાંને ખવડાવો. આ મુજબ ચાર દિવસ ખાવાથી ગૂંચની ખાંસી મટે છે.

૪૬–હેડકીની ખાંસી માટે કૂતરિયા ઘાસનાં ફૂલને બાળીને ૧ વાલ મધમાં મેળવી ચાર દિવસ સુધી રોજ ત્રણ વાર ખવડાવો.

૪૭–હેડકીનો ઠાંસો, ઉટાંટિયાનો ઠાંસો, કૂતરિયા ખાંસી માટે–જીંઝોટાના રસમાં હળદર ઘસીને બાળકને ૩ વાર રોજ પાવી.

ઉટાંટિયું, કૂકડીઆ ખાંસી–જેઠીમધનો શીરો ૧ તોલો, કાકડાશીંગ માસા ૩, અતિવિષ, અફીણ દરેક માસો ૧, આદુંના રસ અને મધમાં મેળવી બોર જેવડી ગોળી બનાવવી. તે પાણીમાં ઘસી બાળકને પાવી.

૪૮–જૂની ખાંસી મટે–દૂધ દોહવાના વાસણમાં હળદરના ગાંઠિયા ૧૨ મૂકવા. તે ઉપર ગાયનું દૂધ દોહવું. તે દૂધને ગાંઠિયા સાથે ગરમ કરવું. તેમાં જરા દહીં નાખી, તે દૂધનું દહીં બનાવવું. પછી તેની છાશ કરવી. છાશમાંથી હળદરના કટકા કાઢીને કમળકાકડી (પબડી) જેવા કટકા કરવા. તેમાંના ૭ કટકા દરદીએ રોજ ખાવા.

૪૯–ખાંસી શરદીની મટે–શેરડીને ૧ કલાક ભેભટ(ભડસાળ)માં રાખીને ખાવી.

૫૦–સાબરસીંગાની ખાખ બને–અંદુસરી(સીતાફળનાં ઝાડ'નાં' પાન છૂંદી તેમાં સાબરસીંગું મૂકે. તેને છાણા વચ્ચે મૂકી સળગાવે અથવા કપાસના રસમાં પટ આપી બાળે.

૫૧–દાસો, શ્વાસ, દમ મટે–સોનામુખી પાનમાં મૂકી ૪૦ દિવસ ખાય.

૫૨–કફ, ઉધરસ મટે–કુંવારનો રસ ાા તોલો, સિંધવ બે વાલ, હળદર બે વાલ, મધ એ સાથે મેળવી રોજ ૩ વાર ખાય.

૫૩ બાળકને કફ–પકાવેલા સમુદ્રફળને પાણીમાં ઘસીને આપવું, ઊલટી થશે ને ફાયદો જણાશે.

૫૪–ઉધરસની ગોળી–લવંગ, સફેદ મરી, બહેડાની છાલ અથવા ગર દરેક ૨ તોલો, ખાવાનો કાથો તોલા ૩ એનું ચૂર્ણ કરવું. બાવળની અંતરછાલ ૧૦

તોલાને ૧ શેર પાણીમા નાખી ઉકાળવુ ।। શેર પાણી રાખી તેમા ઉપલુ ચૂર્ણ ૧ કલાક ખરલ કરવુ અને ચણા જેવડી ગોળી બનાવી એકેક ગોળી મોમા રાખી રસ ગળવો તરત ખાસી નરમ પડે છે

૫૫-૧ વાલ ફટકડી રોજ ઘણા દિવસ મધમા ચાવી

૫૬-જવખાર અને બહેડાના ચૂર્ણની ગોળ સાથે ગોળી બનાવી તેનો રસ ગળ્યા કરવો

૫૭-બચ્ચાને ખાસી-દમ-વશલોચનનુ ચૂર્ણ મધમા આપવુ, અથવા વાસની ગાઠ ઘસી પાવી

૫૮-વશલોચન અને વશકપૂર દરેક ।।। વાલ મધ સાથે મેળવીને ખવડાવવુ

૫૯-ખાસી માટે ઘોડાવજનો કટકો મોઢામા રાખે તે કફ લોઝેન્જીસનુ કામ કરે છે (એની ટીકડી બનાવી વાપરી શકાય)

૬૦-ઉધરસ માટે-હળદર ને ગોળ મિશ્ર કરી રાતે સૂતી વેળા, મોઢામા રાખીને રસ ગળવો

૬૧-ખાસી-હળદરને શેકીને સૂતી વેળા ચાવી ખાઓ

૬૨-ખાસીની ગોળી-હીરાબોર, અફીણ, શિલારસ સરખે ભાગે મેળવી મગ જેવડી ગોળી કરી ૯ ગોળી રોજ ખાવી ઉપાય ઘણો લાગે છે

૬૩-ખાસી બાળકની માટે-કાસુદરાના ૧ પાનને માતાના દૂધમા મેળવી ૩ દિવસ બાળકને પાય તો ખરાબ ખાસી બધ પડે

૬૪-ખાસીની જડ જાય-ખસખસના પોસડોડા ।।। તોલો, સૂઠ ।।। તોલો, ધાવડીના ફૂલ ।। તોલો, પાણી શેર ૭મા ઉકાળી, એક શેર પાણી બાકી રાખે તેમાથી બે તોલા ઉકાળો રોજ ૩ વાર પીએ

૬૫-ખાસી, મરડો-ખાસી તથા મરડા માટે દાડમની છાલ ખાવામા અપાય છે

૬૬-ખાસી માટે-બાવળની કૂમળી પાલી (પાદડી) છૂદીને તેનો રસ ખાંડ સાથે મેળવી સવાર-સાજ પાવો

૬૭-ખાસી માટે-ભોયરીંગણી તથા અરડૂસાનો ઉકાળો અપાય છે અથવા ભોયરીંગણીની જડ મોઢામા રાખી ચૂસે તો ખાસીને જરૂર ફાયદો થાય

૬૮-ખાસી બચ્ચાની માટે-મધ અને શેરડીનો સરકો સાથે મેળવીને તેમાથી અરધી ચમચી બચ્ચાને દિવસમા ત્રણ વાર પાવી

૬૯-ખાસી અને સળેખમ માટે મરીચ્યાદિ ગોળી-મરી, જવખાર, પીપર, દાડમની છાલ સમભાગે મધ સાથે મેળવી ચણા જેવડી ગોળી બનાવી મોઢામા રાખીને રસ ગળવો

૭૦-દમ-શ્વાસ, ખાસી-પીડીપીપરનુ ચૂર્ણ ૪ વાલ મધ સાથે ખાવુ

૭૧-ભોંયરીંગણી(કનટાકરી)ના છોડના-પાંદડાં કાંટાવાળાં અને ફળ પીળાં બોર જેવાં છે. તેની અંદર બી રહે છે. એનાં બી તથા પાંદડાંને તેલમાં ઉકાળી તેલ બનાવે છે. તે તેલ પીવાના તેમજ ચોપડવાના કામમાં આવે છે. હાંફણુ-ખાંસી માટે આ તેલ પીવાના કામમાં આવે છે.

૭૨-ખાંસી-ભોંયરીંગણીનાં મૂળિયાંનો ઉકાળો, ખાંસી માટે પીવામાં આવે છે. ખાંસી અને હાંફણુને માટે આ આખો છોડ ઘણો જાણીતો છે.

૭૩-ખાંસી માટે મધ શેર ૦। તથા પાણી શેર ૨ એને એક વાસણમાંથી બીજા વાસણમાં ૫૦ વાર નાખવું. તેમાંથી પાંચ તોલા દિવસમાં ૩ વાર પીવું. આ રીતે બનાવેલું મધપાણી ખાંસીને ફાયદો કરે છે.

૭૪-શ્વાસ, દમ મટે-સેકટાના ઝાડને કોતરી અંદર અજમો ભરવો અને તે ગાબડું પાછું પૂરી દેવું. ૪ માસ પછી અજમો બહાર કાઢી તેનું ચૂર્ણ ૦॥ તોલો રોજ બે વાર ખાવું.

૭૫-ખાંસી, ધાવતાં બાળકને હોય તે માટે-૧ એલચી, ૧ લવંગ, લવંગના વજન જેટલો અજમો, આ ચૂર્ણને ચેવલી પાનમાં મૂકી બીડી બનાવવી. ૧ તોલા પાણીમાં આ બીડી ઉકાળવી. પછી તે જ ગરમ પાણી અને બીડીને વાટી તેનું પાણી ગાળી લેવું. તે પાણી બાળકને બેઆનીભાર, દિવસમાં ૩ વાર પાવું અને તેનો છૂંદો બાળકની માતાને ખવડાવવો.

૭૬-ઉધરસ માટે-ઇંદ્રવારણીના ફળમાં મરી ભરે અને તે ફળને સૂકવે. અંદરનાં ૭ મરી અને સમભાગે પીપર મેળવી મધ સાથે ખાય.

## ખાંસી

૭૭-પડજીભ (ગળાંનો) ઊતરે, મોટો થાય તે જીભને લાગી લાગીને લૂખી ખાંસી આવે તે માટે આમલીના ચીચોડાને ઠંડા પાણીમાં આખી રાત ભીંજવે. ઠંડા પાણીમાં ઘસી તે ઉપર લગાડે.

૭૮-ખાંસીની ગોળી-ખેરનો કાથો ૫ ભાગ, બહેડાંની છાલ ૫ ભાગ, મરી ૧, લવંગ ૧, બરાસકપૂર ૦॥ ભાગ, અફીણ ૧ ભાગ: એની ગોળી બાવળની છાલના ઉકાળામાં બનાવે. તેનો રસ ગળે. ૧૨ ગોળી આખા દિવસમાં લે.

૭૯-તંબાકુના દાંડાની અને સિંધવની ખાખ ૧ થી ૧॥ વાલ મધ સાથે બાળકને આપવી. (જુઓ કૂકડીઆ ખાંસી.)

૮૦-રુદ્રદંતી(પડીઓ-પલીઆ)ના આખા છોડનું ચૂર્ણ, ૦। તોલો મધ સાથે ખાય. જ્યારે ઝાકળ પડે ત્યારે એ છોડ ઉપર મોતીના દાણા જેવું દેખાય, સૂરજની ગરમીથી તે તવાઈ પાણી નીચે પડે ત્યારે તે છોડ રડતો હોય એમ જણાય છે.

૮૧-૧ શેર જુવારનો આટો, ૧ શેર નિમક એનો ૧ રોટલો પાણી સાથે મસળીને બનાવે, ૧ માટીના ઠીકરામાં તે રોટલો મૂકે, બીજું ઠીકરું ઉપર

દીધે, ૩ વાર કપડછાણ કરે; અંદરની હવા, બહાર જવા ન દે. મંદ અગ્નિથી તે પકવવો. ા તોલો ચૂર્ણ ઘી સાથે રોજ બે વાર ખાય તો ગમે તેવી ખાંસી નરમ પડે. બન્ને ઠીકરાને પથ્થર ઉપર ઊંધાં ઘસી તેની દોર સરખી કરવી.

૮૨–લવંગ, જેઠીમધ, સૂવા, પીપરીમૂળ, સમભાગે ચૂર્ણ બેઆનીભાર મધ સાથે લેવું.

૮૩–આકડાના ફૂલ(રવૈડા)ની ચોકડી (૮ પાંખડીનું ૧ ફૂલ) ૨ ભાગ, લવંગ અથવા મરી ૧ ભાગનુ ચૂર્ણ વાલ બે મધ સાથે ખાય.

૮૪–આકડાના દૂધને અડાવા છાણાની રાખમાં મેળવી છાયામાં સૂકવે, ૧ વાલ ચૂર્ણ મધ સાથે ખાય.

૮૫–અઘેડાનો ખાર, દમ ખાંસી માટે છે.

૮૬–લવંગ, બહેડાની છાલ, મરી, જવખાર સમભાગે લઈ બાવળની છાલના ઉકાળામાં ૧ વાલની ગોળી બનાવે. ઉપલા ચૂર્ણમાં તેના વજન જેટલું ખેરસાલ મેળવે.

૮૭–આકડાનાં ફૂલનાં રવૈયાં ૪ ભાગ, સિંધવ ૪ ભાગ, અફીણ ૧ ભાગ, એની ચણા જેવડી ગોળી બનાવે.

૮૮–ખાંસી અને ક્ષય માટે અરડૂસી ઘણી જ ઉપયોગી છે. કહેવત છે કે 'જ્યારે અરડૂસી હયાત છે ત્યારે રક્તપિત્ત, ખાંસી, ક્ષયવાળાં દરદીએ જીવવાની આશા શા માટે છોડવી?' ક્ષયવાળા દરદીને તાવ જો ન હોય તો જરૂર ફાયદો થાય.

૮૯–ઘોડાવજ અને જેઠીમધનું ચૂર્ણ ૫ વાલ મધ સાથે રોજ બે વાર ખાય તો ચમત્કારિક ગુણ આપે. એની ટીકડી બને.

૯૦–ઘોડાવજનું છોડું મોંમાં રાખી તેનો રસ ગળે.

૯૧–ઘોડાવજનું છોડું ઘસી નખે લગાડે તો સળેખમને અને શરદીવાળી ખાંસીને ફાયદો કરે.

૯૨–બહેડાંને ઘીનો હાથ લગાડી શેકી ચૂર્ણ કરી તેને અરડૂસાના પાનના ૪ પટ આપી તે ચૂર્ણ ા તોલો ખાય.

૯૩–ભોંયરીંગણીની રાખ ૧ વાલ ગોળ સાથે ખાય.

૯૪–ચીનાઈ સાકર અને મરીના દાણા મોઢામાં રાખે.

૯૫–સાબરસીંગને દિવેલમાં ૮ દિવસ બોળી રાખે. તેની ખાખ છાણામાં બાળી બનાવે. મધ અને પીપર સાથે ૧ વાલ ખાય.

૯૬–લોખંડનો, વરિયાળીનો અને અનીસાંનો અર્ક દરેક ૩ ટીપાં ૨ તોલા પાણીમાં રોજ ૩ વાર પીએ.

લોખંડનો અર્ક બનાવવાની રીત: ૧ાા શેર શેરડીનો સરકો, ૧ તોલો સ્ટીલનો ભૂકો મેળવી તડકે રાખવો. રોજ હલાવવો. ૧૫ દિવસે વાપરવા લાયક થાય.

લોખંડની ખાક (ભસ્મ) બનાવવાની રીત-૧ તોલો સ્ટીલના ભૂકામાં ૦। શેર બાવળની કુમળી પાલીનો માવો મેળવી ૧૫ દિવસ છાયામાં રાખવું. પછી ૩ દિવસ તડકે મૂકવું. પછી તેને ઝાટકી લોખંડ જુદું પાડવું. તે લોખંડના ભૂકાને પાણીમાં નાખવાથી જે પાણી ઉપર તરે તે પાકો અને જે પાણી નીચે બેસે તે કાચો; કાચા માલને ઉપર મુજબ ફરી પકવવો. પાકા માલને કપડાથી ગાળી સૂકવી ખાવામાં લેવો.

૯૭-સંચળને લોઢી ઉપર ગરમ કરી તેનું ચૂર્ણ બનાવવું. બે વાલ ચૂર્ણ ઘી સાથે ખાય તો ઉધરસ પાકી ગળફા બહાર નીકળે.

૯૮-બાળકની ખાંસી માટે વાંસની ગાંઠને પાણીમાં ઘસી પાય.

૯૯-સાજીખાર અને હળદર જૂના ગોળમાં મેળવી ગોળી બનાવી તે મોઢામાં રાખવી.

૧૦૦-કાંટાળા થુવરના કોમળ છોડને અંગારા પર તપાવી, તેના રસમાં લોબાનનાં ફૂલ મેળવી, ચણા જેવડી ગોળી કરી મોંમાં રાખવી.

૧૦૧-બાળકની ખાંસી માટે અગત્યા (અગથિયા)નાં પાનનો રસ ૫ ટીપાં મધમાં પાવાં.

૧૦૨-મોટાં માણસને અગત્યાનાં મૂળ ઘસી એક તોલો પાવાં.

૧૦૩-બાળકની મોટી ખાંસી માટે દૂધ અને ગોળ મેળવી પાવું. આ બે ચીજ સાથે ખવાય નહિ, ઝેર ઉત્પન્ન થાય, છતાં તે ઝેર બાળકની મોટી ખાંસીને હઠાવે. દૂધમાં ખાર છે અને દૂધ બીજા કોઈ ખાર સાથે ખવાય નહિ.

૧૦૪-અજમાનું ચૂર્ણ (ગરમ કરી બનાવેલું) ૫ તોલા, ગોળ ૦। શેર, અફીણ ૪ વાલ લઈ એની ચણીબોર જેવડી ગોળી બનાવી મોંમાં રાખવી.

## ખૂજલી-કીડ-ખસ

૧-ખૂજલી-કૌંચ લાગવાથી ખૂજલી થાય તો ફુદીનાનો રસ લગાડવો.

૨-કીડ માટે-બાવળની છાલનું પાણી ઉકાળવું. (૧ ભાગ છાલ ને ૭ ભાગ પાણી) તે મસળવાથી કીડ નરમ પડે.

૩-ખસ અને શરીરમાં થતો દાહ સારો થાય-ભોંપાતરીનાં પાન ૧ તોલો પાણીમાં વાટી, ગાળી સાકર નાખી પીવું. આ દિવસમાં ત્રણ વાર ત્રણ દિવસ પીવું. સખત ખસ મટે છે અને દાહ પણ શમે છે.

૪-ખૂજલી માટે-મરઘીની ચરબી અને સરકો લગાડે તો ખૂજલી મટે છે.

૫-કીડ નરમ પડે-બાવળની પાલી છૂંદી કીડ ઉપર લગાડવાથી કીડ નરમ પડે છે.

૬-સૂકી લૂખસ-કીડ મટે-અરીઠાનું ફીણ ઘીમાં મેળવી, દરદીએ તડકે બેસી તે ઘી મસળવું અને પછી ઠંડા પાણીથી નાહવું.

૭-ખૂજલી ગોળી પર હોય તે માટે-કાથો પાણીમાં મેળવી તેનો ઘસારો ગોળી પર મસળવો.

૮-ખૂજલી માટે-સમુદ્રફીણ લીંબુના રસમાં બોળી ભૂંજવું. આ મુજબ સાત વાર ભૂંજીને તેનો ભૂકો ખૂજલી પર મસળવો.

૯-સૂકી ખૂજલી માટે-સરપંખાની કુમળી પાતરી તોલા ૨ સુધી પાણીમાં વાટીને ગાળીને પંદર દિવસ પીવી.

૧૦-ખૂજલી માટે-લીંબુનો રસ તલના તેલ સાથે સમભાગે મેળવીને મસળવું.

૧૧-ખૂજલી માટે-સરકો અને મીઠું તેલ મેળવીને મસળવું.

૧૨-ખૂજલી માટે-સુખડનું તેલ લીંબુના રસ સાથે સમભાગે મેળવી લગાડે છે. નરમ મિજાજવાળા દરદીને આથી તાવ આવી જાય છે માટે મીઠું તેલ સાથે સમભાગે લેવું.

૧૩-ફોડ અને લૂખસ માટે-સૂકાં આમળા ૨ તોલાને ૧ શેર પાણીમાં ઉકાળી અને ૦ા શેર પાણી રાખી તેમાં ગાયનું ઘી ૧ાા તોલો, સરસિયું તેલ ૦ાા તોલો, સિંધવ ૦ા તોલો, મેળવી શરીર પર લગાડી ૦ા કલાક તડકે બેસે. આ મુજબ ૭ દિવસ ચાલુ રાખે.

## ખીલ-મોઢાના

૧-ટંકણખાર ગુલાબજળમાં મેળવી લગાડવો. સફેદ ચંદન અને મરીનો લેપ કરવો.

કપીલો અને હીરાદખણુ ઘીમાં વાટીને લગાડવાં.

સુખડ પાણીમાં ઘસી લગાડચા કરવી, સુકાય તેમ ફરી ફરી લગાડવી અથવા ચારોળી વાટી રાતે રોજ લગાડવી.

૨-ખીલ થાય તે માટે-એળિયાની ગોળી વટાણા જેવી જુલાબ માટે વારંવાર લેવી.

૩-ચકલીની હગાર સૂકવી પાણી સાથે મેળવીને ખીલ પર ચોપડે તો ફાયદો થાય.

૪-જીરાને પાણી સાથે ખૂબ વાટીને ખીલ ઉપર લેપ કરવો.

૫-નાળિયેરનું દૂધ કાળીજીરી સાથે મેળવી ખીલ ઉપર લગાડે છે. તે ચામડી સુંવાળી કરે. મોઢા ઉપરના ખીલ નરમ કરે, મોઢા ઉપર કરચલી થતી અટકાવે છે. મિલ્ક ઑફ ગ્લિસરીન જેવું છે અને તેનું કામ ઘણા ઓછા પૈસામાં થાય છે.

૬-ગળવેલનું સત્ત્વ વાલ ૪ મધ સાથે દિવસમાં ત્રણ વાર ખાવું.

૭-ચણોઠી સંચળખાર સાથે વાટી લેપ કરવો.

૮-ખીલ માટે દરાખના ઝાડને બાળી તેની રાખ સરકા સાથે મેળવવી.

૯-મોઢાના ખીલ માટે-તલના જૂના ખોળને ગૌમૂત્ર સાથે મેળવીને લગાડવો.

કાળી દરાખ વાટીને લગાડવાથી ખીન મટે છે

૧૦–જાયફળ દૂધમા ઘસી ખીન પર લગાડવી

૧૧–ખીલ મટે–મીંઢળના બી પાણીમા ઘસી લગાડવા

૧૨–ખીલ મટે–લવગને પાણીમા ઘસી ખીલ પર લગાડવા

૧૩–ખીલ–સમુદ્રફીણ પાણીમા વાટી ચોપડવા

૧૪–મોઢાના ખીલ માટે–સરકો ૨ ભાગ, મધ ૧ ભાગ મેળવીને મોઢે લગાડવો.

૧૫–મોઢાના ખીલ સારા થાય–કડવા વાલનો આટો સરકામા મેળવી લગાડો.

૧૬–ખીલ મોઢાના માટે–બદામનુ કોટલુ અને બસરઈ પાણીનો કૂચો તેની ઠીકરી પાણીમા ઘસી લગાડે

ખીલ–માળગાતુખમનો બારીક ભૂકો, ઈંડાની સફેદી સાથે મેળવી ખીલ ઉપર લગાડવો ખીલ ફોડવા જોઈએ નહી ખીલ ફોડવાથી તેની રસી બીજી બાજુ લાગે છે અને નવા ખીલ વધે છે

૧૭–મોઢાના ખીલ તથા મસા સારા થાય–જેસન કાનનો મેલ લીબુના રસમા ભીનો કરી ખીલ પર લગાડે તો ખીલ મટે.

૧૮–મોઢાના ખીલ માટે–મરઘીના ઈંડાના કોટલાંની રાખ તથા હાડકા બાળીને તેની રાખ સરકા સાથે મેળવી લગાડવી

૧૯–ખીલ માટે–ચણી બોરની રાખ પાણી સાથે ચોપડવી.

૨૦–ખીલ મોઢાના–મરી અને ગેરુ ચ દન પાણીમા ઘસી લગાડે તો ખીલ મટે.

૨૧–ખીલ માટે–માયાફળને ચોખાના ધોવણમા ઘસીને ચોપડે તો ખીલ મટે.

૨૨–ખીલ મોઢા ઉપરના મટે–નાક ઉપર અથવા મોઢા ઉપર ખીલ થાય છે તેને દાબે તો અ દરથી પરુ અથવા બી નીકળે છે ઓરતને દરતાન પેદા થાય અને મરદને વીર્ય પેદા થાય ત્યારે ખીલ થાય છે એ જુવાની શરૂ થવાની નિશાની છે એના ઇલાજ માટે મકનો આટો સરકામા મેળવી લગાડવો

૨૩–મસૂરની અથવા ચણાની દાળનો આટો, હળદર તેલ મેળવી રાત્રે લગાડવો.

૨૪–ચકલી અથવા કબૂતરની ચરક સરકામા લગાડવી

૨૫–મસૂર, હળદર, લીબુનો રસ મેળવી લગાડવો

૨૬–સીમળાના કાટાને દૂધ સાથે વાટી લગાડવો

૨૭–નવસાર અથવા ટકણખાર ગુલાબજળમા ઘસી લગાડે

૨૮–કડવી બદામ ગુલાબજળમા વાટી તેનુ દૂધ લગાડે

૨૯–કપૂરને સ્પિરીટમા મેળવી લગાડે

૩૦–ટકણખાર ૨ વાલ સાજીખાર ૨ વાલ, લીબુનો રસ ૨ તોલો મેળવી લગાડે

૩૧–ગધક ૨ વાલ, મેગ્નેશિયા કારમોનસ ૨ વાલ મધ સાથે ૧૫ દિવસ આખુ

૩૨–કેસર, નાગકેસર, ઉપલેટ, રતાજળી, ગળ નમભાગે ખુપડના તેલમા લગાડે.

૩૩-ગંધક, ટંકણખાર દૂધમાં મેળવી લગાડે.

૩૪-પારાનો માખણિયા મલમ અને માખણ સમભાગે મેળવી લગાડે.

૩૫-કેરીનો અથવા લીંબુનો રસ લગાડે.

૩૬-સરડા જાનવરને બાળી, ખાક કરી તે લગાડે.

## ખીલી

આંગળાં ઉપર ખીલી (ફોલ્લો) થાય ત્યારે અગન બહુ બળે, ઊંઘ ન આવે ત્યારે દહીં અને ભાતની પોટીસ બાંધવી. તે ફૂટે, પાકે અને રૂઝ આવે ત્યાં સુધી બાંધવી.

## ખોડો-માથામાં લીખ

૧-ખોડો અથવા માથાના ફોલા-ધાણુને સરકામાં વાટી માથે લેપ કરવો.

૨-ખોડો નીકળે અને જૂ મરે-દરિયાના પાણીથી શરીર ખૂબ ચોળીને નાહવું. કૂવાના પાણીમાં મીઠું નાખીને ઉપર મુજબ કરો તોપણ ફાયદો થાય.

૩-જૂ, ખોડો અને લીખ-પારાનો માખણિયો મલમ અને માખણ સમભાગે મેળવી લગાડવો.

૪-માંથાનો ખોડો-માથાની ઝીણી ફોલ્લી-બકરીની લીંડી વાટીને માથે ચોપડવી તેથી ફોલ્લી મટે છે.

## બાળકને ખૂંધ નીકળે

૧-દોરી પકડાવી હીંચકા ખવડાવવા.

૨-આસોંદરાનાં મૂળ ॥ તોલો પાણીમાં ઉકાળી ૨ વાલ ગૂગળ મેળવી રોજ પાવું.

૩-ત્રિફળાનો ઉકાળો ગૂગળ મેળવી પાવો.

## શક્તિ માટેનો ખોરાક

૧-શક્તિ આવે-ઘઉંનો દળ ખાવાથી શરીરે શક્તિ વધે છે.

૨-ચોખાનો ખોરાક બધા ખોરાકમાં સારો છે. ચોખા જૂના જોઈએ. નવા ચોખા ખાવાથી કેટલાક માણસોનાં પેટ આફળાઈ આવે છે.

જૂના ચોખા દરેકને માફક આવે છે. માંદા માણસને માટે સારો ખોરાક છે. તેને પકવવાની રીત નીચે મુજબ છે.

ઓસાવેલા ચોખા દરદીને માફક આવે છે. ઓછા પાણીમાં ઓસાવવાથી ચોખાનો કેટલોક કસ નીકળી જાય છે માટે એક શેર ચોખા ઓસાવવામાં ચાર શેર પાણી જોઈએ. ચોખા વાસણના તળિયામાં બેસે ત્યારે તૈયાર થયેલા સમજવા. ત્યારે પાણી ઓગાળી કાઢવું અને ઘી નાખી ચોખા અંગારે રાખવા. ઓસાવવામાં પાણી વધુ લેવાથી ચોખા બગડતા નથી અને કસ નીકળી જતો નથી.

નવા ચોખા શરદી કરે છે. જેમ જૂના ચોખા તેમ ખાવામાં સારા. દરદી માટે જૂના સાઠી લાલ વરીના ચોખા વધુ સારા. ચળકતા કરેલા ચોખા કરતાં ઓછા છડેલા કુશકીવાળા ચોખા દરદીને ખાવામાં સારા છે.

અડદ (એક જાતનું કઠોળ)

૩-પુષ્ટિકારક-વીર્ય વધારે-માંસ વધારે-દૂધ થાનમાં વધારે-અડદનો આટો ૦। શેર લઈ તેને ઘી ૨ તોલામાં શેકીને પછી મધમાં મેળવી ૨૧ દિવસ સુધી બબ્બે તોલા ખાવો. એમાં છોલેલાં કૌચાં ઉમેરવાથી ગુણ વધે છે.

૪-ખોરાક તરીકે કેળાં-કાચાં કેળાંની છાલ કાઢી નાખી તેનું ચૂર્ણ બનાવવું. તે ચૂર્ણ જલેબી, પૂરી અને શીરો બનાવવામાં ખપ લાગે છે. આ ચૂર્ણ દૂધમાં ઉકાળે તો આરારૂટની માફક દૂધને ઘાટું કરે છે. ખોરાક તરીકે બાળકને અપાય.

૫-ખાખરાનાં પાનની પતરાવલીમાં જમવાથી ફાયદો છે. કેટલાક હિંદુઓ ચોમાસાની ઋતુમાં પોતાનું ભોજન ખાસ પતરાવળીમાં લે છે.

શરદીવાળાં પકવાનો ખાખરાના પાન પર ખાવાથી અને ગરમીવાળાં પકવાનો કેળનાં પાતરાં પર ખાવાથી ફાયદો થાય છે.

ઊંચી જાતનાં ભોજન કેગના પાતરામાં ખાવાથી શરીરે નુકસાન પહોંચે છે. પતરાવલીમાં ભોજન ખાનારાઓ કેળનાં પાતરાં પર ભોજન લે તે સુધારો કહેવાય નહિ.

૬-છાશ-દૂધની છાશ બને છે. જેનો ઉપયોગ દેશી વૈદું બહુ વખાણે છે, હવે અંગ્રેજી વૈદું તેને વખાણવા લાગ્યું છે. છાશ પીવી એ ઘણી ઉમદા અને તંદુરસ્તીને ફાયદો આપનારી છે. ખોરાક પાચન કરે છે, ભૂખ લગાડે છે અને શરીરમાં ચરબી વધારે છે. એ પુષ્ટિકારક ખોરાક છે.

દૂધનું દહીં બને છે-દહીં બનતાં તેમાં લેક્ટિક એસિડ પેદા કરે એવાં જંતુઓ થાય છે અને તે જંતુઓ આંતરડાનાં બીજાં જંતુઓ જે ખોરાકને કોહવડાવે છે અને પેટમાં બગાડ કરે છે તે જંતુઓનો નાશ કરે છે અને આ ક્રિયાથી દહીં પાચનશક્તિ વધારે છે અને શરીરે ફાયદો કરે છે.

દહીં બનાવતાં દૂધને ઉકાળવું જોઈએ. તે દૂધમાં જરા દહીં નાખવાથી તાજા દૂધનું દહીં બને છે. તાજું અને મોળું દહીં વધારે ગુણ આપે છે, કારણ કે લેક્ટિક એસિડ પેદા કરનારાં જંતુઓ તે વખતે દહીંમાં ઘણાં હોય છે. પણ જેમ દહીં જૂનું અને ખાટું થાય તેમ તેનો ગુણ ઓછો થાય છે; કારણ કે લેક્ટિક એસિડ પેદા કરનારાં જંતુઓ ખટાશથી ઓછાં થઈ જાય છે.

આ મુજબ તાજા જ દહીંની બનાવેલી ચોખ્ખી છાશ ઘણી ઉપયોગી છે. સાધારણ વેચાતી છાશ દરદીને નુકસાન કરે છે, આ વાત જરૂર ધ્યાનમાં રાખવી.

લેક્ટિક એસિડ દવા તરીકે એકલો લેવાથી છાશના જેટલો ગુણ જણાતો નથી; કારણ કે લેક્ટિક એસિડ આંતરડામાં જાય તે અગાઉ તે શરીરમાં પચી

જાય છે અને નાશકારક જંતુઓ જે આંતરડામાં છે તેને મારવા માટે તે જગાએ પહોંચી શકતા નથી. દહીં અને છાશ પેટમાં ગયા પછી આંતરડામાં લેક્ટિક એસિડ બનાવે છે અને તે એસિડ ત્યાંનાં ખરાબ જંતુઓનો નાશ કરે છે. જ્યારે છાશ દવા તરીકે શરીરના સુધારા માટે લેવી પડે તે વખતે ગોસ અને ચરબીનો ખોરાક ન લેવો. પણ થોડા દિવસ હલકો ખોરાક લેવો. કેટલાક દરદીને છાશ પીવાથી કબજિયાત થાય છે; કારણ કે છાસમાં કેલ્સિયમ ફોસ્ફેટ આવે છે.

બચ્ચાંને દૂધ ન પચે તો દૂધ ઉકાળતી વખતે જાયફળનું અડધું ફાડચું સાથે ઉકાળવામાં લેવું. તે ફાડચું પાણીથી ધોઈ સાફ કરી મૂકવું. દર વેળા દૂધ ઉકાળતી વેળા તે ફાડચું વાપરવુ. ભેજાંને શાંતિ આપવાનો તેમ જ ઊંઘ લાવવાનો ગુણ જાયફળમાં છે.

૭-ચા રીતસર પીવામાં આવે તો તે ઘણો સારો ખોરાક છે. પાચનશક્તિ વધારે છે, શરીરે ગરમાવો લાવે છે અને થાક ઉતારે છે.

ચા બનાવવાની રીત-ચાને કોરા વાસણમાં નાખવી, ચિનાઈ કોઠીનું વાસણ હોય તે વધારે સારું. તેના ઉપર ઊકળેલું પાણી નાખવું. પાંચ મિનિટ રહેવા દઈ છૂંછો ગાળી નાખવો. પાણી ઘણું ઉકાળવું નહિ. પાણી ટાંકાનું કે વરસાદનું અથવા મીઠા કૂવાનું જોઈએ. ખારવાળું પાણી ચાનો સ્વાદ બગાડે છે.

ચાનાં પાંદડાં ગરમ પાણીમાં ઘણી વાર રહેવાથી ટેનિક એસિડ, કેફીન વગેરે ખેંચાઈ આવે છે. તે ભૂખ મારી નાખે છે, માથું તપાવી મૂકે છે, બુદ્ધિ ઓછી કરે છે, ખરુંખોટું પારખવાની અક્કલ ગુમ કરે છે.

ચાની ખાસિયત-ગરમી જોઈએ ત્યારે પીવામાં ફાયદો છે. આપણા દેશમાં ચા પીવી એ મોટાઈ ગણાય છે. જેમ વધુ વખત ચા પિવાય તેમ મોટાઈ સમજાય છે, તેમાં નુકસાન છે.

પીવામાં ચા ગરમ સ્વભાવની છે. જો ચા ઘણી ગરમ પડે તો ખાંડ, દૂધ, નાખી તેનો ગરમાવો ઓછો કરીને મોટાઈ દેખાડવા ચા પિવાય છે.

૮-ચાની ખાસિયત ગરમ છે. જ્યાં ગરમી જોઈતી હોય ત્યાં પીવામાં આવે તો તે વાજબી છે, પણ સખત તાપના દિવસમાં જ્યારે શરીર બળતું હોય ત્યારે ખરે બપોરે બે ત્રણ વાગે ચા પીવી એની મતલબ સમજાતી નથી. ચાની ટેવ અફીણની ટેવ જેવી છે. જો ચા મૂકી દેવા ઇચ્છતા હો તો તેને બદલે નીચે મુજબ પીવું.

દેશી ચા-તુલસી તથા ખીલીનાં પાંદડાં અને તજની ચા બનાવી પીવાથી ચિનાઈ ચાની ગરજ સારે છે.

૯-દરદીનો ખોરાક-જેમાં પાકાં એલચી સાથે છૂંદી રોટી સાથે ખવાય છે. ઘઉં કરતાં વધુ તત્ત્વ એમાં છે. ઘઉં કરતાં તે જલદી પચે છે. રોગી માટે તે ઉમદા અન્ન છે.

૧૦-ખોરાક-કેળાંને સકવી ભૂકો કરી મેલિન્સ ફૂડની માફક પાણી અથવા દૂધ સાથે ખવાય છે પુષ્ટિકારક છે બચ્ચાંને બહુ માફક છે

૧૧-પુષ્ટિકારક ખોરાક-અધકાચા કેળાંને ભૂજી તેનો આટો બનાવી દૂધ સાથે ઉકાળી ૭ દિવસ ખવડાવે તો શરીરે પુષ્ટિ આવે

૧૨-ખોરાક-ભૂરી જુવારનો પોક ખાવાથી શરીરે શક્તિ વધે

૧૩-સૌથી સારો પુષ્ટિકારક ખોરાક-ગાયનુ દૂધ ગરમ કરી તેમા ાા તોલો ઘી અને ાા તોલો સાકર નાખી રોજ બે વાર પીવુ

૧૪-દૂધ જલદી બગડે નહી-લાલ રગની બાટલીમાં દૂધ રાખે તો ઘણો વખત સારી હાલતમા રહે અથવા દૂધની બાટલી લાલ રગના કપડાથી વીટાળી રાખે તો ૧૦ કલાક સુધી દૂધ બગડે નહિ

૧૫-તાજુ દોહેલુ દૂધ પીવામા પુષ્ટિકારક અને જલદી પચે તેવુ હોય છે ઠડુ દૂધ ગરમ કરીને પીવુ એટલે ૧૨૫ ડિગ્રી જેટલુ અથવા પી શકાય એવુ ગરમ કરવુ

ઉકાળેલુ ૨૧૨ ડિગ્રીવાળુ દૂધ પીવામા ખોરાક તરીકે નબળુ છે, ગુણ ઓછો આપે છે

દૂધ ખુલ્લુ, ઉઘાડુ ન મુકાય એવુ કર્તવ્ય છે તેનુ કારણ એ છે કે જો ગરોળી દૂધમા પોતાની હગાર નાખે તો તે હગાર ઝેરી હોવાથી તે દૂધ પીનાર દુ ખી થાય વળી દૂધ ખુલ્લુ ન રાખવાનુ સગીન કારણ એ છે કે શરીર પરના કોહવાટને તેમ જ ગટરની ગદકી અને ખરાબ હવા ચૂસી લેવાની શક્તિ દૂધમા છે તેથી કોહવાટના તેમ જ ગટરના જીવજતુ દૂધમા ખેચાઈ આવે છે તેથી ઉઘાડુ રાખેલુ દૂધ પીવાથી પીનારને તાવ ચડી આવે છે અથવા બીજી કોઈ બીમારી લાગુ પડે છે

૧૬-શક્તિ વધે-બિજોરાનો મુરબ્બો ખાવાથી શક્તિ વધે શરબત બનાવી પીએ તેથી પણ શક્તિ વધે મુરબ્બો બનાવવાની રીત એક વાસણમા પાણી નાખવુ તે ઉપર કપડુ બાધવુ તે કપડા ઉપર છાલ કાઢેલા બિજોરાના કટકા મુકવા અને ચૂલે ચડાવવુ પાણીની વરાળથી બિજોરુ બફાશે તેને સાકરના શીરામા મેળવી મુરબ્બો બનાવવો શરબત બનાવવા માટે ઉપર મુજબ બિજોરાને બાફી પાણી સાથે વાટીને રસ કાઢવો, તેને સાકર સાથે મેળવી શરબત બનાવવુ

૧૭-બહેડાનો અથવા હરડેનો મુરબ્બો-હરડેને બૂડતા પાણીમા એક રાત ભીજવવી પોચી પડે એટલે તેને કાટાથી ચોળવી એ જ પાણીમા સાકરની ચાસણી બનાવી તેમા હરડે નાખવી અને અગારા ઉપર રાખવી આ મુરબ્બો જૂનો થાય તેમ તેમાં ગુણો વધે છે

૧૮-પુષ્ટિકારક-ઢોરને ગાજર કાચા ખવડાવવાથી અને માણસને ગાજરનો પાક કરી ખવડાવવાથી પુષ્ટિ વધે છે

૧૯–ગધેડીનું દૂધ ચાલુ પીવાથી–બુદ્ધિ બગડે અને ઓછી થાય.

ઘેટીનું દૂધ–હૃદય નબળું હોય તેવા દરદીને નુકસાન કરે.

૨૦-૨૧–દૂધ બચ્ચાં માટે–બચ્ચાંઓ માટે દૂધ ગરમ કરવાની રીત હાલમાં નીચે મુજબ ચાલે છે: સોળું પાણી વગરનું દૂધ પસંદ કરી તેને સારી પેઠે ઉકાળ્યા પછી બચ્ચાઓને પિવડાવવામાં આવે છે. દૂધ ઉકાળવામાં પાણી દૂધમાંથી ઓછું થાય છે એટલે તેમાં ચીકાશનું પ્રમાણ વધે છે. આવી રીતે ઉકાળેલું દૂધ નબળાં બચ્ચાંને પચી શકે નહિ અને ભારે પડે છે. માટે દેશી વૈદ્ય ભલામણ કરે છે કે બચ્ચા માટે દૂધ ગરમ કરો. તેમા વધુ પાણી નાખીને પાતળું કરો, અને ગરમ એટલું કરવું કે દૂધની અંદર ઉત્પન્ન થયેલાં છવડાં મરણ પામે. દેશી વૈદને આધારે જો બચ્ચાંઓને દૂધ પાવામાં આવે તો મેલીન્સફૂડ અને દૂધના ડબ્બાની જરૂર પડે નહિ.

દૂધ ઉકાળવાની રીત–૧ શેર દૂધમાં ૦ા શેર પાણી નાખી ધીમી આંચે ઉકાળી પાણી બાળવું. વાસણ ખુલ્લું રાખવું. વાસણ ચૂલા ઉપરથી ઉતાર્યા પછી થોડીવાર દૂધને હલાવવું.

દૂધ બચ્ચાંને ભારે પડે, પેટમાં ગાંઠ બંધાય, ઝાડા આવે, પચે નહિ તો દૂધ અને પાણી સમભાગે ઉકાળીને પાવું. તે પણ ભારે પડે તો ટેપીઓકાની અથવા આરારૂટની કાંજી પાણી જેવી પાતળી કરી લૂગડાએ ગાળીને પાવી.

દૂધ બચ્ચાંને ટકે નહિ તો લાઇમ વોટર એટલે ચૂનાનું નીતર્યું પાણી મેળવીને પાવું. ફાયદો ન જણાય તો ચૂનાનું પાણી પ્રમાણમાં વધારે લેવું અને એ ઉપાયને વળગીને રહેવું. બચ્ચાં માટે તાજા દૂધના જેવો બીજો સારો ખોરાક કોઈ નથી.

બચ્ચાંને દૂધ જરપત થતું ન હોય તો દૂધમાં ત્રીજે ભાગે પાણી નાખીને ગરમ કરવું. અંદર સુવાનું પાણી તથા ચૂનાનું પાણી નાખવું. સુવાનું પાણી અને ચૂનાનું પાણી ઘરમાં તાજું બનાવીને આપવામાં ઘણો ફાયદો થાય છે.

દૂધને ખાટું થતું અટકાવવાની રીત નીચે મુજબ છે: એક શેર દૂધમાં ૦ા તોલો સોડાબાઈ કાર્બ નાંખવો. એક શેર દૂધમાં સોડા બેનઝેએટ બે વાલ નાખવો, એક શેર દૂધમાં બે વાલ ટંકણખાર નાખવો. આ ઇલાજથી દૂધ ઘણો વખત પીવાલાયક રહી શકે.

૨૨–માતાના દૂધ જેવું બનાવટી દૂધ–જ્યારે ગાય ભેંસનું દૂધ બચ્ચાંને જરપત ન થાય તો દૂધ શેર ૦ાા, પાણી શેર ૦ા, સુગર ઑફ મિલ્ક ૦ાા તોલો મેળવી ગરમ કરી, ગાળીને પીવું.

પ્લાસમેન પાવડર–મલાઈ કાઢી લીધેલા દૂધને ઉકાળી જરા ઘાટું થાય એટલે ગરમ રેતી ઉપર મૂકીને બાળીને ભૂકો કરે તે.

૨૩–બનાવટી દૂધ–બદામ શેર ૦ાા લેવી. તેને ગરમ અથવા ઠંડા પાણીમાં

ભીંજની રાખીને છોતરાં કાઢવાં, તે બદામને છૂંદવી અને પાણી નાખતા જવું અને લુગડા વતી ગાળતા જવું. આ મુજબ બદામનું દૂધ શેર ચાર થાય ત્યાં સુધી છૂંદીને રસ કાઢવો. જેમ વધારે છૂંદાય તેમ દૂધ ઘાટું થાય. આ દૂધ ચાર કલાક પછી ખટાશ મારે. કડવી બદામ ન જોઈએ, તે નુકસાન કરે.

૨૪–દૂધ થાનમાંથી પિવાય તે ગુણ વધુ કરે છે સ્ત્રીનું દૂધ બહાર કાઢી બચ્ચાંને પિવડાવે તો ગુણ ઘણો ઓછો આપે.

નબળાં બાળકને બકરીનો આંચળ મોઢામાં આપી દૂધ પિવડાવે તો બહુ મોટો ફાયદો થાય.

૨૫–બચ્ચાંને શક્તિ આવે–એક તાજા ઈંડાની સફેદી, ચાલીસ ઘઉંભાર ખાંડ, અરધો શેર પાણી એની મેળવણી કરી તેમાથી બબ્બે તોલા પાણી દર બબ્બે કલાકે બચ્ચાંને આપવું.

૨૬–બાળકો શરીરે પુષ્ટ થાય–૦ા શેર કાળા તલ, બશેર ખજૂર મેળવી માવો બનાવી તેમાં ૦ા શેર આસન મેળવવું ને તેનાં વડાં બનાવી ઘીમાં તળીને એકથી બે રૂપિયાભાર રોજ ખવડાવવાં. એક માસ સુધી ખવડાવવાં. દસ વરસની અંદરના છોકરાંઓને ખવડાવવાં નહિ; કારણ કે ગરમ પડે.

૨૭–આસન અંગ્રેજી સેનેટોજન નામની દવાના સઘળા ગુણો ધરાવે છે.

બાળકને શક્તિ આવે અને તંદુરસ્ત થાય–૧ ચમચી આસનને દૂધમાં ઉકાળી બાળકને રોજ પાવું.

૨૮–*બાળકોને શક્તિ આવે–ખસખસને દૂધમાં વાટવી. બીજા દૂધમાં ઉકાળી* બાળકોને રોજ પાવ. ૩ મહિનાથી મોટાં બાળકને આ ઇલાજ કરવો. ૧ વાલથી વધુ ખસખસ બાળકની ઉંમરના પ્રમાણમાં લેવી.

૨૯–બાળક જલદી ઉધરે–કાંદો અને ગોળ મેળવી રોજ ખવડાવવો.

બાળકના શરીરે ગરમી આવે–ઝીણો કાપેલો કાંદો ડૂંટીએ બાંધવો.

૩૦–બાળકોને નજર ન લાગે તે માટે કેરખા દાણાની હારડી હાથે પહેરાવે.

૩૧–વજ્જરબુટ્ટીની માળા–અરીઠાનાં બીને ભીંજવી રાખવાં. તે નરમ થાય એટલે વચમાં કાણું પાડી તેની માળા બનાવવી. ઘોડાઓને તે બીની માળા શોભા માટે પહેરાવે અને નજર ન લાગે એવા હેતુથી પહેરાવે છે.

### ખોરાક નુકસાન કરે

૧–શરદઋતુમાં દહીંનો ખોરાક ખાય તો નુકસાન થાય.

૨-(ગરમીની ઋતુમાં દહીં સાકર સાથે ખવાય.) મીઠું ઘણું ખાવાથી પુરુષાર્થ કમી થાય. (મીઠું પેટનો વાયુ તોડે).

૩–કઠોળ ઘણું ખાવાથી પેટમાં દુખે. માંસમાં શક્તિ લાવવાનો જે ગુણ (નાઈટ્રોજન કઠોળમાં છે) તેના કરતાં વધારે ઘઉંમાં, વટાણામાં અને તુવરમાં છે.

૪–મધ ગરમ પાણીમાં પીએ તો નુકસાન થાય.

૫–નીચલી ચીજો સાથે દૂધ ન ખવાય: મગ, મૂળા, કોઈ પણ જાતનો ખાર અને તેલ.

## ખોરાક દવા તરીકે

ઔષધ એટલે એવી ચીજ, જે ખાધાથી દરદ સારું થાય પણ બીજું દરદ થાય નહિ તેને ઔષધ કહેવું. માથાના દુખાવા માટે એન્ટીફેબ્રીન આપે તો માથાનો દુખાવો તરત નરમ પડે, પણ શરીરમાં શરદી થાય, શરીર નબળું પડે, હાર્ટને ખરાબ અસર થાય માટે એને દવા સમજવી નહિ.

જે વસ્તુ ખાવાથી મક્કમપણે ધીરજથી ફાયદો થાય, દરદ નાસે અને બીજો વ્યાધિ કોઈ ઉત્પન્ન ન થાય તેને દવા કહેવી. નીચે મુજબના ખોરાકો કેટલાંક દરદને સારાં કરે છે અને દવા તરીકે ઉપયોગી જણાયેલાં છે.

દુઃખ અને દરદ એટલે ખોરાક લેવામાં બેદરકારી વાપરેલી અને એ પાપ કરેલું તે પાપની શિક્ષા છે.

દરદોને દૂર રાખવા માટે ખોરાક તાજો, થોડો, ચોખ્ખો અને સાદો જોઈએ. આ રીત સાચવી રાખવાથી દવા તરીકેનુ કામ ખોરાક કરે છે અને એવો ખોરાક દરદને અટકાવે છે. કેટલાંક દરદો કેટલાક ચોક્કસ ખોરાકથી દૂર થાય છે.

૧–કોઈ પણ ઝેરની અગન અને દાહ ઘી ખાવાથી નરમ પડે છે.

સાપના ઝેર માટે ઘી પીવું એ ઉત્તમ ઇલાજ છે.

૨–સંગ્રહણી અને ઝાડાનાં દરદો છાશથી સાફ થાય છે.

૩–જવની ચા અને કાંજી પેસાબ વધારે કરાવે.

૪–કળથી નામનું અનાજ ખાવાથી મૂત્રકૃચ્છ્રને ફાયદો થાય છે.

૫–અડદ વાતવ્યાધિમાં ફાયદો કરે અને શરીરનું માંસ વધારે છે. માંસ એટલે અડદ. માંસબલાદિ ક્વાથ તે અડદની બનાવટ છે.

૬–અગ્નિ મંદ પડેલ હોય ત્યારે મગનું ઓસામણ ખવડાવે છે.

૭–આંતરડામાં અગ્નિ વધારનારાં નીચે મુજબ છે:

છાશ, મગનું ઓસામણ, ભડકું, સારી રીતે પકાવેલા ચોખા, છાશ, છાશની કઢી અને બીજા હલકા ખોરાકો.

૮–ભસ્મકરોગ (ભૂખ ઘણી જ લાગે–ખા ખા કરે) તે માટે ઘી, ઘઉં અને કેળાં ઉપયોગી છે.

૯–સ્ત્રીઓનાં કેટલાંક ખાસ દરદોમાં જીરું સારું છે. જીરાપાક સ્ત્રીઓને ખાવામાં અપાય છે.

૧૦–પેટમાં વાયુ, હિસ્ટીરિયા, પેટમાં ગોળા માટે હિંગ સારી છે.

૧૧–લકવાથી મંદ પડેલી શક્તિ પાછી આવે–નવટાંક તુવેરની દાળને ૫ શેર પાણીમાં ઉકાળી, દાળ નરમ થયા પછી અધોળ બટેટા નાખી ઉકાળી,

પાણી સઘળુ બળી જવા આવે ત્યારે બટેટાને છોલવા દાળ સીજે એટલે પાણી સઘળુ બળી રહે ત્યારે દાળમા બટેટા નાખી ખૂબ ઘૂટે ઘૂટતા સોજુ ઘી અધોળ અથવા વધારે નાખી સારી પેઠે ઘૂટી રોજ દરદીને ખવડાવે

૧૨–શક્તિ આપનારો ખોરાક–તુલસીપાક તુળસીના બી ૦I શેર, મરી તોલો ૧, ભાગ તોલો ૦II, કેસર તોલો ૦I, એલચી તોલો ૧, બદામ મગજ શેર ૦I, માવો શેર ૦I, ચણાનો લોટ શેર ૦I, ઘી શેર ૧I, સાકર શેર ૧II ચણાના લોટને ઘીનુ મોણુ દેવુ અદર જરા દૂધ છાટવુ બાકી રહેલુ ઘી ગરમ કરી ચણાનો લોટ શેકવો લોટ અરધો શેકાયા પછી અદર નાખવો (છૂટો કરીને નાખવો) માવાનુ પાણી ચૂસાઈ જાય પછી બદામ છૂદેલી નાખવી તે શેકાયા પછી બાકીનો મસાલો નાખવો સાકરની ચાસણીમા કેસર નાખવુ પછી બધો મસાલો મેળવી તેના કકડા પાડવા

૧૩–દૂધ એ અચ્છો ખોરાક છે પણ પચે નહિ તો સરખે વજને પાણી નાખવુ અદર પીપર નાખવી ઉકાળીને પાણીનો ભાગ બાળી નાખીને થોડુ થોડુ પાવુ અથવા અરધા કલાકે પીવુ

૧૪–ખોરાકને જેમ બને તેમ વધુ પકાવવાથી પોષણના તત્ત્વ ઓછા થાય ઘીને ઉકાળવાથી પોષણ તત્ત્વ ઓછુ થાય ઘીમા કાદો વઘારીને ચોખ્ખા રાધો તેના કરતા ચોખા રાધીને ઉપરથી ઘી નાખી બાફણુ લાવો તે વધારે પુષ્ટિકારક છે અને પચે છે

૧૫–મગફળીમા માસ કરતા વધારે પુષ્ટિ છે

૧૬–કાદાનો મુરબ્બો પુષ્ટિકારક છે

૧૭–અજીરને મધમા બોળી આખી રાત ઠારમા રાખી સવારે ખાય તો બહુ પુષ્ટિ આવે

૧૮–તરબૂચ અને ખરબૂચ ગુરદાના દરદીને ફાયદો આપે

૧૯–આમળાનો મુરબ્બો વીર્યસુધારક છે દરેક ઘરમા વપરાવો જોઈએ ખોરાક ચાવી ચાવીને ખાવાથી સ્વાદ વધારે લાગે ઓછો ખોરાક પેટમા લેવાની ટેવ રાખવાથી પુષ્ટિ આવે, ઉમર વધે ઝાડો વાસ વગરનો થોડો આવે, ખોરાકના તત્ત્વ પુષ્ટિ આપવામા વપરાય બાકી ખોરાકનો થોડો છૂછો જ બહાર આવે

## પાઠું–ગાંઠ–ગૂમડા–કાખબલાઈની રેઝ

૧–કરજ, નગોડના પાન અને અરીઠાનો રસ વર્મમા ભરવો કાથો અને શખજીરૂની ભૂકી દાબવી

૨–હિંગળો અને કાથો સમભાગે મેળવી મૂકવો

૩–ઓદારમા ઘી મેળવીને લગાડવુ

૪–ગળી અને સાદો મલમ લગાડવો

૫-કળીચૂનાના નીતર્યા પાણીનાં પોતાં મૂકવાં.

૬-લીમડાનાં પાનની રાખ સરસિયા તેલ સાથે લગાડે.

૭-કાથો અને બોદાર સો વાર ધોયેલા ઘીમાં મિશ્ર કરી લગાડે.

૮-પાકેલી ગાંડમાં જીવડાં પડે તો તે ઉપર ખાંડ ભભરાવવી. ખાંડ ખાવા માટે કીડા ઉપર તરી આવે ત્યારે કપૂરનો ભૂકો મૂકવાથી કીડા મરી જાય.

૯-ગાંઠ પાકવામાં અને ફોડવામાં કાંદાની પોટીસ ઘણી સારી છે. તેની સાથે લીમડાનાં પાન, શેતૂરનાં પાન તથા સિંધવ મેળવે છે.

૧૦-પોટીસ-કાંદાને બાફી, પછી જરા ઘી અને હળદર નાખી ફરી ગરમ કરવું અને તેની પોટીસ કરી ગડગૂમડા ઉપર મૂકવાથી તેઓને પકવે છે.

૧૧-ગૂમડાં-કાચી કેરીની ગોટલી પાણીમાં ઘસીને ગરમ કરીને કાચાં ગૂમડાં ઉપર લગાડે તો ગૂમડાં ચીમળાઈ જાય છે.

૧૨-ગાંઠ પ્લેગની પાકે-જાયફળ, જાવંત્રી મેળવીને પાણી સાથે ગરમ કરીને ગાંઠ ઉપર મૂકી રૂ દાબી તે ઉપર કાળા પથ્થરનો અથવા કાંદાનો શેક કરવો.

૧૩-કબૂતરની ચરક ગરમ બહુ છે-ગૂમડાં વગેરે પકવવા માટે લેપડી તરીકે વપરાય છે.

૧૪-બદ, કાખબલાઈ, બાંબલાઈ-તુલસીનાં પાન દિવેલાની કૂંપળમાં વાટીને ગરમ પોટીસ મૂકે તો બદ તથા બામલી પીગળી જાય.

૧૫-સિંદૂર શેર એક, મીઠું તેલ સવા શેર, ધીમી આંચે ઉકાળવું. વાસણ મોટું રાખવું, કારણ કે તેલ ઉભરાય છે. ઉકાળતાં હલાવ્યા કરવું. રંગ કાળો થાય ત્યારે તે મલમનાં બે ચાર ટીપાં ઠંડા પાણીમાં નાખવાં. મલમ જો પાતળો જણાય તો વધુ ઉકાળવું. મલમ ઘણો ઘટ્ટ થઈ ગયો હોય તો બીજું તેલ નાખવું. ચૂલા પરથી ઉતારી બે તોલા મીણ નાખવું. વધારે ઠંડું પડે પછી કપૂર બે તોલા નાખવું.

આ મલમની પટ્ટી ગાંઠ અને દરદ પકવવામાં અને રુઝાવવામાં વપરાય છે.

૧૬-ગાંઠો વેરાઈ જાય-કુમારીઆ( કુંવાડિયા )નાં બીને થોડીવાર થોરના રસમાં રાખવાં. તે બી નરમ થાય કે ગોમૂત્રમાં વાટી લેપ કરવો.

૧૭-ગુલબાસનાં પાંદડાંની પોટીસ દરદને પકવે.

૧૮-બદ માટે-ચૂનો અને ઈંડાંની સફેદીનો લેપ કરવો.

૧૯-બદ માટે-કેળની જડ માણસના પેસાબમાં ગરમ કરી બાંધવી.

૨૦-બદ પર બાંધવું-કુંવારના એક પાડાને ચીરી અંદર રસવંતી તથા હળદર ભભરાવી. જરા ગરમ કરી બાંધવાથી બદ અથવા ગાંઠ પીગળે અને ઘણા દિવસની હોય તો પાકે.

૨૧-તીવર( પીટીટના તાવનાં પાતરાં )નાં પાનની લેપડી મૂકે તો ગાંઠ બેસી જાય.

૨૨–ગાંઠ, કંઠમાળ, ગર ઓગળવા માટે–ઇસપનનાં પાનનો લેપ ૩ દિવસ રોજ એકેકવાર મૂકે.

૨૩–ગાંઠ પાકે–ધંતૂરાનાં પાન ગોળ સાથે મેળવી તેની લેપડી મૂકે.

૨૪–હળદરની રાખ અને ચૂનો મેળવી ગાંઠ પર લગાડે તો ગાંઠ ફૂટે. નસ્તર મારે તેમ કોચાય.

૨૫–મરી...કંદનું મૂળ ગરમ છે પણ તેની અગન બળતી નથી. પાણીમાં ઘસી ચોપડે તો ગાંઠ બેસે અથવા પાકે.

૨૬–કાળિયા સરસનાં પાન છૂંદી ગરમ કરી બબ્બે કલાકે બાંધે તો ગાંઠ પાકીને ઉપર આવે, અંદર બેસવા દે નહીં.

૨૭–ગૂમડાં શરીરે ઘણાં થાય ત્યારે શરીર પર ગરમ પાણીનો બાફ લેવો.

૨૮–પથ્થરફોડીનાં પાનની લુગદી મૂકે તો વાઢકાપ કરવાની જરૂર ન રહે.

૨૯–અળુખરાંનો કંદ (અળવીની ગાંઠો) અને કાંદાની પોટીસ મૂકે તો ગાંઠ બેસે.

૩૦–પ્લેગની ગાંઠ અને ગૂમડાં પકાવવા આસંધનું મૂળ પાણીમાં ઘસી લગાડે.

૩૧–તલવણી–હુર હુર–કાનફોડી પીળાં અને ધોળાં ફૂલવાળો છોડ છે. એના પંચાંગની લેપડી બનાવે. પ્લેગની ગાંઠ જે બાજુ હોય તેની સામેની બાજુના હાથની નાડીવાળી જગા ઉપર મૂકે. નાડીના ઉપર મૂકે નહિ, પણ નાડી દોડતી જણાતી હોય તેની પછાડી મૂકે. નાડીની જગા ખુલી રાખી તેની પછાડી લેપડી મૂકે.

૩૨–લીમડાનાં પાન ૫ તોલા વાટીને ૫ તોલા તેલમાં ઉકાળે, પાણી બળી રહે પછી ૨ા તોલા મીણ નાખી મલમ બનાવી લગાડે તો ઘારું રૂઝે.

૩૩–ગડગૂમડાં પકવવાનો મલમ–સિંદૂર ૦। શેર, મીણ ૧ શેર, દિવેલ ૧ શેર, બિજોરાં ૦।। શેર ઉકાળી મલમ બનાવી પટ્ટી ગાંઠ પર મૂકે.

૩૪–ગડગૂમડાં માટે અડાયાંની રાખ ૧ તોલો અને પાણી ૦। શેર મેળવે. નીતર્યું પાણી ૨ તોલા દવા તરીકે રોજ ૩ વાર પીએ.

૩૫–કેળાંનો ગર અને ગૂગળ સમભાગે મેળવી લગાડે તો ગાંઠ પાકે અથવા બેસી જાય.

## ગરમી શરીરમાં વધે

કાંદો શરીરે ઘસવાથી ગરમી આવે છે.

એક કાચો કાંદો ખાવાથી શરીરે ગરમી આવે છે.

અંબર અથવા કસ્તૂરી ખાવાથી મરવા પડેલા દરદીને શરીરે ગરમી અને હોંશિયારી આવે.

## છાતીએ કફ-ગળફા

### છાતી પર કફ બંધાય, ગળફા પડે, માથામાંથી કફ નીકળી ગળે ઊતરે તે માટે

૧-મીઠાશ અને ખટાશ ખાવાં નહીં.

૨-અઘેડાનો ક્ષાર વાલ ૨ અને અરડૂસીનાં પાનના રસની ગોળી બનાવી ચૂસવી.

૩-પીપરનું ચૂર્ણ બે વાલ મધ સાથે રોજ ૩ વાર ખાવું.

૪-તુલસીનો રસ ૨ તોલા મધમાં પીવો.

૫-જવખાર વાલ ૨ મધ સાથે રોજ ૩ વાર ખાવો. ભોરીંગણીનો ઉકાળો પીવો.

૬-દાંડલીઆ થોરની રાખ વાલ ૧ અરડૂસીનાં પાનના રસમાં ત્રણ વાર પાવી.

૭-આદુંનો રસ ૧ તોલો મધમાં પીવો.

૮-નવસાર અને ફટકડી એકેક વાલ પાણી સાથે લેવી.

૯-કાકડાસીંગનું ચૂર્ણ વાલ ૨ મધ સાથે લેવું.

૧૦-જંગલી પ્યાજનું ચૂર્ણ ૨ વાલ મધમાં લેવું.

૧૧-ખેરસાલ અથવા કાથો ૧ વાલ, બહેડાં ૬ વાલ મધ સાથે લેવાં.

૧૨-વાંસકપૂર ૪ વાલ, પીપર વાલ ૧ મધ સાથે લેવાં.

૧૩-લોબાનનાં ફૂલ ૪ ભાગ, કપૂર ૧ ભાગ, અફીણ ાા ભાગ, નવસાર ૨ ભાગ, મધ સાથે ૧ વાલની ગોળી બનાવી ખાવી.

૧૪-કપૂરકાચલી (કપૂર હળદર) ખાવામાં લેવાથી કફ બહાર નીકળે.

૧૫-કફ પીગળે-બહેડાંની છાલનું ચૂર્ણ ા તોલો મધમાં ૪ વાર ખાવું.

૧૬-નવસાર બે વાલ પાણી સાથે રોજ ૩ વાર ખવડાવે.

૧૭-લોબાનનાં ફૂલ ૧ વાલ નેવલી પાન સાથે ખાય.

૧૮-ગોળ અને આદું ખાવામાં લેવાથી કફ શાંત થાય.

૧૯-ચૂલામાંની અડાયાંની રાખ ૧ તોલો પાશેર પાણીમાં નાખી, એનું નિતર્યું પાણી રોજ ત્રણ વાર પીવું.

૨૦-છાતી પર બંધાયેલો કફ છૂટે: વજ-ઘોડાવજ (Sweet Flagroot) શરૂઆતમાં ૨ થી ૩ વાલ ચૂર્ણ ખાય. પછી બબ્બે કલાકે ૩ થી ૪ વાલ આપે તો કફ છૂટો થાય. ૧૦ વાલ આપે તો ઓકારી આવે.

૨૧-રાતે સૂતી વેળા ગળાને દિવેલ મસળે.

૨૨-કડવા તૂરિયાનું મગજ ૧ વાલ ખાય.

૨૩-આદું અને હળદરનો રસ અને મીઠું સાથે લઈ મધમાં ચાટે.

૨૪-કફ, જમા થયેલો છૂટે-નવસાર પાનમાં ખાય.

## ગડ-ગાંઠ-ગૂમડાં

૧-ગડ-ગાંઠ-પકવે-લીમડાંનાં પાંનની પોટીસ કરે તો ગડ-ગાંઠ પાકે.

૨-ગાંઠ-રીંગણાની પોટીસ ગાંઠ પકવે છે.

૩-ગડ-ગાંઠ જલદી પાકે, કાચા વેંગણાની પાણી સાથે ચટણી બનાવે, તે ચટણી એક વાટકામાં મૂકી અંગાર પર રાખે, ઉપર બીજો વાટકો મૂકે અને વરાળ બહાર જવા ન દે. તે ચટણી ગરમ ગરમ ગાંઠ પર બાંધે. ૧ કલાકમાં ગાંઠ પાકે.

૪-ગૂમડામાંથી પરૂ કાઢવા માટે-એરંડિયાનાં મીંજની પોટીસ મૂકવી.

૫-ગૂમડાં થાય તે માટે-સૂંઠ, કેરીની ગોટલી અને સુખડ પાણીમાં ઘસી ગૂમડાં પર ભીના-સુકું લગાડ્યા કરે.

૬-ગૂમડાં-શરીર ઉપર ગડગૂમડાં થયા કરે તો નીચે મુજબ દવામાંથી એકેક ચમચી દવા ત્રણ ત્રણ કલાકે પીવીઃ મીઠું ૧॥ ડ્રામ પાણી ૪ ઔંસ મેળવીને દવા બનાવવી.

૭-ગૂમડાં અને ગાંઠ પકવવા માટે મેથીને વાટી જરા નિમક સાથે પાણીમાં પોટીસ કરી બાંધે તો પાકે.

૮-ગાંઠ પેટની ખસે-ગાંઠ બેસેઃ આકડાના દૂધમાં કાથો અને રેવંચીનો શીરો ઘસી લગાડવો.

## ગમગીની-દિલગીરી માટે-જીવ ખુશીમાં રહે

૧-ગમગીની દૂર થાય-કોઈ માણસ કોઈ ચોક્કસ બાબત અથવા આફત ઉપર વિચાર કર્યા કરે અને દિલમાંથી તે વિચાર કાઢે નહીં તેવા માણસને નીચલી દવા પાવી.

જૂનું વાસ મારતું દિવેલ ૦॥ તોલો, ગુલાબનું મીઠું ૦॥ તોલો, પાણી ૨ તોલા, આ ત્રણ ચીજો મેળવીને પાવી. એના ઓડકારમાં એની વાસ નીકળ્યા કરશે કે જેથી તે વાસ જ તેને યાદ આવશે અને આખો વખત મન ઉપર અસર કરશે તેથી પેલી અસલ આફત તદ્દન ભૂલી જવાશે; કારણ કે નાના પ્રકારનાં દુઃખો મોટાં દુઃખો આવવાથી ભૂલી જવાય છે.

૨-હિસ્ટીરિયા અને તેની સાથેની ગમગીની દૂર કરવા હિંગ વાપરવામાં આવે છે.

૩-ગમગીની તથા ઉદાસી માટે-ગમગીની, ઉદાસી ઉત્પન્ન કરનારાં જીવ-જંતુઓ આંતરડામાં થાય છે, તે છાશથી નીકળી જાય છે અને ઉદાસી દૂર થાય છે; માટે છાશ પીવામાં બહુ સેવી.

૪-મનની ઉદાસી (દિલગીરી) દૂર થાય-અરડૂસા અને બ્રાહ્મીનાં પાંદડાં અને પીપર સમભાગે મેળવી તેની ફાકી ૦થી અર્ધો તોલો, સવારસાંજ પાણી સાથે લેવી.

૫-તમક તેજની ગોળી ખાવી. એની બનાવટ માટે જુઓ 'ઊંઘ આવે.'

## પાઠું-ગાંઠ ફોડવા માટે

૧-કબૂતરની અઘારનો લેપ મૂકવો.

૨-હળદરની બાળેલી ભસ્મ અને હળદરની ભૂકી મેળવી લેપ કરવા.

૩-બકરીની લીંડીનો લેપ કરવો.

૪-ગાંઠ ફોડવા, પરુ કાઢવા લીમડાનાં પાન, તલ અને મધની પોટીસ બાંધવી.

૫-સરપંખાને મધ સાથે પોટીસ બનાવી મૂકવી અથવા તલ વાટી લેપ કરવો.

## પેટમાં ગુલ્મવાયુ-ગોળો-ગાંઠ

૧-પેટનો ગોળો, પેટમાં ગાંઠ, ગુલ્મ વાયુ મટે-ટંકણખાર અને જવખારનું ગોળ સાથે સેવન કરે તો જરૂર ફાયદો થાય.

૨-ગુલ્મવાયુ-ગોળો પેટમાં દોડતો ફરે તે માટે થુવર કંટારીઆનાં સૂકાં પાન શેર ૧, હળદર શેર ૦ા, રાઈ દળેલી શેર ૦ા, સિંધવ શેર ૦ા એનો આચાર બનાવી ખાવામાં લે છે.

## ગોળીમાં પાણી ભરાય

તે માટે નીચલો ઉપાય સગવડ ભરેલો છે.

ખુરાસાની અજમાને વાટી તેની લેપડી ગોળી ઉપર લગાડવી. પછી બકામ (મોટો લીમરો)નાં પાંદડાંને વાટી તેની લેપડી તંબાકુનાં લીલાં પાંદડાં ઉપર-લગાડવી. તેને ગોળી ઉપર રાતે સૂતી વેળા બાંધવી. એનાથી ગોળીમાંનું પાણી ઝરી જશે; એમ ચાર પાંચ દિવસ કરવું. લીલી તંબાકુ અગન કરતી નથી, લીલી ન મળે તો પછી સૂકી તંબાકુનાં પાંદડાંને પાણીમાં ભીંજવી રાખી નરમ થયેથી તે વાપરવાં. જરા અગન બળવાનો સંભવ છે. આ ઉપરથી જો ગોળીમાં પાણી હશે તો તે બધું ઝરી જશે, પણ કોઈવાર કોઈક દરદીને એ પાણી. પાછું ભરાય છે.

ગોળી મોટી થાય તે માટે-વેંગણું કાપી તેમાં ૨ માસા હિંગળો મૂકી બાફવું. તેનો ગર લીલા તંબાકુના પાન પર લગાડે અને ગોળી પર બાંધે. લીલી તંબાકુ ન મળે તો સૂકા પાનને પાણીમાં ભીંજવી રાખી નરમ બનાવી વાપરવું.

ગોળીનો સોજો-બાફેલાં વેંગણને ગોળી પર બાંધવાથી ફાયદો થાય છે.

૧-ગોળીમાં પાણી (હાઈડ્રોસીલ) માટે-ખાવામાં કાચકાનો ભૂકો વપરાય છે અને દિવેલાનાં પાતરાં ઉપર એ ભૂકો લગાડી ગોળીએ બાંધે છે.

૨-ગોળીમાં પાણી ઊતરે તે વેળા કાચકાના ભૂકાનો દિવેલ સાથે લેપ કરી દિવેલનાં પાન ઉપર મૂકી તે પાંદડાં ગોળી ઉપર બંધાય છે.

૩-ગોળીએ સોજો હોય તો કાચકીનાં પાંતરાં છૂંદી, તેમાં દિવેલ નાખી

ગરમ કરી ગોળીએ લેપ કરવો.

૪-દિવેલનો જુલાબ આદુંના રસમાં બબ્બે દિવસે લેતા રહેવું.

૫-ત્રિફળાના ઉકાળામાં ગોમૂત્ર અથવા ગુગળ નાખી પીવું.

૬-આવળનાં પાનનું વરાળિયું રોજ બે વાર બાંધ્યા કરવું.

૭-ગોળીમાંનું પાણી નીકળે-આબ્બાનાં બી જે ચાપડા લાખના રંગના અને તે આકારના થાય છે, તેને પાણી સાથે ઘસી લેપ બનાવી ગોળીએ લગાડવો. ગોળીનું પાણી ઝડપી નીકળી જાય છે રાત્રે સૂતી વેળા લગાડવું. બિછાનું ખરાબ ન થાય તેની સંભાળ લેવી.

૮-ગોળીમાં પાણી હોય ત્યારે ગોળી ચકચકે, દાબો તો ઉપર ચઢે નહિ. ત્યારે નીચે મુજબ લેપ લગાબ્યા કરવો-જવનો આટો, મોથ અને ગાયનું છાણ ગોળી પર ચોપડવું.

ગોળી સંકોચાય-દાડમડીની છાલ ૦। શેર, તેલ ૧ શેર ઉકાળીને લેપ કરી કચ્છો બાંધે.

ગોળીમાં પાણી હોય તે જળોદરના પાણી માફક હાલતું હોય. દરદીને અંધારી ઓરડીમાં રાખી તેના અંડકોશની એક બાજુએ બત્તી રાખવાથી બીજી બાજુથી જુએ તો પાણી દેખાય.

નીચલી દવામાંની ૧ દવા ઘણો લાંબો વખત લગાડવી:

ટીંકચર આયોડાઈન.

પારાનો માખણિયા મલમ.

રેડ આયોડાઈન મરક્યુરીનો નરમ ( પોચો ) કરેલો મલમ. બળતરા બળે નહીં, ફોલ્લીઓ ઊઠે નહિ. તેમ જરા જરા લગાડવો.

સરડા જાનવરનો બંધ વાસણમાં બનાવેલો કોયલો, પાણી સાથે ગોળી પર લગાડે. ગોળીમાં પાણી તથા ચરબી હોય તે દૂર થાય.

શહેરી લોબાન લીલી હળદરના રસ સાથે લગાડે.

## ગોળીએ સોજો-ગોળી મોટી થાય-વધરાવળ-ગોળીમાં હવા હોય-ગોળી વાથી વધે-અંડ-વૃદ્ધિ-ગોળીમાં અવાજ થાય

૧-ગોળી ઉપરનો સોજો મટ-લીલા ધાણાના રસમાં ગુલેઅરમાની અને રતાંજળી મેળવી લગાડવું અથવા કપાસના તથા દિવેલના મીંજને કોથમીરના રસમાં લગાડવા.

૨-ગોળી વાએ વધે અને મોટી થાય ત્યારે ૦ાા શેર કાંદાને ખમણો અને તેને ૦। શેર ઘીમાં તળી, સોડમ બહાર નીકળે ત્યારે ઉતારી લેવું. એની પોટલી કરી ગોળીએ બાંધી આઠ પહોર એટલે સવારથી બીજી સવાર સુધી બાંધી રાખે.

બીજે પાટા તરત બાંધે. એ મુજબ ત્રણ દિન કરે તો ગોળી નાની થાય.

૩–કસાઈ છોડનાં મૂળિયાં છૂંદી ગાયના મૂત્રમાં ગરમ કરી ગોળી પર મૂકવાં. (આ ઝાડ ઉપર મોતીના જેવાં ફળ થાય છે.)

૪–કાચબો બાળી તેની ખાક કરવી. પછી તેની સાથે દિવેલ અને સિંધવ-ખાર સમભાગ મેળવી ગોળી પર લેપ કરવો. જૂનું દરદ દફે થાય છે.

૫–અંડવૃદ્ધિ-ઇંદ્રવરણીનાં મૂળનું ચૂર્ણ ૦ા તોલો, એરંડિયું ૨ તોલા, ગાયનું દૂધ ૪ તોલા–આટલું ફક્ત ૩ દિવસ ખાય તો ફાયદો થાય. જો ૨૦ દિન ખાય તો જિંદગીમાં આ વ્યાધિ પાછો થશે નહીં.

૬–નગોડનું વરાળિયું સૂજેલી ગોળી ઉપર બાંધે છે. એ પાતરાને પાણીમાં ઉકાળી તે પાણીથી સંધિવાવાળા ભાગને શેક કરે.

૭–અજમો છૂંદી બ્રાંડી સાથે મેળવીને ગોળી પર મૂકવામાં આવે છે.

૮–ધંતૂરાનાં પાનની ઠંડી લેપડી મૂક્યા કરવી.

૯–આબ્બાનાં પાનનો રસ લગાડે.

૧૦–આકડાના કુમળાં પાન ૨ (એટલે ૨ પાન સાથે જ વળગેલાં હોય તેવાં નાનાં પાન), ચેવલી પાન ૩ તે ઉપર કાથો, ચૂનો, સોપારી, રીતસરની મૂકી, બીડી બનાવી રોજ ૧ બીડી ત્રણ દિવસ ખાવી. ગરમ જણાય તો ઘી ખાવું.

૧૧–ગોળી ઉપર જલદ દારૂ ચોપડી તે ઉપર ફટકડીનું (બિંદુ) કરી ચૂર્ણ છાંટવું. ઉપર અજમો ભભરાવવો અને તે ઉપર તમાકુનું લીલું પાન મૂકી કાછોટા બાંધવો. પેશાબની નળી છૂટી ખુલ્લી રાખવી. તમાકુનું પાન લીલું ન મળે તો સૂકું પાન પાણીમાં ભીંજવી રાખી નરમ કરીને લેવું.

૧૨–આંતરડું ઊતર્યું હોય તે જગા ઉપર નવસાર ૧ વીસ તોલા પાણીમાં મેળવી તેનાં પોતાં મૂકવાં.

૧૩–ગોળીમાં હવા હોય, ગોળીમાં મવાદ હોય તે માટે જીરાપાક ચાલુ ખાવામાં લેવો.

૧૪–ગોળો ચડે-ઊતરે અથવા ઘુરઘુર અવાજ કરે તે માટે આમલસારો અજમો, નીચલી ૧૨ ચીજોના રસમાં ત્રણ-ત્રણ પુટ આપેલો ખાવામાં લેવો:

(૧) નાની વાછરડીના મૂત્રમાં, (૨) શેરડીના રસમાં, (૩) આદુંના રસમાં, (૪) કુંવારના દીબના રસમાં, (૫) કડવા સેકટાના મૂળના રસમાં, (૬) બોડીકલારના રસમાં, (૭) પીળવંતના પાતરાંના રસમાં, (૮) ગળોના રસમાં, (૯) મરજાદના રસમાં, (૧૦) ભોંયપાતરીના રસમાં, (૧૧) ભોંય-રીંગણીના રસમાં, (૧૨) શરપંખાના રસમાં. આવી રીતે પકાવેલા અજમાની ફાકી ૦ા તોલો રોજ લેવી (અંગ્રેજી વૈદામાં જંતર પહેરવા તથા વાઢકાપ કરવા સિવાય બીજો ઇલાજ નથી.)

૧૫–સોનાગેરુ, એળિયો, સાણુ, જૂની પૂરાણી ઈંટ સમભાગે ચૂર્ણ કરી લેપ લગાવ્યા કરવો.

૧૬–ગોળી ઘણી મોટી થાય તો ગોળી ઉપર ઠંડા પાણીની ધાર ૧૦ મિનિટ સુધી નાખવી. દિવસમાં પાંચ વખત નાખવી ખોરાકમાં ખીચડી, દાળભાત ખાવાં, ખોરાક અધૂરે પેટે ખાવો; બહુ દાબીને લેવો નહી. આ ઇલાજ ૯ દિવસ ચાલુ રાખવો. ઠંડા પાણીને બદલે પીવામાં ગરમ પાણી વાપરો તો તેથી પણ ફાયદો થશે.

૧૭–ગોળી મોટી થાય તો સિંધવ ના તોલો ગાયના ઘી સાથે સાત દિન ખાવું.

૧૮–આકડાનું મૂળિયું દારૂમાં ઘસી ગોળી પર લગાડે અને કાછોટો બાંધે અથવા આકડાના પાન પર દિવેલ લગાડી ગોળી પર બાંધે

૧૯–ગોળી મોટી થાય યા સોજો આવે ત્યારે ધંતૂરાના પાંદડાં છૂંદીને તેની લેપડી બાંધવામાં આવે છે અને ખાવામાં પાદડાનો ભૂકો ૨ ગ્રેઈન અપાય છે.

૨૦–ભાગરાનો રસ બે ભાગ, મીઠું એક ભાગ મેળવી લેપ કરે.

૨૧–૧ શેર પાણીને ત્રાંબાના વાસણમાં ઉકાળી ના શેર રાખે આ ના શેર પાણીમાં ૧ા તોલો તાવેલું ઘી નાખી ૧૫ દિવસ સુધી રોજ સવારે પીવુ.

૨૨–ચૂનાની ફાંક ૧ તોલો, તપકીર ૧ તોલો પાણી સાથે મેળવી ગોળી ઉપર લેપ કરવો. બોકારી થાય, ચક્કર આવે તો કાઢો સૂધવો અને ખાવો. આ ઇલાજ જેને સદે તેણે ચાલુ રાખવો.

૨૩–વધરાવળ–બાળકને અથવા મોટા માણસની ગોળી મોટી થાય તે માટે દિવેલ અને દૂધ રોજ ખવડાવવુ તેથી ઘણો જ ફાયદો થાય છે. ઝાડો આવે એટલું જ દિવેલ ( ના અથવા ના તોલો ) રોજ લેવું.

૨૪–ગોળીમાં મવાદ હોય તે ઉપર પારાનો મલમ માખણ સાથે મેળવી મસળવો અથવા પારાના સૂકા મલમની પટ્ટી મારવાથી મવાદ વીખરાઈ જાય છે.

૨૫–ગોળી મોટી થાય તો–માયુંફળ અને અશ્વગંધા પાણીમાં પીસીને ગરમ ગરમ લગાડવું.

૨૬–મોટી થયેલી ગોળી અથવા બીજા સોજા ઉપર મીઠાનો શેક કરે તો સોજો નરમ પડે

૨૭–ગોળી નાની થાય–આકડાનુ મૂળિયું દારૂમાં ઘસી ગોળી પર લગાડે અને કાછોટો બાંધે અથવા આકડાના પાન પર દિવેલ લગાડી ગોળી પર બાંધે.

ગોળી મોટી હોય તે માટે–ના તોલો આમળાનું મૂળ દિવેલમાં ઘસી દૂધ સાથે ખવડાવવું.

૨૯–ગોળીએ સોજો ચડે તો આમળાના પાનનો રસ લગાડે.

૩૦–ગોળી પર સોજો હોય તો બકરીની લીંડી બકરીના મૂત્રમાં મેળવી

ગરમ કરીને ગોળી પર લગાડે

૩૧-ઘોઘરા નામનો કદ (જે નવસારી બાજુ થાય છે) તેને રોજ પાણીમા ઘસી લગાડે

૩૨-અરણીનુ વરાળિયુ બાધે

૩૩-અડવૃદ્ધિનુ ભયકર દરદ નાબૂદ થાય-કરચલાંને અથવા કાચડા (કાચબો-Crab (ક્રેબ)ને બાળી તેની રાખ કરી સિધાલુણ સાથે લગાડે અદર તેલ મેળવે અતરગળ જેવુ દરદ ૧૦ દિવસમા બેસી જાય એ આશ્ચર્યની વાત છે.

૩૪-ગોળીમા ચરબી અથવા પાણી માટે-નાઈકદ નામનો એક જાતનો વેલાનો કદ છે એના પાન ઘિલોડીના વેલાના પાનને મળતા છે ઘિલોડીના પાન કડવા નથી નાઈકદના પાન કડવા છે

નાઇકદના ફૂલ મરચા જેવા છે તે પાકે ત્યારે મરચા માફક લાલ થાય છે, પણ તેમા તીખાશ નથી પણ કડવાશ છે આ કદનુ ફળ મરચાના આકારને બરાબર મળતુ છે તેના બી પણ એકસરખા છે આ કદ ચરબી તાવવામા ઘણા ઉપયોગી છે પાણીમા ઘસી ત્રણ દિવસ ચોપડવાથી આરામ થાય છે ગોળીએ ચરબી અથવા પાણી હોય તે કમી થાય છે

૩૫-ગૂગળ, એળિયો, શિલારસનો લેપ મારવો

૩૬-ગધબિરોજા અને સિદૂર ખૂબ મેળવવાથી મલમ બને, તેની પટ્ટી મારવી વાળ સાફ કરી પટ્ટી મારવી પટ્ટી કાઢવી હોય ત્યારે ગરમ પાણી ઉપર રેડવુ

૩૭-એરડિયા તેલમા એરડિયાના પાનનો રસ સમભાગે મેળવી ઉકાળે. તેનુ તેલ ગોળીએ મસળે, ગરમ પાણીથી શેક કરે

૩૮-હાથલા થુવરના કાટા કાઢી તેને ચીરી અદર મીઠુ ભરે. કપડછાણુ કરે, ભેભટમા ભૂજે, ઉપરથી કપડછાણુ કાઢી ગોળી પર બાધે

૩૯-એરડિયાના પાનને ધૂએ જાડી નસ કાઢી છૂદે અદર સિધવ મેળવી ગોળીએ લગાડે બે-ત્રણ લેપ મારે જો બલિસ્ટર ઊઠે તો ગોળ અને પાણીનો જાડો લેપ બનાવી ગોળા પર લગાડે

૪૦-આબાના પાનનો અથવા રતનજોતના પાનનો રસ ગોળીએ લગાડે

૪૧-બાળકની ગોળી મોટી થાય ત્યારે નવસારના પોતા મૂકે

## ગળામાં સોજો-ગળું બેઠેલું

૧-ગળાનો કાકડો સૂજેલો નરમ પડે-અક્કલકરો મોઢામા ચૂસ્યા કરવો

૨-ગળાનો સોજો-આબાના પાતરાનો ધુમાડો ગળામા લેવાથી અદરનો સોજો વગેરે નરમ પડે છે

૩-કુલીજન (એને પાનની જડ કહે છે તે ખોટુ કહે છે) એમા તીખાશ છે બચ્ચાને ખવડાવવાથી તે જલદી બોલે છે ધાતુપુષ્ટ છે કુલીજન રાતે મોઢામા

રાખી ચૂસવાથી ગળું બેઠેલું ખુલ્લું થાય છે.

૪–સાકર અને વધારનું જીરું મોઢામાં રાખી તેનો રસ ગળવાથી ફાયદો થાય છે.

૫–ચણા શેકેલા બે તોલા, એલચી પાંચ નંગ અને નમક બેઆનીભારની ફાકી મારી ઉપરથી પાણી પીવું.

૬–ચાવલને ગોળના શીરામાં પકવી રાતે ખાવા, બીજું કાંઈ ખાવું નહિ. તરસ લાગે તો ત્રણ કલાક પછી ગરમ પાણી પીવું.

૭–અરડૂસાનાં લીલાં પાનને વરાળથી બાફી રસ તોલો ૧ કાઢી મધ તોલો ૦। સાથે સવારે પાવો. આથી ગળું ખૂલે છે.

૮–ગળસૂણું થાય તે માટે–આદરવલ (એક જાતનો છોડ)ના કંદની પોટીસ બાંધે.

૯–ગળું બેઠેલું ખૂલે, મોઢાની ગરમી મટે–સફેદ અથવા લાલ ચણોઠીનાં પાન મોઢામાં રાખી ચૂસવાં.

૧૦–ચણોઠીનો અને જૂઈનો પાલો દરેક ૧॥ તોલો, કાથો બે તોલા એની ચણા જેવડી ગોળી બનાવી ૧ ગોળી મોઢામાં રાખે ને રસ ગળે તો ગળાને ફાયદો થાય.

૧૧–ગળે ગાંઠ હોય તો–પાનનો રસ ૧ ભાગ, ચૂનો ૧ ભાગ મેળવી બહારથી લગાડે.

૧૨–ગળું આવે, ગળામાં કાંટા ખૂંચે તે માટે–ગુલે અરમાની, સૂરોખાર સમભાગે કોથમીરના રસમાં મેળવી ગળાની બહાર ભર્યા કરે.

૧૩–ગળાની ગાંઠ માટે–ગુલે અરમાની પાણીમાં મેળવી ગળા પર લગાડવી. સુકાય તો ફરી લગાડવી.

૧૪–સિંધવ, વજ, બાવચી, હળદર, મરી, પીપર એનું ચૂરણ ૦। તોલો મધ સાથે ખાવું.

૧૫–જેઠીમધનો શીરો, આમળાં, વરિયાળી, મીંઢીઆવળ, તજ, સાકર સરખે ભાગે લઈ દૂધમાં મેળવી ૧ વાલની ગોળીઓ બનાવી મોઢામાં રાખી ચૂસવી.

કાળી દરાખ, જેઠીમધ અને સાકરનો કાવો પીવો.

ફટકડીના કોગળા વારંવાર કરવા અથવા અક્કલગરાનો કટકો મોંમાં રાખવો.

વાયુથી હોય તો તલનું તેલ અને મીઠાના કોગળા કરવા.

પિત્તથી હોય તો મધ અને ઘીનો કોગળો કરવો. કફથી હોય તો સિંધાલૂણ, મરી, મધના કોગળા કરવા. જમ્યા પછી મરી ઘીમાં મેળવી ચાટવાં.

### ગળામાં સોજો–ગળસૂણું

આબ્બાનું બીજ (ગારબીજ) ચાપડા લાખ જેવું છે. તેનું ઉપલું લાલ કોટલું પાણીમાં ઘસી લગાડે.

## ગળાનો કાકડો વધે-પડજીભી મોટી થાય, ગળાની ગાંઠ-ગળેચું

૧-ગળાનો કાકડો વધે, પડજીભી-ધાવડીનાં મૂળ તથા એદારસીંગ સમભાગે લઈ ૨ વાલની ગોળી બનાવી રાત-દિન મોઢામાં રાખે તો એ દરદ નરમ પડે.

૨-પડજીભી મોટી થાય, ખાંસી આવે તે માટે-આમલીનો ચિચોડો પાણીમાં ઘસી તાળવા પર અને કાકડાને લગાડવો.

૩-ગળાનો કાકડો મોટો થાય ત્યારે તે કપાવી તે ઉપર જવખાર દાબે.

૪-ગળાનો કાકડો સૂજેલો હોય તે વેળા અક્કલકરો મોઢામાં રાખી તેનો રસ ગળયા કરવો.

૫-માયાનું ચૂરણ અથવા ત્રિફળાને બાળી કરેલું ચૂરણ મધ સાથે ગળામાં લગાડે.

૬-ગળાની ગાંઠ માટે શુદ્ધ અરમાની પાણીમાં મેળવી ગાંઠવાળી જગા ઉપર વારંવાર લગાડી લેપ કરવો.

૭-ગળામાં ગાંઠ થાય તે બેમે-ધંતૂરાનાં પાનની લેપડી ગળા ઉપર ગાંઠની બાજુએ બાંધવી.

## ગળામાં હાડકું-ગળામાં કાંટો-કણાયું

૧-ગળામાં કાંટો અથવા હાડકું અટક્યું હોય તો-ગરમ ગરમ ચાવલનો મોટો બૂકડો એકદમ ગળી જવો.

૨-ઘઉંની રોટલી ગરમ ગરમ મોટા બટકામાં ખાવી.

૩-એક આંગળી કાનમાં દબાવી, દાંત ઉપર દાંત દાબવા, જીભ તાળવે લગાડવી, નાક બંધ રાખવું, દમ ઘૂંટવો; જ્યારે ગળાની નસ ફૂલે ત્યારે મોઢા વાટે દમ એકદમ કાઢે ત્યારે કાંટો અથવા હાડકું બહાર આવશે.

૪-ગળું બેસે અથવા સૂજે ત્યારે ના તોલો મરી, ૧ શેર ઊકળતા પાણીમાં નાખી તે ઠંડું પાડીને કોગળા કરવા.

૫-ગળું બેહેલું હોય ત્યારે ઇસબગુલની પોટલી મોઢામાં રાખવી. મોઢામાં રસ થાય તે બહાર થૂંકી નાખવો.

૬-કણાયું ગળામાં થાય, ગળામાં દુખાવો, ગળું આવે તે માટે-માંધરાં કેળાને ઊભું કાપી તેમાં મીઠું અને હળદર ભભરાવી, ચૂલાની ભેભટમાં બાફી પોટીસ કરે.

૭-ગળાની ગાંઠ માટે-મરચાંની લેપડી બહારથી લગાડે તેથી ગળાની ગાંઠ પીગળી જાય.

૮-ગળાના દરદ માટે મેથી ખાવામાં આપે.

૯-ગળાનો કાકડો મોટો થાય ત્યારે કૉસ્ટિકની માફક લસણનો રસ તે ઉપર લગાડે છે.

૧૦-ગળેસુ-કંઠ આગળ કાનની નીચે ગાંઠ થાય છે તે ઉપર-મરીકંથારનું મૂળિયું ઘસીને લગાડે છે. તે આયોડાઇનનું કામ કરે છે.

૧૧-ગળેસુ-કંઠ આગળ. ગળું બેસેલું-હરડે ૫ વાલ, નમક ૦। તોલો એ બન્ને મધ સાથે ખાય તો ગળું ખૂલે. ગળું બેસેલું-લવંગ, સાકર ચૂસવાથી ખુલ્લું થાય છે.

## ગાંઠ-ગૂમડાં પાકે

૧૨-કરિહારી-કલગારી, (કલઈ, કળવી, ખડીઆ નાગ.)

ઘાસના જેવા છોડ થઈ એ વેલો વાડ પર ચડે છે આદુંના પાન જેવાં એનાં પાંદડાં છે, ફૂલની પટી, જાસુદીનાં ફૂલની પટી જેવી હોય છે. રંગ લાલ, પીળા, ભગવો ધોળો એવો બેરંગી હોય છે એનો કંદ ઝેરી છે. ઝાડ શોભા ભરેલું છે.

ગાંઠ પાકે, વાળો મટે-આ ઝાડના કંદની લેપડી બાંધવી.

૧૩-ફોલ્લા બેસે-શરીર પર ફોલ્લો થાય તે ઉપર જીરાની લેપડી બાંધવી તેથી ફોલ્લા વધે નહીં.

૧૪-શરીરે ગડગૂમડાં થાય તે માટે-આમળાં, હરડે, બહેડાં સુખડ સમભાગે મેળવવું. તેનું બે તોલા ચૂર્ણ અને ૫ શેર ઠંડું પાણી લઈ કાદવના વાસણમાં મેળવી રાખવું અને ઠરવા દેવું. તેમાંથી ૩ તોલા નીતર્યું પાણી રોજ ૪ વાર પીવું. તરસ લાગે ત્યારે એ જ પાણી પીવું.

૧૫-ગૂમડું પાકે, ગૂમડાનું મોઢું નીકળે-પાનમાં ખાવાનો ચૂનો દિવેલ સાથે ખૂબ મેળવે અને મલમની પટી બનાવી તે પટી પર સંચોરો ભભરાવે અને પટી ગૂમડા પર મૂકે, ગુમડું પાકે, પરુ બધું નીકળી રહે, ત્યારે સંચોરા વગરની ઉપલા મલમની પટી મારે.

૧૬-ગૂમડાંનું મોં નીકળે, નસતર માર્યા વગર ગૂમડું ફૂટે-મોરથૂથુ, ચૂનો, કબૂતર અથવા મરઘીની હગાર સમભાગે મેળવી તેનું એક ટપકું પાકેલાં ગૂમડાંની વચ્ચે મૂકે તો તે ગૂમડાનું મોં નીકળે અને પરુ બહાર આવે.

૧૭-ગાંઠ પાકે-ચણોઠીની દાળ અને મીંઢળ વાટીને લેપ કરે તો ગાંઠ તતડીને ફાટે.

૧૮-ગૂમડું પાકે-ચણાની દાળને દૂધમાં વાટી ગરમ પોટીસ ગૂમડાં પર બાંધે તો તે ગૂમડું પાકે.

૧૯-બદ, ગૂમડાં પાકે-પીળવંતનાં પાન છૂંદી ગરમ કરી દરરોજ પોટીસ મૂકવી. છાલમાં અને પાંદડામાં એક સરખો ગુણ છે.

૨૦-ચણોઠી લાલ અને સફેદ થાય છે. પાલો એક સરખો છે. બીનાં છોતરાના રંગમાં ફેર છે. ઉપરના છોતરાં ઝેરી હોય છે તે કાઢી નાખી મગજ વાપરે છે. ૪ દિવસ ગોમૂત્રમાં બી ભીંજવી રાખવાથી ઉપરનાં કોટલાં નરમ

થાય છે તેને કાઢી નાખી મગજ વપરાય છે.

કાખબામલી, (બામલાઈ,) કાખબલાઈ–બગલમાં એક જાતનો ફુલાવો થાય છે તે પકવવા માટે ચણોઠીને પાણીમાં વાટી ગરમ કરીને લગાડે તો જલદી પાકીને ફૂટી જાય.

૨૧–ગાંઠ અને બદને પકવવા માટે સુવાની પોટીસ મૂકવી.

૨૨–લીમડાનાં પાન અને હળદરની પોટીસ ઘી સાથે મૂકવી.

૨૩–આકડાનું દૂધ અને રેવંચીનો શીરો અને કાથાનો ૩ વાર લેપ કરવો.

૨૪–ત્રિધારા થોરના મૂળનો રસ ચોપડવો.

૨૫–લીમડાનાં બાફેલાં પાન અને મીઠાની પોટીસ મૂકવી.

૨૬–ભિલામાંનો રસ લગાડવો.

૨૭–કળીચૂનો અને મધ લગાડવું.

૨૮–આકડાનું દૂધ લગાડવું. તે સુકાયા પછી ૭ વાર લગાડવાથી ૧ કલાકમાં બદ પાકશે.

૨૯–ગરગાંઠને પકવ્યા પછી ફોડવા મારનો ઇલાજ–સાજીખાર, જવખાર. પાકેલી ગાંઠ પર મૂકવો.

૩૦–દારૂડીની ડાંડલીનો રસ ચોપડવાથી ગાંઠ ફૂટે.

૩૧–હાથીદાંતનો ભૂકો પાણીમાં વાટી પાકેલી ગાંઠ ઉપર મૂકવાથી ગાંઠ ફૂટે.

૩૨–પથારીમાં પડી રહેવાથી પડેલાં ધારાં–ધારાં ઉપર દિવેલનાં પોતાં મૂકવાથી રૂઝ આવે છે.

૩૩–ચાંદી, ધારાં વગેરે જલદી રૂઝાય–જૂના ગોળને ગરમ કરીને લૂગડાં ઉપર ચોપડીને તેની પટ્ટી ધારાં ઉપર ૪ દિવસ મૂકવી.

૩૪–ગડગૂમડાં પકવવા માટે–સિંદૂર ૦| ભાગ, મીણ ૧ ભાગ, દિવેલ ૧ ભાગ; બિરજો ૦|| ભાગ ઉકાળી મલમ બનાવવો તેની પટ્ટી મારવી.

૩૫–ગર અને ગાંઠ પિગળાવવા માટે–મધ અને ચૂનો મેળવી લગાડે છે.

૩૬–વડના દૂધમાં રૂ ભીંજવી મૂકે–કાચું ગર બેસી જાય, પાકું હોય તે ફૂટી જાય.

૩૭–ગડગૂમડાં માટે–નાનાં બાળકોને રતાંજલી ગુલાબજળમાં ઘસી વારંવાર લગાડવી.

મોટાં બાળકને–રતાંજલી સુખડ અને સૂંઠ પાણીમાં ઘસી લગાડે.

### ગાલ ગુંદ

૩૮–બંધ ગાલની નીચે સોપારી જેવી ગાંઠ થાય, મોઢું ઊપડે નહીં, ગાંઠમાં દુખાવો થાય, પછી કંઠમાળા થાય તે માટે–નીલીના છોડ થાય છે. આખું ચોમાસું રહે છે અને ૨ ફૂટ ઊંચા થાય છે, વેલાની માફક જમીન પર પ્રસરે છે, ફૂલ કાળાં હોય છે, એને જગેજગે ગાંઠ હોય છે. એનું મૂળ, ઊમરાનું મૂળ, વછનાગ પાણીમાં ઘસી ૩ દિવસ ગાંઠને લગાડે તો ગાંઠ પીગળે.

૩૯-નીલીનું મૂળ ઘસી ગાંઠે લગાડે, ગાંઠ નરમ પડે, દુખાવો ઓછો થાય ત્યારે કળીચૂનો અને ગોળ મેળવી લગાડવો.

ગુલકંદ

ખરાં ગુલાબની ભીનાશ વગરની ફૂલની પાંદડી ૧ ભાગ, સાકર ૩ ભાગ, ગુલાબની પાતરી મસળવી અને ખાંડ મેળવવી. ૦ાા તોલો ગુલકંદ ખાવાથી કલેજે ઠંડક પડે, ઝાડો સાફ આવે, ફેફસાં મજબૂત થાય, કલેજાનાં દરદ સાફ થાય, ભૂખ વધે.

## ગુરદાનાં દરદો : રેતી, પથરી, પેશાબ

૧-ગુરદાની રેતી માટે-ખરખૂચાંની લીલી અથવા સૂકી છાલની ચા રોજ બે વાર પીવાથી ગુરદાની રેતીનો દુખાવો બંધ થાય, પેશાબ છૂટે અને પથરી ધોવાય.

૨-એમોનીઆક ગુંદર (ઓસીક-સમગેબળ,) ગુરદાની પથરી, તલી, સોજો ગંઠિયો વા, સંધિવા માટે એમોનીઆક સારો છે.

૩-ગુરદાના દરદ માટે ઘીમાં વઘારેલી ચોળાઈની ભાજી રોજ ખાવી.

૪-ગરમાળાના ઝાડનો કોઈ પણ ભાગ આ માટે ઉપયોગી છે.

૫-પરોળ (સીવલીંગે) જેઠીમધ કડુ, સૂંઠ, લીમડાની અંતરછાલ, દેવદાર, મોથ (નાગર) દરેક ૧ તોલો લઈ એના બે ભાગ કરી એક ભાગ પાણીમાં ઉકાળી દિવસમાં બે વાર પીવડાવવું.

૬-ગુરદાનાં દરદો, કમળાનાં દરદો, મરદને શક્તિ વધે ને ફાયદો થાય-ગાજર ભૂંજીને રોજ ખાવાં.

૭-ગુરદાના દરદના દુખાવા માટે-અરડૂસીનો તથા વરાલીઆંનો શેક બહુ જ ગુણ આપે છે.

## મીરગી-માથે ભમરી-ઘેલાપણું-દીવાનાપણું-મગજે નબળાઈ-માલેખુલ્યા દીવાનાપણું

૧-ઘેલાપણું-કપાસિયાનું મગજ નવટાંક અને ચોખા શેર ૦ાા એની ખીચડી બનાવી રોજ ખવડાવવાથી ઘેલાપણું મટી જાય.

૨-દીવાના માણસને હિંગનું અંજન કરવાથી ફાયદો થાય છે. હિંગ વાલ પાંચ, મરી તોલો એક, મેથી તોલો એક, નગોડનો રસ તોલા બે ખરલ કરી બારીક અંજન આંખમાં કરવાથી ફાયદો થાય છે.

૩-માલેખુલ્યાં-મેલન કોળીઆ, માખુલ્યા એક જાતનું માથાનું દરદ છે. તેનાં ચિહ્ન નીચે મુજબ છે:-આ ચિહ્નોમાંથી કોઈ પણ એક અથવા વધુ દરદીને લાગુ પડેલું હોય, ગમગીની પેદા થાય, પેટમાં વગર કારણે ફિકર લાગ્યા કરે, કોઈ દરદી એકદમ ચૂપકીદી પકડી બેસી રહે, કોઈ દરદીને આંખે આખી

આલમ ફરતી દેખાય, કોઈ દરદીને આખે અધારા આવે અને દિવસ રાતના જેવો દેખાય તે માટે-આવા દરદીને ખસખસનુ શરબત બે તોલા દિન ઊગતે રોજ આપે

૪-શરબત બનાવવાની રીત-ખસખસ ૧॥ શેર છૂદેલી, પાણી મણ ૧, એ બનેને કાદવના વાસણમા ઉકાળી ૧૦ શેર રાખવુ અને ગાળી લેવુ અઢી શેર અથવા વધારે સાકર મેળવીને તેનુ શરબત બનાવવુ

ગરમીના દેહવાળા દરદીને આ શરબત ફાયદો આપે શરદીના દેહવાળા દરદીને નુકસાન કરે માલેખુલ્યાનુ દરદ શરદીથી હોય તો ચિનીકબાલા અને અક્કલગરો સમભાગે ચૂર્ણ કરી તેનો ૧ તોલો ચૂર્ણ મધ સાથે રોજ દરદીને ખવડાવે

૫-માલેખુલ્યા-મેલન કોળીઆનો બીજો ઇલાજ-બકરીના માથાનુ ભેજુ એક મેદાની રોટી સાથે નરણે કોઠે સવારે ખવડાવે રાતે સૂતી વેળા ૦॥ તોલો ખસખસ, ૦॥ તોલો સાકર પાણી સાથે વાટીને રોજ પીએ

૬-ઘેલાપણુ, આદમી વા પર જાય, આદમી લવે બકે તે માટે-ગલગોટાના પાન છૂદી પગને તળિયે અથવા માથા ઉપર મૂકે

૭-આવે ભમરી-ચકરી-મીરગી-ઘેલાપણુ મટે અને તેનુ નિશાન રહે નહી-ભોયરી ગણીના બે ફળ( ડીડવા )નો રસ કાઢી તેના ૫ ટીપા નાકમા મૂકે

૮-ઘેલાપણુ-આ દરદ ભેજાનુ છે જો શરદીના કારણે હોય તો પવન શરીરને ફરતો ફરે અને પાછો ભેજા ઉપર આવે તે માટે-માણસના હાડકાનુ ચૂર્ણ ૦॥ શેર અથવા વધારે દૂધમા ઉકાળી પીવુ

૯-ઘેલાપણા માટે-ત્રિફળા ૩ ભાગ, તજ ૧ ભાગનુ ચૂર્ણ ૦। તોલો સવાર-સાજ રોજ ખાય

૧૦-ઘેલાપણાનો બીજો ઇલાજ-ગધક ૪ તોલા, પારો વચનીક, તનખાર (ટકણખાર), કણેરની જડ, મરી, પીપર, અક્કલગરો બબ્બે તોલા સૂઠ ચિનીકબાલા દરેક ૧ તોલો, ખાડ તોલા ૫ એના ચૂર્ણને મોગરાના રસમા ચણા જેવડી ગોળી બનાવી સવાર-સાજ એક વરસ સુધી દરદીને ખવડાવો

૧૧-ઘેલાપણુ કમી થાય-મેથી અને મરી અકેક તોલો, નગોડનો રસ બે અને હિંગ ૫ વાલને વાટીને ચૂર્ણ કાજરી બનાવવુ તેનુ અજન ૭ દિવસ કરવુ દરદીને ઓરડામા એકલો રાખવો

૧૨-ગફલત-ફરામોશી-ગઈકાલનુ સાભળેલુ આજે યાદ આવે નહી ને યાદી કેમ થાય માટે-મોથ, વ્ડ, સૂઠ દરેક તોલો ૧, હરડે તોલા ૩॥, હરડે, બહેડા ૩॥ તોલા, એનુ ચૂર્ણ બનાવે તેને પાય શેર મધમા મેળવે તે લખોટેલા વાસણમા કપડછાણુ કરી જવની કોઠીમા અથવા ઘોડાની લાદમા ૪૦ દિન દાબી રાખે તેમાથી રોજ સવારે એક તોલો ૪ માસ સુધી ખાય

૧૩-બીજો ઇલાજ-મોથ જડ (વ્ડ), સૂઠ દરેક ૩॥ તોલા, મધ શેર પાય, ત્રિફળા ૧૦ તોલા એ સઘળાને લખોટેલા વાસણના મૂકે જમીનમા

ખાડો ખોદી તે વાસણ ખાડામાં મૂકે અને તે ખાડો ઘોડાની લાદથી પૂરે. ૪૦ દિન પછી કાઢી તેમાંથી ચાર માસ રોજ સવારે ખાય.

૧૪-દીવાનાપણું-તાડની ડાળીઓનો રસ બે તોલા એકલો અથવા જૂના ઘી સાથે ખાવાથી ફાયદો થાય છે.

૧૫-દીવાનાપણું-ધંતૂરાનું બી ૧ અને પીપર નંગ ૨૧ મેળવી તે ચૂર્ણ ચાર તોલા જૂના ઘી સાથે ખાવું. દર અડવાડિયે ધંતૂરાનું બી એકેક વધારતા જવું. પાંચ ખાવામાં આવે ત્યાં સુધી વધવું. પછી દર અડવાડિયે એકેક લેવું.

૧૬-દીવાનાપણું, ઉન્માદ, ચિત્તભ્રમ, ઘેલછા-આ નુસખામાં લખાયેલી દરેક ચીજો એકલી વાપરવાથી પણ ગુણ જણાય છે, છતાં નીચે મુજબ નુસખો બહુ દરદીઓને ઘણો જલદી માફક આવેલો કહેવામાં આવે છે. બ્રાહ્મી, ઘોડાવજ, સિંધવ, શંખાવલી, છીણી (બેવણા), માલકાંકણી, ઇંદ્રવારણી, લીંડીપીપર દરેક ત્રણત્રણ જવભાર, સોનાનો વરખ બે જવભાર, વછનાગ ૧ ભાર, આનું ચૂર્ણ ૧૦ વર્ષના જૂના ઘી ૧ તોલા સાથે ચટાડવું. તે પાચન થયા પછી સાઠી (સાઠ્ઠી) ચોખા, મધ, ઘી, ખાવું. આથી ભયંકર અને જૂનું દરદ જડમૂળથી જાય છે.

ઘી અને મધ સરખા વજને કોઈ દિવસ ખાવું નહિ. તે સમભાગે ખાવાથી ઝેર બને છે એવું કહેવાય છે. આ બાબત હસી કાઢવી નહિ; કારણ કે ઘણા વૈદોએ કહેલું છે. મૂળ મતલબ સમજાતી નથી.

૧૬-ઘેલાપણું કમી થાય-દરદીની આંખે કાંદાનો રસ આંજવો.

૧૭-દીવાનો માણસ હોશિયાર થાય-સમુદ્રફળ ૦ા તોલો, દરદીએ પોતાના પેસાબમાં ઘસીને પીવું.

ગોળો

૧-પેટનો ગોળો જાય-પકાવેલ સમુદ્રફળ ભાંગરાના ૦ા તોલા રસ સાથે ખાવો. (પકવવાની રીત જુઓ 'સમુદ્રફળ')

૨-ગુલ્મ-વાયુ-જલંદર-જળોદર-૦ા તોલો સમુદ્રફળનું મૂળ અને સિંધવ સમભાગે મેળવી ઘી નાખી ખાવું.

૩-પેટની ગાંઠ અસે અથવા આંતરડું વળ ખાય તો-જીવતો ધોયલો પારો તોલા ૫ દરદીને પિવડાવવો (શેર ૧ પારો પિવાય તોપણ અડચણ નથી). તે ઝાડા વાટે નીકળી જાય છે. પારો વજનદાર હોવાથી આંતરડામાંથી પસાર થતાં-આંતરડાને સીધાં સરખાં કરે છે. જો પારો નીકળે નહિ તો દરદીને ઊંધો ટાંગવો ત્યારે મોઢામાંથી પારો નીકળી પડશે. પછી દરદીને મરચાંનો રસ સતત આપવો અને પેટે પારો બાંધી રાખવો. આ દરદ માટે ઇલાજ કરતાં ઢીલ થાય તો જીવ જોખમમાં આવે.

૪-પેટની ગાંઠ બેસે તેનો ઇલાજ-કુંવારનો ગર. સાજીખાર. ગોળ સમભાગે લેવો. કુંવારથી અર્ધ

અરધો તોલો અથવા વધારે રોજ ખાવો.

## ચામડી શૂન મારે

ચામડી શૂન મારે-હોકેન, વછનાગ, બેલેડોનાના ગુણ જેવો ગુણ કણેરમાં છે. ચામડી પર લગાડવાથી ચામડી શૂન મારે.

શરીરની ચામડી જાડી થાય ત્યારે ડૂંવાડિયાનાં બી તથા પાંદડાં વાટીને લગાડે.

ઢીલું ચામડું કડણ થાય-દાડમની છાલ અને ફટકડી સમભાગે પાણીમાં મેળવીને ચામડી પર લગાડે તો સાત દિવસમાં લબડી પડેલું ચામડું કડણ થાય.

## ચરબી તવાય

ચરબી વધે-શરીરમાં ચરબીનો વધારો કરવા માટે જાનવરની ચરબી ા તોલો અથવા ાા તોલો, દૂધ શેર એકમાં ઉકાળવી અને સારી પેઠે હલાવીને દૂધ સાથે મેળવીને તે દૂધ રોજ પીવું.

પેટમાંની ચરબી તવાય-નમૂલી એ સેવ જેવી, જડ પક્ષીના માળા જેવી ગૂંથાયેલી અને ઝાડ ઉપર થાય છે, તેની જડ જમીનમાં હોતી નથી. તે નમૂલીને છૂંદીને પેટ ઉપર બાંધે તો પેટમાંની ચરબી તવાઈ જાય છે.

૧-મેથી-મેથીમાં આટો અને ગુંદર નથી. એમાં ચરબી વધારનારું તત્ત્વ છે.

૨-ચામડી સુંવાળી અને ચોખ્ખી રાખવા માટે-મેથીનો આટો પાણી સાથે મેળવી શરીરે મસળાય છે.

### ચરબી ઘટે

શરીરે ચરબી વધવાથી માણસ જાડું થાય ત્યારે અરણીનાં પાનનું ચૂર્ણ બેઆની અથવા પાવલીભાર મધ સાથે ચાટવું. ખોરાક ઓછો કરવો. ઘી, તેલ, માંસ, ઈંડાં ખાવાં નહિ અથવા બટાકાનું દૂધ, પાણી અને આટો ૧ માસ સુધી ખાવું. ખાટાં લીંબુનો રસ એક ચમચો ગરમ પાણી સાથે રોજ સવારે ભૂખે પેટ પીવું.

## ચસકા મારે

આખા શરીરે ચસકા મારે તે માટે-સેકટાની છાલ અને સાબરશિંગું પાણીમાં ઘસીને લગાડે અથવા એ ઘસારો અરધો તોલો પીવામાં લે. સેકટાનાં પાનમાં પણ એ ગુણ છે.

૧-ચામડી નરમ અને સુંવાળી થાય-બદામનું તેલ ચામડીએ મસળવાથી અળસીના તેલ અને ગ્લીસરાઈનની માફક ચામડી થાય છે.

## ચાંદી-ચાંદાં-ચાઠાં-વિસ્ફોટક

૧-દારૂડિયો નાગ-ધંતૂરાનો છોડ ચોમાસામાં થાય છે, ફૂલ પીળાં છે. ડીંડવાં એરંડાના જેવાં છે, પાન મૂળાનાં પાન જેવાં છે, બી બંદૂકનાં દારૂ જેવાં

છે, આખે છોડે કાંટા હોય છે.

ચાંદાં-એના રસથી ન રુઝાતાં ચાંદાં જલદી સાફ થાય છે.

રસને સૂકવી ભૂકો કરવાથી અંગ્રેજી આયોડોફોર્મના જેવો રંગ, વાસ અને ગુણ થાય છે.

૨-ચાંદાં સારાં થાય-કાથો અને મુદારસીંગ સમભાગે લઈ માખણ મેળવી લગાડે.

૩-ચાંદાં વાસ મારતાં, ધારાં વાસ મારતાં-ચાંદાં ઉપર તલની લેપડી બાંધવાથી રૂઝ આવે છે અને ખરાબ વાસ દૂર થાય છે.

૪-ચાઠાં શરીરે પડે તે ઉપર-નગોડનાં પાનની રાખ દાબે.

૫-'વિસ્ફોટક'માં જુઓ.

૬-ઇંદ્રિયે ચાંદી પડે તે માટે-ચાંદીને વારંવાર ધોઈ સાફ રાખવી. જૂઈ, જાઈ, ધોળી કણેર, આકડો એનાં પાનના ઉકાળાથી ધોવું.

૭-ખેરદાર, કાથો, એલચીનું ચૂર્ણ ચાંદી ઉપર દાબવું અથવા મધ સાથે લગાડવું.

૮-શંખજીરું અને કાથાની ભૂકી દાબવી.

૯-મોરથૂથુ ૧ ભાગ, કાથો ૪ ભાગનું ચૂર્ણ કરી દાબવું.

૧૦-હરડે, બહેડાં, આમળાંની રાખ દાબવી.

૧૧-શંખજીરું ૧ તોલો, કાથો ૦ા તોલો, રસકપૂર વાલ ૧નું ચૂર્ણ દાબવું.

૧૨-ઉમરો, પીપળો, કાંટાઅસેળિયો એમાંની ૧ ચીજની રાખ દાબવી.

૧૩-ખેઆનીભાર રસવંતી મધમાં લગાડવી.

૧૪-૧ ભાગ હિંગળો અને ૪ ભાગ કાથાની ભૂકી દાબવી.

૧૫-ચાંદી રૂઝાય-ખડી (એક જાતની માટી)ને પાણી સાથ મેળવી લેપ લગાડો.

૧૬-ચાંદીવાળા દરદીને માટે-ગરમીવાળા દરદી માટે-કૃમિ-જંતુનો નાશ થાય-યાદદાસ્ત વધે-શરીરનું ઝેર કાઢે-ક્ષય માટે-મરદને કમતાકાત માટે-ગરમીના જૂના આજાર માટે નીચે મુજબ ઉપાય ચાલુ રાખવો:

જેઠીમધ તથા વાવડિંગનાં બીજ (વિડંગતન્ડુલ)ને ભરડી ઉપરનાં છોતરાં કાઢી અંદરનાં બીનો ભૂકો સમભાગે લઈ તેની ફાકી ૦ા તોલો ૧ માસ સુધી ખાવી (અથવા તેની ચા બનાવીને પીવી). ખોરાકમાં ભાત, ઘી અને મગનું ઓસામણ લેવું અથવા મગ અને સૂકાં આમળાંને પાણીમાં બાફી તેના ઓસામણને ઘી તથા જીરાથી વઘાર કરીને ખાવું. ઉપલી ચીજોની ફાકી ૦ તોલાથી શરૂ કરી તે દર અઠવાડિયે ૦ તોલો વધારી ૧ તોલા સુધી વધવું. ફાકી અથવા ચાના આકારમાં લેવું.

જેઠીમધ દેશી વૈદામાં બહુ ઉપયોગી ગણેલું છે. જીવન વધારનાર છે. જેઠીમધને દૂધ, ઘી, મધ, સાકર સાથે ખાવામાં લે છે.

૧૭-ચાંદી અથવા ચાંદાં જેમાંથી રસી નીકળતી હોય તેને માટે અને ઘા પડેલો હોય તે માટે પકવેલી ઘાપાણનો બારીક ભૂકો દાબવામાં આવે છે. એનો

મલમ કરીને વાપરે છે.

૧૮–ચાંદી–બદ–વિસ્ફોટક–એ માટે કણેરનું મૂળ પાણીમાં ઘસીને લગાડવું.

૧૯–ચાંદીનો ઇલાજ–સોપારી બાળીને કોલસો કરી તેને કાથા સાથે ભેળવીને દરદીના મોઢાના થૂંક સાથે લગાડે તો તરત રૂઝ આવે.

ચામડી સાફ થાય–આમળાંનો ભૂકો શરીરે રોજ નાહતી વેળા મસળે તો ચામડી સાફ થાય. આમળાંનો ભૂકો શરીરે રોજ નાહતી વેળા વાળને લગાડે તો વાળ ધોળા થાય નહિ.

મોઢાની ખૂબસૂરતી વધે, ચામડી ચૂકાયેલી નરમ થાય–ચણાના આટાને દૂધમાં મેળવી રોજ મોઢા પર મસળ્યા કરે.

ચા દેશી–ચિનાઈ ચાને બદલે નીચલું ચૂર્ણ ૦। તોલો ૦॥ શેર ઉકળેલા પાણીમાં બે મિનિટ રાખી પીવું. તુળસીનાં પાન, કલારનાં પાન, આંબાનાં પાન, લજામણીનાં પાન, બીલીનાં પાન સમભાગે ચૂર્ણ કરી ૦। તોલો ચૂર્ણ એક કપ માટે લેવું.

ચીમોદી( નામનું જંતુ ) જાનવરના ડિલ પર થાય તો દિવેલ લગાડવું.

ચામડી પરની કાળાશ મટે–ગાળ ઉપર કાળી છાયા પડે તે માટે બદામના મીંજને ઇંદ્રવરણાના ફળમાં મૂકી ચૂલા નીચે ૬ દિવસ રાખે. આ મીંજ અથવા મધમાં અને સ્ત્રીના દૂધમાં ઘસી ગાલ ઉપર લગાડે તો ચામડી પરની કાળાશ મટે.

### ચામડીનાં દરદો

૨૧–રસવંતી પાણીમાં ઘસી લગાડે.

૨૨–ગુલાબનાં ફૂલ ૧ તોલો ચાવલમાં પકાવી રોજ ખાય.

૨૩–કુંવારનો રસ પીવાથી ફાયદો થાય.

### ચાંદી–સિફીલિસ

પેશાબની નળી પર ખરાબ ચાંદી પડે, ફૂલ ઉપર મોટા જખમ પડે, ફૂલ ખરી જવાની અથવા કાપી નાખવાની હાલત પર હોય ત્યારે સાધુ યોગી જીવણુ કેદારનાથનો બતાવેલો જાલીમ ઇલાજ કરવો. આ ઇલાજથી અગન બહુ બળે. દરદીને બે જણ પકડી રાખે. આ ઇલાજે અગન ખમવી પડે, પછી પાણીથી ધોઈ નાખે, બીજે દિવસે ઉપર મુજબ કરે તો અગન ઓછી બળે. ફૂલ ખરી જતું અટકાવવું હોય અથવા વાઢકાપથી દિવસો સુધી હેરાન થતાં બચવું હોય તો આ જાલમ ઇલાજ કરવો. તે નીચે મુજબ છે.

લીલાં મરચાંની ઉપરની ચામડી( બી વગર )ની ચટણી બનાવી ઝખમ ઉપર બાંધે તો જલદી રૂઝ આવે, તેની અગન બહુ બળે છે. કુંવારનો રસ પીવાથી વિસ્ફોટકને ફાયદો થાય છે.

### ચૂંક પેટમાં

ચોખ્ખા કળીચૂનાને લીંબુના રસમાં ૭ વાર પટ આપે. આ ચુનો, કાચકી,

ફટકડી, હળદર સમભાગે લઈ શુંદરના પાણીથી ચણા જેવડી ગોળી બનાવે. બે ગોળી દર બે કલાકે ખાય.

## છીંક આવે-છીંકણી

૧-કાંદાનો રસ નાકમાં નાખવાથી છીંક આવે.

૨-તપકીર-નવસાર, સફેદ મરી, કડવી તુરઈ (તૂરિયું), કળીચૂનો એની સરખે ભાગે બનેલી તપકીર બહુ છીંક લાવે છે.

૩-એસિડ સેલિસિલિક, અરીઠાંની છાલનો ભૂકો, આકડાનાં મૂળ, મરી, શ્વેત્ર કરણપત્ર આ દરેક ચીજનો ભૂકો કરી સૂંઘવાથી છીંક ઘણી આવે છે.

૪-કુકડવેલ સૂંઘવાથી છીંક આવે છે.

૫-છીંક આવે, માથાનું દરદ નરમ પડે માટે-ભુતરસના પાલાનું ચૂર્ણ સૂંઘે.

૬-ગાવસૂકણાનું ચૂર્ણ ૦ાા વાલ સંઘે.

૭-સમુદ્રફળને નગોડના પાણીના રસમાં ૯ દિન પલાળે. ૭ દિવસ છાયામાં તેનું ચૂર્ણ સૂંઘે તો માથાનો દુખાવો નરમ પડે, છીંક ઘણી આવે.

૮-આકડાનાં મૂળ અથવા પાનનું ચૂર્ણ સૂંઘે.

૯-કણેરના પાનનું ચૂર્ણ ૦ાા અથવા ૧ રતી સૂંઘે.

૧૦-અડાયાંની રાખ ૩ ભાગ, મરી ૧ ભાગ ને આકડાના દૂધનો અથવા પાનના રસનો પટ આપી ૧ રતી સૂંઘે.

૧૧-પીળી કરેણની છાલનું ચૂર્ણ સૂંઘે.

૧૨-ધોળી કરેણનાં પાનનું ચૂર્ણ સૂંઘે.

૧૩-કાયફળનું ચૂર્ણ સૂંઘે.

૧૪-છીંકણી બંધ કરવી હોય અથવા સૂંઘવાની દવાની અગન ન ખમાય, તો ઘી લગાડવું.

### છીપ

છીપ-લાલ રંગના નુકતા અળાઈની માફક શરીર પર થાય છે તે માટે-ધંતૂરાનાં પાનનો રસ, ગંધક, પારો સરખે ભાગે લઈ ખૂબ મેળવીને દરદ પર લગાડે.

## છાતીએ પિત્ત

૧-છાતી દુખે તે માટે-દાડમના રસમાં ૦ાા તોલો સોનામુખી મેળવી ખવડાવે.

૨-છાતીનો કફ મટે-સિંધવખારની ભસ્મ ૧ વાલ મધ સાથે રોજ બે વાર ખાવી.

૩-છાતી પરથી લોહી પડે તે માટે-૦ા તોલો અથવા વધારે હીરાદખણના ચૂર્ણને અધકચરાં બાફેલાં ઈંડાંની દાળમાં મેળવી રોજ ૩ વાર ૭ દિવસ ખવડાવવી. તેલ, ઘી, માછલી, ખટાશ, મરચું ખાવું નહિ.

૪-છાતી સાફ થાય-બલગમ મટે-ખાંડ સાથે સોનામુખી ખાવી.

## છાતીએ ધબકારો, હૃદય, છાતીએ ધબ-ધબ થવું-હાર્ટડીઝીઝ

૫-એમીલી નાઈટ્રસનાં ૫ ટીપાં સૂંઘવાં.

૬-એસિડ હાઈડ્રોબ્રોમીક ડાઈલ્યુટ ૧૫ થી ૫૦ ટીપાં પાણી સાથે પીવાં.

૭-સોનાના વરખ ૨, લીંડીપીપર વાલ ૨, માખણ ૧ તોલો, મધ ૨ તોલા ૧ માસ સુધી ખાય. વરખ વગર ફાયદો ન જણાય.

૮-હૃદયનું શૂળ તરત મટે-સોનાના વરખ ૪ પાના, ગરમ ઘી ૪ તોલા સાથે મેળવી ખાવું.

૯-જેઠીમધનું ચૂર્ણ મધ સાથે ખાવું. ખોરાક ફક્ત દૂધ.

## જખમ-ઘા રૂઝે

૧-વાટેલી સાકર અથવા ખાંડ બહારના જખમ ઉપર દાબે તો લોહી બંધ થાય છે અને રૂઝ આવે છે.

૨-કોઈ પણ રીતે જખમ પડ્યો હોય તો તેમાં ઠંડા પાણીની ધાર રેડીને અંદરનો ભરાયેલો કચરો કાઢી નાખવો, તેથી પાક પર ચઢે નહિ. જખમની કોર દાબીને પાટો બાંધવો.

૩-જખમ માટે ઉમરાનું દૂધ લુગડામાં નાખીને જખમ ઉપર મૂકવું. આ દૂધ જખમ ઉપર પોપડી બાઝી લોહી બંધ કરે છે. સડેલા જખમ ઉપર ગંધક મૂકવાથી ફાયદો થાય છે.

૪-જખમ બહારનો હોય તે ઉપર ઘાસતેલ લગાડે તો લોહી બંધ થાય અને જખમ પાકે નહિ.

૫-જખમ ઉપર જેઠીમધનું ઘી મૂકવું. વાઢકાપ કર્યા પછી ચામડીને રૂઝ લાવવા માટે જેઠીમધનું ઘી લગાડવું.

૬-જખમ જલદી રૂઝે. ૧૫ દિવસનું કામ ૧૫ કલાકમાં થાય. પાડવેલ નામનો વેલો પથ્થર પર ચડે છે. ફળફૂલ થતાં નથી. એનું મૂળ પાણીમાં ઘસી જખમ પર લગાડવું.

૭-જખમને પાણીથી ધોવો, અંદર ઠંડી માટી મૂકવી અને પાટો બાંધવો. કોહવાટને માટી ચૂસી લે અને રૂઝ લાવે.

લુગડામાં માટી મૂકી તેને ભીંજવી જખમ પર પાટો બાંધો તો રૂઝ આવે.

શરીરની અંદરના ભાગમાંથી દરદ હોય તો ભીની માટીનો પાટો શરીર પર બાંધે તો ફાયદો થાય. ઠંડા પાણીના પાટા ઉપર ફલાલીન બાંધવાની જરૂર નથી. માટોડી પોતે જ ગરમી ઉત્પન્ન કરે છે. ચીકણી માટોડી વધારે ગુણવાળી છે.

૮-જખમ પર મધ મૂકે તો રૂઝ જલદી આવે.

૯-વાઢકાપ કર્યા પછી ટાંકા મારી જખમ રૂઝવે છે. ત્યારે મંકોડાનાં

ડોકાં કાપી નાખી તેના ડોકાનો લેપ કરી જખમ પર મૂકે તો રૂઝ ઘણી જલદી આવે.

૧૦–ઊંડા જખમ રૂઝવવા માટે–ઘીને પાણીમાં ધોવું. ચીકાશ નીકળી રહે ત્યાં સુધી વારંવાર ધોવું. ૦। શેર ધોયલા ઘીમાં મોરથૂથુ બે વાલ મેળવવું. આ ઘી ઘણું જૂનું થવાથી કઠણ થાય છે આ મલમ ઊંડા જખમ રૂઝવે છે.

ઔષધિ, ઘી અથવા તેલ બનાવવાની રીત: વસાણાનું ઘી અથવા તેલ બનાવવું હોય તો તે વસાણાનો સ્વરસ અથવા ચટણી (કલ્ક) ૧ ભાગ અને ઘી અથવા તેલ ૪ ભાગ લેવું. જો વનસ્પતિ લીલી હોય તો વનસ્પતિ કરતાં ચારગણું પાણી નાખવું. દવા બનાવવાની વનસ્પતિ લીલી અને સૂકી બંને હોય તો વનસ્પતિ કરતાં આઠગણું પાણી નાખવું. જો વનસ્પતિ સૂકી હોય તો સોળગણું પાણી નાખવું અને ઉકાળવું, પાણી બળી રહે તે ગાળી લેવું. ઝેરકચોરા જેવી સખત વનસ્પતિ હોય તેને છૂંદી ખોખરી કરી તેના વજન કરતાં સોળગણું પાણી લઈને ઉકાળે તો જ બધો કસ તેલમાં અને ઘીમાં આવે. સૂકી વનસ્પતિ પાણી વગર તેલમાં ઉકાળો તો ભજિયાં તળાય તે મુજબ તળાય. તેનો બધો કસ તેલમાં ઊતરે નહિ.

૧૧–ટર્પેન્ટાઈનનાં પોતાં જખમ પર મૂકવાં.

૧૨–૦। શેર દિવેલમાં ખપે એટલું લૂગડું બોળે તે લૂગડાને પાટલા ઉપર પાથરે તે ઉપર ગંધક ભભરાવે. તે લૂગડાનો કકડો બનાવે, વચ્ચેથી તાર સાથે બાંધી લટકાવે. કકડાના બંને છેડા સળગાવે. જે તેલ ટપકે તે એકઠું કરે. આ તેલમાં જૂનું રૂ બોળી જખમ પર મૂકવું. તે ઉપર કોઈ પાતરું મૂકી પાટો બાંધવો. બે દિવસ પાટો રહેવા દેવો. જરૂર હોય તો બીજી વાર પાટો બાંધવો.

૧૩–હાથપગનો અંગૂઠો અથવા આંગળાં વગેરે કપાઈ ગયાં હોય, છૂટા પડવા જેવાં પણ થયાં હોય તેને દાબી બરાબર ગોઠવીને તે ઉપર રતનજ્યોતનું દૂધ લગાડે તો પડ બંધાઈને ચામડી વળગેલી રહે, તે ઉપર જેઠીમધના વેલાના પાનની રાખ દાબે ને પાટો બાંધે. ઊંડા જખમ રૂઝવવા માટે જેઠીમધની રાખ બહુ સારી છે.

૧૪–પીપળાના દૂધમાં રૂ ભીંજવી જખમ પર મૂકવું.

૧૫–આસો સુદ ૧૦ (વિજયાદશમી)ને દિને આપટાનાં (આસિતરી) પાન સોના તરીકે ઓળખાય છે. આ પાન આપવાં અને લેવાં. તે સોનું આપવા અને લેવા બરાબર ગણાય છે. આટલું બધું માન આ ઝાડને અપાય છે તે તેના ઉપયોગી ગુણ માટે છે. જખમ રૂઝવવા માટે એ પાન સરસ છે.

૧૬–જખમનું લોહી બંધ કરવા માટે-ઠંડા પાણીની ધાર કરવી, અને ઠંડા પાણીમાં મીઠું મેળવી તેમાં લૂગડું ભીંજવી પાટો બાંધવો.

૧૭–કપાસનાં પાન વાટી બાંધવાં.

૧૮–જખમ પાકી પરુ બંધાય તો તે સાફ કરી ગરમ કરેલા ગોળની પટી

કરી મૂકવી.

૧૯-રતનજ્યોતના ઝાડના રસમાં લુગડું બોળી તે જખમ પર મૂકે તો જલદી રૂઝ આવે અને જખમ પાકે નહીં.

૨૦-કંડોરીના ફળ કાગડોડા (કાગડોલ) ભૂંજીને ખવાય છે. એ ઝાડની છાલનો બારીક ભૂકો ઘા રૂઝવે છે. આયોડોફોર્મનું કામ કરે છે.

૨૧-કાળી મૂસળી ૦૧ તોલો, ત્રિફળા ૦૧ તોલો મેળવી દરદી રોજ ખાય તો જખમ જલદી રૂઝે.

૨૨-જખમ રૂઝે-સમરીનાં પાન છૂંદીને અથવા મોઢામાં ચાવીને જખમ પર બાંધે તો ઘા જલદી રૂઝે.

ક્ષત્રિયો એને પૂજે છે, કારણ કે એ ઝાડ તેમને ઘણું ઉપયોગી છે. લડાઈમાં પડેલા જખમ રૂઝવવા માટે એ કામ આવે છે.

૨૩-જખમ તરત રૂઝે-સમરીની છાલનું ચૂર્ણ કરી ઘાની ઉપર મૂકે અથવા ગાયના હાડકાંને બાળી તેની રાખ મૂકે. આ ઝાડની નીચે ઢોર બેસે તો મરણ પામે.

૨૪-સમેરવો ઘાસની માફક થાય છે. ઢોરો માટે એક ખોરાક છે. કરેણના પાન જેવાં એનાં પાન થાય છે, પણ નાકા પર અણી હોતી નથી. એના પાનની લેપડી જખમ પર મૂકે તો લોહી બંધ થાય.

૨૫-જખમ રૂઝે-ગમે એવો જખમ હોય તેમાં ભૂંજેલી બારીક કોફી દાબીને પાટો બાંધે

રતનજ્યોતનું દૂધ હાથ પર મસળીને લગાડે. રૂની રાખ, આદું છૂંદીને ફટકડી, બંદૂકડીના પાનની લેપડી, લસણ-કાંદા ઘીમાં બાળી કાળા કરીને, ચૂલા, આગળનું ધુંવાસ, અવરકંટીના પાનનું ચૂર્ણ, તુવરના ઝાડની રાખ જખમ પર મૂકે.

૨૬-જખમ જલદી રૂઝે-કૂતરાંની ટોપી વરસાદની ઋતુમાં થાય છે. લીલી હોય ત્યારે સફેદ હોય છે. સુકાયા પછી કાળી થાય છે. એનું ચૂરણ જખમ પર દાબે તો જલદી રૂઝ આવે.

૨૭-ઇંદ્રિયના જખમ રૂઝે-ચોમાસામાં કુંભી ઉકરડા ઉપર થાય છે તેને ફળ, પાન, ડાંખળી કાંઈ હોતું નથી. મૂળાના મૂળ જેવી દાંડી નીકળે છે. તે લીલું હોય છે ત્યાં સુધી સફેદ હોય છે, પછી કાળું થાય છે, આ બૂટી તેની જડ સાથે લાવીને ચૂરણ બનાવી જખમ પર બાંધે.

ફટકડીનો ભૂકો તે ઉપર દાબે.

વાઘનો જખમ રૂઝે-કુંવારના પાઠામાં હળદર ભેળવીને જખમ પર બાંધે.

૨૮-જખમ પુરાય-રતનજ્યોત ઝાડના દૂધમાં લુગડું ભીંજવી જખમ ઉપર મૂકવાથી લોહી બંધ થાય છે, અને પોપડી બાઝે છે.

૨૯-જખમ રુઝે-શરીરે વાઢકાપ કર્યા પછી જખમ રૂઝાતો ન હોય તો લીમડાનાં પાનની પોટીસ મૂકવાથી જલદી રૂઝ આવે છે.

૩૦-જખમનું લોહી બંધ પડે-લુબાનનો અર્ક રૂમાં બોળી જખમ પર મૂકે. લુબાનના ફૂલની ધૂઈ સફરાને આપે તો હરસનું લોહી બંધ થાય છે.

૩૧-ઘા રૂઝવવા માટે-શંખજીરાનો ભૂકો ઘા પર દાબે છે.

૩૨-જખમ જલદી રૂઝે-હીરાકસીના પાણીથી જખમ ધોવો.

૩૩-જખમ અને નાસૂર માટે મલમ-રાળ નવટાંક, ઘી નવટાંક બંનેને ઠંડા પાણીમાં મસળી ૭ વાર ધોવું. દાઝેલા માટે આ મલમ બહુ ઠંડો છે. ઘીને બદલે તેલ લઈ શકાય.

૩૪-જખમને ઝરતો રાખવાનો મલમ-સાજી, સિંધવ, હિંગને માખણમાં મેળવી જખમ પર લગાડે તો રૂઝાય નહીં.

૩૫-જખમ રૂઝે-ઘણો ઊંડો હોય તે અંકોલના તેલથી રૂઝે છે.

૩૬-જખમ રૂઝવવા માટે-ભિલામાં નંગ ૪ તેલ નવટાંકમાં ઉકાળવાં, શંખજીરું ૦ાા તોલો મેળવવું અને મરઘાના પીંછા વતી લગાડવું.

ઢોરના જખમ સારા થાય-ઉપલું તેલ લગાડવાથી જખમ સારા થાય છે.

૩૭-ઘા રૂઝે-સિંધાલૂણના પાણીમાં લૂગડું બોળી જખમ પર મૂકે તો છરીનો ઘા રૂઝે છે.

૩૮-જખમ, ચાઠાં રૂઝે-મીઠાના પાણીમાં લૂગડું બોળી જખમ પર મૂકી તે ઉપર ઝાડનું પાન મૂકી પાટો બાંધે તો રૂઝ આવે.

૩૯-જખમ જલદી રૂઝે-એરંડાની છાલ, મરી, લીંબુની છાલ, ઉજળી ડોળીનું મૂળ પીવામાં આપે.

૪૦-કલખાપરી ઘા રૂઝવે, ચાંદી સાફ કરે; આયોડોફોર્મનું કામ કરે.

૪૧-ઘણું જૂનું હાડકું સડેલું હોય એવા જખમ પર ઘી લગાડે તો ઘણો ફાયદો થાય.

૪૨-બકરીના આંચળની ચામડી અથવા બકરાની જીભ ઘીમાં તળીને ખાય તો ઘા જલદી રૂઝે.

૪૩-હાડસાંકળની લેપડી જખમ પર મૂકે.

૪૪-લસણના ઉકાળાથી ઘા ધૂએ અને તેનું પોતું ઘા ઉપર મૂકે. આ ઇલાજ લશ્કરી ખાતામાં વપરાય છે.

૪૫-ગોળ ગરમ કરી તેના પાટા જખમ પર મૂકવા.

૪૬-ખાંડ અથવા સાકરનો ધુમાડો આપવાથી જખમ જલદી રૂઝે. આ ધુમાડાથી જીવજંતુ મરે; હવા સાફ થાય.

૪૭-મેંશ, મીઠું અને લસણની લેપડીથી ( Tuberculosis Of The Bone ) પગના આખા પંજાના હાડકાએ ક્ષય લાગુ પાડ્યો હોય ને પગ કાપવા કાઢ્યો હોય તે ઉપર લેપડી મૂકે તો પગ સારો થાય. લસણની લેપડી મૂકવા પહેલાં જખમ ઉપર ઘી, માખણ અથવા ચરબી લગાડે જેથી બળતરા બળે નહીં.

૪૮-આંખફુટામણીનાં ફળ વાડમાં થાય છે. તેનું ચૂર્ણ ઘા ઉપર લગાડે. તો ઘા પાકે નહીં, ધનુર્વા થવા દે નહીં.

૪૯-મધ અને આટો સમભાગે પાણી સાથે મેળવી મલમ કરી લગાડે.

૫૦-મધ-હોજરી પર પડેલા જખમ (Ulcer) માટે-મધ અને પાણી ભૂખે પેટે પીવાથી રૂઝે. એકલું મધ ગરમ પડે, ફાયદો ન કરે

૫૧-સંધીના પાનની લેપડીથી ઊંડો જખમ રૂઝે. આ પાનના બે ટુકડા કરે અને તરત પાછા મેળવે તો જોડાઈ જાય. આ લેપડીથી કોહવાટ અને જીવજંતુ થાય નહિ.

૫૨-કાળિયા સરસના ઝાડના થડમાં ૧ હાથ ખોદાણ કરવાથી તેનું પોચું જણાય તે કાઢી ચૂર્ણ બનાવે, તે જખમ પર લગાડે તો તરત લોહી બંધ થાય અને એક જ વાર ચૂર્ણ દાબી પાટો બાંધવાથી જખમ રૂઝે.

૫૩-દારૂડીનાં મૂળની છાલની લેપડી મૂકે તે પહેલાં બોરડી અથવા બાવળની છાલના ઉકાળાથી જખમ સારી પેઠે ધૂએ.

૫૪-ગધેડાની લાદને પાણી સાથે મેળવી જખમ પર બાંધે.

૫૫-ડીકામાળી જીવજંતુ મારે છે. જખમને કોહવા કાઢે. બાળકના કરમ બહાર કાઢવા એ ખાવામાં લેવાય છે. ભગંદરમાં એની પિચકારી મારે.

૫૬-તલવણીનો રસ ઘા પર લગાડે, તલવણી સફેદ ફૂલની અને પીળાં ફૂલની થાય છે. પીળાં ફૂલના રસમાં તાંબું મળે છે. કીમિયાગરો વાપરે છે. હરતાલની ભસ્મ એનાથી થાય છે. કબરસ્તાનમાં એ ઊગે છે.

૫૭-તલવણીનાં ફૂલો-કાકડાનાં ફૂલો-તળવણીની સીંગને કાગડાની સીંગ કહે છે.

## જળોદર-જલંદર-કઠોદર-નારગોર

૧-સૌથી સારો ઉપાય જળંદર માટે-બિલામું ૧ લઈ તેના માથા પરની ઓપરી કાઢી તેના ૫-૭ કટકા કરી, દૂધમાં ઉકાળી, ગાળીને પાવું. બિલામું, સૂંઠ, મરી, ત્રિફળા, તલ સમભાગે ચૂરણ બનાવી તે ૦। અથવા ૦॥ તોલો ચૂરણ દૂધમાં નાખી પાવું. દવામાં એ જ અને ખોરાકમાં દૂધ.

૨-સાંઢણી(ઊંટડી)નું ફક્ત દૂધ ખોરાક તરીકે લેવાથી ઝાડા આવીને દરદ સાફ થાય.

૩-સરગવાની છાલનો કાવો જવખાર નાખી પાવો.

૪-અઘેડાના આખા છોડનું ચૂરણ ૧ તોલો ૧૬ તોલા પાણીમાં ઉકાળી ૪ તોલા રહે તેમ પીવું.

૫-એકલું ગોમૂત્ર તોલો ૧ રોજ બે વાર પીવું.

૬-કાંટાળા થુવરને બાફી તેનો રસ ૧ તોલો મધ સાથે ખાવાથી ઝાડા થશે. આ ઇલાજ આકરો છે. ગામડાંના લોકોથી સહન થઈ શકે.

૭-કબૂતરની હગાર પાણીમાં ખદખદાવીને પેટ ઉપર લેપ કરે. ખોરાકમાં ખીચડી ને ઘી, બીજું કાંઈ ખાવું નહિ.

૮-વાનો જલંદર, પીપવાળો જલંદર અથવા ગાંઠવાળો જલંદર હોય એ માટે ખરસાણીના થુવરને ઘઉંના મેંદામાં મેળવીને ખમીર બનાવવું. તેમાંથી ૨ માસા લઈ તેની રોટી જેવી ટીકડી કરી અંગાર ઉપર શેકીને ખવડાવવી અથવા પાપડ ઉપર ખરસાણીનું દૂધ ૧ માસા જેટલું લગાડી પાપડ ભૂંજી ખાવામાં લેવો. ઝાડા વાટે બધું નીકળી પડશે. તબિયત તપાસીને દૂધ વધુ-ઓછું આપવું.

૯-ખડચંપાની છાલ ાા તોલો ચોખાના ધોવણમાં ઘસી એકવીસ દિવસ પીવી.

૧૦-કાચો કાંદો ખાવામાં લેવો.

૧૧-દિવેલ તોલા ૩ બકરીના દૂધ સાથે ચાર માસ પીવું.

૧૨-ઇંદ્રવરણાંનું એક તાજું ફળ બશેર પાણીમાં ઉકાળી પાશેર રાખીને પીવું.

૧૩-એળિયો અને ઇંદ્રવરણાંનું ફળ વાટીને પેટ ઉપર મૂકવું.

૧૪-કૂંવાડિયાનાં બીનો ભૂકો ાા તોલો, ગોળ સાથે દિવસમાં બે વાર ખાવામાં આવે તો જલંદર નરમ પડે છે.

૧૫-જલંદરના દરદમાં રેચ લાવવા માટે થુવર કાંટાળિયો જાડી દાંડીવાળાનું દૂધ ૩ વાલ ખવડાવે છે.

૧૬-જલંદર માટે દરિયાના-કોડાની ખાખ વપરાય છે, એમાં ચૂનાનો ભાગ છે. એને લીંબુના રસના ૧૦ પટ આપે. એની ખાખ ાા તોલો, ગોળ સાથે સવારે અને બીજી વાર સાંજે ખાધાથી જલંદર મટે છે.

૧૭-જલંદર-પેટના વાયુ માટે-અજમો ૨ તોલા અને ખારેકના ભૂંજેલા ઠળિયાનું ચૂરણ ૧ તોલો મેળવી તે ચૂરણ બેઆનીભાર રોજ બે વાર પાણી સાથે ખાવું. ઠળિયાને ઘીનો હાથ લગાડીને ગરમ કરે તો ભૂકો જલદી થાય.

૧૮-જલંદર, કઠોદર, નારગોર માટે-ખરસાણી થુવરના દૂધમાં ૧ શેર બાજરીનો અથવા જુવારનો આટો મસળી તેની કાદવના ઠીકરામાં ધીમી આંચે રોટી બનાવી તે રોટીને ૫ દિવસ સૂકવવી. તે રોટીને છુંદી ભૂકો કરી ફરી ખરસાણીના દૂધ સાથે મસળી રોટી બનાવી પાંચ દિવસ સૂકવવી. આ મુજબ ૪ વાર કરવું. ગેર આટાની છેલ્લી રોટી ાા ની થશે. ચોથી વખત રોટી થાય તેને ગરમ ગરમ મસળીને બાજરી જેવડી ગોળી બનાવવી. આમાંની બે ગોળી રોજ ૧ વાર ત્રણ દિવસ સુધી આપવી. પેટમાંથી ગળેલી જેવા કટકા પડશે. પછી ચાર દિવસે બે ગોળી આપવી અને ને એક માસ સુધી ચાર ચાર દિવસે આપ્યા કરવી. ઈયાને મરજ દફે (દર્દીને દુઃખ દૂર) થાય ત્યાં સુધી આપવી; ખોરાકમાં વેંગણનું ભરત, વેંગણની કાતરી, ઘીમાં તળેલી મેથીની ભાજી અને રોટી.

૧૯-જલંદરની ઘણી સખત બીમારીવાળા દરદીની જિંદગીનો ભરોસો નથી, તેવા દરદીને જુવાન ઘોડાનું મૂતર, છાશ જેવું પહેલી ધારનું જવા દેવું,

છેલી ધારનું નીતર્યું મૂતર ઝીલવું, તેને કપડાંથી ૭ વાર ગાળવું અને બે પૈસાભાર દરદીને રોજ પાવું.

૨૦-સારણગાંઠ અને જળંદર માટે ઇલાજ-અજમો ચાર પૈસાભાર અને ખારેકના ૧૭ ઠળિયાનું ચૂરણ બનાવવું. અને તે ચૂરણ બેઆનીભાર રોજ પાણી સાથે બે વાર ખાવું.

૨૧-ઝુમખાદોરીનાં પાનનો રસ પાંચ તોલા આંતરે-આંતરે પાવો. ૩ વાર પીવાથી ઝાડાના રસ્તે દરદ નીકળી જશે.

૨૨-જળંદર-પેટ કોઈ પણ કારણે મોટું થાય-ગરમાળાનાં પાન છૂંદી ગરમ કરવાં. તેનો રસ ૫ તોલા કાઢી દરદીને રોજ બે વાર પાવો અને તેનાં પાનનું વરાળિયું પેટે બાંધવું.

૨૩-વાયુગોળો, સારણગાંઠ અને જલંદર માટે-ઠળિયા વગરની ખારેક ૧૭ ભાગ, અજમો ૪ ભાગ-એનું ચૂર્ણ ૦। તોલો ૧૫ દિવસ રોજ બે વાર ખાવું.

૨૪-મૂળાના પાનનો રસ બે તોલા અને દિવેલ ૧ તોલો મેળવીને રોજ પીએ.

પેશાબે રેતી હોય તે નીકળે-મૂળાનાં પાનનો રસ ચાર તોલા સવારે ભૂખે પેટે પીવો. ખમાય એટલી વાર પેશાબ રોકવો. પછી એકદમ પેશાબ થવાથી રેતી બહાર નીકળશે.

૨૫-જલંદર માટે માણસની ખોપરીનું હાડકું પાણીમાં ઘસી દરદીને પાવું.

૨૬-જલંદર મટે-સમુદ્રફળને દિવેલમાં ઘસી રોજ પીએ.

૨૭-જલંદર-પેટ મોટું થાય, પગ તવાઈ જાય, (કતરાઈ જાય) તે માટે-૦॥ શેર સોનામુખી ૭ શેર પાણીમાં ભીંજવવી. ૩ કલાક પછી સોનામુખી ચોળવી. ૧ રાત ઠારમાં રાખવી અને કપડા વતી ગાળી લેવી. દરદીને તરસ લાગે ત્યારે આ પાણી પાયા કરવું.

૨૮-જલંદરવાળા દરદીના પેટ પર દબાણ કરીએ ને ખાડો પડે તો રાઈ ગાયના મૂત્રમાં છૂંદીને ખાવી. ૧ થી ૪ વાલ.

૨૯-જલંદર-જલંદર વાથી થાય છે તે દરદી પાણી બહુ પીએ છે. તેનું પેટ ઠોકીએ ને ઢોલના જેવો અવાજ આવે, તે માટે લસણની કળીઓના છોતરાં કાઢી તેને પથ્થર ઉપર વાટીને પૂરતા મધમાં મેળવી રાખવી. સાત દિવસ પછી અથાઈ રહે ને તેમાંથી ૦। તોલો અથવા વધારે ૪૦ દિવસ સુધી સવારે ને સાંજે ખવડાવવું.

૩૦-જલંદર તથા કલેજાંના દરદ માટે, ધાંગરી માછલીની પથરી પાણીમાં ઘસીને પીએ.

૩૧-જલંદર, બરોળ, કાળજું, સંધિવા માટે-સુરીજન એલચી સાથે મેળવીને તેની એકેક વાલની ગોળી કરીને એક અથવા બે ગોળી દિવસમાં બે વાર ખાવી.

૩૨-જલોદર યાને જલંદરવાળા દરદીને અંકોલના મૂળનો કાઢો અથવા મૂળ પાણીમાં ઘસી ઘણા દિવસ પાવું.

૩૩-જલંદર, મનની દિલગીરી, મગજની બીમારી માટે-કાળી કુટકીના મૂળની ભૂકી ૧ થી ૨ વાલ વપરાય છે.

૩૪-જલંદર માટે દિવેલ તોલા ૩ બકરીના દૂધ સાથે ચાર માસ સુધી પીવું.

૩૫-જલંદર માટે ઇલાજ-કાંદાના બીનું ચૂર્ણ ૪૫ તોલા અને જૂના કામળાં(વાંસ)ની રાખ સમભાગે મેળવી તેમાંથી ા તોલો અથવા વધારે ૬ મહિના સુધી રોજ પાણી સાથે ખાવી. પેટનું પાણી મૂત્ર-મળમાં નીકળી જશે અને વાઢકાપ કરવાની જરૂર રહેશે નહિ.

૩૬-જલંદર માટે-બરૂના મૂળનું ચૂર્ણ ાા તોલો મધ સાથે ખાય.

## જલંદર-શોથરોગ-પેટની ગાંઠ-સોજો

૩૭-લીંડીપીપરને ૫ તોલા ખરસાણી થુવરના રસમાં આખો દિવસ ૭ દિવસ સુધી ઘૂંટવું. રોજ થુવરનો રસ તાજો બનાવવો. એને સૂકવી ચૂર્ણ બનાવે. ૧ અથવા ૨ રતી ચૂર્ણ પાણી સાથે આપો.

૩૮-છીપનો ચૂનો, જવખાર, સિંધાલૂણ સમભાગે મેળવી ૫ વાલ રોજ દહીં સાથે ખવડાવવું.

૩૯-મોરથૂથુ, લીંડીપીપર, ગંધક, હરડેની છાલ સમભાગે મેળવે. પાંચ દિવસ ખરલ કરે. પછી ગરમાળાના રસમાં ૫ દિવસ ખરલ કરે. ૨ વાલ ચૂર્ણ રોજ એક વાર પાણી સાથે ખાવું.

૪૦-પોપટી અથવા પીલુડીના પાનનો રસ સોજા ઉપર લગાડે.

૪૧-વજ પાણીમાં ઘસી લગાડે.

૪૨-અરણીનાં પાન ગરમ પાણીમાં વાટી લગાડે.

૪૩-ફીડામારી, અજમો પાણીમાં વાટી ગરમ કરી લગાડે.

૪૪-લીંછિયાનાં પાન બે રતી મધમાં મેળવી બબ્બે પહોરે ચટાડે અને સોજો ઊતરે.

૪૫-મકાઈની મૂઠ ાા તોલો પાણીમાં વાટી પીવી.

૪૬-સૂંઠ અને અજમો સમભાગે લઈ તેનું ચૂર્ણ ાા તોલા ગોળમાં બે વાર રોજ ખાય અને એ બધી ચીજને વાટી ગરમ કરી સોજા પર લગાડે.

૪૭-સરગવાનાં મૂળ પાણીમાં ઘસી લગાડે.

૪૮-પાનકાંદો-જંગલીકાંદો, સિલ્સારટનો ભૂકો ૧ થી ૩ વાલ મધ સાથે રોજ બે વાર આપે એથી પેશાબ છૂટે.

૪૯-કૂતરિયા ઝીપટાનાં પાન ાા તોલો ખવાડે અને તેનો ખરડ કરે.

૫૦-અઘાડાની રાખ ૧ તોલો અથવા વધારે પાણી-ાા શેર પાણીમાં નીતરું પાણી દવા તરીકે પીએ. વધારે પાણી પિવાય તેમ સારું.

૫૧-નગોડના રસમાં સમુદ્રફળને નવ દિવસ પલાળે, છાયામાં સુકવે. ૧ વાલ ચૂર્ણ ૦ા શેર દૂધ સાથે ૭ દિવસ પીએ.

૫૨-ભિલામાંનો શીરો ખાવાથી જલંદરને ફાયદો થાય. શીરો બનાવાની રીત: ભિલામું ૨ તોલા, ઘી ૨ાા તોલા, ઘઉંનો આટો ૨ાા તોલા અને ખપે એટલી ખાડ રોજ ૧ વાર ખાય, ગરમી દેખાય શરીરે બફારો ઘણો લાગે તો ખાવું બંધ કરે.

## જીવજંતુ મરે-જીવડા મરે, માખી નાસે, મચ્છર નાસે, કીડા મરે

૧-કોહવાટવાળાં ગૂમડાં ઉપર દીકામાળીની રાખ મૂકે તો અંદરના જીવડાં નીકળી પડે.

૨-કોહેલા શરીરના ભાગ આગળ દીકામાળી પાણીમાં ઘસી લગાડે અથવા એનો ઉકાળો કરી તે દરદવાળા ભાગને ધૂએ તો માખી એ દરદ ઉપર બેસે નહિ અને તે કોહવાટવાળા ભાગ ઉપર જીવજંતુઓ બાઝે નહિ.

૩-ઝીણાં જીવડાં મારી નાખવાનો કરંજમાં ગુણ છે. માથાના ખોડા અને ચામડીનાં દરદો માટે આખું ઝાડ વપરાય છે.

ચામડીનાં દરદો માટે કોઈ મલમ બનાવવો હોય તો તેમાં કરંજનું તેલ વાપરવું ફાયદાકારક છે.

૪-માખીઓ નાસે-ધંતૂરાનાં મૂળિયાંને પાણીમાં ઉકાળી તે પાણી છાંટ્યાથી અથવા મૂળિયાંનો ધુમાડો કરવાથી માખીઓ નાસે છે.

૫-ચામડીનાં દરદો જંતુવાળાં હોય તે ઉપર ધંતૂરાના પાતરાંનો લેપ લગાડવાથી જીવડાં મરી જાય છે.

૬-માખી દૂર થાય-ગંધક તેલમાં મેળવી ઘોડાના પગને લગાડે તો માખી ઘોડા પર બેસે નહિ.

૭-ડંખ મારતાં જીવજંતુ નાસે-ગુલબેનમ ગમનો ધુમાડો કરે.

૮-ઋષિઓએ ગાયના મૂતરને અમૃતરૂપ માનેલું છે. તે બીજા એસિડો કરતાં જીવજંતુને અને બારીક જીવડાંનો વધારે જલદી નાશ કરે છે.

૯-હવા ચોખ્ખી થાય, જીવજંતુ મરે, સાકરને અંગારા ઉપર મૂકી ધુમાડો કરે.

ક્ષયનાં જીવજંતુ મરે-સાકરનો ધુમાડો દરદીને આપવો. હુકો પીવામાં તંબાકુ સાથે ગોળ મેળવવામાં આવે છે. તેની મતલબ ક્ષયના જીવજંતુનો નાશ કરવાની છે.

૧૦-જીવડાં મરે-શરીર પર કોહવાટ થઈ જીવડાં પડે તો કાંટાસળિયાનાં પાનનો રસ લગાડે તો જીવડાં મરી જાય.

૧૧-સીતાફળીનાં પાંદડાં તથા બી જીવજંતુને મારે છે.

કોહવાટવાળા ભાગમાં, સીતાફળીનાં પાંદડાંની પોટીસ મૂકવાથી કોહવાટને રૂઝવે છે.

૧૨-જીવજંતુ મરે-પાણીમાં ખરાબ જીવજંતુ હોય તો તેમાં લીંબુનો રસ નાખવાથી જીવજંતુ મરે છે.

૧૩-હોજરી અને આંતરડામાં જીવજંતુ થયાં હોય તો લીંબુ, ટામેટાં, લીલી દ્રાક્ષ, અનેનાસ વગેરે ખટાશવાળાં ફળનો રસ પીવાથી જીવજંતુ મરે. જે ફળનો રસ પેટમાં જવા પછી પણ ખટાશ પકડતો હોય તે જીવજંતુ મારે છે તે જર્મિસાઇડ છે.

૧૪-જીવજંતુઓ પેદા થાય-ચણાના લોટને મોઢામાં ભીંજવીને બહાર કાઢી તે ઉપર દહીંનું પાણી રેડે તો પુષ્કળ જીવજંતુ પેદા થાય. કઠોળ સાથે દૂધ-દહીં ખાવાથી અજીરણ થાય.

૧૫-કીડામારીના પાનનો રસ લગાડે તો કીડા ખરી પડે.

૧૬-માખી નાસે-જ્યાં કીડામારીનાં પાનનો રસ લગાડો ત્યાં માખી ન આવે.

૧૭-જીવજંતુ મરે-લીમડાનાં બીનું તેલ ઘા ઉપર કાર્બોલિક તેલની જગાએ વપરાય છે. જીવડાને મારે છે અને રૂઝ લાવે છે.

૧૮-જીવજંતુ મારવા માટે-માંદા માણસના બિછાના આગળ સરકો છાંટવો.

૧૯-નાકમાંથી લોહી પડે-જીવડાં પડે તો લીંબોળીનું તેલ નાકમાં મૂકે.

૨૦-મગજમાં પડેલાં જીવડાં નીકળે, શરીર પરનાં જીવડાં મરે-કપૂર, જાયફળ ડીકામાળી, તંબાકુ દરેક ૦। તોલો લેવું. ૬ તોલા તેલ અને ૧૪ તોલા પાણીમાં ઉકાળી તેલ બનાવી તે તેલ લગાડવું. મગજ માટે તે તેલ નાકમાં નાખવું.

૨૧-જીવજંતુ નાશ પામે, કીડા મરી જાય-૧ તોલો કરમદીનાં મૂળને પાણીમાં વાટી ૪ તોલા તેલમાં નાખી ઉકાળે, તે તેલ જખમમાં પડેલા કીડાને લગાડે તો કીડા મરે.

૨૨-માખી દૂર થાય-કરંજનું તેલ ચામડી પર લગાડે તો માખી બેસે નહિ. માખીનું જોર, ઉપદ્રવ, શ્રાવણ માસથી ભાદરવા સુધી રહે છે.

૨૩-જીવડાં નીકળે-કોહવાટવાળાં ગૂમડાં ઉપર ડીકામાળીની રાખ મૂકે તો અંદરનાં જીવડાં નીકળી પડે.

૨૪-જાનવરને કીડા પડે તો બિલામાંની ધૂંઈ આપવી.

૨૫-કોહવાટના કીડા-શરીર પરના જખમ-વાસ મારે અથવા તેમાં કીડા પડે તો મધને ગરમ કરી જરા ઘટ્ટ બનાવી તેની પટ્ટી કરી જખમ પર મુકાય છે.

૨૬-ઊડતા રોગના જીવજંતુઓનો ઘરોમાંથી નાશ કરવા માટે ચૂનો

ધોળવામાં આવે છે તે વખતે ૧ મણ ચૂનાના પાણીમાં પોણો તોલો મીઠું નાખવાથી વધારે સારું પરિણામ આવે છે.

જુઓ 'માખી નાસે', 'મચ્છર મરે'

## જીભનો સ્વાદ સુધરે

૧-મોઢાનો સ્વાદ બગડેલો હોય તો બાવળની પાલી ચાવવી.

૨-જીભ સમરે, જીભે સ્વાદ વધે-અક્કલગરાનું છોડ મોઢામાં મૂકી ચૂસવું.

૩-જીભ સૂન મારે, જડબાં બહેર મારે-કૂતરિયા ઘાસનો રસ જીભે અથવા જડબાંએ લગાડે તો જીભ સૂન મારે અને જડબા બહેર મારે.

૪-જીભ દાંતથી કપાય અને દાંત આરપાર નીકળ્યો હોય અથવા જીભ સહેજ વળગી રહી હોય તે જખમ ૩ઝે-કાથો ૧।। તોલો, ચેવલી પાન ૦। તોલો, બંને સારી પેઠે વાટવા. આ ચૂનો ૧ તોલો, તેલ ૧ તોલો સાથે મેળવવો અને મેળવણી મેળવીને મલમ બનાવવો. ચેવલી પાનનો એક ટુકડો જીભની નીચે મૂકવો. પછી જીભ પર મલમ લગાડી તે ઉપર બીજી પાનની પટ્ટી મૂકવી. લોહી બંધ થાય નહીં તો ફરી ફરી આ ઇલાજ કરવો.

## ઝાડા બંધ થાય

૧-૨।। માસા જાયફળનું ચૂર્ણ દહીંમાં મેળવી ખાવું.

૨-ઝાડાના ઉપાય-કોઈ દરદીને ઝાડા રોજ થતા હોય તેને માટે નીચલો ઉપાય છે.

દિવેલ જુલાબનું ૦।। તોલો, નારંગીનો રસ ૧૦ તોલા-એ બંનેને મેળવવું. તેમાંથી એક ચમચી પાણી વગર પીવું, દિવસમાં ૫ વાર પીવું. જરૂર જણાય તો એકેક કલાકે પીવું.

૩-જમાલગોટાનો જુલાબ ઘણો લાગી ગયો હોય તો મરી ૦। તોલો પાણી સાથે મેળવી પીવું. પછી દહીં-ચોખા ખાવા એટલે ઝાડો બંધ થાય.

૪-ઝાડા બંધ થાય-વેંગણની જડનું ચૂર્ણ બેઆનીભાર ગરમ પાણીમાં પીવું.

૫-જાનવરો ઘાસ ખાય છે તે ઘાસની કંઠી તોલો ૦। ઘી સાથે ખાવી.

### લોહીના ઝાડા

૬-આમળાનું ચૂર્ણ ૦।। તોલો અથવા આમળાનો મુરબ્બો ખાય તો લોહી બંધ પડે.

૭-ગમે તે કારણથી લોહી પડે તે માટે-અરડૂસીનાં પાનનો રસ ૧ તોલો સાથે પીએ. એમાં વાળો સાથે મેળવવાથી ગુણ વધે.

૮–મોઢામાંથી પડતું લોહી બંધ થાય–અંજીર અથવા ઊમરાનાં પાકાં ફળ ૫ તોલા સાકર સાથે ખાય.

૯–નાકમાંથી પડતું લોહી બંધ થાય–ગાયના છાણના રસમાં જરા સાકર મેળવી, નાકમાં ટીપાં મૂકે.

૧૦–નાકમાંથી લોહી માટે ઘીમાં જરા સાકર મેળવી નાકે લગાડો.

૧૧–ગોળનું પાણી ૨॥ તોલા ૧૦ ટીપાં આદુંના રસમાં મેળવી મૂકવું.

૧૨–લોહી જખમમાં–શંખજીરું દાબવું. ઝીપટાના પાનની લેપડી મૂકવી.

૧૩–અર્શ, મરડો અને ફેફસામાંથી પડતું લોહી માટે–ઝિપટાના મૂળને પાણીમાં ઘસી પીવું.

૧૪–લોહીવા અને નાકમાથી પડતાં લોહી માટે–ઠંડા ૦। શેર દૂધમાં ૧, ૨ વાલ ફટકડી નાખે, દૂધ ફાટે; તેનું ગાળેલું પાણી પીએ.

## ઝામરો

શરીર પર ફોલ્લો થાય છે. તેમાં છાગરાની માફક પાણી ભરાય છે અને વેદના બહુ ચાલે છે. તે ઝામરો છે. તેના ઇલાજો:

૧–મેંદીના પાણીનો લેપ લગાડવો.

૨–સોનાગેરુ પાણીમાં મેળવી લગાડવુ.

૩–તકમરિયાં પાણીમાં વાટી બાંધવાં.

૪–ગળાથી રંગાયેલા દોરાને સોયમાં પરોવો. સોયને ઝામરામાંથી ફોડી કાઢી દોરાના બંને છેડા બાંધી રાખવાથી ઝામરો સારો થાય છે.

૫–તાંદળજાની ભાજીનો રસ મરી સાથે પીવો.

૬–ઝામરો તરત મટે–કાચાં કેળાંની છાલની રાખ લગાડતાં જ ઝામરો શાંત પડે છે.

૭–ઝામરો–મરી અને તકમરિયાંની લેપડી મૂકવી.

૮–કાચાં કેળાંની છાલ ઝામરો સાફ કરે.

### ઝામરવા

૧–કોઈ ઇલાજ લાગુ ન પડે ત્યારે નીચે મુજબ ઇલાજ કરવો: કડવાં તૂરિયાંના ફળને પાણીમાં ૧ રાત ભીંજવી તે પાણીથી બાજરીના લોટનો રોટલો બનાવી માથે મૂકે. તે રોટી ઉપર તૂરિયાના બનેલા પાણીનું પોતું મૂકવું બપોરના ૧૨ થી ૪ કલાક સુધી કામ કરવું. દસ દિવસે આરામ થાય.

૨–શરપંખાનું મૂળ પાણીમાં ઘસી માથે લગાડવું.

૩–કૂકડવેલ અથવા કડવી તુંબડીના ફળના પાણીથી નાકનો રેચ લેવો. નાક ઝરે ને માથાનો દુખાવો નરમ પડે.

## ઝાડા થાય, જુલાબ લાગે, પેટ આવે, દસ્ત આવે

૧-જુલાબ માટે-ઠળિયા કાઢેલી કાળી દ્રાક્ષ ૦।। શેર, ગુલાબજળ ૦।। શેર, ૧૨ કલાક ભીંજવી ૦।। શેર રસ કાઢવો. તેનું શરબત બનાવી એક ચમચો પીવાથી ઝાડો આવે છે.

૨-કપિલો એક ઝાડના ફળનો ભૂકો છે. રંગે ઈંટના ભૂકા જેવો છે, સ્વાદમાં કડવો છે, સ્વભાવે ગરમ છે. એનો બી રંગ તરીકે વપરાય છે.

જુલાબ, કરમી, આફરો, લોહીવિકાર માટે કપિલો વપરાય છે. ચાંદાં ઉપર એનો મલમ કરી વાપરે છે.

૩-કપિલાનો જુલાબ પેટમાં દુખાવે છે માટે તેની સાથે હરડે, વાવડિંગ, સિંધવખાર ઉમેરે છે.

૪-જુલાબ બચ્ચાંનો-દિવેલ અને મધ મેળવી ચટાડવું.

૫-જુલાબનું શરબત-ઇંદરવાની છાલ બે ભાગ, પાણી દસ ભાગ ઉકાળીને બે ભાગ રાખવું. જેટલી છાલ એટલી ખાંડ નાખી શરબત બનાવવું. બે તોલા શરબત પાણી સાથે એકવાર પીવું.

૬-જુલાબ આવે-જેલપ-(ગુલબાસીની ઝીણી ભૂકી) હિંદુસ્તાનની જેલપ કરતાં વિલાયતી જેલપમાં જોર વધુ છે. જુલાબના કામમાં આવે છે. માત્રા બે માસા છે. એ બલગમ કાપે છે.

જેલપને બદલે નસોતર (નીસવત) વાપરો તો ચાલે. બંનેના ગુણ સરખા છે. નસોતર વધુ ગરમ છે.

૭-જુલાબનું તેલ-જમાલગોટા (શોધેલો), અમલસારો ગંધક, ટંકણખાર, સૂંઠ દરેક ૦।। તોલો એ સર્વેને ખાંડીને નાળિયેરમાં ભરી તેનું મોં બંધ કરવું. એક ગજ પહોળો અને એક ગજ ઊંડો ખાડો જમીનમાં ખોદીને તે નાળિયેર ૩૦ દિવસ રહેવા દેવું. તેમાંથી તેલ નીકળે તે (વીસે) નખે અથવા ડૂંટીએ લગાડે તો જુલાબ આવે. જુલાબ બંધ ન થાય તો મરી ૦ તોલો, ઘી ૧ તોલો ખાવું અને પછી દહીં સાથે ચાવલ ખાય તો પેટ બંધ થાય છે.

૮-એકસ્ટ્રેક્ટ કોલોસિન્થ-ઇંદ્રવારણાંના ફળના ગરનો એ શીરો છે. એ ફળનો ભૂકો પણ થાય છે. જુલાબ માટે આ આખું ફળ ઉપયોગી છે. મગજના તેમ જ આંખના ખરાબ રસ માટે આનો જુલાબ સારો છે. ભૂકાની માત્રા એકથી બે માસાની છે.

૯-ભૂંજ્યા વગરના ઇંદ્રજવની ભૂકી ૦।। તોલો પાણી સાથે ખાવી.

૧૦-ગરમાળાનો ગર ૦।। તોલો ગરમ પાણી સાથે મેળવી પીવો.

૧૧-ઝાડો અને પેશાબ એક પહોરમાં છૂટે-ઇંદ્રવરણાનું મૂળિયું તોલો ૦।। પાણી સાથે પીવું.

૧૨-જુલાબ મટે-ગોમૂત્રને કપડાથી ગાળીને પીવું. જેમ વધારે વાર ગાળે તેમ રેચક ગુણ વધે છે. ગોમૂત્રને બાળવાથી તેનો ખાર નીકળે છે

૧૩-જુલાબ માટે-દૂંટી ઉપર સુરજમુખીનાં બીનાં તેલનું ટીપું પાડવું.

જુલાબ આવે, આમ વા નીકળે-ઘીમાં તળેલી હરડે અને સોનામુખી સમભાગે ૦। થી ૦॥ તોલો મધમાં ચાટે.

હીમજી હરડે નાની કાચી-જુલાબ લાવે છે.

૧૪-શરીરે શક્તિ આવે. ઝાડો ખુલાસાથી લાવે-આમળાંના ઝાડની છાલનું ચૂર્ણ ૦॥ તોલો દૂધ સાથે ઉકાળીને પીએ.

૧૫-સોનામુખી સાથે લીંબુનો રસ પતાસામાં ખાય તો જુલાબ ઘણો લાગે. તે બંધ કરવો હોય તો ખીચડી ને ઘી ખાવું.

૧૬-જુલાબ માટે-બારીક રેવંચીના ભૂકાને સાત વાર સરકામાં પટ આપવો. આ પકાવેલો રેવંચી શીરો ૧ વાલ ખાંડ સાથે ફાકે. ઉપરથી ગરમ પાણી પીએ, જેટલી વાર પાણી ગરમ પીવામાં આવે છે તેટલી વાર ઝાડો આવે છે.

૧૭-જુલાબ-એરંડિયાનો જુલાબ બધા જુલાબ કરતાં સારો છે. નબળાઈ બિલકુલ કરે નહીં.

૧૮-ઝાડો આવે-દિવેલના ૧૦ બીના મગજને વાટી મધ સાથે ખાય તો દિવેલના જેવો જુલાબ લાગે.

૧૯-ઝાડો આવે-ઝાડો નરમ થાય-બદામ અને સાકર દરેક ૦॥ તોલો, માખણ એક તોલો મેળવી તે બે વાર ખાવું. એમાં હીમજી હરડે ૦। તોલો મેળવે તો જરૂર ઝાડો આવે.

૨૦-વરિયાળીને કપડામાં મૂકી મસળવાથી એની અણીવાળી છાતરી નીકળી જાય છે. એનો ભૂકો ઘીમાં લાલ કરવો. સાકરના શીરામાં નાખી તેના કટકા બનાવવા. રોજ સવાર-સાંજ ખાવાથી ઝાડો આવે છે.

૨૧-ગુલાબની કળી ૨ તોલા અથવા જરૂર જણાય તેટલી ભાતમાં રાંધે, ને ભાત ખાય તો જુલાબ સાફ આવે.

૨૨-વરિયાળીના ભૂકાને સાકરના શીરામાં મેળવી કોપરાપાકના જેવા કટકા કરી ૧ તોલો રોજ સવારે ખાય તો કબજિયાત મટે.

૨૩-ગોળ ચાલુ ખાવામાં લેવાથી કબજિયાત રહે નહીં.

૨૪-ભોંયરીંગણીનું બંધ વાસણમાં બાળીને બનાવેલું ચૂર્ણ ૧ રતી પાન સાથે રોજ ખાય

૨૫-એ બનાવવાની રીત: ટંકણખાર, પારો, કાળાં મરી, ગંધક એક ભાગ, સૂંઠ ૨ ભાગ, નેપાળાના ૯ ભાગ એકત્ર કરી ચૂર્ણ બનાવે.

૨૬-કાળી નાઈ એના ઉપર સુંદર ફૂલ થાય છે. ફૂલ ઉપરથી બ૯

નીચેથી સફેદ હોય છે. એનું મૂળ પાણીમાં ઘસી પીવાથી જમાલગોટા માફક ઝાડા લાવે છે.

૨૭-જુલાબની ગોળી-એળિયો ૧/૩ ભાગ, સૂંઠ ૧/૩ ભાગ, સાબુ ૧૯/૬૦૦ ભાગ, ૪ ગ્રેનની ગોળી કરી ૧ ખાવી. ( Beecham's Pills છે.)

૨૮-જુલાબ લીધા પછી બીજે દિવસથી ૦। તોલો ત્રિફળા રોજ બે વાર લેવામાં ફાયદો છે. ત્રિફળામાં બહેડાં આવે છે, તેની અંદરની મીંજમાં ઘેન લાવવાની ખાસિયત છે; છતાં ચૂર્ણ બનાવતાં બહેડાનો મીંજ સાથે છૂંદી નાખવામાં કેટલાક વૈદ્ય અડચણ જોતા નથી.

૨૯-નખ ઉપર તથા ડૂંટીએ લેપડી લગાડે તો ઝાડા થાય. લેપડી બનાવવાની રીત-નેપાળાનું તેલ, એરંડીની મીંજ, ટંકણખાર સમભાગે લઈ કંટાળાના દૂધમાં છૂંદી લેપડી બનાવવી.

૩૦-ઇંદ્રવારણીનાં ફળ પીળાં અને રાતાં થાય છે તે તથા તેનાં મૂળ ઝાડા લાવવા ઉપયોગી છે. એના જુલાબથી પેટમાંથી દુખાવો થાય છે.

ફળની ગાબડી કાઢે, ઉપર નીચે છાણાં મૂકી સળગાવે. મટોડી લગાડે. મટોડી લાલ થાય ને ફળ બહાર કાઢે. અંદરનાં મરી જુલાબ તરીકે વાપરે.

૩૧-પાણીને ઉકાળવું. ચોથે ભાગે બાળવું. તે પાણી ૦। શેર કે વધારે રાતે સૂતી વખતે તેમ જ સવારે ઊઠતી વેળા પીવું.

૩૨-ત્રાંબાના વાસણમાં રાખેલું પાણી સવારે મળસકે બિછાનેથી ઊઠતાં જ ૦। શેર અથવા વધારે પીએ તો કબજિયાત મટે, વાયુ, પિત્ત, કફની શાંતિ થાય.

૩૩-ઇચ્છાભેદી રસ-સૂંઠ, મરી, પીપર, ગંધક, ટંકણખાર, એકેક ભાગને વાળાના બીજ બે ભાગ, એની બે રતીભારની ગોળી કરવી. ૧ ગોળી સાકર સાથે સેવન કરી અડદના ધોવણના પાણીના જેટલા ઘૂંટડા પીએ તેટલા ઝાડા થાય. ઇચ્છાભેદીરસ ૧ રતીભાર ઠંડા પાણી સાથે સવારે લેવો. ઝાડા આવ્યા કરે. ગરમ પાણી પીએ ત્યારે ઝાડા બંધ થાય.

૩૪-નાભિ જુલાબ-મોરથૂથુ, થોરનું દૂધ, નેપાળો, એરંડીનાં મીંજ સમભાગે લઈ લેપ કરી ડૂંટીની આસપાસ લગાડે.

૩૫-ગોમૂત્રને કપડાથી ગાળે અને પીએ. જેટલી વખત ગાળે તેટલા ઝાડા થાય.

૩૬-પેઢા ઉપર ઠંડા પાણીનાં પોતાં મૂકે તો ઝાડો થાય.

૩૭-દૂધ પિચકારીથી જુલાબ આપે-એક લાંબી પાંઈટ બોટલ અથવા સાંકડા મોઢાની શીશીને ગરમ પાણીમાં બોળે. પછી તરત ઠંડા પાણીમાં મૂકે તો તળિયું નીકળી જાય. ૧ સોટા ઉપર કપડું વીંટાળે. શીશીના તળિયાને બેસતું આવે તેવું કરે. એટલે મોટી પિચકારી બને તે વતી દવા સફરામાં નાખે.

જીભે કાતરા પડે

ઘિલોડાં લીલાં મોઢામાં મૂકી ચાવે. ૫ મિનિટ રાખી થૂંકી નાખે.

## જૂ માથાની મરે-લીખ માથાની મરે-ચામજૂ મરે

૧-કાળીજીરી લીંબુના રસ સાથે મેળવી માથામાં લગાડે તો માથાની જૂ મરે.

૨-ઈંદ્રજવનાં બીનો ભૂકો મસળે તો જૂ મરે.

૩-ચામજૂ મરે-દરિયાના પાણીથી શરીરને ખૂબ ચોળીને નાહવું. કૂવાના પાણીમાં મીઠું નાખીને ઉપર મુજબ કરો તોપણ ફાયદો થાય.

૪-કાંગફળ બે તોલા, તેલ ાા શેર બંનેને ચૂલા પર કકડાવી તેલ કરી માથે ભરી માથું બે પહોર બાંધી રાખે તો જૂ ફરીથી થાય નહીં.

૫-જૂ અને લીખ મરે-ગંધક, વાવડિંગ, મનશિલ દરેકને ૮ તોલા ગોમૂત્ર સાથે વાટી મેંદા જેવું કરે. તેમાં ૩ાા શેર ગોમૂત્ર અને ૧ા શેર સરસિયું તેલ મેળવી ચૂલે ઉકાળે. પાણી બળી રહે ત્યારે તે તેલ ગાળે, આ તેલ માથે લગાડે.

૬-બે ભાગ ગંધક, એક ભાગ પારા સાથે એકરસ કરે તે ભૂકો બે વાલ જેટલો લઈ તેલમાં મેળવી રાતે માથે મસળે અને માથું બાંધી રાખે, સવારે માથું છોડે. જૂ કપડાને વળગેલી જણાશે.

૭-પારાને નાગરવેલના પાનમાં સારી પેઠે મેળવીને ઉપર લગાડે અને તે કપડું માથે બાંધે તો જૂ ખરી પડે.

વાળો નાશ પામે-પારો ૧ ભાગ, ઘી બે ભાગ, કોકમનું ઘી ૩ ભાગ મેળવી તે મલમ મસળે.

૮-ચણાને એક રાત છાશમાં ભીજવી રાખવા. તેને સવારે છાશમાં વાટી માથે ચોળવા. બે પહોર પછી માથું ધોઈ નાખવું.

૯-જૂ માથાની, ખોડો માથાનો, નીકળે-શિજળી ખાંડની સાથે લીંબુનો રસ મેળવી માથે લગાડે.

૧૦-લીંબોળીનું તેલ ચોપડવાથી માથામાંની જૂ મરી જાય છે.

જૂ મરે-સીતાફળનું ચૂર્ણ માથે લગાડી આખી રાત બાંધી રાખે તો લીખ અને જૂ મરે.

૧૧-જૂ-લીખ માટે: સંચોરો પાણી સાથે મેળવી લગાડવો.

માથાની જૂ-અરીઠાના ફીણથી મરે છે.

૧૨-શરીરે જૂ પડે તો વજકાવલી ૧ ભાગ અને ઉપલેટ ૨ ભાગ તેલમાં ઉકાળીને ૭ દિવસ શરીર પર ચોપડીને નાહવું.

૧૩-જૂ માટે ધતૂરાનું તેલ વપરાય છે.

૧૪-જૂ મારવા માટે પારો પાનના રસમાં મસળીને લગાડવો.

૧૫-જૂ માથે થવા દે નહીં-જેને વારંવાર માથે જૂ થતી હોય તેને નીચે મુજબ ગળે બાંધી રાખવું:

બદામને ઝીણું કાણું પાડી ખુલ્લી મૂકવી. કીડીઓ અંદરનું મગજ ખાઈ જાય તે બદામમાં પારો ભરવો. તેનું કાણું લાખથી બંધ કરવું. આ બદામ ગળે લટકાવી રાખે તો જૂ પાકે નહિ.

૧૬-જૂ મરે-મધ માથે ચોપડવાથી જૂ મરે છે.

૧૭-જૂ મારવા માટે પારાને મૂળાના પાનના રસમાં મસળીને લગાડવો,

### જૂ માથાની-લીખ (નિખ)

૧૮-કોકમના ઘીમાં બનાવેલો પારાનો મલમ લગાડવો.

૧૯-ધંતૂરાનાં પાનનો રસ માથે લગાડવો.

૨૦-ઈરિપંદ છોડનું બનાવેલું તેલ માથે લગાડવું.

૨૧-કઠનો ઉકાળો માથે ઘસવો.

૨૨-સરસિયું અથવા લીમડાનું તેલ માથે લગાડવું.

૨૩-સીતાફળના બીના મગજને વાટી ઘી સાથે માથે લગાડવું.

૨૪-સીપીચન ધૂપેલમાં મેળવી લગાડવું.

## ઉંદરના ડંખનું ઝેર

૧-ઉંદરના કરડવાથી ઝેર ચડે છે. શરીરે ચાઠાં પડે, ઘારાં પડે ત્યારે અંકોલનું લાકડું ઘસીને પાવું અને ઘારા ઉપર ચોપડવું. દરદીને માટી ખવડાવી. જો ઉંદરનું ઝેર હોય તો માટીનો સ્વાદ ખાટો લાગશે.

૨-સાપની કાંચળીનો ધુમાડો ૩ દિવસ આપવો.

૩-ઉંદરના ઝેર ઉપર દિવેલ લગાડવું.

૪-કોપરું મૂળાના રસમાં વાટી લેપ કરવો.

૫-દિવેલ લગાડવું અને દરદીએ મીઠું કોઈ પકવાનમાં ખાવું નહિ.

૬-ડમરાનું મૂળ અથવા ડાળી પાણીમાં ઘસી લગાડવાં.

૭-ઉંદરના ડંખથી બળતરા બળે, ચાઠાં પડે તે ઉપર ઉંદરની લીંડી વાટી લગાડવી.

૮-ઉંદરકનીનો રસ શરીરે મસળવો અને પીવો.

૯-ઉંદરના ડંખ માટે સૂંઠ, મરી, પીપરને છાણના રસમાં ઘસી દરદીને અંજન કરવું.

૧૦-ઉંદરનાં અને સાપના ઝેર માટે-અંકોલનું મૂળ તોલો ૦ા ચોખાના ધોવરામણમાં વાટી મધ સાથે ખવડાવવું. અંકોલનું મૂળ રેચક છે અને ઊલટી કરાવે છે અને તેથી ઝેર ઊતરે છે.

૧૧-ઉંદરના ડંખવાળા દરદીને સાપની કાંચળીની ધૂણી ૩ દિવસ આપવી.

૧૨-ઉંદરના ઝેર માટે : ઉંદર ઝેરી હોય તો થોડો વખત ગયા પછી દરદીને રતવા જેવા ચાઠાં શરીરે નીકળે છે. સોનામુખીનો ઉકાળો ૭ દિવસ પાવો જેથી ઝાડા સાફ આવે તો ઝેર નીકળી જાય.

૧૩-ઉંદરના ઝેર ઉપર દિવેલ લગાડવું.

૧૪-ઉંદરના ઝેર માટે : કરંજના ઝાડની છાલ અથવા બી ઘસી લેપ કરવો.

૧૫-ઇંદ્રવરણાંના ફળમાં જેટલાં રહે તેટલાં મરી ભરી સૂકવવાં. તેમાંથી ૨૦ મરી રોજ બે વાર દરદીને ખવડાવવાં. ચોથે દિવસે જુલાબ આપવો. દરદીને પવનમાં રાખવો નહિ.

૧૬-અંકોલની છાલ ૦॥ તોલો અને મરી ૦। તોલો રોજ બે વાર આપવું.

૧૭-કાળી બિલાડીનો દાંત ઘસી લગાડવો. જો ડંખ ગંભીર ન હોય તો કાંદા-લસણ ખાવામાં ફાયદો છે.

૧૮-ઉંદરની લીંડી પાણી સાથે ડંખ ઉપર લગાડવી.

૧૯-હળીઆર, કચૂરો વાટી ડંખ પર લગાડવો અથવા લેપડી મૂકવી, ૪ દિવસ પછી ડંખની ગાંઠ તેના ઝેર સાથે બહાર આવે.

## અફીણનું ઝેર ઊતરે

૧-ચોઈળા(તાંદળજા)ની ભાજીનો રસ ૦। શેર પાવો અને તે ભાજીની લેપડી તાળવા પર મૂકવી.

૨-અરણીનું મૂળ પાણીમાં ઘસી તે ઘસારો ૧ તોલો પિવડાવવાથી ઝેર તરત ઊતરે. અફીણનું ઝેર કાપવામાં એ અજબ ગુણ ધરાવે છે.

૩-દશ ચોખાપૂર હિંગ ફુલાવીને પાણી સાથે પાવી. જેટલું અફીણ ખાધું હોય તેથી બમણી હિંગ ખાવી જોઈએ.

૪-અફીણનું ઝેર ઊતરે-નોળવેલના વેલાના કોઈ પણ ભાગનું પાણી કરી દરદીના પેટમાં નાખે તો ઝાડો-ઊલટી થાય નહિ, પણ અફીણ મંટાડું થઈ જાય. બેસધ દરદીના પેટમાં આ રસ જાય તો હોશિયાર થાય.

નોળવેલનાં ફળ ૧ વરસ સુધી સાચવી રખાય છે.

૫-અફીણનું ઝેર મરે-ચોમાસામાં જમીનમાં થાય છે તે અળસિયાં સૂકાં અને મરી સમભાગે લેવાં. બન્નેને ખાંડી બારીક કપડાથી ગાળી અને બકરીના પિત્તમાં મેળવી આંખે લગાડે તો મસાણે ગયેલો બેઠો થાય. ૧ દિવસ થઈ ગયો હોય તો ઇલાજ કામ આવે નહિ.

૬-અફીણનું ઝેર ઊતરે, રૂના છોડના મૂળની છાલનો રસ એક તોલો પીવો. દરદી ક્યારેય મરે નહિ.

૭-અફીણનું ઝેર-વેંગણાનો અથવા વેંગણના છોડનાં પાંદડાનો રસ ૪ તોલા પીવો.

૮-અફીણનું ઝેર-લૂણી ભાજીને રસ તેલા ૧૦ પીવાથી ઊતરે છે.

૯-અફીણનું ઝેર ઊતરે-સિંધવખાર ખાવાથી ઝેર ઊતરે છે.

૧૦-વાંઝ કંટોલીના કંદ ખવડાવે તે ઊલટી થઈને ઝેર ઊતરે.

ગેળમાં અફીણુ મેળવી મંકોડાને ખવડાવે તે મંકોડાને અફીણનું ઝેર ચડે અને મુડદાલ થાય તે મંકોડાઓને વાંઝ કંટોલીના કંદ ઉપર બેસાડે તે પાછો હોશિયાર થઈ જાય.

૧૧-ફૂબાનું સત્વ ૧ માસા પાણી સાથે દર ૦ાા કલાકે ખવડાવવું.

૧૨-ગરુડ પક્ષી સાપને કટ્ટો દુશ્મન છે તેમ જ પાતાળગરુડી (વાસનવેલ)-નો કંદ જે જમીનમાં ઊંડો રહે છે તે સાપના ઝેરને કટ્ટો દુશ્મન છે. એને જળજમની પણ કહે છે; કારણ કે પાણીને એ જમાવે છે. એ કંદ ખાવાથી ઊલટી થાય છે. એ ખાધા પછી દૂધ જાયફળ-સાકર સાથે પીવું.

## અફીણનું ઝેર વધે

પીપળાના ઝાડનાં પાનને રસ પીવાથી અફીણનું ઝેર વધે છે.

## ઝેર કૂતરાંનું-હડકવા ઊતરે

૧-મીઠા પાણીને કાચબો પકાવી, સૂકવી, બારીક ભૂકો કરવો. કાચબાની ભૂકી પાંચ તોલા, જેનસીઅન રૂટ ત્રણ તેલા, ઈસિસ તોલા ત્રણ મેળવી એક-રસ કરવો. તેમાંથી પહેલે દિવસે ચાર માસા ખાવી. પછી રોજ ૧ માસો વધારી-ને સવા તોલો થાય ત્યાં સુધી ખાવું. ઘી સાથે મેળવી ખાવું. ઉપરથી પાણી પીવું.

૨-ધંતૂરાનાં બે પાતરાંને રસ કાઢી પાવો. તેથી દરદી વધારે ઘેલો જણાય તો ફિકર નહિ પણ ઝેર નરમ પડશે.

૩-કાળા ધંતૂરાનાં બે પાંદડાં દરદી ચાવી ખાઈ જાય. જો ચાવીને ન ખાય તો તેનો રસ કાઢીને પાવો. આથી દરદી દિવાના જેવો થશે તેની પરવા કરવી નહિ. ૩ દિવસ પછી તે સારો થઈ જશે.

૪-ધંતૂરાનાં ડીંડવાં, લીંબુનાં પાંદડાં, બિજોરાનાં પાંદડાં છૂંદીને ડંખ ઉપર લેપડી મૂકવી.

કૂતરું હડકાયું હોય ત્યારે કપડું પહેરેલું હોય તો ઝેર લાગતું નથી. ચામડીમાં દાંતનો ડંખ પડે પણ ઝેર લૂગડામાં અટકી રહે છે.

૫-કૂતરાનું ઝેર લાગે તે માટે ધંતૂરાનો કાવો પાવામાં આવે છે. જો ધંતૂરાનું ઝેર ચડે તો ઉતાર તરીકે જેઠીમધનો ચા પાવામાં આવે છે.

૬-ધંતૂરાના ડીંડવાંનાં પાન, બિજોરાં અને લીંબુનાં પાન છૂંદી તેનો રસ ઉપર રેડવો ને તે લેપડી જખમ ઉપર બાંધવી. દિવસ ને રાતે નવી બાંધવી. એવી રીતે ૪ દિવસ કર્યા કરવું.

૭-ડંખ ધોઈને તે ઉપર દરાખના વેલાની ખાખ સરકામાં મેળવી લગાડવી.

૮-ઝેરી કૂતરું કરડ્યા પછી ૪૦ દિવસે ઝેર ચડે છે. ઝેર ચડે તે પહેલાં અથવા કૂતરું કરડ્યા પછી ૧૫ થી ૨૫ દિવસમાં તે દરદીને નીચે મુજબ ખવડાવવું:

સવારે ૦ાા તોલો લાકડાના કોલસાનો ભૂકો ખવડાવવો, અર્ધા કલાક પછી કાળા ધંતૂરાનાં પાનનો રસ બે તોલા પાવો. ઊલટી ન થાય માટે ઉપરથી ગોળ ખવડાવવો અથવા બીજો ઉપાય લેવો. હવે દરદી તોફાન કરશે માટે દરદીને બાંધી ૪ કલાક બાર વાગ્યા સુધી તડકે રાખવો. જો દરદી ઘેલાપણું બતાવે તો જાણવું કે એને ઝેરી કૂતરાએ કરડેલો છે. બપોર પછી દરદી ઉપર ઘણા ઘડા પાણી નાખવું તેથી તે બૂમો પાડશે. પછી તેને સાદો ખોરાક આપવો. ત્યાર પછી તેને કાંઈ થાય નહીં. દરદીને જો હડકવા લાગુ પડ્યો ન હોય તો તેના કપાળમાંથી લોહી કાઢવું અને ત્યાં ધંતૂરાનાં પાદડાંની પોટીસ દાબવી.

૯-આકડાનાં પાનનો રસ ૦ાા તોલો ગોળમાં મેળવી ૩ દિવસ ખવડાવવો અથવા આકડાનું લીલું પાંદડું ૧ પૈસાના આકાર જેટલું લઈ તેને ૨ તોલા-ભાર દૂધમાં વાટી પાવું. જો ઊલટી ન થાય તો ફરીથી પાવું.

૧૦-કૂતરાના ડંખને પાણીથી સાફ કરી તે ઉપર મરઘાની હગાર મૂકી તે ઉપર તાંબાનો પૈસો બાંધવો.

૧૧-કરચલાનો સેરવો પીવાથી આ ઝેર ઊતરે છે.

૧૨-તુવેરની દાળને આકડાના દૂધમાં ૭ પટ આપવા. તેની ચણા જેવડી ગોળી બનાવી રોજ સવારે આપવી. જુલાબ થઈ ઝેર ઊતરશે.

૧૩-ગોળ, તલનું તેલ, આકડાનું દૂધ સમભાગે મેળવી ૦ાા થી ૧ તોલો ખાવું. તેનાથી હડકવા ઉત્પન્ન કરનારા કીડા ઝાડા વાટે બહાર નીકળી પડે છે.

૧૪-ઝિંઝોટાનાં પાતરાં, કડવી તુમડીનો ગર એ બંનેની ચણીબોર જેવી ગોળી કરી એને ગોળમાં ૩ દિવસ ખવડાવવી.

૧૫-અંકોલના ઝાડનું મૂળ પાણીમાં ઘસીને તે ઘસારો ૦ાા થી ૧ તોલો લઈ ઘીમાં મેળવી ખવડાવવું.

૧૬-ઝેર કૂતરાનું, સાપનું, વીંછીનું ઊતરે-આકડાનાં પાન અને ગૂગળ બોર એ બેની ધૂણી આપે તો ઝેર ઊતરી જાય.

૧૭-કૂતરાના ઝેર માટે-એળિયો એક વાલથી ૫ વાલ સુધી, બાજરીનું થૂલું ૦ા તોલો, એની ફાકી સવારે અને સાંજે આપવી.

૧૮-કૂતરીઆ ઘાસનો ભૂકો તોલો ૦ા ગોળ સાથે મેળવી દિવસમાં ૩ વાર ખવડાવવો. સારું થાય ત્યાં સુધી ખવડાવવું. પાણી બિલકુલ પાવું નહીં. પાણીને બદલે દૂધ પાવું અથવા કૂતરીઆ લીલા ઘાસના ફૂલને પાણીમાં ભીંજવી તેનો રસ કાઢી ૧ ચમચો રસ, ૧ ચમચી મધ સાથે મેળવીને દિવસમાં બે વાર ૭ દિવસ સુધી પાવો. જો ઝેર દરદીને લાગુ હશે તો ઝાડા વાટે જીવડાં નીકળશે.

૧૯-કૂતરીઆ ઘાસના મૂળની જડને પાણીમાં ઘસીને ડંખ ઉપર લગાડે અને પીવામાં પણ આપે.

૨૦-લીલી ઝેરી માંખ ૫ તોલા, મસૂર ૫ તોલા, કેસર, લવંગ, તજ, કાળાં મરી, દરેક ૧॥ તોલો કપડછાણ કરી ૧ માસાની ટીકડી બનાવવી. તેમાંની અરધી ટીકડી (અડધો માસો) સવારે ખવડાવવી. દરદીને નાહવાના ગરમ પાણીમાં મૂતરાવે અને તે જ પાણીથી નવડાવે.

૨૧-કૂતરીઆ ઘાસનાં બીનો ઝૂમખો સૂકવી મધમાં ગોળી કરી આપે તો દરદીના ઝાડામાંથી ઝીણાં જીવડાં જેવુ નીકળે ત્યારે જાણવું કે હડકાયા કૂતરાએ દરદીને કરડેલ છે.

૨૨-ગધેડાના પૂંછડાંની રાખ માસા ૨ (તોલાનો છઠ્ઠો ભાગ) દિવસમાં એક વાર ગોળમાં બે માસ સુધી ખવડાવવો.

૨૩-દેવબાબુલ-કાકર-રામ બાવળિયો-એનાં મૂલ એકથી ૪ તોલા પાણીમાં છૂંદી રસ કાઢી સવાર-સાંજ ૭ દિવસ દરદીને ભૂખે પેટે પાવો.

૨૪-આકડાના દૂધનાં ટીપાં ૫ બાળકને અને ટીપાં ૧૦ મોટાં માણસને, બીડી પીવાના પાનમાં મૂકી દરદીને ખવડાવવાં. ગોળ, તેલ અને આકડાનું દૂધ સમભાગે મિશ્ર કરી દરદ પર લગાડવું અથવા આકડાનું પાન ૧ પૈસાભાર ગાયના દૂધમાં મેળવી પાવું. જો ઊલટી કરે તો ફરી પાવું. ૩ દિવસ પાવું.

૨૫-વિલાયતી આમલીનાં પાન દરદીને ચવડાવવાં.

૨૬-તલનું તેલ, તલનો ખોળ, ગોળ અને આકડાનું દૂધ સમભાગે મેળવી એક તોલો અથવા વધારે દરદીને ખવડાવવું.

૨૭-ઘિસોડી-ગુમખંડ-કડવી કાકડીની છાલ અથવા બી વગરનો ગર ૨-૩ વાલ જેટલો ઠંડા પાણીમાં ૦ કલાક ભીંજવી રાખી તેને ચોળાગાળાને, તે પાણી સવારે ૧ વાર ૭ દિવસ સુધી દરદીને પાવું. આથી ઝાડા ઊલટી થઈ ઝેર નરમ પડશે.

૨૮-ઝેર ચડી ગયેલું હોય, દરદી કૂતરાની માફક અવાજ કરતો હોય તો-ઝેરકોચલાનું આખું બી છૂંદીને ખવડાવવું. એટલે થોડા વખતમાં ઝાડો થશે, જેમાં ઝીણાં જીવડાં નીકળશે અને દરદીને આરામ પડશે.

૨૯-ઝેરકોચલાના બીને છૂંદીને ખરસાણીના દૂધમાં ૭ પુટ આપવા. તેમાંથી ૦॥ વાલ અથવા એક વાલ ચૂર્ણ ગોળ સાથે મેળવીને દિવસમાં ૩ વાર ખવડાવવું. પંદર દિવસ ચાલુ રાખવું.

૩૦-હડકવા ઊતરે, સાપનું ઝેર ઊતરે-પીડારના છોડનાં પાન તૂરિયાનાં પાન જેવાં થાય છે, તેની ઉપર દોડી થાય છે. તે દોડીનો રસ બે તોલા દરદીને પાય તો ઝાડાના રસ્તે જાળ પડે અને હડકવા ઊતરે.

૩૧-ઝેરકોચલાનું ૧ બી લઈ તેના ૧૨ કટકા કરવા. ૧ કટકો રોજ ચૂસીને

ખાવો. સોળ દિવસ ચાલુ રાખવો અથવા એક રતી ચૂર્ણ ગોળ સાથે ૧૬ દિવસ રોજ ખાવું અથવા ઝેરકોચલાની માણસના મૂત્ર સાથે બનાવેલી લેપડી ડંખ પર મૂકવી. આ ઇલાજ તરત કરવો.

૩૨–કૂતરાના ઝેર માટે–૦ા તોલો સેંધવ કુંવારના રસમાં ૭ દિવસ ખાવો.

૩૩–કૂતરાના ઝેર માટે–કૂતરિયા ઘાસનું ચૂર્ણ ૦ા તોલો ગોળ સાથે ઝેર ઊતરે ત્યાં સુધી રોજ બે વાર આપવું. ખટાઈ બિલકુલ ખાવી નહીં. જરા ખટાશ ખાય તો ગુણ જણાય નહીં.

૩૪–કૂતરાનું ઝેર–હડકાયું કૂતરું કરડે ત્યારે બાવળનાં પાનનો ચોખ્ખો રસ ૨ તોલા રોજ બે વાર દરદીને પાવો. ખોરાક બે કલાક સુધી આપવો નહિ. મરીમસાલો, મીઠું, ખાટું ખવડાવવું નહીં. આ ઉપાય તરત ચાલુ કરવો તો હડકવા લાગે નહિ.

૩૫–ધંતૂરાનાં પાનનો ઉકાળો દરદીને પાવાથી તાણ અને ગુસ્સો વધારે માલૂમ પડે છે. દરદી બીજા માણસને અથવા પોતાના હાથપગને કરડે નહિ તેવી રીતે તેને બાંધવો. જોઈએ તે કરતાં વધુ ધંતૂરો ખાવાથી ધંતૂરાનું ઝેર ચડેલું જણાય તો જેઠીમધના મૂળનો કાવો પાવો: આ દરદ માટે ધંતૂરો ઘણો ઉપયોગી જણાય છે.

૩૬–કૂતરાના ઝેર માટે–કરચલાંને ભૂંજીને ખવડાવે અથવા રસ બનાવી પાય.

૩૭–કૂતરાના ઝેર માટે–ઉંદરની લીંડીનો પાણી સાથે લેપ બનાવી તે પર મૂકે.

૩૮–કૂતરાનું ઝેર ઉતરે–ઉંબરાનું મૂળ તથા ધંતૂરાનું ફળ ચોખાના ધોવણમાં પીવું.

૩૯–કૂતરાનું ઝેર લાગે નહિ–અંકોલનાં મૂળનો કાવો બનાવી તેમાં ઘી નાખી દરદીને પાવો. ઝેરનાં જંતુ મારવાનો અને ઝાડો લાવવાનો ગુણ એમાં છે (કાવો ૧૦, તોલા થી ૪ તોલા).

૪૦–હડકાયા કૂતરાના ઝેર માટે–લસણને છૂંદી ડંખને ધોઈ પછી લસણ છૂંદેલું ડંખ પર ઘસવું અને તેનો છૂંદો ડંખ પર બાંધવો. દરદીને ૭ દિવસ સુધી લસણનો ઉકાળો ખોરાક ખાતી વખતે ખોરાક સાથે પાવો. હડકવા લાગશે નહિ. એની અસર અચૂક છે.

૪૧–કૂતરાના ઝેર માટે–લીમડાનાં પાંદડાનો રસ પાશેર લઈ ખાંડ નાખીને પાવાથી ઝેર ઊતરે છે.

૪૨–કૂતરાનું ઝેર–વાઘનું માંસ ખાવાથી કૂતરાનું ઝેર ચડતું નથી.

૪૩–કૂતરાનું ઝેર–ડંખ ધોઈ કોસ્ટિક લગાડવું અને શેરડીનો સરકો ૧ ઔંસ પાણી સાથે મેળવી આઠ દિવસ પાવો.

૪૪–કૂતરાનું ઝેર–હરણના આંટાવાળા શિંગડાની અંદર સફેદ ભૂકો રહે છે. તે હડકવા લાગેલા દરદીને ખવડાવવાથી ઝેર ઊતરે છે. એ ભૂકો ખાવાથી ઝાડા-

ઊલટી થાય છે અને પેટમાથી કીડા જેવાં જંતુઓ પડે છે

૪૫-રામણાવરીઆ ઉપર પીળા ફૂલ થાય છે. તે ફૂલની પાતરીનો રસ ૨ તોલા ૩ દિવસ પીવાથી કૂતરાનું ઝેર લાગતું નથી.

૪૬-કૂતરાના ઝેરનો ઉપાય-ફ્રેન્ચ એકેડેમિક સાયન્સમા નવી શોધ થઈ છે: કૂતરાના દંશ ઉપર લસણ છૂંદી તરત બાંધી દેવું અને લસણનો ઉકાળો ૭ દિવસ પાવો તો હડકવા માણસને લાગે નહિ (આ ઇલાજ દેશી વૈદામા તો બહુ આગળનો જણાયેલો છે પશ્ચિમના દેશમા શોધો થાય છે તે દેશો દેશ જાણવામાં આવે છે દેશી વૈદામા જે દવા ઉમદા છે તે ઘરનો પડોશી પણ જાણી શકતો નથી આ રીતિ મુજબ વૈદું ઢંકાઈ ગયેલુ છે.)

(એક કળીવાળુ લસણ વધુ જોશ રાખે છે.)

૪૭-કૂતરાનુ ઝેર-દંશ ધોઈને ચૂનો તરત લગાડી દેવો ને શેરડીનો સરકો પાવો.

૪૮-કૂતરાનુ ઝેર, સાપનુ ઝેર-લસણની લેપડી દંશ ઉપર મૂકવી અને જેમ બને તેમ વધુ લસણ દરદીને ખાવામા આપવું અથવા લસણનો ઉકાળો પાવો. મોઢે ગરમી જણાય તો ઘી પાવું. લસણના રસમા સમુદ્રફળ ઘસી દરદીને અંજન કરવું.

૪૯-કૂતરાનુ ઝેર-સાબરશિંગાનો વેર ૩ તોલા, પાણી શેર એકમાં ઉકાળી ૦ll શેર રાખીને પાવુ

૫૦-કૂતરાનુ ઝેર-સાબરશિંગ ગરમ પાણીમાં ઘસીને પાવું; તેમ જ તાંબાના પૈસા ઉપર મરઘાની ચરક (છેર) લગાડી ડંખ ઉપર મૂકવું.

૫૧-કૂતરાનું ઝેર-કોઈ પણ દંશ ઉપર દારૂગોળો મૂકીને સળગાવવું. કોઈ પણ જાનવરના ઝેર માટે આ ઇલાજ ૨૫ વરસ સુધી મિ મોરીઆરીએ અજમાવેલો છે

૫૨-કૂતરાના ઝેર માટે-બે તોલા શેરડીનો સિરકો પાણી સાથે સવાર-સાજ પીવો.

૫૩-કૂતરાનુ ઝેર લાગે નહિ-દંશને ધોઈને કોસ્ટિક લગાડવું અને ૧ ઔંસ સિરકો પાણી સાથે મેળવી આઠ દિન પાવો.

૫૪-કૂતરાનું વિષ-સાટોડીનો રસ ૨ તોલા પાવો.

૫૫-કૂતરાનુ ઝેર ઊતરે-સાયતીનો પાલો દરિયાકિનારે ઉજ્જડ જગામાં થાય છે, તેના પાતરા ૦l તોલો ખવડાવા. સામટા ખવડાવવા નહીં, કારણ કે તેથી ઊલટી થાય છે માટે ૧ પાદડું ચાવીને પછી બીજુ એ મુજબ ૦l તોલો પાદડાં ખાઈ જવા. ઊલટી થાય નહી તો દરદી બચે, ઊલટી થઈ તો દરદીની આશા થોડી રાખવી.

સાયંતીના પાદડા બાવળની પાલી કરતા જરા મોટા છે તેનું ફૂલ જાંબુડા લાલ રંગનુ છે. સ્વાદ કડવો છે. વાસ ઝેરી બદામના જેવી છે. તેના પાદડાં

ઝેરને મારે છે.

૫૬-કૂતરાના ઝેર મારે-સેકટાનાં મૂળિયાંનો રસ પાવામાં આવે અને દંશ ઉપર સેકટાનો ગુંદર મૂકે અથવા સેકટાનાં પાંદડાં, મરી, લસણુ, મીઠું, હળદરને વાટી લેપડી બનાવે. તે ખાવામાં આપે અને દંશ પર લગાડે.

૫૭-કૂતરાના, વીંછીના તથા સાપના ઝેર મારે-દરદીને ખૂબ દોડાવીને અથવા કોઈ પણ દવાથી શરીરમાંથી પરસેવો કાઢવો જરૂરી છે.

૫૮-કૂતરાનું ઝેર-પીપળાની વડવાઈનો ભૂકો ૦ાા તોલો પાણી સાથે પાવો. ઝેર ઊતરી શકે તેવું ન હોય અને દરદીનું આયુષ્ય વધુ ન હોય તો દવા પેટમાં ટકશે નહિ. ૩ દિવસ એ ઇલાજ રોજ એક વાર સવારે ચાલુ રાખશો તો હડકવા લાગેલો દરદી સારો થાય છે. પરેજી-તેલ, મરચું, ખાટું ન ખાવું.

૫૯-કૂતરાના ઝેરનો ઇલાજ-કૂવા આગળ ભીની જગા ઉપર પીળી પોપટી ઊડે છે તેની આંખ કાળી રહે છે. એ પોપટીને ગોળી સાથે મેળવીને ગોળી બનાવી દરદીને ખવાડવવી. દરદી એકદમ આ ગોળી ગળી જાય તો જાણવું કે કૂતરાનું ઝેર લાગ્યું નથી.

આ ગોળી જો દરદી ગળતાં અડચણુ કરે તો જાણવું કે તેની ચામડીમાં કૂતરાનું ઝેર લાગુ પડ્યું છે. આ એક ગોળી ૩ દિવસ સુધી જબરદસ્તીથી ગળાવવી, તેથી ઝેર ઊતરી જશે.

૬૦-કૂતરાનું ઝેર-ફારૂકા ચોખ્ખું તોલો ૦। થી ૦ાા દરરોજ ૩ દિવસ સુધી ખાય તો કૂતરાનું ઝેર લાગે નહીં.

૬૧-કૂતરાના દંશ ઉપર ફુદીનાને નિમક સાથે વાટીને લેપડી મૂકવાથી ઝેર લાગે નહીં.

૬૨-કૂતરાનું ઝેર-બાવળની કુમળી પાંદડી પથ્થર પર છૂંદી તેનો રસ કાઢવો. તે રસ ૦ાા તોલાથી ૨ાા તોલા સુધી દરદીને પાવો. ૩ દિવસ સુધી ભૂખે પેટે સવાર-સાંજ પાવો. ૧ કલાક પછી ખાવાનું આપવું. ખોરાકમાં રાંધેલા ચોખા અને ચોખાની રોટલી, દૂધ અને છાશ આપવાં. મીઠું અને દારૂ નુકસાન વધારે કરે છે. ૩ દિવસ પછી જખમ રૂઝાશે. બાવળની કુમળી પાંદડી દરેક જાતના ઝેર ચૂસવામાં ઉપયોગી છે.

૬૩-કૂતરાનું ઝેર-હડકાયાં કૂતરાં અથવા કોહેલાંએ કરડેલાં દરદીનો જખમ પાણીથી સાફ કરી તે જખમને લોખંડના લાલ તપેલા સળિયાથી દાબવો અને પછી તે ઘા ઉપર મીઠાનું લોશન (૧ ભાગ અને ૧૫૦ ભાગ પાણી મેળવેલું) લગાવ્યા કરવું.

૬૪-કૂતરાનું ઝેર-ભોંયદોડીના મૂળનો રસ સવા બે તોલા તથા ગાયનું ઘી સવા બે તોલા પાવામાં આવે તો કૂતરાનું ઝેર ઊતરે.

૬૫-કૂતરાનું ઝેર-બોરીંગણીના આખા છોડનો કોલસો કરી તેની ભૂકી

દંશ ઉપર દાબવી અથવા બળતા દીવાના દિવેલમાં મેળવી લગાડવી.

૬૬–કૂતરાના ઝેર માટે–દંશ પર તરત જ મરઘીની હગાર અને માણસનો પેશાબ મેળવીને લગાડવાં.

૬૭–કૂતરાના ઝેર માટે–મીઠું ડંખની અંદર ભરી પાટો બાંધવો. મીઠું પીગળી જાય ત્યારે ફરીથી મીઠું ભરવું.

૬૮–કૂતરાના ઝેરનો ઇલાજ–અક્કલકરાના મૂળના ચૂર્ણને ખરસાણીના દૂધમાં ૭ વાર પુટ આપવો. એક વાલ ભૂકો ગોળમાં મેળવી ૧૫ દિવસ સુધી રોજ ૩–૩ વાર દરદીને ખવડાવવો. ખોરાકમાં ઘઉંની રોટલી અને ચણાની દાળ આપવી. ૧૫ દિવસ પછી નીચલો ઉપાય ચાલુ રાખવો.

ઝેરકોચલાંને ગાયના મૂત્રમાં ૭ દિવસ ભીંજવી રાખી, તેની છાલ ઉપરથી કાઢી નાખવી. પછી તેને ખરસાણીના દૂધમાં વાટી ૧ વાલની ગોળીઓ બનાવવી. ૧ ગોળી દિવસમાં ૩ વાર ૧૫ દિવસ ખાવી.

૬૯–કૂતરાના દંશ માટે–કાંદો છૂંદી મધ સાથે મેળવી દંશ ઉપર મૂકે તો ઝેર ચડે નહીં.

૭૦–કૂતરાના ઝેર માટે–વાઘની અથવા કૂતરાના માથાની ખોપરીનું હાડકું અથવા તેઓનો સૂકો દાંત પાણીમાં ઘસીને દરદીને પાવો.

૭૧–કૂતરાનું ઝેર ઊતરે–ચૂલા પરની ધુમાસ, જૂની ઈંટનો ભૂકો, હિંગોરાંની છાલનો ભૂકો સમભાગે મેળવી ૪ વાલની ગોળી બનાવે. એકેક ગોળી ૪ દિવસ ખવડાવવી. પાણી ગોળીઓને લાગે નહીં. પાણી દરદીઓને દેખાડે નહીં અને પાણી પીવા દરદીને આપે નહીં. ખોરાકમાં જુવારની રોટલી, ચોલાઈની ભાજી, ખીચડી, ઘી, વેંગણ આપવું.

૭૨–કહોળાનો ડંખ–વરસાદની ગર્જનાના ગભરાટથી તેમ જ ટૂંકી ખજૂરીઓની ઘણી તાડી પીવાથી કહોળા મસ્ત બનીને લોકોને કરડે છે તેનો ઉપાય વાઘના ચામડાની રાખ ૧ ચોખાપૂર અથવા વધારે દરદીને ખાવામાં આપવી.

૭૩–હડકાયું કૂતરું માણસને કરડે તો ઝેર એકદમ ચડે નહીં. લાંબે વખતે અથવા ઝેર ચઢવાનો વખત આવે ત્યારે દરદીને નીચે મુજબ થાય:

શરીર પર ઓઢેલું કાઢી નાખવાથી, તેમ જ પાણી જોવાથી, એક વાસણમાંથી બીજા વાસણમાં પાણી રેડાતું જોવાથી, પાણી પીવાથી તે દરદીને કમકમાટી છૂટે; ખેંચતાણ અને ધ્રુજારો થઈ આવે, તેની આસપાસ જાનવરો ઊભાં હોય એવું તેને જણાય, મોઢાની લાળ ચીકણી થાય; હાથ એકેકને વળગી રહે, બીજાને કરડવાના ચાળા કરે. આવા દરદીને પાણી પાવું નહીં. તરસ મટાડવા સફરામાં પાણીની પિચકારી મારવી.

૭૪–પગ ઉપર છરીથી ચીરો પાડી તેમાં એમોનિયા મૂકવું.

૭૫–ખાખરાના મૂળની છાલ અને કાળીજીરી સમભાગે લઈ તેનું ચૂર્ણ ન॥

તોલો રોજ એક વાર તલના તેલમાં ખવાડવું.

૭૬-કૂકડવેલનું અને અદરામણીનું મૂળ, નસોતર, એળિયો, ખાખરો, પિત્તપાપડો સમભાગે ચૂર્ણ કરી ૦। તોલો ગરમ પાણી સાથે રોજ એક વાર આપવું.

૭૭-અફીણની ગોળી ૦॥ વાલની દર ત્રણ કલાકે આપવી.

૭૮-આકડાના દૂધમાં બાજરીનો આટો મસળી તેની ટીકડીઓ (ચાનકીઓ) બનાવી દેવતા ઉપર શેકી ૦॥ તોલો ખવડાવે તો ઝાડો-ઊલટી થશે. ઝાડો-ઊલટી બંધ કરવા ખીચડી અને ઘી ખવડાવે.

૭૮-કૂતરું કરડ્યા પછી દરદીને સમભાગે મેળવેલો કચૂરો અને મરીનું ચૂરણ ૦। વાલ રોજ બે વાર ૧ માસ સુધી ખવડાવે અથવા લસણ અને કાંદો ખાવામાં ઘણો લે.

૭૯-અઘેડાનું મૂળ ૦॥ તોલો પાણીમાં ઘસી મધમાં પાય અને કુંવાર-(કુમાર)નું પાઠું અને સિંધવ મેળવી દંશ પર બાંધે.

૮૦-આકડાના દૂધમાં બાજરીનો લોટ મેળવી ૧ વાલની ગોળી બનાવે. એક માસ સુધી સવાર-સાંજ એકેક ગોળી આપે. ઉપરથી તરત ખાવાનું આપે. જો ઓકારી થાય તો તે ફાયદાકારેલી જાણવી.

બીજે મહિને સાગરગોટાની ૧ વાલની ગોળી ખવડાવવી.

ત્રીજે મહિને આકડાનાં મૂળ ૦॥ તોલો અને મરી ૧॥ તોલો એનું ૧ વાલ ચૂર્ણ રોજ ખવડાવવું. તરત ખાવાનું આપવું.

૮૧-ચિત્તા-વાઘનું જડબું (દાઢના દાંત) ૦॥ તોલા પાણીમાં ઘસી પાવું.

૮૨-ધંતૂરાના ડીંડવાનો રસ ૧ તોલો અને દૂધ, ઘી, ગોળ દરેક ૫ તોલા મેળવી દરદીને ખવડાવવાં.

૮૩-કૂતરું કરડ્યા પછી ૪૦ દિવસ પછી ઝેર ચડે છે. કૂતરું કરડ્યા પછી ૧૫-૨૦ દિવસની અંદર નીચેનો ઇલાજ કરવો. સવારે દરદીને એક ચમચો ભરી લાકડાના કોલસાનો ભૂકો ૦॥ તોલો ખવડાવવો. પછી કાળા ધંતૂરાનાં પાનનો રસ ૨॥ તોલા ખવડાવવો. તરત ઊલટી ન થવા દેવી, તે માટે તાડનો રસ, ખજૂરનો કાકબ, ખજૂરીના ઝાડનો રસ અથવા બીજી કોઈ ચીજ પીવામાં આપે. પછી દરદીને બાંધે, દરદી તોફાન કરવા લાગે, તેને ૧૨ વાગ્યા સુધી તડકે રાખે, ધીમે ધીમે દરદી ગાંડો થતો જાય. કૂતરા માફક તોફાન કરે. ૧૨ વાગ્યા પછી દરદીના માથા ઉપર ઠંડા પાણીની ધાર નાખે. આ દરદી શુદ્ધિમાં આવે અને ઠંડા પાણી માટે અણગમો બતાવે ત્યારે જ પાણી રેડવું બંધ કરવું. દરદીને થોડા દિવસ હલકો ખોરાક આપવો. આટલું થવાથી દરદીને ઝેર ચઢવાની ધાસ્તી રહે નહિ.

૮૪-હડકવા લાગુ પડ્યા પછી પણ ઉપલો ઇલાજ ચાલે-પણ વધારામાં માથા ઉપર છરીથી કાપ મૂકી તે કાપ ઉપર ધંતૂરાની લેપડી મૂકવી.

૮૫-હડકાયું કૂતરું કરડે ત્યારે પહેલા સાત દિન સંતરાના ઝાડની કૂંપળ

ાા તોલો તથા મરીના દાણા ૨૧, પાણી તોલા ૫ લઈ જેમ ભાંગ ઘૂટે તેમ ઘૂંટી સવારે પાવાથી ભવિષ્યમાં હડકવા લાગે નહિ. હડકવા લાગ્યો હોય છતાં આ પ્રયોગ શરૂ કરવો અને અજીરણ થાય એટલું તેલ પાવું. આથી દરદીને ઝાડા થશે. ઝાડામાં હડકવાના જંતુ દેખાશે અને આરામ થશે. ૩ કલાકમાં જો આરામ ન જણાય તો આ ઇલાજ ફરી કરવો.

૮૬–( દા. અરદેસર પીરોજશાહ, ઘીકાંટા, ચીમનાબાઈ ટાવર, બરોડા ) ઉનાળાના દિવસોમાં આકડાનાં ઝાડ બહુ ખીલેલાં રહે છે તે વખતે તેનાં મૂળની છાલનું કરેલું ચૂર્ણ ૨ થી ૪ રતી એટલે ૧ ગ્રેન ( ઉંમરના પ્રમાણમાં) સવારે નરણે કોઠે ૪૦ દિન સુધી આપવું. શરૂઆતમાં દિવેલને જુલાબ લેવો. પછી દર અઠવાડિયે લેવો.

૮૭–આકડાના ફળના ખોખાનું ચૂર્ણ ાા તોલો ખવડાવે. ઊલટી થઈ ઝેર નીકળે.

૮૮–ઝીંઝુવાડા પાસે ઉજ્જડ રણમાં એક વીરડો ( પાણીનું ખબોચિયું ) રહે છે. તેનું પાણી પિવાય છે.

વરાડ પ્રાંતમાં, સાતપૂડા પર્વત આગળ, આંકોટ ગામથી આશરે ૧૨ માઈલ દૂર નરનાળા નામનો કિલ્લો છે, ત્યાં સકર નામે તળાવ છે. તળાવના કાંઠા ઉપર બુરાનુદ્દીન નામના ઓલિયાની કબર છે. દરદી ત્યાં જાય, તળાવમાં નહાય, કબરનાં દર્શન કરે, નાળિયેર ફોડી તેનો પ્રસાદ વહેંચે.

દરદીને તળાવનું પાણી નાહ્યા પહેલાં ગંદુ દેખાય, નાહી રહ્યા પછી પાણી સ્વચ્છ દેખાય. તે જગા ઉપરથી ઘર જતી વેળા પાછું ફરી જુએ નહિ. જો પાછું ફરી જુએ તો હડકવા પાછો લાગુ પડે.

૮૯–આકડાનાં પાનનો રસ ૧ તોલો, ધંતૂરાના પાનનો રસ બેઆનીભાર, તેલ ૨ાા રૂપિયાભાર મેળવી પાવું. બીજે અને ત્રીજે દિવસે એ વજનના અરધે ભાગે પાવું.

૯૦–આકડાનાં મૂળનું ચૂર્ણ (૧ા કર્ષ) ૧ા તોલો, ધંતૂરાના પાનનું ચૂર્ણ ૫ વાલ, સાકર ૧ા તોલો પાણી સાથે એકેક રતીની ગોળી બનાવે. ૫ વરસના બાળકને ૧ ગોળી રોજ બે વાર ખવડાવે. ૧૦ વરસના છોકરાને ૨ ગોળી, મોટાં માણસને ૩ ગોળી, રોજ ૧ વાર એક માસ સુધી ખવડાવે. ગોળી ખાધા પછી પાણી પીવું નહિ. ઊલટી થવા દેવી નહિ, તે માટે ચણાના દાળિયા ખવાડે.

૯૧–જેઠીમધ અને શરપંખાનો કાવો પાવો. તેલ, મરચું, વાયડું ન ખાવું.

## વાંદરાનું ઝેર

૧–વાંદરાનું ઝેર ઉતારવા માટે-સિંદૂર માખણમાં મેળવી ઘા ઉપર લગાડવું.

૨–વાંદરો કરડે તેનું ઝેર-બોદારશિંગ (મુરદાશીંગ) પાણીમાં ઘસીને ઘા પર લગાડે તો સારું થાય.

## પારાનું ઝેર

૧–ભોંયપાતરીનો રસ પાવો.

૨–પારો શરીરે ફૂટી નીકળે તે માટે–ગળજીભીના મૂળનો રસ બે તોલા પાવો અને શરીરે લગાડવો. એની ભાજી રાંધી ખવડાવવી.

૩–ચોળાઈની ભાજી ખાવી.

૪–કારેલીની જડ પાણીમાં ઘસી પીવી.

૫–રસકપૂર અથવા મારેલો પારો શરીર પર ફૂટી નીકળે ત્યારે કેળના કણનું પાણી ०। શેર અને સાકર બે તોલા મેળવીને માટીનાં લખોટેલાં વાસણમાં અથવા નાઈ માટીના વાસણમાં મૂકી આખી રાત ઠારમાં મૂકે. દરદી સવારે ભૂખે પેટ પીએ. દરદીનો પેશાબ તપાસે તો તેમાં નીચે પારો જણાય.

પારો બંધાય–અરીઠાનાં પાનના રસમાં પારાને મસળે તો પારાની ગોટી બંધાય. સ્વચ્છ કરેલા તાંબા ઉપર આ ગોટી ઘસે તો તાંબાને ચળકાટ આવે.

## સોમલનું ઝેર

૧–પહેલી ઊલટી કરાવવી પછી પેટમાં ગભરામણ થાય તે માટે ०। તોલો કાથો, માખણ અથવા દૂધ સાથે દર ०। કલાકે આપવો.

૨–કેળના થડનો રસ પીવામાં સારો છે.

૩–ઉંબરાનાં ૧૦ પાન વાટી તેનો રસ પાય. ત્રણ–ત્રણ કલાકે ૩ વાર પાય તો સોમલનું ઝેર ઊતરે.

૪–સોમલના ઝેરની ગરમી ફૂટી નીકળે ત્યારે–મૂળાનાં પાનનો રસ ०। શેર સવાર–સાંજ પીવો. સોમલને મૂળાના પાનના રસમાં ખરલ કરે તો અગ્નિ ઉત્પન્ન કરવાની તેની ખાસિયત નરમ પડે.

૫–સોમલનું ઝેર તરત ઊતરે–ઉંબરાની અંતરછાલનો કાવો પીવો અથવા ૧ તોલો ઉંબરાની છાલ પાણીમાં વાટી પાવી. એક વાર સોમલનો કટકો બીજી ચીજો સાથે મેળવી તડકે સુકાવા મૂક્યો. બીજી ચીજોની ખુશબો સારી હોવાથી એક વાંદરો તે સોમલ ખાઈ ગયો. વાંદરાને સોમલની ખરાબ અસર લાગુ પડી અને લથડવા લાગ્યો. તે વાંદરો પાસે આવેલા એક ઉંબરાના ઝાડ પર ગયો અને ઉંબરાની છાલ ખાધી તેથી તે તરત સાજો થયેલો જણાયેલો.

૬–ચણાની દાળને પાણીમાં ભીંજવે, તેને પાણીમાં વાટે, તેનું પાણી પીએ.

૭–જેઠીમધનું મૂળ ૧ તોલો કૂકડવેલના ઉકાળામાં ગરમ કરી પીવાથી સોમલ, હરતાલ, કણેર, ચણોઠીનું ઝેર ઊતરે. ઉપરથી ઘી ખાવું.

૮–કૂતરાને સોમલનું ઝેર લાગુ પડેલ હોય તો બ્લ્યુ રંગની બાટલીનું પાણી પાવું.

## બિલાડીનું ઝેર

બિલાડીએ કરેલા જખમ ઉપર-કાળા તલ પાણીમાં ઘસી લગાડે અને ખાવામાં ફુદીનો આપે.

## સરડાનું ઝેર

૧-સરડાનું ઝેર માણુસને લાગ્યું હોય તો ઝાડો આવે. તે સાથે ચીથરાં જેવો મળ પડે તે માટે-આકડાનું મૂળ ા તોલો પાણીમાં ઘસીને પાય તો સારું થાય.

## નોળિયાનું ઝેર

નોળિયાનું ઝેર મટે-અરણીના ઝાડના છોડાં પાણીમાં ઘસી લગાડે.

## વાઘનું ઝેર

૧-કુંવાર ચીરી તેમાં હળદર મૂકી, તેને શેકી જખમ પર મૂકે.

૨-અરણી( Appel )ના પાલા સાથે મીઠું વાટી લેપડી મૂકે.

૩-થોરનું દૂધ જખમ પર મૂકે તે ઉપર લીમડાનાં પાન મૂકી પાટો બાંધે.

૪-વાઘે કરેલા જખમ માટે-અરણીના પાલાની પોટીસ બાંધવાથી જલદી રૂઝ આવે છે.

## ગરોળીનું ઝેર

૧-ગરોળીના ઝેરનો ઉપાય-આસોપાલવ, આંબો, પીપળો એમાંનાં કોઈ પણ ઝાડનું મૂળિયું પાણીમાં ઘસીને પાવું તેથી ઝેર ઊતરે છે.

૨-ગરોળીને અડકવાથી હિંદુઓ અભડાય છે. એ સાપ-આમણીના જેવી છે. ગરોળી પોતાની હગાર દૂધ અથવા એવી ધોળી ચીજમાં વધારે નાખે છે. હગાર સાથે સફેદ ભાગ વળગેલો હોય છે તે ઝેરી છે. તે પેટમાં જવાથી ઝાડો તથા ઊલટી થાય છે.

૩-ગરોળીનું ઝેર પેટમાં જાય ત્યારે ઝાડા-ઊલટી થાય છે. માટે આંબાનાં ઝાડનું મૂળિયું પાણીમાં ઘસી પાવું.

૪-ગરોળીની હગાર ( ગલ ) લાગે તે માટે-ખજૂરીની અથવા તાડની તાડી પીવી.

૫-ગરોળીનું ઝેર પેટમાં ગયું હોય ત્યારે સોજો આવે, શરીરે સોયો ભોંકાયા જેવું થાય; શરીર પર લાલ, રંગની ફોડકીઓ ઊઠે.

આ ઝેરથી ઝાડા ઊલટી થાય છે, માટે-અબુલ, આસ, ખીમાર, માયાં, દાડમની છાલનું સમભાગે ચૂર્ણ ૦। થી ૦ાા તોલો દર બે કલાકે આપવું ( પહેલી બે ચીજ ઘણી ઉપયોગી છે ).

૬-ખાંડ અને હળદર સમભાગે ૧ તોલો ફાકવી.

## કચરાનું ઝેર

કચરાનું ઝેર કપૂર ઉતારે છે.

આમળાનું પાણી કરી પાવું અને માથે ઘસવું. તરત ફાયદો થાય.

## વીંછીનું ઝેર

૧-જીરું-સફેદ, જીરું-વઘારનું, જીરું-ઓથમી જીરું, ખંભાતી જીરું-**Cummin Seeds** એની ખાસિયત ઠંડી છે.

વીંછીનો ડંખ ઊતરે-જીરું, મીઠું, ઘી, મધ સમભાગે મેળવી ડંખ ઉપર મૂકે.

. ૨-ધુમાડાની કાજળ અને આરો (સોજી) મેળવીને ડંખ ઉપર લગાડે અથવા માખીનું માથું થૂંકમાં મેળવી ડંખ પર બાંધે.

૩-પમારીઆનું મૂળ ૧ વરસની અંદરનું (જૂનું ન ચાલે) પાણીમાં ઘસી ડંખ ઉપર લગાડવું. ડંખ ચડી ચૂકયો હોય તે જગા આગળથી આ મૂળિયું ફેરવીને ડંખની જગ્યા આગળ લાવવું. આમ ઘણી વાર ફેરવવું. મૂળિયું ચામડીથી અળગું રાખવું. ચામડીને લગાડવું નહિ.

૪-હાથલો થોર છૂંદી ડંખ પર લેપડી મૂકવી.

૫-જાંબુનાં પાંદડાંની પોટીસ મૂકવી.

૬-અફીણ અને હળદરને થોરના દૂધમાં ગોળી બનાવી તે ગોળી ડંખ ઉપર મૂકવી.

૭-વીંછીનો ડંખ ઊતરે-ફરંગી ધંતૂરાનું મૂળિયું હાથમાં પકડવું.

૮-કપૂર ૧ વાલ નેવલી પાન સાથે ખવાય છે.

૯-કાચકીની મીંજ પથ્થર પર ઘસી ગરમ કરીને ડંખ પર ચોંટાડવી.

૧૦-ભૂરા કોળાનું લીલું અથવા સૂકું ડીટું પાણીમાં ઘસી ડંખ ઉપર ચોપડવું.

૧૧-કાંદો છૂંદી વીંછીના ડંખ ઉપર બાંધવો તે એમોનિયાની માફક કામ કરે છે.

૧૨-કેરીનો ચીક વીંછીના ડંખ ઉપર લગાડે છે.

૧૩-સફેદ આકડાની જડ દરદીના બન્ને કાનમાં ખોસવી અથવા આકડાનું દૂધ ડંખ ઉપર મૂકવું.

૧૪-ગૂંદીના ઝાડના ફળને ગૂંદાં કહે છે. ગૂંદીના પાનની લેપડી ડંખ ઉપર મૂકવી.

૧૫-ભીંડાનું મૂળ પાણીમાં ઘસી લગાડવું અથવા મૂળને છૂંદી તેની લેપડી ડંખ પર બાંધવી.

૧૬-થોર-થુવર ફાફડો, હાફરા હાથવા ફાફડા થોર છૂંદી લેપડી ડંખ પર મૂકે.

૧૭-વીછીનું ઝેર ઊતરે-રવિવારે કપાસનું મૂળિયું લાવી વીંછીના ડંખ ઉપર ફેરવવું. ડંખ ચડેલા ભાગ આગળથી ડંખ આગળ ફેરવવું શરીરને મૂળિયું લગાડવું નહિ.

૧૮-તંબાકુ ૦।। પેસાભાર લઈ તેમા તેટલું પાણી નાખવું તેમાથી બે ટીપા દરદીની આખમા મૂકવા

૧૯-રવિવારે કાપેલા કપાસિયાના મૂળને દરદી મોઢામા મૂકીને ચાવે અને છૂંદો ડંખ પર મૂકે.

૨૦-ઊજળી (ધોળી) ચણોઠીનુ મૂળ રવિવારે લાવે, દરદીની પાસે બેસી તેની ઉજણી દે તો ઝેર ઊતરે

૨૧-વીછીનો ડંખ એક મિનિટમા ઊતરે-ઘિસોડી કડવી(ગુમખડા)નું બી પાણીમા ઘસીને અથવા વાટીને વીછીના ડંખ ઉપર મૂકે.

૨૨-દરદીને ખૂબ દોડાવવાથી વીછીનો ડંખ ઊતરે છે.

૨૩-ખુરસાણી વજનો ૧ ટુકડો મોઢામા ચાવી દરદીને જે બાજુ ડંખ માર્યો હોય તેની સામેની બાજુના કાનમા ૩ વાર ફૂંક મારવી.

૨૪-દાડમડીના પાનને પાણી વગર વાટી લેપડી કરી ડંખ પર બાંધે.

૨૫-આકડાનું મૂળિયું પાણીમા ઘસી લગાડે જો ડંખ સફરામાં મારેલો હોય તો પહેલા સફરા પર ઘી લગાડે પછી મૂળિયાનો ઘસારો લગાડે.

૨૬-ઘઉનો લોટ, રોટી કરવા માટીની કલેડી પરની મેશ અને ગરમ પાણીની પોટીસ કરી ડખ પર મૂકવી.

૨૭-એક અરીઠાની છાલની ગોળ સાથે ૩ ગોળી બનાવવી દરદીને એક ગોળી ખવડાવી ઉપરથી ગરમ પાણી પાવું, એટલે ડંખ ઊતરી જશે.

૨૮-ડંખની સામી બાજુના કાનમા પાનનો રસ નાખવો.

૨૯-ઘોડાવજ મોઢામા ચાવી દરદીના કાનમા પાચ વાર ફૂંક મારવી.

૩૦-નિમક મોઢામા ચાવી, દમ ઘૂંટી પછી ડંખ ઉપર ધીરે ધીરે ફૂંક મારવી.

૩૧-બાજરીને ચલમમા ભરી તેના ધુમાડાનો દમ દેવો અથવા બાજરી બાળીને ચૂર્ણ કરવુ દરદીના ડંખની સામી બાજુની આખમા તે ચૂર્ણ આંજવુ.

૩૨-આકડાના પાકા પાન હાથમા મસળી રસ કાઢી તેના ૫-૭ ટીપાં નાકમા નાખે તો છીક આવે અને ડખ ઊતરે.

૩૩-જમાલગોટા વાટીને લેપડી ડંખ પર મૂકવો.

૩૪-વીછીનો ડખ જલદી ઊતરે. ગરોળી તેલમા ઉકાળી તે તેલ ડંખ ઉપર મૂકવુ.

ગરોળી માણસને ચાટે તો શરીર સૂજી આવે છે માટે ગરોળી શરીરને લાગી હોય તો તે માણસને નાહવાની જરૂર છે. નાહવાથી ગરોળીની ખરાબ અસર શરીરને લાગતી નથી.

૩૫–મરઘીનાં પીછાં બારીક કાપી તેની બીડી બનાવે. (જેમ તંબાકુની બીડી બનાવે છે તેમ) તે બીડી દરદી પીએ; તેનો ધુમાડો પેટમાં જવા દે. મરઘાની હગાર ખાવામાં તેમ જ ડંખ પર લગાડવામાં વાપરે તો ફાયદો જણાય.

૩૬–બે વાલ મીઠું એક ચેવલી પાનમાં મૂકી દરદીએ તે ખૂબ ચાવી-ચાવીને ખાવું. ૧૦ મિનિટ પછી બીજી વાર ખાવું.

૩૭–વીંછીના ડંખ ઉપર આમલીનો કચૂકો (ઠળિયો) ઘસીને મૂકે તો વીંછીનું ઝેર ઊતરે.

૩૮–અઘેડાના છોડની ડાંખળી વીંછીના ડંખ ઉપર ફેરવો તો ડંખ ઊતરે. ડંખ ઊતરીને અસલ જગા ઉપર પાછો આવે ત્યારે અઘેડાના પાનની લેપડી મૂકવી.

૩૯–બાલવજ–સફેદ વજ–વજગંધારો મોઢામાં ચાવીને ડંખની સામી બાજુના દરદીના કાનમાં ૩ વાર ફૂંક મારે તો વીંછીનો ડંખ ઊતરે.

૪૦–વીંછીનો ડંખ ઊતરે–ઘિસોડીનું બી અથવા આમળાંનું બી કાપીને ડંખ પર મૂકે તો ઝેર ચૂસી લે છે.

૪૧–વીંછીનો ડંખ–પાનનો રસ સૂંઘવો.

૪૨–વીંછીએ ડંખેલા માણસને સત્યાનાશીની જડ કોઈ માણસ હાથમાં પકડી દરદીને બતાવે તો ડંખ ઊતરે. અગન બહુ જ હોય તો ઘસીને ડંખ પર લગાડે. વરસાદની ગર્જનાના અવાજથી આ જડીનો ગુણ ઊતરી જાય છે.

૪૩–વીંછીના ડંખ માટે–અરીઠાની મીંજ અથવા આમલીનો ચિચોડો પથ્થર ઉપર ઘસી ગરમ ગરમ ડંખ ઉપર દાબે તો ડંખ નરમ પડે.

૪૪–વીંછીના ડંખ માટે લીલી હળદરના રસમાં સમાય એટલું મીઠું પિગળાવી રાખી તેનાં પાંચ ટીપાં આંખમાં નાખવાં અને તે મેળવણી પગના તળિયામાં ચોપડવાથી ડંખ ઊતરે છે. લીલી હળદર હોય તો તેને સૂકવી ભૂકી પાણીમાં ભીંજવીને ગાળી લેવી.

૪૫–વીંછીનો ડંખ–ઘરના ચૂલામાંની અડાયા અથવા છાણાંની રાખ ગાયના વાસી મૂત્રમાં મેળવી ડંખ ઉપર લગાડે તો અગન નરમ પડે. મંત્ર ભણી વીંછીનો ડંખ ઉતારનારા આ રાખ શરીર ઉપર લગાડે છે. ડંખ નરમ પડે છે તે મંતરથી નહિ પણ રાખના ગુણથી નરમ પડે છે. દરેક દરદીને ફાયદો થતો નથી; કારણ કે તે વીંછીની જાત ઉપર આધાર છે; ઘણો સખત ડંખ ઊતરતો નથી.

૪૬–વીંછીના ડંખ માટે–લસણનો રસ મધમાં મેળવી પાવો.

૪૭–વીંછીનો ડંખ ઊતરે–લીમડાના પાંદડાં ચાવીને જોરથી ફૂંક મારવી. શરીરની ડાબી બાજુ ડંખ હોય તો જમણા કાનમાં ફૂંકવું; જમણી બાજુએ ડંખ હોય તો ડાબા કાનમાં ફૂંકવું.

૪૮–વીંછીનો ડંખ–વછનાગ પાણીમાં ઘસી લગાડવો.

૪૯-વીંછીના ડંખ માટે-સમુદ્રફળ લીમડાના મૂળ સાથે ઘસીને ડંખને લગાડવું.

૫૦-વીંછીનો ડંખ-ધોળી સારોડીનું મૂળ રવિવારે કાપવું. તે મૂળ હાથમાં રાખી વીંછીને ચીડવીએ અને વીંછી ડંખ મારે તોપણુ તેનું ઝેર ચડે નહીં.

સારોડીનું મૂળિયું મોઢે ચાવીને વીંછી ઉપર મોઢાનું થૂક ઉરાડીએ તો આવી રીતે જંટાયલો વીંછી ડંખ મારે તે કોઈને લાગે નહીં.

૫૧-વીંછીનો ડંખ ઊતરે-મોઢામાં મીઠું પિગળાવી પછી ડંખની ઊલટી બાજુના કાનમાં જોરથી ફૂંક મારે. ડંખ શરીરની ડાબી બાજુએ હોય તો જમણા કાનમાં અને જમણી બાજુએ હોય તો ડાબા કાનમાં જોરથી ફૂંક મારે.

૫૨-વીંછીનો ડંખ ઊતરે-દરિયાનું મીઠું પાણીમાં પીગળાવી તેના પાંચ ટીપાં આંખમાં નાખે અથવા મીઠાનું પાણી કરી તેનાં કટકા દરદીના મોઢા પર મારે.

૫૩-વીંછીનો ડંખ ઊતરે-મૂળાનો રસ ડંખ ઉપર ઘસે તો ઊતરે.

૫૪-વીંછીનો ડંખ ઊતરે-આકડાનાં પાકાં પાન હાથમાં મસળી રસ કાઢી તેનાં ટીપાં નાકમાં નાખે તો છીંક આવે અને ડંખ ઊતરે.

૫૫-વીંછીનો ડંખ ઊતરે-એલચી ચાવી દરદીના કાનમાં જોરથી ફૂંક મારે.

૫૬-વીંછીના ડંખ માટે-સફેદ કરેણનું મૂળ પાણીમાં ઘસી ડંખ ઉપર ફરી ફરી લગાડ્યા કરવું.

૫૭-વીંછીનો ડંખ ઊતરે-શરીરે જે બાજુએ ડંખ હોય તે બાજુના કાનમાં કાનફોડીના પાનનો રસ નાખવો.

૫૮-વીંછીનો ડંખ ઊતરે-તંબાકુ ૦॥ પૈસાભાર લઈ તેમાં તેટલું પાણી નાખવું. તેમાંથી બે ટીપાં દરદીની આંખમાં મૂકવાં.

૫૯-વીંછીનો ડંખ ઊતરે-પમારીઆનું મૂળ ૧ વરસની અંદરનું (જૂનું ન ચાલે) પાણીમાં ઘસી ડંખ ઉપર લગાડવું. ડંખ ચડી ચૂકેલો હોય તો ચડેલા ડંખ આગળથી આ મૂળિયું ફેરવીને ડંખની જગ્યા આગળ લાવવું. આમ ઘણી વાર ફેરવવું. મૂળિયું ચામડીથી અળગું રાખવું. ચામડીને લગાડવું નહીં.

માથે આવેલી (રજસ્વલા) સ્ત્રીનો ઓછાયો આ મૂળિયાં ઉપર પડવાથી તેનો ગુણ નીકળી જાય છે.

૬૦-વીંછીનો ડંખ ઊતરે-બાવળની પાલી મોઢામાં ચાવી ડંખ ઉપર ફૂંક મારે તો દુખાવો નરમ પડે છે. અને દરદીને જે બાજુ ડંખ હોય તેની સામી બાજુના કાનમાં જોરથી ફૂંક મારવાથી પણ વીંછી ઊતરે છે.

૬૧-વીંછીનો ડંખ ઊતરે-બાવળના પરડાનાં બી વાટીને ડંખ ઉપર મૂકવાં.

૬૨-વીંછીના ડંખ માટે-મરીના દાણા બે વાટી ડંખવાળી જગાની સામી બાજુની આંખમાં આંજવાથી ડંખ નરમ પડશે.

૬૩-વીંછીનો ડંખ શરીરની ડાબી બાજુએ હોય તો જમણી બાજુના કાનમાં મરચાનો અર્ક(ટિંક્ચર કેપસીસાઈ)નાં બે ટીપાં મૂકવાથી ડંખ તરત ઊતરી જાય છે. ટીપાં નાખ્યા પછી ગ્લીસરાઇન અથવા સાકરને પાણીમાં વાટી તેનાં પાંચ ટીપાં કાનમા નાખવાની જરૂર છે.

૬૪-વીંછીનુ ઝેર ઊતરે-વીંછી ડંખે ત્યારે ડંખ ચઢ્યો હોય તે જગ્યાની ઉપર દોરી જોરથી બાંધે તો ડંખ વધુ ઉપર ચડે નહીં. પછી માખણ મસળે તો નરમ પડે.

૬૫-વીંછીનો ડંખ-નાગરવેલનાં પાન પર બીજું પાન ઊંધું મૂકીને તે ઉપર નિમક મૂકી ખૂબ ચાવીચાવીને રસ ગળવો. પા કલાક પછી ખપ પડે-તો બીજી વાર ખાવું.

૬૬-વીંછીનો ડંખ મટે-મીઠું ાા તોલો ડંખ ઉપર બાંધી રાખવું.

૬૭-વીંછીનો ડંખ-એક ચમચો મીઠું, પાંચ તોલા બ્રાંડીમાં પિગળાવી તેનાં પોતાં ડંખ ઉપર મૂકવાં.

૬૮-વીંછીનું ઝેર-મીઠાનું પાણી કરી, નાકમાં ૩ ટીપાં મૂકવાથી ઝેર ઊતરે છે.

૬૯-વીંછીના ડંખ માટે-દરદીની આંખમાં મીઠાના પાણીનાં ટીપાં મૂકવાં.

૭૦-વીંછીનો ડંખ ઊતરે-બાવળના લાકડાની રાખ ડંખ ઉપર દાબે તો ડંખ ઊતરે છે.

૭૧-વીંછીના ડંખ માટે-બોરડીનાં પાંદડાનો રસ કાઢી કાનમાં રસનાં ટીપાં મૂકવાં.

૭૨-વીંછીના ડંખ માટે-ભીંડાના છોડની જડ છૂંદી ડંખ ઉપર મૂકવાથી ડંખ ઊતરી જાય છે.

૭૩-વીંછીના ડંખ ઉપર મધ ચોપડવાથી ડંખ ઊતરે છે.

૭૪-વીંછીનો ડંખ ઊતરે-ઉંબરાનાં પાન હાથ વતી તોડી (હાથ ન લગાડે અને મોઢાથી તોડે તો વધારે અસર લાગે) તેનો રસ કાઢે, દરદીને ઊભો રાખે, તેની સામે ઝેર ઉતારનાર ઊભો રહે. દરદીની ડાબી બાજુએ વીંછીનો ડંખ હોય તો ડંખ ઉતારનાર પોતાના જમણા હાથ પર પેલો રસ લગાડે. ખભાથી શરૂ કરી આંગળાં સુધી જોરથી રસ મસળે. જો ડંખ દરદીની જમણી બાજુએ હોય તો ડંખ ઉતારનાર પોતાના ડાબા હાથને તે રસ ખભાથી આંગળાં સુધી જોરથી મસળે, એટલે દરદીને હાથ લગાડ્યા વગર અજાયબ રીતે ડંખ ઊતરે.

૭૫-વીંછીનો ડંખ ઊતરે-એરંડિયાનાં પાનનો રસ ડંખની સામી બાજુના દરદીના કાનમાં નાખવો. ાા-ાા કલાકે ૩ વાર નાખવો. તેમજ ૧ વાલ કપૂર પાન સાથે દરદીએ ખાવું.

૭૬-વીંછીનો ડંખ ઊતરે-કમોદનું મૂળ અથવા નીચે મુજબ બીજાં મૂળિયાંમાંથી કોઈ પણ એક પાણીમાં ઘસી ડંખ પર લગાડે. વીંછીનો કાંટો,

અફીણ, બાટલી પર મારે છે, તે લાકડાંનો કોર્ક (બૂચ) અંખેરિયો, બંદૂકડી, વેંગણ અને ગળી, ગળીનાં પાનનો રસ અથવા ઘિલોડીનાં સાડાત્રણ પાન ખવડાવે તો ડંખ ઊતરે.

૭૭–વીંછીનો ડંખ ઊતરે–કૂતરિયા ઘાસનો રસ ડંખ પર લગાડે. કહેવત છે કે, 'વીંછીનું ઓસડ કૂંચી' (કૂતરિયું ઘાસ).

૭૮–વીંછીનો ડંખ–હળદરની ધૂંઈ તે જગ્યા ઉપર મૂકે. ચલમમાં હળદર મૂકી ધૂંઈ પીવી.

૭૯–વીંછીનો ડંખ ઊતરે–વીંછી કરડે કે તરત આકડાના મૂળની સળી બંને કાનમાં ખોસવી.

૮૦–વીંછીનો ડંખ ઊતરે–રતાળુનાં પાનની અથવા સૂકા કંદની લેપડી ડંખ પર મૂકવી.

૮૧–વીંછીનો ડંખ ઊતરે–લસણ અને મીઠું સમભાગે મેળવી તેની લેપડી ડંખ ઉપર મૂકવી.

૮૨–લસણ અને અઘેડો સમભાગે મેળવી ડંખ ઉપર પોટલી મૂકવી.

૮૩–વીંછીના ડંખ–લીંબુ(આખા)નો રસ ડંખ ઉપર મૂકવો અથવા ડંખાયેલા માણસે બહુ જોરથી દોડવું. વીંછીના ડંખ ઉપર વડનું દૂધ ચોપડવું; વાંદાની લેપડી મૂકવી.

૮૪–સાપ અને વીંછીના ડંખની ઉપર વીંછીના પાતરાંની તથા મૂળિયાંની લેપડી મૂકવાથી ફાયદો થાય છે.

૮૫–વીંછીનો ડંખ–સાટોડીનું મૂળ દરદીએ ચાવવું અને તે મૂળ ડંખ પર બાંધવું.

૮૬–વીંછીનો ડંખ–પુષ્ય નક્ષત્રમાં રવિવારે ઉત્તર બાજુનું સામરતું મૂળ લાવવું. લાવનારનો છાંયો ઝાડ પર પડે નહીં. આ મૂળ ચડેલા ડંખ આગળથી નીચે ફેરવવું અથવા ઘસી ડંખ પર લગાડવું.

૮૭–વીંછીનો ડંખ ઊતરે–સાંદેસરી બે જાતની થાય છે. સફેદ ફૂલવાળી અને પીળી ફૂલવાળી. સફેદ ફૂલવાળી સાંદેસરી સારું કામ કરે છે. સફેદ ફૂલવાળી સાંદેસરીની બે જાત છે. નાનાં ફૂલવાળી અને મોટાં ફૂલવાળી. મોટાં ફૂલવાળીમાં ગુણ વધારે છે. આ ઝાડનું મૂળ રવિવારે બપોરે ત્રણ વાગ્યે ઉત્તર દિશાથી કાઢવું. એ સમયે એ ઝાડમાં રસ એકસરખો ફરે છે તેથી આ વખતે કાપેલાં મૂળિયાંમાં ગુણ વધારે હોય છે એવું કહેવાય છે. આ મૂળિયું હાથમાં પકડવું. શરીરથી બે આંગળ ઊંચું રાખીને ડંખ ચડી ચૂક્યો હોય તે જગ્યાથી તેને ડંખની જગ્યા સુધી ફેરવ્યા કરવું–આ મુજબ ૦ાા કલાક અથવા વધુ વખત ફેરવવાથી ડંખ ઊતરશે. ચડેલો ડંખ આસ્તે આસ્તે ડંખ-વાળી જગ્યા આગળ નીચે ઊતરશે. ત્યાર પછી મૂળિયું ડંખવાળી જગ્યા ઉપર

દાબવું. જો ઝેરની અગન નરમ ન પડે તો એ મૂળિયું પાણીમાં ઘસી ડંખ ઉપર લગાડવું. મૂળિયાને વાપરતી વખતે પાણીથી ધોવું તેથી કામ જલદી થાય છે. જ્યારે ડંખ ઉપર મૂળિયું દાબે ત્યાં અગન વધારે લાગે છે. મૂળિયું ફેરવતાં તેને ચામડીથી બે આંગળ દૂર રાખવાનું કારણ એ છે કે જ્યારે મૂળિયું ચામડીને લાગે ત્યારે ત્યાં અગન વધે છે. ડંખ ઉપર મૂળિયું મૂક્યા પછી અગન ખમી ન શકવાથી મૂળિયું ઊંચકી લેશો તો ડંખ પાછો ચડવા માંડશે. મૂળિયું ડંખ ઉપર દાબો તેના કરતાં મૂળિયું પાણીમાં ઘસીને ડંખ પર લગાડો તો અગન ઓછી જણાશે. મૂળિયું ૧ વર્ષ પછીનું જૂનું ચાલે નહિ.

૮૮-વીંછીનો ડંખ ઊતરે-વેંગણનું મૂળિયું પાણીમાં ઘસી લગાડે.

૮૯-વીંછીડા છોડને ૨ કાંટાવાળાં વીંછીના આકારનાં ફળ થાય છે, જેને વીંછિયો કહે છે. એનાં પાન તંબાકુનાં જેવાં મોટાં અને સુંવાળાં થાય છે. કારતક માસમાં તે પાન પીળાં થઈ ખરી પડે છે, જે વીંછીના આકારના જેવું હોય છે, તે દરદી જુએ તો ડંખ ઊતરે.

૯૦-નવસાર, કળીચૂનો અને ટંકણખાર મેળવીને દરદીને સુંઘાડે.

૯૧-મોરનાં પીંછાંનો ધુમાડો, તંબાકુની બીડીના ધુમાડાની માફક પેટમાં લે.

૯૨-૨૦ થી ૧ સુધી ઊલટું ૨૦ વાર ગણે.

૯૩-ઇંદ્રાયણનું તાજું ફળ ૦॥ તોલો દરદી ખાય.

૯૪-વીંછીને તેના ઘરમાંથી નસાડવો હોય તો ત્યાં ૧ વીંછી બાળવો.

૯૫-ધોળો સાંદેસરો, માળવી સાંદેસરો, એનું મૂળ પાણીમાં ઘસી ડંખ પર લગાડવું.

૯૬-કાકચને દૂધમાં વાટી તેની ગોળી બનાવવી. તે ગોળી પાણીમાં ઘસી ડંખ પર લગાડવી.

૯૭-હળદર ૦। શેર, અફીણ ૦। તોલો એની ધૂંઈ ડંખ ઉપર આપે.

૯૮-લીમડાનાં અને બોરડીનાં ૩॥ પાનને હાથ પર મસળી દરદીને બતાવે અને પૂછે કે-આ શું છે? દરદી કહેશે કે-એ કાંઈ દવા છે. ફરી મસળીને બતાવે અને પૂછે. આ મુજબ ૨૧ વાર પૂછે પછી તે લેપડી ડંખ પર બાંધે

૯૯-તાળવે જીભ લગાડે, તેથી અમૃત ઝરે તે ડંખ ઉપર લગાડે તો તરત ઝેર ઊતરે.

૧૦૦-કાનનો મેલ અથવા ચૂનો ડંખને લગાડે.

૧૦૧-તુલસીનું મૂળ પાણીમાં ઘસી પીવું.

૧૦૨-ધંતૂરાનાં પાંદડાંનો રસ ડંખ પર લગાડે તો ડંખ ઉપર ચડે નહિ. ડંખ ચડ્યો હોય તો ચટેલા ભાગને મથાળે આ રસ લગાડે તો ડંખ ૩ તસુ નીચે ઊતરે. હવે ડંખ હોય ત્યાં ફરી રસ લગાડે તો ૩ તસુ બીજી વાર ડંખ ઊતરે. આ મુજબ કર્યાં જવું. ડંખ અસલ જગા ઉપર આવે અને નીકળી જાય.

૧૦૩-બાવળના લાકડાની રાખ ડંખ પર લગાડે અથવા પાણી સાથે બનાવેલી તેની લેપડી ડંખ પર મૂકે; અથવા બાવળની પાલી મોઢામાં ચાવી દરદીના કાનમાં ફૂંક મારે.

૧૦૪-પલાશપાપડો આકડાના દૂધમાં ઘસી ડંખને લગાડે.

૧૦૫-મોરના પીંછાનો ચાંદલો, શણ, આમલસારો ગંધક સમભાગે ચૂર્ણ-કરી ધુમાડો ડંખ પર આપો.

૧૦૬-વીંછીના ડંખ ઉપર નીચેનાં મૂળિયાં પાણીમાં ઘસી લગાડે. સેમળો, ઊટકંટી, કાળો અરડૂસો, અઘેડો, તકમરીઆં, સમુદ્રશોષ, ધોળી કુકરડી, ચમાર-દૂધેલી, હરદરવા, કંટાળી, સરસડા, સંદેસરા, વીંછીડા, મકે, અરીઠાં, માલકાંકણી, એમાંનું કોઈ પણ એક.

૧૦૭-વછનાગ પાણીમાં ઘસી લગાડે. એની સાથે આમલીનો ઠળિયો પણ વપરાય છે.

૧૦૮-બાવળની કુમળી પાલીનો ભૂકો લઈ તેની બીડી બનાવી પીએ-અંદર જરા તંબાકુ પણ નાખે.

૧૦૯-દરદીએ ખવાય એટલી ખાંડ ખાવી.

૧૧૦-ફટકડીનું પાણી આંખે આંજે; ટીપાં આંખમાં નાખે.

૧૧૧-સોપારી અને હાથના નખનું ચૂર્ણ બનાવી તેની બીડી પીવી.

૧૧૨-ડંખ ચઢ્યો હોય ત્યાં સુધી પુષ્કળ રાખોડી ચોળવી.

૧૧૩-કરોળિયાનું પડ ચલમમાં મૂકી તેનો ધુમાડો લેવો.

૧૧૪-ડંખ ઉપર મધ મસળે.

૧૧૫-પાકાં કેળાં વાટી લેપડી ડંખ ઉપર મૂકે.

૧૧૬-જાંબુનાં પાનની લેપડી ડંખ પર મૂકે.

૧૧૭-બાજરી હુકામાં મૂકી ધુમાડો લેવો.

૧૧૮-આમલીનો કચૂકો અથવા કવચનું બી પથ્થર પર ઘસી ગરમ કરી ડંખ ઉપર ગરમ ગરમ દાબે તો ચોંટી જાય.

૧૧૯-તુળસી અથવા વજને ચાવી તેનો રસ કાનમાં મૂકવો અથવા મોઢામાંની તે હવા કાનમાં ફૂંકવી.

૧૨૦-કાળા ભાંગરાનો રસ સૂંઘવો.

૧૨૧-કપાસનું મૂળિયું નિયમ મુજબ રવિવારે લાવી ડંખ પર તે ફેરવવું.

૧૨૨-સગતરાનું મૂળ પાણીમાં ઘસી ડંખ પર લગાડે. આ રસ જો વીંછીને લગાડે તો તે હાલીચાલી શકે નહિ.

૧૨૩-હાડિયા કરસનના પાંદડાંનો રસ સૂંઘે અથવા આંખે આંજે તો તત્કાળ ડંખ રૂઝે.

૧૨૪-ફટકડી-ગંદૂકડી એનાં પાન તડકે મૂકે તો ફાટે અને અવાજ કરે.

એની લેપડી ડંખ ઉપર મૂકે.

૧૨૫–અઘેડાનાં ફૂલ અથવા મૂળ ઘસીને ડંખ પર મૂકે.

૧૨૬–એલચો, ખાટખટુંબો ડંખ ઉપર બાંધે.

૧૨૭–કાળા ઘોડાના નખ શનિવારે ઉતારવા તે નખ મૂઠીમાં રાખવા. વીંછીના ડંખથી પીડાતા દરદીને તે નખ દેખાડે તો ડંખ ઊતરે.

૧૨૮–માખણ, લસણ અથવા મૂળાનો રસ મસળવો.

૧૨૯–આકડાની જડ બન્ને કાનમાં ખોસવી.

૧૩૦–ફટકડીના પાણીનાં પાંચ ટીપાં આંખમાં અથવા કાનમાં નાખવાં.

૧૩૧–ઘોડાવજ ચાવીને દરદીના કાનમાં ફૂંક મારે.

૧૩૨–ખાવાનું મીઠું ડંખ પર બાંધે.

૧૩૩–ખાવાના નાગરવેલનાં પાન ઉપર બીજું પાન મૂકે. તે ઉપર ચપટી મીઠું નાખી બીડી બનાવી દરદીને ખાવા આપે. જરૂર હોય તો પાંચ પાંચ મિનિટે ૩ વાર પાન બીડી ખવડાવવી, ૧૫ મિનિટમાં આરામ થાય.

૧૩૪–ધંતૂરાનાં પાંદડાંની અથવા કેરડાના ઝાડના ફળ પાકાં જે નીચે પડ્યાં હોય (તેને કેરાં કહે છે) તેની લેપડી મૂકે.

૧૩૫–અઘેડાનાં ફૂલનો રસ અથવા મધ અથવા સાકરનો ઘસારો ડંખ ઉપર મસળે.

૧૩૬–જામફળ, જાંબુ, સીતાફળનાં પાનને બંને હાથમાં ચોળે. તેનો રસ ડંખ ઉપર લગાડે. દરદીને શરીરની જમણી બાજુ ડંખ હોય તો ડાબે હાથે રસ લગાડે. ડાબી બાજુ ડંખ હોય તો જમણે હાથે રસ લગાડે.

૧૩૭–ઉટકંટાનું અથવા ધોળી કણેરનું મૂળ પાણીમાં ઘસી ડંખ પર લગાડે.

૧૩૮–આમલીનો કચૂકો અથવા આણુવા( આબવા )ની સીંગનો ચૂકો દાણો પથ્થર પર ઘસી ડંખ પર દાબે. તે ચોટી જાય. ઝેર ચૂસાઈ રહે ત્યાં સુધી જ વળગી રહે.

૧૩૯–તુલસીનાં પાંદડાં ચાવી દરદીના કાનમાં ફૂંક મારે.

૧૪૦–પુષ્ય નક્ષત્રને દિવસે ધોળા શીમળાનું મૂળ કાપે. કાપનાર ઉત્તર દિશાએ ઊભો રહી કાપે એટલે તેનો ઓળો ઝાડ પર પડવો ન જોઈએ, એટલે મૂળ કાપનારની પીઠ પછાડી સૂરજ ન જોઈએ. આ મૂળથી ૩ વાર ડંખ ઉતારે અથવા મૂળ પાણીમાં ઘસી ડંખ ચડ્યો હોય ત્યાં સુધી લગાડે.

૧૪૧–લીમડાના પાંદડાં ચાવે, મોઢામાંથી હવા બહાર જવા દે નહિ, પણ દરદીના કાનમાં ફૂંક મારે.

૧૪૨–આકડાની કૂંપળનો રસ સૂંઘે.

૧૪૩–દાડમના પાંદડાંની પાણી વગરની લેપડી ડંખ પર મૂકે.

૧૪૪-અઘેડાના રસની લીટી ડંખ ચઢ્યો હોય ત્યાં દોરે.

ઝેર નીચે ઊતરે ત્યારે જ્યાં દુખાવો હોય ત્યાં ફરીથી લીટી દોરે. આ મુજબ ડંખની જગા આગળ દુખાવો આવે ત્યારે અઘેડાનાં પાનની પોટીસ ડંખ ઉપર મૂકે (અઘેડાની ડાંખળી ઉપર વીંછીને મૂકે તો તેને પક્ષઘાત થાય એટલે ચાલી શકે નહીં) અઘેડાનું મૂળ અથવા પાન દરદી ચાવે તો ડંખ ઊતરે.

૧૪૫-ફાગ એટલે ફેજીના વેલાના મૂળનો કટકો હાથમાં પકડે તો ઝેર ઊતરે. આ મૂળિયું જૂનું થયે ગુણ રહેતો નથી.

૧૪૬-ખમી શકાય એવા ગરમ પાણીમાં કોઈ પણ જાતનો ડંખ હોય તે બોળે.

## સાપનો ડંખ, સાપનું ઝેર

૧-સાપના ડંખથી દરદી બેશુદ્ધ થયો હોય, શરીરે ઢીમચાં થયાં હોય, મોઢામાંથી ફીણ નીકળતું હોય તેવાઓને પણ શેરડીનો સરકો તોલા ૨ાા દર ૫ મિનિટે પિવામાં આપે તો દરદી ભાનમાં આવે. ડિલે સિરકો મસળે તેથી વધુ ફાયદો થાય.

૨-સાપે ડંખેલા દરદીની ઉપર ૧૬ ફીટ ઊંચાઈથી ખમી શકાય એવાં ગરમ પાણીની ધાર નાખે તો દરદી ભાનમાં આવે.

૩-સાપ અને વીંછીના ડંખ ઉપર કૂતરિયા ઘાસનો ઝૂમખો મસળે.

૪-૦। તોલો કાળી મૂસળી બાળકના પેશાબમાં ઘસીને પીએ.

૫-સફેદ ચંપાની સીંગને દૂધનો બાફ આપી રાખે. જ્યારે સાપ કરડે ત્યારે તેને પાણીમાં ઘસી ડંખ પર લગાડે અને ૪ વાલ ઘસીને પાય અથવા ચંપાની લીલી છાલનો રસ ૨ાા તોલા દરદીને પાય તો ઊલટી થઈ ઝેર ઊતરશે.

નાગચંપાની શિંગ કવચિત જ મળે છે. એને નાગ રાત્રે ખાઈ જાય છે. માટે નાની શિંગ ફૂટે કે તરત તેને ગુણપાટની કોથળીમાં અથવા બીજી રીતે ઢાંકીને મોટી થવા દેવી. સાપના કબજામાં જવા દેવી નહીં. તે શિંગને દૂધનો બાફ બે કલાક આપવો. દૂધ ઉકાળવું. તે ઉપર ચાળણી મૂકી તેમાં શિંગ મૂકવી અને બે કલાક ઢાંકી રાખવી. પછી વાપરવામાં લેવી.

૬-નેપાળાના મીંજમાંની અંદરની જીભ કાઢી નાખે. મીંજને લીંબુના રસમાં ૨૧ પટ દઈ તેની ગોળી કરી રાખે. તેને માણસના મૂત્રમાં ઘસી અંજન કરે તો મરતો દરદી જીવે.

૭-વાંઝિયા કંટોલાના કંદને માટીના વાસણમાં ગાય અથવા બકરાંના મૂત્ર સાથે સાત દિવસ તડકામાં રાખી સુકવ્યા પછી સાપના ઝેર માટે વાપરે છે.

૮-વાંઝિયા કંટોલાના કંદનો રસ ૨ થી ૪ તોલા પાવાથી અને તે કંદ ડંખ ઉપર બાંધવાથી સાપનું ઝેર ઊતરે છે.

૯-સાપના ડંખ ઉપર કરમાનીની પોટીસ મૂકાય છે.

૧૦-ઇંદ્રવરણાંનો રસ ૧ તોલો દરદીને પાય તો અર્ધા કલાક પછી ઊલટી થઈને ઝેર ઊતરે. શરીર તપી આવે ત્યારે નવટાંક ઘી દરદીને પાવું અને ઊંઘવા દેવું નહિ.

૧૧-કડવી નાઈનો કાંદો સાપના ઝેર ઉપર કામ આવે છે.

૧૨-કૂતરી ઘાસના રસનું અંજન કરવું, સૂંઘાડવું, ડંખ પર લગાડવું, લીલા ઘાસનો રસ સૂકવીને તેની પતરી જ્યારે જોઈએ ત્યારે પાણીમાં મેળવી વાપરવી.

૧૩-ગળવેલનું મૂળિયું અથવા કંદ વાલ ૨ વાટીને પીવાથી ઊલટી થાય. બે-ત્રણ વાર આ મુજબ પાઈ ઊલટી કરાવવી. વારંવાર દરદીને પાવું. ઊલટી થઈ ઝેર નીકળી જાય છે.

૧૪-નવસારનું પાણી બનાવવું. જે બાજુએ ડંખ હોય તેની સામી બાજુના કાનમાં આ પાણી નાખવું.

૧૫-આમલસારો ગંધક બચ્ચાંના મૂત્રમાં મેળવી ડંખ ઉપર મૂકવું.

૧૬-બંદૂકડીનું મૂળ પાણીમાં ઘસી આંખે આંજે તો અઝડા સાપનું ઝેર ઊતરે.

૧૭-ધંતૂરાનું ઝીંડવું ગાયના મૂતરમાં ઘસી ડંખને લગાડવું.

૧૮-થુવરને મનસાસજી એટલે સાપનો ખુદા કહે છે. કેટલાક લોકો સાપ ન કરડે માટે થુવરની માનતા લે છે એટલે આ ઝાડ આગળ જઈ બોલે છે 'મને સાપના ડંખથી બચાવો.' આથી અસલ રિવાજને ટેકો મળે છે, કારણ કે દેશી વૈદું આ થુવરના મૂળને સાપના ઝેરના ઉપાય તરીકે ઓળખાવે છે, એનું મૂળ પાણીમાં ઘસી પાય છે.

૧૯-સાપના ડંખ માટે થુવરનાં મૂળ અને મરી સમભાગે ખવાડે.

૨૦-ઘી તપાવીને દરદીને પાવું. દસ દસ મિનિટે જેટલું પીએ તેટલું પાવું. સાપના ઝેરને લીધે દરદીને ઘીનો સ્વાદ ગરમ પાણી જેવો લાગે છે. ઝેર જેમ આકરું હોય તેમ ઘી વધારે પિવાય. ૭ કલાકમાં ચાર રતલ ઘી પી શકાય છે. પેટમાંનાં જંતુ અને ઘી ઝાડા વાટે નીકળી જાય છે. ડંખ આગળના સોજા ઉપર લીમડાનાં પાંદડાંની લેપડી મૂકવી. જેમ જેમ ઘી પાય તેમ તેમ દરદીને પણ ભાન આવતું જાય. ઘી પીધા પછી ૧૦ મિનિટમાં ઝાડા વાટે નીકળી જાય છે.

(ચોખ્ખા ઘીને ઇથર સાથે મેળવે તો પીગળી જશે. ભેળસેળનું ઘી પીગળે નહીં.)

૨૧-સાપના ડંખ ઉપર કેરોસીન તેલ રૂમાં મૂકીને ડંખ ઉપર બે કલાક રાખવું.

૨૨-ઇંડિયન ટેરીટરીમાં ઢોર ચારનારાં માણસો હમેશાં પોતાની પાસે ગળાનો ભૂકો રાખે છે. જાનવરને સાપ કરડે કે તરત તે ભૂકો દાબે છે તેથી સાપનું ઝેર ચૂસાઈ જાય છે.

૨૩-કપાસિયાનું મગજ પાણીમા ઘસી આખમા આજે તો સાપનુ ઝેર ઊતરે

૨૪-કાળી મરાડી દરદીને ખવડાવે જો ખાટી લાગે તો કાળા સાપનો ડંખ જાણવો, તીખી લાગે તો બીજા સાપનો ડખ જાણવો મરાડી મીઠી લાગે તો ઉદરનો ડખ જાણવો એને માટે ઉતાર એ છે કે, જાઈના પાદડા, નઈના પાદડા, કડની દૂધીનુ મૂળ સચગ એ સઘળુ ઠડા પાણીમા વાટી પીવું.

૨૫-જગની કારેલુ જે સોપારી જેવુ થાય છે તેને પાણીમા ઘસી તરત લગાડે તો ઝેર ઊતરે

૨૬-કરેણુ ચાર જાતની છે લાલ, સફેદ, પીળી, ગુલાબી દવા માટે સફેદ સારી છે જ્યા સફેદ કરેણુ હોય ત્યા સાપ આવે નહી.

૨૭-સાપના ડખ માટે-ઝેરકચૂરાના બીને પાણી સાથે ઘસી ડખ ઉપર મૂકવુ દરદી મરી ગયેલો જણાય છતા ઝેરકચૂરાનુ ચૂર્ણ વાલ ૩ તેના કઠમા નાખે ચૂરણ ગરદન ઉપર અને આખે શરીરે મસળે તો ઝેર ઊતરે અથવા દૂટીના ઉપલા ભાગ પર (પેટ પર) છરીથી કાપ મૂકી તેમા જમાલગોટો છૂટી દાબે

૨૮-સાપના ડખ માટે જમાલગોટાના બીજ ચાર તોલા લૂગડામા બાધી પોટલી કરી કાદવના અથવા તાબાના વાસણમા તે પોટલી મૂકી તેની ઉપર ભેસનુ છાણ ૫ શેર મૂકવુ થોડુ પાણી નાખવુ અને અગાર ઉપર ૪ કલાક રહેવા દેવુ બીજની ઉપરના છોતરા કાઢવા અને તેની અદરની છાલ કાઢી નાખવી એક તોલો મગજને વાટી તેમા ૧૦ તોલા લીબુનો રસ મેળવી તેની ગોળી બનાવવી તે ગોળીને થૂકમા ઘસી દરદીની બને આખે આજવી આ ઇલાજ ઘણો સારો છે ઝેર ચડી ગયુ હોય, બીમારી વધી ગઈ હોય અને વખત બહુ વહી ગયો હોય છતા આ ઇલાજ ફાયદો આપે છે

જો દરદી મરી ગયેલો જણાય તો તેના માથાના તાલકા પર છરીનો ઘા કરવો લોહી ન નીકળે તો દરદી મરી ગયેલો સમજવો જો લોહી નીકળે તો આ ઇલાજ ચાલુ કરવો દરદીની આખને ડખના ઝેરની ગરમી લાગે છે, માટે આખની અદર માખણ રોજ વારવાર લગાડ્યા કરવુ દરદીને પાણીની તરસ બહુ લાગે છે, પણ પાણી પીવા દેવુ નહી

૨૯-ફટકડી ૦।। તોલો અથવા વધારે દૂધમા પાય જેમ પાણીમાં ફટકડી નાખવાથી કચરુ અને કેટલાક ખાર ફટકડી સાથે મળી જઈ નીચે ઠરી બેસે છે, તેમ ઝેર સાથે ફટકડી મળી જઈ તેનો ગુણદોષ ઓછો કરે છે

૩૦-અરીઠાને પાણીમા ઘસી દરદીને આખે આજે આખ લાલ થઈ જાય ત્યારે માખણ અથવા ઘી લગાડવાથી રતાશ મટે સાપનુ ઝેર સખત હોય તો અરીઠાનુ પાણી પાય અને ઊલટી કરાવે અરીઠાની છાલ ૦।। તોલો અને ૦। શેર પાણી મેળવી પાય ૧ કલાક પછી ફરી ફરી પાય, ઝેર ઊતરે ત્યા

સુધી એકેક કલાકે પાય. ઝાડા-ઊલટી થઈને ઝેર નીકળી જાય. બેહોશ થયેલા દરદીને પણ એ ઇલાજથી ફાયદો થાય. દરદીના જડબાં બેસી ગયાં હોય તો અરીઠાં છૂંદીને જડબા પર મસળે તો જડબાં ખુલે એટલે દવા પી શકાય.

૩૧-સાપનો ડંખ લાગવા પછી દરદીને પેશાબમાં લોહી પડે તો ન। તોલો જીરું પાણીમાં વાટી ખવડાવવું. અને ગુલાબનાં ફૂલ પાણી સાથે કાદવના વાસણમાં ઉકાળીને પાવાં.

૩૨-આકડાનાં કુમળાં પાનની કળી ચેવલી પાન સાથે ખવડાવવી અથવા પાણીમાં વાટી દર અરધા કલાકે પાવી. દરદી ભાનમાં આવે ત્યાં સુધી એ મુજબ પાવી પણ નવ કળીથી વધારે પાવી નહીં. (કળી એટલે ૨ પાન સાથે જોડાયેલાં હોય તે.)

આકડાનું દૂધ આંખે લાગે તો ઝીણી હરડે પાણીમાં ઘસી દરદીની આંખે લગાડે અથવા હરડે ખવડાવવી.

૩૩-આકાદોરી બે જાતની થાય છે, જેનાં પાન ત્રણધારી છે. જે ઉપર લીલાં મરચાં જેવાં ફળ થાય છે. તેનું મૂળ પાણીમાં ઘસી બે વાર અંજન કરે તો સાપનુ ઝેર ઊતરે.

૩૪-સફેદ આકડાનાં મૂળ, સફેદ મરી, મોરથૂથુ ફૂલાવેલુ સમભાગે મેળવી તેની અંકેક માસાની ગોળી બનાવવી. તેમાંથી એકેક ગોળી દરદીને રોજ આપવી.

૩૫-સાપના ઝેર મારે-ખરસાણી થુવરના પાન દરદીને ખવાડવા.

૩૬-સાપનો ડંખ ઊતરે-દરદી બેશુદ્ધ થયો હોય જ્યા તેનાં માથા ઉપર છરીથી કાપ મૂકવા. જો લોહી નીકળે તો જાણવું કે દરદીમાં જીવ છે. તે કાપની ઉપર નેપાળાની થેપલી (લેપડી) મૂકવી. ઇલાજ અકસીર છે.

૩૭-અઝડા સાપનું ઝેર ઊતરે-નોળવેલના મૂળના ૪ ઘસરકા પાશેર પાણીમાં મેળવીને દરદીને પાય તો લીલા રંગનુ વોમિટ કરે અને ઝેર ઊતરે.

૩૮-ખમી શકાય એવા ગરમ પાણીની ધાર ૫ ફૂટ ઊંચાઈએથી દરદીના માથા પર ન। કલાક સુધી નાખે. દરદી જો શુદ્ધિમાં આવે, શરીર કંપાવે તો આ ઇલાજ વધુ વખત ચાલુ રાખવો.

૩૯-સાપના ડંખ મારે-ગળજીભીના મૂળનો રસ પાવો.

૪૦-સાપનું અને સોમલનું ઝેર ઊતરે-પોપટીનાં પાનનો રસ પાવાથી ઝેર તરત ઊતરે છે. એનાં બી પીરામાં અપાય નહિ.

પોપટીના પાલાનો વેલો વાલના ક્યારામાં અથવા રવિ તુલ ઓરે તે ક્યારામાં થાય છે. એ છોડ ઉપર કાળાં ફળ વટાણા જેવાં થાય છે. તે ફળ ઉપર ધોળાં ટપકાં હોય છે.

૪૧-Culanoha, Tinos Qora Cardifolia, સાપના ઝેરનો ઉતાર-ગળોના વેલાનો કંદ, દધમા બાફી રાખવો. દરદીને તે પાણી ઘસીને પાવો.

દરદી બેશુદ્ધ થયેલો હોય તો કંદ તાળવા પર મસળે. જાનવર બેશુદ્ધ થયું હોય તો તે જીભે કંદ મસળવો. ભાનમાં આવે ને કંદ ઘસીને પાવો. એનાં મૂળિયામાં એવો જ ગુણ છે.

૪૨–બોહોની એક જાતનો વેલો છે તે કાનપુર–બરેલીમાં થાય છે, નોળિયો (ઉંદરનો દુશ્મન) જાનવર એના પાન ખોરાક તરીકે ખાય છે. નોળિયાને સાપ ડંખે એટલે નોળિયો આ વેલાનુ મૂળ ખાય છે ત્યારે ડંખ ચડતો નથી.

સાપના ડંખ ઊતરે–સાપથી ડંખાયેલા દરદીને ૧ વાલ બોહોનીનું મૂળ ખવાડે તો ઝેર ચડે નહિ.

મદારી લોકો બોહોનીની છાલનો ભૂકો સાપથી ડંખાયેલા દરદીને સૂંઘાડે છે, જેથી સાપનુ ઝેર ચડતું નથી.

સાપના ઝેરની કોથળી કાઢવી હોય, ત્યારે સાપને ટોપલીમાં બંધ કરે છે તે વેળા બોહોનીની છાલનો ભૂકો ટોપલીમાં મૂકે છે, જેથી સાપ ઊંઘણુસી અને નબળો બને છે.

૪૩–જૂના પીપળાના મૂળની છાલનુ ચૂરણ તપખીરની માફક દરદી સૂંઘે. રોજ બે વાર સૂંઘે, તેથી ઓકારી આવે અને ઝેર ઊતરે. જો નાકમાંથી લોહી પડે તો તે વધારે ફાયદાભરેલું જાણવું.

૪૪–લીમડા પરની ના શેર ગળવેલને પાણી સાથ છૂંદી તેનો રસ દરદીને પાવાથી ઊલટી થશે અને ઝેર નીકળી જશે.

૪૫–ડંખની આસપાસ છરીથી છડ મરાવી ભૂંગળી વડે તે લોહી ચૂસે. ૧ દેડકાને (ચેન વધારે સારી) ચીરીને તે ડંખવાળી જગ્યાએ બાંધે તો અગન નરમ પડે અને ઝેર બહાર આવે.

૪૬–કાળા સાપનું ઝેર ઊતરે–ડંખ આગળ, છરીથી છેદ પાડીને તે જગા ઉંદરડીને બાંધે.

૪૭–સાપના ઝેર માટે–મોટા એરંડિયાનું મૂળ ઘસી ૧ તોલો પીવામાં આપે.

૪૮–સાપના ડંખ ઉપર–મરઘીનું પિત્તું મસળે તો ઝેર ચડે નહિ.

૪૯–ધોળાં મરીને સરસડાના ફૂલના રસમાં ૭ દિવસ ઘૂંટવું અથવા ૭ ભાવના આપવી. આ મરીનું ચૂરણ ખાવામાં, સૂંઘવામાં, અંજન કરવામાં વાપરવું.

૫૦–સાપનું ઝેર ઊતરે–પાંચ તોલા મધુનાસીનો રસ દરદીને પાય તો ઓકારી થઈ ઝેર નીકળી જાય. રસને સૂકવી રાખી તેનું ચૂરણ ૦। તોલો ખવાડે તો તે ઉપર મુજબ કામ કરે.

૫૧–સાપનું ઝેર ઊતરે–ચોળા(એક જાતનું કઠોળ)ના આટાને આકડાના દૂધના ૪ વાર પટ આપી તે ભૂકો ૧ વાલ ખવાડે.

૫૨–સાપ અને વીંછીના ડંખ માટે–મીઠું અને કાંદો છૂંદીને તરત ડંખ પર મૂકે. સાપના ડંખ ઉપર મૂકવાથી તે લેપડી લીલી થાય. ત્યારે કાઢી નાખી

બીજી મૂકવી.

૫૩-દરદી બેભાન થયો હોય છતાં એક વાલ બારીક મોરથૂથુ દરદીના નાકમાં ફૂંકે, છેક મગજે જાય તેમ ફૂંકે તો ફાયદો થાય.

૫૪-સાપના ઝેર માટે સાબરશીંગાના નાના કટકા કરી તેને ઘાસમાં વીંટાળવા. પછી તેને તાંબાની ડબીમાં બંધ કરી તે ડબીને તાપ આપવો. સાબરશીંગના કટકા પાકયા પછી સાપના ડંખ ઉપર મૂકે તો ડંખ પર વળગી રહે; અને લીલો થાય ત્યારે કાઢી દૂધમાં ધૂએ અને ફરી ફરી ડંખ પર મૂક્યા કરે.

૫૫-સાપના ડંખ માટે સાપનો બનાવટી મહોરો સાબરશીંગાને આમલીના-ચિચોડાના કદ જેવા કટકા કરવા. તે કટકાને ઘાસમાં વીંટાળી તાંબાની ડબીમાં પેક કરી છાણના તાપથી પકવવાં. આ પકવેલો સાબરશીંગાનો કટકો સાપના મહોરા તરીકે વેચાય છે. મદારીઓ આ કટકાની કિંમત રૂપિયા પાંચ કહી પછી ભાવમાં ઊતરતાં ઊતરતાં છેક પાંચ આનીથી વેચે છે. તેઓ એકના એક-વીસ કરી લે છે. આ પકવેલા સાબરસીંગના કટકામાં યાને ખોટા સાપના મહોરામાં ગુણ એવો છે કે સાપના ડંખ ઉપર પાણી લગાડીને જ્યારે એ મહોરો મૂકે છે ત્યારે તે કટકો ડંખને વળગી રહે છે. થોડી વારમાં છૂટો પડે છે. આ છૂટા પડેલા કટકાને દૂધમાં ધોઈ પાછો ફરીથી ડંખ ઉપર મૂકે તો ફરીથી ચોંટે છે. આ મુજબ ડંખ ઉપર ત્રણ વાર ચોંટે છે. આ ક્રિયા નજરે જોવાથી, અજાણ્યા માણસો મદારી માગે તે કિંમત આ મહોરાની આપે છે

૫૬-સાપનું ઝેર ઊતરે. સાપે કરડેલો માણસ ૩ દિન સુધી મરતો નથી એવી કહેવત ચાલે છે. પુરાવામાં એ છે જે કેટલાક ભરવાડ લોકો સાપે કરડેલા દરદીને રાખી મૂકી તેની આગળ ૩ દિવસ ને રાત સતત ભજન કર્યા કરે છે. કેટલાક ગામમાં એવો રિવાજ છે કે સાપે કરડેલા દરદીને લીમડાના ઝાડ ઉપર ઝોળી બાંધી તેમાં ૩ દિન સુવાડી રાખે છે.

લીમડાને અને સાપના ઝેરને વેર છે. સાપે કરડેલા દરદીને લીમડો ખવડાવે તો કડવો લાગતો નથી. ઝેર ઊતરે ત્યારે કડવો લાગે છે. એટલે ઝેરનું જોર વધુ હોય તો લીમડાની કડવાશ જણાય નહિ.

ઘણી વખતે લીમડાનું જોર વધે ત્યારે ઝેરનું જોર ઘટે છે. લીમડો ઓછા પ્રમાણમાં લેવાથી ભૂખ વધારે છે.

૫૭-સાપના ડંખ માટે-રેહાનનો રસ ૫ તોલા આપવો. ત્રણ-ચાર વખત આપવાથી ઘણું સખત ઝેર ઊતરશે.

૫૮-સાપનો ડંખ-લસણ છૂંદીને ગાયના ઘીમાં મેળવી ડંખ ઉપર મૂકવું.

૫૯-સાપનું, વીંછીનું, ઉંદરનું ઝેર મટે-કાળા મરીના ભૂકાને લસણના રસ સાથે ગોળી બનાવી રાખી તેને પાણીમાં ઘસી દરદીને અંજન કરે.

૬૦-સાપના ડંખ માટે-દરદીને એકેક તોલો લીમડાના પાનનો રસ પાવા

જ કરવો. ડંખ ઊતરે ત્યાં સુધી ૦-૦| કલાકે પાવો.

૬૧-સાપનું ઝેર-દરદીને લીંબુનો રસ પીવામાં આપે અને શરીરે ચોપડે. બે-ત્રણ વાર આ મુજબ કરવું.

૬૨-ધામણુ નામનો સાપ પૂછડું મારે છે તે દરદી ઢોહીને મરે છે. તે ડંખ ઉપર-સિરકો જલદ લઈને તેમાં કપડું ભીંજવી મૂકે. સાપના ડંખથી શરીર ફૂલે, લોહી નીકળે. તે વેળા ૨ તોલા સિરકો ૩-૩ કલાકે પાવો.

૬૩-ચિત્રા સાપનું ઝેર ઊતરે-ઉમરાનું મૂળિયું ૦ા તોલો પાણીમાં ઘસીને પીવું અને ઘસારો ડંખ ઉપર મૂકવો.

૬૪-ધાયડા સાપનુ ઝેર ચડે નહિ-અરડૂસો, કપાસ, વાંઝણી કંટોલી-એમાંનું કોઈ પણ મૂળિયું ૦ા તોલા જેટલું ગોમૂત્રમાં ઘસીને પાવું.

૬૫-સાપનું ઝેર તરત ઊતરે-કાળાં થયેલા ખાખરાના ઝાડનાં ફૂલ તથા અતિ-વિષની કળી દરદીને ખવડાવે અથવા ખાખરાનાં મૂળ પાણીમાં ઘસી પિવડાવે.

ખાખરાનાં ફૂલને કેસૂડાં અને ફળીઓને-ફળને પિત્તપાપડો કહે છે. એનો ગુંદર હીરાદખણના જેવો છે.

આ ઝાડને કાળું બનાવવાની રીત-ખાખરાના ઝાડના થડ આગળ બે હાથ ઊંડો ખાડો ખોદવો. અંદરના મૂળને કોતરવું. તેમાં ૦ાા શેર બિલામાં ભરવાં. મૂળ કોતરતાં જે વેર પડે તે વેર બિલામાંની ઉપર દાબવો. પછી મટો-ડાથી ખાડો પૂરી નાખવો. ૭ માસ પછી કાળું થઈ જશે. જો ૭ માસમાં કાળું ન થાય તો બે-ત્રણ વાર એ ક્રિયા ચાલુ રાખવી; એટલે દર ૭ માસે બિલામું તેના મૂળમાં દાટવું અને પાણી પાયા કરવું.

૬૬-સાપનું ઝેર ઊતરે-ઘણી જાતના ડંખ માટે કૂકરપાડાના પાનનો રસ દરદીની શક્તિ મુજબ પાવો અથવા એના ફળના રેવા બે ગુંજાપૂર લઈ પાણી સાથે પાવા. દરદીને પાછળથી ગરમી જણાય તો ઘી પાવું.

૬૭-સાપના ઝેર માટે જાણીતો ઇલાજ-કૂબો બે જાતનો છે. જેને એક જ દાંડી છે તે નારી જાતિ છે, તેમાં ગુણ નથી. શાખા ફૂટે છે તે નર જાતિ છે; તે નર જાતિના આ છોડનો રસ ત્રણથી પાંચ તોલા દરદીને ૦-૦ કલાકે, ચાર વાર પાવો. એના રસની ટીકડી બનાવી રાખે. જ્યારે ખપ પડે ત્યારે વાપરે. ખાતરીપૂર્વકનો ઇલાજ છે.

૬૮-સાપનો ડંખ નરમ પડે-કેળના કંદનો રસ ૧ તોલો દરદીને પાય અને કુમળાં પાનની લેપડી ડંખ પર મૂકે.

૬૯-સાપનું ઝેર ઊતરે-અરીઠાંને પાણીમાં ઘસી દરદીની આંખે આંજે. આંખ લાલ થઈ જાય ત્યારે માખણ અથવા ઘી આંખે લગાડવાથી રતાશ મટે. સાપનું ઝેર સખત હોય તો અરીઠાનું પાણી પાય અને ઊલટી કરાવે. અરીઠાની છાલ ૦ાા તોલો અને ૦ા શેર પાણી મેળવી પાય. ૧ કલાક પછી ફરી પાય, ઝેર

ઊતરે ત્યાં સુધી પાય, ઝાડા ઊલટી થઈને ઝેર નીકળી જાય. બેહોશ થયેલા દરદીને પણ આ ઇલાજથી ફાયદો થાય. દરદીનાં જડબાં બંધ થઈ ગયાં હોય તો અરીઠાં છૂંદીને જડબાં પર મસળે તો તે જડબાં ખૂલે એટલે દવા પી શકાય.

૭૦–સાપનું ઝેર ઊતરે–બે તોલા અંકોલની છાલ લઈ તેનો કાવો બનાવી તેમાંથી બે તોલા દર અર્ધા કલાકે પાવો. અંકોલનું મૂળ દરદીના મોંમાં રાખવું. બીજો ઇલાજ એ અંકોલનું તેલ બેઆનીભાર લઈ બે તોલા ઘીમાં મેળવી દર ૦। કલાકે દરદીને ખવડાવવું.

૭૧–સાપનું ઝેર ઊતરે–કરેણનાં ફૂલ સૂકાં, તંબાકુની તપકીર દરેક અર્ધો તોલો, એલચીદાણા ૦। તોલો–એનું ચૂર્ણ દરદીને સુંઘાડવું.

૭૨–નોળિયો કરડે, સાપ કરડે, વીંછી ડંખે, સાપની ફૂંકથી શરીર સૂજી આવે ઇલાજ–કાંસકીનું મૂળિયું લીલું અથવા સૂકું એના પાણીમાં ઘસી ડંખ પર લગાડે. તે સુકાય ને ફરી ફરી લગાડ્યા કરે.

૭૩–સાપનું ઝેર ચડેલું હોય તો–કાંસકીનાં મૂળિયાંનો ઘસારો ૦।। તોલો અથવા વધારે દરદીને પાય અને ઘણી વાર લગાડે. પછી દરરોજ ૧ વાર પાય અને ૧ વાર લગાડે. એ મુજબ ૭ દિવસ ચાલુ રાખે.

૭૪–મૂળિયાંના જેવો જ ગુણ એનાં પાતરાંમાં છે. સાપે કરડેલો દરદી બેહોશ થઈ ગયો હોય, માથા પર મૂકેલું ઘી તવાતું પણ નહિ હોય તોપણ આ ઇલાજ ચાલુ કરવો. ફટકડીને પાણીમાં ઘસીને તેનાં ૪–૫ ટીપાં બેહોશ થયેલા દરદીના નાકમાં બંધે ફોયરામાં નાખવાં. આ ઇલાજથી દરદીના મોઢામાં ફીણ આવશે. ત્યારે મોઢામાં લાકડાનું વેલણ ઘાલી મોઢું ખુલ્લું કરે અને ઉપર મુજબ મૂળનો ઘસારો અથવા પાનનો રસ ૦।–૦। કલાકે દરદી ભાનમાં આવે ત્યાં સુધી આપ્યા કરે.

૭૫–ઊંઘમાં સાપ કરડે–માણસ ઊંઘેલું હોય અને સાપ કરડે ત્યારે દરદીને ફેર આવે અને શરીરે અગન બળે તે વખતે પણ આ ઇલાજ કરવો.

૭૬–સાપનું ઝેર ઊતરે–નવસારનું પાણી બનાવવું. જે બાજુએ ડંખ હોય તેની સામી બાજુના કાનમાં આ પાણી નાખવું.

૭૭–સાપનું ઝેર ઊતરે–ફટકડી ૨૦ ચણોઠીભાર, પાણી તોલા પાંચ નવસારના અર્કનાં ટીપાં ૨૦ સાથે મેળવી દર ચાર કલાકે ત્રણ–ચાર વાર પીવાથી ઝેર ઊતરે છે.

૭૮–ઝેર સાપનું, ઉંદરનું, વીંછીનું ઊતરે–ફુલાવેલી ફટકડી અર્ધા પૈસાભાર બે તોલા પાણીમાં મેળવીને પાવી.

૭૯–સાપનું ઝેર ઊતરે–૦। તોલો ફટકડી, નવટાંક પાણીમાં મેળવી દરદીને પાવી. ૦।–૦। કલાકે ત્રણ વાર પાવી, ઊલટી થઈ ઝેર ઊતરશે.

૮૦–સાપના ઝેર માટે–બકરીની લીંડી બાળીને તેની રાખ કરી ખાવામાં

આપે અને બકરીની લીંડીનો લેપ કરવામાં આવે તો ઝેર ઊતરે છે.

૮૧–સાપનુ ઝેર–સાપના ઝેરના ડંખ ઉપર મરી સિરકા સાથે મેળવી લગાડે છે.

૮૨–સાપના ડંખ માટે–ત્રિકટુ સમભાગે ( મરી, સૂંઠ અને પીપરનું ) આંખે અંજન કરે અને મોરથૂથું ઊલટી થવા માટે આપે.

૮૩–સાપનું ઝેર–મદારીએ સાપને કરડાવી, તરત ફટકડીનું પાણી પીએ છે તેથી ઝેર ચડતું નથી.

૮૪–સાપનું ઝેર, વીંછીનું ઝેર–ફટકડી ૨૦ ગ્રેન, સ્પિરિટ એમોનિયા આરોમેટિક બે ઔંસ (અથવા ફટકડી પીગળે તેટલું) એમાંથી વીસ ટીપાં પાંચ તોલા પાણી સાથે દર ચાર કલાકે આપવાથી ઝેર ઊતરે છે. વીંછીનો ડંખ તરત ઊતરવા માંડે છે.

૮૫–પારડી–સુરતમાં 'આકનખોકન' અથવા 'આખલું-ખોખલું' એ નામનું ઘાસ થાય છે તેને પાણીમાં છૂંદી તેનો ૦। શેર રસ ૩ વાર પાય તો સાપનું ઝેર ઊતરે.

૮૬–સાપ ઝેરી છે તે જાણવા માટે–દરદીને મરચું ચવડાવે ને તે તીખું ન લાગે તો જાણવું કે સાપ ઝેરી છે.

સાપના ઝેરનો ઉપાય–ડંખવાળા દરદીને માણસનું મૂત્ર પાંચ તોલા દસ–દસ મિનિટે પાવું. વધુ પીવામા અપાય તો અડચણ નથી. શરીરે ઘી સારી પેઠે મસળવું. ગળામાં ગરમી જણાય, ગળું સુકાય તો ઘી પાવું. સાપના ડંખ માટે માણસનું મૂત્ર ઉપયોગી છે એવું ઘણી વખત લખાયેલું છે.

સાપના ડંખ માટે તત્કાળ ઉપાયો–સાપ કરડે કે તરત માણસનું મૂત્ર મદારી લોકો પીવામાં લે છે, તેથી સાપનું ઝેર લાગતું નથી.

૮૭–સાપનું ઝેર ઊતરે–૦॥ તોલો મીઠું લઈ તેને આકડાના દૂધની ભાવના આપે અને ગાયના દૂધમાં પિવડાવે તો ઊલટી થઈ ઝેર ઊતરે છે.

૮૮–સાપના ઝેર માટે–સફેદ આકડાનાં મૂળ, સફેદ. મરી, મોરથૂથુ ફુલાવેલું સમભાગે મેળવી તેની અકેક માસાની ગોળી બનાવી તેમાંની એક ગોળી દરદીને રોજ આપવી.

૮૯–ઝેર સાપનું, ધંતૂરાનું, સોમલનું ઊતરે–કરંજના ઝાડની છાલનો રસ બે અથવા ત્રણ તોલા દરદીને પાય તો ઊલટી થઈ જઈ ઝેર નીકળી જાય.

૯૦–સાપના ઝેર માટે–કૂકડવેલના (તુતરવેલ=પાડાવેલ) પાલાનો રસ દરદીને શક્તિ મુજબ એકથી વધુ તોલો આપવો.

૯૧–સાપના ડંખ મટે–કૂતરિયા ઘાસને મૂળ સાથે લાવીને રસ કાઢે. દરદી બેશુદ્ધ હોય છતાં નવટાંકથી ૦। શેર સુધી તેને પીવામાં આપે. શરીરે રસ ચોપડે અને તેનો કૂચો ડંખ પર બાંધે તો દરદી ભાનમાં આવે. એનું ચૂર્ણ ખાવાથી પણ ગુણ લાગે

૯૨-સાપનું ઝેર ઊતરે-૦ા તોલો પકાવેલા સમુદ્રફળ છોકરાનાં પેશાબમાં ઘસીને પાવું. (પકાવવાની રીત જુઓ 'સમુદ્રફળ.')

સાપના ઝેરનું ઔષધ-સરસડાનાં ફળ, મૂળીની છાલ, થડની અંતરછાલ, લીલાં પાન, ફૂલ દરેક ૨૦ તોલા લઈ માણુસના મૂત્રમાં વાટીને પછી ૧૦૦ તોલા મૂત્રમાં મેળવવું. ચૂલે ચડાવી ઉકાળવું અને પછી તેમાં ૫૦ તોલા ઘી નાખવું, મૂત્ર સઘળું બળી જાય ત્યારે બાટલીમાં ભરી રાખવું. ૧ શેર ઘી દરદીને પાવાથી જરૂર ડંખ ઊતરે છે, ૫ રતલ સુધી પાવાની કોઈ દરદીને જરૂર જણાય છે. પીધેલું ઘી ઝાડા વાટે નીકળી જાય છે. જેમ ઝેર ભયંકર તેમ ઘી વધુ ખપે છે.

સાપના ડંખવાળા દરદીને કોઈ વાર વિસ્ફોટક જેવાં ચાઠાં ફૂટી નીકળે છે.

૯૩-સાપનો દંશ-તરત અંગાર મૂકીને ડંખ બાળી મૂકવો એ પહેલો ઉપાય.

ડંખની જગ્યા પર નીચે અને ઉપર જોરથી પાટા બાંધવાથી લોહી ફરતું બંધ થાય છે અને ઝેર ચડતું અટકે.

૯૪-સાપ કરડેલ માણુસ ત્રણ દિવસ સુધી મરતું નથી, એવું દેશી વૈદક કહે છે. તે અંગ્રેજી વૈદક અને આ જમાનાની સાધારણ જનતા માનતી નથી. પણ જેઓથી બને તેઓએ નીચલો સહેલો ઉપાય અજમાવી જોવો: સાપના ડંખથી બેશુદ્ધ થઈ પડેલા માણુસને આંખે સૂરોખાર બારીક વાટીને આંજવો, દરદી ભાનમાં આવે અને તે જીવતો છે એની ખાતરી થાય તો પછી અરીઠાંનું પાણી પાઈને તે દરદીને ઊલટી કરાવવી. ૨-૩ વાર અરીઠાંનું પાણી પાઈ ઊલટી કરાવ્યા પછી તેને ઊંઘ બહુ આવે, પણ જરા પણ ઊંઘવા દેવો નહીં. સોયા ભોંકીને પણ જાગ્રત રાખવો એટલે હોશિયાર થશે. આ ઇલાજ ઘણી બાજુએથી એક સરખી રીતે વખાણવામાં આવે છે.

૯૫-સાપનો ડંખ ઊતરે-ઉંબરાનું ફળ ડંખ ઉપર બાંધે.

૯૬-સાપનું ઝેર ઊતરે-પાંચ તોલા ઊંધાફૂળીની જડ પાણી સાથે વાટીને તેના બે ભાગ કરે. ૧ ભાગ દરદીને પાય. અર્ધા કલાક પછી બીજો ભાગ પાય.

૯૭-ઊંધાફૂળીનો છોડ ૧ાા ફૂટ ઊંચો થાય છે. આસમાની રંગનાં ફૂલ ઊંધાં આવે છે. ફૂલનાં ઝૂમખાં થાય છે. ગડગૂમડાં પકવવાનો એમાં ગુણ છે.

૯૮-સાપનું ઝેર ઊતરે-આકડાનાં મૂળનો કાવો અથવા પાનનો રસ દરદીની શક્તિ જોઈ પાવો.

જો ગળામાં અગન બળે તો ઘી પાવું. ધોળી કરેણનું મૂળ પાણીમાં ઘસી આંખમાં ટીપાં મૂકવાં.

૯૯-સાપનો ડંખ ઊતરે-પાંચ તોલા કપાસનાં પાનનો રસ દરદીને પાવો.

૧૦૦–સાપના ડંખ માટે-કરમદાંનું મૂળ પાણીમાં ઘસીને પાણીમાં વાટી ગાળીને પાવું. જો ઊલટી ન થાય તો જાણવું કે ઝેર ચડેલું નથી.

૧૦૧–સાપનો ડંખ કોઈ પણ માણસ ચૂસી શકે. ચૂસનારના મોંમાં છાગરા અથવા ઘસારો કોઈ પણ જાતનો ન જોઈએ. ચૂસનારે બ્રાંડી અથવા ઘીના કોગળા કરવા, ચૂસાયેલું ઝેર બહાર થૂંક્યા કરવું, ગળવું નહીં, ચૂસનાર માણસે દારૂ પીવો જોઈએ. એક કલાક સુધી ચૂસવું પડે છે. ચૂસતાં ચૂસતાં માણસ થાકી જાય તો બીજો માણસ તરત વળગે.

૧૦૨–મરઘાનો સફરો ડંખ ઉપર દાબવો. મરઘું મરી જાય તો બીજું લેવું. એ પ્રમાણે મરઘા મૂકયા કરવાં ઝેર હશે ત્યાં સુધી મરઘાં મરી જશે. રૂમેળા વાટે ઝેર ખેંચાય છે.

૧૦૩–ડંખ માટે-સાબરશિંગુ ૦ાા તોલો ઘસીને પાણી સાથે પાવું.

૧૦૪–મરઘાની તાજી કલેજી ડંખ પર બાંધવી, તે ઠંડી પડે ને બીજી મૂકવી.

૧૦૫–સાપ, વીંછી અને કૂતરાનું ઝેર ઊતરે-સીતાફળનો અથવા રનસુખડીનો ઠળિયો પાણીમાં ઘસી ડંખ ઉપર લગાડવો.

૧૦૬–સાપનું ઝેર લાગે નહીં, સાપ નાસે-જે માણસ પાસે ૧ તોલાને આશરે રસકપૂર હોય તેને સાપ કરડે નહીં, તેનાથી સાપ દૂર નાસે. જો કરડે તો ઝેર ચડે નહીં.

૧૦૭–સાપનું ઝેર-વછનાગ બે માસા પાણીમા ઘસીને તરત પાય તો ઝેર ચડે નહીં. કેટલાક ગોવાળિયાઓ હમેશાં પોતાના પાસે વછનાગ રાખે છે.

૧૦૮–હિંગ અને ગંધારો વજ બંને વાટીને હાથ પર અને શરીરે લગાડી સાપને પકડો તો સાપ કરડે નહીં.

૧૦૯–સાપ નાસે-ગંધકની, સીસમના વહેરની, ઈંડાનાં કોટલાંની, ધાણાની ધૂંઈથી સાપ નાસે.

૧૧૦–ગોળ કૂંડાળું જમીન પર પાડે તે જગા પર સાપ આવે નહીં. સાપને ઉંદરનો શિકાર બહુ પસંદ છે.

૧૧૧–સાપ કરડે નહીં-રિસામણીનું મૂળ હાથે બાંધે અથવા તે મૂળનો લેપ શરીરે લગાડે.

૧૧૨–ફટકડી ૨ થી ૪ વાલ, ગોળ સાથે મેળવી દર બે કલાકે દરદીને ખવડાવે. આ ઇલાજ ઘણો જાણીતો છે.

૧૧૩–નાંઈનો વેલો થાય છે, ફળ કડવા અને મીઠાં એવાં બે જાતનાં છે. કડવા ફળવાળા વેલાનો કંદ પાણીમાં ઘસી ડંખ ઉપર લગાડવો અને ઘીમાં મેળવી ખવડાવવો ઘીમાં લેવાથી જીભ સંકોચાતી નથી અને ગળું બેસતું નથી.

૧૧૪–કંટોળીની બે જાત છે; વાઝકંટોળી ઉપર ફક્ત ફૂલ આવે છે અને બીજી જાત ઉપર ફળ આવે છે. વાંઝકંટોળાને પાણીમાં છૂંદી ડંખ ઉપર

લેપડી મૂકવી; અને પાણીમાં ઘસી પીવી. તેથી ઝાડા ઊલટી થઈ ઝેર નીકળે. વાંઝકંટાલી ઝેરને મારે છે તેનો પુરાવો ગોળમાં અફીણ મેળવીને મંકોડા-(જંતુ)ને ખવાડે તો મંકોડાને ઝેર ચઢે અને મુડદાલ થાય. એ પછી વાંઝકંટોળીના કંદ ઉપર બેસાડે તો પાછાં જીવતાં થાય.

૧૧૫–નોળવેલ અને અવલવેલના કંદ ઉપર મુજબ વાપરે.

૧૧૬–વસનવેલ કડવી( કાળાપાટ )નો કંદ ઉપર મુજબ વાપરે. વસનવેલની બે જાત છે. મીઠી છે તેને વેંવડી કહે છે. કડવીના વાસણમાં મૂકે તો રસ બંધાઈ જાય. સૂકાં પાનને પાણીમાં મૂકે તો પાણી બધાઈ જાય.

૧૧૭–સાપનો મહોરો ( Snake Stone ) ડંખ ઉપર દાબે તો તે વળગી જશે, બે મિનિટ પછી તે છૂટો પડે ત્યારે પાણીમાં બોળવો, અને ફરી ડંખ ઉપર મૂકવો. આ મુજબ ડંખ ઉપર મહોરો વળગે ત્યાં સુધી કર્યા કરવું. બનાવટી મહોરો :- પાકાં સાબરશિંગાને ફાવે તેવા કટકા કરવા. તેને ઘાસમાં વીંટાળવા, તાંબાની ડાબલીમાં મૂકે, ( તાંબાની રકાબી લે તે ઉપર બીજી ઢાંકે તો ચાલે ) તેને છાણાના અંગારથી પકવે. તે કાળું થાય ને વાપરે.

ઘણા અનુભવીઓનું કહેવું છે કે પાણીમાં ડૂબેલો અને સાપે કરડેલો દરદી જલદી મરતો નથી. દરદી બેશુદ્ધમાં મૂએલો જણાય છે. ત્રણ દિવસ સુધી તેને જીવવાની આશા છે

ગુજરાતમાં ઘેરાઓની એક જાત છે. તેમાં કોઈ ઘેરાને સાપ કરડે. અને દરદી બેશુદ્ધ થાય ત્યારે દરદીને સુવાડી તે ઉપર લીમડાના પાનનો ઢગલો મૂકે. અને બીજાઓ તેની આગળ ભજન કર્યા કરે. કોઈ દરદીને લીમડાના ઝાડ ઉપર બાંધી રાખવામાં આવે છે. આમ થવાથી ત્રણ દિવસની અંદર દરદી ભાનમાં આવે છે.

૧૧૮–કૂતરિયા ઘાસને તેના મૂળ સાથે કાઢી તેમાંથી રસ કાઢી દશ તોલા રસ દરદીને પાય. રસ શરીરે ચોળે અને કૂચો ડંખ પર બાંધે.

૧૧૯–ગરણીનાં બી ચમત્કારી ઉપાય છે. ગરણીનાં મૂળનું ચૂર્ણ ૧ તોલો ઘી સાથે ખાવાથી ચામડીમાં પચેલું ઝેર ઊતરે. દૂધ સાથે ખાય તો લોહીમાં મળેલું ઝેર ઊતરે. કઠના ચૂર્ણ સાથે ખાય તો માંસમાં મળેલું ઝેર ઊતરે. હળદરના ચૂર્ણ સાથે ખાય તો હાડકામાં લાગેલું ઝેર ઊતરે. આસંધના ચૂર્ણ સાથે ખાય તો ચરબીમાં લાગેલું ઝેર ઊતરે. નોળવેલ કંદ સાથે ખાય તો વીર્યમાં મળેલું ઝેર ઊતરે.

૧૨૦–ગળાનો કંદ ૨–૩ વાલ દર ૦ કલાકે આપે તો ઊલટી થાય.

૧૨૧–ફૂકડવેલના પંચાંગનો ભૂકો ૨૫ તોલા, સાકર ૧૦ તોલા, પાણી ૮૦ તોલા. એનો રસ ૨ તોલા દર મિનિટે આપે.

૧૨૨–લીંબોળીનું મગજ જરા જરા કરી ૧ શેર ખાય તો દરદી બચે.

૧૨૩–જમાલગોટાનો એક ઊમદા ઇલાજ : ૧ તોલો જમાલગોટો લઈ તેને લુગડામાં બાંધવો. તે પોટલીને ૫૦ તોલા ગાયના છાણમાં મૂકવી. થોડું પાણી

નાખી ૪ કલાક ગરમ કરવું. પછી જમાલગોટાના ખીની ઉપલી છાલ અને અંદરની જીભ કાઢી નાખવી. ફક્ત ચોખ્ખી મીંજ ૧ ભાગને ૧૦ ભાગ લીંબુના રસમાં ઘૂંટી ઘૂંટીને ગોળી બનાવે. તે ગોળી મોઢાના થૂંકમાં ઘસી દરદીની આંખે આંજે. દરદી મરેલો ન હોય પણ બેશુદ્ધ હાલતમાં હોય તો ભાનમાં આવે. દરદી જીવતો છે તે તપાસવા માટે તેના માથા પર છરીથી કાપ મૂકવો. જો લોહી નીકળે તો જાણવું કે દરદી જીવે છે. દરદી પાણી પીવા માગે તો આપવું નહીં. દરદી ભાનમાં આવ્યા પછી તેની આંખે અગન બળે ત્યારે આંખમાં માખણ આંજવું.

૧૨૪–મેઘનાગ( તાંદળજા )ના મૂળનો રસ ગુણકારી છે.

૧૨૫–પાટલાજું ( કાળીપાટ )

દોહરો

'મેઘનાગ ( તાંદળજો ) મૂળ રસ હે ગુણકારી
પાટલાજું, ( કાળીપાટ ) વિષ દેતી તારી.'

૧૨૬–'દો વાલ ફટકી ઘ્રત ચટાના, પાંચ પાંચ ઘટિકાએ ખાના.
એ ઇલાજ જો જલદી કરે, સર્પદંશકા વિષકુ હરે'

૧૨૭–'તાલ પર બારીક છેદ દેના, રક્ત બહે એસી બિધ કેના,
જમાલગોટા (નેપાલો) લુગદી મૂકો, સર્પ વિષ દુખ હોવત ટૂંકો.
અનેક વખત અનુભવ લિયા હે, જીને કયા સો સમ જીયા હે.'

૧૨૮–નોળવેલનાં પાનની લેપડી ડંખ ઉપર મૂકે અને એનાં બે પાન ખાય.

૧૨૯–ઘોડાઆસંદનું મૂળ ૪ વાલ, મરી ૪ વાલ, દૂધ સાથે ખાવું.

૧૩૦–કબૂતરની હગાર, માણસના વાળ, ગાયના શિંગડાનાં મૂળ, મોરપિંછના ચાંદલા, જવનો લોટ, ધાણા, કપાસિયાનાં બીજ સરખે ભાગે લઈ તે ચૂર્ણ એક તોલો અંગાર ઉપર મૂકી આખે શરીરે તેની ધૂણી આપે.

ખાખરાનાં મૂળ ૦।। તોલો પાણી ઘસી પાવાં.

૧૩૧–લાઈકર પોટાશ ૧૫ ટીપાં પાણી સાથે દર અરધે કલાકે પાવાં અને તે ટીપાં પાણી સાથે મેળવી ડંખ પર મૂકવાં.

૧૩૨–દૂધાના છોડનું ૦।। તોલો ચૂર્ણ ખવાડે તથા ડંખ પર દાબે.

૧૩૩–ડંખ ઉપર છરીનો કાપ મૂકી તે ઉપર લાઈકર પોટાશ ૧ ભાગ, પાણી ૩ ભાગનાં પોતાં મૂકવાં. પીવામાં નીચે મુજબ આપવું :

૧૩૪–લાઈકર પોટાશ ૧ તોલો, બ્રાન્ડી ૧૦ તોલા, પાણી ૭ તોલા. એમાંથી ૨ તોલા એકેક કલાકે દરદીને પાવું. ( આશા મૂકી બેઠેલા દરદીને ફાયદો થયેલો જણાયેલો છે. )

૧૩૫–સાપ કરડે કે તરત બાળકનું મૂત્ર ૩ તોલા પાવું અથવા દરદીનું પોતાનું મૂત્ર ૩ તોલા પાવું. આથી ઝેર લાગુ પડશે નહીં. આ ઇલાજ જાણીતો

છે. મૂત્રમાં એમોનિયાનો ભાગ છે, વીંછીના અને સાપના ડંખ ઉપર એમોનિયા મૂકાય છે. અંગ્રેજી વૈદ્યોમાં તે ઘણો જાણીતો ઇલાજ છે.

૧૩૬–નેપાળાના મીંજને લીંબુના રસનો પટ આપી ગોળી બનાવે. તે ગોળીને પાણીમાં ઘસી અંજન કરે તો બેશુદ્ધ દરદી ભાનમાં આવે.

૧૩૭–સમુદ્રફળ ગાયના મૂત્રમાં ઘસી ખવાડે અને ડંખ પર લગાડે.

૧૩૮–ઘી એકેક ચમચી ભરી દરદીને પાયા કરે. એક શેર સુધી પાય.

૧૩૯–ફટકડી ૦। અથવા ૦॥ તોલો દર ૦॥ કલાકે આપ્યા કરવી. ૦। શેર સુધી દરદીને ખવડાવી શકાય.

૧૪૧–તુમડીનો ગર (કડવી તુમડી) ૧ વાલ, જેઠીમધ ૧ વાલ અને જેઠીમધના ઉકાળામાં આપે.

૧૪૨–ગાયન-વાદન દરદી આગળ થાય તો ફાયદો આપે.

૧૪૩–નેપાળાના મીંજને લીંબુના રસમાં એકવીસ વાર પટ દે. તેની ગોળી બનાવી તેને માણસના મોઢાના થૂંક સાથે ઘસી અંજન કરે તો સખત ઝેર પણ ઊતરે. અંજનથી આંખ લાલ થાય ત્યારે ઘી લગાડે.

૧૪૪ કૂતરિયા ઘાસનો રસ ચોમાસામાં કાઢી લે. તેમાં ત્રણ તોલા રસમાં ૧ તોલો સ્પિરિટ નાખે તો તે રસ આખું વરસ ઉપયોગમાં આવી શકે.

૧૪૫–નોળવેલ-નોળિયાવેલ-સાપસન–એ વેલાનો કોઈ પણ ભાગ પાણી સાથે વાટી દરદીને પાય. ઝાડો-ઊલટી થયા વગર સાપનું ઝેર ઊતરે; તેમ જ વીંછીનું અને અફીણનું પણ ઊતરે. ૦॥ તોલો કંદ અથવા પાન પાણી સાથે પાય. દરદી બેશુદ્ધ હોય તો એ રસ દરદીની જીભ ઉપર અને છેક ગળા સુધી ઘસે. જ્યારે દરદી જરા ભાનમાં આવે ત્યારે રસ પાવો.

૧૪૬–કૂબાનું સત્ત્વ કાગળની ભૂંગળીમાં દરદીના નાકમાં ફૂંકવું, તેથી દરદી ભાનમાં આવે એટલે સત્વ પાણી સાથે દરદીને પાય. કૂબાનાં પાનનો રસ દરદીના નાકમાં નાખે તો બેશુદ્ધ દરદી ભાનમાં આવે.

૧૪૭–મોરપક્ષીના પિત્તામાં કાળાં મરીને વાટી સૂકવે. દરદીને એ ચૂર્ણ વારંવાર સૂંઘાડે.

૧૪૮–તાંબાની વીંટી પહેરી રાખવાથી સાપ કરડે નહીં.

વીંટી બનાવવાની રીત–

મોરના પીંછાની રાખ, ગોળ, ગૂગળ, ચણોઠી, ઘી, મધ, ટંકણખાર સમભાગે ઘૂંટીને સોનું ગાળવાની કુલડીમાં નાખી, ખૂબ તપાવી તાંબુ કાઢે. જેમ અળસિયામાંથી તાંબુ કાઢે છે તેમ (અળસિયામાં ત્રાંબુ અને ફોસ્ફરસ છે) એ ત્રાંબાની વીંટી જાદુઈ અસર કરે છે.

૧૪૯–સમુદ્રફળને લસણના રસમાં ઘસી દરદીને આંજે.

૧૫૦–ચણોઠી(સફેદ વધારે સારી)નાં મૂળ પાણીમાં ઘસી પાય અને

ડંખ પર લગાડે.

૧૫૧-કરોળિયા નામનો છોડ જુવારના ખેતરમાં થાય છે તેનાં સૂકાં પાનને પાણીમાં ભીંજવી રસ કાઢી દરદીને પાય.

૧૫૨-વેવડીનું મૂળ પાણીમાં ઘસી પાય, આંખે આંજે, સૂંઘાડે અને ડંખ પર મૂકે.

૧૫૩-કાળી માટીની લેપડી સાપના તેમ જ વીંછીના ડંખ પર દર બે કલાકે મૂકવી.

૧૫૪-જમીનમાં દરદીને દાટે-બેશુદ્ધ થયો હોય છતાં દરદીને જમીનમાં દાટે, મોઢું ખુલ્લું રાખે.

૧૫૫-લીમડાનાં પાન રોજ ખાનારને તેમ જ અફીણ ખાનારને સાપનું ઝેર ચડતું નથી.

૧૫૬-જ્યાં તુળસી હોય ત્યાં સાપ આવે નહીં; સાપના ડંખ ઉપર તુળસીની લેપડી મૂકે. ઝેર ચુસાઈને લેપડી કાળી થાય ત્યારે બીજી નવી મૂકે. એ મુજબ જ્યાં સુધી બધું ઝેર ચુસાઈ જાય ત્યાં સુધી મૂક્યા કરે.

૧૫૭-કવચતું બી પથ્થર પર ઘસી ડંખ પર ચોંટાડે તો મહોરાની માફક કામ કરે.

૧૫૮-અરીઠાંનું ચૂર્ણ ઓ તોલો પાણી સાથે દરદીને પાવું. જડબાં બંધ થયાં હોય તો ચૂર્ણ દાંતના પારા પર ઘસવું. દરદી હોશિયાર થાય તે પછી ઓ તોલો ચૂર્ણ ખવડાવવું. સાપના ડંખથી શરીર ફાટે તો દરદીને રોજ ઓ વાલ ચૂર્ણ ખવાડ્યા કરવું.

૧૫૯-કેળના ઝાડના થડનો રસ દરદીને પાવો.

૧૬૦-કુબડાના પાનનો રસ પાવાથી કાળા સાપનું ઝેર ઊતરે.

૧૬૧-ઈગોરિયા જે કપડાં ધોવાના કામમાં આવે છે તેની ધૂણી આપવી.

૧૬૨-વાંઝણીકંકોડી-કંટાળી-વાંઝકંકોડા એનાં મૂળ ગાજરના જેવાં થાય છે. કંદ આખું વરસ જમીનમાં રહે છે. ચોમાસામાં ફૂટે છે. ઉપર પીળાં ફૂલ થાય છે; તેનો એક તોલો રસ પીવાથી સાપનું, ઉંદરનું અને ભીંતગરોડીનું ઝેર ઊતરે.

૧૬૩-સાપનું ઝેર લાગે નહીં-ઘોડાવજની વાસ સાપને ભાવે નહીં. મદારી લોકો સાપ પકડતાં પહેલાં ઘોડાવજ ચાવી મોઢામાં રાખે છે.

સાપ ઘરમાં દાખલ થઈ ન શકે માટે-રત્નાગિરિમાં ઘરો આગળ, દરવાજા આગળ ઘોડાવજનું ઝાડ રોપે છે. હિંગ અને ઘોડાવજ પાણીમાં ઘસી હાથે લગાડે. પછી સાપ પકડે તો સાપ ડંખ મારે નહીં અને હિંગની વાસથી બેભાન જેવો થાય.

## સઘળી જાતનાં ઝેર ઊતરે

૧–તાંદળજાની ભાજીનો રસ પીવામાં લેવાથી કોઈ પણ જાતનું ઝેર ઊતરે છે.

૨–સર્વ જાતનાં ઝેર માટે–આકડાના કુમળીઆં (કૂમળાં પાન) પાણી સાથે વાટી તેનો રસ ઘી સાથે દરદીને પાવો.

૩–ડંખની જગા સરકાથી અથવા દારૂથી ધોઈને પાનમાં ખાવાનો ચૂનો પાણી સાથે મેળવીને ડંખ ઉપર લગાડવો, તરતનો પહેલો ઉપાય એ છે.

૪–વીંછી સિવાયના બધાં ઝેરી જાનવરના ડંખ ઉપર જંગલી કેલાહાર–(કલહાર)ને છૂંદીને લેપડી બાંધે.

૫–તુમડી–પાતાળ ગુચ્છી, ગુચ્છી, વાંદરાની ટોપી, કુગ, ફનજી, ભૂંટુંબી–નાગટુંબી–આ ચીજ પાટણ પાસે વેરાવળમાં ઘણી મળે છે. દરેક જાતના ઝેર માટે આ લચ્છી પાણી સાથે પીવામાં ઘણો ફાયદો છે.

૬–તાંદળજા(ચોળાઈ)ની ભાજીનો પાશેર રસ પાય તો કોઈ પણ ઝેર ઊતરે. ન ઊતરે તો ભાજી છૂંદીને તાળવા ઉપર મૂકવી.

૭–દરેક જાનવરના ઝેર માટે ઉપાય–બિજોરાનાં બી તોલો ૦ાા ફાકવાં અથવા ખોખરાં કરી પાણી સાથે પીવાં. બિજોરું તોલો ૦ાાનો કાવો કરી પીવું.

૮–કૂકડવેલ પીળા ફૂલની, તેનાં ડીંડવાનો ઉકાળો ગાયના મૂત્ર સાથે પીવો.

૯–ગરમાળાનું મૂળ પાણીમાં ઘસી નાકે મૂકે.

૧૦–અંકોલના મૂળની છાલ પાણીમાં ઘસી પીવાથી, ખનિજ તેમ જ જીવજંતુના ડંખનું ઝેર ઊતરે.

## ધંતૂરાનું ઝેર ઊતરે

૧–ભોંયરીંગણીનો રસ ૪ તોલા પીવો.

૨–કપાસિયાના મગજનો કાવો પીવો.

૩–તલનું તેલ ૧ તોલો ગરમ પાણી સાથે પીવું.

૪–ઘી પીવું અથવા દહીં ખાવું.

૫–લાલ એરંડિયાનાં મૂળ પાણીમાં વાટી પીએ.

૬–વેંગણના ૨ કટકા કરી તેને પાણીમાં ખૂબ મેળવી તે પાણી પાવું અથવ ૨ તોલા ગોમૂત્ર પાવું અથવા ૧ તોલો નિમક (મીઠું) પાણીમાં ડોઈ પાવું.

૭–ગાયનું દૂધ અને સાકર ગરમ કરી પાવું.

૮–ધંતૂરાનું અને દરેક ઝાડનું ઝેર ઊતરે–દૂધમાં સાકર ડોઈ પીવું.

૯–ધંતૂરાના ઝેરવાળાં દરદીની આંખની કીકી મોટી થાય છે. દીવાની રોશની જોવાથી કેફ વધુ ચડે છે. કપાસનાં બીજ ખાવામાં લેવાથી અને

કપાસના બીજનો અને કપાસના ફૂલનો કાવો પીવાથી ઝેર ઊતરે.

૧૦-જેઠીમધનાં મૂળિયાનો કાવો પાવો.

૧૧-ઘી માથે ઘસે તો પીવાની દવા કરતાં જલદી ફાયદો થાય.

૧૨-સોનાના વરખ પચીસને ચાર રતલ પાણીમાં ઉકાળે. તે પાણી દરદીને પીવામાં આપે વરખ વગરનું ઉકાળેલું પાણી ગુણ કરે નહીં.

૧૩-શંખાવળીનું પંચાંગ પાણીમાં વાટી પીએ.

૧૪-સમુદ્રફળ ગોમૂત્રમાં પીએ.

### કેરોસીન તેલનું ઝેર

ઝેરકોપરું ખાવાથી ઊતરે.

### નેપાળાનું ઝેર

ઘોડાવજનો કોલસો ૩ વાલ પાણી સાથે આપે.

### પાયણ જાનવરનું ઝેર

કચ્છના રણમાં આ જાનવર થાય છે. તેના ઝેરથી માણસ ઊંઘમાં મરે છે. કાંદાની વાસથી એ જાનવર દૂર નાસે છે.

## વછનાગનું ઝેર ઊતરે

૦૧ તોલો ટંકણખાર ઘી સાથે ખાવો.

## જોડા ડંખે

૧-રતનજોતનું દૂધ લગાડ્યા કરવું.

૨-જૂની કામળી અને જૂનું રદ થયેલું ચામડું ઘસીને લગાડ્યા કરવું.

### માખીનો અને ભમરાનું ઝેર-ડંખ

૧-તાળાની કૂંચી, પોકળ હોય તે ડંખ ઉપર દાબે. કૂંચીના પોલાણ ભાગમાં ડંખવાળો ભાગ ઉપસી આવશે, ડંખનો કાંટો ઉપર તરી આવશે. તે ખેંચી કાઢવો.

૨-મગ અથવા મસૂરની દાળને ગોમૂત્રમાં વાટવી તેને કાળી મરોડી સાથે મેળવી લેપડી મૂકવી.

## તરસ મટે-પાણીનો શોષ મટે-મોઢાની ગરમી સારી થાય

૧-ગુલાબી ખીલી-કાથાને ગુલાબજળમાં પિગળાવીને તેની ગોળી અથવા ટીકડી બનાવી તે મોઢામાં રાખે.

૨-સોનું, રૂપું અથવા લોખંડથી ઝામેલું પાણી પીવું.

૩-છાતી પરની દાહ તરસ માટે-કાદવના વાસણમાં પીવાનું પાણી રાખી તેમાં છૂંદેલા ધાણાની પોટલી મૂકી રાખે અને તે પાણી પીએ. રોજ નવું પાણી બનાવી ...

૪-તરસ મટે-ખાટાં લીંબુ ૨-૩નો રસ ખાંડ સાથે ચોળી ગાળી ને પાણી સાથે પીએ.

૫-તાવમાં તરસ લાગે તો સુખડ અથવા તોલો ૧ પાણી ૧ાા શેર સાથે સૂંઠ ઉકાળી તે પાણી પીવામાં લે તો તરસ મટે.

૬-સોપારી ચૂસવાથી થૂંક છૂટે અને તરસ મટે.

૭-તરસ મટાડે-મોઢાની કડવાશ કાપે-ઝાડો લાગે-કાળી દ્રાક્ષ ખાવી તથા તેનું શરબત પીવું. દ્રાક્ષ વાપરતાં તેના ઠળિયા હમેશાં કાઢી નાખવા.

૮-વરિયાળીનું શરબત પાણી સાથે પીવું.

૯-ગોળનું પાણી પીવું.

૧૦-વડની વડવાઈની અથવા પીપળાની છાલની રાખ ૫ તોલા પાણી ૧ શેરમાં મેળવી તેનું નીતર્યું પાણી પીએ.

૧૧-ખારેકનો ઠળિયો મોમાં રાખી ચૂસે.

૧૨-ખડસલિયાનું પાણી પીએ.

## ટાઢ વાઈને આવતો તાવ-મલેરિયા-વિષમ-જ્વર-સતત-સંતત જ્વર

મલેરિયા તાવ, ચોમાસાની બગડેલી હવાથી થતા તાવો, એગીઉ, દુર્જલ-જ્વર અને ટાઢ વાઈને આવતો રોજિયો, આંતરિયો, 'તરિયો' અને ચોથિયો તાવ.

ચોમાસાની ખરાબ હવા શરીરને લાગુ પડે તો મલેરિયા તાવ આવે.

જો હવાની ખરાબ અસર લોહીમાં લાગુ પડે તો તાવ ૧૨ કલાકને અંતરે આવે; જો ખરાબ હવા માંસમાં પેઠી હોય તો ૨૪ કલાકે તાવ પાછો આવે. જો મેદમાં દાખલ થઈ જાય તો તાવ ૪૮ કલાકે પાછો આવે. જો હાડકામાં પેસી જાય તો ૭૨ કલાકે તાવ પાછો આવે.

કોઈ પણ કડવા વસાણાનો કાવો ફાયદો આપે. જેમ કે ખડસલિયો, લીમડો, કરિયાતું, અતિવિષ, ગળો પીપરીમૂળ, કડુ એમાંથી એકનું ચૂર્ણ ૦ તોલો ખાવું.

૧-સૂંઠ, ધાણા, તજ, ગોખરુનો ઉકાળો પીવો.

૨-કરિયાતું, સૂંઠ, ગળો રતાંજલીનો ક્વાથ પીવો.

૩-તુલસી અથવા કૂબાનો રસ મરી સાથે પીવો.

૪-સૂંઠ, જીરું, ગોળ, પાણી સાથે લેવું.

૫-લીમડાની છાલ, ધાણા, સૂંઠનો ઉકાળો.

શરદી તોડે, ભૂખ વધે. } પીપર, પીપરીમૂળ, કુલિંજન, બ્રાહ્મી, સૂંઠ, લવંગ, તજ, કાળાં મરી, સફેદ મરી, નસોતર (નીસોતર) એનો કાવો રોજ બે વાર પીવો.

૬-કબૂતરની હગાર ૧ તોલો લેવી. તેને સૂકવી ગોળ સાથે મેળવી નવ

ગોળી કરવી. ૧ ગોળી દિવસમાં ૩ વાર તાવ ગયા પછી આપવી. દિવસ ૩ થી ૬ સુધી ચાલુ રાખવી.

૭–શરદીવાળો તાવ અટકાવવા માટે જીરા સાથે હિંગ ખાવી.

૮–ટાઢિયા, આંતરિયા, તાવ માટે–કાચકાને ભૂંજી ઉપરથી છોતરાં કાઢીને અંદરની મીંજનો ભૂકો કરી ત્રીજે ભાગે કાળા મરી મેળવીને કાચના બૂચની શીશીમાં રાખવું. માત્રા ૧૫ થી ૩૦ ઘઉંભાર. એ પલવીસ બોનદીસીઊલા કંમ્પાઉન્ડ કહેવાય છે.

એ ઉપલી દવા (કિવનાઈન ટેનેટ) ફેબરી ફીઊજની ઉજાણી માફક કામ કરે છે. ચોથિયો તાવ આવવાની વકી હોય તે અગાઉ એમાંથી ૧૫ થી ૩૦ ગ્રેન ત્રણ ત્રણ કલાકે આપવું. ગર્ભવાળી સ્ત્રીને આપવામાં અડચણ નથી.

૯–કાચકા અને મરીના ભૂકાને પલવીસ બોનડીસીઉલા કમ્પાઉંડ કહે છે. ઠંડી લાગીને આવતા દરેક તાવમાં ૧૫ થી ૩૦ ગ્રેન ૧ વખતે તે અપાય છે. જે દિવસે તાવ આવવાનો હોય તે દિવસે તાવ આવે તે પહેલાં ત્રણ–ત્રણ કલાકે પડીકાં ૪ આપવાં. તાવ સાથે પેટમાં દુખાવો હોય તો લવિંગ ૧ દરેક પાઉડર સાથે મેળવીને આપવું.

૧૦–કપાસિયાનું મગજ ૧ શેર ને ૧॥ શેર પાણીમાં ઉકાળીને ૧ શેર પાણી રાખવું. ટાઢ ભરાય તેની ૧ કલાક આગળ એ પાણી ૧ ચમચો ભરીને દરદીને પાવું.

૧૧–તાંદળજાની ભાજીનાં મૂળિયાં બહુ બારીક પીસી માથે મૂકે તો તાવની ગરમી ઓછી થાય.

૧૨–આકડાનાં કૂમળાં પાન એ ચેવલી પાન સાથે ખાવાં.

૧૩–ટાઢિયા તાવો માટે અકસીર ઇલાજ નીચે પ્રમાણે છે. સફેદ જીરું ૧ તોલો, બાવળનાં સૂકાં પાન ૧॥ તોલો, કાચકાની મીંજ નોલા ૫ અને લીંડીપીપર તોલો ૦॥. આ સઘળી ચીજોને પીસીને ચણા જેવડી ગોળીઓ ત્રણ–ત્રણ કલાકે આપે.

ફેબ્રીફીઉજ–ઉપર મુજબની કાચકાની મેળવણી ટાઢિયા તાવો માટે (અંગ્રેજી ફેબ્રીફીઉજની) ગરજ સારે છે.

૧૪–કરચલું જે દરિયામાં થાય છે તેને ઠીકરાં ઉપર શેકી ભૂકો બનાવવો. તાવ આવી ગયા પછી આ ભૂકો બેઆનીભાર મધ સાથે દિવસમાં ૩ વાર આપવો.

૧૫ (સંતતજ્વર)–એ ૭, ૧૦ અથવા ૧૨ દિવસ રહે છે. માટે કડુ, ઇંદ્રજવ, પટોળનાં પાન એનો ભૂકો કરી ૦ તોલો ફાકી પાણી સાથે દિવસમાં ૩ વાર લેવી.

૧૬–ટાઢિયા તાવોની સસ્તી દવા–કડુનું ચૂર્ણ ૦ તોલો લઈ તેનાં પડીકાં ૮ કરવાં. તાવ આવવાનો હોય તેની ત્રણ કલાક આગળ એક પડીકું અને એ પ્રમાણે ત્રણ કલાક પછી બીજું આપવું.

૧૭–તાવ ટાઢિયો, રોજિયો તાવ, ઇન્ટરમીટન્ટ–કાચકાનો ભૂકો વાલ ૨ થી ૫

સુધી વજનમાં લઈ તેટલા જ વજને મરી લઈને તેની ૧ પડીકી બનાવી પાણી સાથે દિવસમા ૩ વાર લેવી

૧૮–કુંવારપાઠાનુ (કુમાર) મૂળ ૧ તોલો ગરમ પાણીમા ઘસીને પીવાથી ઊલટી થઈ તાવ નરમ પડે

૧૯–કરોળિયાના સફેદ પડ ત્રણ ગોળમા મેળવી ખાય તો સર્વ જાતના ટાઢિયા તાવ ઊતરે.

૨૦–શરદીનો તાવ, ચોથિયો, આતરિયો વગેરે માટે-કાચકીના બીજને આતશ ઉપર ભૂંજી મીઠું ૧ ભાગ મેળવી ૦। તોલો સવારે પરોઢિયે ફાકવું. અથવા કાચકીના છોડનો રસ ૧ તોનો મધમા પાવો પાછલી રાતના પીવાથી એનો ગુણ વધે છે

૨૧–મલેરિયા તાવ માટે–આઠ કટોરીનુ પાણી આપવુ ઘણું જ ફાયદેમદ કહેવાય છે મલેરિયા તાવને કાઢે છે પથારી પર મરવા પડેલાને એક વાર હોશિયારી આપે છે, ૧૬ કટોરીનુ, ૨૪ કટોરીનુ એ મુજબ ૬૪ કટોરીનુ પાણી બને છે. જેમ વધારે કટોરી તેમ તેમા ગુણ વધે છે, અને માત્રા જેવુ કામ કરે છે. બેભાનને એક વાર ભાનમા લાવે છે બે તોલા પાણી દિવસમા ત્રણ વાર પાવું.

આઠ કટોરીનુ પાણી બનાવવાની રીત–૧ કટોરી એટલે ગ્લાસ જેમા ૧ વાર પિવાય એટલું પાણી રહે, તેવી ૮ કટોરી પાણી લઈ કાદવના વાસણમાં નાખી ઉકાળે. તેમા સફેદ મરી, લવંગ, તજ, વાવડિંગ બબ્બેઆનીભાર નાખે. એક કટોરી પાણી રહે તે ગાળીને દરદીને પાય. વસાણા વગર ઉકાળેલું પાણી પણ ગુણ આપે છે

બહુ સખત તાવ વા, અચેતન ઝાડા, ઊલટી, શરીર ઠડું અસાધ્ય થયેલા દરદીને ૬૪ કટોરીનુ પાણી સારુ છે જ્યા દવા, વસાણા અને વૈદ ન હોય ત્યા ઇલાજ બહુ ઉપયોગી છે

૨૨–ટાઢિયા તાવ માટે સસ્તી દવા–ત્રિફળા તોલો ૧ પાણી તોલા ૨૦માં ઉકાળો કરી તેમાથી તોલા ૨॥ તાવ આવતા પહેલા દરદીને પાવું.

૨૩–ટાઢિયો તાવ–ફુલાવેલી ફટકડી પાચ ગ્રેન ચાર ચાર કલાકે આપવી.

૨૪–ટાઢિયો તાવ જાય–કાળાં મરી અને સાકર સમભાગે મેળવી ૦। તોલો ફાકી, તાવ આવતા પહેલા પાણી સાથે ખાય બે કલાક સુધી પાણી પીએ નહીં.

૨૫–ટાઢિયા તાવ માટે –કિવનાઈન સાથે મરચાની ભૂકી અથવા મરચાનો અર્ક આપવાથી ઘણો ફાયદો થાય છે

૨૬–ટાઢિયા તાવો માટે–માકડ ૩, તુલસીના પાદડા ૩, એની ગોળમા ગોળી કરવી આવી ૧ ગોળી દરરોજ ૩ થી ૬ દિવસ ખાય તો તાવ જાય.

૨૭–ટાઢિયા તાવ માટે–આબ્બાના વેલાના ત્રાડા ત્રણ પાનને દિગ્ગેલનો ધૂપ આપીને, બાળુએ બાધ તો તાવ જાય. આ પ્રયોગ હજી વપરાય છે.

૨૮–ટાઢિયા તાવે માટે કરણનું મૂળ આદિતવારે લાવેલું હોય તે દરદીને કાને બાંધવું.

૨૯–મલેરિયા તાવ માટે–મીઠાને લોઢાની કઢાઈમાં (તાંબાની કઢાઈ ન ચાલે) ગરમ કરવું. ધીમી આંચ રાખી કોફી જેવું કરવું. તેમાથી એક ચમચો ભરી નિમક–પાણી સાથે સવારના પહોરમા ભૂખે પેટે આપવું.

૩૧–તાવ ટાઢિયો–શતાવરી અને જીરાનું ચૂર્ણ ૧ તોલો પાણી સાથે આપવુ.

૩૨–મલેરિયા તાવ માટે અકસીર છે. હાડીઆકરણ છોડનો કોઈ પણ ભાગ બેઆની વજનમાં પાણી સાથે પાવો. જેમ વધારે ગંધવાળો છોડ તેમ ગુણ વધારે છે.

૩૩–ટાઢિયા તાવ માટે સસ્તી દવા–જમવા પહેલાં દરદીએ લસણ અને તલ વાટીને ખાવા. આ ઘણો સરસ ઉપાય છે.

૩૪–ટાઢિયા તાવ માટે–સાટરા, પિત્તપાપડો દરેક પાંચ ભાગ, કાળાં મરી ૪ ભાગ અને મધ ૩ ભાગ એ સઘળાની મેળવણી કરી, વાલ એકની ગોળી કરી, બબ્બે ગોળી ખાવી.

૩૫–ટાઢિયો તાવ મટે–હરડેનું ચૂર્ણ મધમાં આપવું અથવા ૦। તોલો જીરું અને ૦॥ તોલો ગોળ ખવડાવવો.

૩૬–તાવ ખરાબ પાણીનો–(દુર્જલજ્વર) હરડે, હળદર, જવખારનું ચૂર્ણ સમભાગે મેળવી ૦। અથવા ૦॥ તોલો પાણીમાં લેવું.

૩૭–ટાઢિયો તાવ–કાંચકીના ચૂર્ણ સાથે જરા હિંગ મેળવીને ખાય તો ઘણો જલદી ફાયદો થાય.

૩૮–ટાઢિયા તાવ માટે–કૂતરિયા ઘાસનો રસ દરદના પ્રમાણુ પ્રમાણે એક અથવા બે તોલા પીવો.

૩૯–જીરું ૦॥ તોલો સવાર–સાંજ ખાઈને ઠંડું પાણી પીવું. કારેલીના પાનના રસમાં જીરાને પટ આપે તો વધુ ગુણ થાય.

૪૦–દૂધેલી (નાગલી) વનસ્પતિ વેલો છે, જેમાંથી દૂધ નીકળે છે નાગ અને સાપ આ દૂધ ખોરાક તરીકે પીએ છે, તેથી એને નાગલી દૂધેલી કહે છે. એની ઉપર ફળ થાય છે તે પાકીને ફૂટે છે ત્યારે રૂની માફક પૂમડાં નીકળી હવામાં ઊડે છે. એના રૂનાં પૂમડાં ગોળમાં મેળવી ખવાય છે. વાલ, વટાણો ખવાય નહિ તો જ ફાયદો થાય.

૪૧–ટાઢિયા તાવ સઘળી જાતના દફે થાય–ધંતૂરાના પાનનો રસ ૦। અથવા ૦॥ તોલો દહીં ૪ તોલામાં મેળવી તાવ આવવાના વખતની એક કલાક આગળ દરદીને ખવાડવો

૪૨–બોરડીના પાન સાડા ત્રણ, ધંતૂરાના પાન ૩॥, અક્કલકરો ૦॥ તોલો, પીપર ૦॥ તોલો, મરી ૦॥ તોલો, લવંગ ૦॥ તોલો એની ચણી–

બોર જેવડી ગોળીઓ કરે, એક ગોળી રવિવારે ખવડાવે.

૪૩-શીતજ્વર માટે-ગળજીભીનાં મૂળ ૦ાા તોલો ચોખાના ધોણમાં વાટી પાવા

૪૪-તાવ-મલેરિયા તાવની મોસમ આવે ત્યારે ખાવાના ખોરાકમા રોજ હિંગ વાપરે.

તાવ-મલેરિયા-ટાઢિયા તાવો, ચોમાસાનો તાવ મલેરિયા એગ્યુ' તાવ પાલીઆનો, વિષમજ્વર ભાદરવાનો તાવ

૪૫-કાયકાનો ભૂકો અને ડીકામારીનુ ચૂર્ણ સમભાગે ૦। તોલો ખાવુ.

૪૬-કાયકાના ભૂકાને, ડીકામારીની અથવા ખડસલિયાના રસની ભાવના આપે તો કાયકાની વાસ મટે અને ગુણ વધે

૪૭-ખડસલિયો-મલેરિયા માટે ઘણો ઉપયોગી છે રામબાણ અને નિર્ભય ઇલાજ છે, તાવ ન હોય તોપણ અપાય છે પરસેવો અને પેશાબ લાવે, માથાનો દુખાવો અને નબળાઈ દૂર કરે એગ્યુમીકસ્ચર તરીકે કામ કરે ગળો અને ખડસલિયો સમભાગે લઈ મરી નાખી બનાવે ખડસલિયાનુ ચૂર્ણ ૦ાા તોલો મરી બે વાલ, રોજ ૩ વાર પીએ.

૪૮-ઘાપાણ (ગોદતી હરતાલ) કુવારના પાઠા વચ્ચે ઘાપાણ મૂકે, કપડ-છદ કરી છાણાના અંગારમા શેકે, તે ઘાપણ પડેપડ ખૂલે ત્યારે પાછલી સમજની ૧ વાલ ચૂર્ણ અળસીના પાણી સાથે આપે તાવ સાથે ખાસી હોય તો મધ સાથે આપે પરસેવો આવે અને તાવ નીકળે

૪૯-મલેરિયા લાગુ પડે નહી-જો ગધકની ધૂણી દર અઠવાડિયે લે

રેલના પાણીવાળી જગામાથી, તેમ જ વરસાદની પાણીવાળી જગામા-થી પાણી ઊડી જાય છે અને જમીન સુકાય છે ત્યારે ચોકસ હવા નીકળે છે. તે પેટમા જવાથી તાવ લાગુ પડે છે એ ચોમાસાનો તાવ છે એ તાવ માટે સાગરગોટા ૨ ભાગ, અતિવિષ ૧ ભાગનુ ચૂર્ણ ૨ થી ૪ વાલ તાવ ન હોય ત્યારે ત્રણ ત્રણ કલાકે આપે, કિવનાઈન કરતા વધુ ફાયદો કરે

૫૦-ટાઢિયા તાવવાળો દરદી પોતાની રહેવાની જગા બદલે-તેથી ન ફાયદો થાય તો એક ગામથી બીજે ગામ જાય તો તાવ હઠી જાય

૫૧-કરિયાતુ, અતિવિષ સમભાગે ચૂર્ણ કરી તાવ ન હોય ત્યારે ૩ થી ૬ વાલના પડીકા દર ત્રણ કલાકે આપે એનો ઉકાળો કરી એગ્યુમિકસ્ચરના આકારમા આપી શકાય

૫૨-સાકર અને મરી દરેક ૦। તોલો વાટીને પાણી સાથે પીવુ. તાવ આવતા અગાઉ ૧ કલાક આગળથી પીવુ અને બે કલાક પાણી જ પીવુ

૫૩-વઘારતું જીરું ૦ાા તોલો સવારે અથવા રાતે ૧ વાર ખાવુ.

૫૪-શરદીના તાવ માટે-ડીકામારીના પાનનું ચૂર્ણ ૨ વાલ, મરી ૨

વાલ, રોજ ૩ દિવસ ખાવુ

૫૫-ભાદરવાનો તાવ અટકાવવા માટે-દારૂહળદરનો અર્ક કિવનાઈન જેવું કામ કરે છે

૫૬-ફુલાવેલી ફટકડી અને સાકરનું ચૂર્ણ ૨ વાલ તાવ આવવા પેહેલા દર ૩ કલાકે આપવુ

૫૭-દારૂહળદરનો એકસ્ટ્રેક્ટ ગાઢો ગોળ જેવો અને મરી સમભાગે મેળવી ૧ રતી(૨ ગ્રેન)ની ગોળી બનાવી ૧ ગોળી દર ૩ કલાકે આપે

૫૮-લીંડીપીપર, લસણ દરેક ૦| તોલો દૂધમા ઉકાળી પીએ

૫૯-ગુલેબનફ્સા ૦|| તોલો, કાબુલી હરડે ૦||, ઊસ્તેખદસ ૦| તોલો. ગળોની વેલ ૦|| તોલો, કરિયાતું ૦|| તોલો, દેશી ગોળ ૨ તોલા, પાણી ૦||| શેર, ઉકાળી ૦|| શેર રાખે. એમાથી રોજ ૩ વાર પીવું. કાઢો રોજ તાજો બનાવે

૬૦-(આત્મારામ બ્રહ્મચારી) વછનાગ પાણીમા ઘસી, નખ અને આંગળીઓ ઉપર લગાડે ઉપર લુગડાની પટ્ટી વીંટાળીને ભીની રાખે, ઘણી જ ટાઢ વાઈને આવતો ટાઢ નરમ પડે.

૬૧-પારવતીનું ઝાડ જે ઉપર લાલ દાડીનાં ફૂલ આવે છે, જે ફૂલ હનુમાનજીને ચડાવે છે. તે ઝાડના પાચ પાન તાવ ચડે તે પહેલા ચાવી જવા.

૬૨-અજમો અથવા કાળીજીરી ૦|| તોલો એને ૦| શેર પાણીમા આખી રાત ભીંજવી રાખે, તે પાણી પાચ તોલા રોજ બે વાર પીએ.

૬૩-દાડમના બીજ અને મરી સમભાગનુ ચૂર્ણ ૧ પાઈભાર દહીં સાકર સાથે સવારસાજ ખાય.

૬૪-તાવ અને છાતીનો મૂંઝારો (Neumonia)-હરણનાં શિંગડાની ખાક ૧ ભાગ, મરી ½ ભાગ, એનુ ચૂર્ણ ૧ પાઈભાર મધ સાથે ખાય.

૬૫-કરચલાના ખાલી (મૃત) ખોખા ભરતી વખતે દરિયાકિનારે ઘસડાઈ આવે છે તેને લોખડના ઠીકરા ઉપર ઘી સાથે શેકી ચૂર્ણ બનાવવું. કોડીના ભૂકા જેવું બનાવવુ ૪ વાલ ભૂકો ૧ વાલ મરી સાથે મેળવી દર ૩ કલાકે આપવાથી ટાઢિયો તેમ જ ઊનો તાવ મટે

૬૬-ભાંગ અથવા મરી કિવનાઈન સાથે મેળવવાથી ગુણ વધે છે.

૬૭-તાવની ગોળી-કળીચૂનો, કિવનાઈન, ધાપાણ, ખડસલિયાના રસમા ગોળી એક ૫ વાલની બનાવી આપે.

૬૮-બાળવાનુ ગ્યાસતેલ (કેરોસીન) ૩૦ ટીપા સવાર-સાજ પીએ આ તેલ બે તોલા સુધી પિવાય તો નુકસાન નથી.

૬૯-નાગલી દુધેલીના પાનનો રસ ૨ તોલા મરી બે વાલ સવારે એક વાર પીવાથી તાવ જરૂર ખસે ફરી આવે નહીં.

૭૦-ત્રિફળાની ગોળી ચણીબોર જેવડી કરી ખાય તો સઘળા તાવ જાય.

૭૧-ભોંયઆમળીનાં પંચાંગને ૭ મરી સાથે ખૂબ વાટી પાણી સાથે મસળી ખૂબ વાટે અને રોજ બે વાર ૩ દિવસ પીએ તો ટાઢિયો અને ઊનો તાવ જાય.

૭૨-અઘેડાના પાનને મરી સાથે વાટે, ગોળમાં ૧ વાલની ગોળી બનાવી વાપરે. ક્વિનાઈન જેવું કામ કરે.

૭૩-એકાંતરિયા અને ચોથિયા તાવના દરદીને જમણા હાથની કોણીની પાછલી બાજુએ તલવણી( કાનફોડી )ના પાનની લેપડી મૂકી ઉપર ૧ ઠીકરી મૂકે. ફોલ્લાઓ ઊઠવાની સરળતા કરે અને પાટો બાંધે. ૫ કલાક પછી ઊઠેલા ફોલ્લાને સોયથી ફોડવો. ઘી લગાડી રૂઝવવો.

૭૪-તવર ( તીવર ) પીટીટના તાવનાં પાતરાં ૭ થી ૧૫ નાગરવેલના પાન સાથે રોજ ૩ વાર ખાવાં. આમાં ક્વિનાઈન જેવો અવગુણ નથી. ( મરી સાથે ચા બનાવી પિવાય ).

૭૫-તીવરનાં પાન ૧૦ તોલા ( છાયામાં સૂકવેલાં ) ૧ બાટલી ૧ાા શેરની, સ્પિરિટમાં બોળી અર્ક બનાવે. ૩૦ થી ૬૦ ટીપાં રોજ ૩ વાર પીએ. એનું શરબત તથા ગોળી બની શકે. ક્વિનાઈનના અવગુણો જે ભૂખમાં બહેરાશ થાય, ઝીણો તાવ જડ ઘાલીને બેસે તે તીવરના જેવા નથી.

૭૬-ખાવાનું મીઠું ઠીકરાં પર શેકી કૉફી જેવું બનાવે. તે સવારે ૧ ચમચી ગરમ પાણીમાં આપે. ૩ કલાક ખોરાક ખવાડે નહીં; તરસ લાગે તો બહુ જ ઓછું પાણી પાય. ખોરાક હલકો ખવાય. શરદીથી બચાવવું. બીજે દિવસે સવારે પણ ઉપર મુજબ કરવું.

૭૭-ગોમી( કૂબો )નું સત્ત્વ ૧ માસો, કાળાં મરી ૨૫, તુળસીનાં પાન ૫, કાચકા( કરકચ )ની મીંજ ૧ માસો, ગરમ પાણી સાથે પીવું.

કૂબોનું સત્ત્વ બનાવવાની રીત-કુબાના ( કુબોનનો સત્ત્વ ) પાનના રસને કપડે ગાળી તેમાં સરખા વજને પાણી નાખે. ૨૪ કલાક રાખી ઉપરનું પાણી કાઢી નાખે, ઠરેલા ભાગને થાળીમાં નાખી ઊકળતા પાણીના વાસણ પર મૂકી ચૂર્ણ બનાવે. માત્રા ૧ માસો-૧૫ ગ્રેન.

૭૮-અરીઠાંની મીંજ ગોળ સાથે ખવડાવો. કેટલાક દરદીની પ્રકૃતિ એવી છે જે ગોળ ખાધા પછી બીજે જ દિને વેળાસર ( વખતસરનો ) તાવ ચડી આવે છે.

૭૯-બહુ હઠીલા વિષમજ્વર માટે-કાચકાનાં મીંજ ૪ તોલા, લાલ સૂકાં મરચાં ૦ાા તોલો મેળવી ૧ વાલનું પડીકું મધ સાથે અથવા પાણી સાથે પહેલી રાતે અને પાછલી રાતે ખવડાવે. 'દિવસના ખવડાવે તો ગુણ નહિ આવે. ૩ રાતમાં ૭ પડીકાં ખાય. દૂધ અને ગોળ ખવડાવે નહિ.

૮૦-કાગળના અથવા વાસના લાકડાના ૩ કટકા ઉપર કોઇથી વંચાય નહિ તેવા અક્ષરે, કલમ અને કાળી શાહીથી (૧ ઇંચ લાબો ૦ાા ઇંચ પહોળો એવા કટકા ઉપર) નીચે મુજબ લખવું : જે (દરદીનું નામ આ જગા પર લખવું) દરદીનો ચોથિયો (અથવા આતરિયો હોય તો આતરિયો લખવો) તાવ જજે. ચિઠ્ઠી લખતી વખતે શ્વાસ બધ રાખવો અને મનને કપાળના બે ભવા વચ્ચે રાખવુ.

તાવ આવતા બે કલાક પહેલા ૧ ચિઠ્ઠી (અથવા ૧ કામળી ઉપર) ૧ વાલ ઘી મૂકવુ તેને અગાર ઉપર મૂકી શરીર ઢાકીને દરદીને ધૂણી આપવી પહેલી ચિઠ્ઠીથી અસર ન થાય, ધૂણી આપવાથી તાવ ઊતરે નહિ તો બીજી તાવની વારીએ, ઉપર મુજબ બીજી ચિઠ્ઠીની ધૂણી આપવી ધૂણી આપ્યા છતાં તાવ ચાલુ જ રહે તો બે કલાક પછી ત્રીજી ચિઠ્ઠીની ધૂણી આપવી

૮૧-સોનાગેરુ, સૂરોખાર, ફુલાવેલી ફટકડીનુ ચૂરણ એકેક વાલ ખાડ સાથે રોજ ૩ વાર ખાય ૮ દિન ચાલુ રાખે. દૂધ અને તેની બનાવટ ખાવી નહિ.

૮૨-કરોળિયાની જાળના તાતણાની બત્તી બનાવી, તેલમા બોળી કાજળ બનાવી, તે કાજળ દરદીને આજે.

૮૩-ફટકડી ફુલાવેલી ૧ વાલ અને પતાસા ૩ વાલ તાવ ન હોય તે દિવસે આપવુ. ૫ા કલાક પાણી પીવા દેવુ નહિ. સેકડો દરદીનો તાવ ગયો છે. કોકમની કાતરી ૨ અને ૭ મરી વાટેલા નવટાક પાણીમાં રાતે ભીંજવી, સવારે પીએ.

૮૪-કાચકા શેકેલા ૦। તોલો, મરી ૦ાા વાલના ૩ પડીકા કરવાં. તાવની વારીને દિને તાવ આવવા પહેલા એકેક કલાકને અંતરે ૩ પડીકાં આપવા જો તાવ આ ૩ પડીકાથી ન હટે તો બીજી વારીને દિને ઉપર મુજબ બીજાં ૩ પડીકા આપવા

૮૫-ભાગ ગોળ સાથે આપવાથી સેંકડો દરદી સારા થાય છે ભાગ ખાધા પછી ઊંઘ આવે. ઊંઘમાથી ઊઠ્યા થયા પછી ભૂખ લાગે તો મગજ તર થાય તેવો ખોરાક લે

૮૬-ધંતૂરાના ૩ા પાન ચોળી લૂગડામા વીંટાળી દરદીને તાવ આવે તે પહેલા બાધે તાવ તે જ દિવસે જાય

૮૭-ધતૂરાના પાનના રસના ૩ ટીપા તાવ આવતા પહેલા દહીં સાથે ખાય તેલ ખાય નહિ

૮૮-દારુડી-સુવર્ણક્ષીરી-દારુડીઓ, ઊટકટો, ખ્રહ્મદંડી, કાંટાસરિયો-જંગલી ધંતૂરો-સત્યાનાશી આ બધાં નામોનો એક જ ઝાડનો છોડ છે. એનાં બી ૬ વરસ સુધી બગડે નહિ તે બે વાલ અને અરધા લીંબુનો રસ (આશરે ૦। તોલો) તાવ આવતા પહેલા બે દિવસ પાવુ.

૮૯-કાટાસળિયાનું મૂળ હાથે બાધે.

૯૦-ભીતરનો તાવ ૧૦૪ ડિગ્રી હોય, બહારથી જણાય નહિ શરીર તવાય,

દરદી ખાય-પીએ, હરે-ફરે પણ તવાય, અતિવિષ ૧૦, બાદુ રાા, ફેબ્રિફ્યુજ ૧૧, એની વાલ ૧ ની ગોળી રોજ ૭ આપવી.

૯૧-ફાફારીઉં જેનાં પાન ઉપર કાળી છાંટ થાય છે. જે ઢોરનાં જીવડાં મારવા માટે ખાવામાં આપે છે તેનાં ૩ાા પાન દરદીને ખવડાવવાં.

૯૨-ચંદુસરીનાં ૩ાા પાન દરદીને ખવડાવે, એ પણ જીવજંતુ મારે છે. (પાન તોડવાની રીત-પાન લાવનાર નાહીને સૂરજ ઊગ્યા પહેલાં ઝાડ આગળ જાય. ઉગમણી દિશાએ મોં રાખે એટલે માણસનો ઓળો ઝાડ પર પડે નહિ તેમ રાખવું. ઝાડને આમંત્રણ કરવું, બોલવું જે: તને તાવ ઉતારવાના કામ માટે લઈ જાઉં છું. ૩ાા પાન તોડવાં. જતી વેળા પાછું ફરી જોવું નહિ.

૯૩-ખીલીનાં પાન ૩ તોલા, લીંડીપીપરમૂળ, ધાણા, રતાંજલી, ઇંદ્રજવ ૧-૧ તોલો ઉકાળી પીવું.

૯૪-ખીજડાના ઝાડનું અથવા મેંદીના ઝાડનું દાતણ કરે. સવારે ઊઠતાંની સાથે કાંઈ પણ બોલ્યા વગર દાતણ કરે.

૯૫-તુળસીનો રસ ૨ તોલા, મરી ૪ વાલ નાખી આંતરિયા તાવની વારીને દિને સવારે પીએ. પછી ઠંડા પાણીથી નાહી, ખોરાકમાં દહીં-ભાત ખાય તો તે જ દિવસે તાવ આવે નહિ. જો આવે તો ઘણો આવે, પણ પછી આવે નહિ. ચોથિયા તાવ માટે ૩ વાસા (દિવસ) આ ઇલાજ ચાલુ રાખે છે. તુળસીમાં નર અને નારી બે જાત છે. નર સ્ત્રીને ગુણ આપે; નારી મરદને ગુણ આપે. તુળસીમાં અજમાનું સત્ત્વ છે. અજમાનાં ફૂલના સઘળા ગુણ તુળસીમાં છે.

૯૬-ટાઢિયા તાવ માટે સોમલ, કરિયાતું, કાળીજીરી, કડુ, વાયવરણાં અને નાગકેસર દરેક ૧ તોલો પાનના રસમાં ખૂબ વાટી રાઈ જેવડી ગોળી બનાવી સવાર-સાંજ ૨ ગોળી પાણી સાથે ૧૨ દિવસ લે. સોમલને શુદ્ધ કરવાની રીત: એક ઈંટની વચમાં ખાડો પાડી તેને અંગારા ઉપર મૂકી તેમાં સોમલ રાખવો. ઈંટ ગરમ થયા પછી સોમલ ઉપર ભૂરા કોળાનો રસ મૂક્યા કરવો. ભૂરા કોળાને છીણી ૧ શેર રસ કાઢી તે ૧ શેર રસ સોમલ પચાવે. સોમલ ઝેરી છે, માટે બનાવટ ઘણી સંભાળથી કરવી.

૯૭-મનશીલ, ચૂનો સમભાગે કુંવારના રસમાં ૨૪ કલાક ઘૂંટે. ચણોઠી જેવડી ગોળી વાળે. એકેક ગોળી સવાર-સાંજ ૩ દિવસ આપે. ઉપરથી ખોરાક આપે; નહિ તો ઊલટી થાય.

૯૮-ભરવાડ ઝાડને કાળીચૌદસને દિવસે નોતરવું. ગૂગળની ધૂણી દેવી, ચોખા વધાવવા અને બોલવું કે-'હમારે જોઈશે ત્યારે તમને લઈ જઈશું ને કામમાં લઈશું તે કામ તમારે કરવું પડશે.'

જ્યારે ખપ પડે ત્યારે મૂળિયું લાવવું. શણની દોરીથી સાત ગાંઠ ' બાંધવું. ગૂગળની ધૂણી આપવી અને દરદીના હાથ પર બાંધવું. ૧ મ્

ગોળ ખાવો નહિ. ગોળ ખાય તો ૧ મહિને તાવ પાછો આવે.

૯૯–નવસારને પાણીમાં મેળવી ચૂલે ચડાવે. ફરીથી તેનો ભૂકો બનાવે, તે વાપરવામાં વધારે ગુણવાળો છે. આ ભૂકો ૨ વાલ કરિયાતાના પાણી સાથે આપે. કમળો, હરસ, બરોળ મટે.

૧૦૦–રીંગણીનું દાતણ કરવાથી તાવ જાય.

૧૦૧–હાડિયાકરસણનાં પાનનો રસ ૧ તોલો, મરી ૪ વાલ પીવાથી તેમ જ પાનનો રસ આંજવાથી અથવા સૂંઘવાથી ચોથિયો તાવ જાય.

૧૦૨–કરંજના મીંજને પાણીમાં ઘસી સૂંઘે તો અનેક જાતના તાવ જાય.

૧૦૩–ચોથિયા તાવ માટે ફુલાવેલી ફટકડી ૧ વાલ પતાસામાં આપવી. તાવ ગયા પછી પહેલે અને બીજે દિવસે રાતે આપવી. તાવની વારીને દિવસે સવારે સૂરજ ઊગતાં પહેલાં આપવી. ગોળ ખાવા દેવો નહિ, પણ ગોળમાં દવા આપવી.

૧૦૪–ચોથિયા તાવ માટે ધોળી કરેણનું મૂળ અને આકડાના મૂળનું ચૂર્ણ સમભાગે એ જ વાર અકેક રતી ખાય.

૧૦૫–તાવ ચડે તે પહેલાં દરદીએ ઠંડા પાણીથી નાહવું અને દહીં-ભાત ખાવાં. આ ક્રિયા ત્રણ દિવસ કરવી. જે દરદીને પિત્તનો તાવ હોય તેનું શરીર ગરમ રહે. કફના તાવવાળાનું શરીર ઠંડું રહે.

## પિત્તજ્વર–ચોમાસાનો તાવ

૧–તલવણી–લટુકરીના પાનની લૂગદી કરી, એક હાથના કાંડા ઉપર મૂકે તો ફોલ્લીઓ ઊઠે. તે ફોડે તો તાવ નરમ પડે.

૨–તાવ પિત્તનો–કારેલાનાં પાનનો રસ ૧ તોલો, જીરું નાખી ત્રણ દિવસ પાવો.

૩–પિત્તનો તાવ જાય–તરસ મટે–મોથ અને ખડસલિયો અકેક તોલો લઈ એનાં ચાર પડીકાં કરવાં. એક પડીકું દોઢ શેર પાણીમાં ઉકાળી તે પાણી માટીના વાસણમાં આખી રાત રાખવું. દિવસે તે નિતારીને દરદીને પાવું. આથી તરસ મટે છે અને તાવ જાય છે.

૪–વરિયાળી, સાકરનો કાવો પીવો.

૫–પિત્તપાપડો પિત્તના તાવમાં ઉપયોગી છે. ફેબ્રિફ્યુજનું કામ કરે છે.

| | | |
|---|---|---|
| વરસાદની ઋતુમાં આવતો તાવ | વાતજ્વર | એ બધા તાવ |
| શરદ ,, ,, ,, | પિત્તજ્વર | સાધારણ છે |
| વસંત ,, ,, ,, | કફજ્વર | (સાધ્ય છે). |

જો વરસાદની ઋતુમાં પિત્તજ્વર થાય તો તે જોખમભરેલો (અસાધ્ય).

| | | | |
|---|---|---|---|
| શરદઋતુમાં કફજ્વર | ,, | ,, | ,, |
| વસંતઋતુમાં વાતજ્વર | ,, | ,, | ,, |

ઋતુ પ્રમાણે જોઈતો ખોરાક લેવો જોઈએ. જે ઔષધ તાવમાં, આંખ, કાન અથવા કોઈ ઇંદ્રિયને નુકસાન કરે તે ઔષધ જોખમભરેલું સમજવું. તેમ જ તાવમાં સોજા ચડે તે જોખમભરેલું છે.

## ચોથિયા તાવ માટે

૧–અભયાદિ ક્વાથ એટલે હરડે, મોથ, ધાણા, રતાંજલી, અરડૂસીનાં પાન, ઇંદ્રજવ, વાળો, ગરમાળો, કાળીપાટ, સૂંઠ, કડુ એનો ઉકાળો કરવો. એ ઉકાળો ૨ તોલા સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પછી પીવો.

૨–કાળી તુલસીનાં પાન અને મરીની ગોળી ખાવી.

૩–નગોડનાં પાનના રસમાં ફટકડીને મૂકી ફુલાવવાથી વધુ ગુણ કરે. ૧ તોલો ફટકડી માટે ૫ તોલા નગોડનો રસ લેવો.

૪–કાંકચિયા તોલો ૧, ખડસલિયો તોલો ૧, કાળાં મરી તોલો ૧ની તુલસીના રસમાં ચણા જેવડી ગોળી બનાવી આપવી.

૫–અગથિયાના પાનના રસનું ૧ ટીપું નાકમાં નાખે.

૬–જૂના ઘીમાં હિંગ ઘસીને રોજ ૩ વાર સૂંઘે.

૭–ફટકડી અને ખાંડનું સમભાગે ચૂર્ણ કરી ા થી ૨ માસા દરદીની ઉંમરના પ્રમાણમાં આપવું.

૮–ધંતૂરાનાં બીને માટીની કૂલડીમાં મૂકી કપડછાણ કરી અંગારમાં મૂકે. બીની રાખ થાય તે રાખ ૨ વાલ આપે.

૯–કાળા ધતૂરાનાં પાન, નાગરવેલનાં પાન તથા કાળાં મરીની વટાણા જેવડી ગોળીઓ કરી સવાર-સાંજ આપવી.

૧૦–ધંતૂરાનાં પાન ૩, જૂના ગોળ સાથે મેળવી ૧ વાલની ગોળી કરીને એકેક ગોળી ૩ દિવસ સુધી દિવસમાં ૩ વાર ખાવી.

૧૧–અગથિયાનાં પાનનો તથા ઝાડનો રસ બે દિવસ સૂંઘે અથવા પાંચ ટીપાં નાકમાં એક દિવસ નાખે.

૧૨–ચોથિયો તાવ અને હાંફણ-કરોળિયાનું સફેદ પડ ગોળ સાથે ખાવાથી હાંફણુ અને ચોથિયો તાવ મટી જાય છે.

૧૩–ચોથિયા તાવ માટે કાસણી ઉપયોગી છે. ઉકાળો કરી પિવાય છે. ભૂખ લગાડે, ખાધેલું પાચન કરે, લોહી સુધારે, શરીર ફૂલી જાય તે માટે વપરાય છે. કાસણીમાં ટેરેક્સેસાઈ રૂટનો ગુણ વધારે છે.

૧૪–ચોથિયો તાવ નરમ પડે-સૂર્યોદય પહેલાં તાજું તરતનું દોહેલું દૂધ ચાર દિવસ રોજ ૧ વાર પીએ.

૧૫–ચોથિયા તાવ માટે-ધોળી મૂસળી ા અથવા ાા તોલો છાશમાં વાટી પીવી. ગરમીનો ચોથિયો તાવ મટે.

૧૬-ધંતૂરાના પાનનાં રસનાં બે ટીપાં દહીં સાથે મેળવીને તાવ ચડે ત્યારે દરદી ખાય. દરદી બેહોશ થઈ જાય તેની ફિકર નથી, ભાનમાં આવે ત્યારે મગની ખીચડી અને ઘી ખવડાવવું. તાવ જરૂર જાય.

૧૭-અથાણાંનાં કેરાં( બોર જેવાં-કેરડાં )ના ઝાડનું મૂળિયું રીતસર કાપી ચાર ચોખાના ધોવણમાં ઘસી એક તોલો ઘસારો પીએ.

૧૮-ચોથિયો તાવ ચડે ત્યારે ટાંકાના પાણીએ નાવું. બીજી વાર તાવ આવે ત્યારે પણ નાહવું. જેને ઠંડું પાણી માફક આવે તેણે આ ઇલાજ કરવો.

૧૯-નિયમિત સમયે આવતો તાવ-દૂધેલીનાં મૂળિયાં કાન પર બાંધવાં. એનાં પાન ભાંગરાના પાન જેવાં છે અને છોડ પર સીંગ થાય છે.

૨૦-અર્ધા વાલભાર ભાંગ ગોળ સાથે મેળવીને તાવ આવવાનો વખત થાય તેની ૪ કલાક પહેલાં આપવી.

૨૧-અર્ધો તોલો ચૂનો, બે તોલા લીંબુનો રસ અને બે તોલા પાણી એકઠાં મેળવવાં ને એકરસ થાય ત્યારે દરદીને તાવ આવવાના એક કલાક આગળથી પાવું. ચૂનાનો ગરમાવો લીંબુના રસથી મરી જાય અને સાઇટ્રેટ ઑફ્ લાઇમ બને.

૨૨-ચોથિયો તાવ જાય-રૂના પાનનો રસ નસકોરામાં મૂકે.

૨૩-શણના જૂના ટાટની રાખ ૧ વાલ ઘી સાથે ખવાડે.

૨૪-ચોથિયા તાવનો ઇલાજ-ચોથિયો તાવ ચડે ત્યારે કૂકડવેલ એક માસો ગોળમાં ખાય.

૨૫-ચોથિયા તાવ માટે-ધંતૂરાનાં પાન જૂના ગોળ સાથે મેળવી ૧ વાલની ગોળી કરીને એકેક ગોળી ૩ દિવસ સુધી દિવસમાં ૩ વાર ખાવી.

૨૬-ચોથિયા તાવ માટે-મરી બે રતી, નવસાર ૩ રતી મેળવીને તાવની વારીને દિવસે ખાવું.

૨૭-ચોથિયા તાવ માટે-ભૂંજેલું મીઠું કોડી જેવું થયેલું હોય તેમાંથી ૦| તોલો પાણી સાથે મેળવીને ચોથિયો તાવ નરમ પડ્યા પછી આપવું, આથી તાવ જાય છે. આ ઉપાયથી દરદીને તરસ બહુ લાગે તો થોડું ઠંડું પાણી આપવું. ભૂખ લાગે તો હલકો ખોરાક લેવો, શરદીથી દૂર રહેવું.

૨૮-ચોથિયા તાવ માટે-૦| તોલો સાટોડીનું મૂળ પાનમાં મૂકી ખાવું.

૨૯-ચોથિયા અને ટાઢિયા તાવ માટે-સિંકોના સલફસ અથવા 'ક્વિનાઇન ૩ ગ્રેનનું (અરધા વાલનું) પડીકું તાવ ચડવાની એક કલાક આગળથી આપવું. ઉપરથી દૂધ વગરની સાબુચોખાની કાંજી પાવી. તાવ ચડે તે વેળા બીજું પડીકું આપવું. એક કલાક પછી ત્રીજું પડીકું આપવું.

૩૦-ચોથિયા તાવ માટે-૧ વાલ હિંગની ગોળી બનાવી સવારસાંજ ભૂખે પેટ ગળવી.

૩૧-ચોથિયો તાવ જાય-સફેદ સાટોડીનું મૂળ ૦| તોલા જેટલું ગાયના

દૂધમાં ઘસીને પિવડાવવું.

૩૨–ચોથિયા તાવ માટે–સૂંઠ, અરડૂસાનાં પાન અથવા ડાંખળી, દેવદાર, આમળાં, દરેક અર્ધો તોલો, સાકર ૨ તોલા પાણી શેર ૧ માં ઉકાળી ૦ા શેર પાણી રાખી પીવું.

૩૩–ચોથિયો તાવ જાય–ત્રિફળા ૧ તોલો દૂધ સાથે પીવાથી ચોથિયો તાવ જાય છે.

૩૪–ચોથિયા તાવ માટે–સફેદ કરેણનું મૂળ દરદીના કાને બાંધે.

૩૫–ચોથિયા તાવ માટે–કાસફીનાં પાન ૩ાા તોડવાં. ૩ પાન તોડવાં અને બીજું અરધું પાન તોડવું. બાકી અરધું પાન ઝાડ પર લટકતું રાખવું, ૩ાા પાન હથેળીમાં મસળી દરદીને ખવાડે.

## આંતરિયા તાવ માટે

૧–પીળવંતનાં સાડાત્રણ પાંદડાં તોડી દરદીને ખવડાવે, અરધું પાન ઝાડ પર જ રહેવા દે.

૨–પમારીઆનાં બીજ તથા મેથી સમભાગે વાટીને પાંચ દિવસ સવાર–સાંજ ૦ા થી ૦ાા તોલો ખાવાં.

૩–આંતરિયો, ચોથિયો તાવ જાય–નાગલી દૂધેલીનાં પાનનો રસ ૪ તોલા તથા ૦ા તોલો મરી મેળવીને સવારમાં ૩ દિવસ પીવું. ઘણાં દરદીઓ એક જ વાર દવા પીવાથી સારાં થયાં છે.

૪–એકાંતરિયો, (તરિયો) ચોથિયો તાવ–આ માટે તલવણીનાં પાનના રસનાં ટીપાં આંખમાં નાખવાં.

૫–તાવ ત્રીજે દિવસે આવે તે એકાંતરિયો છે, એ માટે–કરિયાતું, ગળો, સૂંઠ, કડુ, ચંદન દરેક સમભાગે મેળવી એનું ચૂર્ણ ૦ા તોલો ફાકવું.

૬–એકાંતરિયા તાવ માટે ચમત્કારી ઇલાજ–કરોળિયાની જાળના તાતણાની બત્તી બનાવે. તે બત્તી તલના તેલમાં ભીંજવી કાજળ પાડે, તે કાજળનું અંજન કરે.

૭–તાવ આંતરિયો જાય–સેકટાની છાલ અણીદાર પથ્થરથી કાઢવી, કોઈ ઓજારથી કાઢવી નહિ. તે છાલને પથ્થરથી છૂંદી લેપડી બનાવવી. કમરની નીચેના ભાગમાં હાડકાની ઉપર તે લેપડી બાંધવી.

૮–૦ા તોલો કાળી મૂસળી પાણી સાથે ૭ દિવસ ખાવી

૯–આંતરિયો તાવ જાય–પમારિયા બીજ તથા મેથી સમભાગે વાટીને ૫ દિવસ સાંજે ૦ા થી ૦ાા તોલો ખાવું.

૧૦–એકાંતરિયો તાવ–(અન્યેદ્યુ) ૨૪ કલાકમાં એકવાર તાવ આવી ઊતરી જાય તે માટે મોથ, કાળી દરાખ, ઇંદ્રજવ સમભાગે મેળવી ચણા જેવડી ગોળી કરી આપવી.

૧૧-આંતરિયા તાવની દવા-( Ague-mixture )-કરિયાતું, કડુ, ઇંદ્રજવ, વરિયાળી, હીમજી હરડે, સૂંઠ, કાળીજીરી, ધાણા, મરી, એકેક તોલો લેવો, પ્રૂફ સ્પિરિટ પંદર ઔંસમાં સાત દિવસ ભીંજવી રાખી ગાળી લેવું. તેમાંથી ા। તોલો દવા અને બે તોલા પાણી સાથે મેળવીને સવાર-સાંજ પીવી.

## તાવ ટુટીઆનો ( ઉટીઉં, ટુટીઉં )

૧-દારૂડીનાં બી બે વાલ, ફુલાવેલી ફટકડી વાલ ૧ ની પડીકી એક બનાવી દિવસમાં ત્રણ વાર લેવી.

૨-ખાટા લીંબુનો રસ ૨ તોલા પાણી સાથે દિવસમાં ત્રણ વાર પીવું.

૩-સૂંઠ અને સુદર્શનની ચા આપવી.

૪-ઊટીઆટૂટીઆ માટે-માટીના વાસણમાં ા। શેર મીઠું અને ા। શેર જૂની ઈંટના નાના કકડા મૂકી તે ગરમ કરવા. તે ગરમ થયેલું વાસણ અંગારવાળી સગડી ઉપર મૂકે. મીઠું ગરમ રાખી તેનો બાફ દરદીને આખે ડિલે આપે. ૩ દિવસ સુધી રોજ બે વાર આપવો. આ મુજબ બાફ આપી ઓઢાડીને સુવાડી દેવું. દુખાવો જરૂર નરમ પડે.

### તાવ

૧-સાધારણ તાવ માટે-ખોરાક બંધ કરવો અથવા સાબુદાણાની કાંજી, મગનું ઓસામણ અથવા આરારૂટની પાતળી કાંજી પાવી. મોટા તાવમાં દૂધ ન આપવું. ઝાડો લાવવાના ઉપાય લેવા, પરસેવો લાવવા ઉપાય લેવા.

માથે ગરમી વધુ ચડવા દેવી નહિ અને માથા ઉપર ઠંડા પાણીનું પોતું રાખવું, બરફ મૂકવો. પાણી અને બરફ કેટલાક દર્દીને માફક આવતાં નથી, માટે એરંડાના અથવા લીમડાનાં પાન બાંધવાં, માટીનો પાણી સાથે લેપ બનાવી, તેને લૂગડા ઉપર મૂકી તે લૂગડાવાળો ભાગ માથા પર રાખવો. ગરમ પાણીમાં પગ ઝારવા અથવા ઊકળતા પાણીમાં સૂકી ચા અથવા લીમડાનાં પાન નાખી તેનો બાફ આખા શરીર પર લેવો.

નીચે મુજબ ચા પીવાથી પરસેવો થઈ તાવ ઊતરે છે. સૂકી ચાની ભૂકી, તુલસીનાં પાન, સૂંઠ, ધમાસો, ખડસલિયો ( ઘાસિયો ) પિત્તપાપડો-એમાંની કોઈ પણ ચીજની ચા ગરમ ગરમ પીવી અને ઓઢીને સૂવું.

૨-તાવ ઉતારવા માટે-ગળો, ભોંયરીંગણી, નાગરમોથ, એરંડાનાં મૂળનો કાવો પાવો, તેથી ખાંસી અને શળવાળો તાવ મટે છે.

૩-કાયફળ, ઇંદ્રજવ, કાળીપાટ અને મોથનો ઉકાળો પિત્તજ્વર માટે છે.

૪-લીમડાની છાલનો ઉકાળો મરી અને સાકર સાથે પાવો.

૫-લીંડીપીપર, કાંકચીઆ, જીરું, બાવળનાં પાનનું ચૂર્ણ બેઆની ભાર લેવું.

૬-વરિયાળી, જેઠીમધ, બનફસા, કાસની-દરેક તોલા ૩ અને પાણી શેર

એ ઉકાળાને અધું પાણી રાખી તેમાંથી ૨ તોલા પાણી સાકર સાથે ૩ વાર પીવું.

૭-કફજ્વર માટે-સૂંઠ, મરી, પીપરનું ચૂર્ણ બબે વાર મધ સાથે ખવડાવવું.

૮-કફજ્વર માટે-આકડાનાં મૂળ ૨ ભાગ, કાળાં મરી ૧ ભાગનું ચૂર્ણ બકરીના દૂધ સાથે ચણા જેવડી ગોળી બનાવી આપવી અથવા ચૂર્ણ ૧ વાલ દૂધ સાથે આપવું.

૯-અબરખ અને સાકરનું સમભાગે બારીક ચૂર્ણ કરવું. તેને લૂગડામાં મૂકી પોટલી બનાવી તે પોટલી પાણીમાં બોળવી. તેથી સાકર પાણીમાં પીગળી જશે અને કાચો અબરખ છૂટો પડશે. એન્ટિફેબ્રિનની માફક એ તાવ ઉતારે છે અને નબળાઈ કરતું નથી.

૧૦-હરેક તાવ જાય-૦। તોલો કાળી મૂસળી ગોળ સાથે ખાય.

૧૧-આંબળાં, હરડે, પીપર, ચિત્રકમૂળનો કાવો પીવામાં લેવો અથવા ભોંયરીંગણી, સૂંઠ, ધાણા, દેવદારનો ઉકાળો પીવાથી સઘળી જાતનો તાવ મટે છે.

૧૨-તાવમાં શરીર ઠંડું કરવા અને પરસેવો કમી કરવા માટે ૧ ભાગ સરકો અને ૪ ભાગ મધ પાણી સાથે મેળવી દર્દીને પાવું.

૧૩-તાવના જંતુઓ ખાટા લીંબુનો રસ પીવાથી નાશ પામે છે.

વિષમજ્વર-અનિયમિત તાવ માટે-જેઠીમધ, પટોળ (કડવાં પરવળનાં પાન), કડુ સમભાગે ચૂર્ણ કરી દિવસમાં ૧ વાર ખાવું.

૧૪-ત્રિદોષ અને કફજ્વર (ન્યૂમોનિયા) માટે-કરચલાનો સેરવો પીવા આપવો.

તાવ ઘણી લાંબી મુદતનો દર્દ થાય અને તાવ કોઈ બી જાતનો ખસે-ઇંદ્રજવ, કાચકીનાં બીનું મગજ, લવંગ સમભાગે લઈ તેમાં લીંબોળાનું તેલ મેળવી એક વાલની ગોળી બનાવે. એક અથવા વધુ ગોળી દર્દીને સવાર-સાંજ ખવડાવે.

તાવની ગોળી-લીંબોળીનું મગજ એક૪ તોલો, એની એક વાલના વજનની ગોળી બનાવી મોટાં માણસને બે ખવડાવવી (લીમડાની ગોળી છે એવું જો દર્દી જાણે તો તેને અસર કરે નહિ).

તાવ માટે આદુંના રસ સાથે સોનામુખી ૦॥ તોલો ખાય.

૧૫-તાવ (ઇન્ટરમિટંટ) માટે-૦। તોલો મરી તુલસીના રસ સાથે આપે છે.

૧૬-તાવ આવ્યા પછી ફેર આવે ત્યારે-સૂંઠનું અંજન કરવું.

૧૭-તાવ ઉતારવા માટે-તુળસીનાં પાનના રસમાં ૨ વાલ મરી મેળવી ખાવાં.

૧૮-તાવનો ઇલાજ-સફેદ આકડાનું મૂળ કાને બાંધે તો ટાઢિયો તાવ તરત નરમ પડે, એમ કેટલાક માને છે.

૧૯-તાવ-દર્દીને કપાળે આકડાનાં પાન મૂકે તો પરસેવો થઈ તાવ નરમ પડે છે; પાન બાંધવાથી મગજ ઠંડું રહે છે.

૨૦-તાવ-કેટલાક તાવના દર્દીને નાળિયેરનું તેલ (કોપરેલ) મસળવાથી

ફાયદો જણાય છે.

૨૧-રાતે આવતો તાવ જાય-કૂકડવેલનું મૂળ હાને બાંધે.

૨૨-તાવ માટે કાચબાની આંખો બાળી તેની રાખ ક્વિનાઇનની જગાએ રશિયામાં વપરાય છે.

૨૩-તાવ માટે ઇલાજ-નગોડનાં ઝાડનું મૂળિયું રવિવારે સવારે લાવી તેને રીતસર કાંતેલા નવા સૂતરથી વીંટાળી કમરે બાંધે તો તાવ ઊતરે, એવી માન્યતા છે.

૨૪-તાવ કાઢવા અને વીર્ય વધારવા માટે ઝેરકચૂરો જાણીતો છે.

૨૫-તાવ માટે-તીવરી (તીકડી) ખારાં પાણી આગળ થાય છે તેનાં ફળ અને પાન તાવ માટે ઘણાં ઉપયોગી છે.

૨૬-તાવ પિત્તનો હોય તે માટે-ચોખા તોલા બે, ધાણા ાા તોલો આખી રાત પાણીમાં ભીંજવી રાખી તેની કાંજી બનાવી પીએ.

તાવમાં અરુચિ માટે-ધાણા, એલચી, મરી સમભાગે ચૂર્ણ બનાવી ાા તોલો ખાવું.

૨૭-તાવ માટે-દારહળદર અને બરબેરીસની છાલનું ચૂર્ણ અપાય છે. તે વારબર્ગ ટિંક્ચર અને જેમ્સ પાઉડરનું કામ કરે છે. તાવ અટકાવવામાં ક્વિનાઇન જેવું કામ કરે છે, પણ શરીરને પોચું કરતું નથી અને કાને બહેરાશ લાગતી નથી.

૨૮-તાવ-ક્વિનાઇનને બદલે પાંચ ગ્રેન ફટકડી દર ત્રણ-ત્રણ કલાકે આપવી. ઠંડી લાગીને ચોક્કસ વખતે આવતા તાવ માટે બે કલાક આગળથી આપવી. પાછળથી મીઠાનો જુલાબ જરૂર આપવો.

૨૯-તાવ માટે-ફટકડી તોલા ૨, કલમી સુરો (સુરોખાર) ૪ તોલા અને કુંવારપાઠાના રસમાં ખરલ કરી તે કાદવના વાસણમાં મૂકી મોં બંધ કરી કપડ-મટ્ટી કરવી. તેને છાણાંનો તાપ આપવો. દવા ફૂલી જશે. તેમાંથી ૧ વાલ સુધી ખાવામાં આપવી.

૩૦-તાવ ઊતરે-દરદી મરીની ગરમ ગરમ ચા પીએ અને ઓઢીને સૂએ તો પરસેવો વળીને તાવ ઊતરે છે.

૩૧-તાવ આવે નહિ, તાવ અટકે-તાવ આવવાનો વખત થાય ત્યારે કાનફોડીનાં પાનનો રસ કાનમાં નાખવો.

૩૨-તાવ ઊતરે-સૂંઠ વાટી, ગરમ કરી, કપાળે લગાડે અને ઓઢીને સૂએ તો પરસેવો થઈ તાવ ઊતરે.

૩૩-તાવ સર્વે જાતના નરમ પડે-૩ માસા કાળીજીરીને ફૂટે ત્યાં સુધી ઠીંકરા પર શેકવી ૧૪ તોલા પાણીમાં ઉકાળી ૪ તોલા પાણી રાખી તેમાં મધ મેળવી પીવું.

૩૪-તાવ-સતતજ્વર, સંતતજ્વર તરત ઊતરે-કુકરવાડાનાં પાનનો રસ

શરીરે લગાડે તો તાવ તરત ઊતરે.

૩૪-તાવ જાય-૦। તોલો પકાવેલું સમુદ્રફળ ગોળ સાથે ખાવું.

જૂનો તાવ જાય-સાજીખાર આદુંના રસમાં ખાવો.

જુઓ જીર્ણજ્વર, ધગી, 'હાડધગી'

## જીરણ તાવ-ધગી-હાડધગી

જીર્ણ તાવ, હાડનો તાવ માટે લીમડાની ગળોનું સત્ત્વ, ચૂર્ણ કે ઉકાળો જૂના ગોળ અથવા મધ સાથે ઘણા દિવસ લેવું. એમાં પીપરની ભૂકી ૧ વાલ નાખવી.

૧-ભોંયરીંગણી, સૂંઠ, ગળોનો ઉકાળો પીપર સાથે ફક્ત સાંજે લેવાથી તાવ, ખાંસી, અરુચિ દૂર થાય.

૨-અતિવિષની કળીનો ઉકાળો સવાર-સાંજ પીવો.

૩-સાકર તોલા ૮, વાંસકપૂર ૪ તોલા, એલચી ૧ તોલો, તજ ૦॥ તોલો એનું ચૂર્ણ ૦। તોલો મધ-ઘી સાથે ખાવું. તાવ-ઉધરસ મટે. શક્તિ આવે.

૪-ત્રિફળા અને પીપરનું સમભાગે ચૂર્ણ બે આનીભાર સાંજ-સવાર બે વાર ખાવું.

૫-જીર્ણ તાવ માટે-વીંછીડાનું ચૂર્ણ ૧ રતીથી ૧ વાલ સુધી ખવડાવવું.

૬-જીર્ણ તાવ-દરેક તાવ વાયુ, પિત્ત કે કફનો વધારો થવાથી થાય છે તે માટે ગળો સત્ત્વ ઘણું ઉપયોગી છે, તે ક્વિનાઇન જેવો અવગુણ કરતું નથી. એના ઉત્તમ ગુણને લીધે એને અમૃતા કહે છે. જીર્ણ તાવમાં પિત્તનું જોર હોય છે. ગળો, ત્રિફળા અથવા લોહભસ્મ સાથે અપાય છે. ગળોનો ઉકાળો અથવા સત્ત્વ પણ વપરાય છે. પિત્તની ઊલટી, કમળો, જલંધર, આધાશીશી, તડકામાં થતા ઝાડા માટે ગળોનો રસ અને સાકર પીએ.

૭-નીંબ સત્ત્વ ૫ થી ૧૦ ઘઉંભાર મધ સાથે સેવન કરવું. લીમડાની લીલી છાલ પાણીમાં બોળવી. ચોળીને વસ્ત્રગાળ કરવું. નીચે ઠરી બેસે તે સૂકવવો.

૮-મદનમંજરીગુટિકા-ઝીણા તાવ માટે-આમળાં, દિવેલમાં શેકેલાં ઝેરકચોલાં, પીપર, ગળોસત્ત્વ, લોહભસ્મ સમભાગે મધ સાથે વટાણા જેવડી ગોળી કરી, એને ગળણુમાં રાખે. ૧ અથવા ૨ ગોળી રોજ ખાવી.

૯-બીજ વગરનાં લાલ મરચાં ૦। તોલો, ક્વિનાઇન ૦॥ તોલો, એની ૩ એનની ગોળી વાળીને ૧ ખાવી.

કાચાં ઝેરકચોલાંને ગોમૂત્રમાં ૧૫ દિવસ રાખે, છોલતાં કાઢે અને ૨ તોલા સાથે વછનાગ બેઆનીભાર, ધોળાં મરી ૧ તોલો પાનના રસમાં મગ જેવી ગોળી બનાવે; ૨ ગોળી પાનના રસ સાથે ૩ વાર આપે.

૧૦-લીંડીપીપર જૂના ગોળ સાથે લેવી અથવા મંડૂર બી સાથે લે.

૧૧-લીંડીપીપર અને ફુલાવેલી ફટકડીનું ચૂરણ બેઆનીભાર.

૧૨-ચોખાની રોટલી અને મુરબ્બો બે વાર રોજ ખાય તો ફાયદો આપે.

## જીર્ણ તાવ

૧૩-પીપર ০। તોલો મધ સાથે રોજ બે વાર ખાય.

૧૪-કરિયાતાનું સત્ત્વ બે આનીભાર રોજ બે વાર ખાય.

(લીલા કરિયાતાને છૂંદી પલાળી રાખે, પછી કપડે ગાળે, નીચે ઠરો બેસે તેને સૂકવે, તે સત્ત્વ છે)

૧૫-અગથિયાના ઝાડની છાલનો ઉકાળો પીવો.

૧૬-અરણીને લાકડાના કટકાને સાથે મસળે તો અગ્નિ પેદા થાય, એનું મૂળ મસ્તકે બાંધે તો જીર્ણ તાવ જાય.

૧૭-ધગીતાવ-કૂવાડિયાનાં બી શેકી કોફીની માફક કાવો બનાવી પીવાથી ધગી જાય છે. કૂંવાડિયાનાં બી બુનની જગ્યાએ વપરાય છે.

૧૮-જીર્ણજ્વર માટે-ગળોનું સત્ત્વ. શાહજીરું સમભાગે લઈ જૂના ગોળ સાથે એની ગોળી એક વાલ વજનની બનાવી એકેક ગોળી દિવસમાં ત્રણ વાર ખાવી.

૧૯-શરીરની અંદરનો તાવ નીકળે-જીરાની ભૂકી એક પૈસા ભાર, ગોળ અથવા સાકર સાથે પરોઢિયે ખાવી. ઉપાય સારો છે. તાવની ગરમી નીકળી જાય છે.

૨૦-જીર્ણ તાવ માટે-લીંડીપીપરનું ચૂર્ણ ০। તોલો મધ સાથે ખાવું.

૨૧-ચમારદૂધેલી-આ વેલો ઝાડ ઉપર સાધારણ થાય છે, ચોમાસાની આખરે તે ઉપર ફૂલ થાય છે, શિયાળામાં ફળ થાય છે. બે ફળો સાથે સાથે થાય છે. આકડાના ઝાડનાં ફળ જેવાં એનાં ફળ છે, પણ તે ફળ પર કાંટા હોય છે, તે ફળ ફાટીને અંદરથી રૂ નીકળે છે તે હવામાં ઊડી જાય છે. આકડાનાં પાનની માફક ચમારદૂધેલીનાં પાનમાંથી દૂધ (ચીર) નીકળે છે. આ ઝાડ ઠામેઠામ થાય છે.

જીર્ણ તાવ, ઉધરસ, મરડો મટે-ચામડીના રોગ, ઉપદંશ સારો થાય-સંધિવા મટે-લોહી સાફ થાય-ફૂલ આવે તે વખતે આખા ચમારદૂધેલીના વેલાને સૂકવી ચૂર્ણ બનાવે. તેમાં જેઠીમધ અને સાકર સમભાગે મેળવે. આ ચૂર્ણ ০।થી ০॥ તોલો રોજ બે વાર ખાય. ઉપલસરી અને સારસાના બધા ગુણો એમાં છે. એનો અર્ક (ટિંક્ચર) બની શકે છે. એનો રસ ૪ ભાગ અને સ્પિરિટ ૧ ભાગ મેળવે તો અર્ક બને. તેની માત્રા ૩૦થી ૬૦ ટીપાં છે.

૨૨-જીર્ણજ્વર માટે લીંડીપીપરનું ચૂર્ણ ૨ વાલ મધ સાથે ખાવું અથવા દૂધમાં ઉકાળી પીવું.

૨૩-ગળોનું ચૂર્ણ મધ, ઘી અથવા ગોળ સાથે ખાવું.

૨૪-ઇંદ્રજવ ০। તોલો દહીં સાથે ખાવું.

૨૫-હાડધગીવાળા દરદીના પગના તળિયામાં દિવેલ મસળવું.

૨૬-જીરણ તાવ માટે પકવેલી ધાપાણ ૨ થી ૪ વાલ અથવા વધારે અપાય છે.

## તાવ-ભયથી અથવા ક્રોધથી

તાવ ક્રોધ અથવા ભયથી ઉત્પન્ન થયો હોય ત્યારે શાંતિ રાખવી અને ભય અથવા ગુસ્સો દૂર કરવો.

## તાવ-કામવિકારથી

કામવિકારથી-વીર્યના જોસથી તાવ ચડે તો વાળો, કમળ, ચંદન, તજ, ધાણા, જટામાસી વગેરે ઠંડા પદાર્થનો કાવો પાવો. શરીરે ઠંડો લેપ કરવો.

## તાવ-વાગવાથી, શ્રમથી

વાગવાથી, બહુ શ્રમથી થાકોડાનો તાવ ચઢે તે માટે દરદીએ દૂધ અને ઘી ખાવા અથવા ઘી પીવું. શરીરે ઘી મસળવું.

## ટાઈફસ ફીવર

આ તાવમાં દરદીના શરીર પર ભૂરી અથવા લાલ ફોલ્લી થાય છે. આંખની કીકી ફેલાયેલી રહે છે. કાનમાં અવાજ અને માથે દુખાવો રહે છે. ૧૪ દિવસ પછી શાંતિ થાય અથવા વધે.

## ટાઈફોઇડજ્વર

આ તાવ ૩ થી ૫ અડવાડિયાં સુધી રહે છે. ધીરે ધીરે તાવ વધે. સવારે બે ડિગ્રી ઓછો થાય. ૧૦૫ ડિગ્રી સુધી જાય. તે બીજા અને ત્રીજા અઠવાડિયાં સુધી રહે. આંતરડાંમાં સોજો થાય તેથી લોહી, પરુ અથવા પીળા ઝાડા થાય. જીભ બાજુએથી લાલ અને વચમાંથી મેલવાળી રહે. આંખ અર્ધી ઉઘાડી રહે છે. બીજે અઠવાડિયે શરીર પર ખસખસ જેવી ફોલ્લી થાય. દરદીને માંસ અને દારૂ આપે તો નુકસાન થાય.

## તાવ પ્લેગનો

૧-ટિંકચર આયોડાઈન ૨ ટીપાં પાણી સાથે દર બે કલાકે પીવાં. ગાંઠ ઉપર ટિંકચર આયોડાઈન લગાડી કાળા પથ્થરનો શેક કરવો.

૨-પ્લેગ શરૂ થવાની નિશાની-પાળેલા ઊંદરનું પીંજરું જમીન પર રાખવું. જ્યારે ઊંદર સુસ્ત જણાય ત્યારે જાણવું કે હવા બગડે છે. વધુ ખાતરી કરવા માટે તે પીંજરું જમીનથી ૫ ફૂટ અથવા ૧૦ ફૂટ ઊંચું રાખે. જો પીંજરાનો ઊંદર હોશિયાર થાય તો જાણવું કે હવા જરૂર બગડી છે. માટે ઘર ખાલી કરી જવું.

૩-મરેલા ઊંદરના બાલ ચપ્પુ વડે ઓળે તો બાલ ખરી પડે. તેના પગ આગળ ગાંઠ દેખાય, ત્યારે જાણવું જે હવા બગડી છે.

૪-રેક્ટિફાઈડ સ્પિરિટનો લેમ્પ બળે તે રંગે લાલ દેખાય ત્યારે હવા બગડેલી જાણવી.

૫-દરદીને પ્લેગ લાગુ પડે ત્યારે શરૂઆતમાં આંખ લાલ થાય, કાન બહેરા પડે, શરીર ભારે થાય, પરસેવો બંધ પડે, પેશાબ ઘોડો થાય, ઠંડી લાગે. પછી ગાંઠ દેખાય અને સનેપાત જણાય.

૬-તરત એક જુલાબ લેવો.

૭-પપીના (ઇગનેશિયા બીન) Strychnia Ignitia. એમાં ૧ાા ટકો સ્ટ્રીચન્યા રહે છે.

ટિંક્ચર ઇગ્નિશિયા ( I in 10 Rect. spt. )ના ૩ થી ૨૦ ટીપાં પાણી સાથે આપવાં. એથી શરીરે શક્તિ આવે. એ બિયાં કાપી કમરે બાંધી રાખે તો જંતુને વધવા દે નહિ. ૧ ગ્રેન ચૂર્ણ પાણી સાથે દર બબ્બે કલાકે ૨૪ કલાકની અંદર શરૂ કરે તો અદ્દ્ભુત ફાયદો થાય.

૮-પ્લેગ તથા ઇન્ફ્લુએન્ઝા માટે-લવંગ, મરી, એળિયો એકેક ભાગ, લીંબોળીનો મગજ ૩ ભાગ, લીમડાનાં પાનના રસ સાથે ગોળી બનાવે. ૧ રતીની ગોળી ત્રણ વાર રોજ આપે પરસેવો આવે, પેટ લાવે, નબળાઈ થાય નહિ. દરદીનો શ્વાસ બંધ થાય તે માટે કાંટાળા થોરના ગોળ કોમળ લીલાં ડીંડવા-(છોગ)ને શેકી રસ કાઢી તેમાં લોબાનનાં ફૂલ મેળવી ચણા જેવડી ગોળી બનાવી ચૂસ્યા કરે. સનેપાત જેવું થાય, લવારો-બકારો થાય, નાસભાગ દરદી કરે તો બ્રહ્મપીપળાની વડવાઈનો ભૂકો ૦ાા તોલો લેવાથી શાંતિ થાય; કૂતરાના ઝેરથી દરદી તોફાન કરતો હોય તે આ ઇલાજથી નરમ પડે. (સલફોલન, ટ્રીઓનલ ૧૫ ગ્રેનના જેવો ગુણ એ બતાવે.)

શરીર ઠંડું પડે ત્યારે ૫ ટીપાં ટિંક્ચર બેલેડોનાનાં આપવાં. ખોરાકમાં ગરમ પાણી સિવાય કાંઈ જ આપવું નહિ, દૂધ પણ નહિ. જો ઘણી જ ભૂખ લાગે તો કાંદા અને ખજૂર ખાવા આપવાં. તાવ નરમ પડ્યા પછી ખાવામાં નીચે મુજબ આપવું :

૧ાા તોલો જૂના બાજરાને ૧ શેર પાણી સાથે માટીના વાસણમાં ઉકાળી ૦ા શેર રાખે. લુગડાથી ગાળી ફક્ત પાણી પીવું. બીજે દિવસે ૧ તોલો બાજરાના લોટને દૂધમાં ઉકાળી સાકર નાખી પાવું.

ત્રીજે દિવસે મગની ખીચડી ખવડાવવી, ઘી પણ વાપરવું. ઘર ધોવા માટે મોરથૂથુ ૨ ઔંસ, કાર્બોલિક ઍસિડ બે તોલા, પાણી ૧ મણ મેળવી વાપરવું.

૯-પ્લેગ સોલ્યુશન, જે લોકપ્રિય થયું છે, જે ઘણું સારું કામ કરી શકે છે, જે સાધારણ માણસો પણ વાપરી શકે છે તે.

પોટાસ કલોરસ ૩ ડ્રામ, પોટાસ આયોડાઇડ ૩ ડ્રામનું મિશ્રણ કરવું. કાચના બૂચની બાટલીમાં મ્યુરેટિક ઍસિડ ૩ ઔંસ નાખવો; તેમાં ઉપલું મિશ્રણ ચમચી ચમચી નાખી હલાવવું. સઘળું મિશ્રણ ઍસિડ સાથે મળી રહે, ધુમાડો નીકળતો બંધ થાય ત્યારે બાટલી ઠંડી જગામાં રાખવી. બૂચ મારવો. ૧૦ દિવસ પછી

બાટલીના તાળવામાં કાંકરી બંધાય ત્યારે ઉપરનું પાણી નિતારી લે. તે કાંકરી આયોડાઇ ટરક્લોરાઇડ બન્યું. ૧ ભાગ કાંકરીમાં ૨૦ ભાગ ચોખ્ખું પાણી નાખી લાઇકર આયોડાઈ ટરકલોરાઇડ બનાવે. તેનાં ૧૦ ટીપાં પાણી સાથે મેળવી દરદીને રોજ ૩ વાર આપે. જર્મિસાઇડ બનાવવા માટે પ્લેગ સોલ્યુશન ૧ તોલામાં ૩ તોલા પાણી મેળવી બનાવે. તેનાં ૫ થી ૧૦ ટીપાં રોજ સવારે પીએ તો પ્લેગ લાગુ પડે નહિ અને પ્લેગના દરદીની સારવાર કરવામાં પ્લેગ ઊડવાની બીક નહિ

આઇઓડાઈ ટરક્લોરાઈડની કાંકરી બનાવવામાં વખત થોડો લેવો હોય તો તે મિશ્રણની શીશીની ગરમી તદ્દન નીકળી ગયા પછી તે બાટલી બરફના પાણીમાં મૂકે અથવા નવસારના પાણીમાં રાખે.

૧૦–પ્લેગના તાવ માટે–ઇંદ્રવારણીનાં મૂળને પાણીમાં ઘસી ગાંઠને લગાડે અને બેઆનીભાર એ મૂળ પાણીમાં ઘસી પાય તેથી તાવ નરમ પડે અને ગાંઠ બેસે.

### તાવ ઇન્ફ્લુએન્ઝા

કેટલાક વૈદનો વિચાર એવો છે કે, ચોક્કસ જાતના તાવમાં અને ચોક્કસ જાતની દવા પીતાં દૂધ ખાવું નુકસાનકારક છે, દવા અસર કરતી નથી.

ડૉ. એસ. આર. ઢિરોસકર, (એમ. પી. પી. એસ. ધારવાર) કહે છે કે, જો ન્યૂમોનિયાના દરદીને દૂધની સખત મનાઈ કરે તો રોગીઓ એકદમ સારા થાય.

ઊંધાફળી તે ઉપર ફૂલ ઊંધાં થાય છે; બલ્યુ ફૂલ જમીન ઉપર લટકે છે. વરસાદની ઋતુમાં પથરવાળી અને રેતીવાળી જગામાં થાય છે. તેનાં પાન ગાયની જીભ જેવાં (ખરસટ) ખરબચડાં હોય છે; તેને ગાઉજબાં કહે છે. એનાથી ન્યૂમોનિના તથા શરદીનો તાવ ઊતરે છે. ૧૦૪ ડિગ્રી તાવને કમી કરે છે. શક્તિ ટકાવી રાખી તાવ ઉતારે છે.

૧–ઊંધફળીના પંચાંગનો કાવો પીવો.

૨–ઊંધાફળી ૦॥ તોલો, ખડમલિયો ૦ તોલો, ત્રિકટુ ૦ તોલો, એ મિશ્રણના ૩ ભાગ કરી રોજ આપવા. બે દિવસમાં તાવ નાબૂદ થાય.

૩–ઇન્ફલુએન્ઝા તાવ તજના તેલનાં ૨ ટીપાં રોજ ૧ વાર લેવાથી લાગુ પડે હિ

૪–ઇન્ફ્લુએન્ઝા (કફજ્વર)–આકડાનું દૂધ, આંબાહળદર, કપૂર, વંશલોચન, એ ચિજોની સમભાગે ચણા જેવડી ગોળી ગોળમાં બનાવે. એ ખાવાથી કફને ફેફસાંમાંથી બહાર કાઢે.

૫ ઇન્ફ્લુએન્ઝા, મોસમનો તાવ, ટાઢિયો તાવ–એ માટે ઘણો જ અકસીર અને સોએ ના ટકા ફાયદો કરનારો ઇલાજ નીચે મુજબ છે:

નવસાર ૧૦ તોલા અને કળીચૂનો ૧૦ તોલા બન્ને ચૂરણ કરી મેળવે. તેમાં ૦॥ શેર મગ નાખે, ફીણ બેસી ગયા પછી ૪ શેર પાણી મેળવવું. નીતર્યું

પાણી ૧ અથવા ૨ તોલા ૩-૩ કલાકે પાણી સાથે આપવું. પરસેવો આવે, પેશાબ છૂટે, તાવ નીકળે, (લાઇકર એમોનિયા એસિટેટિસ બી. પી. ની બનાવટ થઈ છે.)

૬-આકડાનાં પાન, અજમો, સિંધવ હાંડલામાં ભરી રાખ બનાવે. ૧ વાલનું પડીકું રોજ ૩ વાર મધ સાથે આપે તો કફ છૂટો પડે અને તાવ ખસે.

૭-હિંગ અને કપૂરની ગોળી તાવ માટે આપવી. ઘણી નબળાઈ હોય તો હાર્ટને શક્તિ આપવા એમાં કસ્તૂરી ઉમેરવી.

૮-દરેક દરદીને ૧ વાલ નવસાર આપવો, તેથી શરીરમાં લોહી જામી જતાં અટકે.

૯-નગોડનાં પાનની ચા પાવી અને તેનો શેક કરવો.

૧૦-લખમીવિલાસ નામની દવા આ તાવમાં અપાય છે તેમાં ધંતૂરાનાં બી છે.

૧૧-તાવ ઉપવાસથી મટે છે; કારણ કે દૂષિત રસ (ખરાબ રસ) શરીરમાંથી શોષાઈ જાય છે.

૧૨-અળસીનો શેક કરવો; દરદી બકબકાટ કરે તો સોનું પાણીમાં ઉકાળી તે પાણી દવા તરીકે આપવું અથવા સોનાનો વરખ મધ સાથે ખવડાવવો. સિંધાલૂણના કોગળા કરાવવા. ખાવામાં અનાજ બંધ કરવું.

૧૩-સુદર્શન ચૂર્ણ વાપરવું.

૧૪-આદું અને તુળસીના રસમાં જેઠીમધ ઘસી પાવું. તેમાં મધ નાખવું.

૧૫-ફેફસાંનો સોજો નરમ કરવા સારુ છાતી ઉપર અને પાંસળાં ઉપર ક્રોટન ઓઇલ (જમાલગોટાનું) તેલ મસળવું, દિનમાં ૩ વાર આછું આછું મસળવું. ઉપર રૂ બાંધવું. આથી રાઈ માફક અગન બળતી નથી. ફોલ્લા થતા નથી, પણ ૨૪ કલાક પછી અળાઈ જેવી ફોલ્લી નીકળે છે, અંદરનો સોજો બહાર આવે છે.

૧૬-અરડૂસો ૩ તોલા, કોલમ કરિયાતું, સૂંઠ, પિત્તપાપડો, પીપરીમૂળ, ગળો, સુગંધી વાળો દરેક ૧ તોલો. આ મિશ્રણના ૫ ભાગ કરવા. ૧ ભાગ આ વસાણું અને ૧ શેર પાણી ઉકાળી ૦ા શેર રાખે. તેમાંથી ૨ા તોલા દર ૩ કલાકે પીએ. ખોરાક-મમરાની કાંજી.

૧૭-દરદીના હોઠ અને જીભ કાળી પડે તે વખતે સાકરિયા ચૂનાનું પાણી પાવું અમૂલ્ય છે.

૧૮-દેવદારનો ઉકાળો ઉત્તમ છે; કફ કાઢે, સોજો નરમ થાય, તાવ નીકળે.

૧૯-ઇન્ફ્લુએન્ઝાથી બચવા માટે-કપૂર ૦ાા રતી (૧ ગ્રામ), ખાંડ ૨ વાલ (૧૨ ગ્રામ) એની ગોળી ૩ કરે, રોજ ૧ ખાવી.

૨૦-ઇન્ફ્લુએન્ઝા (મામૂલી નજલા) બેદાણા ૩ માસા, ઉનાફ ૬ દાણા, એનો ઉકાળો તાજો બનાવી ૪-૪ કલાકે લેવો.

## સઘળી જાતના તાવ

૨૧-શેકેલા કાચકા, મરી, સમભાગે મેળવી ૨ વાલ પાણી સાથે બે વાર આપવું. એની ગોળી બની શકે. જો ત્રિદોષ થાય તો આ ચૂરણ સાથે સમભાગે નવાસ ઉમેરી, તેમાંથી ૨ વાલ રોજ આપે.

૨૨-નાગદ્રુધેલીનો રસ ૪ તોલા (ચૂરણ પણ ચાલે), મરી ૦। તોલો.

૨૩-તાવ, હાંફણ, સસકા માટે-સાબરસીંગના કટકા કરી હાંડલામાં મૂકી કપડછાણ કરી ભઠ્ઠીમાં સળગાવવા. તેમાંની ખાખ તોલો ૦। દહીં તોલા ૫ સાથે ખાવી. (દહીં જેવી શરદીવાળી બીજી ચીજોની હાંફણ માટે ઘણીવાર ભલામણ કરવામાં આવે છે.)

૨૪-તાવ-સેદરડીનો ગુણ એ છે કે તે સૂંઘવાથી તાવ ઊતરે છે.

૨૫-તાવ માટે-સતતજ્વર ૨૪ કલાકમાં બે વાર ચડે અને ઊતરે તે માટે લીમડાની અંતરજાલ, પટોલપત્ર, ત્રિફળાનું ચૂરણ ૦।। તોલો દિવસમાં ૩ વાર ખાય અથવા ઉકાળો કરી પીએ.

૨૬-તાવ મટે-ડીકામારીનાં પાનનો રસ ૦। તોલો, મરી દસ પાણીમાં વાટી પીવું.

૨૭-તાવ ખસે, નસકોરી ફૂટેલી બંધ થાય-કૂતરિયા ઘાસનાં ૩।। પાનનો રસ કાઢી દરદીના નાકનાં બંને નસકોરામાં નાખે. ઘાસ સૂકું હોય ત્યારે પાણીમાં તે વાટીને રસ કાઢી તે રસ વાપરવો.

૨૮-તાવ માટે-લીમડાનું આખું ઝાડ ઉપયોગી છે. તાવના કામમાં તેમ જ તાવ ગયા પછી નબળાઈ માટે ઘણું ફાયદાકારક છે.

૨૯-પિત્તનો તાવ-વરિયાળી અને સાકરનો કાવો પીવો.

૩૦-તાવ માટે-સાજીખાર ફૂલાવેલ બે ચણાભાર શરબત સાથે ખાય તો તાવ જરૂર જાય.

૩૧-તાવ જાય-તાજી છાશમાં અથવા દહીંમાં સાજીખાર ખાવો.

૩૨-દરેક જાતના તાવ માટે-લીમડાનો ઉકાળો પીવો. તાવ હોય ને પીએ તો નુકસાન નથી.

૩૩-તાવ માટે, કુનાન(કિવનાઈન)ના જેવી ફાકી-લીમડાનાં પાન, કાકચિયાનાં બીજ (કાચકાનાં બીજ), ગળોનું ચૂર્ણ, કડુ, તીખાં-મરી, કરિયાતું, કાળીજીરી, ડીકામારી, સર્વ સમભાગે મેળવી તેની ૦।। તોલો ફાકી મારવી. તાવ ગયા પછી એ ફાકી ચાલુ રાખે તો શક્તિ આવે છે.

૩૪-કાંકચિયા, અતિવિષ અને મરી સમભાગે મેળવી બે આનીભાર ફાકી ઠંડા પાણીમાં લેવી. તાવ હોય અને ન હોય તે વેળા પણ લઈ શકાય છે. તાવ માટે ઘણો સારો ઇલાજ છે.

૩૫-તાવ ચડવા પહેલાં વછનાગના અર્કનાં પાંચ ટીપાં પાણી સાથે આપવાં.

૩૬-સાધારણ તાવ માટે-વાંદાના પાનમાં પાણી નાખી રસ કાઢી તે પાવો.

તાવ માટે-ગેરડીનો અર્ક ૧ ભાગ, પાણી ૫ ભાગ મેળની તેના પોતા મૂકવાથી તાવની ગરમી ચુસાઈ જાય છે કોઈ તાવમા આખે શરીરે સરકો લગાડવો પડે છે. આજે એ જગાએ કોલનવૉટર વપરાય છે.

## તાવ આવે

૧-સીતાફળ ખાઈને પાણી પીએ તો તાવ ચડે

૨-કાકડી, જમરૂખ ખાઈને પાણી પીએ તો તાવ ચડે

૩-તાવ ચડે-અનુરાધા અથવા ઉત્તર ભાદ્રપદ નક્ષત્ર વખતે આખો અથવા ખાખરા ઉપરનો વાદો લઈ હાથે બાધે તો તાવ આવે છે.

## તાવ ઇન્ટરમિટ'ટ

૧-ઇન્ટરમિટ ટ ફીવર-મીઠું તાવ અટકાવનાર તરીકે વપરાય છે, પણ કીનાઈન કરતા ગુણ ઓછો છે.

૨-તાવ ઇન્ટરમિટ'ટ માટે-કપાસિયાના બીની ચા એક કપ ભરીને તાવ આવવાના વખતથી એક કલાક આગળથી આપવી

તાવ ઇન્ટરમિટ ટ-અ ગ્રેજી ઇપેકક્યુનાની માફક સુગી જન તાવને અટકાવે છે

ત્રિદોષ, ન્યૂમોનિયા, અવધિ તાવ માટે-કાયફળ અને મરી સમભાગે ચૂર્ણ કરીને ૪થી ૬ વાલ રોજ ૭ વાર પાણી સાથે લેવુ

### તાવ ઉતારે

૧-જ્વરબિંદુ તાવ ઉતારે. અતિવિષની કળી, સૂરોખાર, ફુલાવેલી ફટકડી અકેક તોલો, સોનાગેરુ ૦ા તોલો ૨ થી ૪ રતી મધમા ચટાડી ઉપરથી ફુદીનો નાખેલી ચા પીવી સઘળા તાવ ઊતરે.

૨-સાજીખાર ચોખ્ખો કરેલો (સોડા-બાય-કાર્બ) બે વાલ, ફુલાવેલો નવસાર ૨ વાલ, પાણી ૨ તોલા તાવ ઊતરે ત્યા સુધી ત્રણ-ત્રણ કલાકે પીવું. તાવ પાછો ન આવે તેનો ઇલાજ કરી લેવો.

૩-અ કોલના મૂળની અ તરછાલ ૧ થી ૨ વાલ ગરમ પાણીમા આપે. દરદી ઓઢીને સૂએ પરસેવો વળી તાવ ઊતરે. હાર્ટ અને શરીર નબળું પડે નહિ; વોમિટ થાય તો અડચણ નથી

૪-બાળકનો તાવ ઉતારવા માટે સિંધવ, કડુ, હરડે સારા છે.

૫-ધાપાણ કાચું, ફુલાવેલો ટંકણખાર સમભાગે ૨ થી ૩ વાલ ગાયના દૂધમા આપે

૬-અતિવિષ, સૂરોખાર સમભાગે મધ સાથે લે તાવ તરત ઊતરે.

૭-આકડાના દૂધવાળી રાખ સૂંઘે, દરદી ઓઢીને સૂએ. છીંક આવે, પરસેવો થાય, તાવ ઊતરે, મોઢં બધ રાખે

૮-આકડાના પાકા પાનને નેકી રસ કાઢે આખા શરીરે લગાડે, પવન વગરના ઓરડામા ઓઢીને દરદી સૂએ

૯-અતિવિષનુ ચૂર્ણ ૧ વાલ, ગરમ પાણી ૪ તોલામા નાખી ઢાકી રાખે ઠડુ પડે ને દરદીને પાય તેથી પરસેવો નીકળે જો નિચોવીને ગાળે તો પરસેવો લાવે નહિ

આ રીતે આ બનાવે તેને 'ફાટ' કહે છે એન્ટિફેબ્રિનનુ કામ એ કરે છે હાર્ટને નબળુ કરતુ નથી,

૧૦-અતિવિષનો ૧ વાલ ભૂકો પાણી સાથે આપે તો ફેબ્રિફ્યુજનુ કામ કરે, પણ તેનો અવગુણ એમા નથી

૧૧-અતિવિષ (એને ચૂનાની ફાકમા રાખે તો સડે નહિ), ફેબ્રિફ્યુજ અથવા ક્વીનાઈન અને મરી સમભાગે મેળવી ૨ વાલના પડીકા કરે બબે કલાકે એક પડીકુ પાણી સાથે આપે ઝીણો તાવ નીકળે

૧૨-એરડાનાં પાન પાકા નેકી રસ કાઢે તે દરદીના પગના તળિયાથી કેડ સુધી મસળે ઓઢીને હવા વગરના ઓરડામા સૂએ પરસેવો વળી તાવ ઊતરે

૧૩-અગરખનો કાચો ભૂકો ૧ વાલ ચા સાથે પીએ એન્ટિફેબ્રિન જેવુ એ છે બનાવવાની રીત અગરખને સાકર સાથે છૂદે તો જ ભૂકો થાય, છૂદવાનો ખલ જરા પણ મેલવાળો ન જોઈએ નહિ તો સફેદી કમ થશે છૂદેલા ભૂકાને પાણીમા નાખી હવાની સાકરનુ પાણી જુદુ પાડે (તેનુ શરબત બની શકે) ભૂકાને સૂકવે તો એન્ટિફેબ્રિન બને

૧૪-સરકો ૧ તોલો, મધ ૧ તોલા પાણી ા શેર પીએ તો શરીર ઠડુ થાય

૧૫-દારુહળદર તાવ ઉતારનામા ટિંકચર વારબગ અથવા ક્વિનાઈન કરતા વધારે સારુ છે

૧૬-આબલીનો ગર્ભ ૪ તોલા, વરિયાળી ૧ા તોલો પાણી દોઢપાશેર એક રાત ભીજવી રાખે સવારે નિચોવી ગાળે ઘાટુ પાણી નાખી દોઢપાશેર કરે તેમા ૫ તોલા ગોળ અથવા સાકર નાખી શરબત બનાવે ૫ તોલા શરબત પાણી સાથે દર ત્રણ કલાકે પીએ

૧૭-૧૮-સૂરોખાર ાા તોલો, લીબુ બે, પાણી ાા શેર, ૧ ઔસ દર ત્રણ કલાકે તાવ ઊતરે ત્યા સુધી આપે

૧ -વછનાગ (વખમો-એકોનાઈટ) અને મરી સમભાગે મેળવી એકેક ગ્રેનની ગોળી કરે ૧ અથવા ૨ ગોળી દર ત્રણ કલાકે તાવ ઊતરે ત્યા સુધી આપે

૨૦-આકડાના પાન અને મરી સમભાગનુ ચૂર્ણ ૧ પાઈભાર રોજ ત્રણ વાર લેવુ

૨૧-તાવની ગોળી-ક્વિનાઇન ૧ ભાગ, મરી ૨ ભાગ, ગોળ ૪ ભાગ, એની ૧ વાલની ગોળી જલદી ફાયદો આપે બીજી તાવની ગોળી-કાચકા ૧ા

તોલો, અતિવિષ ૧૦ તોલા, નામની દવા રાા તોલા, ૧ વાલની ગોળી બનાવી રોજ ત્રણ ગોળી ખાય.

૨૨-આતેશક ગોળી-મરી, સરસવ, અજમાનું ભૂકું સમભાગે મેળવી ચણી-બોર જેવી ગોળી કરી રોજ ૧ સવાર-સાંજ ખાવી. કોઈ પણ જાતના તાવને ૩ દિવસમાં કાઢે છે. મોટી કિંમતની પેટંટ મેડિસિન કરતાં એ વધારે સારી છે.

૨૩-જીરણ તાવ ક્ષયનો-કાંટાસળિયાનાં પાન ૭ છૂંદી ૦ાા શેર પાણીમાં ઉકાળી નવટાંક રાખી તેના બે ભાગ કરી રોજ બે વાર પીએ. ૨૧ દિવસ ચાલુ રાખે. તાવ કમી થયા પછી અશક્તિ થાય ત્યારે કાંટાસળિયાનાં ફૂલ ૨ રોજ મધ સાથે ખાય.

## ટાંકી-ચાંદી

૧-સરગવાની છાલનું ચૂર્ણ અથવા નેપાળાની છાલનું ચૂર્ણ અથવા ત્રિફળાની રાખ દાબે અથવા મધ સાથે મેળવી લગાડે.

૨-મોરથૂથુ ૧, કાથો ૨, મુરદારસીંગ ૨, સોપારીની રાખ ૨ ભાગનું ચૂર્ણ લગાડે.

૩-રાળ, લોબાન, બોદાર, હીરાદખણ દરેક ૦ાા તોલો, પારો ૧ તોલો ખરલ કરી ઘી સાથે મેળવવું. પારો ખુલ્લી નજરે દેખાય નહિ ત્યાં સુધી ઘૂંટવું.

૪-જસતનાં ફૂલ (ઝીંક સલફસ) ૨ વાલ, પારાની ખાક (કેલોમેલ) ૨ વાલ, પાણી ૦। તોલો મેળવી તેમાં રૂ ભીંજવી ચાંદી ઉપર મૂકી તે ઉપર કોઈ પણ લીલું પાન બાંધે. ૨૪ કલાક પછી ફરી મૂકે, ચાંદીના ગૂમડાં ઉપર સોજો આવશે અને ચાંદી મૂળમાંથી નીકળી જશે.

૫-શીમળાનો ગુંદ, કાથો, સોપારીની રાખ, બોરડીની છાલ, શંખજીરુ એનું ચૂર્ણ દાબે, રૂઝ આવે,

૬-શરીરે ચાઠાં ફૂટી નીકળે ત્યારે હરડે, બહેડાં, આમળાં ખાવાં. એના ઉકાળાથી નાહવું. નાહતાં પહેલાં ગાયનું છાણ શરીરે રગદોળવું. ત્રિફળાની રાખ દાબવી.

૭-ચંબેલીનો રસ ૧૫ દિવસ પીવો. (ત્રિફળા અમૂલ્ય ઇલાજ છે. અજીર્ણ, પેશાબે બળતરા, મગજબીમારી, હાડધગી, કોઢ, કરોળિયો, કંઠમાળા, લૂખસ, અળાઈ, શરીર ફીકું, સોજા માટે ઉપયોગી છે.)

૮-૨૪ કલાકમાં ફાયદો જણાય, હકીમોમાં ચાલતી એક ગુપ્ત દવા-ચોપચીની ૫ વાલ, હિંગળોક ૦ાા તોલો, ફુલાવેલું મોરથૂથુ ૧ તોલો, ખાદીનું કપડું જેમાં પારો મસળવાથી કાળું પડ્યું હોય તેની રાખ ૦। તોલો, છડાંના કોટલાંને ભેંભટમાં ભૂજી બનાવેલી રાખ ૦। તોલો, સો વખત ધોયેલા ઘીનો મલમ વાપરે.

૯-દારૂડીના પાનનો રસ ૧ અથવા ૨ તોલા લાંબો વખત રોજ ખાય.

૧૦-કાળિયા સરસના પાનની રાખ લગાડે.

૧૧-ટાંકીથી ઈંદ્રિયમાં કાણાં પડે તે માટે મલમ-આક સોપારી અને બે પેસાભાર તંબાકુની ભસ્મમાં ફુલાવેલું મોરથૂથુ રતી બે નાખી લીંબુના રસથી ૧॥ દિવસ રગડે. મલમ જેવું થાય તે લગાડે અને ચેવલી પાન બાંધે.

૧૨-લિંગવર્તિ ઠંડી પડવાથી લિંગનું ફૂલ ઢંકાઈ જાય તો ફૂલ અને ચામડી વચ્ચે નીચે બતાવેલા પાણીની પિચકારી મારવી.

જો ફૂલ ખુલ્લું હોય, ચામડી ફૂલની ઉપર ચડી ગઈ હોય, ફૂલ પર સોજો હોય તો નીચલું લીલાં પાણીનું પોતું મૂકી તે લોશનથી ભીનું રાખવું.

લીલું પાણી=મોરથૂથુ ૧, ફટકડી ૨, કપૂર ૨ તોલા એ ચીજો પીગળે એટલું પાણી લઈ મિશ્ર કરવું-આ પાણી ૧ ચમચો અને ૧॥ શેર પાણી મેળવે તો લીલું પાણી થાય.

૧૩-ટાંકીવાળા દરદી જેને ટાંકી ફૂટી હોય તેને થોરનું દૂધ મધ સાથે મેળવી ખવડાવે.

૧૪-ટાંકીની ભૂકી-ફટકડી ફુલાવેલી તોલા ૨, કાથો તથા પાપડિયો ખાર તોલો ૦।, ઓદારસીંગ તોલો ૦।, શંખજીરુ તોલો ૦।, બધું કપડછાણ કરી આયડોફોર્મની માફક વાપરવું, તેથી ટાંકીની ચાંદી રૂઝે.

૧૫-વિસ્ફોટક-ઓદારસીંગ બાળેલી ૦॥ પૈસાભાર, જૂની કામરી(વાંસ)ને બાળીને કરેલી રાખ ૦॥ પેસાભાર, એલચી દાણા ૮ પૈસાભાર, બરાસકપૂર માસા ૭ કપડછાણ કરી ઘોરામાં દાબે તો રૂઝ આવે છે.

૧૬-ટાંકીનાં દરદ, પેશાબનાં દરદ-પાન સાથેનો આખો મૂળો સવારે ખાવાથી આ દરદોને ફાયદો થાય છે.

૧૭-ટાંકી ઉપર દાબવા માટે ઓદારસીંગ તોલો ૦॥, સફેદો તોલો ૧। મેળવીને લગાડવું.

પરેજી: ચણા, આદુ, ખાંડ, હિંગની સખત મનાઈ છે. ચારોળી પાણીમાં વાટી શરીરે લગાડવી.

૧૮-ખાખરના પાનની પાછળની દાંડીને બાળીને કરેલી ખાક ત્રાંબાના વાસણમાં દહીં સાથે મેળવે અને લગાડે.

૧૯-દારૂડીના મૂળની છાલ, એલચી, કાથો સમભાગે ચણા જેવડી ગોળી બનાવે. ૨ ગોળી દિવસમાં ૩ વાર ખાય. મોઢું આવે નહિ, મોઢામાં ગરમી લાગે નહિ. ખોરાકમાં દૂધ, ભાત, રોટી લેવી.

૨૦-લીંબોળીનાં મીજની ગોળી વટાણા જેવી, ગુંદર સાથે બનાવી એક ગોળી રોજ ત્રણ વાર ખાવી તેથી વિસ્ફોટક જલદી સુકાય.

૨૧-ધોળી અથવા રાતી કરેણનું મૂળ પાણીમાં ઘસી લગાડે, ટાંકી ઉપર લેપ કરે તો ઘણી જ અજબ રીતે અસર કરે.

૨૨-ગધેડાંના લીડાંની રાખ લગાડે.

૨૩-ઊમરો-ઊમરડાનુ જૂનુ ઝાડ કૂવા નજદીક હોય તેના થડમા માણસપૂર ખાડો ખોદવો અને ઊમગન સીધુ મૂળ ગોધી કાઢવુ આસપાસના મૂળિયા લેવા નહિ તે સીધા મૂળને કાપી રસ કાઢવો કાપેલા મૂળના ઉપલા ભાગ નીચે વાસણ મૂકવુ તેમા આખા ઉપના ઝાડનો રસ ટપકીને એકઠો થશે આ રસ સાપને બહુ ગમે છે અને પીએ છે, માટે વાસણનુ મોઢુ એવી રીતે પેક કરવુ જે તેમા પડતો રસ સાપના મોઢામા આવી શકે નહિ ખોદેલો ખાડો પૂરી લેવો (એ ખાડામા સાપ માથુ મારી અદર જઈ શકે) ૮ દિવસ પછી પેલુ પાણી કાઢી તેમાથી ૦॥ અથવા ૧ તોલો દરદીને રોજ પાવો કોઈ દવાથી ફાયદો ન થયો હોય તેવા દરદીને આ ઇલાજથી ફાયદો થાય છે આ પાણી બગડતુ નથી

૨૪-સોનાના વરખના ૩ પાના, મોટી હરડે ૩ વાલ, આમળા ૨ વાલ લીમડાના પાનનુ ચૂર્ણ ૩ વાલ આબાહળદર ૩ વાલ, ગળોનુ ચૂર્ણ ૨ વાલ-એની બે પડીકી કરી રોજ મધ સાથે બે વાર ખાવી

૨૫-દારૂડીના પાનનો રસ ૧ તોલો અને સરપખો ૧ તોલો ૨૧ દિન ખાય

૨૬-હીમજી હરડે ૭ તોલા, મોરથૂથુ ફુલાવેલ ૧ તોલો, સાકર ૧ તોલો, ૧૦૦ લીબુના રસમા ખરલ કરી ચણીબોર જેવડી ગોળી કરી રોજ ખાય ઉપરથી ચણા ખાય ટાકીના ટોલા ગમે તેટલા હોય તે નરમ પડે

ગરમી આખે શરીરે ફૂટી નીકળે ત્યારે પારાની દવા (કેસોમલ)નો ધુમાડો દરદીને આપવો અને ખોરાકના સાકર, ઘી ને રોટલો ખાવો અથવા તે ન મળે અથવા ખાઈ શકાય નહિ તો ૨ ગાજર પતાળુ (રતાળુ નહિ) રાતે બાફી રાખવા અને સવારે ખાવા

ભેસના છાણનો રસ ૭ તોલા મધ સાથે બે વાર રોજ પીવાથી ગરીબ દરદીને સારુ થાય

## થાક ઊતરે

તુળસીના પાનની ચા પીવાથી થાક ઊતરે

## દમ-શ્વાસ-ઉધરસ-કફ-હાંફણ

૧-શ્વાસ-દમ માટે ધતૂરો ઘણો ઉપયોગી છે ઘણી સારી અસર કરે છે. દમવાળા દરદીને ધતૂરાનુ બી એકેક રોજ પહેલે અઠવાડિયે ખવડાવવુ, બીજુ આખુ અઠવાડિયુ બબ્બે ખવડાવવા, ત્રીજે અઠવાડિયે ત્રણ-ત્રણ ખવડાવવા, ચોથે અઠવાડિયે ચાર-ચાર અને પાચમે અઠવાડિયે પાચ-પાચ ખવડાવે, તો એ રોગ મટે

૨-દમ, ઉધરસ, કફ મોઢામા ચાવા-જેઠીમધની માફક ચણોઠીના પાન મોઢામા રાખી ચૂસવાથી ફાયદો થાય છે

૩-દમ માટે-આકડાના ઝાડની અલગછાલની રાખ એક વાલ ખાવાના પાનમા ૭ દિવસ ખવડાવવી અથવા પાનના રસમા ગોળી કરી આપવી

## હાફ્ણ, દમ, અમૂઝણ, શ્વાસ

૧-કાળા ધતૂરાના ડાખળા, કાળી સરસડાની સીગ, આખી હરડે, હળદર, સમભાગે ચૂરણની બીડી બનાવી પીએ

૨-ગોળ શેર ॥, તબાકુ શેર ॥ા વાગી સપુટ કરવો તેની વચમા કોડિયે લોબાન ાા શેર મૂકે કપડછદ કરે, બશેર છાણાનો તાપ આપે, ટાઢું પડે ને લોબાન કાઢે ૧ વાલ દરદીને ખવાડે ઉપરથી ચૂરમુ ખવાડે

૩-કુષ્માડ(કોળુ)ના ફૂલ ફળ આવી ગયા પછી તેની જડ કાઢી ૨ માસા (વધારે નહિ) ચૂરણ મધ સાથે ખાય અથવા પાણી સાથે સવારસાજ પીએ, અગ્રેજી દવાથી નહિ થયેલા કામો આ દવા કરે છે

૪-મહુફળીનુ ચૂરણ ાા તોલો સાકર સાથે ખાવુ

૫-કાથો ૧૦, મરી ૧ અફીણ ૧ ભાગ લઈ એની ૧ વાલની ગોળી કરી મોમા રાખી ચૂસવી

૬-સમદરમોસ (લસોડા, સપ્રસ્તાન) એના પાનના ભજિયા અથવા પતરેલ બનાવી અમૂઝણ માટે ખાવી

૭-એ પાનની ૧ બાજુ (ચડેદ) ને ચામડી પર મૂકે તો ચામડી પાકે, બીજી બાજુ (લીસી) ને ચામડી પર મુકાય તો રૂઝ આવે સરસિયા તેનમા જૂનો ગોળ મૂકી ખાય

૮-અરડૂસીના પાનનો રસ ૧ તોલો, લીડીપીપર ૧ વાલ, દિવસમા ત્રણ વાર ખાવુ

૯-દેવદાર ૪ તોલા, પાણી ૬૪ તોલા ઉકાળી ૮ તોલા રાખે તેના ત્રણ ભાગ કરી ત્રણ વાર રોજ પીએ

૧૦-લીડીપીપર ૪ વાલ જૂના ગોળ અથવા મધ સાથે રોજ ત્રણ વાર ખાવી

૧૧-સુરોખાર અથવા સોડા સલફસ, પાણીમા જેટલો પીગળે તેટલો પિગળાવવો તે ઘટ્ટ પાણીમા લૂગડુ બોળી સૂકવે, તે ઉપર લોબાનનો અર્ક નાખે, તેનો ધુમાડો દરદી લે

૧૨-સુરાખારનુ ઘટ્ટ પાણી બનાવે, તેમા ખારના ચોથા ભાગે ધતૂરાના પાનનુ ચૂરણ નાખે એક દિવસ રહેવા દઈ લૂગડાં વતી ગાળી તેમા બ્લોટિંગ પેપર મૂકી અને સૂકવી તેનો ધુમાડો લે

૧૩-સોમલનો અર્ક (તે અગ્રેજી વાઇન અર્સેનિક) ૪ ટીપા પાણી સાથે રોજ બે વાર ખાધા પછી લે આઠ દિવસ પછી બે દિવસ ખાચો (બધ) રાખે, આ મુજબ ચાલુ રાખે તો દમ્નની જડ જાય.

૧૪-કસ્તૂરી ૧ ભાગ, મરી ૨ ભાગ, સૂંઠ બે ભાગ, એક વાલની ગોળી ૨ રોજ ૩ વાર ખાય.

૧૫-ભોંયરીંગણીનું મૂળ ૧ા તોલો, પાણી ૧૫ તોલા ઉકાળે, આઠ તોલા રાખે, એના ૩ ભાગ રોજ પીએ. રોજ તાજું બનાવે.

૧૬-લવંગ, તજ, કપૂર, અફીણ, ગુંદર સમભાગે લઈ વાલની ગોળી બનાવે. ૨ ગોળી રોજ ૩ વાર લે.

૧૭-ભારંગીનાં મૂળ અને સૂંઠનું સમભાગે ૦| તોલો ચૂરણ આદુંના રસમાં સવાર-સાંજ લે.

૧૮-અડદ અને હળદર સમભાગે મેળવી એનો ધુમાડો લે.

૧૯-સરપંખાના પંચાંગના ચૂરણની બીડી પીએ.

૨૦-પીળો એળિયો ગોળ સાથે મેળવી વટાણા જેવડી ગોળી બનાવે. ૧થી ૨ ગોળી પાણી સાથે ખાવી. ગોળી દાંતને લાગવી ન જોઈએ. ઉપરથી સાકરનો શીરો ખવડાવવો.

૨૧-અજમો અને ખસખસ સમભાગે ૦| તોલા પાણી સાથે રોજ ત્રણ વાર ખાય.

૨૨-કરોળિયાનું સફેદ પડ ૧ રતી, ગોળ સાથે રોજ ત્રણ વાર ખાવું. Blatta નામની દવા એમાંથી બને છે તે ડોક્ટરો વાપરે છે.

૨૩-ભૂંજેલો ટંકણખાર ૧ તોલો, એલચી નંગ ૫ ભૂંજેલી, અતિવિષ ૧ તોલો એનું ચૂરણ ૧ વાલ મધમાં રોજ બે વાર ખાવું.

૨૪-પીપરીમૂળ ૦| તોલો ખાઈને દૂધ પીવું.

૨૫-ધંતૂરાના કાચા ડીંડવામાં રહે તેટલાં લવંગ ભરે, આટાનું પડ કરી બાફે. તેમાં અજમો ૨ તોલા, લીંડીપીપર ૧ તોલો, અફીણ બેઆનીભાર, ગોળમાં ગોળી બનાવે, સવાર-સાંજ ૧ ગોળીનો રસ ગળે.

૨૬-આદુંનો રસ અને મધ ચાટવું.

૨૭-અરડૂસાનાં પાનનાં ચૂરણની બીડી બનાવી પીએ. પાનનું ચૂરણ ૩ વાલ ખાય. પાનનો રસ ૦ા તોલો મધ સાથે અથવા આદુંના રસ સાથે ખાય. ક્ષયને, હાંફણને ફાયદો કરે. અરડૂસાનાં મૂળ અને પાનનો ઉકાળો, મરી, લીંડીપીપર સાથે ઉત્તમ ફાયદો આપે. (રાઈ અને દૂધી ખાવાથી હાંફણનું જોર વધે.)

૨૮-રુદ્રદંતીનો આખો છોડ ચૂરણ તરીકે ૦| તોલો મધ સાથે ખવાય છે.

૨૯-ઘોડાવજ (સ્વીટ ફ્લેગ) ૩ વાલ લેવી.

૩૦-હાંફણ શરૂ થાય એટલે હાંફણની શરૂઆતમાં સૂંઠ અને નિમક સમભાગે ચૂરણ ૦ા તોલો લેવું.

૩૧-ગળામાં આંગળી ઘાલી ઊલટી કરવી.

૩૨-ઘણું જોર હાંફણનું હોય ત્યારે મોઢા ઉપર ઠંડું પાણી છાંટવું.

૯-કૂંવાડિયા અને લીમડાનાં પાંદડાંનો રસ લીંબુના રસ સાથે દરાજ ઉપર લગાડવામાં આવે છે.

૧૦-નાળિયેરની કાચલીનું તેલ લગાડે છે. કાચલીને ચૂલામાં મૂકી સળગાવી તે બળતી કાચલીને પિત્તળની થાળીમાં મૂકવી અને તેની ઉપર બીજું વાસણ ઢાંકવું. આ રીતે તેલ નીકળે છે.

૧૧-દિવેલ શેર ૦। ઉકાળવુ. તેમાં આકડાનુ એક પાન નાખવું. તે તળાઈ રહે ને બીજું નાખવું. એ મુજબ ૨૧ પાન નાખવાં. જ્યારે પાન બળી જાય ત્યારે તેલ નીચે ઉતારી અંદર અર્ધો તોલો મનશીલ મેળવીને ચોપડવું. દરાજ અને ખૂજલી બે દિવસમાં સારી થાય છે.

ટંકણખાર ભાગ ૫, ઇમેસ ૪, ગૂગળ ૩, કપૂર ૨, કાથો ૩, ગંધક ૫, સાકર ૩, કૂંવાડિયાનાં બી ૪, મોરથૂથુ ૨, લીંબુનો રસ પાંચ ભાગ એની ગોટી બનાવી સૂકવવી. તે પાણીમાં ઘસી દરાજ તથા ખરજવા ઉપર લગાડવી.

૧૨-દાંડલા થુવરની સૂકી ડાળી, આકડાનાં પાન, પોસદોડો સમભાગે બાળી, રાખ કરીને દિવેલમાં મેળવી ચોપડવું, તડકે બેસવું અને ગરમ પાણીએ નાહવું.

૧૩-ખડિયોખાર. અફીણ, સુખડ સમભાગે મેળવીને લીંબુના રસમાં, દરાજને છાણાંથી ઘસીને પછી લગાડવું.

૧૪-ગંધકના ભૂકાને તેલ સાથે મેળવી મસળવાથી ચામડીનાં દરદ સારાં થાય છે

૧૫-આમલીનો કચૂકો લીંબુના રસમાં ઘસીને લગાડવો.

૧૬-આમલીનાં પાનનો રસ પીવો.

૧૭-મીંઢીઆવળનું મૂળ લીંબુના રસમાં ઘસીને ચોપડવું.

૧૮-દરાજ, ઊંદરી, સફેદ કોઢ, કરોળિયો, પીતનાં ચાઠાં માટે-કાચું દિવેલ ૦॥ શેર, ભોંપાતરીનો રસ ૦। શેરને ઉકાળવું. પાણી બળી રહે પછી મસળવામાં લેવું.

૧૯-કાચલીનું તેલ પાતાલજંતરમાં કાઢી દરાજ પર લગાડવું.

૨૦-નવસાગર અને ફટકડી સમભાગે લીંબુના રસમાં મેળવી રોજ બે વાર લગાડવું.

૨૧-કાચા પપૈયાનો રસ લગાડવાથી ફાયદો થાય છે.

૨૨-ગજકરણ માટે-કોઈ પણ મલમ વાપરો. તેની એક દિવસ આગળ દરાજની જગ્યા પર ચૂલાની પોટીસ બાંધી રાખવી અને બીજે દિવસે મલમ લગાડવો તો તરત ફાયદો થશે.

૨૩-કોડિયામાં દિવેલનો થરો થયો હોય તે લગાડવો.

૨૪-દરાજ આખા શરીરે હોય તે માટે-આવળ અથવા બોરડીની છાલના

ઉકાળાથી ધોવુ અને પીળા ફૂલવાળી દારૂડીના મૂળની છાલનો લેપ કરવો જો આખા શરીરે હોય તો ના સેર છાશમા ૧૦ મરી નાખી ઉભરા બનાવી ૨ માસ સુધી રોજ પીવો શરીર સુધરશે અને ચોખ્ખુ થશે

૨૫-ખરજવુ અને દાદરની જગ્યા ઉપર ઘી ચોપડી ફૂતરા પાસે ચગાડવુ

૨૬-ખરજવા ઉપર જોરથી પાટો બાધી રાખવા છોડવો નહિ

હવા ન લાગવાથી પોપડો બધાઈ દરદ નીકળી જશે પછી તાર લગાડી પાટો બાધવો

૨૭-ડાડલિયા થોરની સૂકી દાડી, આમ્ડાના પાન, ખસખસના પોસ સરખે ભાગે બાળી તેની રાખ એરડિયા તેલમા મેળવી લગાડવી

૨૮-દાદરને ખણી ઘી ચોપડી ઉપર કળી-ચૂના ભભરાવવો

૨૯-ઘઉના લોટના થૂલાની અથવા અળશીની પોટીસ દરાજ પર બાધી તે જગ્યા પકવવી અથવા નરમ કરવી પછી બાવચીના બી મોમા ચાવી તેની લેપડી દરદ પર બાધવી લેપડી પોતાની મેળે નીકળે ત્યારે જ કાઢવી અને બીજી વાર આ ઇલાજ કરવો

૩૦-ચણાની દાળને બકરીના દૂધમા ૩ દિવસ ભીજવી રાખી પછી તેને વાટીને લેપડી મૂકવી આઠ દિવસ લેપ મૂકવા કરવા

૩૧-દળેલી રાઈ દહીં સાથે મેળવીને લગાડવી

૩૨-લોબાન લીબુના રસમા ઘસી લગાડવો

૩૩-સરપખાના બીનુ તેલ બનવી દરાજ પર લગાડવુ

૩૪-હળદરની રાખ, ચૂનો અને નેવવી પાન વાટીને પાણી સાથે વાટી લગાડવુ

૩૫-હિંગને લીબુના રસમા ઘસી લગાડવું

૩૬-દાડમડીના પાનનો રસ મસળ્યા કરે તો દરાજ સુકાઈ જાય

૩૭-ફૂતગિયા (ફૂટેલા) ઘાસનો ઝુમખો દાદરવાળી જગ્યા પર ઘસે તો અગન-બળે અને દરાજ સારી થાય

૩૮-લાકડિયો ગધક ૪ ભાગ કળી ચૂનો ૧ ભાગ, તમાકુ ૩ ભાગ, કેરાસીન તેલ ખપે તેટલુ લઈ તેનો મલમ કરી લગાડવો

૩૯-એળિયો, કબૂતરની હગાર સમભાગે બે તોલા લઈ ના શેર પાણીમા એક દિવસ બોળી રાખે પછીથી લગાડે ઓળયાને કડવો બોર કહે છે કુવારના છોડના રસમાથી તે બને છે હવામાની ભીનાશ એ ચૂસે છે અને મોટો થાય છે ઓરડામા એને રાખે છે, કારણ કે ઓરડાની ભીનાશ એ ચૂસી લે છે, તેથી મચ્છર થવા દેતા નથી

૪૦-ખરજવા માટે-૧ ગવ્રા થૂલાની અથવા અળશીની પોટીસ બાધે પછી દવા લગાડે ઉપર કોઈ પણ મેદુ પાતર મૂકી પાટો બાધે ૮ દિવસ પછી પાટો છોડે

૪૧-કાળી મરોડીની લેપડી મૂકી પાટો બાંધે. રોજ બે વાર ૧ અડવાડિયું કરે.

૪૨-મહુડાની ટોળીની રાખ લગાડવી. પહેલાં ટોળાંને ખાંડ સાથે મેળવી પોટીસ કરી દરદ ઉપર મૂકે જેથી કીડા બહાર નીકળી આવે, પછી રાખ લગાડે તો કીડા જલદી મરે.

૪૩-ફુલાવેલું મોરથૂથુ ૧ ભાગ, આમલસારો ગંધક બે ભાગ, બોદાર ૨ ભાગને લીંબુના રસમાં ખૂબ મસળે, ૧ ભાગ દવા અને ૨ ભાગ ૧૦૦ વાર પાણીથી ધોયેલું ઘી મેળવી લગાડે. ખરજવાને ખૂબ ઘસવું. તે ઉપર ખાંડ ભભરાવવી; તેથી જીવડાં ઉપર તરી આવશે પછી બારીક અફીણ રૂમાં મેળવી, પાણીમાં બોળવું, ખરજવા ઉપર મૂકી પાટો બાંધવો.

૪૪-કડવી નાઈના મૂળને લીંબુના રસમાં ઘસી લગાડે.

૪૫-વડનગરી મીંડાની ગાંગડી રાતે સૂતી વેળા મોંમાં રાખવી, સવારે તેને મોઢામાંથી કાઢીને વાટવી અને ખરજવા પર લગાડવી, તે ઉપર ભેંસનું છાણ લગાડી શેક કરે.

૪૬-ફુલાવેલા ટંકણખારનું ચૂર્ણ ચોલમોગરા તેલ સાથે લગાડે.

૪૭-બાવચીને મોઢામાં ચાવી દરાજ પર મૂકી પાટો બાંધી રાખે. ૪ દિવસ સુધી રાખે.

૪૮-માંકડ દરાજ પર ઘસે.

૪૯-સંચોરો અને ચૂનો મેળવી લગાડે.

૫૦-દરાજ માટે-હિંગને લીંબુના રસમાં ઘસીને ચોપડે.

૫૧-દરાજ માટે-દળેલી રાઈને દહીં સાથે ઘૂંટીને લેપ કરવો.

૫૨-દરાજ માટે-રાઈના છાલાંને સરકામાં મેળવી તેની પોટલી કરી દરદ પર મૂકવી.

૫૩-દરાજ માટે હળદર બાળી ચૂના અને પાન સાથે મેળવી પાણીમાં ઘસી લગાડે.

૫૪-દાદર સારી થાય-કાસુંદરાનું મૂળ પાણીમાં ઘસીને લગાડે.

૫૫-દરાજ-ખરપસાં માટે-ટંકણખાર સરકામાં મેળવી લગાડે અથવા લૂગડું બોળીને તે ઉપર મૂકે.

૫૬-દરાજ ખૂજલી મટે-દાંડિયા થોરની સૂકી ડાળી, આકડાનાં પાંદડાં, પોસદોડો, સમભાગે બાળી રાખ કરીને દિવેલમાં મેળવીને ચોપડવું. તડકે બેસવું અને ગરમ પાણીએ નાહવું.

૫૭-દરાજ તથા ખૂજલી માટે તેલ-દિવેલ શેર ૦। ઉકાળવું. તેમ આકડાનું એક પાંદડું નાખવું. તે તળાઈ રહે ને બીજું નાખવું. એ મુજબ ૭ પાંદડાં નાખવાં. જ્યારે પાંદડાં બળી જાય ત્યારે તેલ નીચે ઉતારી અંદર ०॥ તોલો મનશીલ મેળવીને ચોપડવું. દરાજ અને ખૂજલી બે દિવસમાં સારી થાય છે.

૫૮-દરાજ માટે-પારસનાં ડીંડવાં પાણીમાં ઘસી લગાડવાં.

૫૯-દરાજ માટે-પારો, ગંધક, આમળાં, મોરથૂથુ, લીંબુના રસમાં વાટીને લગાડવું.

૬૦-દરાજ માટે તથા નબળી પડેલી નસો માટે-ભિલામુ ૧ તોલો, અનારની છાલ બે તોલા, અરીઠાં ૧ તોલો એ સર્વેને છૂંદી ૦। શેર સરસિયા તેલમાં રાંધે અને તેલ કાઢી તે તેલ મસળે.

૬૧-દરાજ માટે-ઘઉંનું તેલ અને મરઘાંની ચરબી મેળવી લગાડે તો દરાજ જાય.

૬૨-દરાજ માટે-મૂળાનાં બીની ગોળી લીંબુના રસમાં કરવી અને દરાજ ખણીને તે ઉપર તે ગોળી ઘસી લગાડવી.

૬૩-દરાજ માટે ફરાસપાપડો લીંબુના રસમાં ઘસીને લગાડે.

૬૪-દરાજ-ભોયરીંગણીના દાણા છૂંદીને દરાજ ઉપર બાંધવાથી ફાયદો થાય છે.

૬૫-દરાજ માટે-મેથીનાં પાંદડાં સરકામાં વાટી તેની લેપડી કરી દરાજને ખણીને તે ઉપર લગાડવી.

૬૬-દરાજ માટે-લીંબુના રસમાં આમલીનો ચિચોડો ઘસી લગાડે તો દરાજ મટી જાય.

૬૭-દરાજ માટે-લોબાન લીંબુના રસમાં ઘસી ચોપડવું.

૬૮-દરાજ માટે-સરપંખાના બીનું તેલ અથવા બી વાટી તેલમાં ઉકાળી દરાજ પર લગાડવું.

૬૯-દરાજ, ખુજલી માટે-હરતાલ ૧ ભાગ, મીઠું તેલ ૨ ભાગ ઉકાળે, હરતાલનો ભૂકો થોડો થોડો તેલમાં નાખતા જવું અને લાકડી વતી હલાવતા જવું, આંચ નરમ રાખવી. તેલ સળગી ઊઠે તો ઢાંકવું. પાછું ઉઘાડવું, સળગે તો ફરી પાછું ઢાંકવું. આ મુજબ વારંવાર ઉઘાડ-ઢાંક કરવું.

૭૦-દરાજ માટે-બદામના મગજને લીંબુના રસમાં ઘસી ૩ દિવસ લગાડે.

## દાંતનાં દરદો

દાંતના કીડા મરે, દાંતનો દુખાવો મટે,-હાલતા દાંત મજબૂત થાય-પારા સૂઝેલા નરમ પડે,-દાંતની કાળાશ મટે

૧-દાંતના દરદમાટે અક્કલગરાનું મૂળિયું મોઢામાં દુખતા દાંત આગળ રાખવું.

૨-હિંગ કીડાનો નાશ કરે છે. તે દાંતમાં દાબવાથી દાંતનું દરદ નરમ પડે છે.

૩-કેરીનો ચીક કાથા સાથે મેળવી દુખતા દાંત ઉપર મૂકે છે.

૪-દાડમનાં પાન ૦। તોલો ચાવવાં. મોઢામાં તેનો રસ એકઠો થાય તે થૂંકી નાખવો, રસ ગળી જવો નહિ.

૫-અક્કલકરાના મૂળનો અર્ક રૂમાં મેળવીને દુખતા દાંત પર મૂકે છે.

૬-ધંતૂરાનાં બીનો ધુમાડો દુખતા દાંત ઉપર લેવો.

૭-થોરના સૂકા દૂધને પોટલીમાં બાંધી પાણીમાં બોળી તે પોટલી દાંત ઉપર મૂકે છે.

૮-ધંતૂરાનાં બીને છૂંદી તેની પોટલી કરી દુખતા દાંત ઉપર મૂકવામાં આવે છે.

૯-દાંતના કીડા નીકળી પડે—કાંદાના બીજનો ધુમાડો મોંમાં લે તો દાંતના કીડા નીકળી પડે.

૧૦-કરંજના ઝાડની ડાખળીનું દાતણ કરવાથી દાંતના કીડા મરી જાય છે.

દાંતનું મંજન—એક ભાગ કપૂર અને આઠ ભાગ ચાક મેળવી બનાવે છે. જે જાયુક વાપરવામાં નુકસાન છે, એવો કેટલાક અનુભવીઓનો મત છે.

કપૂર બારીક વાટી શકાય નહિ તેથી તેમાં સ્પિરિટ અથવા કોલન-વૅાટર નાખો તો તરત બારીક ભૂકો થાય છે. નાળિયેરનું પાણી તથા સરકો કપૂર સાથે વાટે તો કપૂર જલદીથી વટાઈ જાય છે. કપૂર જલદી ઊડી જાય છે. કપૂર સાથે કાળાં મરી હોય તો કપૂરને ઊડતાં વધુ વખત લાગે છે.

૧૧-લોહી, રસી બંધ કરે—કાથાની ભૂકી દાંતના પારા પર દાબે.

દાંતનું મંજન—દાડમનાં સૂકાં ફૂલ ૫૦, ચિનીકબાલા બે તોલા, રૂમી મસ્તકી એક તોલો, કાથો એક તોલો, વાંસકપૂર એક તોલો, એલચી એક તોલો, ફટકડી ૦॥ તોલો, બદામનાં કોચલાં બાળેલાં ૨॥ તોલા, બે તોલા સોપારી બાળેલી-એ સઘળું મેળવવું. જો મંજન આકરું લાગે તો ચાક ઉમેરવો.

૧૨-દાંત કળતા બંધ પડે—તુળસીનાં પાનને છૂંદીને કુલીંજન અને લવંગ સાથે મેળવીને દાંત પર લેપડી મૂકવી.

૧૩-દાંત સડેલા હોય તેનો દુખાવો મટે—કપૂર અને અફીણ સમભાગે લઈ ગોળી બનાવી દાંત પર મૂકવી.

૧૪-દાંત હાલે—જો નાની ઉંમરમાં દાંત હાલતા હોય તો તલનું તેલ અને સિંધાલૂણ મેળવીને દાંતને લગાડવું.

૧૫-દાંત મજબૂત થાય—દાંતનું દરદ મટે—તલના તેલમાં સિંધાલૂણ મેળવી કોગળા કરવા.

૧૬-દાંતનાં દરેક દુઃખ મટે—બોરસલ્લીના ઝાડની છાલનું ચૂર્ણ બનાવી તેનું મંજન કરવું.

૧૭-દાંતનો દુખાવો નરમ પડે—દૂધેલીનાં પાનનો રસ કાનમાં નાખે અને છૂંદો દાંત પર મૂકે તો દાંતના કીડા નીકળી આવે.

૧૮-એરંડાનું દાતણ કરવામાં ઘણો ફાયદો છે. તંદૂરીનું દૂધ અડાયાંની રાખમાં અથવા કાળી મટોડીમાં મેળવી દાંતનું મંજન બનાવી વાપરે તો હાલતા દાંતને મજબૂત કરે. આ અકસીર ઇલાજ છે.

૧૯–જાયફળનું તેલ દુખતા દાંતમાં મૂકે.

૨૦–દાંતના પારાં કાળા હોય, પારા પર સોજો હોય ત્યારે ચેવલી પાન ચાવે.

૨૧–દાઢ દુખે (વાઈથી) તો નાકમાં અને તાલકા પર દિવેલ લગાડવું.

૨૨–દાંતના કીડા મરે–મરીના ૭ દાણા અને મીઠું તેટલું જ મેળવી દુખતા દાંત ઉપર પોટલી મૂકે. મોઢામાં રસ એકઠો થાય તે બહાર કાઢે.

૨૩–રતનજોતનું મૂળિયું ભેંભટમાં શેકી તેને છૂંદી દાંત ઉપર મૂકવુ.

૨૪–દાંતના પારા સૂજે ત્યારે–મીઠું દાબી લોહી કાઢવુ. પછી ફટકડી દાબી લોહી બંધ કરવું.

૨૫–દાંત સફેદ થાય, દાંતનો દુખાવો મટે–રતનજોતનું દૂધ કાળી મરોડીમાં અથવા રાખમાં મેળવી મંજન બનાવી દાંતે ઘસે.

૨૬–દાંતનો દુખાવો નરમ પડે–મીંઢળના મીંજની પોટલી દાંત ઉપર મૂકે. મોઢામાં રસ છૂટે તે બહાર કાઢે

૨૭–હાલતા દાંત મજબૂત થાય–ભરવાડાના ઝાડનું અથવા કાંટાસળિયાનું દાતણ બનાવી દાંતે ઘસવું.

૨૮–દાંત મજબૂત થાય–ખોરસલીની છાલ દાંતે ચાવવી અથવા એ છાલનો ભૂકો, ભોંયરીંગણી, બદામના કોટલાની રાખ મેળવી મંજન કરે.

૨૯–દાંત હાલતાં હોય તો પીળવંતની ડાંખળીથી દાતણ કરે.

૩૦–દાંત હાલતા મજબૂત થાય–ધમાસાના ઉકાળાના કોગળા કરવા અથવા જૂની દીવાલનું મરોડું દાંતે ઘસવું.

૩૧–લવંગ પાણીમાં વાટી તેનાં ટીપાં અથવા તલના તેલનાં ટીપાં કાનમાં નાખવાથી દાંતનો દુખાવો તરત નરમ પડે છે.

૩૨–અક્કલકરો ચાવવાથી દાંતનું દરદ નરમ પડે.

૩૩–દાંતનો સડો, સોજો મટે–પીપર, સિંધવ, જીરું એનું ચૂર્ણ દાંતે ઘસવું.

૩૪–કાચું અંજીર પારા પર મૂકે તો દાંતનો સોજો નરમ પડે.

૩૫–અઘેડાના ફૂલનો રસ લગાડે તો દાંતનું દરદ મટે.

૩૬–ઈંદ્રવરણાંનું મૂળ દાંતે ઘસે તો કળતર મટે

૩૭–રતનજોતનું દૂધ કાથા સાથે મેળવીને તે ચૂર્ણ દાંતે ઘસે તો દાંત મજબૂત થાય.

દાંતનું મંજન–રૂમી મસ્તકી, દાડમનાં ફૂલ, હીમજ, સૂકાં આમળાં બબે તોલા અને મોચરસ, હીરાદખણ એકેક તોલો મેળવવું.

૩૮–ગરમીથી પારા ચઢે અને દાંત દુખે, દાઢ કળે–તે માટે વરિયાળી ચાવી મોઢામાં રાખવી અને રસ બહાર થૂંકવો.

૩૯–દાંત દુખતા નરમ પડે–સોગવાનાં ફૂલ તથા પાન ચાવે.

૪૦-દાંતનો દુખાવો નરમ પડે-સૂંઠ અને ફટકડી સમભાગે લઈ મંજન બનાવી દાંતે ઘસે.

૪૧-દાંતનો દુખાવો નરમ પડે-વડવાઈનું-વડના ઝાડ ઉપરથી લટકતી મૂળીનું-ચૂર્ણ બનાવી દાંતે રોજ મંજન કરવું.

૪૨-દાંતના કીડા નીકળે-હિંગ, સુવા અથવા કરેણુની જડ એમાંની એક ચીજ દાંત પર રાખે.

૪૩-કળતા દાંત, હાલતા દાંતને ફાયદો કરે-સંદેસરાનાં પાન મોંમાં રાખવાં અને તેના લાકડાની સળીથી દાતણુ કરે.

૪૪-દાંતના પારા કાળા થયા હોય તો, સાજીખાર મધમાં મેળવી ઘસવું. મુડદાલ માંસ નીકળી જશે અને નવું આવશે.

૪૫-દાંતમાંનું લોહી બંધ પડે-મીઠાના પાણીના કોગળા કરવાથી લોહી બંધ પડે છે.

૪૬-દાંત દુખે-જો ગરમ પાણી દાંતને લાગવાથી દાંત દુખે તો સુવા ચાવીને તેનો છૂંદો દુખતા દાંત આગળ રાખવો.

૪૭-દાંતનો દુખાવો-સેકટાનો ગુંદર દાંત ઉપર દાબવો.

૪૮-દાંત દુખતા નરમ પડે-કપૂર અને અફીણુ સમભાગે લઈ ૧ વાલ જેવડી ગોળી બનાવી ૧ ગોળી દુખતા દાંત આગળ મૂકે. મોઢામાં રસ નીકળે તે બહાર કાઢે. નીકળતો રસ અથવા ગોળી પેટમાં જાય નહિ.

૪૯-દાંતની કળતર મટે-કાથો તોલા બે, કપૂર ૦। તોલો, માયાં ૨ તોલા, ચાક તોલા ૪, બાવળની છાલ તોલા બેનું મંજન કરી દિવસમાં ૩ વાર દાતણુ કરે.

૫૦-હાલતા દાંત મજબૂત થાય-તંબાકુ ૪ તોલા, મરી ૧ તોલો, લવંગ ૦॥ તોલો, ફુલાવેલી ફટકડી ૪ તોલા મેળવી દાંતનું મંજન બનાવી વાપરવું.

૫૧-દાંતના પારાને લવંગ મજબૂતી આપે છે. ખરાબ વાસ દૂર કરે છે. દુખતા અને કળતા દાંત ઉપર લવંગ ચાવીને રાખવાથી દુખાવો નરમ પડે છે, મોઢામાં ખરાબ વાસ આવે તેવા માણસોએ ચાર લવંગ રાતે મોઢામાં રાખી સૂવું, સવારે થૂંકી નાખવાં.

૫૨-દાંત દુખતા મટે-વડનું દૂધ રૂમાં ભીંજવી દાંત ઉપર મૂકે છે.

૫૩-દાંત મજબૂત રહે-વડનું દાતણુ રોજ કરવાથી દાંત મજબૂત રહે છે.

૫૪-દાંતના કીડા નીકળે-વાયવરણાંનાં બીજને લીંબુના રસમાં ગરમ કરવાં. તેની પોટલી દાંત પર મૂકે તો દાંતના કીડા નીકળે છે.

૫૫-દાંતમાં કીડા પડેલા હોય તો હિંગ અને ભોંયરીંગણીનાં બીજ સમભાગે આતશ ઉપર મૂકીને તેનો ધુમાડો દુખતા દાંત ઉપર લેવો.

૫૬-દાંતનો દુખાવો, દાંતનું હાલવું-રતનજોતના દૂધમાં પાનમાં ખાવાનો ,

કાથો ભીંજવી, સૂકવીને દાંત પર ઘસવાથી દાંતનો દુખાવો નરમ પડે છે અને હાલતા દાંતો મજબૂત થાય છે. એ ઘણો જાણીતો ઇલાજ છે.

૫૭-લીમડાની ડાળીનું દાતણ કરવાથી મોઢાનાં જીવજંતુ મરી જાય છે.

૫૮-દાંત હાલતા હોય તો સિંધવ અને પીપરનું ચૂર્ણ દાંતે ઘસવું.

૫૯-સિંધવ, લીંડીપીપર, જીરું, બદામના કોટલાંની રાખ મેળવી મંજન બનાવવું. દાંત કળે અને હાલે તો આ મંજન રોજ બે વાર કરવું.

૬૦-દાંત કળતા, દાંત દુખતા મટે-વજ્રદંતીના ઝાડની છાલ ચાવે તો ઘણો ફાયદો થાય છે. આ ઝાડનાં પાતરાં બોરડીના પાતરાં જેવાં પણ જરા નાનાં છે.

૬૧-અકીકની ભસ્મ-અકીકના પથ્થરને ગરમ કરી પાણીમાં બોળવો. આ મુજબ ચારપાંચ વાર કરવાથી બારીક ભૂકો થઈ શકશે.

દાંત હાલતા બંધ પડે-અકીક ભસ્મ એકલી અથવા મોતી અને પરવાળાંની ભસ્મ સમભાગે મેળવી દાંતને લગાડે તો હાલતા દાંત મજબૂત થાય અને દાંત ઉપરની છારી નીકળી જાય.

૬૨-દાંત હાલે તે માટે-હીરાદખ્ખણ ૫ તોલા, બાવળ ૫ તોલા, ૨ તોલા ફટકડી (ફુલાવેલી હોય તો ૧।। તોલા), સોનાગેરુ ાા તોલો, એનું મંજન બનાવી દાંતે ઘસવું.

૬૩-દાંતનું મંજન-બદામના કોટલામાં એસિડ ટેનિક ઘણો છે, એની રાખમાં ખાર ઘણો છે. બદામનાં કોટલાંના કોલસાને ચાક સાથે મેળવી મંજન બનાવે. એકલી બદામના કોલસાના ભૂકાનું મંજન કરે તો મોઢામાં ચાંદાં પડે.

૬૪-દાંતના દરદ માટે-૪ ગ્રેન મીઠું સૂંઘવાથી દાંતનો દુખાવો મટે છે. મીઠાના પાણીના કોગળા કરવાથી જીભનો ઠરો સાફ થાય છે.

૬૫-દાંત દુખતા નરમ પડે-અક્કલકરો અને કાળા જીરાનું સમભાગે ચૂર્ણ બનાવી તેની પોટલી કરી દાંત પર મૂકે અથવા અક્કલકરો અને ફટકડીનું સમભાગે ચૂર્ણ કરી દાંત પર દાબે.

૬૬-દાંતનો દુખાવો નરમ પડે-ઇંદ્રવારણીના ફૂલને ગરમ તવેથા ઉપર મૂકે અને તેનો ધુમાડો દાંત પર લે તો અંદરના જીવડા બહાર પડે.

૬૭-દાંત દુખે-જો ગરમ પાણી દાંતને લાગવાથી દુખાવો થાય તો મસ્તકી દુખતા દાંત આગળ દાબે.

૬૮-દાંતના દુખાવા માટે દાંત ઉપર પીપરમીટનાં ફૂલ મૂકવામાં આવે છે.

૬૯-પીપરમીટનાં ફૂલ અને કપૂર સરખે ભાગે લઈ સાથે મસળે અથવા જરા ગરમ કરે તો તેલ જેવું બને છે, તે તેલ દાંતમાં મૂકાય છે તથા બીજા કોઈ પણ શરીરના દુખાવા પર મસળાય છે.

૭૦-દાંત દુખે ત્યારે ભોંયરીંગણીનાં બીની બીડી બનાવીને તેનો ધુમાડો

મોઢામાં લેવો. દાંત દુખતા નરમ પડશે.

૭૧-હાલતા દાંતનો દુખાવો-મરડાશિંગ, વાવડિંગ તોલો દરેક ૦ા, કાથો તોલો ૦ા વાટીને એક ચમચી દુખતા દાંતમાં રાતે સૂતી વખતે મૂકી રાખે તો ફાયદો થાય.

૭૨-દાંતમાંથી લોહી નીકળે ત્યારે લીંબુ દાંતે તથા પારાએ ઘસે. કોઈ ખટાશ સહેવાય નહિ તો મીઠાં લીંબુ વાપરે. તેનો ગુણ પણ એકસરખો છે.

૭૩-દાંતમાંથી લોહી, પરુ, પાણી નીકળે તો-હીરાબોળના કોગળા કરવા.

૭૪-કોહેલા દાંતની ઉપર હીરાબોળ મૂકે તો દાંત નીકળી જાય એવું કેટલાક વૈદ્ય કહે છે. અંગ્રેજી વૈદ્યમાં તો એનો ભૂકો દાંતને ઘસવાના મંજનમાં વપરાય છે. તે પારાને કૌવત આપે છે.

૭૫-દાંતનું મંજન-હાલતા દાંત સારા થાય—લીંડીપીપર નાની, સિંધવ-લૂણ, જીરું, બદામનાં કોટલાં બળેલાં સમભાગે મેળવી સવાર-સાંજ દાંતે ઘસવું.

૭૬-મંજન-ફુલાવેલી ફટકડી ૧ ભાગ, કાળાં મરી ૧ ભાગ મેળવી બે વાર રોજ મંજન કરવાથી મોઢાની વાસ નરમ પડે છે.

૭૭-દાંતનું મંજન-કાળાં મરી અને ભૂંજેલું મીઠું દાંતે ઘસવું.

૭૮-હાલતા દાંત મજબૂત થાય-બોરસલીનાં ફૂલ મગજને બહુ જ તરી આપે, એની ખુશબો બહુ સારી છે, આ ઝાડની છાલ રોજ ચાવે તો દાંત મજબૂત થાય.

૭૯-દાંતના પારાનું માંસ કાળું થયું હોય તેનો ઇલાજ-સાજીખારને મધ સાથે મેળવી દાંતના પારા ઉપર રોજ ત્રણ વાર મસળે તો મુરદાલ માંસ નીકળી જાય અને નવું માંસ આવે. જો પારા ઉપર સોજો હોય તો ચેવલી પાન ચાવે.

૮૦-વાવડિંગ, મરડાશિંગ, કાથો સમભાગે ચૂર્ણ ૨ વાલ રાતે સૂતી વેળા ૨૧ દિવસ ખાય.

૮૧-મોઢામાંથી ખરાબ વાસ નીકળે તે માટે-ગોરખમુંડીનું ચૂર્ણ ૦। તોલો છાશ અથવા સરકા સાથે ખાય.

૮૨-રોહિસ નામનું ઘાસ થાય છે, તેને ઢોર ખાય નહિ. તેનાં ફૂલ ૧ ભાગ, ઠીકરાં ૫, સેકેલું મીઠું ૭ ભાગ લેવું. માટીની હાંલ્લીમાં મીઠાનો ૧ થર તે ઉપર ફૂલનો થર એમ થર કરવો. કપડછંદ કરી છાણાની ભઠ્ઠીમાં સળગાવે, તે મીઠું મંજન તરીકે વાપરે.

૮૩-અવાળું ફૂલે-કરમદીના ઝાડનું મૂળિયું પાણીમાં ઘસી લગાડીને દાબે અને મોઢું ગળતું રાખે.

૮૪-અવાળુ ફૂલે તે મટે. શેરી લોબાનને ગેરુનો રંગ આપે તેને રૂમાં મેળવી અવાળું પર મૂકે.

૮૫-દાંતમાંથી લોહી-પરુ નીકળે તો અરડૂસીનાં પાન ચાવે.

૮૬–દાંતનો દુખાવો–ચોખા સાથે તલને રાંધે, તુળસીનાં પાન અને કોપરાનું ખમણ નાખી પકાવી ખાય.

૮૭–દાંત હાલતા મજબૂત થાય–ગંધારો વજ અને કોપરાને માટીના વાસણમાં કપડછંદ કરી બાળે. (કોપરાનું તેલ વાસણની બહાર ફૂટી નીકળે અને સઘળું બળી રહે ત્યાં સુધી છાણાંનો અંગાર રાખવો. જો બાળવામાં ખામી રહેશે તો કોપરાની ખરાબ વાસ તેના કોયલામાં રહી જશે. આ પકાવેલા કોલસામાં ફુલાવેલી ફટકડી, કાથો મેળવી મંજન બનાવી વાપરે. ફટકડીથી કોઈના દાંત ખટાય છે, માટે ખપ જોગી જ લેવી.)

૮૮–દાંતનો દુખાવો મટે–અગથિયાના ઝાડનો ગુંદર દાબે અથવા સૂંઠ અને નવસારનું ચૂર્ણ દાબે.

૮૯–દાંતનો દુખાવો મટે–વડના દૂધને રૂમાં મેળવી સૂકવે તે રૂ પાણીમાં ભીંજવી દાંત પર મૂકે. દાંત હાલતા મજબૂત થાય.

૯૦–દુખાવા માટે બીલાંનો ગુંદર દાબે અથવા એનાં મૂળનું દાતણ કરે.

૯૧–દુખાવા માટે કાળી મરોડીને પાણીમાં પલાળી અંદર દિવેલ નાખી દાંતને ઘસે.

૯૨–દાઢમાં થતી કળતર માટે અક્કલકરો ૧ તોલો, ટંકણખાર ૦। તોલો, દાઢ પર દાબે તો નસ્તર મૂકવાની જરૂર ન રહે.

૯૩–આદુંના કટકાને તુળસીના પાનમાં વીંટાળી મોંમાં રાખે અથવા દુખતા દાંતના ગાલ પર ચિચો પાણીમાં ઘસી લગાડે અને દુખતા દાંત ઉપર ખાંડ ભભરાવે; અથવા સાકરનો કટકો રાખે. મીઠાશ ખાવા જીવડાં ઉપર આવે તે ચિત્રાની ગરમીથી મરે.

૯૪–સરસિયા તેલ ૧ શેરમાં ૦। શેર મરચાં નાખી ઉકાળી તેલ બનાવે. આ તેલ કાનમાં નાખી ૫ મિનિટ રહેવા દે. કાનની અંદર ઘણો ઝટકો લાગે તેવું આકરું તેલ હોય તો અંદર બીજું તેલ ઉમેરે, ખમાય એવું તેલ બનાવે.

૯૫–આકડાના કુમળાં પાનને પાણી સાથે વાટી તે રસ કાનમાં નાખે. જે દાઢ દુખતી હોય તેની સામેના કાનમાં નાખે. આ ઇલાજ ચોક્કસ છે.

૯૬–દાંતના કીડા બહાર આવે–દરદીને તડકે સુવાડે, કાનમાં તલનું તેલ નાખે. બે મિનિટ પછી તે તેલ કાઢી નાખે. આંબળાનાં પાનનો રસ કાનમાં નાખે તો દાંતના કીડા કાનમાંથી જીવતા નીકળે.

૯૭–વાવડિંગ નવટાંક ચૂર્ણની ૫ પોટલી બનાવે. ૧ પોટલી પાણીમાં બોળી, સહેવાય એટલી ગરમ પોટલી દાંત પર મૂકવી. પાંચ મિનિટ રાખવી. એ મુજબ ૫ પોટલી વાપરવી.

૯૮–દાંતની કળતર મટે–ધાપાણ ૧૦ ભાગ, નવસાર ૨ ભાગ મેળવી દાંતને લગાડે.

૯૯–દાંત ખરી પડે–આબુના પહાડ ઉપર દાંતપડાનું ઝાડ થાય છે તેનું દાતણ કરવાથી દાંત ખરી પડે અથવા વડના દૂધનું પૂમડું મૂકે તો હાલતા દાંત મજબૂત થાય, બહુ ઢીલા હોય તે નીકળી પડે.

૧૦૦–દાંતના ખાડા પુરાય, ચંદરૂઝને ઈથરમાં મેળવી મધ જેટલું જાડું બનાવી ખાડામાં તે મૂકે અથવા ઝિંક ક્લોરાઇડના સોલ્યુશનમાં ઝીન્સીઑક્સાઈડ મેળવી ઘટ થાય તે દાંતમાં મૂકે.

૧૦૧–દાંત ઊખડે–ગુજ્જર ૧ ભાગ, ૩ ભાગ હીરાબોળ મેળવી હાલતા દાંત પર મૂકે તો ખરી પડે અથવા સેકટાના ગુંદરને મોઢામાં રાખે. તે નરમ થાય ને હાલતા દાંત ઉપર મૂકે. આ મુજબ કરે તો દાંત નીકળી પડે અથવા રામેઠા ઝાડનું લાકડું લઈ તેની છાલની ભૂકી બનાવી દાંત પર દાબે તો દાંત ખરી પડે, ઊખડી જાય.

૧૦૨–દાંતમાં પરુ થાય તે માટે બાવળની પાલી, વડની વડવાઈ, બોરસલીની છાલ દરેક ૧ તોલો, પાણી ૧ શેર ઉકાળી ૦ા શેર રાખે. આ પાણી ૩ તોલા મોઢામાં રાખવું. જ્યાં સુધી આંખમાં પાણી આવવા લાગે ત્યાં સુધી ( પંદર–વીસ મિનિટ ) રાખી કોગળો કાઢી નાખે. આમ રોજ ત્રણ વાર કરે. ખાવાની દવામાં ગંધક ૬ વાલ, ત્રિફળા ૪ વાલ મધ સાથે રોજ ત્રણ વાર ખાવું.

૧૦૩–માયાં ( માય–માયફળ ), કાથો, બદામનાં છોડાંની રાખ એકેક તોલો, કપૂર ૦ા તોલો મેળવી બનાવે. માયાંને જરા ગરમ કરવાથી જલદી છૂંદાય છે.

૧૦૪–રૂમી મસ્તકી, દાડમનાં ફૂલ સૂકાં, હીમજ, આંબળાં, કાથો દરેક ૨ તોલા, મોચરસ, હીરાદખણ એક એક તોલો એનું મંજન રોજ દાંતે ઘસવાથી દાંત મજબૂત રહે.

## દાંત ઢીલા પડે

૧–મીંઢળનું દાતણ કરવાથી દાંત ઢીલા પડે છે. એનાં ફળ ગાંધીઓ વેચે છે.

૨–દાંત કોહેલો હોય, કાઢી શકાતો ન હોય, બહુ દરદ કરે ત્યારે નેવલ કાંટીન નામનું કાંટાવાળું ઝાડ થાય છે તેનુ દૂધ અને આકડાના જીંડવાં( કાપુસ )નું દૂધ રૂમાં મેળવી તે ૨ દાંતમાં દાબવું. દુખાવો તરત નરમ પડે.

૩–દાંત નીકળી પડે–રામેઠાની સળીથી દાતણ કરે અથવા એના ચૂર્ણને દાંત પર દાબે. રામેઠા નામની વનસ્પતિની સળીઓ ઝેપટાના ઝાડની સળીઓ જેવી થાય છે. દક્ષિણના પ્રાંતોમાં તે બહુ થાય છે.

૪–દાંત ભાંગેલો હોય તે ઉપર હીરાબોરને લૂગડામાં મૂકી તેની પોટલી દાંત ઉપર વારંવાર મૂકવી. ત્રણચાર દિનમાં બાકી રહેલો દાંત નીકળી જશે.

રામેઠાના છોડ ૨ થી ૬ ફૂટ ઊંચા થાય છે, એની છાલ લીસી અને ચીવટ હોય છે, તેની ડાંખળીઓની શાખા નીકળે છે, તે મહાબલેશ્વર, માથેરાન,

ખંડાલા ઘાટ અને લાનોલીમાં બહુ થાય છે. ગુજરાત-કાઠિયાવાડમાં થતી નથી. અંગ્રેજીમાં એને મેઝેરિયનને નામે ઓળખે છે. જે ફાર્માકોપિયામાં દાખલ છે. એની છાલ માછલાંઓને બેશુદ્ધ કરે છે, તેથી માછીઓ એનો ઉપયોગ ઘણો કરે છે. એ વિદાહી છે, મોઢામાં ચાવતાં અગન જણાય છે. એનું લાકડું અથવા રાખ દાંતનો નાશ કરે છે; દાંતના પારા પોચા કરે છે અને દાંતને મૂળમાંથી ઢીલા કરે છે. એની મદદથી દાંતને સહેલાઈથી કેમ ઊખેડવા તે જણાયેલું નથી.

### ડોકી અને કમર વાંકી થાય

નિશાળમાં ભણતી છોકરી ડોકાં આગળથી અને કમરમાંથી વાંકી વળે છે, તે માટે તેઓથી ઊંચકી શકાય એટલું મોટું પાણીનું ભરેલું વાસણ માથા ઉપર મૂકી ચાલી શકાય એટલું રોજ ચાલવું.

### ડેપીલેટરી

નકામા બાલ કાઢવા માટે બેરિયમ સલ્ફાઈડ ૧ ભાગ અને કાળી મટોડી ૩ ભાગ મેળવી તેને પાણીમાં મેળવી લેપડી બનાવે અને બાલ પર લગાડે. પછી વાળ ઓળવી નાખે.

## દાઝેલું-બળેલું

૧-ચૂનાના મલમની (દેશી) બનાવટ-ચૂનાને પાણીથી ધોઈ સૂકવવો, કોઈ વૈદ ચૂનો ધોવાની જરૂર જોતા નથી.

૧ તોલો ચૂનો અને સાલીત તેલ, મીઠું તેલ અથવા અળસીનું તેલ ૦। શેર સાથે મેળવી લાહી જેવું બનાવી મલમ તરીકે વાપરવું.

ચૂનાનો મલમ-અંગ્રેજી ચૂનાનું નીતર્યું પાણી અને સાલીતનું તેલ અથવા તલનું તેલ મેળવવું. લાહી જેવું થાય ને લગાડવું.

૨-દાઝેલાનો મલમ-૦। શેર ચૂનાને પાણીમાં પલાળવો. નીતર્યું પાણી કાઢી નાખવું. ચૂનાને કપડાથી ગાળવો. તેમાં એક શેર કોપરેલ નાખી ખૂબ હલાવવું. કલાઈ સફેદા ૦। શેર મેળવવો, બે-ત્રણ દિવસમાં પછી પાણી સુકાઈ જાય તો તેલ નાખવું.

તરત દાઝેલા ઉપર આ મલમ ચોપડે તો ફોલ્લા ન ઊઠે, ફોલ્લી ઉપર ચોપડે તો પાકે નહિ, પાકેલા ઉપર ચોપડે તો રૂઝ લાવે, અગન બળતી નરમ પડે, માથાનાં ચડતાં ચાંદાં સાફ કરે (આ મલમ ઘણો ખાતરીપૂર્વક છે).

૩-દાઝેલા ઉપર-જૂનું ઘી ચોપડવું અથવા તાજું ઘી ૧૦૦ વાર પાણીથી ધોઈને લગાડવું.

ઘી કોઈ પણ વસાણાનું કાઢવું હોય તો તે વસાણાનો સ્વરસ અથવા

કલ્ક ૧ ભાગ, ઘી ૪ ભાગ, પાણી ૧૬ ભાગ લેવાં. પાણી બળે ત્યાં સુધી ઉકાળવું અને ગાળી લેવું. કોઈ પાણીને બદલે દૂધ લે છે, કોઈ ગાયનું મૂત્ર લે છે.

૪–બળી જવું દાઝવું–એના તરત ઉપાય તરીકે કોપરું સૂકું પાણીમાં ઘસી ચોપડવાથી અગન તરત બંધ થાય છે, ચાંદું પડ્યું હોય તે નરમ કરે, માંસ બળ્યું હોય તેને રૂઝ લાવે. ઘણો સરસ તાત્કાલિક અને સસ્તો ઇલાજ એ છે.

૫–દાઝવાથી અને બળવાથી દાહ બળે ત્યારે–બહેડાંને પાણીમાં ઘસીને લગાડે તો ઠંડક વળે છે.

૬–દાઝેલું શરીર સારું થાય, બટેટા છૂંદીને બાંધે તો અગન નરમ પડે અને પાકવા દે નહિ.

૭–દાઝેલા શરીર ઉપર ઉંબરાની કૂંપળ દહીંમાં વાટીને ચોપડવી.

૮–દાઝેલા ભાગ ઉપર આમલીનો રગડો લગાડ્યા કરવો. અગન નરમ કરે, ચાંદી પડે નહિ.

૯–હિંગ પાણીમાં મેળવી ચોપડવી. હિંગ હમેશાં જરા ગરમ કર્યા પછી વાપરવી હિંગ ખાનારના પેસાબમાંથી હિંગની વાસ નીકળે છે. હિંગ ગરમ કરવાથી તેનો કસ વધે છે.

૧૦–ગુલે અરમાની સરકામાં મેળવી લગાડવી.

૧૧–ઈંડાંની સફેદી તેલમાં મેળવી ચોપડવી.

૧૨–દાઝેલા શરીર ઉપર તરત દૂધ ચોપડવું, છાશ તથા દહીં પણ ચોપડાય છે.

૧૩–કૂંવાડિયાનાં બીને બકરીના મૂત્રમાં સાત દિવસ રાખવાં, પછી તે બીને પીસીને લગાડવાં.

૧૪–આંબાના પાંદડાંની રાખ ૫૦ તોલા સાથે ૦ તોલો મોરથૂથાની ભસ્મ મેળવીને દાઝેલા ઉપર ભભરાવવી, દાઝેલો ભાગ ધોવા માટે ૦ તોલો મોરથૂથુ અને બશેર પાણી મેળવીને વાપરવું.

૧૫–દાઝેલા ઉપર–બોરડીની કૂંપળ વાટીને ચોપડવાથી અગન નરમ પડે છે.

૧૬–દાઝેલાનો ઉપાય–કેળના કંદનું પાણી કાઢી લગાડવું અને છૂંદો બળેલી જગ્યા પર બાંધવો.

૧૭–દાઝેલા ભાગ ઉપર તરત સરકો નાખે તો ફાયદો થાય.

૧૮–દાઝેલા માટે–બહેડાં–ત્રિફળાં પાણીમાં ઘસીને દાઝેલા ભાગ પર લગાડે તો શરીર બળીને ધોળું થયું હોય તોપણ અસલ રંગ પકડે છે.

૧૯–દાઝેલા ભાગ ઉપર–ટંકણખાર કે પાપડખાર કે ચૂનાના પાણીમાં તેલ મેળવી લગાડે

૨૦–દાઝેલા શરીર પર કુંવારનો રસ લગાડ્યા કરે.

૨૧-દાઝ્યા પછી તરત તેલ અથવા કુંવારનો રસ (અથવા વાંદરાની વિષ્ઠા પાણી સાથે મેળવેલી) લગાડે.

૨૨-આંબાના પાનની રાખોડી તેલ સાથે લગાડે.

૨૩-આંબાની છાલનું ચૂર્ણ કોપરેલમાં લગાડે.

૨૪-મોરથૂથુના પાણીથી ધૂએ.

૨૫-ફોલ્લા થયા હોય, અગન બળતી હોય ત્યારે ફોલ્લા ફોડે અને પાકું તેલ (ઘઉંની પૂરી વગેરે બનાવ્યા પછી વધેલું તેલ) લગાડે અને બાવળની ઉપલી છાલ(અંતરછાલ નહિ,)નું ચૂર્ણ ભભરાવે, આથી પાક પર ચડે નહિ.

## દભરાયેલું-વાગેલું-પછાડ-લોહી બાઝેલું-ડપકાયેલું

૧-પડી ગયેલા અને ડપકાયેલા માણસનું લોહી છૂટું કરવા લીલા નાળિયેરનું પાણી પીવડાવે.

૨-લોહીનો સોજો હોય તે માટે-નવસારના પાણીના પોતાં મૂકવાથી લોહી વેરાઈ જાય છે.

૩-લોહીની ગાંઠ પીગળે-ગાંઠ ઉપર કાકડી બાંધે.

૪-કોપરું વાટી તેમાં ચાર ગણી હળદર મેળવી ગરમ બનાવી પોટલીથી શેક કરવો ને પોટલી વાગેલા ઉપર બાંધી રાખવી.

૫-માર ખાવાથી અથવા ઊંચાઈએથી પડવાથી માણસ બેહોશ થયો હોય, બદન સુણી આવે તેનો ઇલાજ, માણસ લાંબા પગ રાખીને સુવે તેટલો ખાડો જમીનમાં ખોદે, તેમાં છાણાં સળગાવી તે ખાડો ગરમ કરે. અંદરથી અંગાર કાઢી નાખે. પછી આવળનાં પાન અથવા પીલવંતનાં પાન ખાડામાં મૂકે. દરદીને તે પર સુવાડે. બીજાં પાંદડાં દરદી ઉપર મૂકે. ઉપર બનૂસ ઓઢાડે. આ પાંદડાં બાફી તેની ઉપર દરદીને સુવાડે તો થોડો ફાયદો થાય.

૬-માર ખાવાથી કે પડી જવાથી શરીરે દુખાવો થાય તો અસાળિયાની ખીર પાણી સાથે બનાવી તે દુખાવાવાળી જગ્યા પર લગાડે.

૭-પછાડ, દભરાવું-આખા ભિલામાંના કટકા કરવા ને તેને ઘીમાં તળવાં. તે ઘીની રોટલી અથવા શીરો બનાવી રોજ એક વાર ૭ દિન સુધી ખાવું. ગરમ ચીજ ખાવી નહિ, તડકે ફરવું નહિ, આ પરેજી તૂટે તો શરીર પર ફૂલી ફૂટે અને ચળ આવે. ઇલાજ રામબાણ છે.

૮-માર ખાવાથી શરીરમાં ચસકા મારે-અફળાયા પછી શરીર દુખે તે માટે-મીણનું તેલ શરીરે ચોપડી ઓઢીને સૂએ તો પરસેવો નીકળી આરામ થાય.

મીણનું તેલ બનાવવાની રીત-લાલ કાચી ઈંટના કટકા, જાડી રેતી અને મીણને પાતાળજંતરમાં મૂકી તેલ કાઢે.

૯-લોહી બાઝેલું ફરતું થાય-માર ખાવાથી અથવા પડી જવાથી લોહી

બાઝી ગયું હોય તો મેંદાલાકડી, આંબાહળદર, સાજીખારનો લેપ કરી ઉપર શેક કરવો.

૧૦–માર ખાવાથી બંધાયેલું લોહી ફરતું થાય–મેથી ૨૧ દાણા, સુંઠ ૦। તોલો, સાકર ૧ તોલો મેળવી ખાવી અથવા તેઓની ચા બનાવી પીવી.

૧૧–કાળા તલ, એરંડિયાની મીંજ વાટી તેલ સાથે લેપ કરી મારવો. અથવા તલના ખોળને ગરમ પાણીમાં મૂકવો. નરમ થાય એટલે તે લેપ બાંધવો.

૧૨–પડી જવાથી, અફળાવાથી લોહી બંધાય ત્યારે તરત ખાંડ અને મીઠું દરેક ૭–૭ માસા ખાવું. ૦।। તોલો ખાંડ અને ૦। તોલો હળદર દિવસમાં બે વાર ફાકવી.

૧૩–લોહી બંધાયેલું છૂટું પડે–આંબાહળદર અને હીરાબોળ સમભાગે ઘસી ગરમ કરી ઉપર લગાડ્યા કરવું.

૧૪–લોહીની ગાંઠ પીગળે–મહુડાના દારૂ સાથે સોનામુખી ખાવી.

૧૫–બાળકના પેટમાં ગાંઠ–બે વાલ પકાવેલું સમુદ્રફળ દૂધમાં ઘસી પાવું.

૧૬–પછડાટ, દભરાવું–એના ઉપર ભિલામું બહુ જ અકસીર છે. ફક્ત ૩) ભિલામાંના ૧૫ કટકા કરી તેને ૮ તોલા ઘીમાં કકડાવે. પછી કટકા કાઢી નાખે, તે ઘીમાં લોટ દરદીથી ખવાય એટલો શેકવો. આ શેકેલા લોટમાં ગોળનું ગરમ પાણી નાખી શીરો બનાવવો (મલીદો કરવો). ૭ દિવસ રોજ ૧ વાર આ ખાવાથી દરદી જરૂર ભાનમાં આવે છે.

૧૭–દયલાં દરદીનું લોહી ફરતું કરવા મોમીઆઈ બહુ સારી છે. ખરી મોમીઆઈ ૦।। વાલ ઘીમાં મેળવી ખાવામાં આપે છે. ૧ વાલ મોમીઆઈ ૨ તોલા તેલમાં ગરમ કરી મસળવામાં લે છે.

બનાવટી મોમીઆઈ આવે છે તેમાં ભિલામું મુખ્ય છે.

૧૮–લોહી બાઝી ગયું હોય તે જગ્યાએ લોધર અને આમળાં વાટી લેપ કરવો.

૧૯–વાગેલું, લોહી બાઝેલું, દભરાયેલું–વરિયાળીની જડ વાટી પાણી સાથે પીવી.

૨૦–વાગેલું, દભરાયલું અને લોહી બાઝેલું હોય તો ૦। તોલો સાબરસિંગ ઘસીને પાણીમાં પીવું. ફાયદો ઘણો કરે છે.

૨૧–વાગેલાં, દભરાયેલાં, લોહી બાઝેલાં માટે–હઝરતે હાઉ બે માસા જેટલો પાણીમાં ઘસીને પીવો.

૨૨–વાગેલું અથવા દભરાયેલું હોય તે માટે–રોહિડો ૦।। તોલો લઈ મધમાં ઘસી ખવડાવે અથવા નાળિયેરના તરોપાના પાણીમાં મધ નાખી રોજ એક તરોપો સાત દિવસ પીવો અથવા પીવાના પાણીમાં હળદરના ગાંઠિયા નાખી ગરમ કરે, તે પાણી માટીના વાસણમાં ભરી રાખે. દરદીને તરસ લાગે ત્યારે આ પાણી પિવડાવે. કેળું અને મીઠાશ બિલકુલ ખાય નહિ, જો ખાય તો ધનુર્વા થાય.

૨૩-પડી ગયેલાં, દભરાયેલાં, માણસને તરત ખાંડ અને હળદર સમભાગે મેળવી ૧ તોલો ખાવા આપવી.

૨૪-વાગેલું, દભરાયેલું, ભીતરનું બાઝેલું લોહી માટે-૧ તોલો કાચું વેગણું ખાંડ સાથે ખાવું.

૨૫-દભરાયેલા માણસે પીપળાનું એક પાન ગોળ સાથે ૨૧ દિવસ ખાવું.

૨૬-શરદીનાં દરદો, વા, લકવો, દમ, સુવારોગ, દભરાયેલાં-એને માટે ભિલામાનું તેલ શેર ૧, સફેદ રાળ શેર ૦।, ભેંસા ગૂગળ શેર ૦।, હિંગળો તોલો ૧-આ ચીજોને ઉકાળી પાક જેવું ઘટ થાય તેને ચીની રકાબી ઉપર થાપી દેવું. અને કટકા કરવા. એ બનાવટી મોમીઆઈ છે. દભરાયેલા માણસને મીઠા તેલમાં એ મેળવી મસળે છે. ચણા જેટલી આ મોમીઆઈને ૫ તોલા ઘીમાં ગરમ કરી તેમાંથી તોલો ૦॥ ઘી પીવામાં રોજ આપવું.

૨૭-પછાડ-દભરાવું—૫ ભિલામાંના ૨૦ કટકા કરવા, ૦। શેર ઘીમાં તળવા, રસ ઘીમાં મળી જાય ત્યારે ભિલામાંના કટકા કાઢી નાખવા. તે ઘીમાં જરૂર મુજબ ઘઉંનો આટો પકાવી અંદર ગોળનું પાણી નાખી શીરો બનાવવો. આ મુજબ બનેલો શીરો ચાર દિવસ ખવડાવવો. આ મુજબ રોજ તાજો શીરો બનાવી ખાવો. પિત્તવિકાર અને લોહીવિકારવાળા માણસને આ ગરમ પડે. શરીરે ગરમી ફૂટે. ગરમ ઋતુ હોય તો ભિલામાં ઓછાં લેવાં.

૨૮-પછાડ-દભરાવું-ઘણી સખત બીમારી હોય તો સાત ભિલામાં લઈ તેના ચાર ચાર કટકા કરી ૦। શેર ઘીમાં તળવા. પછી ઘીમાંથી ભિલામાં કાઢી નાખવાં. તે ઘીમાં ઘઉંનો લોટ ખાઈ શકાય એટલો તળવો. ગોળની ચાસણી પાણી સાથે બનાવી તેમાં પેલો ઘી સાથેનો આટો નાખી શીરો ( મલીદો-મગજ ) બનાવી દરદીને સાત દિવસ એ મુજબ ખવડાવવું. જો ભિલામું ફૂટી નીકળે તો ખાવું બંધ કરવું. અને ભેંસનું છાણ ચોપડી તડકે બે કલાક બેસી પછી નાહવું. ખોરાકમાં તેલ, ગોળ, મરચું ખાવું નહિ. ભિલામું ખાધાથી શરીરમાં લોહી ફરતું થાય, શરીરે ગરમાવો આવે અને શરીર લાલ થાય છે. ઝીણી ફોલ્લીઓ શરીર પર ફૂટી નીકળે ત્યારે ભિલામું ફૂટયું એમ સમજી ઉપર મુજબ તેનો ઉપાય કરવો.

## દરિયો લાગે

દરિયો લાગવો-દરિયો લાગવાથી ઓકારી થાય તે માટે મરચાં ખાવાં સારાં છે.

## દારૂનો કેફ ઊતરે

૧-દારૂનો કેફ ઊતરે-કાકડી ખવડાવવાથી દારૂનો કેફ ઊતરે.

૨-દારૂ પોચો પડે-દારૂમાં કાકડીનો કટકો નાખે તો દારૂ નરમ પડી જાય છે.

૩-દારૂનો નશો ઊતરે-ધાણા ખાવાથી દારૂનો કેફ ઊતરે છે.

૪–કેફ–દારૂનો કેફ મીઠુ ખાવાથી ઓછો થાય છે.

૫–દારૂ પીધેલાનું મોઢું વાસ મારે તે બંધ થાય–ઉપલેટ, એલચી, વાળો, જેઠીમધ સમભાગે પાનના રસમાં ગોળી એક વાલની કરી મોઢામાં રાખવી.

૬–દારૂ પીધો હોય તેની વાસ મોઢામાંથી આવે નહિ તે માટે ઉપલેટ, એલચી, વાળો, જેઠીમધ, મોથ, ધાણા સમભાગે ચૂર્ણ કરી ચેવલી પાનના રસમાં બોર જેવડી ગોળી કરી દારૂ પીનારે મોઢામાં રાખવી.

૭–દારૂની તલપ ભાંગે–દારૂ પીનારને દારૂ મળે નહિ અને દારૂ માટે ઘણી ઇચ્છા થાય ત્યારે કાળાં મરીની ચા બનાવી ગરમ ગરમ પીવાથી સંતોષ મળે છે.

## પીવાનો દારૂ સુધરે, દારૂની ખરાબ વાસ નીકળી જાય, દેશી દારૂ સુધારવાનો નુસખો

૧–દેશી દારૂ સુધારવા માટે–બદીઆન ૧ તોલો, કેસર ૦ા તોલો, એલચી ૧ તોલો, ધાણા ૦ા તોલો, કસ્તૂરી ૧ વાલ, દારૂ ગેલન, સાકર ૦ાા શેર, જેઠીમધ ૨ તોલા એ બધાંને ૭ દિવસ ભીંજવી રાખી રોજ હલાવે, પછી ગાળી નાખે. વધુ ગરમી લાવવા માટે ચોપચીની ૧ તોલો, પીપરીમૂળના ગંઠોડા ૧ તોલો નાખે.

૨–દારૂનો મસાલો–દારૂ મણ ૧, તજ તોલા ૬, ગુલાબનાં ફૂલ શેર ૦ા, ફુદીનો શેર ૦ા, પાનની જડ તોલા ૬, ખસખસ તોલા ૪, બકરાની મૂંડી આખી કાચી ૧, સઘળાંને પેક કરી રાખે, રાત રાખી સવારે ભઠ્ઠી સળગાવી દારૂ કાઢે.

૩–દારૂ મસાલેદાર, મહુડાંનો વાસ નીકળી જાય અને દારૂ સુધરે–બાદીઆન, એલચી, ધાણા દરેક તોલો ૧. કેસર તોલો ૦ા, કસ્તૂરી ૧ વાલ, જેઠીમધ ૨ તોલા, સાકર શેર ૦ાા, દારૂ એક ગેલન સાત દિવસ ભીંજવી રાખે અને દરરોજ હલાવે.

૪–દેશી દારૂનો મસાલો–કેરવે (કેરવાસી બિસ્કિટમાં નાખે છે તે) તોલો ૧ા, એલચી તોલા બે, ફોરમજ સારી જાતની તોલો ૦ાા, જેઠીમધનું મૂળિયું તોલો ૧, ગોળ શેર ૦ાા, દારૂ ૧ ગેલન.

કેરવાસી ગરમ કરવી, એલચી ગરમ કરી છોતરાં કાઢી નાખવાં. દરેક વસાણું ખાખરું કરી ગોળ સાથે મેળવવું. મલમલના લુગડામાં પોટલી બનાવી તે પોટલી દારૂમાં તરતી રાખવી. પાંચ દિવસ પછી પોટલી કાઢી લેવી. વધુ વખત રહે તો અડચણ નથી. દારૂમાંથી મહુડાની ખરાબ વાસ તથા પાણી પાવાનો અવગુણ નીકળી જશે. દારૂ જેમ જૂનો થશે તેમ સ્વાદમાં વધશે.

## દારૂનું વ્યસન છૂટે

ટિંક્ચર મરચાનું ૪ ડ્રામ.
પોટાશ બ્રોમાઈડ ૪ ડ્રામ

ટિંક્ચર ઝેર-કોચલુ ૨ ડ્રામ.
સ્પિરિટ એમોનિયા એરોમેટિક ૩ ઔંસ.
તુલ્સુ સરબત ૬ ઔંસ.
oll તોલો ( ૫l ઔંસ ) પાણી સાથે દર ૩ કલાકે પીવું.

## દાઢી પાકે-માંકડીના ફોલ્લા

૧-દાઢી પાકે-તે માટે લીંબુના રસમાં લુગડાને ૩ પટ આપવા, તેની રાખ કરવી, દાઢી ઉપર લીંબુનો રસ ચોપડી તે ઉપર રાખ ભભરાવવી, આથી દાઢી પાકેલી સારી થાય છે.

૨-લીંબુનો રસ અને તલનું તેલ સમભાગે મેળવી લગાડે.

## ડિલ વાસ મારે-શરીર દુર્ગંધ મારે

ડીલ વાસ મારતું હોય તે માટે-કમોદના ચોખા (નવા વધારે સારા છે) શેર ૧l લેવા. તેને પાણીમાં ઉકાળી પેજ બનાવવો. એક કુમળી કાકડીનું ડૂંકુ કાપી નાખી કાકડીની અંદરનો મવાદ કાઢી નાખ્યા પછી તેમાં ચોખાનો પેજ (રાબ) ભરવો. તે ઠંડો પડ્યા પછી કાઢીને પીવામાં લેવો, કાકડી ખાવામાં લેવી નહિ.

૨=શરીરદુર્ગંધ મારે ત્યારે-ખીલીના પાનનો રસ લગાડવો.

## દીવાનાપણું-ઘેલછાપણું-મગજની અશાંતિ, ઘેલછા-ઉન્માદ, ચિતભ્રમ વાયુ

૧-ઘેલાપણા માટે બે આની ભાર નાગર મોથ દૂધમાં આપવી.

૨-પીપળાની વડવાઈ o તોલો પાણી સાથે પીવી. વડવાઈ સાથે o વાલ અફીણ ઉમેરવાથી એનો ગુણ વધે છે.

૩-સૂકા અળસિયાંનો ભૂકો ૧ રતી મધ સાથે ચાટવો.

૪-હરણના શીંગડાની રાખ ૨ વાર, પીપર ૧ વાલ, મધ સાથે ખવડાવવી..

૫-ધમાસાના ઉકાળામાં ઘી નાખીને રોજ પીવું.

૬-ગાયનું જૂનું ઘી ખાવામાં ગુણકારી છે.

૭-આ દરદ માટે સોનાનો વરખ વધારે કામ કરે છે અને બ્રાહ્મીનો પાલો સૌથી વધારે ઉપયોગી છે. આ ત્રણે વસ્તુ જુદી જુદી ઘણો વખત ખાય. તેમાં પણ બ્રાહ્મીનો પાલો ઘી સાથે ઉકાળી તેનું ઘી તોલો ૧ અથવા ૨ તથા સોનાના વરખનું પાનું ૧ રોજ ખવડાવે તો બહુ ફાયદો થાય. ઇલાજ લાંબો વખત ચાલુ રાખવો.

૮-ધંતૂરાનું બી ૧ અને પીપર નંગ ૨૧ મેળવી તે ચૂર્ણ ચાર તોલા જૂના ઘી સાથે રોજ એક વાર સાત દિવસ ખાવું. પછી દર અઠવાડિયે ધંતૂરાનું બી એકેક વધારતા જવું. પાંચ્ સી ખાવામાં આવે ત્યાં સુધી વધવું. પછી દર

અડવાડિયે એકેક ઓછું લેવું.

૯-તાડની ડાળીઓનો રસ બે તોલા એકલો અથવા જૂના ઘી સાથે ખાવાથી ફાયદો થાય છે.

૧૦-દરદીએ બદામ રોજ સવારે ખાવી, અને બ્રાહ્મીનાં પાનનો રસ ૨ તોલા ખાવો.

૧૧- એક ટાંક કાળી મૂસળી દરદી પોતાના પેશાબમાં ઘસી પીએ તો ફાયદો થાય છે.

૧૨-મગજની બીમારીમા ધંતૂરાનાં ૪ બી અથવા પાનનો રસ ॥ તોલો ઘીમાં મેળવી ખવડાવે છે.

૧૩-ઘેલા દરદીનું તોફાન નરમ કરવા કપૂર વાલ ૧ દિવસમાં ત્રણ વાર ખવડાવે તો ફાયદો થાય છે.

૧૪-મગજની બીમારી માટે-બ્રાહ્મીના પાલાનું ચૂર્ણ ॥ તોલો મેળવીને રોજ બે વાર ખાવું. આલુ રોજ બે વાર ખાવું. આ ઇલાજ બહુ જાણીતો છે.

૧૫-ઘેલાપણા માટે જૂનું ઘી જથૂક ખાવું અને માથે મસળવું.

બ્રાહ્મીનાં પાનનો રસ ૪ શેર, ઘી ૪ શેર, ઘોડાવજ ૧૪ તોલા, કોષ્ટ, શંખપુષ્પી, દરેક ॥ શેર લઈ, તેનું ઘી બનાવવું. ઉપલાં દરદો માટે આ ઘીનું સેવન કરવું.

૧૬-ચિત્તભ્રમ, વાયુ, ઘેલાપણું, ઉન્માદ-બ્રાહ્મીનો રસ એક તોલો કુલીંજન અથવા અક્કલકરો ૩ માસા અને ॥ તોલો મધ રોજ બે વાર આપ્યા જવું. આ ઇલાજ ઘણો સારો છે.

૧૭-દસ્તાન (માસિક) સ્ત્રીને બંધ થવાના સબબથી થયું હોય તો સ્ત્રીની જાંઘ ઉપર અથવા છૂપા ભાગ આગળ જળો મુકાવે, જેથી દસ્તાન જવા માંડશે, અને ઘેલાપણું મટી જશે. ખાવાની દવામાં, વજ, ઉપલેટ, શંખાવળી, નાગકેસર દરેક સમભાગે લઈ તેનું ચૂર્ણ બનાવે. પછી બ્રાહ્મીનાં પાન ı તોલો, ભૂરાકોળાનો ગર ı તોલો લઈ એનો રસ પાણી સાથે કાઢવો, ઉપલું ચૂર્ણ ı થી ॥ તોલો આ રસમાં પીવું અને એ રસ નાકે અને આંખે લગાડવો.

૧૮-સરસ્વતીચૂર્ણ વાપરવું-બ્રાહ્મીનાં પાન, શંખાવળી, માલકાંકણી, ઊનાફ, એલચી, ગાવજબાન, સૂંઠ, અક્કલકરો, એનું ચૂર્ણ ı તોલો રોજ બેવાર મધ સાથે ખાય.

૧૯-સલફોનલ અથવા ટ્રીઓનલ ૧૦ થી ૨૦ ગ્રેન સૂતી વેળા આપવું.

૨૦-દરદી નાસભાગ અને બકવાટ કરે તો બ્રહ્મપીપળાની વડવાઈ ॥ તોલો ખવડાવે તો તરત ફાયદો થાય.

૨૧-ચિત્તભ્રમ વાયુ માટે-સોયદંડી (બ્રહ્મદંડી) વાલ ૧ થી ૨, મરી ૭ દાણા, પાણી ૫ તોલા લઈ જેમ ભાંગ ઘૂટે તેમ ખૂબ ઘૂંટે, લુગડાંથી ગાળે, તેમાં

ગરમ કરેલી કાદવની ઠીંકરીથી અથવા ગરમ ખીલાથી તે પાણીને જમાવે અને પાય, બે દિવસ ઊલટી થાય, પછી નહીં થાય. ૧૦ દિવસ ખવડાવે. ખોરાક દૂધનો જ લેવો.

બ્રહ્મદંડીને બદલે ભમવાત, તલકંટો વાપરી શકાય. એ બંને જુદી જાત છે, પણ ગુણ એક જ છે.

૨૨–મોથ અને કરિયાતું સમભાગે ૨॥ તોલા, પાણી ૨૫ તોલા ઉકાળી કાવો બનાવે, ૫ તોલા દર ત્રણ કલાકે પીએ. સાથે ખાંડ અને દૂધ વાપરે તો અડચણ નથી. (કરિયાતાથી ગુણ વધે છે)

૨૩–અરણી ઝાડ વાડે વાડે થાય છે. ફૂલમાં સુગંધી છે, એનું લાકડું રંગે પીળું છે, એ ઝાડની બે ડાંખળી સાથે મળે તો અંગાર પડે છે. જ્યારે હવનની ક્રિયા થાય છે, ત્યારેએ ઝાડથી બનેલો અગ્નિ વપરાય છે. એના પાનનો રસ અથવા મૂળ પાણીમાં ઘસી પિવાય છે, એથી મગજની બીમારી સુધરે છે.

૨૪–તીવર(પીટીટની તાવની દવાનાં પાન)નાં.પાન ઉકાળી તે પાણીથી દરદીને નવડાવે.

૨૫–માલકાંકણીનુ તેલ ૧૫ થી ૬૦ ટીપાં આપે, ০ તોલા સુધી આપી શકાય.

૨૬–મગજે શાંતિ થાય–રેતાળ જમીન ઉપર આવેલાં ટીંબાટેકરા ઉપર મુજ નામનું ઘાસ થાય છે. તે દોરડાં બનાવવાના કામમાં આવે છે. આ ઘાસ ઉપર કારતક માસમાં રૂ આવે છે તે ઘણું ઠંડું છે. તેની ટોપી બનાવી પહેરવાથી મગજનો જુસ્સો અજબ રીતે નરમ પડે છે. જે કામ કિંમતી દવાથી થતું નથી.

૨૭–ઘોડાવજ ૩ વાલ સાથે બ્રાહ્મી મેળવી ઘણો વખત સુધી ખાય તો ગમે તેવુ દીવાનાપણું દૂર થાય. દરદીને સાંકળથી બાંધવો પડે તેવો દરદી પણ સુધરે.

૨૮–સોનાનો વરખ ૩ પાના, ધોળાં મરી ૨ વાલ, ઘી ૧ તોલો, સવારે ભૂખે પેટ ૨૦ દિવસ ખવડાવે. માનસિક સ્થિતિ સુધરે, સાધારણ ચિત્તભ્રમ સુધરે.

૨૯–કંકોડાનું ચૂર્ણ ০॥ તોલો રોજ બે વાર લેવું.

૩૦–લોહભસ્મ ૧ વાલ, જટામાંસી ૪ વાલ, શેકેલી હિંગ ૪ વાલ લઈ બબ્બે વાલની ગોળી રોજ બે વાર લેવાથી શાંતિ થાય, ઉદાસી જાય.

૩૧–સાધારણ ખમી શકાય એવું ગરમ પાણી ઝરામાં નાખી વરસાદ વરસે તેમ દરદીના માથા ઉપર ઘણી ઊંચાઈથી (૧–૨ ફૂટ ઊંચેથી) નાખે. રોજ આ મુજબ કરવું. ગરમને બદલે ઠંડું પાણી પણ ચાલે, પવનનો સપાટો લાગવો ન જોઈએ. આ ઇલાજથી દૃષ્ટિ–બળ વધે, મગજે શાંતિ અને આનંદ થાય, ભમરી મટે.

૩૨–કડવી તુંબડીના ગર્ભ સાથે તેલ પકવી નાકમાં મૂકે.

૩૩–સુવરના કાનનું લોહી ૧ ટીપું નાકે મૂકે.

૩૪–ચાંઝકટોળાના રસના ટીપાં નાકમાં મૂકવાં, રુદ્રાક્ષની માળા પહેરવી અને ભક્તિ કરવી.

### તાણ-ધનુર્વા

૧-કડવી તુંબડીના ગર્ભનો નાસ લે. અને કબૂતરની હગાર ० તોલો ખાય અથવા ૦ાા વાલ કસ્તૂરી ખાય.

## ધ્રુજારી

૧-ધ્રુજારી મટે-તુળસીના પાનના રસમાં પીપર ઘસીને પાય તો ધ્રુજારી મટે.

૨-હાથપગની ધ્રુજારી માટે-ઝેરકોચલાને પાણીમાં ઉકાળી ઉપરની છાલ કાઢી નાખવી, આ સાફ કરેલાં કોચલાં, અફીણ, મરી સમભાગે લઈ તેમાંથી ૧ રતીભાર દરરોજ સવારે ખાવું.

૩-હાથ ધ્રૂજે-હાથમાં કલમ પકડાય નહીં, બરડામાં દુખાવો થાય-તે માટે ઝેરકોચલાના ભૂકાનું ઉપર લખવા મુજબ સેવન કરવું. લખતી વેળા સ્ટીલ પેનનું રાખવું નહિ.

૪-ઝેરકચોલું શુદ્ધ કરેલું ૧થી ૨ વાલ રોજ લેવું, તેને ગોમૂત્રમાં ત્રણ કલાક બાફવાં. ઉપરની છાલ કાઢવી, તેની બે ફાડ વચ્ચેની જીભ કાઢી નાખવી, તેને શેકી ચૂર્ણ બનાવવું. આ ક્રિયા થવાથી, એનું ઝેર, કડવાશ અને ઉગ્રતા ઓછી થાય છે તેથી ૧થી ૨ વાલ દર ટંક લઈ શકાય છે.

## ધાત વધે-વીર્ય વધે-શરીરે શક્તિ આવે-પુરુષાતન વધે

૧-ધાત વધે-ધાત વધારવા માટે તલ, મોચરસ, ભોંયકોળું, સરખે ભાગે મેળવી ૧ તોલો સવારસાંજ ખાવું.

૨-પુરુષાતન વધે-તુલસીનાં બી અને ગોળ સમભાગે મેળવી તેમાંથી ૧ તોલો રોજ સવારે ખાઈ ઉપરથી દૂધ પીવું.

૩-વીર્યનો વધારો, શરીરમાં કૌવત આવે-દારુડીની છાલનો રસ તોલા ૪૦, સાકર તોલા ૨૦, કેસર માસા ૪, જાયફળ તોલો ૦ાા, કેવડાનું પાણી તોલા ૨૦, એનું શરબત કરી ૧ તોલો શરબત ને દૂધ ૦ાા શેર સાથે પીવું.

૪-શરીરે શક્તિ આવે-ભોંયરીંગણીનાં બીજ તોલો ૧ાા, ઘઉંનો આટો તોલો ૧ાા. એની ૩ ગોળી કરી કાળી મોટી મરઘીને ખવડાવે અથવા બે પહોર પછી તેને હલાલ કરે. સાફ કરી ઝીણા કટકા કરી ૧ શેર અથવા બૂડતા ઘીમાં પકાવે. આ પકાવેલી મરઘી નવ દિવસ સુધી ખાવી.

૫-શક્તિ માટે-મરી, અક્કલકરો, સૂંઠ દરેક ૧ તોલો, એક ઈંડાની દાળ એ બધાંને મધ સાથે એકરસ કરી દિવસમાં બે વાર ખાય તો શક્તિ બહુ વધે છે.

૬-વીર્ય વધે-મરતકી અને અખરોટની મીંજ ० તોલો મધ સાથે મેળવી રાત્રે ચાટે તો વીર્ય વધે છે. જાવંત્રી પાન સાથે સવારના પહોરમાં ખાય તો વધુ ફાયદો થાય.

૭-શરીરે શક્તિ વધે-માલકાંકણી શેર ૧, કાળા તલ ૩ પૈસાભાર, લાલ ચણોઠી ૩ પૈસાભાર, ધંતૂરાનાં બી ૩ પૈસાભાર તથા ભાંગ ૧ પૈસાભાર લેવી. તેને તેલના ૩ પટ દેવા અને પાતાળજંતરમાં તેલ ગાળી લેવું. આ તેલનાં ૩ ટીપાં પાન પર લગાડી ખાવાં અને તેલ બીજા પાન પર લગાડી તે પાન નસ તથા માંસના લોચા ઉપર બાંધે તો શક્તિ આવે.

૮-વીર્ય વધે-એક કળીવાળું લસણ અને એક શેર દૂધ ઉકાળી લૂગડાથી ગાળીને રોજ પીવું.

૯-બંધેજ રહે, કૌવત આપે-મૂળાનાં બીજ તોલો ૦၊ વાટી પાણી સાથે ત્રણ દિવસ પીએ તો બંધેજ રહે.

૧૦-વીર્ય વધે-મૂસળી કંદનાં બીજ નવટાંકના ભૂકાને ગોળ સાથે ચણી-બોર જેવડી ગોળી બનાવી દરરોજ ૧ ખાય તો શરીરે તાકાત વધે.

૧૧-વીર્ય વધે-બકરાના અંડકોષ ઘી અને લીંડીપીપર સાથે ગરમ કરી દૂધમાં પકાવી ખાય તો હાલવા-ચાલવાની શક્તિ ઘણી આવે.

૧૨-વીર્ય વધે-સવારે રોજ બદામ ખાવી.

૧૩-ધાતુપુષ્ટિ-કાચા કુમળા ભીંડા ખાવાથી ધાતુ પુષ્ટ થાય છે.

૧૪-શક્તિ માટે-ઘઉંનો આટો શેર ૧ લેવો. ૧ શેર ઘીમાં તળવો, પછી નીચલી ચીજો સાથે મેળવવો. ગોળ શેર ૧ જૂનો ત્રણ વર્ષનો લેવો, ગાયનું ઘી ૧ શેર, આંબાહળદર, અસાળિયો, મેથી, અખેરી, માલકાંકણીનાં બીજ, ગોખરુ દરેક શેર ૦၊, ભોંયરીંગણીનાં બી શેર ૦၊၊ મેળવીને રોજ એક તોલો ખાવો.

૧૫-અળદની દાળનો આટો, ઘી-ખાંડમાં પકાવી તેનો દળ બનાવી રોજ ખાવામાં લેવો. અડદ અને દૂધ સાથે ખાવામાં શરીરને નુકસાન થાય છે.

૧૬-વીર્ય વધે-જો સોનામુખી ગાયના દૂધ સાથે રોજ ખાય તો મરદાનગી વધે. બકરીનું દૂધ ન લેવું. હરણના દૂધ સાથે રોજ ખાય તો ચાલ-વાની શક્તિ વધે.

૧૭-ધાતુપુષ્ટિ માટે-રતનજોતની કળી ૫ ઘીમાં તળી સાકર સાથે રોજ બે વાર ખાવી.

૧૮-વીર્ય વધે, સ્ત્રીને દૂધ વધે-૦၊၊ તોલો અસાળિયાને દૂધ સાથે પકાવી ખીર બનાવી રોજ ખાવી.

૧૯-વીર્ય વધે, પિત્ત અને દાહ મટે, પેશાબે અગન, પેશાબમાં પરુ, આ દરદો મટે-૧ તોલો કમળકાકડી પાણીમાં વાટી પીએ તો બહુ જ મોટો ફાયદો થાય. બીજની અંદર લીલો પદાર્થ છે તે કાઢી નાખવો. ખોરાકમાં મગની દાળ અને ચોખા ખાવા.

૨૦-પુરુષાતન વધે-કાંદાનો રસ, આદુંનો રસ, મધ, ઘી, સમભાગે મેળવીને

૨ તોલા રોજ સવારે ખાવું.

૨૧-ધાતુપુષ્ટિનો પ્રયોગ-અડદની દાળ, બશેરને ૧ શેર કાંદાના રસમાં પટ આપવો. આ મુજબ ૨૦ પટ આપવા, એટલે ૧ મણુ કાંદા વાપરવા. આ દાળનો દેખાવ માણેકના રંગના જેવો થશે.

આ બે તોલા દાળને દૂધમાં પકાવવી, દાળ ચડી રહે એટલે ૨ તોલા સાકર સાથે ઘૂંટવી, તેમાં ૦ાા અથવા ૧ શેર દૂધ નાખી ઉકાળીને ૪૦ દિન સુધી રોજ સવારે પીવી.

૨૨-નબળાઈ દૂર થાય, શરીરે શક્તિ વધે-બાવળના કૂમળા પાંદાના રસમાં મલમલનું લૂગડું એક હાથ ભીંજવી છાયામાં સૂકવે. આ મુજબ ચૌદ પટ આપે. પછી તે કપડાના ચૌદ ભાગ પાડે, ૧ ભાગ દૂધમાં ઉકાળી પીવો.

૨૩-ધાતુપુષ્ટિચૂર્ણ-બાવળનાં કુમળાં પાંદડાંનું ચૂર્ણ, ખાંડ, શતાવરી, ગોખરુ, મૂસળી સમભાગે મેળવી તેનું ૦ા તોલો ચૂર્ણ ૦ાા શેર દૂધમાં ઉકાળી રોજ બે વાર પીવું.

૨૪-પુરુષાતન માટે-આંબાના ઝાડનો વાંદો, ગોખરુ, સુનવે હેલ સમભાગે મેળવીને ૨-૩ પૈસાભાર સાકર સાથે ખાવો અથવા ઉકાળો કરી પીવો.

૨૫-વીર્ય વધે, શક્તિ વધે—આમળાંના ચૂર્ણને, લીલા આમળાંના રસમાં બે વાર પટ આપી છાયામાં સૂકવે. ૦ા તોલો ચૂર્ણ સાકર સાથે રોજ બે વાર ભૂખે પેટે ખાઈ ઉપરથી દૂધ પીએ.

૨૬-મરદને શક્તિ વધે-ખાખરાના મૂળનું ચૂર્ણ લાખ દીધેલા માટીના વાસણુ-માં મૂકે. તે વાસણ ઢાંકી ઉપર અંગાર કરે તો મૂળમાંથી રસ ઝરે. રસનાં ચાર ટીંપાં પાન પર મૂકી ખાય તો એકદમ શક્તિ વધે.

## નસોને શક્તિ આવે-ઢીલી નસ મજબૂત થાય

૧-નસો ઢીલી પડે ત્યારે-વછનાગ, અફીણ, ધંતૂરાનાં બી સમભાગે ચર્ણ કરી ગાયના ઘીમાં મેળવી નસો ઉપર લેપ કરે તો તત્કાળ ચમત્કાર બતાવે છે અને નસોમાં શક્તિ વધે છે.

, ૨-નસો ઢીલી પડે ત્યારે-વછનાગ, ભીંડા, ગળો સમભાગે ઘસીને તેનો નસો પર લેપ લગાડવો. લેપ સુકાયા પછી ગરમ પાણીથી ધોઈ ઘી મસળવું.

૩-નસો છૂટી પડે-વજ, આસંધ, ગજપીપર સમભાગે ભેંસના માખણમાં મેળવી મુદ્દાલ જગ્યા પર લેપ કરે તો શક્તિ આવે.

૪-નસોને શક્તિ આવે-ચરબી મીઠા તેલ સાથે ગરમ કરી તેમાં થોડોક મુસક નાખી, તે તેલ ઢીલી પડેલી અને નબળી નસ ઉપર લગાડે તો તેમાં શક્તિ આવે.

૫-નબળી નસોનો લેપ-સિંધવ અને કબૂતરની છેર સમભાગે લેવો, મધ સાથે મેળવી ૭ દિવસ લેપ કરવો. ઢીલી નસો મજબૂત થશે.

૬-ઢીલી નસ માટે-સિંધવ પીસી, ઘીમાં લેપ કરવો; અથવા સૂંઠ અને

ખારેકના ઠળિયા ઘી સાથે મેળવી લગાડે તો નસમાં શક્તિ આવે છે.

૭–ઢીલી નસ માટે, શક્તિનો લેપ–હિંગળો, કપૂર, જવખાર સમભાગે લઈ મધ સાથે લેપ લગાડે.

૮–નસોનો દુખાવો, હાથનો માર ખાવાથી થતો દુખાવો, પેટની ગાંઠ મટે–૦॥ તોલો અથવા વધારે ઊંબરાનું દૂધ ૧૪ દિવસ સુધી રોજ સવારે ચાટે.

ઊંબરો–કાળો ઊબરો–ભોંયઊબરો–કઠુંબરી આ ઝાડ ખરેટીના ઝાડને મળતું છે. ખરેટીના પાનને ખાંચો હોય છે. ઉંબરાના પાનને ખાંચો નથી. ફળ બંનેનાં એકસરખાં છે.

૯–ઢીલી નસો મજબૂત થાય–કણેરના મૂળને ગધેડાના મૂત્રમાં ઘસી લેપ કરે.

૧૦–નસોની તાકાત માટે–દાલચીનીને ગાયના મૂત્રમાં ઘસીને લગાડે.

૧૧–ઢીલી નસોને કૌવત આવે–સૂંઠ અને ખારેકનો ઠળિયો ઘીમાં ઘસીને નસો ઉપર મસળે.

૧૨–ઢીલી નસો મજબૂત થાય–સુરીંજન પાણીમાં ઘસી ચામડી ઉપર લગાડવાથી નસોમાં જોર આવે.

૧૩–ઢીલી નસોને જોર આવે, વીર્ય સુધરે–સૂવરની ચરબી અને મધ સમભાગે મેળવીને ચામડી ઉપર મસળવાથી શરીરની નસોને મજબૂતી આવે. નસ ફૂલે અને લોહીનું ફરવું વધારે જોરથી થાય.

૧૪–ઢીલી નસ મજબૂત થાય–હારકટીલા નામના જાનવરનું તેલ સાંઢાના તેલ માફક કાઢે. આ તેલ બહુ જલદ છે. તેલ નસ પર લગાડી બકરાની મૂંડીના ગોસનો ખીમો બાંધે અને ઉપર ચેવલી પાન ઊંધાં બાંધે. સોજો આવે (ઊડે) તો ગાયનું ઘી રોજ બે વાર ચોપડવું. હારકટીલા, સરદા અને સાંઢાની જાતનું ઘણું ઝેરી જાનવર છે. એની ફૂંકથી અંધાપો આવે. એનું માંસ જરા પણ ખાવામાં આવે તો મરણ નીપજે. એ ઘણી જાતના રંગ બદલે છે.

૧૫–નસોને શક્તિ આવે, બંધેજ રહે, હાથ ધ્રૂજતા નરમ પડે–રતનજોતનું દૂધ ૩ દિવસ લગાવ્યા કરવું, તેથી ચામડી પર લોહી ફરતું થશે. વધુ લગાડે તો ફોલ્લીઓ ઊડે અથવા રતનજોતનું દૂધ ૧ ભાગમાં ૫ ભાગ પાણી મેળવીને તેનાં પોતાં નબળી નસવાળા ભાગ ઉપર મૂકી ૧ કલાક રહેવા દેવું. એ પ્રમાણે રોજ લગાડવું. અથવા ધ્રૂજતા હાથનાં આંગળાં આ પાણીમાં રોજ ૧ કલાક બોળી રાખવાં.

૧૬–શરીરની નસો મજબૂત થાય–લવંગ, સૂંઠ, અક્કલકરો સમભાગે લઈ બારીક કરીને ચામડી ઉપર મસળે.

સાંઢાનું તેલ–મરદને શક્તિ માટે ઉપયોગી છે. સાંઢાને ચીરી અંદર નીચે મુજબ મસાલો એકરસ કરી ભરવો. જાયફળ, જાવંત્રી, લવંગ, કેસર એકેક ભાગ, સફેદ લોબાન, માલકાંકણી બબ્બે ભાગ, સાહાડાની અંદર મસાલો ભરી

તેને સીવી લેવો. તવો ચૂલા ઉપર કોરવંકો મૂકીને તેલ નીકળે તે કાઢી લેવું. આ તેલ ઢીલી પડેલી નસ પર ચોળીએ તો નસ મજબૂત થાય. કોમળ ચામડીને લગાડે તો ફોલ્લા ઊઠે.

૧૭–ખેંચાયલી નસ છૂટી પડે–પડી જવાથી, અફળાવાથી અથવા કુટેવથી નસ ગંઠાઈ અને ખેંચાઈ ગઈ હોય તો મધ અને સિંધવ મેળવી માલિસ કરવું;

૧૮–નસ ઢીલી પડી હોય તો–અબરકનો ભૂકો નસો ઉપર મસળવાથી શક્તિ આવે છે. દેશી વૈદું અબરખને ખાવામાં બહુ વાપરે છે.

૧૯–નસ મજબૂત થાય–લીંડીપીપર, ખાંડ, મધ સમભાગે મેળવી લેપ કરે, તે ઉપર નાગરવેલનું પાન બાંધે.

૨૦–ઢીલી નસમાં શક્તિ આવે–૦ તોલો પાન, ૦ાા તોલો સફેદ કણેરની છાલ છૂંદી તેમાં ૨ તોલા તેલ નાખી ઉકાળે; પાણી બળી રહે ને તેલ ગાળી લે. આ તેલ નસ પર મસળે.

૨૧–કચરાનું તેલ, આ તેલ ગાઉટી ઓઇલ તરીકે ઓળખાય છે. તે લકવા, સાંધાનું દરદ, નસની નબળાઈ માટે ચોળવામાં આવે છે. બનાવવાની રીત, કચરાને તેલ યા દિવેલનો હાથ દઈ ઠીકરા ઉપર સેકવા અને ફૂલે એટલે બહાર કાઢવા, બળવા દેવા નહિ. (બળીને કાળા થાય તો તેલમાં કસ આવે નહિ.) ઠંડા પડે ને છૂંદવા. બહુ બારીક નહિ. ભૂકાના વજન કરતાં ચારગણું દૂધ નાખવું અને ઉકાળવું. પછી ભૂકા કરતાં બેવડું તલનું તેલ નાખવું અને ઉકાળવું, દૂધનો માવો બંધાશે અને તેલ છૂટું પડે તે નિતારી લેવું. સ્પિરિટમાં જેટલો કસ કચરાનો ઊતરે છે. તેટલો તેલમાં ઊતરતો નથી એમ કેટલાક માને છે.

૨૨–શરીરની ઢીલી નસો માટે–ધંતૂરાનું ઘી બનાવીને દિવસમાં બે વાર ઢીલી થયેલી નસો પર મસળવું અને વટાણા જેટલું ખાવામાં એક વાર લેવું. આ મોગલાઈ ઇલાજ છે.

૨૩–નસ ગંઠાયેલી છૂટી પડે–ફટકડી ૦ાા તોલો, મધ ૫ તોલા, ઘી તોલા ૨ ગરમ કરી એકરસ કરે. તેમાં કપડું બોળીને ગંઠાયેલા ભાગ પર મૂકી પાટો બાંધે.

ઢીલી નસ મજબૂત થાય, શરીરના નબળા અવયવો મજબૂત થાય, પીળવંતના ફળના સૂકા ઠળિયા ભરડી તેની મીંજ કાઢે, તેનું તેલ બનાવે. તે તેલ ઘીના જેવું ઘટ્ટ છે. રંગે પીળું છે, તેને માખણ કહે છે. આ ઘી વઘારમાં લેવાય છે; વાયડી તરકારી અથવા કઠોળ સાથે ખવાય છે. આ તેલ મસળવાથી ફાયદો થાય છે.

૨૪–સફેદ કરણની, આકડાની, ધંતૂરાની જડ, ધંતૂરાનાં બી, અક્કલકરો, માલકાકણીનાં બીજ, ચણોઠી, રૂમી મસ્તકી, દરેક બે તોલા, એનું ચૂર્ણ બનાવી ૧૦ શેર દૂધમાં ઉકાળે, દૂધ ૭ શેર રહે તેનું ઘી બનાવે. તે ઘી ગળવેલ અથવા

એરંડિયાનાં પાન પર લગાડે અને ઢીલી નસ પર બાંધે.

૨૫–અળસિયાં શરીરની સુસ્તી ભાંગે–અળસિયાં ૦॥ તોલો, તેલ ૨ તોલા, કમળકાકડી ૦॥ તોલો, પાણી ૧૬ તોલા એ બધાંને ઉકાળી તેલ બનાવી પગની એડીએ લગાડે.

૨૬–ગાડરનું દૂધ પંદર દિવસ સુધી મસળવું.

ગાયનું પીતું મસળે.

પીપળાની છાલની રાખ માખણમાં મેળવી મસળે અને લેપ લગાડે.

રીંગણીનું ફૂલ, કોકમડો, વજ્રકાવલી અને આસન પાણીમાં ઘસી લેપ કરે. અથવા એની ગોટી બનાવે, તે ઘસીને લેપ કરે.

૨૭–નસો માટે–ખારેકનો ઠળિયો, સૂંઠ, મધ સાથે ઘસીને નસો ઉપર મસળવાં.

૨૮–ખારેકને મધ સાથે ઘસીને નસો પર મસળે.

૨૯–તજ તથા ચિનીકબાલા સમભાગે લઈ મધમાં બોર જેવી ગોળી બનાવવી. સાંજે ખાધા પછી તે ગોળી મોઢામાં મૂકી ચાવે, તેનો મગજ કાઢે, તે ચીક ચામડીને લગાડી એક પહોર સુધી રાખે, તેથી ચામડીની નસ ફૂલે છે અને શક્તિ આવે છે.

૩૦–ઢીલી નસ મજબૂત થાય–લાલ તથા સફેદ ચણોઠીનું કે દેવડાંગરીના ફૂળનું મૂળિયું પાણીમાં ઘસીને ચામડી પર દિન ૧૪ લગાડે તો મજબૂતાઈ આવે.

૩૧–અફીણ, જાયફળ, કેસર, કાળા ધંતૂરાનાં બી સમભાગે લઈ માખણ સાથે લેપ કરી નબળી નસો પર લગાડવું.

નબળાઈને લીધે શરીરના માંસના લોચા ફરકે છે તથા ઊડે છે ત્યારે અફીણ ખાવામાં આપે છે.

૩૨–અળસિયાંને, બકરાના ગોસ સાથે છૂંદી દિન સાત સુધી લેપ કરવો.

અળસિયાં, ઊજળી કણેરની જડ, ઊજળી ચણોઠીની જડ, એ દરેક એકેક તોલો, દેડકો એક, તેલ તોલા બે, એનું તેલ કાઢી કાગળ ઉપર ચોપડી ઢીલી નસો ઉપર બાંધવું.

૩૩–પારસભાંડીનું ડીંડું કપૂર સાથે મેળવી લેપ કરી ઉપર ધંતૂરાનું પાંદડું બાંધવું.

૩૪–કૌંચાની જડ બકરાંના મૂત્રમાં ઘસી નસોને લગાડે, તો નસોમાં શક્તિ આવે.

૩૫–તજ અને ચિનીકબાલા સમભાગે લઈ મધ સાથે તેની ગોળીઓ ૦। તોલાની બનાવે તે ગોળી ૧, મોઢામાં ચાવીને તે છૂંદો–ઢીલી થયેલી અને ચડી ગયેલી નસો પર લગાડે અને ૩ કલાક રાખે તો ફાયદો થાય.

૩૬–કણેરની જડને ઈંડાની સફેદીમાં ઘસીને ચામડી પર લેપ કરવો.

૩૭-કંટાળા થોરના દૂધમાં કપડું ૭ વાર ભીંજવવું. એવા સાત પટ દેવા. લોઢાની કડછીમાં પાણી ગરમ કરી લૂગડું તેમાં બોળી તેની પટ્ટી ૨૧ દિવસ સુધી નસ પર બાંધવી, જગ્યા લાલ થવાનો સંભવ છે. તે ઊડે એટલી વાર રાખવું નહિ. જો ઊડે તો ગાયના ઘીમાં હીરાદખન અને સફેદો મેળવી મલમ કરી લગાડવો.

૩૮-કબૂતરની લીંડી (ધાબાલ) સિંધવખાર સાથે સમભાગે મધમાં મેળવીને લેપ લગાડવો. ઉપર પાન બાંધવું. દિન સાત સુધી લેપ કરવો.

૩૯-કબૂતરની અધાર અને સિંધાલૂણ સમભાગે લઈ મધ સાથે પીસીને ચામડી ઉપર લેપ કરવો.

૪૦-સૂંઠ અને ખારેક સમભાગે ઘીમાં ઘસીને લેપ કરી નસો ઉપર મસળવું.

૪૧-ચંબેલીનાં પાનનો લેપ નબળી નસો ઉપર બાંધવો.

૪૨-નસ ગંઠાઈ ગઈ હોય—રોહિડો (અથવા અગર) દારૂમાં ઘસીને લેપ કરે.

બદામનું તેલ એક ભાગ, ટર્પેન્ટાઈન બે ભાગ, કપૂર ૧ ભાગ, મીણ એક ભાગ, જેતૂનનું (સાલીતનું) તેલ બે ભાગ, રાજમ પાંચ ભાગને ગરમ કરી મલમ બનાવી મસળ્યા કરવું.

૪૩-ઢીલી નસો મજબૂત થાય-ભીમસેની કપૂર, કેસર, લવંગ, મૂળાનાં બીજ સમભાગે લઈ ચૂર્ણ બનાવે. તેને ત્રણ પહોર ખરલ કરે. પછી દારૂમાં મેળવી તેનો લેપ કરી નસો ઉપર લગાડે અને તે ઉપર ચેવલી પાન બાંધે. ત્રણ દિવસ આ ઇલાજ ચાલુ રાખે તો ધ્રુજારી વગેરે દૂર થાય અને નસોમાં શક્તિ આવે.

૪૪-ઢીલી પડેલી નસોને શક્તિ માટે-મરી, ખાંડ, ઈસપન વાટી મધમાં મેળવી લેપ કરવાથી શક્તિ આવે છે.

૪૫-નસને મજબૂતી આવે, મરઘાંનું પીત્ત અને ઓદારસીંગ વાટીને લેપ કરે તો નસોને શક્તિ આવે છે.

૪૬-ઢીલી નસ મજબૂત થાય-અંકોલની છાલના રસમાં બળબીજ અને ધંતૂરાની જડ ઘસી નસ પર લેપ કરે.

૪૭-ઢીલી નસ મજબૂત થાય-અંકોલનું તેલ ૧ માસ સુધી મસળવું.

૪૮-ઢીલી નસ મજબૂત થાય-સૂંઠ, ખારેક, આસંધ સમભાગે પાણી સાથે ઘસીને લગાડે.

૪૯-હાથની નસ ગંઠાઈ જાય ત્યારે સિંધાલૂણ હાથમાં રાખી મૂકે તો નસ છૂટે અથવા સિંધવ પાણીમાં મેળવી નસ પર લગાડે.

૫૦-ઢીલી નસ મજબૂત થાય-સિંધવ, કબૂતરની હગાર મધમાં મેળવી લેપ સાત દિવસ લેપ કરવો.

## નાકનાં દરદો–નસકોરી ફૂટવી–નાકમાંથી ચીપડા પડે, આગરુ, નાકમાંથી લોહી પડે અને પીંદસ

૧–અરડૂસીનાં પાંદડાંનો રસ હળદર, સાકર સાથે પીઓ. પાંદડાં બાફી હાથે ચોળી, રસ કાઢવો.

૨–ભૂરુ કોળુ (કોઈ પણ બનાવટ કરી) ખાવું.

૩–બકરીનું દૂધ સાકર સાથે પીવું.

૪–દરાખનો રસ, દૂધ, સાકર મેળવીને પીવો.

૫–આંબાની અથવા જાંબુની છાલ ૪ તોલા રાતે ભીંજવી મધ સાથે સવારે તેનું પાણી પીવું.

૬–ગાયના છાણનો રસ ૧ તોલો, ઘી તોલો ૧ અને મધ તોલો ૦। મેળવી પીવું.

૭–લોહીના ગાંડા પડતા હોય તો જંગલી પારેવા(ચકલા)નું ચૂર્ણ અથવા કબૂતરની હગાર વાલ ૪ મધ સાથે ખાવી.

૮–શેરડીનો રસ પીવાથી લોહીની ઊલટી પાંચ દિવસમાં નરમ પડે.

૯–કપાસનાં પાંદડાં અથવા કપાસિયા સાકર સાથે ખાવા.

૧૦–બાવળની અથવા બોરડીની અંતરછાલનું ચૂર્ણ દહીં, સાકર સાથે દિવસમાં ત્રણ વાર ખાવું.

૧૧–શરપંખાના મૂળનું ચૂર્ણ બે વાલ સાકર સાથે ખાવું.

૧૨–ફુલાવેલી ફટકડી ૨ વાલ દહીં–સાકર સાથે ખાવી.

૧૩–નસકોરી માટે ૫ તોલા ખજૂર અને ૫ તોલા ઘી ખાવું.

નસકોરી ફૂટ્યા કરતી હોય તો દરદીએ કેરબાની માળા પહેરી રાખવાથી ફાયદો થાય છે.

૧૪–નસકોરી ફૂટ્યા પછી કાંદાના ૨ કટકા કરી ગળે બાંધે તો લોહી બંધ થાય.

૧૫–નસકોરી ફૂટે તે બંધ થાય–ઠંડા પાણીમાં લુગડું ભીંજવી ૧ કટકો માથા પર મૂકવો, બીજો ગરદન પર મૂકવો.

૧૬–નસકોરી ફૂટવાની ટેવ હોય, મગજ ખાલી થયું હોય તે માટે–એક શેર દૂધી છોલી તેનો રસ કાઢે, તેમાં ૦। શેર માખણ અને ૧ તોલો નાગકેસર મૂકી ઉકાળે અને ઘી બનાવી તે નાકમાં મૂકે. ઉકાળવા માટે વાસણ લોખંડનું જોઈએ. તાંબાનું વાસણ નુકસાન કરે. માથું વાંકું વાળી ઘી સારી પેઠે મગજમાં જવા દેવું. ઘી ગળામાં જાય તો અડચણ નથી.

૧૭–નસકોરી ફૂટવાની ટેવવાળા દરદીને ઘણી જૂની દીવાલની છોનું રોડું છૂંદી સંઘાડવું અને છોનું રોડું પાણીમાં વાટી માથે મૂકવું. એ મુજબ

કાળી મટોડી પણ કામ કરે છે.

૧૮–નસકોરી માટે–દાડમનાં ફૂલનો રસ, આંબાની ગોટલીનો રસ અથવા કાંદાનો રસ અથવા આમળાંના ચૂર્ણને પાણીમાં મેળવી માથે લગાડે અથવા સો વાર ધોયેલું ઘી માથે મૂકે અથવા તાંદળજાની ભાજીના પાંદડાંનો રસ અને ઘી સમભાગે ઉકાળી ઘી બનાવે અને તે ઘી આખા શરીરે લગાડે.

૧૯–નાકમાંથી લોહી, પરુ પડે–હરસના આજારવાળા દરદીને નાકમાંથી લોહી પડે તો લોહી બંધ ન થવું જોઈએ. લોહી બંધ કરવાની જરૂર પડે તો દૂધીનો ગર, ચોળાઈની ભાજી અથવા ધાણાની ભાજી છૂંદીને બોચી ઉપર બાંધવી અથવા સુખડ ગુલાબમાં ઘસી બોચીએ લગાડવું.

૨૦–નાકની બદબો નરમ પડે, માછલી ખાવાથી, નાકે દમ લેતાં એક જાતની બદબો નીકળે છે તે માટે કોથમીર ખાવી. દાળમાં અથવા ચાવલમાં નાખીને ખાય તો ફાયદો થાય.

૨૧–ચોમાસામાં હવાવાળી જગ્યા પર કૂતરાના કાન જેવી વસ્તુ જમીનમાંથી નીકળે છે. તે જરા કડણ, ગોળ અથવા લંબગોળ રહે છે. એક ઇંચ લાંબી થાય છે. અને તે ઉપર છત્રી જેવો આકાર થતો નથી અને સૂકવીને ચૂર્ણ કરે તો બદ્યુ રંગનું ચૂર્ણ થાય છે. આ ચૂર્ણ ૪ વાલ અને તપખીર બે વાલ મેળવી નાકમાં લગાડે તો નાકનાં છોડ, ચીપડાં નાકમાંથી નીકળતાં બંધ થાય.

નાકમાંથી લોહી પડે તો કાંદો ભાંગીને સૂંઘવો.

૨૨–નાકમાંથી નીકળતી છોલ, નીકળતું લોહી બંધ પડે, ૪ તોલા ઘીમાં કેસર અને સાકર દરેક ાા તોલો ઉકાળીને ઘી નાકમાં ૧૪ દિવસ મૂકવું.

૨૩–નાકમાંથી લોહી. પરું પડે તો હીરાબોરનો ધુમાડો નાકે લેવો.

૨૪–નસકોરી ફૂટે તે માટે–સરકાનાં પોતાં માથા પર મૂકે તો લોહી બંધ થાય.

૨૫–નાકમાંથી લોહી વારંવાર નીકળે તે માટે ખજૂર અને ઘી ગરમ કરી બે તોલા લાંબો વખત રોજ બે વાર ખાવું.

૨૬–જીરું, ઘી અને સાકર મેળવી ૧ તોલો અથવા વધારે ઘણા દિવસ ખાવાથી લોહી બંધ થાય.

૨૭–દહીં, જૂનો ગોળ ૪ વાલ મેળવી રોજ સવારે ખાવાથી રક્તપાત મટે.

૨૮–સરપંખાનું મૂળ પાણીમાં ઘસી સાકર મેળવી ખાવાથી લોહી બંધ થાય.

૨૯–કપાસના પાનનો અથવા લીલાં જીંડવાંનો રસ ૧ તોલો સાકર સાથે ખાવાથી લોહી પડતું બંધ થાય.

૩૦–કપાસિયાનું મગજ પાણીમાં વાટી સાકર સાથે પીવાથી લોહી બંધ પડે.

૩૧–નાકનું છોડ મટે–દહીં, મરી અને ગોળ ખાવો અથવા ઘી, ગોળ અને વાવડિંગ ખાવાં.

૩૨-સૂતી વેળા બેઆનીભાર મરીની ભૂકી ફાકવી ઉપરથી પાણી પીવુ નાકના છોડા સારા થાય

૩૩-તુલસીના પાનનુ ચૂર્ણ નાકના છોડ માટે સૂઘવુ

૩૪-નાકના જખમ માટે જાઈના પાનનો રસ અને જૂનું ઘી અથવા એકલુ જૂનુ ઘી નાકે લગાડવુ છેક, જખમ પર, અથવા મગજે જવા દેવુ નાકમા ઝીણો મસો હોય તે માટે-કરણુ, જાઈ અને મેણુરાના ફળને તેલમાં મેળવી લગાડવુ

૩૫-નાકના દરદ-પીનસ માટે તેલ-નાકમા તેલ નીચે મુજબનુ મૂકે-ગુલાબનાં ફૂલ ૧ ભાગ, અફીણુ ૦। ભાગ, તેલ ૨ ભાગ, કોકમનુ ઘી ૨ ભાગ, કેસર ૢ ભાગ, બોદાપથરી ૦। ભાગ, ફૂલ, અફીણુ, કેસરને પાણીમા પિગળાવે તેમાં તેલ, ઘી નાખી ઉકાળે, પછી બોદાપથરી મેળવે

પીનસ

૩૬-નાકમાથી પરુ અને લોહી પડે એવી હાલતમા પણ સરસિયુ તેલ નાકે લગાડે તો જીવડા બહાર આવે અને ફીસ ગૂગળ અથવા પથરિયા ગૂગળની બે ગોળી રોજ ત્રણ વાર ખવડાવે

૩૭-આરતીમા વપરાતુ કપૂર, કળીચૂનો ગાયના ઘીમા મેળવી સૂઘે છેક મગજે જવા દે, ૭ દિવસ પછી મગજના જતુ બહાર નીકળે

૩૮-દાભડાના પાનનો રસ ૪ તોલા, ગધક ૧ ભાગ, ઘી ૫ ભાગ ઉકાળી ઘી બનાવે, તે રોજ ૩ વાર સૂઘે, છીક લાવનારી દવા ( આકડાના દૂધની રાખ) સૂઘે.

૩૯-પીનસની શરૂઆતમાંજ બીલીના પાનનો રસ નાકે મૂક્યા કરે અથવા પાનનુ ચૂર્ણ સૂઘે

શખજીરુ સૂઘવાથી નાકમાથી કીડા પડે, માથાનો દુખાવો નરમ થાય

૪૦-રીગણી(બદાલ)નો ડોડો પાણીમા ભીજવી રસ કાઢી સૂઘે

## નસકોરી ફૂટે

૧-નસકોરી ફૂટી લોહી નીકળે ત્યારે દરદીએ હાથની મુઠ્ઠી જોરથી વાળવી, અને દોડવુ, ઠીક લાગે ત્યારે કોઈ ઊચી જગ્યાએ અથવા ખુરસી પર ચડી જવુ.

૨-ગધેડાના લીડા ઉપર પાણી છાટી સૂઘ્યા કરે

૩-બાવળના પડદાનો ચીક તાળવે અને માથે લગાડે

નલબંધ વાયુ

જવખાર, સાજીખાર ૨ તોલા, આબાહળદર ૬ તોલાનુ ચૂર્ણ ૦॥ તોલો રોજ બે વાર ફાકે

નાકમાં ભરાયેલી ચીજ નીકળે

જ્યારે કોઈ પણ ચીજ નાકમા ભરાઈ જાય ત્યારે જે નાક ખુલ્લુ હોય તેમા છીકણી સૂઘાડે

આકડાના દૂધમાં અડાયાંની રાખ ભીંજવવાથી તેની છીંકણી બનશે. છીંક આવે ત્યારે મોઢું ખુલ્લું અને નાક બંધ રાખે. છીંક આવે ત્યારે ભરાયેલી ચીજ બહાર નીકળે.

## નિદ્રા આવે, ઊંઘ લાવે

૧–નિદ્રા લાવવા માટે–૧ વાલ ભાંગ અને ૪ વાલ મરી મધમાં ખાવાં.
૨–અફીણ લુગડામાં મૂકી તે વારંવાર સૂંઘવુ.
૩–ખસખસ અને સાકર મેળવી ૧ તોલો ચાવીચાવીને રાતે ખાવી.
૪–ખસખસનો પોસ ०। તોલો પાણીમાં ઉકાળી પીવો.
૫–ખુરાસાની અજમો ૧ વાલ મધ સાથે રાતે ખાવો.
૬–પીપરીમૂળના ગંઠોડાનું ચૂર્ણ ०। તોલો મધમાં રાતે ખાવું.
૭–ઊંઘ લાવવા માટે પગના તળિયા પર તલનું તેલ મસળવું.
૮–ઊંઘ લાવવા માટે પીલુડીના મૂળનો ઉકાળો ગોળ નાખી પીવો.
૯–રાતે ખોરાક ખાવો નહીં; જરૂર હોય તો ભેંસનું દૂધ પીવું.

### નખ ચામડીમાં પેસે

નખને ગરમ પાણીમાં બોળી રાખી શેકે, પછી તે ઉપર ફટકડી મૂકી પાટો બાંધે. નખ નરમ થાય, એટલે ફાલતુ નખ કાપી નાખે.

## નખછેર

નખછેર માટે–બકરાંના પિત્તાને જરા કાણું પાડી નખછેર પર બાંધે. પાણી સુકાઈ જાય ત્યારે ખપ જણાય તો બીજો પિત્તો બાંધે, અથવા જૂનું રૂ પાણીથી ભીંજવેલું રાખે.

## અફીણનો નશો છૂટે

અફીણનો નશો છૂટે–અફીણનુ બંધારણ છૂટે–૧ રતી કપૂર રોજ ૩ વાર ખાય.

## નાળગોર–જલંદર

૧–નાળગોર માટે–કાંટાળા થોરના દૂધમાં બાજરીના આટાની ગોળી વાલ જેવડી આપે તો પેટ આવે. (એ ગમ સ્કેમોનાઈનનું કામ કરે છે.)

૨–ગલપાપડીનો વેલો વડના ઝાડના નીચે અને ઉનાળામાં તળાવની પાળે અને ઘરમાં વાડામાં થાય છે. પાતરાં ગોળ હોય છે અથવા કોઈ વાર લાંબાં થાય છે. કમોઈના ઝાડનાં પાન જેવાં એનાં પાન છે. એની ઉપર ઝીણી સીંગ થાય છે.

નાળગોર માટે–એનાં ગોળ પાન ०। તોલો લેવાં. તેને દૂધ સાથે વાટી ગોળ મેળવી ખવડાવવાં, ઉપરથી બકરીનું દૂધ પાવું, રોટી અને આદું સિવાય બીજું કાંઈ ખાવું નહિ.

૩-બાજરીના આટાને કાંટાળા થોરના દૂધમાં મેળવી ગોળી ૧ વાલ જેવડી બનાવે ને એક અથવા વધુ ગોળી દરરોજ દરદી ખાય અને ઉપરથી છાશ પીએ.

૪-નાળગોર માટે-સુરત શહેરની પાસે પૂના ગામમાં ખાડી પર નરગોટી ઝાડ થાય છે, તેનાં પાનનો રસ બે તોલા પીએ અને રસ પેટ પર લગાડે.

૫-નાળગોર માટે-તળાવના પાણીમાં નારીની ભાજી થાય છે તે ૧ તોલો ભાજી છૂંદી તેનો રસ સવારે પીવો, તે ભાજી બાફીને બપોરે અને રાતે ખાવી અને તેની લેપડી પેટ પર મૂકવી.

૬-જલંદર-કડવી શેરડી ખાવાથી જલંદરને ફાયદો થાય છે.

૭-જલંદર-પેટનાં દરદો, ઝાડાની કબજિયાત માટે-સોનામુખી નસ કાઢેલી, નસોતર, જીરું સફેદ દરેક તોલો તોલો, સૂરોખાર ॥ તોલો, મધ ૫ તોલા મેળવીને પાક બનાવવો. તેમાંથી ॥ તોલો અથવા વધારે ખાવો.

૮-જલંદર માટે-રાઈ બારીક કરી ગાયના મૂત્રમાં ૧ થી ૪ વાલ ખાવી.

૯-જલંદર-જેને વાયુનું જલંદર હોય જેનું પેટ ઠોકવાથી ઢોલના જેવો અવાજ કરે તે દર્દીને રાઈ ॥ તોલો અથવા ઓછીવધતી લઈને ગાયના મૂત્ર સાથે મેળવી રોજ ખવડાવવી, જેના પેટ પર આંગળી દાબવાથી ખાડો પડે અથવા પેટમાં ગાંઠ બંધાય તે દરદ જોખમભરેલું છે.

૧૦-જલંદર, બરોળ, લીવર, પેશાબ-આ દરદો માટે ॥ તોલો સાટોડી, સૂંઠ અને કરિયાતાનો કાવો પીવામાં આપે છે.

## નાસૂર-વરણ-ભગંદર

૧-નાસૂર અને વરણ-પરુવાળા જખમ ઉપર ગોળ બાંધવાથી પરુ સાફ થાય છે.

૨-નાસૂર માટે-આસનનાં પાન છાયામાં સૂકાવી બાળીને રાખ કરી તે રાખ દાબવાથી નાસૂર જાય અને જખમ રૂઝાય. આ ઇલાજ ઘણો સારો છે.

૩-નાસૂર માટે-ભેંસા ગૂગળ તથા કળીચૂનો બંને બરાબર લઈ ને પાણીનાં ટીપાં નાખતા જવું ને ખરલ કરતાં જવું, પછી તેનો કાકડો કરી નાસૂરમાં મૂકે, તે ઉપર મલમની પટી લગાડે, રૂઝે ત્યાં સુધી મલમ લગાડ્યા કરે.

૪-નાસૂર માટે-ગાંજાના પાલાનો રસ નાસૂરમાં ભરવો. નાસૂર મોટું હોય તો તેમાં ફટકડી ઉમેરવી. પિચકારી વતી રસ નાખવો.

૫-નાસૂર-નાસૂરવાળા દર્દીને થુવર કાંટાસરાનો સૂકો ગર હુક્કામાં રોજ સવારમાં પિવડાવવો.

૬-ચકલીની હગારનો લેપ નાસૂર પર મૂકવાથી ફાયદો થાય છે.

૭-આમલીના કચૂકાને પાણીમાં પલાળી રાખી છોતરાં કાઢી નાખવાં, તે જ પાણીમાં કચૂકાને વાટીને તેની બત્તી(વર્તી-વાટ) બનાવવી અને નાસૂરમાં

મૂકવી. આથી દુખાવો થાય છે પણ જલદી સારું થાય છે.

૮-ખજૂરના ઠળિયાને તેલમાં બાળીને તે તેલ મસળવું અને નાસૂરમાં મૂકવું.

૯-આમલીના કચૂકાની રાખ અને બિલાડીનું હાડકું ઘસીને ભૂકો કરી બંને મેળવીને અંદર મૂકવું.

૧૦-જેટલી જાડી જોઈએ તેટલી રૂની વાટ બનાવવી તેને ઈંડાની સફેદીમાં બોળી નાસૂરમાં મૂકવાથી સારું થાય છે.

૧૧-નાસૂર અને વ્રણ ઉપર આસનનો ભૂકો કરી ભભરાવવો.

૧૨-નાસૂર સારું થાય-ઈંડાંની જરદી અને મીઠું, લીમડાના ઝાડની સળીથી મેળવવું.

૧૩-નાસૂર માટે-કાળા તલ વાટીને લેપડી મૂકવી.

સફેદ તલ ખાવામા સારા છે. કાળા તલ દવામાં સારા છે.

૧૪-નાસૂર સારું થાય-આમલીના કચૂકા પાણીમાં ઘસીને નાસૂર પર લગાડે, તે ઘસારો નાસૂરની અંદર જવાથી વધુ ફાયદો થાય.

૧૫-નાસૂર વ્રણ ઉપર-હળદર બારીક ભભરાવવી.

૧૬-ભગંદર માટે-માણસનાં હાડકાંના બારીક ભૂકાનો મલમ કરવો, તેને રેશમના કકડા ઉપર લગાડવો અને ભગંદરમાં મૂકવો, અથવા હાડકું પાણીમાં ઘસી ભગંદરની અંદર અને ઉપર મૂકવું.

૧૭-નાસૂર ઉપર સમુદ્રશોષની રાખ મૂકવી અથવા નાસૂરમાં ભરવી.

૧૮-સાટાડીનાં પાંદડાંની લેપડી નાસૂર ઉપર મૂકે, તો ફાયદો થાય.

૧૯-સાપની કાંચળીની રાખ ઉમરાના દૂધમાં મેળવી તેનું પૂમડું નાસૂર ઉપર ૧૦ દિવસ મૂકયા કરે.

૨૦-નાસૂર-સાપની કાંચળીની રાખ નાસૂર ઉપર ભભરાવે તો ફાયદો થાય.

૨૧-નાસૂર માટે શતાવરીનું મૂળ પાણીમાં ઘસી લગાડવું.

૨૨-નાસૂરવાળો દરદી, હમેશાં લીમડાનું દાતણ કરે તો ફાયદો થાય છે. વડવાઈની લેપડી, ભગંદર ઉપર મૂકે, તો ફાયદો થાય છે.

૨૩-ભગંદર માટે-પારસના ફળનો રસ ભગંદરની અંદર મૂકવાથી રૂઝ લાવે છે.

૨૪-નાસૂર સારું થાય-મીણનું તેલ નાસૂરમાં મૂકે. તેલ બનાવવાની રીત: ૩ાા શેર મીઠું ગરમ કરવું. ગરમ થયેલું મીઠું આતશ ઉપર મૂકવાથી ફૂટે નહિ ત્યાં સુધી ઠીકરાં ઉપર ગરમ કરવું. તે મીઠાને જંતરમાં મૂકી તેની ઉપર ૧ શેર મીણ મૂકી અર્ક કાઢે તેમ તેલ કાઢવું. પહેલાં તેલનાં થોડાં ટીપાં રદ કરી પછીનું તેલ એકઠું કરવું. તે તેલ નાસૂર માટે બહુ સારું છે. જંતરમાં મીઠું રહે તે જખમ ઉપર દાબવાથી જખમ રૂઝે છે.

૨૫-નાસૂર માટે, મરઘીનાં પીછાંની રાખ તથા હરણનાં શિંગડાંની રાખ મેળવીને નાસૂરમાં મૂકે તો તે રૂઝે.

૨૬–નાસૂર, વ્રણ ઉપર મરઘાનાં પીછાંની અથવા ઈંડાંના કોચલાની રાખ ભભરાવવાથી નાસૂર બંધ થાય છે.

૨૭–નાસૂર (વ્રણ) માટે, મસૂર બાળીને રાખ મૂકે તો નાસૂર સારું થાય છે. મોઢા ઉપર ચાઠાં અથવા સફેદ ડાઘ પડે તો મસૂરનો આટો પાણી સાથે મેળવીને મસળવો.

૨૮–નાસૂર માટે–માથાંની બાળેલી રાખ નાસૂર ઉપર ભભરાવવી.

૨૯–નાસૂર માટે–કામળી બાળીને રાખ કરી તેમાં મોરથૂથુ મેળવી લગાડે તો રુઝ આવે છે.

૩૦–ભગંદર મટે–ઉંદર, કોળ, બિલાડી, કુતરી એમાંથી કોઈ પણ જાનવરના નળાનું હાડકું પાણીમાં ઘસી ભગંદરમાં ચોપડે.

૩૧–નાકમાં નાસૂર માટે–ગાયના ઘીમાં કાંદો લાલ કરી રોજ ખાવો; ઘી બાકી રહે તે નાકમાં મૂકવું અને મગજ પર જવા દેવું. માછલી, તેલ, મરચું ખાવું નહિ. કાંદો અને ઘી લોખંડના વાસણમાં ગરમ કરવું, અથવા કલાઈવાળું વાસણ ત્રાંબાનું લેવું. કલાઈ વગરના તાંબાના વાસણમાં ઉકાળેલું ઘી નાકમાં મૂકે તો નાકમાં નાસૂર પડે.

૩૨–કાંસકી(અતિબલા)નાં લીલાં અથવા સૂકાં પાનની લેપડી ઉપર ગોળ મૂકે અને દરદ પર બાંધે.

૩૩–ભાંગરાનાં પાનની લેપડી મૂકે.

૩૪–મરીકંથારનું મૂળ અથવા પાન વાટી ભગંદરમાં મૂકે.

૩૫–લીમડાના તેલની પિચકારી મારે.

૩૬–બાવચી, કાળા તલ, દિવેલાનાં પાન વાટી, બકરીના દૂધ સાથે વાટી ભગંદર પર મૂકે.

૩૭–જેઠીમધ અને વાવડિંગનું ચૂર્ણ ૦। તોલો અથવા વરિયાળી ૦॥ તોલો રોજ બે વાર ખાય તો ઘર કરી બેઠેલું દરદ નરમ પડે. હિંગ, ચણા, આદું, ગળપણ ખાવું નહિ.

૩૮–ગધેડાંનાં લીંડાં અરધાં તાજાં અને અરધાં વાસી લેવાં. એક વાસણમાં મૂકી બાળવાં. તે ઉપર થાળી ઢાંકવી; થાળી ઉપર પાણી નાખવું અથવા ભીનું કપડું મૂકવું. થાળીની નીચે મેશ બંધાય તે ગાયના દૂધ સાથે મેળવી નાસૂરમાં મૂકે.

૩૯–બકરાના ડાબા પગની નળીની ભસ્મ, રાખ, કળીચૂનો મેળવી લગાડે.

૪૦–રાયણનાં બીને તેલમાં મસળી લગાડે.

૪૧–સાજીખાર અને સિંદૂર લગાડે.

૪૨–મેથીને ઘીનો પટ દઈ બાળી તેને મલમ સાથે મેળવી લગાડે. ઉપર મલમની પટી મારે.

૪૩–એક શેર ભિલામાંનું તેલ નવટાંક નીકળશે તેમાં મીણ અને રાળ દરેક

૪ પૈસાભાર મેળવી મલમ બનાવી લગાડે.

૪૪–સંદેસરાનાં પાનની લેપડીમાં શંખજીરું મૂકી લેપડી મૂકે; તો જલદી ફાયદો થાય.

૪૫–માણસના નખની રાખ અને અફીણુ સમભાગે મેળવી મૂકે તો નાસૂર રૂઝે.

૪૬–કાચબાની પીઠની રાખ અથવા બિલાડીના હાડકાની રાખ, અથવા સાબરશિંગાની રાખ મધ સાથે નાસૂરમાં મૂકવી.

૪૭–બકરાંના વાળ અને તેલ સમભાગે અંગાર પર મૂકી તેને હલાવ્યા કરે, વાળ પીગળે તેને તેલ સાથે એકરસ કરવા. તે રસ વાપરવો. આ તેલ સાથે ચોથે ભાગે મીણુ મેળવે તો મલમ થાય.

૪૮–બકરાંના હાડકાંનો ભૂકો, એરંડિયાના મીંજ સાથે મેળવી લગાડે.

૪૯–અરણીનાં પાનનો રસ નાસૂરમાં મૂકે.

૫૦–બકરાની નળીની ખાકથી, ભગંદર, (દાદર, કોઢ) મટે, નાસૂર મટાડવું હોય તેને પણ ફાયદો કરે.

૫૧–કૂતરાની જીભનું ચૂર્ણ અને કુતબિયાંના ભેજાનું ચૂર્ણ ભૂંગળી વડે નાસૂરમાં છાંટે.

૫૨–ત્રિફળા અને વાવડિંગ સમભાગે ૦। તોલો કાયમ ખાવું.

૫૩–આંબાનાં કુમળાં પાનને ગધેડાના લોહી સાથે મેળવી લગાડે.

૫૪–લીંબોળીનું તેલ ૧૫ થી ૩૦ ટીપાં રોજ બેવાર પીધા કરે.

## પેશાબે લોહી

પેશાબે પડતું લોહી બંધ થાય–કાકડીનું મગજ ૦॥ અથવા ૧ તોલો પાણી સાથે ખૂબ વાટીને તે સવારે ભૂખે પેટ પીએ, જરૂર હોય તો બીજી વાર સાંજે ભૂખે પેટ પીએ.

## પેશાબે રેતી–પથરી–પેશાબ છૂટે–ગુરદાનાં દરદો

૧–પથરી પીગળે–ટંકણુખાર પાણી સાથે ઘસીને પીએ તો પથરી પીગળે.

૨–પથરી પેશાબની પીગળે–તૂમડીનાં બીજનું ચૂર્ણ ૦॥ તોલો ૧૦ તોલા ઘેટીના દૂધમાં ઉકાળી દિવસમાં ૨ વાર પીવું.

૩–પથરી–વીર્યને અટકાવવાથી પથરી બંધાય છે તે માટે તલસરાની રાખ મધમાં આપવી.

૪–પથરી માટે–નરમાનાનાં પાનનો રસ તોલા ૫ તથા જીરું ૦। તોલો મેળવીને ૭ દિવસ પીવું.

૫–પથરી પીગળી જાય–કાંટાસળિયાનો છોડ મૂળ સાથે આખો સૂકવીને બારીક ભૂકો કરી તે ૦। તોલો પાણી સાથે ખાય તો પેશાબની પથરી પીગળે છે.

૬-પેશાબે બંધાતી પથરી માટે-કબૂતરની હગાર ૧ વાલ, મરી ૧ વાલ, મધમાં મેળવી એની ત્રણ ગોળીઓ બનાવી એકેક ગોળી દિવસમાં ત્રણ વાર આપવી. રોજ તાજી ગોળી બનાવવી. એમાં પેશાબની પથરીને પીગળાવવાનો ગુણ છે.

૭-પથરી પેશાબે હોય તો ગાવજબાન-ગલજીભી-ભોંપાથરીનો રસ પીવાથી ફાયદો થાય છે.

૮-પથરી પેશાબે હોય તે માટે-૨ થી ૪ વાલ ટંકણખાર પાણીમાં ઘસી પાંચ દિવસ પીવો. અંગ્રેજીમાં બોરોસાઈટ્રેટ ઓફ મેગ્નેશિયા અપાય છે.

૯-પથરીનો રોગ દૂર થાય-૩ વાલ જવખાર તથા સાકર ગાયની છાશમાં મેળવી પીવું.

૧૦-પથરી માટે જાંબુ ખાવાથી ફાયદો થાય છે.

૧૧-પથરી માટે-ખાંડ શેર ૦।, જવખાર તોલા બે મેળવી તેમાંથી એકેક તોલો દિવસમાં ૩ વાર ખાવો અને ઉપર છાશ પીવી. આ પીવાથી કદાચ વૉમિટ થાય.

૧૨-પથરીના દુખાવામાં પેશાબ છોડાવવા માટે-ગરમ દૂધમાં જૂનો ગોળ નાખી પીવું.

૧૩-ક્ષાર-મૂત્રલ પેશાબે કાંકરી, પથરી-તલનાં તલસરાં એટલે સૂકી સાંઠીને બાળી ખાર કાઢે છે તે ખાર બે વાલ ખાવામાં આપે.

૧૪-પથરી બે જાતની હોય છે તેમાં એક સફેદ ચૂનાની જાતની અને બીજી હાથ વડે મસળાય તેવી હોય છે તે માટે ખટાશવાળી દવા સારી છે. તે માટે એસિડ સલફ્યુરિક એરોમેટિક પીવામાં ચાલુ રાખવી.

ગમએમોનીઆક-ઓસોઝ-સમગેબળ. ગુરદાની પથરી, તલ્લીનો સોજો, ગાંઠિયા વા અને સંધિવાને માટે સારો છે.

૧૫-પથરી નીકળે છે-જૂની ઈંટનો ભૂકો ૦। તોલો અને ખાંડ બૂરૂ ૦॥ તોલો મેળવી દરરોજ ફાકવું.

૧૬-પથરી પેશાબે-ગોખરુનાં બીજ તોલો ૦॥, મધ તોલો ૦॥, ઘેટીનું દૂધ તોલા ૧૦ સાત દિવસ પીવું.

૧૭-પથરી માટે-ગુંદર તોલા ત્રણ ઊકળતા પાણી શેર ચારમાં મેળવવું, ઠંડું પડે ને જ્યારે તરસ લાગે ત્યારે તે પાણી પીવું.

૧૮-પથરી (ખટાશવાળી), હથોડીથી ભાંગે નહિ તેવી પથરી માટે-દરદીએ ચૂનાનું નીતર્યું પાણી હમેશ સાધારણ પીવાના પાણીને બદલે પીવુ જોઈએ.

૧૯-પથરી પેશાબે હોય તે માટે-નાળિયેરનું પાણી શેર ૧૦ ગરમ કરી, જરા ઘાટું થાય પછી તેમાં જાયફળ, સૂંઠ, મરી, પીપર, જાવંત્રી નિયમસર નાખી બાટલીમાં ભરી રાખવું. ૧ તોલો સવાર-સાંજ દરદી પીએ તો પથરી પીગળે. અથવા નાળિયેરનું પાણી ૨ તોલા, તેમાં કબૂતરની હગાર ૧ વાલ

મેળવી, ગાળીને દરદી ૧૪ દિન પીએ.

૨૦-પેશાબે પથરી હોય તે પીગળે-આંબાહળદરનું ચૂર્ણ ૪ વાલ લેવું. તેને આમલીના પાનના રસ ૦। શેરમાં મેળવી ૨૧ દિવસ પીવું. પહેલા બે દિવસ પછી દરદીનો પેશાબ તપાસવો. નીચે થરો માલૂમ પડે અને રેતી જણાય તો જાણવું જે પથરી પીગળે છે. મીઠું અથવા કોઈ પણ જાતનો ખાર ખાવો નહિ.

૨૧-વરણાની છાલ ૧ રતલ ને પાણી ૧૬ રતલમાં ઉકાળી ૪ રતલ પાણી રાખવું. નીચે મુજબ કળથી, સિંધાલૂણ, વાવડિંગ, સાકર, જવખાર, કોળાના બીનું મગજ, ગોખરુ દરેક ચાર તોલા (આમાંની જેટલી મળે એટલી ચીજો લેવી.) એ બધાંને પાણીમાં વાટી ચટણી બનાવી વરણાના ઉકાળામાં મૂકવી. તેમાં ઘી ૧ શેર નાખવું, ઘીમાં અંગારાથી પાણી બાળી ઘી ગાળી લેવું. રોજ ૨ તોલા ઘી ખાય તો પથરી તૂટે.

૨૨-પેશાબે પથરી હોય તે માટે-ઘણાં ઈંડાં ખાવાથી પથરી થવાનો સંભવ છે. મૂળાનાં પાંદડાં અને લીંબુ અથવા સાલીતનાં પાંદડાં અને સરકો ખાવાથી પથરી બંધાતી નથી અને બંધાયેલી પથરી પીગળે છે.

પેશાબે પથરી હોય તેને બહાર કાઢ્યા પછી જો સાલીતનાં પાનના રસ અને સરકાની મેળવણીમાં મૂકે તો તે પથરી પીગળે છે એ ચોક્કસ છે.

૨૩-પથરી પીગળે-વાંઝકંટાળીના છોડને ફળ આવતાં નથી, એનાં પાન અથવા મૂળનું ચૂર્ણ અરધો વાલ પાણી સાથે ખવડાવવામાં આવે છે, એમાં ઝાડો-ઊલટી લાવવાનો ગુણ છે. માટે પથરીવાળા દરદીને પથરી પીગળાવવા માટે ઘણા ઓછા પ્રમાણમાં આપવું એટલે ઝાડો-ઊલટી થાય નહિ એટલા વજનમાં આપવું.

૨૪-પેશાબની પથરી પીગળે-મરઘીનાં ૧૫ ઈંડાંના કોટલાના ચૂર્ણને ઘી સાથે મેળવવું. તે બધું ૧૫ દિવસમાં દરદીએ ખાઈ જવું.

૨૫-પેશાબે પથરી હોય તે માટે સૂરોખાર ટાંક ૨, ઘસેલી કોડી ટાંક ૨, બરાસ વાલ ૨ મેળવી તે બધું ૧૫ દિવસમાં ખાવું.

૨૬-કાચી હળદર તોલો ૧ વાસી પાણી સાથે ૧૫ દિવસ પીવી.

૨૭-રેતી પેશાબે હોય તે કાઢવા માટે-૧ તોલો કાકડીના મગજને ગરમ પાણી સાથે પીવું.

૨૮-ધાતુપુષ્ટિ, પેશાબે રેતી, નસોમાં થયેલી નબળાઈ માટે ગોખરુ બહુ સારાં છે. ચા બનાવી પીવી.

૨૯-રેતીનો દુખાવો મટે-ગોખરુની ચા પેટ ભરી પીવી. સાથે સરપંખાનાં ૩ પાંદડાં લે તો ઘણો ફાયદો થાય.

૩૦-પથરી પીગળે-સાટાડ(પથ્થરચટી)ના પંચાંગનું ચૂર્ણ ૦॥ તોલો અને સાકર ૧ તોલો પાણી સાથે મેળવી દિવસમાં બે વાર પીએ.

૩૧–ધાંગરી માછલી(શીગાલી માછલી)ના માથામાંથી નીકળતો ગરમ કરેલો પથ્થર તેને હજરતે હાઉ કહે છે.

પેશાબ છોડવે, પથરી પીગળે–૧ અથવા ૨ વાલ અથવા વધારે પાણીમાં હજરતે હાઉને ઘસી રોજ બે વાર પીએ; એમાં ૨ વાલ સિંધવ નાખે તો ગુણ વધે.

૩૨–પેશાબ છોડાવવાના બીજા ઇલાજો–તણછની છાલનો ઉકાળો, સાગવાનના ઝાડનાં બીજ પાણીમાં વાટીને મૂઠીભર વસંત વેલાનો રસ સાકર સાથે લેવો, જાંબુ પેટ ભરીને ખાવાં અથવા ફૂલનો અથવા પાંદડાંનો રસ એટલી ચીજો ખાવામાં લે. મીઠું અને ઘી મેળવી ડૂંટી ઉપર મૂકવાથી પેશાબ છૂટે.

૩૩–પથરી માટે–બોરાસાઈટ્રિટ ઑફ મૅગ્નેશિયા વપરાય છે તેની બનાવટ નીચે મુજબ છે–મેગ્નેશ કારબોનસ ૧૫ ગ્રેન, એસિડ સાઈટ્રિક ૦ાા ઔંસ, ગરમ પાણી ખપે એટલું લેવું. બધાંને મેળવી ચૂલા પર બાળીને ભૂકો બનાવવો. પ્રમાણમાં ૧૦થી ૧૫ ગ્રેન ભૂકો પાણી સાથે દિવસમાં ત્રણ વાર પીવો. અથવા મૅગ્નેશ કારબોનસ ૧ ડ્રામ, એસિડ સાઈટ્રિક ૨ ડ્રામ, બોરેક્સ ૨ ડ્રામ અને પાણી ૮ ઔંસ, એ બધાંને મેળવીને તેમાંથી ૨ ડ્રામ દવા ૩ તોલા પાણી સાથે મેળવી રોજ ત્રણ વાર પીવાથી પેશાબની પથરી મટે છે.

૩૪–પથરી હોય તે રેતી થઈ નીકળી જાય–ભોંયપાતરી બે પૈસાભાર, જીરું તોલો ૦ાા, ગાયનું ઘી બે પૈસાભાર લેવું. ઘીમાં જીરું વધારી પાંદડાંની ભાજી બનાવી ત્રણ દિવસ ખાય તો પથરીને તથા રેતીને કમી કરે.

૩૫–રેતી પેશાબે પડતી હોય–કુમળો મૂળો પાંદડાં સાથે સવારે રોજ ખાવાથી રેતી ધોવાઈ જાય છે મૂળો સાંજે ખાવામાં અવગુણ છે.

ગુરદાનો દુખાવો–મૂળાનાં પાંદડાંની ભાજી ઘીમાં બનાવીને ખાવી, અથવા લીંબુનો રસ તોલા ૨ાા અથવા મૂળાનો રસ તોલા ૨ાા પીવો.

૩૬–કબૂતરની હગાર ૦ા તોલો, નાળિયેરના પાણીમાં નાખી ૭ દિવસ પીએ, સવારે પેશાબમાં રેતી જણાય તો જાણવું જે પથરી પીગળે છે.

૩૭–પેશાબે રેતી અથવા પથરી હોય તે પીગળે–કેવડાની જડ લીલી બે તોલા, પાણી ૩ શેરને ઉકાળી ૦ાા શેર રાખવું. તેમાંથી ૨ાા તોલા રોજ ૩ વાર પીવું.

૩૮–પથરી માટે–સરગવાની છાલનો કાવો મરી, પીપર સાથે પીવો. સૂરોખાર ૩ વાલ, ક્રીમ તારટર તોલો ૦ા, પાણી તોલા ૮ મેળવી તેના ભાગ ત્રણ કરી દિવસમાં ૩ વાર પીએ. અકીકની ભસ્મ ખાવાથી પેશાબની પથરી પીગળે છે.

૩૯–પથરી માટે–૦ા થી ૦ાા તોલો હળદર ગોળ સાથે ખાવી, ઉપરથી જવનો અથવા ઘઉંનો ઉકાળો પીવો

૪૦-રેતી પેશાબે હોય તે નીકળે-આમળુ બહાર આવેલું પાછું બેસે: કમળનાં ફૂલનો ગુલકંદ બનાવી ૧ તોલો રોજ સવારે ખાય.

૪૧-પથરી પેશાબે હોય તે પીગળે-કુંવારનો રસ ૦ાા તોલો અથવા વધારે, હળદર બેઆનીભાર મેળવીને રોજ બે વાર દરદીને ખવડાવે.

૪૨-પેશાબે રેતી હોય અને દુખાવો ઘણો થાય તો કેસૂડાંનાં ફૂલની પોટીસ દુખાવા ઉપર મૂકવી. તે પોટીસના ઉપર ગરમ પાણીની બાટલી, ગરમ ઈંટ અથવા ગરમ પથ્થર મૂકી રાખવો.

૪૩-પથરી માટે-રેહાનનાં બી તોલા ૭, પીવાના પાણી શેર ૫ માં ભીંજવી રાખી માટીના વાસણમાં ગાળી રાખવું. પાણીની તરસ લાગે ત્યારે આખો દિવસ એ પાણી પીવું. પાણી રોજ નવું બનાવવું. અથવા પીપર, મધ, છાશ પીવી.

૪૪-પથરી માટે-સિંધવ ૨ તોલાનાં પડીકાં ૨૧ બનાવી તેમાંનું પડીકું ૧ રોજ ગાયની છાશમાં પીએ. પછી ઊભો ઊભો પેટ ભરીને છાશ પીએ તો પથરીનું દરદ ટળે. અથવા સિંધાલૂણ ૧ તોલાનાં ૧૨ પડીકાં કરી તેમાંથી એક સવારે ખાવું અને ઊભા ઊભા ગાયની છાશ પીવી.

૪૫-પથરી માટે-સોનામુખી કાકડીના રસ સાથે પીવી. અથવા કાકડીના બી સાથે ખાવી.

૪૬-પથરી માટે હજરતે યાકૂબ ૨ માસા જેટલો પાણીમાં ઘસીને રોજ પીવાથી પથરી ગળી જશે. અથવા બે વાલ હજરતે હાઉને ચોખાના ધોવણમાં ઘસીને પિવડાવે.

૪૭-પથરી માટે-એ સાબુની ચણા જેવડી ગોળીઓ બનાવી તેમાંથી રોજ આખો દિવસ ગોળી ૨૦ થી ૩૦ સુધી ચૂસ્યા કરવી.

૪૮-પથરી પેશાબે હોય તે પીગળે-જૂની ઈંટ પાંચ વાલ, ખાંડ ૧૫ વાલ મેળવી રોજ ખાવી.

૪૯-ક્ષાર-મૂત્રલ, પેશાબે કાંકરી, પથરી-તલના તલસરાં એટલે સૂકી સાંઠીને બાળી રાખ કાઢે છે તેમાંથી બનેલો ખાર બે વાલ ખાવામાં આપે છે.

૫૦-ગુરદાની રેતી માટે-પટોલ, જેઠીમધ, કડુ, સુંઠ, લીમડાની અંતર-છાલ, દેવદાર, મોથ દરેક ૧ તોલો લઈ એના બે ભાગ કરી એક ભાગ પાણીમાં ઉકાળી દિવસમાં બે વાર પીવું.

૫૧-રેતી પેશાબે-ચોળાઈની ભાજીનાં ખીની ચા પીવાથી પેશાબની રેતી નીકળી પડે છે.

૫૨-પથરી હોય તો પાલખની ભાજી, ચોલાઈની ભાજી, કાકડી, દૂધી, દાડમ વગેરેમાંથી કોઈ પણ એક ખાવામાં લેવું.

૫૩-પથરી બહાર નીકળે-પથરી પેશાબની નળીમાં અટકે તો બદામના

તેલની પિચકારી મારવાથી બહાર નીકળે છે

૫૪-પથરી, પેશાબે પથરી હોય તે માટે-ભોયરીગણીનુ મૂળિયુ ઘસીને પાવુ અથવા મૂળિયાનો ઉકાળો કરી પીવો

૫૫-પથરી મારે-રાઈ અને સિધવ-સમભાગે મેળવી ૧ તોલો ગોમૂત્ર સાથે ખવડાવવુ

૫૬-પથરી માટે-સૂકુ અથવા લીનુ લસણ ખાવામાં રોજ ઘણુ વાપરે તો તેને પથરી બાઝતી નથી

ગુરદાના દરદ, રેતી-લીમડાની છાલનો કાવો દિવસમા ત્રણ વાર પીવાથી દરદ નરમ પડે છે

૫૭-રેતી કાઢે છે-એમોનિયા બેનઝોએટ, રોજ ૧૦ ગ્રેન ખાવાથી ધાત જતી અટકે અને રેતી પીગળે છે લોબાન, ખાડ દરેક ૧॥ પૈસાભાર મેળવીને ૧॥ પૈસાભાર ભૂકો મધમા લેવો ઉપાય ચોક્કસ છે

૫૮-પથરી પીગળે-બીરબહોટીનુ ચૂર્ણ ૧૫ ગ્રેન ગોળ સાથે ખાય, ઉપરથી કળથીનો ઉકાળો ઘણો પીએ, ખોરાકમા ભાત અને મગ ખાય તો પથરી પીગળે

૫૯-કોળુ લાલ પાકટનો ૨ તોલા રસ સવારે અને સાજે ભૂખે પેટે પીએ, ૧૫ દિવસમા ફાયદો જણાય પથરી મોટી હોય તો ઘણા દિવસ પીએ. પેશાબ વધુ થાય, રેત ધોવાઈ જાય, પથરી પીગળે

૬૦-સરપખાના પાદડાનો રસ ૨ તોલા સાકર સાથે પીએ

૬૧-જાબુડાના ઝાડની છાલની અથવા હળિયાની ચા અથવા કાવો રોજ બે વાર પીવો

૬૨-સફેદ રાળ ૫ તોલા, જેઠીમધ ૨ તોલા, નાની એલચી ૧ તોલો, કપૂર માસા ૨, સાકર તોલા ૯ નુ ચૂર્ણ ૭ માસા પાણી સાથે ખાવુ

૬૩-લીમડાના પાદડાની ભસ્મ (સફેદ) કરી પાણી મેળવી તેનો ખાર બનાવે, ૧ રતી ખાર ગોખરની ચા સાથે રોજ બે વાર પીએ

૬૪-કડાની છાલનુ ચૂર્ણ ૦॥ તોલો ફાકી ઉપરથી કેસૂડાના ફૂલની ચા પીએ

૬૫-કોદીના ૩૬ દાણાને ૧ ઔસ પાણીમા ઉકાળે પાણી બળી રહે ત્યારે કોદી છૂ દે, તેમા ૨ ઔસ પાણી નાખી ફરી ઉકાળે ૧ ઔસ પાણી રાખે તેમા ૩૦ ટીપા સ્પિરિટ ઈથર નાઈટર મેળવી બે મહિના સુધી રોજ બે વાર પીએ

૬૬-દાભડો, એક જગલી ઘાસ છે, જે જમીન બગાડે છે કોઈ ચીજ તેવા ઘાસના ખેતરમા પાકી શકતી નથી એના મૂળિયા જમીનમા ઊડા જાય છે, તેના થડ નજદીક કોઈકનેજ ગોટી જેવુ થાય છે તેને દાભડાનુ ફૂલ કહે છે તે ફૂલને કાન સાથે બાધેલુ રાખે તો આખનુ ફૂલ કપાય છે એ દાભડાનુ મૂળ પાણીમા ઘસી પીવાથી પથરી પીગળે

૬૭-ચોલાઈની ભાજી, પાલખની ભાજી, દૂધી એમાનુ ગમે તે એક

પાણીમાં ઉકાળી પીવામાં લેવું. આ ચીજને ખોરાક તરીકે ઘણી ખાવી.

૬૮–રેતીનો દુખાવો થાય ત્યારે ૧૦ કાળાં મરીને ાા શેર પાણીમાં મેળવી તે પાણીને ઊંચી ધારથી ૨૦૦ વખત ૧ ગ્લાસમાંથી બીજા ગ્લાસમાં નાખી પછી પીએ.

૬૯–મૂળો તેના પાતરાં સાથે સવારે ભૂખે પેટે દરદી રોજ ખાય.

૭૦–પેશાબે તનક મારે ત્યારે તલના ઝાડની બાળેલી કાળી રાખ દૂધ અથવા મધ સાથે ખાવી.

૭૧–મકાઈની મૂછ ૧ તોલો પાણી સાથે ઉકાળી સાકર મેળવી રોજ ૩ વાર એક માસ પીએ, ગુરદાનાં દરદો મટે.

૭૨–રેવંચીની, પાષાણભેદ, સૂરોખાર, એલચી સમભાગે ચૂર્ણ બનાવી ૦। તોલા ચૂર્ણના ૪ ભાગ કરે. ૧ ભાગ પાછલી રાતના ૪ વાગે, પછી બીજાં પડીકાં એકેક કલાકે દૂધ અને પાણીના મિશ્રણ સાથે લેવાં. છાયામાં રહેવું, તડકે ન જવું.

૭૩–ઉપલસરી, જીરું, સાકરનો કાવો પીવો.

૭૪–સારિવા, ઇંડિયન સારસા ૫ તોલા પાણી ૧ા શેરમાં એક રાત ભીંજવી રાખે. ૫ તોલા પાણી રોજ ત્રણ વાર પીએ તો પેશાબ છૂટે.

૭૫–અઘેડાનાં બીનો ખાર જેમાં પોટાશ કાર્બ છે તે પાણીમાં પીએ.

૭૬–વાંઝણી કંટોલીના કંદનું ચૂર્ણ ૦। તોલો મધ, સાકર સાથે ખાવાથી પથરીનું દરદ મટે તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી.

૭૭–ગુરદાનાં દરદો (બ્રાઈટ ડીસીઝ) માટે-અરડૂસી અને લીમડાનાં પાનનો વરાળિયાથી શેક કરવો. અરડૂસીનાં પાનનો રસ ાા તોલો મધ સાથે લેવાથી ચમત્કારિક અસર થાય છે.

૭૮–કાકડીનાં બીજ અને પાણી વાટી પીએ.

૭૯–કાકડીનાં બીજ, જીરું, સાકર પાણીમાં વાટી પીએ.

૮૦–સરગવાનાં મૂળનો રસ પાણી સાથે પીએ.

૮૧–કાકડીનાં બી અને સાકર ચાવી ખાવી.

૮૨–તલસરાંને બાળી કરેલી રાખ, દૂધ, મધ સાથે બે-ત્રણ વાર ખાવાથી સારી અસર થાય છે.

૮૩–સરપંખાનાં પાનનો રસ ૪ તોલા સાકર સાથે રોજ પીવો.

## પેશાબ છૂટે

૧–કેસૂડાં ફૂલ (ખાખરાનાં ફૂલ) બાફી પેડુ ઉપર મૂકે.

૨–ગળોનાં પાનનો રસ પેડુએ ચોપડવો.

૩–કેળના ઝાડનું પાણી ઊના ઘી સાથે પીવું

૪-કાકડી અને ભૂરા કોળાના મગજનો એક આંગળ જાડો લેપ ઇંદ્રિય અને પેડુ ઉપર કરવો.

૫-નેતરનો કટકો આઠ આંગળ લાંબો લઈ એક નાકેથી સળગાવે, બીજું નાકું દરદી મોઢામાં લે અને દમ ખેંચે. ધુમાડો પેટમાં લે.

૬-નેતરની ગાંઠને ચોખાના ધોવણમાં ઘસી પીવું.

૭-પાઉઝરના પથ્થરને ચોખાના ધોવણમાં ઘસી પીવો.

૮-નવસાર છૂંદેલા ૧ શેરને માટીના વાસણમાં મૂકી કપડછાણ કરે, ચૂલે ધીમી આંચ પર ત્રણ કલાક રાખે. પછી અંગાર કાઢી લે. ચૂલા પર વાસણને ઠંડું પડવા દે ૦। શેર વાસણમાં બાઝેલો ખાર બાળકને ૨ વાલ, મોટાંને ૫ વાલ આપે, પેશાબ જરૂર છૂટે.

૯-ઝરખ જાનવરની હગાર ઇંદ્રિયે લગાડે તો પેશાબ છૂટે અને ડૂંટીની આસપાસ લગાડે તો ઝાડો થાય.

૧૦-કૂતરિયા ઘાસનાં બી ૦॥ તોલો છાશમાં આપે અથવા શરબત નીચે મુજબ કરી પાય:

કૂતરિયા ઘાસને પાણી સાથે છૂંદી કાઢેલો રસ ૧ શેર, સાકર ૧ શેર, ૦। તોલો એલચી ગરમ કર્યા વગર હલાવીને શરબત બનાવે. તે લાંબો વખત સુધી બગડે નહિ.

૧૧-વિછૂંડાનાં પાનનું ચૂરણ ૨ વાલ છાશ સાથે પીએ.

૧૨-લીંબુનાં બીનું ચૂરણ ૦॥ તોલો પાણી સાથે પીએ.

૧૩-મકાઈના રેસા તોલો ૧ પાણી ૧ શેર ઉકાળી ૦। શેર પાણી રાખે તે ૦॥ તોલો પાણી બે-બે કલાકે આપે. પેશાબ વધે ત્યાં સુધી આપ્યા કરે. પથરીમાં તેમ જ જલંદરમાં આ ચમત્કારિક છે.

૧૪-ફુલાવેલો ખડિયોખાર અને ફુલાવેલી ફટકડી પેશાબની નળીમાં મૂકે તો ખાતરીપૂર્વક પેશાબ છૂટે.

૧૫-ઇંદ્રવરણાંનું મૂળ પાણીમાં ઘસી પીએ તો પેશાબ અને ઝાડા છૂટે.

૧૬-મોરના પીંછની રાખ તથા મુંજની દોરી ૧ વાલ ગરમ પાણી સાથે પીએ.

૧૭-પરવાળાંની ખાક ૧ વાલ, એલચી ૧ વાલ દૂધ સાથે ખાવી.

૧૮-ઉંદરની લીંડી, સુરોખાર એની લેપડી ડૂંટી પર મૂકે, ઉપર મૂળાનું પાન બાંધે.

૧૯-લાંપડીનાં બી ૦। તોલો પાણી ૫ તોલામાં વાટી પીએ તો પેશાબની નળીમાં પેશાબ માટે સળી મૂકવી પડે નહિ. ૦।-૦॥ કલાકમાં પેશાબ ન થાય તો ફરી એ દવા પાવી. એમાં પેશાબ છોડવાનો મોટો ગુણ રહેલો છે.

૨૦-પેશાબ છૂટે-પેડુ ઉપર ઠંડા પાણીની ધાર ૨ ફૂટની ઊંચાઈએથી નાખે.

૨૧-કાળી મુસળી લીંબુના રસમાં ઘસી ડૂંટી અને પેડુ પર ઘસે તો પેશાબ છૂટે.

૨૨–પેશાબ છૂટે–બે તોલા ગોખરુને ૦ાા શેર દૂધમાં પકાવી ખીર કરીને પીવું. અથવા બે તોલા ગોખરુ, બે તોલા સાકર અને એક શેર પાણીને ઉકાળી ૦ાા શેર રાખી પીવું.

૨૩–જીરું અને સોનામુખી સમભાગે લઈ લીંબુના રસમાં મેળવી તેમાંથી ૦। તોલો રોજ ત્રણ વાર ખાવો.

૨૪–પેશાબનો દરેક રોગ જાય–કાળા તલ, ઘઉં, કેસૂડાંનાં ફૂલ, બલબીચ, એલચી દરેક ૧ શેર લેવું. દરેક વસાણાને આતસ પર શેકીને તેનો ભૂકો કરવો, તેમાં ૦ાા શેર સૂંઠ મેળવવી. ખાંડ શેર એકનો શીરો કરી ભેળવેલું વસાણું તેમાં નાખી એકરસ કરી તેમાંથી ૨ તોલા સવારે અને ૨ તોલા સાંજે ખાવું.

૨૫–પેશાબ છૂટે–ઇંદ્રિયમાં કપૂર અથવા સુરોખાર મૂકે તો પેશાબ છૂટે. આ ઉપાય ઘણી વાર ચાલુ રાખવામાં નુકસાન થાય છે.

૨૬–તલના છોડની સાંઠી( તલસરાં )ની રાખ મધ સાથે અથવા દૂધ સાથે પીવી.

૨૭–દૂધ અને પાણી સમભાગે પેટ ભરીને પીવું.

૨૮–કાકડીનો મગજ ૧ તોલો પાણીમાં ઉકાળીને પીવો.

૨૯–ગોખરુનો ઉકાળો અને જવખાર ૨ વાલ પીવાથી પેશાબ છૂટે છે. ગોખરુ પેશાબના દરદને અને રેતીને ફાયદો આપે છે. એની ચા વધારે પીવાથી પેટ તણાઈ આવતું નથી. ચા પેટ ભરીને વધારે પીવાથી ફાયદો ઘણો થાય છે. ચા પીવાથી પેશાબમાં રેતી હોય તે મટી જાય છે. તાવવાળા દરદીને ગોખરુની ચા આપી શકાય નહિ.

૩૦–ગુરદાના દરદ તથા ધાતુ માટે–ગોખરુ ૭ દાણા, પીપરીમૂળ તોલો ૦।, સાકર ૦। તોલો, દરરોજ પાણી સાથે દિવસમાં ૨ વાર પીવું.

૩૧–પેશાબ વારંવાર થતો બંધ થાય–તલ ૨ ભાગ, અજમો ૧ ભાગ મેળવી તેની ફાકી દિવસમાં ત્રણ વાર મારવી.

૩૨–પેશાબ છૂટે–નાની કોડી પાણીમાં ઘસીને પીવી.

૩૩–ઉંદરની લીંડી અને સુરોખાર વાટી પેઢુ ઉપર લેપડી મૂકવી. ઉપર મૂળાનાં પાંદડાં બાંધવાં, તેથી પેશાબ છૂટે છે.

૩૪–ખારેક તથા કોપરું દરેક ૦ાા તોલો વાટીને ખાવું.

૩૫–ગોખરુની ચા પેશાબ છોડવે છે, શક્તિ વધારે છે, ધાતુપુષ્ટિ કરે છે.

૩૬–છાશમાં જવખાર નાખી પીએ તો પેશાબ છૂટે.

૩૭–જવનું પાણી બે તોલા સુરોખાર સાથે પીવું, અથવા જવનું એકલું પાણી પેટ ભરીને પુષ્કળ પીવું.

૩૮–કેળના ઝાડનો રસ પીવાથી પેશાબ છૂટે છે.

૩૯–ગોખરુને દૂધમાં રાંધી પેઢુ પર મૂકવું.

૪૦–લોહીનો પેશાબ થાય તો–ભાંગ, એલચી, વરિયાળીને પાણીમાં વાટીને

પાવી; જે દરદીને અફીણ આપી શકાતું નથી તેને ભાંગ ફાયદો કરે છે.

૪૧–જવખાર પેશાબ છોડાવવા માટે પીવામાં લેવો, સોડા-બાઈ-કાર્બ પણ વપરાય છે.

૪૨–પેશાબ છૂટે-૧૦ કાળાં મરી છૂંદીને ાા શેર પાણીમાં નાખી તે પાણીને ૨૫૦ વાર એક વાસણમાંથી બીજા વાસણમાં ઊંચી ધારથી નાખી બનાવવું અને તે પાવું.

૪૩–પેશાબ છૂટે-મૂળાનાં પાંદડાં અને સુરોખાર છૂંદી પેઢુ ઉપર બાંધે તો પેશાબ છૂટે છે.

૪૪–પેશાબ છૂટે-મૂળાનાં પાનનો ા શેર રસ પીએ તો પેશાબ છૂટે.

૪૫–પેશાબ છૂટે-ઉંદરની લીંડી ાા તોલો અને સુરોખાર તોલો ાા વાટી તે ડૂંટી માંહે ભરે અને તેની ઉપર મૂળાનાં પાન બાંધે તો પેશાબ છૂટે.

૪૬–મૂળાનો રસ તોલા ૨ાા, સાકર તોલો ૧ મેળવી દિવસમાં બે વાર પીવો.

૪૭–પેશાબ બંધ થયેલો જલદી છૂટે-કેળાંછાલ અને કેસૂડાંનાં ફૂલ સમભાગે લઈ તે મેળવણીનો ૧ તોલો ા શેર પાણીમાં ૧ રાત ભીંજવી રાખી સવારે તે પાણી ગાળીને પીવું.

૪૮–પેશાબ બંધ હોય, પેશાબે તનક મારે તે માટે-ભૂરાં કોળાંનો રસ ૨ તોલા, સાકર ૧ તોલો મેળવી ૩ દિવસ પીએ.

૪૯–પેશાબ છોડવવા ત્રિફળાનો ઉકાળો પીએ.

૫૦–પેશાબ છૂટે-પેશાબ બંધ થઈ ગયો હોય તો કેળના રોપાનું પાણી પાંચ તોલા, તાવેલું ઘી બે તોલા મેળવી પાવું. ચમત્કાર એ છે કે આવી રીતે ખાધેલું ઘી છૂટું પડી પેશાબ વાટે નીકળી પડે છે અને પેશાબનો રસ્તો મોકળો કરે છે. સ્ત્રીને જલદી ફાયદો કરે છે.

૫૧–પેશાબ છૂટે-કેસૂડાંનાં ફૂલ ખાંડીને પેઢુ પર મૂકે, તે ઉપર ગરમ પાણીથી ભરેલી બાટલી મૂકી રાખે તો પેશાબ છૂટે.

૫૨–પેશાબ ઘણો છૂટે તો ટિંક્ચર સ્ટીલ ટીપાં ૨૫ અને પાણી ઔંસ ૧ાા પીવું. બબે કલાકે ત્રણ વાર પીવાથી પેશાબ બંધ થાય છે.

૫૩–પેશાબ છૂટે-સાતિફળનું મૂળ ા તોલો પાણીમાં ઘસીને પીવું.

૫૪–પેશાબનો આરજો ઘણો હોય તો સુવા શેર ૧ા, મધ શેર ાા, ખાંડ શેર ાા ના લાડવા કરી ખાવા.

૫૫–પેશાબ છોડવે-ાા તોલો સોડા-બાઈ-કાર્બ પીવાથી પેશાબ છૂટે છે.

૫૬–પેશાબ છૂટે-ઊંટના પેટમાંથી નીકળતો પથ્થર પાણીમાં ઘસીને પેટ ઉપર લેપ કરે.

૫૭–અરીઠામાં મેલ કાપવાનો ગુણ સારો કરતાં પાંચગણો વધારે છે પેશાબ છોડવે-અરીઠાના પાણી સાથે ઉંદરની લીંડીની લેપડી કરી પેઢુ ઉપર મૂકવી.

૫૮–પેશાબ બંધ થયેલો ખૂલે–સમુદ્રફળ લીંબુના રસમાં ઘસીને ડૂંટી અને પેઢુ ઉપર લગાડવું.

૫૯–પેશાબ બંધ થયેલો ખૂલે–સરગવાનો ઉકાળો ગરમ કરી પીએ. (રાઈની માફક સરગવાના મૂળની છાલ પ્લાસ્ટર તરીકે વપરાય છે.)

૬૦–પેશાબ ખંચાય ત્યારે સાકર અને જુવારનો આટો સમભાગે મેળવીને ૦। તોલો રોજ સવાર–સાંજ પાણી સાથે ખાવો.

૬૧–પેશાબ છૂટે–લીલા આમળાંનો રસ પીવો.

૬૨–જવખાર ૦। તોલો, ૦॥ શેર પાણી અને સાકર મેળવી પીવામાં લેવું.

૬૩–ભોંયરીંગણીનો ઉકાળો ૧૦ તોલા અને મધ ૧ તોલો પીવું.

૬૪–કેસૂડા બે તોલા, પાણી વીસ તોલામાં ઉકાળી બેઆનીભાર સુરોખાર તેમાં નાખી પીવું.

૬૫–દરભનાં–કાસડાનાં–ડાંગરનાં–તલસરાંનાં–સેરટીનાં મૂળ સમભાગે લઈ બાળી તેની રાખમાથી ખાર કાઢી ઉપયોગમાં લેવું તેનો ગુણ ઘણો છે.

૬૬–કાંસકીનાં મૂળનો ઉકાળો પીવો.

૬૭–કેસૂડાંનાં ફૂલ બાફી પેઢુ ઉપર બાધવાં અને ઉપર બાટલીનો શેક કરવો.

૬૮–કાંદો બાફીને તેની પોટીસ પેઢુ પર બાંધવી.

૬૯–ગોળ ઊના દૂધમાં મેળવી પીવો.

૭૦–નકમરિયાં અથવા ગોખરુ છૂંદીને ઠંડા પાણીમાં પલાળી રાખી તેનો ચીકણો લુઆબ સાકર સાથે પીવો

૭૧–સરગવાનાં મૂળની છાલની ચા પીવી.

૭૨–છાશ જેવો પેશાબ થાય તે માટે હળદર અથવા દારુહળદરનો કવાથ પીવો.

૭૩–પેશાબ છાશ જેવો જાય ત્યારે–માયાં બેઆનીભાર ભૂકો કરી પાણી સાથે રોજ ત્રણ વાર ખાય.

૭૪–પેશાબ બંધ થાય ત્યારે ૦। શેર સુરાખારને ૩૫ શેર પાણીમાં ઉકાળે અને ખમી શકાય એવું ગરમ પાણી લઈ પેટ અને પેઢુ પર શેક કરે અથવા એ ગરમ પાણીમાં લૂગડું ભીંજવી પેટ અને પેઢુ ઉપર મૂકે. જો પેસાબ ઘણો જ થાય તો ખસખસના પોસનો શેક કરે.

૭૫–પેશાબે બળતરા બળતી હોય તે માટે–લૂણીની ભાજીનો રસ ૫ તોલા અને સાકર ૫ તોલાનું શરબત બનાવી પીએ.

૭૬–પેશાબ છાશ જેવો જાય ત્યારે દરદીએ બપોરે તાડી ૧॥ શેર પીવી.

## ઊંઘમાં પેશાબ

પેશાબ ઊંઘમાં થઈ જાય તો ધાણા તથા ખાંડ સાથે મેળવીને રોજ ફાકવી.

બાળકને પેશાબ ઊંઘમાં થાય ત્યારે ધંતૂરાના પાનના રસનાં ૨ ટીપાં પાણી સાથે આપવાં. આ વનસ્પતિ ઝેરી છે માટે સૂચના મુજબના પ્રમાણમાં જ આપવું.

## મૂત્રકચ્છ્ર-પેશાબ વારંવાર થતો અટકે

૧-પેશાબ થોડો થાય-કપૂર, એલચી, તજ, ગોળ, પાષાણભેદ, પીપર સમભાગે ગોળ સાથે મેળવીને તથા વજ બે આનીભાર લઈ, ચોખાના ધોવણ સાથે પીએ તો પેશાબ કમી થાય.

૨-પેશાબ બંધ કરવા માટે-કાંદો ગરમ ગરમ પેડુ ઉપર બાંધવામાં આવે છે.

૩-પેશાબ વારંવાર થતો અટકે-ધાવડીનાં ફૂલ ૦ાા તોલો રોજ ખાવાં.

૪-પેશાબે થતા દરદ માટે ગળોનું સત્વ અને હળદર સમભાગે મેળવી તેમાંથી બે આનીભાર ચૂર્ણ દિવસમાં ત્રણ વાર ખાય તો બળતરા અને તનક બંધ થાય.

૫-પેશાબ વારંવાર આવતો અટકે-ખજૂર ઘીમાં તળીને તેમાં પીપર, અજમો, કાળા તલ મૂકીને ખાય તો પેશાબનો આરજો (પ્રમાણ) ટળે.

૬-મૂત્રકચ્છ્ર માટે-તાડનું મૂળિયું ચોખાના ધોવણમાં ઘસી પાવું.

૭-પેશાબ બેઅખત્યાર આવે, તે ગરમીનો હોય તો પાણીની તરસ ઘણી લાગે તેનો ઈલાજ-ધાણા, સુખડ, લીમડાની છાલ, મોથ, એલચી, નાગકેસર એ સર્વેનો ઉકાળો સાકર સાથે પીવો.

૮-મૂત્રકચ્છ્ર માટે-ભોંયરીંગણીનો રસ બે તોલા, મધ ૦ા તોલા સાથે પીવામાં લેવો.

૯-પેશાબ ઘણો થતો હોય તો ૧ તોલો આદુંનો રસ સાકર સાથે મેળવી દિવસમાં બે વાર પીવો.

૧૦-પેશાબ વારંવાર થતો હોય તો બાવળનાં કુમળાં બી વગરના પડદા-(સીંગ)નું ચૂર્ણ અને સાકર સમભાગે મેળવીને તેમાંથી એક તોલો લેવો, તેના ૭ ભાગ કરવા. એક પડીકું રોજ સવારે ખાવું.

૧૧-સરગવાનું મૂળિયું શેર ૦ા પાણી શેર ૨ માં ઉકાળી ૦ા શેર રાખી તેમાંથી પાંચ તોલા પાણી રોજ બે વાર પીવું.

૧૨-મૂત્રકૃચ્છ્ર માટે-૦ાા તોલો સામરની છાલનું ચૂર્ણ દૂધમાં પીવું.

૧૩-મૂત્રકચ્છ્ર માટે-સંદેસરાનું મૂળિયું શેર ૦ા, પાણી શેર ૨ માં ઉકાળી ૦ા શેર રાખવું. તેમાંથી ૦ા થી ૦ાા તોલો પાણી સાથે પીવું.

૧૪-પેશાબ બેઅખત્યાર આવે, શરદીનું કારણ હોય તો તરસ લાગે નહિ અને પેશાબ ઉતાવળો આવે, તે માટે-મારેલું લોઢું ૧૦ ભાગ, સૂંઠ ૨૦ ભાગ, સાકર ૩૦ ભાગ મેળવીને દરરોજ ૦ા તોલો ખાવું.

૧૫-પેશાબ વારંવાર થાય તો સુવા શેર ૧ા, મધ શેર ૦ાા, બેરિયો ગુંદર શેર ૦ા, ખાંડ શેર ૫, તેના લાડવા કરી ૧૪ દિવસ ખાવા. પેશાબ ઘણો થાય તેનો ઇલાજ, સુવા ૧ શેર, મેંદો શેર ૦ાા, ગુંદર ૦ાા શેર, ખાંડ ૦ાાા શેર, ઘી ૧ શેરના લાડુ બનાવે. સવારે ૦ા શેર અને ૦ા શેર સાંજે ભૂખે પેટે ખાય.

૧૬-મૂત્રકચ્છ્ર માટે-એલચી ૦। તોલાનું ચૂરણુ મધમાં ખાવું.

૧૭-મૂત્રકચ્છ્ર માટે-કેળના કંદનો રસ ૧ તોલો, ગાયનું મૂત્ર ૦।। તોલો મેળવી પાવું.

## પેશાબ ટપકે

દરદીને પેશાબ ટપક્યા કરે તે ઝીલવાનું કાંઈ સાધન મેળવી ન શકાયું હોય તો, કોલસાના ભૂકાની કોથળી બનાવે અને પેશાબની નળી આગળ બાંધે. પેશાબ અંદર પડે પણ વાસ બહાર ન આવે.

૧૮-લાલ કોળાનો રસ ૨ તોલા રોજ બે વાર પીએ તો ટપકતો પેશાબ બંધ થાય.

૧૯-ઉપલસરી, જીરું, સાકરનો કાવો પીવો.

૨૦-જૂનો ગોળ દૂધમાં નાખી પીવો

૨૧-આદાનો રસ, ખડીસાકરમાં મેળવી બે વખત પાવો.

૨૨-અઘેડાનો ખાર બે વાલ ખાય.

૨૩-કૂતરીઆ ઘાસના લોલકનું ચૂર્ણ ૦। તોલો ગોમૂત્ર સાથે ખાય.

૨૪-બહુમૂત્ર ( Poligurea ) આદુંના રસમાં સાકર નાખી ખાય.

૨૫-જળભાંગરો, કાળા તલ, પડવાસની ફાકી ખાવાથી, દિવસે તેમ જ રાતે થતો ઘણો પેશાબ અટકે.

૨૬-અનેનાસ રસમાં અંબર, જાયફળ, પીપર લેવાં.

૨૭-બાળકના મૂત્રકૃચ્છ્ર માટે સુરોખાર અને સૂંઠ ઘસીને પાય.

૨૮-તાંદળજાની ભાજીના મૂળનો ઉકાળો લઈ તેમાં ૦। વાલ શિલાજિત નાખી પીએ.

૨૯-ગોખરુનો ઉકાળો જવખાર સાથે પીએ.

## રેતી-પેશાબે પથરી

૧-ગોખરુ ૧ તોલો પાણી શેર એક લઈ માટીના વાસણમાં ઉકાળે. ૫ તોલા રાખે તેમાં ૦। તોલો જવખાર મેળવી સવાર-સાંજ પીએ. ખોરાકમાં છાશ, ભાત, મૂળાનું શાક.

૨-ગોખરુ તોલા ૨।।, વરિયાળી તોલા ૨।।, જેઠીમધ ૦।। તોલો, સિંધવ બેઆનીભાર, ઘી તોલો ૦।।, પાણી શેર ૧ ઉકાળી ૦। શેર રાખી રોજ બેવાર પીવું.

૩-મૂળાનાં પાંદડાંની ભાજી ખાવી.

૪-સિંધવ ૨ તોલા લઈ તેનાં ૨૧ પડીકાં કરવાં. ૧ પડીકું ગાયના દૂધની છાશમાં સવારે ભૂખે પેટ લેવું. ઉપરથી ઊભાં ઊભાં પિવાય એટલી છાશ પીવી.

૫-ગાજર ભૂંજીને રોજ ખાય, ગુરદાનાં દરદ દૂર થાય. ..

૬–નાળિયેરના પાણી સાથે કબૂતરની હગાર ૦। તોલો રોજ સવારે ૨૧ દિન સુધી પીએ.

૭–લાપડું ઘાસ એકલમુખી જેને એક જ મૂળ હોય (ઘણાં મૂળવાળું ન જોઈએ) તે ૦॥ તોલા પાણીમાં વાટી પીએ તો પથરી પીગળે (પથ્થરની કાંકરીને એ મૂળની વચ્ચે દાબી, તે મોઢામાં રાખે તો કાંકરી ભાગની રેતી થઈ જાય.)

૮–ઘોડાવેલનાં પાન સાકર સાથે ખાય, ઝાડા-ઊલટી ન થાય એટલું પ્રમાણ રાખે.

૯–કડવી કંટોળી(વાંઝકંટોળી)નાં પાન સાકર સાથે ખાય, ઝાડા-ઊલટી થઈ ન જાય એટલાં પાન ખાવામાં લે.

૧૦–ગોખરુના છોડ(જ્યારે ફળ તરતનાં લાગેલાં હોય, ફળ કઠણ થાય તે આગળ)ને છાયામાં સૂકવે, ચૂરણ બનાવે તેને લીલા ગોખરુના રસનો પટ આપે. આ ૫ તોલા ચૂરણ દૂધમાં ઉકાળી રોજ પીએ તો ધાતુના અનેક વિકારો દૂર થાય. બળ-બુદ્ધિ વધે. રેતી-પથરી દૂર થાય અને પ્રદરનું નામ-નિશાન રહે નહિ. કામ-વિલાસની શક્તિ બહુ જ વધે.

૧૧–પેશાબે રેતી ખટાશ અને ખારની હોય છે. તે હળદરના રંગથી બનેલા કાગળથી જણાઈ આવે. ખારની રેતી હોય તો લીંબુ વગેરે ખટાશ ખવડાવવી. ખટાશ રેતી હોય તો જવખાર, પાપડખાર, સાજીખાર, શોધેલો ટંકણખાર દવા તરીકે આપવો.

રેતી અથવા પથરી કોઈ પણ જાતની હોય તે માટે ચીકણો પદાર્થ આપવો. જેવાં કે, અળસીની ચા, ગુંદરનું અથવા પાષણભેદનું પાણી પીવું. કોઈ એક ચીજનું સેવન કરવું.

૧૨–નાઈટ્રો મ્યુરેટિક ઍસિડ ડાઇલ્યુટનાં ૧૨ ટીપાં પાણી સાથે દર બે કલાકે આપવાં.

લાલ રેતીવાળા પેશાબમાં બ્લ્યૂ કાગળ બોળે તો કાગળ લાલ થાય. (બ્લ્યૂ કાગળ બનાવવાની રીત, લિટમસ, જે ગળીના જેવું હોય છે, તેને પાણીમાં પિગળાવે તેમાં બ્લૉટિંગ મૂકી રાખે, કાગળ બ્લ્યૂ થાય તે કાઢી લેવો.)

સફેદ રેતીવાળા પેશાબમાં હળદરિયા કાગળ બોળે તો કાગળ બદામી રંગનો અથવા નારંગીના જેવા રંગનો થઈ જાય.

(હળદરિયા કાગળ બનાવવાની રીત, હળદરના પાણીમાં અથવા તેના અર્કમાં બ્લૉટિંગ બોળી રાખવો.)

પેશાબ છૂટવા માટેની દવા આપતાં દરદીને શરદી લાગે નહિ તે તપાસવું. ઘણી દવા શરદી કરે છે, શરીર નબળું કરે છે, હાર્ટ નબળું કરે છે. શરીર પોચું કરે અને એક દુઃખ સારું કરવા પહેલાં શરીરમાં બીજું દરદ દાખલ કરે. ખારો વગેરે આકરી દવા આપતાં દરદીના શરીરની બહુ તપાસ કરવી.

દરદીનો પેશાબ લાલ લોહી જેવો હોય તો તેમાં પથરી અને રેતી છે જ એમ માની લેવું નહિ. યાદ રાખવું જે મજીઠ, હાથિયા થોરનાં પાકાં જીંડવાં અને પતંગના લાકડાની બનાવેલી દવા ખાનાર દરદીનો પેશાબ લાલ લોહી જેવો થાય છે.

પેશાબમાં રગડો જણાય ત્યારે રેતી છે એમ માની ન લેવું. ફોસ્ફેટ નામનો ખાર પણ હોય છે; જો એ ખાર પેશાબે જતો હોય તો નમકનો ખાર (એસિડ હાઈડ્રોક્લોરિક ડાઇલ્યુટ) અને ઝેરકચોલાનો અર્ક ઘણા જ નાના પ્રમાણમાં પીવાથી પેશાબ ઘણી જલદીથી ચોખ્ખો થાય છે.

## પરસેવો

૧–પરસેવો ઘણો થતો અટકે ચણાનો આટો ૪ તોલા, સૂંઠનો ભૂકો ૧ તોલો મેળવીને પરસેવાવાળી જગ્યા પર લગાડે.

૨–પરસેવો ઘણો છૂટે તે બંધ થાય–જાંબુના ઠળિયા પાણીમાં ઘસીને શરીરે લગાડે.

૩–પરસેવો ન થાય તે માટે–ગાયનું સૂકું છાણ અને મીઠાના કાદવના વાસણના કટકા સમભાગે વાટી તેનું ચૂર્ણ શરીરે લગાડે.

૪–પરસેવો હાથ-પગમાં ઘણો નીકળે–બાવળની સૂકી પાલીનો ભૂકો મસળવામાં આવે તો પરસેવો બંધ થાય.

૫–હાથપગે ઝરી છૂટે તો મગ બાળીને તેની રાખ બનાવી મસળવી.

૬–હાથપગના ઝરાં છૂટે તો બોરડીનાં પાંદડાં વાટીને ચોળવાં.

૭–ક્ષયના દરદીને પુષ્કળ પરસેવો થાય તે વેળા છાતી ઉપર શેરડીનો સરકો ૧ તથા ભાગ, પાણી ૨ ભાગ મેળવીને છાતી ઉપર લગાડવું.

૮–માણસના શરીરની કાખમાં, હાથપગના તળિયામાં પરસેવો ઘણો થાય ત્યારે ધંતૂરાના પાનના રસનો ઘન (એક્સ્ટ્રેક્ટ) ૧ વાલ, ફટકડી ૧ વાલ, પાણી ૨॥ તોલા મેળવી રોજ બે વાર શરીરે લગાડવું. ધંતૂરાનાં પાનના રસનો ઘન (એક્સ્ટ્રેક્ટ) ⅛ રતી ૧ વાલનો છઠ્ઠો ભાગ દહીં, સાકર સાથે ખાય.

૯–ઉટકંટારો–દારૂડીનો રસ શરીરે લગાડે. કાળી મરોડી શરીર પર મસળે તે સુકાયા પછી નાય તો પરસેવો ગંધાતો–ખરાબ વાસનો નીકળતો બંધ થાય.

## પનીરની બનાવટ

૧–પનીર બને–પનીરબંદ ૨॥ તોલાને એક શેર પાણીમાં ઉકાળી કાવો બનાવે. ૧ ગેલન ગરમ કરી દૂધમાં નાખી ૦॥ કલાક રહેવા દે તો દૂધ બંધાઈ તેનું પનીર બને.

૨–દૂધનું પનીર બને–દૂધ સહેજ ગરમ કરી અંદર મરઘીનો ઠેઠવો નાખે. દૂધ દહીં જેવું થાય તેનો પનીરનો આકાર બનાવે.

## પ્લેગનો તાવ

૧-પ્લેગ-લીંબુનો રસ ૧ તોલો રોજ પાણી સાથે પીવાથી પ્લેગનાં જંતુ શરીરમાં દાખલ થઈ શકે નહિ.

૨-૧ ટીપું ટિંક્ચર આયોડાઈન પાણી સાથે પ્લેગના ઉપદ્રવ વખતે રોજ બે વાર પીએ તો પ્લેગનાં જંતુ શરીરે લાગુ પડે નહિ.

## પ્રમેહ-પરમો

૧-ભોંયઆમળી તોલો ૧ અને મરી દાણા ૧૫ વાટી પાણી સાથે ૭ દિવસ પીવું.

૨-ત્રિફળાનો ઉકાળો મરી, મધ સાથે પીવો. લોધરનું ચૂર્ણ ૦। તોલો મધમાં લેવાથી જૂનો પરમો મટે. કાકડીનો મગજ પાણીમાં વાટી પીવો.

તાંદળજાની ભાજીનાં મૂળિયાંનો રસ ૨ તોલા મધ સાથે પીવો. ચિનીકબાલા ૫ તોલા, ફુલાવેલી ફટકડી ૦। તોલો, કાથો ૦। તોલો-એનું ચૂર્ણ ૦। થી ૦॥ તોલો પાણી સાથે દિવસમાં ત્રણ વાર લેવું.

૩-મૂળાનાં પાનનો રસ ૨ તોલા રોજ બે વાર લેવો. જવખાર ૦। તોલો, સાકર ૧ તોલો અર્ધા શેર પાણીમાં પાવું.

૪-પરમો જૂનો મટે-જાઈનાં કૂમળાં પાનનો રસ ૧ તોલો, ઘી ૧ તોલો, રાળની ભૂકી ૨ વાલ મેળવી સવારે પીવું. સાત દિવસમાં ફાયદો થશે. ખોરાક ચોખા, ઘઉં, ઘી, સાકર દૂધ, જાઈને ચંબેલીને બદલે ચમેલીનાં પાનનો રસ ચાલે.

૫-પ્રમેહ મટે-ભીંડાના બીનું શરબત પીવાથી ગરમી મટે.

૬-પરમો તણખ સાથેનો મટે-તલનાં સૂકાં પાન એક તોલો પાણીમાં આખી રાત ભીંજવી રાખે અને સવારે ગાળી પીએ. ૭ દિન ચાલુ રાખે.

૭-પ્રમેહ મટે-ગાજરનો રસ ૭ તોલા, સાકર અઢી તોલા રોજ એક વાર પીએ.

૮-પરમો લોહી સાથેનો-તાંદળિયાની ભાજી તેનાં મૂળ સાથે છૂંદીને રસ કાઢે. તે ૦। શેર રસમાં ખાંડ નાખી ૭ દિન પીએ તો ફાયદો થાય અથવા ઉત્રાઉણનું મૂળિયું ૦। તોલા ચોખાના ધોવણ સાથે ઘસીને પીએ.

૯-પરમા મટે-દૂધેલીનો ભૂકો અને સૂંઠ સમભાગે મેળવીને ૦॥ તોલા લઈ ખાંડ સાથે રોજ ત્રણ વાર ખાય તો ૧૮ જાતના પરમા મટે છે.

૧૦-પરમો જૂનો હોય તે માટે-નાળિયેરના ત્રોફાનું (કાચા તગેપાનું) પાણી પીવા આપે છે.

૧૧-પરમા માટે-ઘી, આમળાંનો રસ ૨ તોલા, ખાંડ એક પૈસાભાર દિન ૭ સુધી પાવું. આમળાંમાં ટેનિક એસિડ ઘણો છે.

૧૨-પરમો જાય-તરબૂચની ત્રાબડી કાઢી અંદર ૦। શેર સાકર, ૦। શેર

કાળી દ્રાક્ષ ઠળિયા વગરની, ૧ જાયફળની ભૂકી મૂકીને તરબૂચની ગાબડી પાછી બીડવી. તેને ૩ દિવસ દારમાં રાખી તેનો રસ કાઢી બાટલીમાં ભરી રાખવો. તેમાંથી ૧ ગ્લાસ સવારસાંજ પીવો.

૧૩-પરમો વાસ મારતો મટે-કમોદના ચોખાની પાણી જેવી પાતળી કાંજી પીવી. ચોખા વાયડા છે એમ સમજવામાં આવે છે. તે નવા ચોખા છે. ચોખા પકાવેલા હોય તો દરદીને જરા પણ અવગુણ કરે નહિ. ચોખા સાથે દાળ વાપરવાથી તેનો વાયડો ગુણ ઓછો થાય છે.

ચોખા અને દાળ જુદાં પકાવવાં. એ ખોરાક હલકો છે ને જલદી પચે છે. કહેવત છે જે 'દાળ-ભાતકા સુનરા ખાના, મેરે ભરુસે ગાઉ મત જાના.'

ખીચડી ભારે છે પણ દાળ મગની વાપરી હોય તો તે ખીચડી હલકી છે, અને તે જલદી પચે છે.

૧૪-તણુખિયો પરમો, આતસિયો તાવ નરમ પડે-ચણોઠીનાં પાનનો રસ ૨ તોલા પીવો.

૧૫-પરમો વીસ જાતનો સારો થાય, કમળો સારો થાય-ગળવેલનો રસ ૫ તોલા મધ સાથે પીવો.

૧૬-પ્રમેહ મટે-નવટાંક ઘઉંને પાણીમાં ૧ રાત ભીંજવી રાખે, સવારે ઘઉંને છૂંદી તેનો રસ કાઢવો. તે રસ ૩ તોલા લઈ તેમાં સાકર મેળવી સવાર-સાંજ રોજ પીવો. અથવા વડવાઈનો કાવો પીવો.

૧૭-પેશાબે ગરમી, પેશાબે પરુ હોય તે માટે-આમળાં તોલા ૧ાા પાણી શેર ૦ાામાં એક રાત ભીંજવી રાખે. સવારે ભૂખે પેટે મધ એક તોલો મેળવીને પીવું.

૧૮-પેશાબે બળતરા થાય તે નરમ પડે-૦ાા તોલો જીરું જૂના ગોળ સાથે મેળવી દિવસમાં ત્રણ વાર ખાય.

૧૯-પરમો રગતિયો, પરમો લોહીવાળો-પરમા માટે બળબીજનાં પાંદડાંનો રસ શેર ૦ા પીવો, પાંદડાં ન મળે તો બળબીજ, એખરો, ખાંડ સમભાગે મેળવી ૦ાા તોલો દિવસમાં બે વાર ફાકે તો પરમો સારો થાય.

૨૦-જૂનો પરમો, સ્ત્રીનાં છૂપાં દરદો-બાવળનાં પાંદડાંના ઉકાળાની પિચકારી મારવાથી જૂનો પરમો તથા સ્ત્રીનાં છૂપાં દરદોને ફાયદો થાય છે.

૨૧-લીંડાના ખીનો ઉકાળો પીવાથી પરમાના અને પેશાબના ફૂકાના સોજાને ફાયદો થાય છે.

૨૨-જૂનો પરમો-કોઈ વાર મરચાં ખાવાથી પરમો નરમ પડે છે.

૨૩-પેશાબે ગરમી, પેશાબે પરુ હોય તે સાફ થાય-અંકોલની કુમળી ડાળીઓનું ચૂર્ણ ૦ા તોલો મધમાં મેળવી રોજ બે વાર ખાવું.

૨૪-પરમો જૂનો-ચીનીકબાલા તોલા ૫ તથા ફૂલાવેલી ફટકડી રોજ ત્રણ વાર પાણી સાથે લેવી.

૨૫-પરમો છાશિયો જાત-સાજીખાર, તજ સાથે પાણીમા ઘસીને પીએ

૨૬ પરમો-સ દેસરાની અને બાવળની પાલી પાણી સાથે છૂદી રસ કાઢી ના શેર રસ, સાકર સાથે, ૭ દિવસ પાય, તો પરમો સારો થાય

૨૭-પેશાબે ગરમી તથા પરુ મટે-૧૦૦ વરસની જૂની ઈંટ ૦। તોલો પાણી સાથે મેળવી દિનમા ત્રણ વાર પીએ

૨૮-પેશાબે અગન હોય તે મટે-કપાસના છોડના લીલા ફળ દર્દીએ ચૂસવા અથવા કપાસના ફળ ૧ તોલો, સાકર ૦॥ તોલો પાણીમા વાટી ગાળીને પીવુ.

૨૯-પેશાબે ગરમી હોય તે મટે-કુવારનો રસ ૧ તોલોમા જીરુ અને મરી બબ્બે વાલ મેળવી દિવસમા ત્રણ વાર ખાવુ

૩૦-પેશાબે ગરમી હોય, અથવા પરુ પડે તે સારુ થાય-કૂતરિયા ઘાસના બીના ઝૂમખાનુ ચૂર્ણ ૦॥ તોલો સાકર સાથે મેળવીને ખાય

૩૧-પરમો-જૂના પરમા માટે-લોધરનો ભૂકો તોલો ૦। મધ સાથે ખવડાવે છે

૩૨-દૂધ વડનુ-પરમા ઉપર પીવામા વાપરે છે

૩૩-પરમો-વડનુ ૦। તોલો દૂધ સાકરમા ચાટવુ ઉપરથી ગાયનુ દૂધ પીવુ તેથી પરમો નરમ પડશે

૩૪-હજારિયા ગોટાનુ એક ફૂલ અને ૨ વાલ જાયફળ મેળવીને તેની ફાકી પાણી સાથે લેવાથી પરમો મટે છે અને પેશાબ છૂટે છે

૩૫-પરમા માટે-હળદર વાલ બે, ગળોનો રસ પાચ તોલા, મધ એક તોલો, દિવસમા એક વખત લેવુ ઘણા દિવસ સુધી લેવુ

૩૬-પરમો-આમળાનો રસ ૫ તોલા, મધ ૧ તોલો, હળદરનો ભૂકો બે વાલ સુખડનો ઘસારો બે વાલ-એ મુજબ દિવસમા ત્રણ વાર પીવુ

૩૭-પરમા, હરસ, ધાતુવિકાર મટે-રતનજોતનુ મૂળિયુ બે આનીભાર દૂધમા ઘસી સાકર સાથે પીવુ

૩૮-પરમો જૂનો-રાજમ ખાવામા લે છે, ઉપાય ઘણો વખણાયેલો છે એનો ભૂકો ખુલ્લી હવામા ખુલ્લો રહેવા દેવામા આવે તો, કોઈ વાર હવા અને ગરમીના કારણથી આપોઆપ સળગી ઊઠે છે

૩૯-પરમા ઘણી જાતના રોગ થાય-સરવાલા (ઉખડરા) ઘાસનો તોલો ભૂકો ખાંડમા મેળવી ખાય

૪૦-પરમો તણુખિયો મટે-સોનાગેરુ અને સાકર સમભાગે મેળવી ૦॥ તોલો ફાકી મારે, ઉપરથી, વાસી પાણી પીએ સાત દિન ચાલુ રાખે

૪૧-સુજાક પરમા માટે અકસીર ઇલાજ-શિલાજિત દરેક દરદીને લાગુ પડી શકે

લીમડાની ગળોનુ સત્ત્વ, કેરબો, શિલાજિત, બળબીજ, ચીનીકબાલા, એલચીદાણા, સોનાગેરુ સમભાગે મેળવી તેનુ ચૂર્ણ ૦॥ તોલો મધ સાથે મેળવી રોજ ત્રણ વાર ખાવુ

૪૨–પરમો મટે ધાતુપુષ્ટિ થાય વડના ટેટાને વાટી સાકર સાથે ખાય અથવા વડનુ દૂધ ૧૦ ટીપા પતાસા સાથે ખાય

૪૩–પેશાબે ગરમી હોય, પેશાબે પરુ નીકળે તે માટે–૧ તોલો કોપરું ઘણી વાર ચાવીને ખાવાથી ફાયદો થાય છે

૪૪–ગહુફળી–ગાફળી–મુટેરી–એના પાનમા ચીકાશ બહુ છે, તેથી ધાતુને પુષ્ટિ આપે અને પેશાબે ગરમી નરમ કરે

૪૫–પરમો–પ્રદરના દરદ, કમરનો દુખાવો મટે, ધાતુ સુધરે–ગહુફળીના પાન છાયામા સુકવી ચૂર્ણ બનાવી તે ચૂર્ણ ૦ાા તોલો સવાર–સાજ ખાવુ

૪૬–પરમા માટે–ગહુફળીના કુમળા પાનનો રસ એક તોલો સાકર સાથે સાત દિવસ પાવો

૪૭–પરમો સારો થાય–મૂગાના પાતરાનો રસ તાજો રોજ બે પૈસાભાર પીવો

૪૮–પરમો–મૂળાના પાતરાનો રસ ટાક ૯, ગોળ ટાક ૨ાા, મીઠું ટાક ૧ મેળવીને પીવો

૪૯–કાથાની દોરી બાળીને તેની રાખ ૦ા તોલો ખાડ ૧ તોલો સાથે ખાવાથી પરમાના દરદમા ઊનવા બળતો નરમ પડે

૫૦–ફટકડી ૦ા તોલો છાશ ૧ શેરમા નાખી છાશ પીવી ઉપરથી દાળિયા–મમરા ખાવા, સાજે ભાત અને છાશ ખાવી ૩ દિવસ આ ઇલાજ કરવો.

૫૧–ભિલામા બેના કટકા કરી ૧ તોલો ઘીમા લોખડની કઢાઇમા ઉકાળવુ ભિલામુ બળી જાય ત્યારે ઘી ગાળી લે ૦ાા વાલ જેટલુ ઘી, ચેવલી પાન ઉપર લગાડી ચાવી ખાય. પરેજી કાંઈ નથી.

૫૨–આવળના કુમળા અકુરા (પાન) ૧ તોલો સાકર સાથે સવાર-સાજ ખાય

૫૩–મૂળાના પાનનો રસ અને ઘી અકેક તોલો મેળવી ખાવુ

૫૪–દારૂડી જેના ઉપર પીળા ફૂલ અને ખસખસના જેવા કાળા બી થાય છે તેના પાનનો રસ ૩ પૈસાભાર સાકર સાથે ૭ દિવસ લેવી આથી જુલાબ થશે ઊલટી થાય તો પિત્તનો બગાડ નીકળે

૫૫–રાની અને પકાવેલો સુરોખાર સમભાગે બેઆનીભાર ત્રણ વાર આપે

સુરોખાર પકાવવાની રીત–હાથીદાતના વહેર ઉપર સુરોખાર મૂકે, તેની ઉપર બીજો હાથીદાતનો ભૂકો મૂકે અને સળગાવે સુરોખારમા સળગવાની શક્તિ છે જો સૂતરના દોરાને સુરોખારના ઘટ પાણીમા બોળી સૂકવે પછી લાબો રાખી એક છેડેથી સળગાવે તો બળતો બળતો બીજા છેડા સુધી જાય

૫૬–દિવેલનો જુલાબ પરમાની શરૂઆત થતા જ લેવાની જરૂર છે અને ઠડા પાણીના પોતાં અથવા અગરલેર લોશનનુ પોતુ ફૂલ પર બાધવુ જોઈએ

૫૭–બાસમ કોપેવા ૩૦ ટીપાં અથવા ગરજન ઑઈલ ૧૫) ટીપાં પતાસામાં રોજ ત્રણ વાર પીવાં.

૫૮–અળસી, ગોખરુ અથવા જવ એમાંની ૧ વસ્તુની ચા ભૂખે પેટે પેટ ભરીને પીવી. રોજ બે વાર પીવી.

૫૯–ક્વિનાઈન પરમાવાળા દરદીને ખવડાવે તો પરમો અંદર વધે.

૬૦–અગથિયાનાં ફૂલ સાકર સાથે મેળવી ગુલકંદ બનાવે. અને ભૂખે પેટે ૧ તોલો બે વાર રોજ ખાય.

૬૧–કૂતરિયા ઘાસનું શરબત પાવું. તે બનાવવાની રીત: કૂતરિયા ઘાસના માંજર (ફૂલ) લોળિયાં ૧ શેર ઠંડું પાણી ૨ શેર, એલચી શેકેલી શરબત બનાવ્યા પછી નાખવી. આ ચીજોને ચૂલા પર ઉકાળવાની જરૂર નથી, પાણીને પહેલાં ઉકાળી ઠંડું પાડી વાપરવું. એલચી હોવાથી, આ ઉકાળ્યા વગરનું શરબત બગડતું નથી. ઘણો લાંબો વખત ટકી શકે છે એ ખચીત જાણવું. આ શરબત ૩ તોલા રોજ ત્રણ વાર પીવું.

૬૨–કૂતરિયા ઘાસ, મૂળ સાથે સૂકવે તેને બાળી કાળી ભસ્મ બનાવે, બેઆનીભાર ભસ્મ મધ સાથે રોજ બે વાર ખાય.

૬૩–ઉમરા(ઉમરડા)નું મૂળ પતાસામાં આપવું.

૬૪–નાળિયેર ખૂબ ચાવીચાવીને ખાવું. નાળિયેરનું પાણી દવા તરીકે રોજ ત્રણ વાર પીવું.

૬૫–મરઘીના ઈંડાંને કાચું ખાઈ જવું. તેલ, મરચું, ગરમ ચીજ ન ખાવી. અજબ રીતે ફાયદો થાય છે.

૬૬–એરજી, લોબાન, ગૂગળ, મસ્તકીની ગોળી ૧ વાલની બનાવી ૨ ગોળી રોજ ત્રણ વાર ખાય.

૬૭–ભેંસનું છાણ પાણી સાથે મેળવે. તેનો રસ ૨ તોલા પીએ તો પરમાની તનક ૧ દિવસમાં નરમ પડે.

## પાંડુરોગ–લોહી શરીરે વધે

શરીરમાંથી લોહી ઓછું થવાથી શરીર ફીકું પડે છે તેને પાંડુરોગ કહે છે. એ માટે લોહી વધારવાના ઇલાજ લેવા.

શિલાજિત, હરડે, વાયવરણાં, મધ, સાકર ખાવી, લોઢાની કઢાઈમાં દૂધ ગરમ કરી પીવું ગોળ સત્ત્વ, મધ અને ઘી ખાવું. ત્રિફળાનું ચૂર્ણ ાા તોલો મધમાં ખાવું.

પાંડુરોગ માટે–ગોમૂત્રને કપડાથી ગાળીને એકથી બે તોલા દરદીને રોજ એક વાર એકવીસ દિવસ પાવ.

## પાંડુરોગ, માલકોટ, આખા શરીરે સોજો, ફીકો ચહેરો

૧-બકરાની લીંડી ૧૬ ભાગ, વડનગરી મીઠું ૪, દારુહળદર ૪, સિંધવ ૪ ભાગ-એનું ચૂર્ણ ૧ વાલથી ાા તોલો અપાય.

૨-ગોમૂત્રને ૨૧ વાર કપડાથી ગાળી, તે ૧ તોલો મૂત્રમાં ૧ વાલ ફુલાવેલી ફટકડી મેળવી પાવી. ૨૧ દિવસથી ૪૧ દિવસ સુધી પાવી.

૩-ગોમૂત્રનો ખાર બનાવી ૧ વાલ પાણી સાથે રોજ ખાય.

૪-બાળકનો ચહેરો ફીકો થાય ત્યારે ત્રિફળા, મંડૂર, મધ સાથે ખવડાવે.

## પાલ લાગે (પાણી લાગવાથી થતી બીમારી)

૧-ખરાબ પાણીથી પાલ લાગેલું કપાય-મરી શેર ાા, કોપરું શેર ાા, જવખાર તોલો ૧ એ સર્વને ગોળ સાથે મેળવી ૧૫ ગોળીઓ બનાવી એકેક ગોળી ૧૪ દિવસ ખાવી.

૨-પાણીનો પાલ લાગે તો-મરી, કોપરું સમભાગે મેળવી તોલો ૧ાા રોજ ખાવું, અથવા મરી અને કોપરું દરેક શેર ાા અને જવખાર ૧ તોલો મેળવીને ાા તોલો ભૂકો રોજ ખાવામાં લેવો.

૩-ખરાબ પાણીથી થતી બીમારી-વાવડિંગની ચા બનાવી રોજ બે વાર પીવી. ખરાબ પાણીવાળી જગ્યામાં તાવ લાગુ પડે છે, બરોળ મોટી થાય છે, ઝાડો સાફ નથી થતો, ભૂખ લાગતી નથી. એવી જગા ઉપર રહેનારે આ ચા રોજ પીવી અથવા પીવાની ચામાં વાવડિંગ નાખી રોજ ચા પીવી.

૪-પાલ લાગે-નબળા પાણીથી પાલ લાગે, પેટ મોટું થાય ત્યારે-૧ તોલો કોપરું અને ા તોલો મરી મેળવીને રોજ ખાવું.

## પાણી સ્વચ્છ થાય

૧ વાલ ફટકડી ૧૦ શેર પીવાના પાણીમાં મેળવે તો ૧ કલાક પછી સઘળો કચરો નીચે ઠરી જાય.

પાણી સ્વચ્છ કરે-જાંબુડીમાં પાણી સ્વચ્છ કરવાનો મોટો ગુણ છે. કૂવામાં અને તળાવમાં સેવાળ જેવાં જંતુ થયાં હોય તો જાંબુના ઝાડની ડાંખળી પાણીમાં મૂકે તો સેવાળ મરી જાય

## પારૂગલો-ગળુ પડવું-બાળશોષ-સુકતાન-બાળકના માથામાં ખાડો-બાળકનું સુકાવું

આ દરદમાં બાળક તવાય, પેટ મોટું થાય, તાળવે ખાડો પડે, એ માટે બાળકને અને માતાને ખોરાક હલકો આપવો.

૧-ગર્ભ રહ્યા પછી માતા પોતાના બાળકને ધવડાવે તો તે બાળક નબળું પડે છે, તે માટે મરીની ચામાં સાકર નાખી રોજ બે વાર પીવી. કાળીપાટનું

મૂળિયું પાણીમાં ઘસી પાવું. લીંડીપીપર ૧ રતી મધમાં ચટાડવી.

૨-મોટી હરડે અને તજ ઠંડા પાણીમાં ઘસી પાવી. આદુંનો રસ અને નિમક મેળવી પાવું. સિંધાલૂણ મધમાં મેળવી ગરમ કરી ગોળ સાથે પાવું.

૩-ધાપાણમાં ચૂનાનું તત્ત્વ છે તે હાડકાંના બંધારણમાં મજબૂતી આપે છે. ક્ષયના રોગ માટે ઉપયોગી છે. એને પકવવા પહેલાં કોઈ અનુભવીઓ એને કુંવારપાઠાના રસમાં ૧ દિવસ બોળી રાખે છે. પછી છાણાની ભઠ્ઠીમાં પકવે છે.

૪-સુકતાન માટે ઉપયોગી છે-૧ વાલ ધાપાણ, ઘી અથવા માખણ સાથે સાકર મેળવી ખાવામાં આપે છે; અને માખણ-ઘી સાથે મેળવેલું ધાપાણ એક વાલ લઈ બાળકના શરીરે રોજ મસળી નવડાવે છે. બીજાં દરદો માટે દરદના પ્રમાણમાં ધાપાણ વધતું ઓછું અને જુદાં જુદાં અનુપાન સાથે ખાવામાં આપે છે.

૫-બાળકનું ટાળક (તાળવું) ઊછરે-તો એરંડિયાના પાન ઉપર ઘી લગાડી માથા પર મૂકવાં.

૬-વજ અને જાયફળ દૂધમાં વાટી તાળવે થેપલી મૂકવી. જવખાર અને મધ મેળવી તાળવે ઘસવું. વેવડી અથવા વાસણ વેલના પાનની થેપલી મૂકવી. સાબરશીંગું દૂધમાં ઘસી તાળવે ભરવું અને બાળકને જરા પાવું.

૭-સૂકગળું-નાના બાળકનું ગળું સુકાય છે, હાથપગ ગળી જાય છે તેનો ઇલાજ:

ગળાને પાણીથી ધોવું પછી માખણ અને તલનું તેલ મેળવીને ગળા ઉપર મસળવું અને લૂગડાની કોથળીમાં મીઠું ભરીને તે ગળે બાધવી માખણ, તેલ અને મીઠું મસળવાથી સૂકગળું સારું થાય છે.

૮-બાળકને પારૂગલો લાગવો, તાળવું બેસવું-એ માટે ઉમરાના દૂધમાં ભીંજવેલું કપડું તાળવા પરના ખાડામાં મૂકવું, ઉમરાનું દૂધ ૧૫ ટીપાં મેથીના લોટમાં ખવડાવવું. ગરમ પાણીમાં મીઠું નાખી તે પાણીથી નવડાવવું.

૯-બાળક ચાર માસનું થયા પછી તેને દૂધ-પાણીના મિશ્રણમાં, ખાપરિયું ઘસી રોજ બે વાર પાવું. ઘણો લાંબો વખત ચાલુ રાખવું.

૧૦-ચોખ્ખો નવસાર (નવસારને પાણીમાં પિગળાવી, પાણી બાળી નાખી બનાવેલો) ખાર ૧ રતી દ્રાક્ષ સાથે મેળવી રોજ એક વાર આપવો.

૧૧-માતાને ત્રિફળાનું ચૂર્ણ દૂધ સાથે આપી તેનું દૂધ સુધારવું.

૧૨-ખોડાશીંગ, પીપર, એલચી અકેક તોલો લઈ નાગરવેલના પાનના રસમાં ચણા જેટલી ગોળી બનાવી, હરડે અને સંચળનો ઘસારો કરી તે સાથે રોજ સવારે પાવી.

૧૩-બાળકને તાળવુ પડે તે ઊપડે-સાબરશીંગું દૂધમાં ઘસી બાળકને પાવું અને ઘીમાં ઘસી માથા ઉપર લગાડવું. (જાયફળ અને વજ પાણીમાં ઘસી માથે લગાડવું.)

૧૪-બાળકના માથામાં ખાડો પડે અને તવાઈ જાય ત્યારે વડના દૂધમાં રૂનું પૂમડું ભીંજવી તાલકા પર મૂકે. ઉપર કોઈ ઝાડનું મોટું પાંદડું મૂકી પાટો બાંધે.

૧૫-સ્ત્રીને ગર્ભ રહેલો હોય ત્યારે સ્ત્રીએ બાળકને ધવડાવવું નહિ.

૧૬-ધવડાવનારી સ્ત્રીને પાણી પડતું હોય તો તપખીર, તબાસીર બબ્બે આનીભાર દૂધ સાથે મેળવી રોજ આપવું. આથી ઝાડો સુધરી ફાયદો થશે.

૧૭-માથાના ખાડામાં ઉંબરાનું છીર (દૂધ) દાબવું, અને ધૂપેલ તેલ લગાડવું.

૧૮-દૂધમાં દોહ્યું-વલોયું જાયફળ ૧, આઠ દિવસમાં પાણી સાથે ઘસી (ઘસારો કરીને) બાળકને ખવાડી દેવું. બીજા ઉપાયની જરૂર રહેશે નહિ.

દોહ્યું-વલોયું જાયફળ બનાવવાની રીત: ગાયનું દૂધ દોહવાના વાસણમાં ૧ જાયફળ રાખી તે ઉપર દૂધની ધાર પાડવી. દૂધનું દહીં જમાવતી વખતે તે જાયફળ દહીંના વાસણમાં રહેવા દેવું-દહીંની છાશ વલોવતી વખતે પણ તે જાયફળ દહીંમાં જ રાખવું. આવી ક્રિયા સાત વાર કરવી. આવી રીતે તૈયાર થયેલું જાયફળ દોહ્યું અને વલોયું કહેવાય છે. બાળકને તે નવી જિંદગી બક્ષે છે.

૧૯-પારૂગલો, બાળકને તાળવે ખાડો, ગળું પડે-વજ અને જાયફળ ઘસી તાળવે લેપ મૂકે

## ઉપલ્યું-તાણ-વરાધ, સસણી

પારૂગલો, બાલશોષ, સુકતાન, ઉપલ્યું, તાણ, વરાધ, સસણી, કનવલસણ, બાળકની ભરણી. બાળકને ઉપલ્યુ થાય ત્યારે તે ટગર ટગર જોયા કરે, દાંત કચકચાવે, ઊંઘમાં ચોંકે, ઊંઘમાં બોલે, આંખ ફટકે, અંગૂઠો વળેલો રહે.

૨૦-ગંધેલો વજ, માલકાંકણી, કેસર પીપળાની વડવાઈ, કસ્તૂરી-બધાંનું સમભાગે ચૂર્ણ ૨ વાલ પાણી સાથે સવારે ખવડાવવું.

૨૧-સસણી માટે-શંખના આકારનાં શંખલાં જે તળાવમાં થાય છે તેમાં જીવડાં રહે છે. દરિયાની છીપલીની એ જાત છે. એની ખાક તથા અજમાને બાળેલી ખાકનું સમભાગનું ચૂર્ણ ૧ રતી પાનના રસમાં ખવડાવે તો તરત નરમ પડે.

૨૨-પીપડાની વડવાઈનું ચૂર્ણ ખવડાવવું.

૨૩-અગથિયાના ઝાડનાં ફૂલ સાકર સાથે ખવડાવે-સસણી માટે.

૨૪-સસણી માટે તરતના જન્મેલાં વાછરડાંનું છાણ અપાય છે.

૨૫-ગોળ ૬ વરસનો જૂનો ૨॥ તોલા, કુમારનો સત્ત્વ (એળિયો) ૪ વાલ; એમાંથી ૧ વાલ ખવડાવવું. ઉપલ્યા માટે જાણીતો ઇલાજ છે.

૨૬-વાવડિંગ નંગ ૧ રોજ આપવું. ૧ માસનું બાળક થાય પછી આપવું. બીજે મહિને ૨ આપવાં. દરમાસે એક એક વધારવું. ૬ માસ સુધી આપવું.

૨૭-તાળવું બેસે-તે માટે ઘોડાવજ, જાયફળ સમભાગે દૂધમાં ઘસી તાળવે

લગાડવું. અને તજ, હરડે દળ, ઉપલેટ ૧ થી ૨ વાલ દૂધ સાથે આપવું.

૨૮–મોરનુ આખુ પીછું લેવુ તેને વીંટાળી ફૂંડલી પાડવી, અંગારા ઉપર મૂકી તેની ધૂણી દર્દીને આપવી, તેની રાખ અને મરી સમભાગે મેળવી ૪ વાલ મધમા ચટાડવું.

૨૯–અગર(ઇગલવુડ)ની ૩ જાત છે, તેમા જે કાળું–વજને ભારી, પાણીમા ડૂબે તેવુ, દાનમા દાબે તો ચપટું થાય છે, તેને પાણીમા અથવા દારૂમા ઘસી છાતીએ લગાડવું

૩૦–ખાટખટૂંબો, એલનો, અહીરાવણ, મહીરાવણ, ધામારો, જખમેહયાત, એરપલાટ એનું પાન જમીનમા દાટે તો તેના જેટલા ખૂણા હોય તેટલા ખૂણામાથી પીળા નીકળે દાડી રોપે તો ઊગે પાનને કોરે ખાચા ખાચા હોય છે, ખાવામા ખાટું લાગે છે, એના ભજિયા તથા ચટણી બને છે, ડાળી ઉપર પાન સામસામા થાય છે ટોચ ઉપર ફૂલ નળી આકારના રાતા અને જાંબુડા થાય છે વરસમા બી પણ કોઈ વખતે રોપાય છે ખાતર છાણનું જોઈએ છે. સસણી માટે એ પાન બાળકની છાતીએ બાધે છે. પેટ મોટું થાય ત્યા બાવે છે.

૩૧–વાવડી (લીલા ઝાડા થાય તે)–લીમડાનું ફૂપળ આગળનું હાથની આગળી જેટલુ જાડું કુમળુ લાકડું ભેભટમા (ભરસાળમા) ભૂંજી પાણીમાં ઘસી રોજ પાવુ.

૩૨–લીમડાના પાન વાટી પેટે બાધે

૩૩–અગરની ઉગાર અથવા ગોરુચદન, ચપાની કળી, બાવનો રસ (એક પાનનો રસ) રોજાના શેકેલા કાટા, એમાની ૧ ચીજ ગોળ સાથે ખવડાવે.

૩૪–સીતાબના પાન, વરાધ્યાનો રસ, કાસંદ્રાનો રસ–એમાથી કોઈ એક નિમક અથવા ગોળ સાથે ખવડાવે

૩૫–તબાકુ અને નિધવની ખાખ ૦ાા થી ૧ વાલ, ગરણીના બે બી સાથે વરાધ માટે ખવડાવે

૩૬–સસણી માટે–અરડૂસીના રસ સાથે તબાકુની રાખ આપે. (તંબાકુની રાખ બનાવવા માટે જુઓ 'ડૂકડિયા ખાસી')

૩૭–સસણી માટે–ગોમૂત્ર લૂગડાથી બેવાર ગાળી પાવું.

૩૮–વરાધ માટે–ગરણીના બી અતિ ઉત્તમ ઔષધ છે બીજને શેકી ચૂર્ણ બનાવી ૦ાા અથવા ૧ વાલ બસ છે

૩૯–પાતાલ તુમડી–નાગતુમડી સાપના દરમા થાય છે, તે ઉપર ફળ આવે છે. તાપુ માટે રામબાણ ઇલાજ છે મોટા માણસને ૨ વાલ અપાય છે, આચકી માટે બાળકને ૦ાા વાલ આપવી

૪૦–કાકડાશીગનુ ચૂર્ણ ૧ થી ૪ રતી મધ સાથે રોજ બે વાર આપવુ.

૪૧–આચકી માટે ધોળી ફૂરજી વાટી તેમાં ઘી નેળવી તળવે લેપડી મૂકે.

## ધાતુ હીણ થાય-ધાત નબળી પડે

૧-ધાતુ હીણ થાય-મીઠું ઘણું ખાવાથી ધાતુ હીણ થાય અને દારૂનો કેફ ચડે નહિ.

૨-મરદને શક્તિ કમ થાય-કેળાં ઘણાં ખાવાથી મરદને શક્તિ ઘટે છે.

## ધાતુપુષ્ટ-વીર્યસ્રાવ-પુરુષાતન-મરદને શક્તિ-વીર્યવર્ધક

૧-ધાતુપુષ્ટિ માટે વડનું દૂધ પતાસામાં ખાવું.

૨-વીર્યસ્રાવ-સ્વપ્નામાં ધાત જાય-તે ધાત જતી વેળા વીર્યનું જોસ ન. હોય તો દર્દીને નીચે મુજબ આપવું. સ્ટ્રીચનીઆ ગ્રેન એક, એસિડ ફૉસ્ફૉરિક ડાઈલ્યુટ ઔંસ ૨ મેળવીને એમાંથી ૨૫ ટીપાં, ઔંસ પાણી સાથે ખાધા પછી દિવસમાં ૨ વાર આપવું.

૩-ધાતુવર્ધક મગજને પુષ્ટિકારક-શતાવરીનું ાા તોલો ચૂર્ણ ઘી અને સાકર સાથે ખાય છે. સ્ત્રીઓનાં દરદો માટે ખાસ છે.

૪-શક્તિ વધે-સુકાયેલા સરસડાનો બારીક ભૂકો કરીને ખાવામાં લે છે. તેથી પુરુષાતન વધે છે. નસોમાં શક્તિ આવે છે.

૫-પુરુષાતન માટે-સાંઢાના તેલનાં પાંચ ટીપાં પાનમાં ખાવાં અને ખેંચાઈ ગયેલી નસો ઉપર તેલમાલિશ કરવું.

૬-મરદને શક્તિ આવે, ખેંચાયેલી નસો છૂટે-સરસવના ઝાડનાં કુમળાં પાન દૂધમાં અથવા ઘીમાં મેળવી લેપ કરે. નરમ ચામડી ઉપર લગાડે નહિ. ઢીલી નસો ઉપર લગાડે.

૭-પુરુષાતન વધે-સાજીખાર ચણાના છોડના મૂળના પાણીમાં ખાઓ.

૮-ધાતુપુષ્ટિ માટે-શતાવરીના મૂળનું ચૂર્ણ ૧ તોલો દૂધ સાથે રાતે રોજ પાવું. ધાત વધે-સાજીખાર સાકર સાથે ખાય તો નવી ધાત વધે.

૯-મરદને શક્તિ માટે-સાબરશિંગાની રાખ તોલો ાા રોજ મધ સાથે ખાવી.

૧૦-ધાતુની નબળાઈ, સૂજેલી ગોળી, નબળું હૈયું, ક્ષય, ખાંસી, હાંફણ માટે-સાબરશિંગાના ટુકડા કરી તેને આકડાના દૂધમાં મેળવ્યા પછી ખુલ્લા અંગારમાં ભૂંજવા. તેની ખાખ બે વાલ મધ સાથે ખાવી.

૧૧-મરદને શક્તિ (બંધેજ)-અંકોલ, ચીનીકબાલા, ખસખસ, મૂસળી કંદ, કુલીંજન, લવંગ, આસકંદ (આસન), ફોફલ સમભાગે લઈ મધ સાથે ચણીબોર જેવડી ગોળી કરી સવારના પહોરમાં ખાય તો બહુ જ તાકાત વધે.

૧૨-ધાત જતી બંધ થાય-અળસીની ચા પીવી અથવા અળસીનાં બીનો ભૂકો ાા તોલો મધમાં મેળવી રોજ બે વાર ખાવો.

૧૩-ધાત જાય ત્યારે-લૂણીની ભાજી કાચી સવારે ાા થી ૧ તોલો ખાવી અથવા ઘી સાથે પકાવી ખાવી. આથી પેશાબે ધાત જતી અટકે છે.

૧૪-વીર્ય માટે-સાલમ તોલો ૧ દૂધમાં ઉકાળી ૭ દિવસ રોજ પીવામાં લેવો.

૧૫-વીર્ય માટે-સાલમ તોલો ૧ તથા દૂધ શેર ૧ને ઉકાળી અંદર જાયફળ, જાવંત્રી, એલચી, લવિંગ અને કેસર અકેક વાલ નાખવું. બદામની મીંજ, અખરોટ, પિસ્તાં, ખસખસ, વરિયાળી, સાકર સમભાગે મેળવી તે એક તોલો દૂધમાં નાખી પીવું.

૧૬-આસન, આસંધ, અશ્વગંધ, અષગંદ.

અશ્વગંધ-અશ્વ એટલે ઘોડો, ગંધ એટલે વાસ. આસનનો વાસ ઘોડાની વાસ જેવો હોવાથી તેને અશ્વગંધ કહે છે.

મરદને શક્તિ આવે, ઘડપણની નબળાઈ દૂર થાય, વીર્યનો વધારો થાય, મગજે શક્તિ વધે, કુટેવથી થયેલી નબળાઈ સારી થાય, ગર્ભસ્થાન સુધરે, શરીરે ફૂલેલી સ્ત્રીને ફાયદો આપે. આટલાં દરદો માટે આસન સારી પેઠે જાણીતું થઈ ચૂક્યું છે. ૦ાા અથવા ૧ તોલા ૧ રાત પલાળી રાખી સવારે ૦ાા શેર દૂધમાં ઉકાળી ૦ાા તોલો ચોખ્ખું ગાયનું ઘી નાખી પીવું.

આસંધનો અર્ક અને વાઈન તૈયાર બનાવો વિલાયતી દવા તરીકે વેચાય છે, જેના ગુણો નીચે મુજબ જણાવ્યા છે:

Asandh Wine is the best 'pick me up.' It has been recognised as the best Tonic in nervous debility, Exhaustion, Loss of memory, Brainfag, Dimness of sight, confusion of ideas, loss of vigour, pulpitation of heart, sleeplessness, Incapecity of study or business.

## પાઠું-ગડ ગૂમડાં-બદ, ગાંઠ

૧-પાકા પર કપાસનાં પાન છૂંદી ઠંડાં બાંધવાથી દરદને નરમ કરી પકવે છે.

૨-પાઠું-કડવી દૂધીની છાલ અથવા ખી છૂંદીને પાકા ઉપર બાંધે તો પાઠું તરતનું હોય તો તે બેસી જાય. જૂનું હોય તો પાકીને ફૂટી જશે. રસી નીકળી ગયા પછી એ લેપ મૂકવી નહિ.

મીઠી દૂધીના મગજનું તેલ ઘણું ઠંડું છે. માથા ઉપર ચોપડે, નાકમાં નાખે તો માથું દુખતું નરમ પડે.

૩-પાઠું-કરિયાતું, હરડાં, બહેડાં, આમળાં, દરેક ૦ તોલો લઈ પાણીમાં ઉકાળો કરી પાવો.

૪-ગાંઠ તથા બદ બેસે-આકડાના દૂધમાં કાથો અને રેવંચીનો શીરો ઘસી લગાડવો.

૫-બદ માટે-હળદરને દિવેલમાં તળવી, સરકામાં ઉકાળવી અને લેપ કરી મૂકવો.

૬-કાળો મલમ, ગડગૂમડાં માટે-સિંદૂર શેર ના, તેલ શેર ૧ માં ખૂબ ઉકાળીને, ચાસણી આવે ત્યારે મીણ નવટાંક ઉમેરવું.

ગાંઠ, દરદ પિગળાવવા માટે મલમ (બેરજાનો મલમ)-સિંદૂર શેર ાાા તેલ શેર ૧ માં ઉકાળી ચાસણી આવે પછી તેમાં બેરજા શેર ાાા નાખવો.

૭-દરદ ફૂટે (નસ્તર મારવુ ન પડે)-ઉપર મુજબ કાળો મલમ તોલો ૧, મોરથૂથુ તોલો ાા, સોમલ તોલો ાા મેળવીને તેનું એક ટીપુ દરદ ઉપર મૂકે તો તે ફાટે. નસ્તર મારવુ ન પડે

૮-બદ નરમ પડે-ાા વાલ સાપની કાચળી ગોળમાં મેળવી દરદીને રોજ ૧ વાર ત્રણ દિવસ ખવડાવે.

૯-પાકુ-બાવળની કુમળી પાદડી અને બોરડીનાં પાંદડાં છૂંદી લેપ કરી બાધે તો પાકુ અને ગૂમડા પાકે છે.

૧૦-આવળની પાલી છૂંદી તેનો લેપ પાકાં ઉપર મૂકે તો પાકાંની અગન નરમ પડે છે અને પકવે છે.

૧૧-પાકુ-લીંબડાની છાલને છૂંદી પાકા ઉપર સાત દિવસ બાંધે તો પાકુ બેસી જાય છે, જૂનું હોય તો તે પાકે છે.

૧૨-પાકુ રૂઝે-હળદરના ભૂકાને ૪ વરસના છોકરાના મૂતરમાં ખખડાવી તેનો પટ્ટો કરી પાકા ઉપર મૂકે અને તે ૩-૪ દિવસ પાકા ઉપર રહેવા દે.

૧૩-પાકુ રૂઝવવાનો મલમ-સિંદૂર, રાળ, કપૂર, કાથો, દરેક એક તોલો ાાા શેર ગાયના ઘીમાં મેળવી થાળીમા મૂકી તાબાના કાંસિયાથી મસળવું.

૧૪-બલોહર, પાકું વધરાઈ જાય-ખજૂરિયાનાં પાનની ડંડી લેપડી મૂકે તો પાકુ તથા બલોહર પાકે નહિ. ખજૂરિયાનાં પાનની માફક જ રાયશીંગના ઝાડનાં પાંદડાં કામ કરે છે.

૧૫-પાકું, બલોહર પીગળે—કોઠીમડાનો વેલો થાય છે તે ઉપર કડવાં કોઠીમડાં થાય છે, તેનો ગર અને હળદર સમભાગે મેળવી તેમાંથી ૧ તોલો અથવા વધારે રોજ બે વાર ખાવાં.

૧૬-હીરાકસી ૧ વાલ, પાણી બે તોલા, એમાં લૂગડું બોળી તે કોહવાટ-વાળા ભાગ ઉપર મૂકે તે ઉપર હીરાકસીનું પાણી સતત મૂકે, લુગડું સુકાવા દે નહિ. કોહવાટનો ભાગ છૂટો પડે તે સાફ કરી રૂઝનો મલમ લગાડે.

૧૭-નાઈકંદ(મરચીવેલો)નાં પાન, ફળ ઘિલોડાનાં જેવાં છે ફળ મરચાં જેવાં સ્વાદમાં છે. પાન શરીર પર ચોળે તો મરચાં માફક ચચરે અને ફોલ્લા થાય એનો કંદ ૧ તોલો પાણીમાં ઘસી દરદીને પાય. રોજ ત્રણ વાર પાય તો સખતમાં સખત પાકુ મટે. કંદના ઘસારામાં જરા મીઠું નાખીને પીએ. તેલ, ઘી, દૂધ ખાવું નહિ. ઘઉંની થૂલી, ગોળ અને દાળનું પાણી ખાવું. સખત પાકુ પણ મટે.

## પીંદસ(પીનસ)-આગરૂ-નાકમાં છોડ-નાકનાં દરદો

૧-પીનસ સારો થાય, પીનસનું લોહી બંધ પડે-પાનનો રસ ૧ તોલો, કપૂર એક માસો મેળવી તેના પાંચ ટીપાં સવાર-સાંજ નાકમાં નાખવાં.

૨-નાકમાં પીનસ, મસા તથા કીડા-ચકુદરનાં પાનનો રસ કરી ટીપાં નાકમાં મૂકવાં.

૩-નાકમાં છોડ બંધાય, પીનસ, નાકનો શ્વાસોચ્છ્વાસ બંધ હોય-એ માટે ચણોઠીનાં મૂળિયાંને પાણીમાં ઘસીને સૂંઘે છે.

૪-પીનસ માટે-તંદુરીનાં પાનનો રસ ૧ તોલો તથા કપૂર ટાંક ૦ાા મેળવીને નાકમાં ટીપાં નાખવાં.

૫-પીનસ-કપૂરને ઘિલોડીના રસમાં મેળવી નાકમાં ટીપાં મૂકે અથવા નાસ આપે તો પીનસ જાય.

૬-પીનસ-એ નાકનું દરદ છે. નાકના ઉપરના ભાગમાં જખમ રહે છે. તેમાંથી વાસ ખરાબ નીકળે છે, પછી પરૂ જેવી રસી નીકળે છે, પછી ચીપડા અને લોહી નીકળે છે. પછી નાક બેસી જાય છે. રૂઝ લાવનારી દવા વપરાય છે. પણ દરદ પાછું થાય છે. એનો સહેલોને અકસીર દેશી ઉપાય નીચે મુજબ છે:

ધોરમુરાનાં લીલાં પાંદડાં છૂંદીને તેને ગાયના ઘીમાં ધીમી આંચે કકડાવવાં, પાંદડાં કરકરાં થાય પછી ઘી ગાળી લેવું. ઘી લીલા રંગનું થાય છે અથવા સૂકાં પાંદડાંને પાણીના ભીના લુગડામાં બાંધી રાખવાં. તે પાંદડાં નરમ થાય ત્યારે છૂંદીને ઘી સાથે ઉકાળવાં. આ ઘી નાકમાં રોજ ત્રણ વાર સારી પેઠે મૂકવું. ગળામાં જાય તેની અડચણ નથી. આ ઉપાય સહેલો છે અને ચોક્કસ છે અથવા એનાં પાંદડાંની બીડી બનાવી તેનો ધુમાડો નાક વાટે બહાર કાઢવો. જો દરદ વધી ગયેલું હોય, તો બંને ઉપાય ચાલુ કરવા. ઇલાજ બહુ સારો, સસ્તો ને ખાતરીપૂર્વકનો છે.

૭-પીનસ મટે-૦ાા તોલો સફેદ મરી બહુ જ બારીક વાટી, ત્રણ તોલા ગાયના ઘીમાં કકડાવી તે ઘી નાકમાં મૂકે.

૮-પીનસ નાકમાં હોય, ખુશબો અથવા બદબો નાકે લાગે નહિ તે માટે-કલોંજીને ગધેડાના મૂતરમાં મેળવી દરદીએ સૂંઘ્યા કરવું.

૯-પીનસ-લીમડાના બીજનું તેલ સૂંઘવાથી ચીપડા બંધાય નહિ અને ખરાબ વાસ દૂર થાય છે.

૧૦-પીનસ માટે-દરદીના નાકમાં દિવેલ રોજ ત્રણ-ચાર વાર મૂક્યા કરવું; મચ્છી ન ખાવી.

૧૧-પીનસ (Coryza)-હળદરની ધૂણી નાકમાં લેવી.

# પિત્ત છાતીએ

૧-પિત્ત જાય-સાજીખાર ખાંડમાં ખાવો.

૨-પિત્ત ખાટું છાતીએ-ાા તોલો સાટોડીનાં મૂળ સવારે રોજ ૧૪ દિવસ સુધી ચાવી ચાવીને ખાવું.

૩-પિત્ત મારે-ત્રિફળાની ચા રાતે બનાવે અને ખાંડ સાથે સવારે પીએ તો પિત્ત મરે અને જુલાબ આવે.

૪-છાતીએ પિત્ત થાય, પેશાબે ધાતુ જાય તે માટે-પાકેલું ૧ કેળું, ઘી ાા તોલા સાથે ભૂખે પેટે સવારે ૭ દિવસ ખાય. જો કોઈ દરદીને ઠંડી લાગી આવે તો ઘીમાં ાા તોલો મધ મેળવીને ખાય.

પિત્ત છાતી પરનું મરે-કોઠાની અંદરનો પાકેલો ગર ાા તોલો તથા સાકર ાા તોલો મેળવીને ખાવું.

કડવું તૂરિયું-કડુસીરવળ-પીટફળ એક જ છે. ડોડકી-ડોળકી, ઘિસોડી, ગલકાં કડવાં, દૂધી, તૂમડી કડવી, આ દરેક ચીજ કડવી હોય ત્યારે તેનો ગુણ એકસરખો છે. આ ચીજોનો લીલો રસ અથવા સૂકા ગરને પાણીમાં પલાળી કાઢેલા રસનાં દસ-દસ ટીપાં નાકમાં મૂકવાં અથવા ખાવાં. અથવા આ ફળોનું બારીક ચૂર્ણ રતી એક સૂંઘાડવું, તેથી પિત્ત ઝરે છે. આ નાસિકારેચ બંધ કરવો હોય તો ઘી સૂંઘવું. નાકમાં ટીપાં મૂકવાં, પહેલાં ઘી ચાટવું, જેથી ગળામાં ચણચણાટ લાગે નહિ.

પિત્ત છાતીએ-કારેલાનાં પાનનો રસ ૧ તોલો પાવાથી ઓકારી થઈને પિત્ત બહાર પડશે અથવા ઝાડા વાટે નીકળી જશે.

૫-ગુલકંદ-ખાવાથી છાતીના દાહ નરમ પડે.

૬-ગોળ અને હરડે ખાય.

૭-અકાયાંની રાખ ૧ તોલો પાશેર પાણીમાં મેળવે, નીતર્યું પાણી દવા તરીકે ૨ાા તોલા રોજ ત્રણ વાર પીએ.

૮-સોનાનો વરખ ૧ પાનું, આમળાં ાા તોલો ઘી સાથે ૨૦ દિવસ ખાય, સોનાના વરખ વગર ૪૦ દિવસ ખાય.

૯-પિત્ત નાશ પામે-હરડે સાથે ગોળ ખાવો.

૧૦-પિત્ત છાતી પર થાય તે માટે-આમળાંનું ચૂર્ણ ાા તોલો સાકર સાથે રોજ બે વાર પીવું.

૧૧-પિત્ત છાતીએ થાય તે માટે-બહેડાં અને આમળાંનું ચૂર્ણ ાા તોલો અથવા વધારે ખાધા પછી લેવું.

૧૨-પિત્તના ઉછાળા માટે-દાળભાતમાં કોકમને બદલે આમળાં નાખવાં. પીપર મધ સાથે ખાવી. ાા તોલો આમળાંની ભૂકી પાણી સાથે લેવી.

૧૩-છાતીનો દાહ નરમ પડે-લૂણીભાજીનું ચૂર્ણ ાા તોલો મધમાં મેળવી ખાય.

૧૪-છાતી ઉપર પિત્ત ચડે-હરડે, જીરું, સફેદ પીપરીમૂળ એ સર્વેને સમભાગે મેળવીને ૦॥ તોલો ફાકવું.

૧૫-છાતીએ પિત્ત થાય, પેશાબે ધાતુ જાય તે માટે-પાકેલું ૧ કેળું, ઘી ૦॥ તોલા સાથે ભૂખે પેટ સવારે ૮ દિવસ ખાય. જો કોઈ દરદીને ઠંડી લાગી આવે તો ઘીમાં ૦। તોલો મધ મેળવીને ખાય.

૧૬-છાતી ઉપર દાહ માટે-૦। તોલો મીઠુ, ૦। તોલો સોડાબાઈ કાર્બ, સોડા વોટર સાથે પીવુ.

## પિત્તનાં ચાઠાં-પિત્ત શરીરે-રક્તપિત્ત

૧-પિત્ત શરીર ઉપર-આમળાનો તથા લીંબુનો રસ અક્કેક તોલો મેળવી ૧૪ દિવસ સુધી પાવો. પિત્તનાં ચાંદાં તથા ફાટેલી ચામડી સાફ થાય છે.

૨-પિત્તનાં ચાંદાં-દરરોજ દિવસમાં બે વાર ચોળાઈની ભાજી ખાવી.

૩-પિત્તનાં ચાંદાં માટે-આમળાંનો ભૂકો અડધો તોલો, પાણી સાથે રોજ સવારે ભૂખે પેટ ખાવો અથવા આમળાંનો ભૂકો અડધો તોલો, અડધો તોલો ઘી સાથે મેળવી રોજ સવારે ભૂખે પેટે ખાવું અથવા આમળાંનો મુરબ્બો ૨ તોલા, આમળાના ઘી સાથે સવારે રોજ ખાવો.

૪-પિત્તનાં ચાઠાં ઉપર છાશ પીવી બહુ સારી છે, પણ આગલા વખતમાં જેને છાશ કહેતા હતા તેવી છાશ આજે મુશ્કેલીથી મળે છે. છાશના ગુણો ઘણા છે, જે ગરીબ વર્ગમાં જાણીતા છે.

૫-પિત્ત શરીરે તથા ખરજવું મટે-ધંતૂરાનાં ડીંડવામાં આમલીના એક કચૂકા જેટલો ગંધક મૂકી, કપડછંદ કરી અંગારામાં બાફવો. તે ગંધક તેલમાં મેળવી શરીરે લગાડવો. ગંધક સાથે એક વાલ મોરથૂથું લેવાથી ફાયદો જલદી થાય.

૬-કોઠીનાં પાનને બાફી, દહીં સાથે મેળવી ચાઠાં પર લગાડે.

૭-સાગવાનનાં પાન સાથે ઊકળેલા પાણીથી નાહવું.

૮-મરીને ગાયના ઘી સાથે ખૂબ મેળવી ચાઠાં પર લગાડે.

### પેટમાં ચરબી

પેટમાંની ચરબી તવાઈ જાય-નમૂળી એ સેવ જેની જડ, પક્ષીના માળા જેવી ગૂંથાયેલી ઝાડ ઉપર થાય છે. તેની જડ જમીનમાં હોતી નથી. તે નમૂળીને છૂંદીને પેટ ઉપર બાંધે તો પેટમાંની ચરબી તવાઈ જાય.

## પુરુષાતન-મરદને શક્તિ વધે-ધાતુપુષ્ટિ વધે, પુરુષાર્થ વધે-નબળાઈ મટે-નસ ઢીલી-મજબૂત થાય

૧-મરદને શક્તિ વધે-પીપર, લવંગ, અક્કલકરો દરેક પાંચ તોલા લઈ તેમાં મધ ૦॥ શેર મેળવી એક તોલો રોજ ખાવું.

૨-મરદને શક્તિ વધે-ગૂગળ (અગાસીલ) ટાંક એક બકરીના માસ સાથે છૂંદી તેમા મીઠું, મરી, હળદર, આદુનો રસ મેળવી ૩ કલાક રાખે, પછી ઘઉંની રોટલી સાથે એ માસ કાચુ સાત દિવસ ખાય.

૩-શક્તિ વધે-જેમમધનુ ચૂર્ણ, ઘી અને મધ મેળવી ખાય ઉપર સાકર વાળુ દૂધ પીએ

૪-પુરુષાતન માટે-જાયફળ, લવગ, કેસર, અફીણ, સૂઠ સમભાગે લઈ પાનના રસમા ૧ વાલની ગોળી બનાવી એક ગોળી ૧૪ દિવસ ખાવી

૫-પુરષાતન વધે-ખારેક ૦ા શેરને પાણીમા ઉકાળવી પોચી પડે કે તેને ચીરીને ઠળિયા કાઢી નાખવા ખારેકને સુકાવા દેવી ખારેક કરણ થાય પછી દરેકમા વાલ અફીણ ભરી દોરાથી બાધવી પછી ગેર દૂધમા ઉકાળી રોજ અડધી અથવા આખી ખાવી

પુરુષાતન વધે-કાળી મૂસળીના કણનુ ચૂર્ણ ઘીમા તળીને રોજ ૦ા અથવા એક તોલો ખાવુ

૬-મરદને શક્તિ વધે-ગાજરના બીજ ૦ા તોલો મધ સાથે સવારે ખાવા

૭-પુરુષાતન વધે-ચીનીકબાલા, અક્કલકરો, જીરુ, મૂસળીકદ નગોડના બી, કૌસબા તથા એખરનાં બી ગોખરુ, સૂઠ, વછનાગ કૌચા, માલકાકણી, ચતુર્જાતક સમભાગે લઈ તેની ચણા જેવડી ગોળી બનાવી રાતે એક ગોળી ખાય ઉપરવી દૂધ પીએ અક્રુ બેસીને દૂધ પીવાથી પુરુષાતન વધે છે અકરુ બેસવાની ટેવથી હરસ થાય છે

૮-પુરષાતન વધે-ગજપીપર, આસધ વજ સમભાગે લઈ ભેસના માખણમા મેળવી લેપ કરવો એ ચાઈ ગયેલી નસ છૂટે અથવા ગધકનુ તેલ પાચ ટીપા ચેવલીપાન પર લગાડી રોજ ખાય (તેલની બનાવટ માટે જુઓ 'ઢીલી નસો')

૯-ચોપચીની-મરદને શક્તિ માટે બહુ વખણાય છે

૧૦-મરદને શક્તિ આવે, યાદદાસ્ત વધે, લકવાને ફાયદો કરે, ગર્ભવાળી સ્ત્રીની ઊલટી માટે જાદુઈ ઇલાજ, મીઠી પેશાબને ફાયદો કરે, ઊલટી ખાધા પછી થાય તેને મટાડે-ઝેરકચૂરો શુદ્ધ કરવા માટે ૭ દિવસ તેને ગોમૂત્રમા બોળી રાખે ઉપરની છાલ કાઢી નાખે, તેને ઘીનો હાથ લગાડી ગરમ કરે, ચૂર્ણ બનાવી સમભાગે મરી મેળવે, તેમાથી ૦ા થી ૧ વાલ સુધી સાત દિવસ સવારે રોજ ખાય, પછી બે દિવસ ખાધો રાખે, વળી સાત દિવસ ખાય એ મુજબ ચાલુ રાખે

૧૧-પુરષાતન વધ-કપૂર નાના પ્રમાણમા લેવાથી પુરુષાતન વધે

પુરુષાતન-વાથી અટકેલા સાધા છૂટા થાય-તેલ ગધકનુ એક સળી પાન સાથે ખાવુ

૧૨-શક્તિ માટે-ચીનીકબાલા, સૂઠ, અજમો, અક્કલકરો, તજ, લવગ,

જાયફળ, કાકડીનાં બીજ સમભાગે મેળવી સાકર સાથે ૦ાા તોલો ખાય.

૧૩-પુરષાતન વધે-ચણોઠીનું મૂળ ૦। તોલો દૂધ સાથે ૭ દિવસ પીએ તો બહુ શક્તિ વધે.

૧૪-શક્તિની ગોળી-જાયફળ તોલા ૦ાાા ના વજનથી ઓછું ન હોય તે લેવું. તેની ગાભડી કાઢી અંદર અફીણ વાલ ૮ ભરી બંધ કરી ઘઉંના આટામાં લેપ કરે (ગલેફ કરે), ભાતના છાલાંના ઢગલાની વચ્ચે જાયફળ મૂકે. તે ઢગલા ઉપર સૂતરના ૪ દોરા મૂકી આઠ ગમથી તે દોરા સળગાવે. છાલાં બળી રહે પછી બધું ખરલમાં વાટી ૪ ભાગ કરવા. તેમાંનો એક ભાગ રાતે ખાવો અને દૂધ શેર ૧ પીવું તેથી શક્તિ વધે છે.

૧૫-નબળાઈ માટે-ખજૂર ચાર પૈસાભાર, પીપર તોલો ૦ાા, દૂધ શેર એક મેળવી ગરમ કરી, ઠંડું પાડી, તેમાં મધ નાખી સાત દિવસ પીવું.

૧૬-પુરુષત્વ, ધાતુ વધારે-બેઆનીભાર ચણોઠીનાં પાનને ઉકાળીને દૂધ સાથે મેળવી સાત દિવસ સવાર-સાંજ પીએ.

૧૭-પુરુષાતન-બકરીનું દૂધ શક્તિ આપનારું, વીર્ય વધારનારું અને ભૂખ લગાડનારું છે. જો સોનામુખીની ફાકી સાથે આ દૂધ રોજ પીવામાં આવે તો પુરષાતન ઘણું વધે છે.

૧૮-પુરુષાતન વધે-તુલસીનાં બી અને ગોળ સમભાગે મેળવી તેમાંથી ૧ તોલો રોજ સવારે ખાઈ ઉપરથી દૂધ પીવું.

૧૯-પુરુષાતન વધે-આદુંનો રસ ૦ાા તોલો, ડુંગળીનો રસ ૦ાા તોલો, ગાયનું ઘી ૧ તોલો, મધ ૦ાા તોલો, ઈંડાની દાળ (જરદી) એક મેળવીને દિવસ એકવીસ પીવી. ઉપલી ચીજોનો કૂચો રહે તે ઘીમાં તળી ગેટલી સાથે ખાવો. માંસનો ખોરાક લેવો નહિ.

૨૦-પુરુષાતન-કાલુ માછલી અને કરચલા, એ ચીજો પુરષાતનમાં બહુ જ ઉપયોગી છે. એને આતશ ઉપર ભૂંજી ખાય છે. એની ખાખ બનાવીને ઘી સાથે ખાવામાં લે છે

૨૧-પુરષાતન વધે-કરચલાનો રસ પીવાથી શક્તિ વધે છે. તે સ્વભાવે બહુ ગરમ છે.

૨૨-પુરષાતન પાછું આવે-કરેણના ઝાડ ઉપર સફેદ ફૂલ થાય છે તે ઝાડના જડની છાલ અને કાળા ધંતૂરાની છાલ દરેક ૦ાા શેર ગાયના દૂધમાં ઉકાળી દૂધ ૦। શેર રાખી તેનું ઘી બનાવવું. તે ઘી મગના જેટલું વજને પાનમાં મૂકી સવારે ખાય તો ૭ દિવસમાં ફાયદો જણાય છે. ખાટું-ખારું ન ખાવુ. વળી એ જ ઘીને પાન ઉપર ચોપડી તે પટ્ટી નબળી નસો ઉપર બાંધે તો શક્તિ આવે.

૨૩-હસ્તદોષથી બગડેલો મરદ સુધરે-ઊજળી કરેણની જડ, ઊજળી ચ

જડ, અળસિયાં-દરેક તોલા ૨, દેડકો એક, તલનું તેલ ચાર તોલા : સર્વે એકઠું કરી લોઢાના વાસણમાં નાખી અંગાર ઉપર મૂકી તેલ કાઢવું. તે તેલ કાગળ ઉપર ચોપડી નબળી નસોને લગાડે તો શક્તિ આવે છે.

૨૪-પુરુષાતન વધે-ચલ્લાનાં ભેજાંને ખાંડ સાથે ખાવાથી શક્તિ વધે.

૨૫-ઢીલી નસ માટે લેપ-નર ચલ્લાનું લોહી ઢીલી નસોને અને ગોળીને લગાડે તો શક્તિ આવે છે.

૨૬-ધાતુનું બંધારણ થાય-મરદને શક્તિ આવે-અક્કલકરો, લવંગ, પીપર, ભાંગ, ઉપલેટ દરેક સરખે ભાગે લઈ તેમાં મધ મેળવી ચણીબોર જેવડી ગોળી બનાવી તેમાંની એકેક ગોળી સાત દિવસ ખાવી અને ઉપરથી દૂધ પીવું.

૨૭-શક્તિ વધે-ખુરાસાની અજમો અને બાવળની સૂકી પાલી સમભાગે મેળવી રોજ ાા તોલો ખાવામાં આવે તો શક્તિ વધે.

૨૮-પુષ્ટિ માટે-ઈંડાની દાળ, મધ-ઘી સાથે મેળવી ખોરાક તરીકે લેવાય છે.

૨૯-પુરુષાતન આવે-કાચાં ઈંડાંની દાળ ૧ અને ાા તોલો ઘી મેળવી એકવીસ દિવસ ખાવું. એક માસ બ્રહ્મચર્ય પાળવું.

૩૦-મરદને શક્તિ વધે-ગુંદર ૦ા તોલો, ઊજળી (સફેદ) ખાંડ સાથે ત્રણ દિવસ ખાય અને ઉપરથી પાણી પીએ.

૩૧-શક્તિ આવે-મરઘી તથા મોરનાં ઈંડાંનાં કોચલાંની રાખ ૧ થી ૧ાા વાલ, પીપર બે વાલ, મધ સાથે મેળવી રોજ ખાય તો મરદ તેમ જ ઓરતને શક્તિ આવે.

૩૨-પુરુષાતન માટે-અળસિયાંનો ભૂકો વાલ ૨ થી ૪ ગોળ સાથે ખાય તો શક્તિ વધે છે.

૩૩-અળસિયાં ચોમાસાની ઋતુમાં જમીનમાં પાકે છે. એ મટોડું ખાઈને જીવે છે. એને દવાના કામમાં વાપરવાં હોય તો ખાધેલું મટોડું બહાર કાઢવું જોઈએ. તે માટે અળસિયાંનાં ઉપર લીંબુનો રસ નાખ્યો હોય તો અળસિયાંના પેટમાંનું મટોડું નીકળી પડે છે.

૩૪-મરદને શક્તિ વધે-એકથી બે તોલા લસણ ઘીમાં તળવું અને ભૂખે પેટે સવારે ખાવું. લસણ તળતાં વધેલું ઘી દાળભાત સાથે ખાય.

૩૫-ગંધક(અમલસાર)નું તેલ-અમલસારો ગંધક શેર પોણો, આકડાનાં પાકાં પાનનો રસ શેર બે લેવો. ગંધકને રોજ રાતે ત્રણ પૈસાભાર રસની સાથે ખરલ કરે. રાતે ખરલ કરે ને દિવસે તડકે મૂકે. આ મુજબ અઢી માસ ખરલ કરો. અંદરથી તેલ નીકળે. આ તેલનાં ૫ ટીપાં પાન પર લગાડે ને ખાય તો મરદને શક્તિ વધે. ઢીલી નસો પર મસળે તો ફાયદો થાય.

ગંધક તેલ-ગંધકને આકડાના દૂધમાં બે દિવસ વાટવો. તેની ટીકડી બનાવી છાયામાં સૂકવવી. પાણી સાથે તે ટીકડીને ધીમી આંચે ઉકાળવાથી તેલ તરી

આવે છે.

૩૬-પુરુષાતન, લકવો, લોહીને ફરતું કરવું અને શરીરમાં ગરમી લાવવા ઈંડાનું તેલ મસળો. પાંચથી પંદર ટીપાં તેલ ઉપલાં દરદો માટે દૂધમાં સવાર-સાંજ પાવામાં આવે.

ઈંડાંનું તેલ કાઢવાની રીત-બાફેલાં ઈંડાંની દાળનો ભૂકો કરી ગરમ દારૂમાં અથવા બ્રાંડીમાં મૂકવું. ઘણે વખતે તેલ દારૂ સાથે મળી જશે. તેને ગાળીને તડકે મૂકવું. દારૂ ઊડી જશે ને તેલ રહી જશે. બાફેલાં ઈંડાંની દાળને લોખંડના વાસણમાં બહુ શેકે તો તે બળીને કાળી થશે. ગરમી ચાલુ રાખવાથી તેલ છૂટું પડશે.

ઈંડાંનું તેલ બનાવતાં ૨૧ ઈંડાંની દાળમાં ૧ માસો પારો મેળવવાની ભલામણ કેટલાક અનુભવી કરે છે. ઈંડાંનું તેલ કાઢતી વેળા, ઈંડાંવાળું વાસણ ચૂલા ઉપર જરા વાંકું રાખે તો તેલ છૂટું પડે.

૩૭-મરદને શક્તિ વધે-રેગમાહી ટાંક ૫. પીપર ટાંક ૭, મધ ટાંક ૫ મેળવીને રોજ ૦। તોલો અથવા વધારે ખાય અથવા મૂસળીકંદનાં બી ૦। તોલો ગોળમાં રોજ ખાય.

૩૮-મરદને શક્તિ આવે-લવંગ, પીપર, અક્કલકરો, ઉપલેટ દરેક ટાંક ૫, મધ ૧ શેરમાં મેળવી પાક બનાવે અને સાત દિવસમાં પૂરો કરે. જો વીર્ય બળતું હોય એટલે વીર્ય નીકળતાં ચામડીને ગરમાવો લાગતો હોય તો ભાંગનું ઘી ૫ ટાંક ઉમેરવું.

૩૯-પુરુષાતન ઘટે-કપૂર મોટા પ્રમાણમાં લેવાથી વીર્યનું જોર નરમ પડે.

૪૦-મરદને શક્તિ વધે છે-થોરના ફળનો રસ કાઢી લીધા પછી બીને સૂકવવાં. તેને ખાંડી આટો બનાવવો, તેના પેંડા બનાવી ખાવા. ૧ શેર આવો, ૦। શેર બીનો લોટ, ૧ તોલો એલચી, ૦। તોલો ભાંગ, ૧ તોલો મરી, સાકર ૧।। શેરને મેળવી પેંડા બનાવી રોજ ૫ તોલા ખાવા.

તુળસીનાં બી, પીપરની પેપડી, શિવલિંગીનાં બીજ, બિલાંના ફળમાંથી નીકળે તે બી-એ બધાં બીના પેંડા બનાવી ખાવાથી શક્તિ વધે.

૪૧-વીર્ય બંધેજ રહે-બાવળના ઝાડનાં કુમળાં પાન તેની સાથેના લીલા કાંટા સાથે લાવી તેનું ચૂર્ણ બનાવે. ૦। અથવા ૦।। તોલો ચૂર્ણ ખાય. ઉપરથી દૂધ પીએ. પાન છાંયામાં સૂકવે.

૪૨-વીર્ય વધે-સૂંઠ, આસન દરેક ટાંક ૪, ખારેક ટાંક ૫, દૂધ સાથે મેળવી ૭ દિવસ પીએ.

મેથી, મોચરસ, ભોંયકોળું સમભાગે લઈ શેરડીના રસમાં ચણીબોર જેવડી ગોળી ૧ ટાંકની બનાવી રોજ સવારે ૧૪ દિવસ સુધી ખાય. દૂધ, માખણ વગેરે ખોરાક લે. ખાટું-ખારું ન ખાય.

૪૩-ઢીલી નસો મજબૂત થાય-ઈંડાંની દાળ, ઘી સાથે અથવા તેલ સાથે

મેળવીને લગાડે તો નસોમાં જોર આવે અને માંસ કઠણ થાય.

૪૪-મરદને શક્તિ વધે-(બાદશાહી ઇલાજ છે) ધોળી મૂસળી, કાળી મૂસળી, અક્કલકરો, ઇંદ્રજવ, ગોખરુ, ગળોનું સત્ત્વ, મોચરસ, બહુફળી, લસોડા, કૌંચા, બળબીજ, એખરો, ચીનીકબાબ, બાવચી-એ સઘળું સમભાગે મેળવી ૦ા તોલો ચૂર્ણ સવારે નરણે કોઠે ખાય તો શક્તિ ઘણી જ વધે.

૪૫-કૌવત વધે, મોઢે લાલી આવે, તેજી વધે-રતાળુ કંદ ઘીમાં તળી રોજ ખાય. અથવા ઘીમાં તળેલો કાંદો, બદામ, ચારોળી, લાલ દરાખ-એ સઘળાંને ઘીમાં તળી રોજ સવારે ભૂખે પેટે ખાય ઠંડી મોસમમાં ખાવાથી બહુ તેજી આવે. આ તેજાનું રોજ ૫ તોલા ખાય.

૪૬-શરીરે તાકાત વધે, શક્તિ લાવવા માટે-લોખંડની બનેલી દવા સારી છે, તેમાં હીરાકસી ઉત્તમ છે.

૪૭-પુરુષાર્થ માટે-રેગ માછલી ૭ ભાગ, પીપર ૫ ભાગ મેળવી તેમાંથી ૦ા તોલો ચૂર્ણ મધ સાથે રોજ ખાવું. (આ ઉપાય સલામતીભરેલો અને ચોક્કસ છે.)

૪૮-મરદને શક્તિ-સાબરસીંગાની ખાખ તોલો ૦ા મધ સાથે પાંચ દિવસ ખાય તો શક્તિ વધે.

૪૯-મરદને શક્તિ વધે-હળદરને ગાયના પિત્તના પાણીમાં ભીંજવી સુકાવીને ખાવામાં લેવી.

૫૦-શરીરે શક્તિ આવે, ઝાડો ખુલાસાથી આવે-આમળાંના ઝાડની છાલનું ચૂર્ણ ૦ા તોલો દૂધ સાથે ઉકાળીને પીએ.

૫૧-મરદને શક્તિ આવે-બે વાલ કેસર, ચણા અને સાકર ૦ા તોલો રોજ ફાકે.

૫૨-પારો બંધાય, સાટોડીનાં મૂળના રસમાં પારો (ધાતુ) મસળે તો મસકા જેવો થાય. આ મસકાને આમલીનાં પાનના રસમાં ઉકાળે તો કઠણ થઈ જાય. પારાના ગલાસ બનાવી તેમાં દૂધ ૦ા કલાક રાખીને તે દૂધ પીએ તો ક્ષયનાં જંતુ મરે. ક્ષયવાળા દરદીને ફાયદો થાય, શરીરે શક્તિ આવે.

૫૩-શક્તિ વધે, આયુષ્ય વધે-પીવાનાં પાણીમાં સોનું રાખે અને તે પાણી પીએ, અથવા સોનાને પાણીમાં ઉકાળી તે પાણી પીએ.

૫૪-શક્તિ ઘણી વધે-હાથલા થોરના જીંડવાંના બીનો લોટ બનાવે, તેનો પાક કરી ખાય.

૫૫-શક્તિ પુષ્કળ વધે-બકરીના દૂધ સાથે સોનામુખી ખાવી.

૫૬-ઘીમાં તળેલો ગુંદર ૦ા તોલો સાકર સાથે ખાવો.

૫૭-ભોંયકોળું અથવા વિદારીકંદ ૦ા તોલો સાકર સાથે દૂધમાં લેવો.

૫૮-રૂમીમસ્તકી એઆનીભાર, બદામનું મગજ ૦ા તોલો, સાકર ૧

તોલો. એની ફાકી ૦ા તોલો અથવા ૦ાા તોલો દૂધમા લેવી

૫૮-સાલમ, મૂસળી, ગોખરુ, શતાવરી, આસધ એનુ ચૂર્ણ ૧ તોલો દૂધમા પીવુ

૬૦-એખરો, બહુફળી, મોચરસ, ચોપચીની, ગળાસત્ત્વ-એમાની એક પણ ચીજ લાખો વખત ખાવી

૬૧-ધોવાઈ ગયેલા મરદ માટે-આસધ, તલ, અડદ, સૂઠ, ગોળ, ઘી, સમભાગે લઈ લાડુ બનાવી, રોજ ૨ તોલા લાડુ ખાવા અને દૂધ પીવુ.

૬૨-અક્કલકરો, લવગ, પીપર, ભાગ, ઉપલેટ સમભાગે ચૂર્ણ બનાવી, એઆનીભાર ચૂર્ણ મધમા ચાટવુ ઉપરથી દૂધ પીવુ

૬૩-અફીણ જાયફળ, જાવ ત્રી, તજ, કેસર, એલચી, સમભાગે મેળવી પાનના રસમા વાલ વજનની ગોળી રોજ ૧ ખાવી, ઉપરથી દૂધ પીવુ

૬૪-ચણોઠીના મૂળનુ ચૂર્ણ ૦ાા તોલો, સાકર ૦ા તોલો, દૂધ સાથે પીવુ.

૬૫-અક્કલકરાનુ મૂળિયુ, અબરખ કાચી, ઇદ્રિય પર લગાડવી

૬૬-મરદને શક્તિ-પુરષાતન માટે-એક શેર આદુની ઝીણી કાતરી કરી તેને ઘીમા તળી બૂડતા મધમા સાત દિવસ રાખવુ અને એ આદુ રોજ ૧ તોલો ખાવુ

૬૭-મરદને શક્તિ વધે-સફેદ કપડાને આકડાના દૂધમા સાત વાર પટ આપ્યા પછી કાળા જાબુના ઝાડની અતરછાલના રસનો પટ ૧ વાર આપવો. આ લુગડાને ઘીમા તળવુ, એની પટી કરીને નમળી નસ ઉપર બાધવી તે પાતળી નરમ ચામડાને લાગે નહિ લાગે તો ફોલ્લો પડે ત્રણ દિવસ પછી નસ ઉપર બાધવી જો ગરમાવો અને અગન લાગે તો પછી કાઢી નાખવી, નહિ તો ફોલા પડે લૂગડુ તળતા ઘી વધે તેમાથી એક વાલભાર ઘી લઈ પાન સાથે મેળવી ખાવામા લેવુ એકવીસ દિવસ સુધી બ્રહ્મચારી રહેવુ

૬૮-શક્તિ આવે-કાદાનો તથા આદુનો રસ, મધ, એકેક તોલો ઘી ૦ાા તોલો રોજ ખાવાથી નબળા પડેલો પુરષ પાછો બળવાન બને છે

૬૯-ઢીલા પડેલા મરદ માટે-એકસ્ટ્રેક્ટ નકસવામિકા ૧૫ ગ્રેન, એકસ્ટ્રેક્ટ કેનેબિસ ઇંડિકા ૧૫ ગ્રેન એકસ્ટ્રેક્ટ અરગટ ૧૫ ગ્રેન એની વીસ ગોળી કરવી. એક ગોળી સવાર-સાજ લેવી ઉપરથી દૂધ પીવુ

૭૦-પુરષાતન-કાદો ઘીમા વઘારી લાલ કરી ખાવાથી શક્તિ વધે છે

૭૧-મરદને શક્તિ આવે-ગાયના પિત્તાના રસમા લીલી હળદરને સાત પટ આપે એટલે સાત વાર ભીજવી સૂકવીને મરદ ખાય તો શક્તિ વધે

૭૨-શરીરે તાકાત માટે અફીણ ૦ાા તોલો, લવિંગ ૩ તોલા, કેસર ૧ તોલો, જાયફળ ૨ તોલા, સાકર શેર ૦ા -આ ચીજો પાણી સાથે મેળવી વટાણા જેવી ગોળીઓ બનાવવી ૧ ગોળી સાજે અને બીજી સવારે ખાવી અને તે ઉપર ૦ાા શેર દૂધ પીવુ ગરમી ઘણી જણાય તો લીબુનું શરબત પીવુ

૭૩-ઝેરકચોળું-ઝેરી કચરા-આ ઘણી જ ઉપયોગી ચીજ છે. એનો ભૂકો ખાવામાં આપે છે, શરીરની શક્તિ માટે ઘણો જાણીતો ઇલાજ છે. મરદને શક્તિ વધારે છે, લકવા તથા શરીરના બીજા લોચા ઢીલા પડી ગયેલા હોય, મગજનાં દરદ હોય, ઝાડો અને અને પેશાબ આપોઆપ થતા હોય, ખોરાક ખાધેલો પાછો નીકળી જાય, ઝાડાની કબજિયાત અને મીઠી પેશાબ હોય તે માટે ઘણો લાંબો વખત કચરો વાપરવો પડે છે.

ઝેરકચોળાનો ભૂકો-કચરાને ગાયના મૂતરમાં ઉકાળવો. તે ફૂલે ત્યારે ઉપરનાં ફોતરાં કાઢી નાખવાં, બે ફાટની વચ્ચે ઝીણી જીભ હોય છે તે કાઢી નાખવી, પછી કચોળાને ચકવા દઈને દિવેલનો હાથ ચોપડી ઠીકરા ઉપર શેકવાં, બળવા દેવાં નહિ. લાલ થાય પછી ભૂકો કરવો

## પેટનો પવન

૧-પેટમાંનો પવન છૂટે-શેરડીનો સરકો અને પાણી સમભાગે ગરમ કરી પેટ ઉપર પોતાં મૂકે.

૨-પેટમાં વાયુ હોય તો નગોડનાં પાન કુમળાં ૪ ચાવી ખાવાં.

૩-પેટનો પવન, અંતરગળ, કલેજાનાં દરદો, આંતરડું એકેક પર ચડેલું હોય તે પવન પેટનો મટે-આકડાનાં મૂળનું ચૂર્ણ (મુદાર) ૩ વાલ, એસિડ ટેનિક ૨ વાલ, કેલોમલ ૧ ગ્રેન-આ મિશ્રણ સવારે ખાવું અને ફરી સાંજે ખાવું. ઊલટી થવા દેવી નહિ. દવા ખાધા પછી ચણાનો મગજ ખાય તો ઊલટી ન થાય.

૪-પેટમાંનો બલગમ નીકળે-ાાા તોલો નસોતર મધ સાથે ખવડાવે.

૫-પેટનો મળ નીકળે-ગૂંદીનાં પાન છૂંદી બાફીને પેટ પર બાંધે.

## પેટનાં દરદો, પેટનો દુખાવો

૧-પેટ ફૂલે તે માટે-લસણનાં ફોતરાં કાઢી ૧ રાત ખાટી છાશમાં ભીંજવી રાખે. સવારે તેમાંનો ૧ તોલો લસણ, ાાા તોલો સિંધાલૂણ, શેકેલી હિંગ ા તોલો, આદુંનો રસ ૧ાા તોલો તેની એકેક વાલની ગોળી બનાવે. ૧ અથવા ૩ ગોળી આદુંના રસ સાથે ખાય.

૨-પેટની ચૂંક મટે-હિંગ ૧ વાલ ઘી સાથે ખાવી. લસણની કળી ગળી જવી. બાળેલી છીપનું ચૂર્ણ ા તોલો ગોળ સાથે ખાવું. શંખની ભસ્મ ા તોલો લીંબુના રસમાં ખાવી. ડીકામારીનું ચૂર્ણ ા તોલો પાણીમાં ખાવું. સોડા (સાજીખાર) અને હળદર સમભાગે મેળવી ાા તોલો ખાવી.

૩-પેટનાં દરદ દફે થાય-કાળી મૂસળી ા તોલો ગરમ પાણીમાં ખાવી.

૪-પેટનો દુખાવો-ચણાના છોડ ઉપર પાતળું કપડું રાતે ઢાંકે, તેની ઉપર રાત્રે ઓસ પડે તે સવારે નિચોવીને એકઠું કરે, તે પીવાથી પેટનો દુખાવો નરમ પડે. એને ચણાનો ખાર કહે છે.

ચણાના ખારને પારખવા માટે મેથીના દાણાને આ ખારના પાણીમાં બોળી સૂકવી, સાત પટ આપે. આ મેથીને મટોડામાં મેળવી ઉપર પાણી છાંટે તો તરત ભાજી ઊગે.

૫-પેટનાં દરદ બેમાલુમ હોય તે માટે-ખંડ સાથે સોનામુખી ખાવી.

૬-પેટના દુખાવા માટે પીપરમીટનાં ફૂલ પાન સાથે ખાવામાં આવે છે.

૭-પેટમાં પવન હોય ત્યારે-મરી, હિંગ, કપૂર સમભાગે મેળવી ૨ થી ૪ વાલ પાણી સાથે ખાય.

૮-ચૂંકો થયો હોય તો પાણી શેર ત્રણ ઉકાળી શેર ૧ રહે ત્યારે નીચે ઉતારી, ઠંડું પડવા દઈ તેમાં મધ શેર ૦। મેળવી, તેમાંથી બબ્બે તોલા પીવામાં આપવું.

મધ અને પાણી સરખા ભાગે પીવું એ નુકસાનકર્તા છે. મધ અને ઘી સરખે ભાગે ખાવાથી નુકસાન થાય છે.

૯-પેટના રોગો માટે-અજમો ૧૪ તોલા, ટંકણ ૧ તોલો, તેનું ચૂર્ણ ૦॥ થી ૧ તોલો પાણી સાથે મેળવી રોજ બે વાર ખાવું.

૧૦-પેટનાં સઘળાં દરદો-ચોપડા ગાંઠ-મૂંઝારા ગાંઠ સારી થાય-ઊટકંટાનું આખું ઝાડ ૧૦ તોલા લઈ પાંચ શેર પાણીમાં ઉકાળી ૦॥ શેર રાખે. તેમાં પાંચ તોલા ગોળ મેળવે; તેમાંથી એકેક તોલો દરદીને રોજ ૩ વાર પાવું.

### પેટમાં શૂળ

૧-પેટમાં શૂળ, પડખામાં શૂળ માટે-નાળિયેરમાં ભરાય તેટલું મીઠું ભરવું. પાછું બંધ કરી છાણામાં સળગાવવું. આ મીઠું ૨ વાલ તથા લીંડીપીપર ૧ વાલ રોજ બે વાર ખાવી.

૨-મૂળાનો રસ ૨ તોલા, લીંબુનો રસ ૨ તોલા, જવખાર ૦। તોલો, પાણી ૦। શેર એના ૩ ભાગ કરી રોજ ત્રણ વાર પીવું.

૩-પરિણામશૂળ-ખાધા પછી શૂળ થાય તે માટે લીંડીપીપર ૧૬ તોલા, પાણી ૨૫૬ તોલા ઉકાળી ૩૨ તોલા રાખે. ૪ તોલા લીંડીપીપરની પાણી સાથે ચટણી બનાવે, આ ચટણી અને ઉપર મુજબ બનેલો કાવો તથા ૧૦ તોલા ઘી ઉકાળી ઘી બનાવે. ખાધા પછી ૧ તોલો આ ઘી ચાટવું.

## પેટની ગાંઠ ખસે-પિચોટી ખસે-આમળ ખસે

૧-પેટની ગાંઠ ખસે છે એટલે આંતરડું વળ ખાય છે, તે વખતે દરદીના અંગૂઠાને અથવા પગના ટેટાને મજબૂત બાંધે છે.

૨-પેટની ગાંઠ ખસી હોય તે માટે કાંસકીના મૂળને શનિવારે નોતરું દેવું. આતવારે તે લાવી શણની દોરી સાથે બાંધી પગની છેલ્લી આંગળીએ બાંધવું. જો ગાંઠ જમણી બાજુએ ખસી હોય તો ડાબા પગે બાંધવું. જો ડાબી બાજુએ

ખસી હોય તો જમણા પગની છેલ્લી આંગળીએ બાંધવું.

આકડાના દૂધમાં કાથો અને રેવંચીનો શીરો મેળવી લગાડે.

૩-આમણ ખસે ત્યારે-૪ વાલ દૂધેલીને લોટમાં મેળવી ખાવામાં લે છે અને રોજ ચાલુ રાખે છે.

૪-ગોળા અને પેટની ગાંઠ મટે-આબ્બાવેલાનાં પાન છૂંદી તેનો રસ ડૂંટી નીચે પેડુ પર લગાડે. પછી તેનો છૂંદો ગરમ કરી પેડુ પર બાંધે અને પેડુને તડકો લગાડે.

૫-પેટની ગાંઠ ખસેલી હોય તે ઠેકાણે આવે-અમોઈના રસ પાંચથી દસ તોલામાં જરા ઘી નાખી દરદીએ ઊભા ઊભા પીવું.

૬-પેડુની ગાંઠ, આંતરડાંનો સોજો, બરોળની ગાંઠ, પેટનાં દરદો માટે-સુવાની ભાજીના પંચાંગનું ચૂર્ણ ૦ા તોલો ગોળ સાથે ખાવું.

૭-ચામડીનાં દરદો, આંતરડાંનો દુખાવો, પેટનો દુખાવો, ગાંઠ, બદ આ સઘળાં દરદોને ગરમ શેક ફાયદો આપે છે.

કીડ તથા ચામડીનાં દરદો માટે છાણનો શેક સારો છે; બીજાં દરદો માટે પથ્થરનો, બાટલીનો, રેતીનો, નળિયાનો શેક સારો છે.

૮-ગાંઠ ખસે, અવાજ પેટમાં થાય, ઝાડા આવે ત્યારે-સૂંઠ, સુવા દરેક ૧ ભાગ, એલચી ½ ભાગ, સાકર ૨ ભાગ તેનું ચૂરણ ૦ા તોલો ખાય.

ડૂંટીની નીચે પેટની ગાંઠ ખસે છે એવું માનવામાં આવે છે, પણ નાભિની નીચે ગાંઠ જેવું કાંઈ નથી. જે જે દરદ જણાય છે તે નળબંધ વાયુના, અજીરણના, પવનના કબજિયાતના છે. ગાંઠ ચોળવાથી એટલે નાભિની આસપાસની જગા મસળવાથી ફાયદો થાય છે ખરો, પણ તેનું કારણ એ છે જે મસળવાથી અંદરના ભાગો પોચા પડે છે અને તેને ચેતન આવે છે.

૯-અશેળિયો ૦ા તોલો, સાકર ૦ા તોલો સવારે પીવું.

૧૦-સૂંઠ ૦ તોલો, રિસામણી ૦ તોલો મધ સાથે લેવું.

૧૧-અફીણ, જાયફળ, જાવંતરીનો લેપ નાભિ ઉપર મૂકવો.

૧૨-ડૂંટી આગળથી પેટની ગાંઠ ખસે છે, તેને પેચોટી કહે છે. પેચોટીમાં આંતરડું જ્યારે ડૂંટીની ઉપર ખસે ત્યારે ઓકારી થાય છે. જ્યારે આંતરડું ડૂંટીની નીચે ખસે ત્યારે ઝાડા થાય છે. જ્યાં ખસે છે ત્યાં નાડીના ધબકારા જણાય છે ( Aortic Pulsation ). તેના ઇલાજ :

૧૩-દરદીને ચત્તો સુવડાવી પગનો અંગૂઠો પકડી ઠપકાવે અને દરદીના પગની પારલી ઉપર મૂઠી મારે.

૧૪-દરદીના પગનો અંગૂઠો અને તેની પાસેની આંગળીને દોરાથી સાથે બાંધે.

૧૫-દરદીને ચત્તો સુવડાવે. તેના બંને પગો આસ્તે આસ્તે ઊંચા કરે, સીધી લીટીમાં આવે, બરોબર ઊંચા સીધી લીટીમાં આવે ત્યારે પાછા ધીરે

ધીરે જમીન પર લાવે. આ મુજબ દસ મિનિટ સુધી સવારે ૩ દિન કરે.

૧૬–પગ લાંબા રાખી બેસવું. હાથ-કાન આગળથી સીધા ઊંચા રાખવા. કમરમાંથી વળી પગના અંગૂઠા હાથ વડે પકડવા. હાથ ઊભા રાખેલા તેમ જ રહેવા દેવા (એને પશ્ચિમોત્તાસન કહે છે). ધીમે ધીમે ટેવ પાડી માથું પગના ગોઠણને લગાડી રાખવું.

૧૭–દવા તરીકે કુંવાર પેટ પર બાંધે તેથી ગાંઠ ઓગળે, પેટ કઠણ હોય તે પોચું પડે. *મળનો જમાવ નીકળી જાય.*

૧૮–પેટની ગાંઠ ખસે ત્યારે ચત્તા સૂવું-પગ લાંબા રાખવા, પગને ધીરે ધીરે ઊંચા કરવા. સીધા ઊભા રાખી પાછા ધીરે ધીરે નીચે મૂકે. આ મુજબ ૧૦ વાર અથવા થાક લાગે ત્યાં સુધી કરે.

૧૯–પેટની ગાંઠ ખસેલી હોય તે દરદીને સવારે ભૂખે પેટે ચત્તો સુવાડે, ખમી શકાય એટલું પાણીનું ભારે વાસણ દરદીની ડૂંટી ઉપર મૂકવું. ૦ાા કલાક પછી તે ઊંચકી લેવું-પછી બંને પગ સાથે રાખી આસ્તે આસ્તે ઊંચકી સીધા કરવા (પગ અને શરીર વચ્ચે કાટખૂણો બને તેમ). ધીરે ધીરે પાછા જમીન પર મૂકવા. આ મુજબ ત્રણ વાર કરવું.

૨૦–નાભિની સઘળી બાજુએ નાડીનો ધબકારો ફરતો રહે છે. જે બાજુએ નાડીનો ધબકારો જણાય તે બાજુએ નાડીના ધબકારા ઉપર ૧ પૈસો મૂકવો. તે ઉપર ૧ વાલ કપૂર મૂકી સળગાવવું. તે ઉપર ગ્લાસ અથવા કળશિયો નાનો ઊંધો વાળવો, પૈસાના ઘેરાવા કરતાં ગ્લાસનો ઘેરાવો મોટો જોઈએ. વાટ બુઝાઈ જાય ત્યારે ડૂંટી ઉપર મૂકેલો ગ્લાસ અથવા કળશિયો ચોંટી રહેશે. ૦ાા કલાક પછી તે દાબીને ઊંચકી લેવો અને ઉપર લખવા મુજબ ફરી ત્રણ વાર પગ ઊંચા-નીચા કરવા.

૨૧–જો કળશિયો મૂકે તો તે બહુ મોટો ન જોઈએ. બહુ મોટો કળશિયો ઘણું જોર કરવા છતાં છૂટો પડે નહિ ત્યારે કળશિયાની કોર આગળ ચામડી દાબીને હવા કળશિયા અંદર મોકલવી પડે ત્યારે કળશિયો ઊપડે.

૨૨–કાંસકીના છોડને શનિવારે સાંજે નોતરું ધારા મુજબ કરે. રવિવારે સૂર્ય ઊગ્યા પહેલાં ૩ા પાંદડાં કાંસકીના તોડી લાવે અને દરદીને ખવડાવે.

## પેટમાં ચરબી-ચરબીથી જાડું બનેલું શરીર પાતળું થાય

૧–ત્રિફળા ૪ તોલાનો કાવો રોજ પીવો.

૨–ઉકાળેલું પાણી ઠંડું પાડીને મધ નાખીને રોજ સવારે પીવું.

૩–લીંડીપીપર અથવા ચિત્રકમૂળનું ચૂર્ણ ૨ થી ૪ વાલ રોજ મધમાં લેવું, ગરમ પડે તો બંધ કરવું.

૪–સૂંઠ, મરી, પીપર, ત્રિફળા, મોથ, વાવડિંગ સમભાગે લેવું. તે ચૂર્ણમાં

બરાબર ગૂગળ મેળવવો. તેમાંથી ॥ તોલો સવાર-સાંજ ખાવો.

૫-એક ગ્લાસ પાણીમાં ૧ લીંબુનો રસ નિચોવી સવારે પીવાથી ૧૫ દિવસમાં ફેર જણાશે.

૬-હરડેનું ચૂર્ણ શરીરે ઘસી પછી રોજ નાહવું. આથી નીકળતો પરસેવો ઓછો થશે ને ફાયદો જણાશે.

૭-પેટ મોટું થયેલું હોય, દમ શ્વાસ આવે-ગોસવેલ નામનો વેલો થાય છે તેના ઉપર બોરડીના કાંટા જેવા કાંટા થાય છે. તેનો ઘસારો દારૂમાં પીવો. ૩ દિવસમાં ફાયદો જણાશે.

## ફાંસ લાગે-કાંટો ભાંગે

ફાંસ લાગે અથવા કાંટો ભાંગે તો લસણ છૂંદીને બાંધવું. કાંટો ન નીકળે તો પછી બકરાનું ફેફસું બાંધવું, કાંટો ખેંચાઈ આવશે.

## ફેફરું-વાઈ-અપસ્માર-મુરગી

૧-અરીઠાંનું બારીક ચૂર્ણ, માલકાંકણી અને મરીનું ચૂર્ણ, કાળાં મરી અને દૂધેલીનાં ફળનું ચૂર્ણ, આમાંનું કોઈ પણ એક ચૂર્ણ સૂંઘાડવાથી ફાયદો થાય છે.

વાવડિંગ અને પીપરનું ચૂર્ણ ॥ તોલો રોજ સાંજ-સવાર ખવડાવવું.

૨-ફેફરું મટે-સમુદ્રફળ ભેંસના મૂતરમાં ઘસી નાકમાં મૂકે અથવા નાસ લે, સમુદ્રફળ પકવીને વાપરવાથી ગુણ વધે છે.

૩-ગાયનું ઘી, દૂધ, દહીં તથા ગાયના છાણનો રસ દરેક ॥ શેર મેળવવું. તેમાં ૫ તોલા ઘી બીજું નાખી ગરમ કરવું. સર્વ બળી જાય એટલે ઘી ગાળી લેવું. ફેફરાવાળા બાળકને બેઆનીભાર અને મોટા માણસને ॥ તોલો રોજ બે વાર ખવડાવવું.

૪-ભૂરાં કોળાંનો રસ અને જેઠીમધ રોજ પીવું.

૫-કાળા સરસની છાલ અથવા બી તથા કરંજનાં બી પાણીમાં ઘસી અંજન કરવું.

૬-હાથીના મૂત્રનાં ૨ ટીપાં વાઈ આવે ત્યારે નાકમાં નાખવાં.

૭-સુરોખાર ૧ વાલ લઈ ઘોડાના ખુસિયા ઉપરના પરસેવા સાથે મેળવી બન્ને નાકના ફીફરાં(નસકોરા)માં મૂકે.

૮-સસલાના કાન કાપીને તેનું લોહી નાકમાં અને કાનમાં મૂકે.

૯-પીપળાની વડવાઈનો ભૂકો ॥ તોલો લેવો. તેને પાણીમાં મેળવી પાવો. અફીણ અરધો વાલ ઉમેરવાથી વધુ ફાયદો થાય છે.

૧૦-બાવળનાં ફૂલને ઘીમાં તળી તેનો ભૂકો કરી મધમાં અથવા ગોળમાં ચણા જેટલી ગોળી બનાવી ૭ દિવસ ખાવી.

૧૧-લીલા કુકડપાડા(તુરિયાં)માં વીંછી મૂકવો. તે સુકાયા બાદ વીંછી

સુદ્ધાં તેનું ચૂર્ણ બનાવવું. જ્યારે વાઈ થાય ત્યારે તે ચૂર્ણ સુંઘાડવું.

૧૨-આકડાનું દૂધ અડાયાની રાખમાં મેળવી સુકવીને સુંઘાડે તો ફેફરું મટી જાય.

૧૩-જ્યારે બ્રોમાઇડ કામ ન કરે ત્યારે ૧૫ ગ્રેન ટંકણખાર દિવસમાં ત્રણ વાર ખવડાવવો.

૧૪-કાંદાનો રસ નાકમાં નાખે તેથી છીંક આવી નાકમાંથી કીડો પડે તો ફીફરું જતું રહે. કોઈ વાર તે કીડો મગજે ચડે તો નુકસાન કરે.

૧૫-બોલવાનું ભાન ન હોય ત્યારે-પારો, કરેણની જડ, પીપર, અક્કલગરો દરેક તોલા ૨, ચીનીકબાબ તોલો ૧, ગંધક તોલા ૪, મરી તોલા ૨, ટંકણ-ખાર તોલા ૨, સૂંઠ તોલો ૧, ખાંડ તોલા ૪ એ બધાને ભાંગરાના રસમાં મેળવી ચણીબોર જેવી ગોળી બનાવી, તેમાંની ૧ ગોળી સવારે અને ૧ ગોળી સાંજે ખવડાવવી.

૧૬-પારસપીપળાનાં જીંડવાંના રસનાં ટીપાં નાકમાં મૂકે તો નાકમાંથી કીડો બહાર આવે. જીંડવાં લીલાં ન મળે તો સૂકાંને પાણીમાં ઘસીને વાપરે. એ મુજબ ઝૂમખા દોડીનાં પાનનો રસ નાકમાં મૂકે તો ફાયદો થાય.

૧૭-ફીફરા માટે-સૂંઠનો ભૂકો નાકમાં ઘસવો અથવા સૂંઠ પાણીમાં ઘસીને ટીપાં નાકમાં નાખવાં.

મૂર્છા-વાયુ માટે-લવંગ ઘસી અંજન કરવું.

૧૮-મોટા ઉંદર(કોળ)ના સફરામાં વજકાવલી મૂકે, તે ઉંદરને હાંડીમાં મૂકી ૨ માસ જમીનમાં દાટવો, પછી આ વજકાવલીને જવના પાણીમાં ઘસીને ૩ ટીપાં નાકમાં નાખે તો કીડો મરે ને ફીફરું નરમ પડે.

૧૯-ફીફરું આવે નહિ-ભોંય રીંગણીનાં ફળ અને ફૂલના રસમાં ૧ લુગડાને ૭ પટ આપવા. તે લુગડાને સાકરના પાણીથી ભીંજવી દરદીને સુંઘાડવું.

૨૦-ફીફરું મટે-અક્કલકરો અને વજનું સમભાગે ચૂર્ણ બનાવી તે ચૂર્ણ ૧૦ વાલ મધમાં મેળવી રોજ ૩ વાર ખવડાવે.

૨૧-દૂધવાળી લીંબોળીઓ લેવી. તેને કાદવના (માટીના) વાસણમાં બંધ કરી પાણીવાળા ખાબોચિયામાં દાટવી. જે ખાબોચિયું ૬ માસ સુધી ભીના-શવાળું રહે. ૬ માસ પછી લીંબોળી કાટે. સો મરીના દાણાને કાંટાળા થોરના મૂળની ગાબડી કાઢી તેમાં મૂકે અને ૬ માસપછી તે કાઢે. લીંબોળા અને મરીનુ ચૂર્ણ બનાવે. તે ચૂર્ણ દરદીને સૂંઘાડે તો છીંક આવે અને મગજના કરમિયા બહાર પડે, અથવા અંદર મરી જાય.

૨૨-દરદીને બોલવા-ચાલવાનું ભાન રહે નહિ તે માટે-ભોંયરીંગણીનાં ડીડવાંનો રસ બે ટીપાં નાકમાં નાખે તો મૃગીના આજારને ફાયદો થાય. તેલ ખાવું નુકસાનકારક છે.

૨૩–મૃગીનો આજાર (મગજનો બગાડો)–ભોંયરીંગણીનાં ડીંડવાંનો રસ બે ટીપાં નાકમાં નાખે તો હોશિયારી આવે.

ફીફરાવાળા દરદીને મીઠું ખાવા દેવું નહિ, ફીફરાની અકસીર દવા બ્રોમાઇડ છે. તેનો ગુણ મીઠું તોડી નાખે છે.

૨૪–ફીફરું–સૂંઠ ને મધ સાથે ઘસીને નાકમાં ૪ ટીપાં મૂકવાં.

૨૫–તલનો રસ એ સઘળાંને મેળવી છાયામાં સૂકવે, તેને બકરાંના મૂતરમાં ખરલ કરે, ગોળી બનાવે, તે ગોળી બકરાંના મૂતરમાં ઘસી અંજન કરે.

૨૬–ધોળા કાંદાનો રસ દરદીને સૂંઘાડે અને આંખમાં આંજે.

૨૭–હાથીનું મૂતર નસકોરામાં મૂકે તો મગજના કીડા બહાર નીકળે.

૨૮–ઘોડાવજ ૪ વાલ, રાસ્ના ૪ વાલ, જાંટમાસી ૮ વાલ, ફુલાવેલો ટંકણખાર ૪ વાલ, પાણી ૦ાા શેરને ઉકાળી ૦। શેર રાખવું, તેના ૨ ભાગ કરી સવાર-સાંજ પીવું. ૩ દિવસમાં ફાયદો જણાય. ૧૪ દિવસમાં દરદ દફે થાય.

૨૯–એંદાલ (રીંગણી અથવા વાંદો) શેર ૦।, મરી તોલો ૧, ગોમૂત્ર ૦। શેર મેળવી તેનો રસ કાઢી, સૂકવી ચૂર્ણ બનાવે. દરદીને નાસ આપી વાંકો રાખે તો અંદરનો કીડો બહાર પડે.

૩૦–ભોંયરીંગણીનાં ફળ તથા પાનનો રસ નાકે મૂકે.

૩૧–સમુદ્રફળને નગોડનાં પાનના રસમાં ૯ દિવસ પલાળે. ૭ દિવસ છાયામાં સૂકવે; તેનું ચૂર્ણ ૫ વાલ તુલસીપત્ર અને લવંગ સાથે ૫ દિવસ ખાય.

૩૨–આકડા ઉપર આકઘોલરા નામનાં જીવડાં થાય છે. જેઠ માસમાં એ ઝાડની નીચે મરી ગયેલાં જીવડાંનાં ખોખાં રહે છે. તે ખોખાંનું ચૂર્ણ ૧ રતીભાર દરદીને ગોળ સાથે ખવડાવે.

૩૩–માણસના માથાની ખોપરીનું ચૂર્ણ સૂંઘે. ફેફરું આવે ત્યારે ૨-૩ વાર સૂંઘાડે.

૩૪–કૂતરાની વિષ્ટાનું ચૂર્ણ બેઆનીભાર પાણી સાથે પીએ તો ફેફરું ફરી થાય નહિ.

૩૫–વલા નામનું જીવડું ભાદરવા અને શ્રાવણ માસમાં ઘાસ ઉપર થાય છે. થૂંક અથવા સફેદ ફીણના જેવા પરપોટા ઘાસ પર જોવામાં આવે છે; એની અંદર વલા (જીવડો) રહે છે. તે પોતાના મોઢામાંથી ફીણ કાઢ્યા કરે છે. આ ફીણવાળું ઘાસ ઢોરના ખાવામાં આવે તો ઢોર શરીરે અકડી જાય છે, શરીર કાળું પડે છે, ખોરાક લેતું નથી. આ દરદને 'વલો ચઢ્યો છે' એમ કહે છે. ઇલાજમાં મરીનો ભૂકો દૂધ સાથે ૪ દિવસ ખવડાવે છે. આ વલો (જીવડો) હિસ્ટીરિયા માટે રામબાણ ઉપાય છે, અજબ પરિણામ આવે છે.

વલા (જીવડું) ઘાસ પર જણાય તેને વચમાંથી પકડી દાબે તો તેના મોઢામાંથી ફીણ નીકળે. તે ફીણ શીશીમાં એકઠું કરે, અંદર કાળાં મરી નાખી

બંધ કરે. ટાઢ-તડકામાં રાખી દસ દિવસ પછી ફીણ સુકાઈ જાય ત્યારે તેનું (મરીનુ) ચૂર્ણ બનાવે. તે ચૂર્ણ ૦ા તોલા સુધી કાગળની નળી વડે નસકોરામાં ફૂંકે. દરદીને છીંકો આવે, ૦ા કલાકમા નાકમાથી કીડો નીકળે, તેનું શરીર લાબું અને મો કાળું હોય છે.

૩૬–ગોખરુનાં મૂળ ૧૬ તોલાની ચટણી (કલ્ક), ઘી ૬૪ તોલા, પાણી ૨૫૬ તોલાનુ ઘી બનાવી ૨ તોલા ઘી રોજ બે વાર ખાય તો કીડરાનુ ભયકર દરદ સારું થાય.

૩૭–લીમડાની કાચી લીબોળીને માટીના વાસણમા મજબૂત પેક કરી જ્યાં હમેશા કાદવ રહેતો હોય ત્યાં દાટે વાસણમા પાણી ન જવુ જોઈએ ૭ માસ પછી લીબોળીનુ ચૂર્ણ બનાવી સૂઘવામા લે, તેથી મગજનો કીડો મરે અથવા બહાર આવે

૩૮–ઊંટના માથામાથી નીકળેલા કીડાનુ ચૂર્ણ સૂઘાડે. (ઊંટ લીમડાનાં પાન બહુ ખાવાથી તેના નાકમાથી કીડો બહાર પડે છે)

૩૯–દરદીની બત્રીસી બેસી ગઈ હોય તો કપૂરની ધૂણી આપે

૪૦–કડવા તૂરિયા અને તૂમડીનો ગર સમભાગે લઈ કારેલીના રસમાં બનાવેલી ગોળી આપે આ બને વસ્તુનો રસ નાકે મૂકવાથી પણ ફાયદો થાય.

૪૧–ધોળી વજ ૧ વાલ રોજ સવારે મધમા ખાય

૪૨–માલકાકણી, લીમડાના પાન, જેઠીમધ, સરગવાની છાલ ૦ા તોલો, તેલ ૫ તોલા, ગોમૂત્ર ૨૦ તોલા ભેગા ઉકાળી તેલ મસળવુ

## હથેલીમાં ફોલ્લો

હથેલીમા ફોલ્લો થાય છે તેમા અગન બહુ બળે છે, નસ્તર લગાડે તો અગન વધારે બળે અને ફૂટે તો પાછો ભરાય તે માટે કૂટેલીના પાનની ગરમ લેપડી ફોલ્લા પર મૂકે તેમા જરા મીઠું પણ નાખે, એ લેપડી ઉપર લીમડાનાં પાનનું વરાળિયુ બાધે તો જલદી ફોલ્લો પાકે કૂટેલીના વેલાના પાનની સીધી બાજુએ કાળી શાહીના જેવી છાંટ હોય છે

### ફૂટકિયો વા

શરીર પર ફોલ્લા થાય, તેના ચેપથી બીજા ફોલ્લા વધે તે માટે-આબળા, મરી, અજમો એકેક તોલો, મોરથૂથુ બેઆનીભારને કાચુપાકું સેકી ચૂર્ણ બનાવે ૧૦ તોલા દૂધને નાબાના વાસણમા મૂકી દહી બનાવે દહીનો મઠો કરી તેમા ઉપલુ ચૂર્ણ મેળવી લગાડે

### ફોલ્લા શરીરે

ગરમીની મોસમમા શરીરે ફોલ્લા થયા કરે તો તે દરદીને ટાઢીની મોસમમાં બેઆનીભાર ગધક દૂધમા ઉકાળી રોજ એક વાર ૧૫ દિવસ ખવડાવે

## ફૂલું-આંખનું ફૂલું

૧-આંખનું ફૂલું-વાઘણનું દૂધ આંખે લગાડવાથી ફૂલું કપાય છે.

૨-આંખનું ફૂલું-વાઘણનું દૂધ, ડાંભાનું ફૂલ, ચિનાઈ સાકર, બકરીના દૂધમાં ઘસી આંખે લગાડવું.

૩-આંખનાં ફૂલાં માટે-સમુદ્રફળ પાણીમાં ઘસી આંખે આંજવું.

૪-આંખના ફૂલાં માટે-ઊજળી ચણોઠીનું મૂળ આંખે આંજવું.

૫-ફૂલું આંખનું મટે-આંખ ગળે તે માટે ધોળી સાટોડીનું મૂળ મધમાં ઘસી અંજન કરવું.

૬-ફૂલું-આંખના ફૂલાં માટે-સાબરશિંગું પાણીમાં ઘસીને આંખે લગાડ્યા કરવું.

૭-આંખનાં ફૂલાં માટે-અરીઠાનું પાણી (અરીઠાને પાણી સાથે ડોહીને) આંખે આંજે.

૮-ફૂલું આંખનું-અરીઠાની છાલ પાણીમાં ઘસીને આંખે આંજે. આંખનું ફૂલું કપાય-લવંગ અને ધોળી ચણોઠીનું મૂળિયું પાણીમાં ઘસી આંખે લગાડે તો ફૂલું મટે.

૯-કૂતરાના દાંતને પાણીમાં ઘસી આંખે લગાડે તો ૨૦ વર્ષનું ફૂલું કપાય.

૧૦-આંખનું ફૂલું-અઘેડાનાં બીજ, ઊજળી ચુંજ પાણીમાં ઘસીને આંખે લગાડવું.

૧૧-આંખનું ફૂલું-થોડા વખતનું હોય તો રવિવારે શેરડીનું મૂળ લાવીને ફૂલાવાળી આંખની પાસેના કાન પર બાંધવું.

૧૨-આંખનું ફૂલું જાય-સમુદ્રફળ, ગધેડીનો દાંત પાણીમાં ઘસીને આંખે આંજે.

૧૩-આંખનું ફૂલું બચ્ચાંનું કપાય-સાકર અને ચલાંની હગાર વાટી બારીક કરીને આંખમાં આંજવું.

૧૪-ફૂલું-અંઝેટાનું મૂળિયું પાણીમાં ઘસી આંજે.

૧૫-ફૂલું-સાટોડીનું મૂળ રવિવારે લાવી ધૂપ દઈ કાને બાંધવું.

૧૬-ફૂલું-હાથીદાંતને છાશમાં ઘસી આંખમાં આંજે તો ફૂલું કપાય.

૧૭-ફૂલું આંખનું-હરણ(કાળિયાર)નું શિંગડું છોકરીની માતાના થાનના દૂધમાં ઘસી આંખે આંજે.

૧૮-શીતળાથી પડેલું આંખનું ફૂલું સારું થાય-ઊંટની દાઢના દાંતને પાણીમાં ઘસી ફૂલાં પર લગાડે.

૧૯-આંખમાં ફૂલું, આંખમાં માંસ વધે એ માટે-કરંજના બિયાંના ચૂર્ણને ખાખરાનાં ફૂલના રસમાં ત્રણ વાર પટ આપે, તેની સળી બનાવે, તે સળી પાણીમાં ઘસી આંખમાં લગાડે તો આંખનાં દરદો સારાં થાય. જે આંખનાં દરદો કાપી કાઢવા જેવાં હોય તે પણ આ ઘસારો લગાડવાથી સારાં થાય.

૨૦-આખનુ ફુલુ સારૂ થાય-માણુસના કાનનો મેલ મધમા મેળવી ખૂબ ખરલ કરી તેનુ અજન કરે

## બફારો શરીરે

### ગુલકંદ ખાવાથી શરીરનો બફારો નરમ પડે
### બરલ-બહરોલ-તરલીફુલે-સલીન-મોટી એગીઉકેક

૧-નવસાર ૧ રતી બે વાલ પાકા પપૈયા સાથે ખાય

૨-નવસાર ૨ વાલ પાણી સાથે રોજ ત્રણ વાર ખાય

૩-તરી ફૂલે, બરોળ વધે તે માટે-હીરાકસી ના વાલ અથવા લોઢાનો અર્ક ૧૦ ટીપા પાણી સાથે રોજ ત્રણ વાર પીએ તે દરદો આ ઇલાજથી જરૂર કપાય છે, પણ કોરો કબજ ન થાય તે માટે જુનાબનુ મીઠુ સાથે જરૂર જોઈએ ઇનાજ ખાતરીપૂર્વકનો છે

૪-લી ડીપીપર બે વાલ, મધ ના તોલો, છાશ ૨ તોલા મેળવી સવારે પીવુ

૫-સિંધાલૂણ, રાઈ, હળદર, દરેક ૬ તોલા, છાશ દમ શેર માટીના વાસણમા નાખી મોઢુ બધ કરે, ૩ દિવસ જમીનમા દાટે, પછી ગાળીને શીશીમા ભરે ૩ તોલા રોજ ત્રણ વાર પીએ, ગમે એવી મોટી બરોળ હોય તે મટી જાય

૬-આકડાના પાનની રાખ ૧ થી ૨ વાલ મધ સાથે લેવી

૭-ડાબી બાજુ પાસળા આગળ ગાંઠ થાય છે, તે માટે હકીમ નીનુસનો અકસીર ઇલાજ-કણેરની જડ સરકામાં ઘસી લગાડવી અને ૨ વાલ જેટલી જડ પાણીમા ઘસી અથવા ચૂર્ણ કરી શરબત સાથે ખાવી આ જડ ઝેરી છે, પણ આ ઇલાજ ઉમદા છે

૮-ટંકણખાર ફુલાવેનો બે વાલ અથવા વધારે ચેવની પાન સાથે ખાવો

૯-અંજીર ૧ શેરને ના શેર સરકામા બોળી રાખવા અંજીર ૪ નગ રોજ સવારે ખાવા, અને તેની પોટીસ ગાંઠ પર મૂકી અને તે સરકો ખાવામા લેવો

૧૦-દોગનુ અથવા ગોળીનુ પોત મૂકે અથવા ડામ દે, અને ચાર માસ સુધી તે ઝરવા દે, રૂઝાવા દે નહિ

૧૧-નગોડનો રસ ૧ તોલો ગોમૂત્ર ૨ તોલા સાથે રોજ પીએ

૧૨-રગતરોહીડો અને મોટી હરડે ગોમૂત્રમા પીએ

૧૩-એક નાળિયેરની શાખા કાઢી ગોરો બનાવે તેની આખ ફોડી ભરાય એટલું મીઠુ ભરવુ આખ પાછી બધ કરે નાળિયેરને આઠ દિવસ પાણીમા રાખે ત્યાર પછી નાળિયેર ફોડી અંદના કોપરાના ૭ ભાગ કર ગોળ સાથે ૧ ભાગ રોજ ખવડાવવો આ પ્રમાણે ૩ નાળિયેર ૨૧ દિવસ ખાય તો તમામ ઉદરરોગ મટે

૧૪-વેગણાના ખેતરમા દરદીને સૂર્ય ઊગવા પહેલા લઈ [illegible]

દરદી ૭ દિવસ ખાય તો આરામ થાય

૧૫-જવના પરારનુ પ્યાલુ બનાવી તેમા પાણી ભરી રાખે અને પીએ અને તેમા ખાવાનુ મૂકી ખાય તો બરાળ ઓગળે

૧૬-ખરોળની ગોળી-જવખાર, સૂરોખાર, ખડિયો ખાર, નવસાર, નેવચીનો શીરો એળિયો, હીગકસી સમભાગે કુવારના રસમા ચાર પટોર (૧૨ કલાક) ઘૂટે જેમ વધુ ઘૂટે તેમ વધુ ગુણ આવે, ચણા જેવડી ગોળી બનાવે રોજ ૨ અથવા ૩ ગાળી વરિયાળીના પાણી સાથે ખાય

૧૭-મીઠુ બરોરને વાટી વાટકામા ભરી કપડછાણ કરી ગજપુટમા છાણા સાથે સળગાવે તે મીઠામા ૦। શેર અજમો મેળવી ફાકી બનાવે, ૦। તોલો ખાવામા લે

૧૮-અરોળિયો ૧ વાલથી ૩ વાર લેવો

૧૯-ગરણીના બી ૪ થી ૬ વાલ, સૂઠ સાથ લેવા

૨૦-કરિયાતાની છાલ સાથે નવસાર ૪-૩ વાલ લેવો

૨૧-ફાફડિના થોરના લાલ ફળનુ શરબત પીવુ

૨૨-પીપળાની કૂપળો, પાન મધ સાથે ખાવા

૨૩-સમુદ્રફળને નગોડના રસમા ૯ દિન ભીજવી છાયામા સૂકવે તે ચૂર્ણ ૨ વાલ ખાય

૨૪-સરપખાનુ મૂળ છાશમા ઘસી પીએ (આ છોડમાથી ગળાનો રગ બને છે )

૨૫-તાડની જટા(સૂકા ફૂલો)માથી ખાર કાઢે તે ગોળ સાથે ખાય

૨૬-કોડીની ખાખ, લીબુના રસ સાથે ખાય

૨૭-કફ ગળાનો છૂટો પડે-મદામ ગરમ કરી નગ ૧૫ સવારે ખાય

## બલગમ છૂટો પડે

નાગરવેલી પાનમા જવખાર ૨ વાલ લવગ ૩ મૂકી આદુના રસમા છૂદી પાય તો ૭ માસનો બલગમ જાય

## ફેફસું ફૂલે

ફેફસું ફૂલેલુ હોય અને ઝાડા આવવાનુ દરદ હોય તો પમારિયા પીસીને પિવાડે તો દરદ જાય

## ફોડાં-શરીરે વારાં

સરપખાની રાખ દાબવાથી ધારા રુઝે

## બફારો-ગરમી-શરીરે ઉકળાટ

બફારો ઓછો થાય-તાપના દિવસમા તડકે ગરમ કરેલા પાણીથી નાહવુ-બરફની માફક તરબૂચ પીવામા તેમ જ લગાડવામા કામ આવે માથે તાવ

ન ચડવા દેવા માટે કાળી મરોડીને પાણીમાં ભીંજવી તેને લુગડા ઉપર મૂકી તે લુગડું માથા ઉપર મૂકવામાં આવે તો તેનાથી ભેજાને ઠંડક રહે અને આ ઠંડક આખા શરીરે પ્રસરે નહિ.

ઠંડક માટે બીજો ઇલાજ-જૂનાં રૂકાનની દીવાલનું છારું બારીક ભૂકો કરી કાળી મરોડીની માફક જ વપરાય છે કાળી મરોડીના જેવો જ તેમાં ગુણ છે.

## બગલ વાસ મારે

બગલ વાસ મારતી હોય તો બોદારશિંગ પાણીમાં ઘસી લગાડે તો. વાસ બંધ થાય.

## બળી જવું

બળી ગયેલા અથવા પાક પર ચડેલા શરીરના કોઈ પણ ભાગ સાફ કરવા માટે ચણાનો લોટ દૂધમાં મેળવી લગાડવો અને પાણીથી ધોઈ નાખી ધીનો મલમ લગાડવો.

## બરોળ-કલેજાના દર્દ-કમળો-પ્લીહા-યકૃત

૧-બરોળ તથા ખાંસી-કોડીને લીંબુના રસમાં તથા ચોખાની કાંજીમાં ભીંજવી રાખવાથી ચોખ્ખી થાય છે. માટીના વાસણમાં પેક કરીને એને પકવે છે પછી લીંબુના રસમાં બોળે છે. એ મુજબ સાત વાર પકવે અને ૭ વાર લીંબુના રસમાં બોળે. બરોળ, હાંફણ, ખાંસી ઉપર કોડીની આ ખાખ વાપરે છે.

૨-બરોળની ગાંઠ મટે-ઇંદરાયણના ફળમાં લાહોરી મીઠું ભરી તેના ઉપર ઘઉંના લોટનું પડ ચડાવી ચૂલામાં બાફવું. ફળને બાળવું નહિ. તે ફળને નમક સાથે વાટી ભૂકો કરવો. તેમાંથી ‌। થી ‌॥ તોલો પાણી સાથે રોજ સવારે ખાવું.

૩-બરોળ માટે-તાડના ઝાડની રાખમાંથી ખાર બનાવી તે ૨ વાલ ખાવામાં આપે.

૪-બરોળ માટે-જવખાર, સાજીખાર, સંચળ સમભાગે મેળવી ‌। થી ‌॥ તોલો ખાવામાં લેવું.

૫-બરોળ મટે-થોરનાં ડીંડવાંનો રસ સાકર સાથે ગરમ કરી પાવો.

૬-બરોળ માટે-ડાબી બાજુએ પેટ પર છાણાંની માફક સોજો જણાય અને બરોળ ફૂલે તે ઉપર ચૂનો અને મધ સમભાગે મેળવી રોજ લગાડે. ઉપર રૂ દબાવે અને કુંવારનો રસ અને હળદર સમભાગે મેળવી તેમાંથી ૧ તોલો બે વાર ખાવી.

૭-બરોળ પીગળી જાય-આસન ૧ તોલો, જવખાર, સંચળ, સિંધવ, આંબાહળદર દરેક બે તોલા. આ ચીજોને નાળિયેરને કાણું પાડી તેમાં ભરવું. તે નાળિયેરને પાછું બંધ કરી બાળવું. ઉપરની કાચલી બળી રહે ત્યારે નાળિયે

વસાણા સાથે છૂંદી એકરસ કરવું. તેમાંથી તોલો એક રોજ ખાવું. દવા ખાવાની ૩ દિવસ આગળ નમોતરનો જુલાબ લેવો. મેથીની ભાજી, વેંગણાંનું ભરત, ચોખા, જુવાર એટલી ચીજો ખાવી, ચીકાશ ખાવી નહિ.

૮–બરોળ માટે–મરી અને ટંકણખારનું સેવન કરવું.

૯–કમળા માટે–મરી અને કરિયાતું રોજ ૩ વાર વાપરવું.

૧૦–બરોળ માટે–સરપંખાનું ચૂર્ણ ‌॥ તોલો રોજ ખાવું.

૧૧–બરોળ માટે–રાઈ તોલા ૩ અને ખસી કરેલા બળદનું મૂતર એક શેર મેળવવું. તેમાંથી એક તોલો રોજ પીવું.

૧૨–બરોળ તથા લોહીની ગાંઠ માટે–રોહીડો ⌊। તોલો મધ સાથે રોજ ૩ વાર ખાય. બીજો ઉપાય—ગાંઠ પર મધ ચોપડી તે ઉપર ચૂનાની ફાંક છાંટે અને રૂ દબાવે. ત્રીજો ઉપાય—કુંવાર અને હળદર સમભાગે એક તોલો રોજ એક વાર ખાય.

૧૩–બરોળ તથા કલેજાનાં દર્દો માટે–હરડે ૬ ભાગ, જવખાર ૫ ભાગ. પીપર ૪ ભાગ એની ફાકી બનાવી ‌॥ તોલો રોજ બે વાર ખાધા પછી ખાવી.

૧૪–પ્લીહા–બરોળ માટે–હળદર ભૂકો ‌॥ તોલો અને કુંવારનો રસ ૪ તોલા મેળવી દિવસમાં બે વાર પીવો.

૧૫–બરોળ માટે–ફટકડી ૧, જવખાર ૨, નવસાર ૨, સૂરોખાર ૪, સિંધવ ૧ ભાગ, આ પ્રમાણમાં મેળવીને એનો ભૂકો બનાવવો. ૧ થી ૩ વાલ ભૂકો પાણી સાથે પીવો. આ બરોળ માટે જાણીતો દેશી ઉપાય છે. ખાર મોટા પ્રમાણમાં લેવાથી વીર્ય નબળું થાય.

૧૬–બરોળ, પેટમાં ગોળો, પેટનો આફરો સારો થાય–સંચોરો, સંચળ, જવખાર, ટંકણખાર ફુલાવેલો સરખે ભાગે લેવો, તેમાં કુંવારના રસ સાથે મેળવીને ચણીબોર જેવડી ગોળી બનાવી ૧ અથવા ૨ ગોળી રોજ પાણી સાથે ગળવી. ખાવામાં ગોસ અને રોટલી લેવી.

૧૭–બરોળ–સૂકાં અંજીર શેર ૧, સરકો શેર ⌊। મેળવી તેમાંથી દરરોજ સવારે ૪ અંજીર ખાવાં. સરકો ખાવામાં લેવો. આથી બરોળ સારી થાય છે.

૧૮–સરકામાં ભીંજવેલા અંજીરનો લેપ બરોળ પર બાંધે અને ચંદરસ માસો ૧ સરકા સાથે ચટાડે તો બરોળ સારી થાય.

૧૯–બરોળ માટે નીચલા ઉપાયો છે: બ્લિસ્ટર મૂકીને, દોરાનું પોતું મૂકીને, ગોળીનું પોતું મૂકીને, ડામ મૂકીને ચાર મહિના સુધી આ દરદના ભાગને ઝરવા દેવું.

૨૦–ચેવલી પાન સાથે ફુલાવેલો ટંકણખાર ખવડાવે તો બરોળ સારી થાય.

૨૧–બરોળ ડાબી બાજુના પાંસળાં નીચે હોય છે, તે માટે કરેણની જડની છાલ વાલ બે રોજ ખાવી અને સરકા સાથે વાટી બરોળ પર ચોપડવી.

આ જડ ઝેરી છે. (હકીમ નીલાનુસ કહે છે કે બરોળ માટે એના જેવો બીજો કોઈ ઉપાય નથી.)

૨૨–લીવર (યકૃત) દુખાવા માટે-મૂળાનો રસ તોલા ૨॥ દિવસમાં ત્રણ વાર પીવો અને બહાર દરદવાળી ચામડી ઉપર મસળવો. બરોળ માટે મેથી ખાવામાં ફાયદો છે.

૨૩–બરોળની ગોળી-જવખાર, ખડિયોખાર, નવસાર, એળિયો, રેવંચીનો શીરો, હીરાકસી સમભાગે કુંવારના પાનનાં રસમાં ચાર પહોર (૧૨ કલાક) મસળીને ચણા જેટલી ગોળી કરવી. તેમાંની ગોળી ૨ રોજ વરિયાળીના પાણીમાં ગળવી.

(આ વસાણું વધુ વખત મસળાય તો ગુણ વધે છે.)

૨૪–બરોળ મટે-નવસાર બેઆનીભાર પાણીમાં મેળવી રોજ બે વાર પીવો. પાકાં પપૈયા ખાવામાં ઘણો ફાયદો છે.

૨૫–કમળા માટે સસ્તો અને સહેલો ઇલાજ—પાનમાં ખાવાનો ચૂનો ૧ થી ૩ વાલ સુધી માખણ સાથે રોજ બે વાર ૬ દિવસ સુધી ચાટવો.

## બદહજમી, પેટનો દુખાવો, પેટનો પવન, અજીરણ, ભૂખ લાગે

૧–ચતુરુષણ એટલે સૂંઠ, મરી, પીપર-પીપરીમૂળનું સમભાગે ચૂર્ણ-બદહજમી, સળેખમ, પેટનો દુખાવો અને પેટના પવનને માટે ૦॥ તોલો ખવાય છે.

૨–ત્રિકટુ એટલે સૂંઠ, મરી, પીપર ઉપલાં દરદ માટે વપરાય છે.

૩–બદહજમી–ખાધેલું કાચું ઝાડા વાટે નીકળી પડે–તે માટે વરિયાળી, એલચી, પદ્મકચૂરો દરેક ૧ તોલો તેમાં ૫ તોલા સાકર મેળવી ૦॥ તોલો ખાય અને ચૂર્ણ ઉપર વાસી પાણી પીએ.

૪–વરિયાળી પાક બનાવવાની રીત-સોનામુખી, ઝીણી હરડે, ગુલાબનાં ફૂલ દરેક ૭ તોલા, નસોતર ૧ તોલો (એમાં જુલાબ લાવવાનો ગુણ છે માટે ખપે એટલો લેવો.) વરિયાળી, કાળી દ્રાક્ષ દરેક ૭ તોલા એને ઘીમાં તળે અને સાકરના શીરામાં પાક બનાવી લે. રાતે સૂતી વેળા પચે એટલો ખાય.

૫–બંધકોશ મટે-સિંધવ અને લીંબુના રસમાં આથેલી સૂંઠની ફાકી ૦॥ તોલો રોજ બે વાર ખાધા પછી લેવી.

## વાળ કાળા થાય

૧–વાળ કાળા અને તેજસ્વી બને-તળેલાં આમળાં ૮ ભાગ, કોપરું ગોવાઈ સૂકું ૪ ભાગ, કપૂરકાચલી, કચૂરો, સુગંધી વાળો, મોથ, અગર, તગર, સુખડ, ગુલાબકળી એકેક તોલો એ બધાને પાણીમાં મેળવીને વાળ ઉપર લગાડે.

૨–વાળ સફેદ થતા અટકે, વાળ કાળા ભમર જેવા થાય-નાહતી વેળા દર વખતે આમળાંનું ચૂર્ણ વાળ પર ઘસવું.

૩-સફેદ વાળ કાળા થાય-આવળની કૂમળી પાલી અને કૂમળા પાનનુ ચૂર્ણ અને અજમો સમભાગે ચૂર્ણ કરી ૦ાા તોલો ચૂર્ણનુ સેવન કરે

૪-વાળ કાળા થાય-ખાખરાના જડની ગખ ૧૦ તોલા, છીપ બાળીને ચૂનો કરેલી તે ૨ાા તોલા, એ ચીજોને લોખડના વાસણમા મૂકી, સીસાના બત્તાથી ઘૂટે ભાગરાનો રસ નાખે અને ઘૂટે બે દિવસ સુધી ઘૂટ્યા કરે પછી તે વાળ પર લગાડે તો સફેદ વાળ કાળા થાય

૫-વાળ કાળા થાય—સાપની કાચળીનુ તેલ વાળે લગાડે તો વાળ કાળા થાય છે

૬-વાળ કાળા થાય-નગોડના પાદડાની ચટણી શેર ૧, મધ શેર ૧, ઘી શેર ૧, લોઢાના વાસણમા મેળવી ઉપર લોઢાનુ ઢાકણુ ઢાકી ૪૦ દિવસ અનાજની કોઠીમા રાખી તેમાથી ૧ આગળી ૩ દિવસ ચાટે તો વાળ કાળા થાય ભાગરો ખાવાથી વાળ કાળા થાય છે ભાગરાના રસ સાથે સોનામુખી ૧ મહિનો ખાવાથી વાળ કાળા થાય છે અને કાળા રહે છે

૭-વાળ વધારવા અને કાળા કરવા માટે ભાગરાનું તેલ વાપરવુ

ફૂલ સાથેના ભાગરાને સફેદ ભાગરો કહે છે ફળ સાથેના ભાગરાને કાળો ભાગરો કહે છે

ભાગરાનુ તેલ બનાવવાની રીત—ભાગરાનો રસ ૧૫ તોલા, મડૂર ૧ તોલો, ત્રિફળા ૧ તોલો, ઉપલસરી ૧ તોલો, તેલ ચાર તોલા-આ વજનને લઈને લોખડના વાસણમા ઉકાળવુ પાણી બળી જાય ત્યારે ગાળી લેવુ

૮-વાળ કાળા થાય—ભાગરો, હરડા, બહેડા, આમળા, કાળા મરી, લોખડનો કાટ એ સર્વેને સમભાગે શેરડીના રસમા મેળવી ૧ માસ વાળને લગાડે

૯-વાળ કાળા તરત થાય—૩ ભાગ આમળા, ૨ ભાગ બહેડા, ૧ ભાગ હરડે, ૫ ભાગ આબાની ગોટલી, ૧ ભાગ લોઢાનો કાટ એ સઘળાની પાણી સાથે ચટણી કરી લોઢાના વાસણમા આખી રાત રહેવા દેવી અને સવારે તેનો લેપ કરવો અથવા દિવસે ભીજવી રાખી રાતે લેપ કરી સવારે વાળ ધોઈ નાખવા

૧૦-વાળ કાળા થાય—સાપનુ ડોકુ કાપી નાખવુ એક હાલ્લામા ઘઉં શેર ૧૦ ભરી તેમા ડોકા વગરનો સાપ મૂકે તેની ઉપર ઘોડાની લાદ મૂકી ૪૦ દિવસ જમીનમા દાટે, પછી ઘઉ મરઘીને ખવડાવે તે મરઘીના સફેદ પીછા કાળા થઈ જાય તે મરઘી હલાલ કરી તેના માસને છૂદી, સૂકવીને તેનુ ચૂર્ણ બનાવી તેની ગોળી બોર જેવી બનાવી માણસ રોજ ખાય તો વાળ કાળા થાય અને જુવાન દેખાય

૧૧-વાળ કાળા થાય—ત્રિફળા (હરડા, બહેડા, આમળા), ગળીના પાન, લોઢાનો ભૂકો, ભાગરાના રસમા છૂદી ગધેડીના મૂતરમા મેળવી વાળ ઉપર લેપ કરવો

ભાંગરાનો રસ, લોઢાનો કાટ, હરડાં, બહેડાં, આમળાં, ઉપલસરીનાં મૂળ (સારિવા-એ સારિવાને બદલે સારસાનાં મૂળ ચાલે) સરખે ભાગે લેવું. ધીમી આંચે ઉકાળવું. આ લેપ લગાડવાથી વાળ કાળા-મજબૂત થાય છે.

૧૨-હરડાં, બહેડાં, આમળાં, દાડમની છાલ, કાળો ભાંગરો, સીસાંની રાખ, દરાખની જડ, લોખંડનો કાટ, સરખે વજને લેવો. તેને ભાંગરાના રસમાં ત્રણ વાર પટ આપવો. તેને લોઢાના વાસણમાં મૂકી ઉપરથી ભાંગરાનો રસ નાખે, રસમાં મસાલો ડૂબે, અને રસ બે આંગળ ઉપર રહે તેટલો ભાંગરાનો રસ નાખે આ વાસણને ઘોડાની લાદમાં ૪૦ દિવસ બંધ રાખે. આ કલ્પ વાળને મસળે તો ૭ માસ સુધી વાળ કાળા રહે.

૧૩-વાળ કાળા થાય—સિંદૂર, સાબુ, ચૂનો સમભાગે લઈ પાણીમાં ઘૂંટી વાળને લગાડે અને ઉપર નાગરવેલનું પાન બાંધે તો બે કલાકમાં વાળ કાળા થાય.

૧૪-વાળ વધે, વાળ કાળા થાય—લીંબોળીનું તેલ એક માસ વાળને લગાડે અને નાકે સૂંઘે.

૧૫-વાળ કાળા થાય—સોનામુખી ભાંગરાના રસ સાથે સેવન કરે.

૧૬-વાળ કાળા થાય—વેંગણું લીલું, જમાલગોટો, ભિલામો સમભાગે છૂંદીને તેની લેપડી કરે. લીમડાના ઝાડને કાણું પાડી અંદર તે લેપડી મૂકે અને તે કાણું, ગાબડું મારી પૂરી દે. ઉપર છાણકાદવ લગાડે. ઝાડ ઉપર ફૂલ આવશે તે કાળા રંગનાં આવશે. તે પાન સાથે ખાવાથી વાળ કાળા થાય છે. બકરાને એ ફૂલ ખવડાવે તો સફેદ બકરું કાળું થઈ જાય છે, ઝાડનાં ફૂલ કાળાં ન થાય તો આ ઇલાજ વરસમાં બે વાર કરવો.

૧૭-વાળ કાળા થાય—ટાલ પર વાળ આવે-જટામાંસી માથા પર લગાડે.

૧૮-વાળ કાળા થાય-જાયફળના તેલમાં વાળ કાળા કરવાનો ગુણ છે. જો વાળ ભૂરા કરવા હોય તો અડધું તેલ અને અડધું પાણી મેળવવું અને વાળમાં મસળવું.

૧૯-વાળ કાળા થાય-ઇંદ્રવરણાનાં બીનું તેલ વાળ ઉપર ઘણા દિવસ લગાડે તો વાળ કાળા થાય.

૨૦-બચપણમાં સફેદ થયેલા વાળ કાળા થાય-હરડે ૧ ભાગ, બહેડાં ૧ ભાગ, આમળાં ૩ ભાગ, કાચી કેરીની ગોટલી ૩ ભાગ, લોખંડની ભસ્મ ૧ ભાગ પાણીમાં વાટીને લોખંડની કઢાઈમાં ૨ રાત રાખીને પછી એ લેપ લગાડે અથવા હરડે ભાગ ૧, આમળાં ભાગ ૩, કાચી કેરીની ગોટલી ભાગ ૩, પાણી સાથે મેળવી લોખંડના ખરલમાં છૂંદવું, પાણી સુકાય ને બીજું પાણી નાખી રોજ છૂંદવું અથવા હલાવવું. આ મુજબ ૧૦ દિવસ કર્યા કરવું. વસાણાનો ટેનિક એસિડ ખરલના લોખંડ સાથે મળીને કાળો ભમ્મર જેવો લેપ થશે. તેને તલના તેલમાં મેળવી ચંબુમાં ભરી રાખવો. સુકાય નહિ એટલું તેલ નાખવું. આ તેલ

લગાડવાથી સફેદ વાળ તરત કાળા થાય. ઘણા દિવસ ચાલુ રાખે તો વાળનો કુદરતી રંગ ફેરવાઈ જાય.

૨૧-વાળ કાળા થાય-જાંબુના ઠળિયા છાયામાં સુકવે, તેને ખાંડી બૂકતાં તેલમાં મેળવી સાત દિવસ જમીનમાં દાટી રાખે. તેલ ગાળીને વાળને લગાડે. ૭ દિવસ પછી દાટેલાં જાંબુને ગરમ કરીને ગાળી લઈએ.

૨૨-વાળ સફેદ થતા અટકે-ઘઉંના કૂમળા છોડનાં મૂળિયાંની લેપડી રાતે સૂતી વેળા વાળ પર મૂકે તો વાળ કાળા થાય. ૩ દિવસ લેપડી મૂકે.

૨૩-વાળ કાળા થાય-ઘઉંના છોડના પાનની પોટીસ વાળવાળી જગા પર આખી રાત બાંધી રાખે. ૩ દિવસ આ મુજબ કરે તો નવો નીકળતો વાળ કાળો આવે. મોટા વાળ હોય તે આ ઇલાજથી કાળા થાય નહિ. ત્રણ મહિને આ ઇલાજ ફરી કરવો પડે છે.

૨૪-સફેદ વાળ કાળા થાય-ભિલામાંના રસમાં મેથીને સાત પટ આપે, તે મેથી જમીનમાં રોપી તેની ભાજી ખાવામાં લે તો વાળ હમેશ કાળા રહે. સફેદ વાળના બકરાને એ ભાજી ખવાડે તો તેના વાળ કાળા થાય.

૨૫-ભિલામાંના કટકા કરી જમીનમાં ભેળવે. તેમાં પાણી સીંચે. ચાર દિવસ પછી તે જમીનમાં મેથી રોપે. તે ભાજી ખાનારના સફેદ વાળ કાળા થાય.

૨૬-વાળ સફેદ થતા અટકે-ગળવેલનું ચૂર્ણ ૧૦૦ ભાગ, ઘી ૨૦ ભાગ, ગરમ કરી, ઠંડું પડયે તેમાં મધ ૧૬ ભાગ ઉમેરી, તેમાંથી ૦ાા થી ૧ તોલો રોજ સવારે ખાવો. એનો પાક બની શકે.

૨૭-વાળ હમેશ માટે કાળા થાય-કાળા ફૂલનાં બી, ભાંગરાનાં બી ૦ા તોલો રોજ ખાવામાં લે અને તેનું સેવન લાંબો વખત કરે.

૨૮-વાળ કાળા કરવાનો ઇલાજ-માયાં ૧ તોલો, હરડે પીળી ૧ તોલો, ફટકડી તોલા બે, દાડમડીનાં પાકટ પાન તોલા પાંચ-આ ચૂર્ણને ૭ તોલા લીંબુના રસમાં ખરલ કરવું. લોખંડના દાબડામાં પેક કરી જમીનમાં દાટવું. રોજ ઉપર પાણી નાખવું અને તે જગ્યા ભીની રાખવી. પછી તે માવાને લોખંડની ખરલમાં પીસવું. ૭ તોલા મીઠા તેલમાં મેળવી લોખંડની કઢાઈમાં ઉકાળી પાણી બાળવું અને તે તેલ રોજ વાળમાં ભરવું.

આ ચૂર્ણને લોખંડની ખરલમાં મૂકી છૂંદે, તેમાં પાણી નાખે. બીજે દિવસે પાણી સુકાઈ જાય ત્યારે ફરી પાણી નાખીને ઘૂંટે. આ મુજબ પાંચ દિવસ કરે તો જમીનમાં દાટવાની જરૂર રહે નહિ.

૨૯-વાળ કાળા કરવા માટે ભાંગરાનું તેલ નીચે મુજબ બનાવી લગાડે:

લોઢાનો ભૂકો, હરડે, આમળાં, બહેડાં, કપૂરીમધુરી એના ચૂરણની ચટણી પાણી સાથે બનાવે. આ ચટણીથી ચારગણું તલનું તેલ અને સોળગણો ભાંગરાનો રસ મેળવી ઉકાળી તેલ બનાવવું.

૩૦—લોઢાનો જર (કાટ), ભાંગરાનો રસ, ગળી સમભાગે મેળવી ગોમૂત્રમાં ૭ દિવસ ભીંજવી રાખે, તેનો લેપ વાળને લગાડે. ૧ પહોર પછી ધોઈ નાંખે.

૩૧—હરડાં, બહેડાં, આમળાં દરેક ૫ તોલા, જૂનું કાટ ખાધેલું લોઢું ૫ તોલા, એને લોઢાની કઢાઈમાં ૨ દિવસ પાણીમાં ભીંજવી રાખવું. ૪૦ તોલા ધૂપેલ અથવા કોપરેલ નાખી, ઉકાળી તેલ બનાવી વાળે રોજ લગાડવું. વાળ સફેદ દેખાવા લાગે કે આ તેલ રોજ લગાડવું. કાળા વાળને જોઈતો ખોરાક શરીર આપી શકતું નથી. તે ખોરાક વાળને આ તેલ મસળવાથી મળે છે. હેરડુસ અને વ્હાઈટ ઓઇલવાળાં હેર ઓઇલ ખુશબોદાર હોવાથી નાકને પસંદ આવે છે; પણ તેઓ બાલની કાળાશ કમી કરે છે તે ચોક્કસ જાણવું.

૩૨—જાયફળનું અથવા ઇંદ્રવરણાંનું તેલ રોજ કાયમ વાપરવું.

૩૩—કલપ—અમલસારો ગંધક અને ફટકડી એકેક તોલો, કૅાસ્ટિક (રૂપાની બનાવટ) દશ આનીભાર, ગુલાબજળ ૧૦ તોલા, દરેક ચીજને જુદી જુદી ગુલાબજળમાં પિગળાવે, સઘળી સાથે મેળવે, અને પીંછી વતી લગાડે.

૩૪—કલપ—પારો ૧ તોલો, ગંધક ૩ તોલો, કૅાસ્ટિક ૧ તોલો, ગુલાબજળ ૧૬ તોલા, પારો અને ગંધક સાથે પીસવું. તે મળી જાય ને ગુલાબજળમાં પિગળાવેલી કૅાસ્ટિક, ધીમે ધીમે મેળવી કલપ બનાવવો.

૩૫—સિંદૂર અને ચૂનો પાણીમાં મેળવી લગાડે.

૩૬—કલપ લગાડતાં પહેલાં આમળાંના પાણીથી વાળ ધોવા ખાસ જરૂરનું છે. કલપ લગાડ્યા પછી અથવા રોજ વાળને આમળાંનું તેલ લગાડવું.

૩૭—કલપ—માયાં ૧૦ તોલા, નવસાર ૬ માસા, ફટકડી ૬ માસા, ખોદારસીંગ ૪ માસા, કાળી હરડેની છાલ ૮ માસા, સંગસિખ ૨ માસા, મોરથૂથુ કાચું ૩ માસા, આમળાં ૧ તોલો, અરીઠાની છાલ, હીરાકસી ૧ માસો, તાંબાનો ચૂરો ભૂકો ૨ તોલા. માયાંને તેલનો હાથ લગાડી ગરમ કરવાં. આ સઘળી ચીજોને ૧ શેર પાણીમાં વાટી લોખંડના વાસણમાં મૂકી ૭ દિન જમીનમાં દાટવું. પછી તેને ઉકાળી ગાળવું. તેમાં ૧ શેર તેલ નાખી પાણીને બાળવું, પછી આ તેલ વાપરવું.

૩૮—કલપ—ખડી, દળી ચૂનો, ખોદારસીંગ સમભાગે ચૂર્ણ કરી આમળાંના અથવા કૂવાના પાણીમાં મેળવવું. (લાહી જેવું બનાવવું.) પાણીથી ધોયેલા વાળે લગાડવું. ચેવલી પાન ઉપર બાંધવુ.

૩૯—જાંબુ ૧ શેર છૂંદી તેલમાં તર કરી જમીનમાં ૭ દિવસ દાટે, તે તેલ વાળને લગાડે.

૪૦—સિંદૂર, સાબુ અને ચૂનો સમભાગે પાણી સાથે મેળવી વાળને લગાડે.

૪૧—મેથીને ભિલામાંના રસમાં ૭ વાર પટ આપે તેની ભાજી બનાવી ખાનારના સફેદ વાળ કાળા થાય.

આમળાંનું તેલ લગાડ્યા કરવું. આમળાં ૧ શેર, પાણી ૪ શેર ઉકાળી

૧ શેર પાણી રાખવું. તેમાં ૧ શેર તેલ અથવા કોપરેલ મેળવી ધીમી આંચે પાણી બાળવું અને તેલ ગાળી લેવું.

## વાળ વધે-વાળ ખરતા અટકે-વાળ પાછા ઊગે

૧-વાળ વધે અને સુંવાળા થાય-કસુંબાનાં બી અને છાલની રાખ તેલમાં મેળવી વાળના મૂળમાં લગાડવી.

૨-વાળ વધે-કલોંજીને પાણીમાં વાટીને સાત દિવસ માથે ચોળે તો વાળ વધે.

૩-વાળને પુષ્ટિ આપે-તલનાં પાનનો ઉકાળો વાળને ચોપડે તો વાળ વધે અને કાળા થાય.

૪-વાળ વધારવા તથા વાળ ખરતા અટકાવવા માટે-કોપરેલ તેલ ઘણું સારું છે, પણ તે જલદી ખોરું થઈ જાય છે તેથી વાપરવાની સગવડ પડતી નથી. આ કોપરેલમાં સુગંધી તેલ નાખી હેર ઓઇલ બનાવે અને રોજ વાપરે.

૫-વાળ વધે, વાળ નવા આવે-વાળ ઉપર ટર્પેન્ટાઇન મસળે અને ટાળકી ઉપર ઘસડે તો લોહીનું ફરવું થાય અને વાળની વૃદ્ધિ થાય.

૬-માથાની તાલ ઉપર વાળ વધારવા માટે ધંતૂરાનાં પાંદડાંનો રસ વેસેલાઈન સાથે મેળવી ખૂબ મસળવું.

ધંતૂરાની બે જાત છે. સફેદ એક દાંડીનો અને બીજો કાળી દાંડીનો. કાળી દાંડીવાળામાં દવાનો ગુણ વધારે છે.

૭-વાળ ખરતા અટકે, વાળ ટાલ પર ઊગે-ગુંજાદિ તેલ લગાવવાથી ખરતા વાળ અટકે તથા ટાલ પર વાળ ઊગે. તે તેલ નીચે મુજબ બને છેઃ

ભાંગરાનો રસ ૧ શેર, લાલ ચણોઠીનો ભૂકો ૨॥ તોલા, તેલ ૧૦ તોલા પાણી બળે ત્યાં સુધી ઉકાળવું અને તેલ વાળને ચોપડવું..

૮-વાળ પાછા આવે-ચણોઠીનાં મૂળ અને ફૂલ વાટી લેપ કરવો. તે ટાલ પર મૂકવાથી વાળ પાછા ઊગે છે.

૯-ટાલ પર વાળ ઊગે-કરંજાદિ તેલ-જાઈના પાતરાં, કરંજની છાલ, ચિત્રકનાં મૂળ, કણેરનાં મૂળ-એ સમભાગે છૂંદી પાણી નાખી કલ્પ (લાંદો) કરવો, ચારગણું તેલ મેળવવું. પાણી બાળી તેલ ટાલ પર લગાડે તો વાળ પાછા ઊગે.

૧૦-માથાના વાળ કવખતે સફેદ થાય તે અટકાવવા માટે જાયફળનું તેલ પાણી સાથે મેળવીને અથવા નર્યું તેલ વાળને લગાડવું.

૧૧-વાળ નરમ અને મોટા થાય-નાહતી વેળા કાળા તલનાં પાન માથે ચોળવાં.

૧૨-વાળનો વધારો-જેઠીમધનું તેલ વાપરવાથી વાળ વધે.

૧૩-માથાની ટાલ પર વાળ આવે-ચણોઠી, રસવંતી, હાથીદાંતની રાખ,

પાણી સાથે મેળવી માથે લગાડે તો ઘણો ફાયદો થાય.

૧૪-વાળ વધે-કારેલીનું મૂળ પાણીમાં ઘસી માથે લગાડવાથી વાળ વધે છે.

૧૫-વાળ વધે-મેથીને પાણીમાં વાટી વાળ પર લગાડે.

૧૬-વાળ વધે, ટાલ પર વાળ આવે-જાસૂદીનાં ફૂલને સફેદ ગાયના મૂત્રમાં વાટી લેપડી મૂકે અથવા માથે મસળે.

૧૭-દાઢી અને મૂછના વાળ પાછા આવે-જેઠીમધ અને લીલાં આમળાં દરેક ા શેર, તલનું તેલ ૧ શેર, દૂધ ૧ શેરને ઉકાળવું. માવા જેવું થાય ને એક શેર પાણી નાખી ફરી ઉકાળવું. પાણી બળે ને તેલ ગાળી લેવું. તે તેલ વાળે લગાડવું.

૧૮-વાળ વધે-માથા પર ટાલ પડી હોય તે ઉપર સોનાનો કટકો ઘસે અને પછી ચણોઠીનાં મૂળનો ભૂકો ૧ તોલો અને ભોંયરીંગણીના ડીંડાનો રસ બે તોલા મેળવી ચટણી બનાવી ટાલ પર મૂકે.

૧૯-વાળ ચિતારા હોય, વાળ ખરતા હોય તે માટે-ા શેર આમળાંને ૧ શેર પાણીમાં ૩ દિવસ ભીંજવી રાખવાં. તેમાં ાા શેર ઘી નાખી ઉકાળી પાણી બાળી નાખવું. ઘી ગાળીને માથે ચોળવું.

વાળ મોટા કરવા હોય તો આમળાંનું તેલ બનાવી વાળ પર લગાડવું.

૨૦-વાળ વધે-ગરમ દવા ખાધાથી માથે ટાલ પડે તે માટે-ગોખરુ, તલ, મધ, ઘી, સમભાગે મેળવી કરી ટાલ પર રાખે. ટાલને ટુવાલથી ઘસે અથવા શેક કરે અથવા કાંદા મસળે અને ત્યાં લોહી ફરતું કરે.

૨૧-ટાલ (માથા પરના વાળ ખરે તે) માટે-મેથી વાટીને લેપડી મુકવી.

૨૨-રસવંતી, હાથીદાંતની રાખ અને ગાડરનું દૂધ સમભાગે મેળવી લેપ કરવો.

૨૮-વાળ ન હોય ત્યાં આવે, વાળ વધે-તદુકમાઈતું, લવંગ, ચીની કપૂર દરેક તોલો ૦ા તેને તેલ શેર ૦ામાં મેળવીને ભુક્કું કરી ચામડી ઉપર લગાડવું.

૨૯-તાલ માટે-ભિલામાની છાલનો રસ મધ સાથે મેળવી ટાલ પર લગાડે તો વાળ ઊગે.

૩૦-ખરતા વાળ અટકે-ટાલ ઉપર કાંદો, મરી અને મીઠું ઘસવું. તે જગ્યા ઉપર લોહી ફરતું થાય તો વાળ વધવાને ઉત્તેજન મળી શકે.

૩૧-વાળ પાછા આવે-બકરાંની લીંડીને છાયામાં સુકવી કોરી હાંલ્લીમાં મૂકી તેમાં પાણી નાખવું. જમીનમાં ખાડો ખોદી તેમાં બીજું મોટું વાસણ મૂકવું. તે વાસણમાં લીંડીવાળું વાસણ બરાબર કપડછંદ કરીને મૂકવું અને છાણુ મૂકી સળગાવવું, વાસ નીકળે ત્યારે ચૂવો થયેલો જાણવો. વાસણ કાઢી પેલા મલાઈ જેવા ચૂવામાં ટંકણખાર તોલા ૨, ખોડાસીંગ તોલો ૦ા, ઘી તોલા ૨ મેળવીને વાળવાળી જગ્યા ઉપર લગાડે તો વાળ ફરી ઊગે છે.

૩૨-વાળ વધે અને વાળ કાળા થાય-બોરડી અને લીમડાનાં પાંદડાં વાટીને વાળમાં લગાડી ૪ ઘડી પછી નાહવું તથા બોરડીનાં પાનને સરસનાં બી સાથે વાટીને માથામાં ઘસી ગરમ પાણીએ નહાય તો વાળ વધે છે.

૩૩-માથાની ટાલ ઉપર વાળ પાછા ઊગે-ભીંડીના પીળા ફૂલની અંદર ડીંડવું થાય છે. તેને છૂંદી તેની લેપડી આખી રાત બાંધી રાખવી. ઘણા દિવસ મૂકવી.

૩૪-વાળ પાછા આવે-ભોંયરીંગણીનો રસ મધ સાથે મેળવીને માથા પર લગાડે તો વાળ પાછા આવે.

૩૫-વાળ માથાના ખરી પડે ત્યારે માથામાં બદામનું તેલ મસળે, બહેરાશ ઘડપણની હોય ત્યારે બદામનું તેલ ૧ તોલો અથવા વધારે રોટી, દાળ અથવા-ભાત સાથે રોજ ખાય.

૩૬-વાળ ખરે નહિ-માથાના ખરતા વાળ પર લીંબુ મસળવું.

૩૭-વાળ ખરી પડે નહિ, વાળ પાછા ઊગે-સાપની કાંચળી અંગુરી સરકામાં ખરલ કરી લેપ કરવો.

૩૮-વાળ વધે છે-લીંબોળીનું તેલ વાળનો વધારો કરે છે, ખરી પડેલા વાળ પાછા લાવે છે.

૩૯-વાળ વધારવા માટે-લીંબુના રસમાં આમળાંનો ભૂકો મેળવી લગાડવું.

૪૦-વાળ મોટા થાય-કોલનવોટર ૨ ઔંસ, ટિંકચર કેન્થાર્ડિસ ૨ ડ્રામ, લવંડર તેલ ૧૦ ટીપાં મેળવી દિવસમાં બે વાર વાળ પર ઘસવું. ચામડી સૂજી આવે તો બંધ કરવું અથવા કોપરાનું તેલ ૧ શેર સાથે કપૂર ૧ તોલો મેળવી લગાડવું.

૪૧-વાળ વધારવા માટે-ગોખરુ, તલ મધ, ઘી સરખે ભાગે વાટી, લેપ

કરી ટાલમાં લગાડવું. સોમલ ખાધા પછી અને બ્લિસ્ટર લગાડ્યા પછી ખરી ગયેલા વાળ પાછા આવે છે.

૪૨-વાળ વધારવા માટે-ધૂપેલ-ધૂપેલું તેલ-ધૂપ તેલ, ધૂપેલ માથે લગાડે. તે તેલ બનાવવાની રીત:

સીસમનાં છોડાં, ગુલાબની કળી, પડો, પાંદડી. રતાંજલી, ધોળું સુખડ, મોથ, વાળો, લોબાન, મરી, કચૂરો, નખલી, ઘઉંલા, તમાલપત્ર, કપૂરકાચલી, આમળાં દરેક બે તોલા લઈ અધકચરી કૂટી નાખે તેમાં ૧૦ રતલ તેલ નાખી ૧૦ દિવસ પલાળી રાખે. પાતાલયંત્રથી તેલ કાઢે (પહેલાં ઉકાળી પછી પાતાલ-યંત્રમાંથી ગાળે તો વધારે સારો માલ થાય.)

૪૩-ટાલ પર વાળ ઊગે-કાચા એરંડિયામાં રાઈ વાટી ટાલ પર મૂકે.

૪૪-નેપાળો ૧ ભાગ, એરંડિયાનાં મીંજ ૯ ભાગ મેળવી ટાલ પર લગાડે.

૪૫-ઉપદંશ(ગરમી)ને લીધે ટાલ પડે તો પારો ૧ ભાગ એરંડીનાં મીંજ ૯ ભાગ મેળવી લગાડે.

૪૬-અંકોલાનું તેલ ટાલ પર લગાડે-અંકોલાનું તેલ લઈ તેમાં કોઈપણ ઝાડનું બી ભીંજવી રાખે, પછી જમીનમાં દાટે તો ઝાડ જલદી ઊગે, અને ફળ જલદી આપે. અંકોલાનું તેલ બનાવવાની રીતઃ

અંકોલાના મગજનું ચૂર્ણ કરે, તેને મીઠા તેલનો પટ આપી તડકે મૂકે, ૧ દિવસમાં તેલ સુકાઈ જાય. આ મુજબ ૫ વખત પટ આપે. આ લેપને કાંસાની થાળી ઉપર લગાડવો. તે થાળી બીજી મોટી થાળી ઉપર ઢાંકી, જેઠ માસના જબરા તાપમાં તડકે. મૂકે તો નીચલી થાળીમાં તેલ નીતરી પડે. બીજી રીત; અંકોલના મગજને પથ્થર પર ઘસે, ઘસેલા ભાગ પર ચણાના લોટનો લેપ કરે. તે મગજને વાડકામાં મૂકી તડકે રાખે.

૪૭-ગુલાબના ફૂલને પાણીમાં વાટી નાહતી વેળા રોજ લગાડે. ૦। કલાક રાખી પછી નાહવું.

૪૮-સેમળાના ફળનાં મૂળ, ધોળી મૂસળી, કમલકંદ, સમભાગે ૦॥ તોલો ચૂર્ણ બકરીના દૂધ સાથે ખાય.

૪૯-ચણોઠીના મૂળનું ચૂર્ણ ભોંયરીંગણીના રસમાં ટાલકે લગાડે.

૫૦-ચણોઠીની મીંજ ૫ તોલા ભાંગરાના રસમાં ૭ પટ આપે. એલચી, જટામાંસી, કપૂરકાચલી, ઉપલેટ દરેક ૫ તોલા ૧૦ શેર પાણી અને ૬૦ તોલા તેલ નાખી ઉકાળે. તેલ બનાવી લગાડે.

૫૧-આમળાંને તેલ લગાડી શેકે, ચૂર્ણ બનાવી લે. ૮ ભાગ આ ચૂર્ણ, કપૂરકાચલી ૨ ભાગ, સૂકું કોપરું ૨ ભાગ, મોથ, સુખડ, વાળો, એકેક ભાગ એ ચૂર્ણને પાણીમાં ભીંજવે ૦॥ કલાક પછી નાહતી વખતે માથે લગાડે.

૫૨-લીમડાના પાનનો માવો ૨ તોલા, કોપરેલ ૦। શેર, ધીમી આંચે

ગરમ કરી તેલ બનાવી લગાડે. એમાં ૦ાા તોલો ગ્લિસરાઈન નાખે.

૫૩-કંકોડીનાં મૂળ અને રાફડાની ધૂળ છાશમાં મેળવી લગાડે. ૦ા કલાક પછી ધોઈ નાખે.

૫૪-કેરડાનું મૂળ જળમાં ઘસી લગાડે.

૫૫-કાળા તલનાં ફૂલ અથવા પાન વાટીને વાળ લગાડે.

૫૬-ટોપરું અને આમળાં વાટી વાળને લગાડે.

## વાળ ઊગે નહિ

૧-વાળ ન ઊગે-ગધેડાનાં લીંડાં શેર ૨૦ (છાયામાં સૂકવેલાં) માટીની નવી હાંલ્લીમાં મૂકવાં, તેમાં પાણી નાખી કપડછાદ કરવું. વરાળ નીકળે નહિ તેમ કરવું. જમીનમાં એક બીજું મોટું વાસણ દાટી તેમાં લીંડાવાળું વાસણ મૂકવું. તે ઉપર છાણાં મૂકી સળગાવવાં. લીંડાંની વાસ નીકળે ત્યારે વાસણ ઊંચકી લેવું. વાસણમાં ચૂવો મલાઈ જેવો થાય તે જુદો પાડી લેવો. પછી ટંકણખાર તોલો ૧ાા, ઘી તોલો ૧ાા, મોદારસીંગ તોલો ૧ાા, મેળવીને એ મેળવણી ચૂવા સાથે એકઠી કરી વાળને લગાડવાથી વાળ ઊગતા નથી. વાળ ફરી આવે-બકરીની લીંડીઓ લઈને જો આ ઇલાજ કર્યો હોય તો વાળ વધે અને ખરતા અટકે.

૨-વાળ ઊગે નહિ-વાળ કાપી નાખી તે જગા ઉપર નીચલી દવા પાણીમાં મેળવી ૭ દિવસ લગાડે, મનશિલ ૦ાા તોલો, હરતાલ ૨ તોલા, શંખ ૨ તોલા, સાજીખાર ૧ ભાગ.

૩-વાળ ઊગે નહિ-વીંછી તેલમાં ઉકાળી તેનો લેપ કરી વાળ ઉપર લગાડે તો વાળ ખરી પડે અને ફરી ઊગે નહિ.

૪-વાળ ઊગે નહિ-સરકાની સાથે ઇસબગુલનો લુઆબ મેળવી, વાળ કઢાવીને તે જગ્યા ઉપર તે લુઆબ લગાડે તો વાળ ઊગે નહિ.

૫-વાળ ઊગે નહિ-વાળ ખરી પડે-સરકાની સાથે ઉંદરની લીંડી મેળવી વાળ ઉપર લેપ કરે તો વાળ ખરી પડે અને બીજા ઊગે નહિ.

૬-વાળ ન ઊગે-શિલારસ વાળ પર ચોપડીને બે ઘડી રાખે. તેની ઉપર શેક કરે તો વાળ જાય. ફરી ન થાય. બે વાર કરવાથી ન બને તો ત્રણ વાર કરવું.

૭-વાળ ઊગે નહિ-લસોટા પાણીમાં ઉકાળી તે પાણીથી વાળ કાઢવાની જગ્યા ભીંજવવી.

૮-વાળ ખરી પડે-ચૂનો અને પીળી હરતાલ સમભાગે લઈ છાશમાં ખરલ કરી ચૂર્ણ બનાવે. તે ચૂર્ણ પાણી સાથે મેળવી લેપ બનાવી વાળને લગાડે તો વાળ ખરી પડે. પાછા ઊગે નહિ.

### વાળ કાઢવાની દવા

૯-હરતાલ ૧ ભાગ, કળીચૂનો ૧૧ ભાગ, ઘઉંનું દૂધ ૧૧ ભાગ મેળવવું.

આ ભૂકાને ગરમ પાણી સાથે મેળવી વાળ ઉપર લગાડે. સુકાયા પછી વાળ ઓળવી નાખે.

૧૦–કળીચૂનો ૧ ભાગ, પોટાસ-બાઈ-કાર્બ બે ભાગ, કોલસો ૨ ભાગનો લેપ કરી વાળ પર લગાડે.

૧૧–બેરિયમ સલ્ફાઈડ, કાંજીના ઘાટા પાણીમાં મેળવી લગાડે. સોડિયમ સલ્ફાઇડને કાંજીના ઘાટા પાણીમાં લગાડે.

૧૨–સોડિયમ સલ્ફાઈડ ચોખાના આટા સાથે લગાડે.

૧૩–શંખભસ્મ ૪, હરતાલ ૨, સાજીખાર ૧, મનશિલ ૦ાા ભાગ પાણી સાથે લગાડે.

૧૪–ચૂનો, હરતાલ, ઘઉંનો લોટ સમભાગે પાણી સાથે લગાડે.

૧૫–બેરિયમ સલ્ફાઈડ ૧ ભાગ, ગરમ પાણી ૩ ભાગ મેળવે. એનું નીતર્યું પાણી આંગળી વતી વાળ પર લગાડે.

૧૬–કળીચૂનો, કૂકડાની હગાર, ભારસાંકળ, ધંતૂરાનો રસ, ઘોડાનું મૂત્ર મેળવી લેપ કરે, વાળ જતા રહે

## વાળ તોરો

વાળ તોરા માટે–પારસનાં પાન છૂંદી જરા નિમક નાખી લેપડી બાંધવી.

## વાળ સાફ થાય

૧–વાળ સાફ થાય–અરીઠાની છાલ પાણીમાં ભીંજવી નરમ કરે. તેને છૂંદીને કાળી મટોડી સાથે મેળવી સાબુ જેવા કટકા બનાવે, એનાથી વાળ ધૂએ. શરીરનો મેલ કાપવામાં પણ એ ઉત્તમ છે. કપડાં ધોવામાં આ સાબુ સારો છે.

૨–વાળ સાફ થાય–વાળની ચીકાશ નીકળે–૧ તોલો આમળાંને ૦। શેર પાણીમાં ગરમ કરી તે પાણી માથે ચોળે, એમાં ૦। તોલો તેલ નાખે તો વાળ નરમ થાય.

૩–વાળ સાફ થાય, ચીકાશ નીકળે–નાળિયેરના કોપરાની ચટણી પાણીમાં મેળવી વાળ ઉપર મસળે.

## ધાસ્તી દૂર થાય

છાતીની બીક દૂર થાય–સ્કૂલનો છોકરો પરીક્ષક આગળ ગભરાઈ જતો હોય તેમ જ નાટક કરનારો છોકરો સ્ટેજ પર આવતાં ગભરાય તો ૫ ટીપાં અફીણનો અર્ક પાણી સાથે આપે અને પછી કામ કરાવે તો ધાસ્તી લાગે નહિ.

## બાળક ઊંઘમાં મૂતરે

૧–છોકરું ઊંઘમાં મૂતરી ઊઠે તે માટે—આકડાનું મૂળ અને કાળા તલ સમભાગે લેવા. તેમાંથી ૨ થી ૪ વાલ ભૂકો ગોળ સાથે રોજ દિવસ ઊગતે ખાવો.

૨–બાળક ઊંઘમાં મૂતરે તે માટે–બે વાલ ગળોનું સત્ત્વ રોજ બે વાર મધ સાથે બાળકને ખવડાવે તો ફાયદો થાય.

૩–પેશાબ ઊંઘમાં થાય તે માટે–જો ગરમીની ઋતુ હોય તો ધાણા અને ખાંડ મેળવીને ૧ તોલો ખવડાવે.

૪–બચ્ચું ઊંઘમાં મૂતરે—આકડાનાં ફૂલ સૂકાં શેર ૦। ને ગોળ મેળવી તેની ૧ વાલની ગોળી કરવી; તેમાંથી એક ગોળી પાણી સાથે ઘસી સવારે પીવી.

૫–તલ ૧ તોલો રોજ રાતે સૂતી વેળા ૧ મહિનો ખવડાવે.

૬–છાયામાં સૂકવેલા આકડાના ફૂલ અને કાળા તલ સમભાગે મેળવી બે આનીભાર ખવડાવે.

૭–વરસાદની ગાવડી–પગ વગરની બીરબહોટી અને માલકાંકણી બેઆની-ભાર મોટા માણસને ખવડાવે. બાળકને ઉંમરના પ્રમાણમાં આપે.

૮–કણુકબીજ, ટંકણખાર, હિંગળો સમભાગે લેવું. તેના વજન બરાબર ત્રિકટુ લેવું. એમાંથી ૧ રતી સવાર–સાંજ લેવું.

## બાળક બીએ

૧–બચ્ચું બીએ અથવા બચ્ચાં જીવે નહિ તેનો ઇલાજ–રવિવારે વહેલી સવારમાં દાડમડીનું મૂળિયું ઉગમણી દિશામાંથી લાવે, તે મૂળિયાને સૂતરથી બાંધી બચ્ચાંને ગળે ઓરવી રાખે તો ફાયદો થાય એવી કહેવત ચાલે છે.

### બાળક ઊંઘમાં બીએ–ચીસ પાડે–ચમકે

૨–કરમ અથવા અજીર્ણના સબબે હોય તો ત્રિફળા અને લીંડીપીપર સમભાગે ૧ વાલ મધ સાથે ખવડાવે.

૩–એરંડીનું મીંજ, ઊંદરની લીંડી સમભાગે લીંબુના રસ સાથે મેળવી ગુદાએ લગાડે.

૪–ઊંઘમાં રડે ત્યારે જાયફળ પાણીમાં ઘસી રાતે કપાળે લગાડે.

## બાળકને કબજિયાત

બાળકના ઝાડાની કબજિયાત મટે–આકડાનાં પાન ઉપર દિવેલ ચોપડી પેટ ઉપર મૂકે તો બચ્ચાંની કબજિયાત મટે.

## બાળકના પેટમાં ભાર

૧–બચ્ચાંને પેટમાં ભાર–હોય ત્યારે ૧૦ ટીપાં સૂર્યમુખી ફૂલનો રસ પાવો.

૨–બચ્ચાંનું પેટ કઠણ હોય તો પોચું પડે–સમુદ્રફળ ૦। અથવા ૦॥ વાલ દૂધમાં મેળવી પાવામાં આપવું.

૩–બાળકનું પેટ ચડે તો–૦॥ તોલો કારેલાંના પાનનો રસ પાવાથી ઊલટી થઈને પેટ નરમ પડે.

## બાળકને દૂધની ગાંઠ બંધાય

૧-મેથારકી-બાળકના પેટમાં દૂધની ગાંઠ માટે-દૂધેલીનાં પાનને રસ પાવે. દૂધેલીનાં મૂળ દૂધમાં ઉકાળી ૩ દિવસ પાય તે ૩ દિવસમાં ઝાડા વાટે ગાંઠ નીકળી જાય.

## બાળક નીરોગી રહે

૧-તાવ, ખાંસી, ઝાડો, કફ વગેરે બાળકોના વ્યાધિ માટે અતિવિષ અથવા કાકડાસિંગ ૧ થી ૩ રતી સુધી રોજ ત્રણ વાર ખવડાવવી.

૨-બાળકનાં દરેક દરદ મટે-ખાંસી, વાઈ, પેટકબજ, ગરમી વગેરે મટે-હરડે અને કરિયાતું પાણીમાં ઘસી પાવું.

### બાલદવા-બાલાગોટી

૧-બાલચાતુર્ભદ્ર-બાળકને તાવ, ઝાડો, ખાંસી, ઊલટી માટે-મોથ, કાકડાસિંગ, અતિવિષની કળી, પીપર, જેઠીમધ એનું ચૂર્ણ બનાવે. ૧ થી ૪ વાલ રોજ ત્રણ વાર આપે.

૨-બાળકનાં સઘળાં દરદો માટે કડુ સારું છે, એનું ચૂર્ણ આદુંના રસમાં મેળવી સૂકવે, પછી ફુદીનાના રસમાં સૂકવે, તેની ગોટી બનાવે, પાણીમાં ઘસી પીએ, આદિ ક્રિયાથી કડુનો ગુણ વધે છે.

### બાલગુટિકા-બાલાગોળી

૧-કરિયાતું, મોટી હરડે, હીમજી હરડે, અમલનાસનો ગર્ભ (ગરમાળાનો ગોળ), જેઠીમધ, સોનામુખી ને કાળી દરાખમાં ગોળી વાળે. બેઆનીભાર ગોળી પાણીમાં ઘસી પાય તો તબિયત સારી રહે.

૨-ઝાડા, ઊલટી તથા ઊંઘમાં બકબકારા માટે બાળાગોળી-અજમો, ખારેક, કેસર એકેક તોલો, હરડે ૨ તોલા, જાયફળ, મોચરસ ૦॥ તોલો, અફીણ ૦॥ તોલો, મધ અને જાવંત્રી બબ્બે તોલા, લવંગ ૨ તોલા એની બાજરી જેવડી ગોળી રોજ ૨ વાર ખવડાવે

૩-બાળકને રક્ષણ કરનારી માતા જ્યાં ન હોય ત્યાં હરડેને બાળકની માતા સમજવી. હરડેનું સેવન રાખવાથી બાળકના અનેક વ્યાધિ દૂર થાય. સઘળી જાતોનાં ફળોમાં હરડે, બહેડાં અને આમળાં, એટલાં જ ફળ છે જે અવગુણ ન જ કરે.

૪-લવંગ, પીપર, એલચી, લીંબોળી, મયૂરપિચ્છ(મોરનાં પીંછાં)ની રાખ સમભાગે લઈ મગ જેવડી ગોળી બનાવી પાણીમાં ઘસીને આપે તો તાવ, ઝાડો, ઊલટી, કરમ નરમ પડે.

## બાળકનાં ગાલપચોલાં

૧-બાળકનાં ગાલપચોલાં-આ રોગ બાળકને થાય છે. ગાલ સૂજી આવે છે

અને તાવ ચડે છે. તે માટે સેનાગેરુ, સૂંઠ, રાસ્ના, અરણીનાં મૂળ સમભાગે પાણીમાં વાટી લેપ કરે.

## બાળકને ગોવરું

૧–બાળકને ગોવરું આવે તે માટે–સુખડ, ધાણા, હરડાં, બહેડાં, આમળાં લઈ પાણીથી ભરેલી એક ગાગરમાં ભીંજવી રાખે. તરસ લાગે ત્યારે એ પાણી પીએ.

૨–તાવ, ખાંસી, ઊલટીમાં–અતિવિષ બચ્ચાં માટે ખાસ છે. માત્રા એક વાલથી બે વાલ સુધી મધ સાથે આપવી.

૩–અતિવિષથી તાવ, ઉધરસ, ઊલટી–ઝાડા અને કરમને નાશ થાય. એ બાળ દવા છે. બાળકનાં સઘળાં દરદ માટે સારો ઇલાજ છે–અતિવિષની કળી કડવી હોય છે. તે બાળકોનાં દરદો માટે સાધારણ અને ચોક્કસ ઇલાજ છે. ૦॥ થી ૧ વાલ મધ સાથે અપાય છે. નીચે મુજબ મેળવણી વધારે ફાયદા કરે છે. અતિવિષ, પીપર, કાકડાસિંગ એનું ચૂર્ણ ૦॥ થી ૧ વાલ મધ સાથે મેળવી રોજ બે વાર આપે તો બાળકોનાં સઘળાં દરદોને ફાયદા આપે અને નુકસાન કાંઈ કરે નહિ એ બાળદવા નિર્ભય અને સર્વોત્તમ છે.

૪–અજમો ૧, હરડે ૧, ખારેક ૧, જાયફળ ૧, મોચરસ ૧, અફીણ ૦॥, કેસર ૧, મધ બે ભાગ, આ પ્રમાણમાં મેળવીને તેની ગોળી ૦॥ ગ્રેનની બનાવવી. બચ્ચાંને એક આપવાથી બાળક નીરોગી રહે.

૫–બાળક નીરોગી રહે–બાળક ૧ મહિનાનું થાય ત્યાં સુધી રોજ ૧ વાવડિંગનું ચૂર્ણ મધ સાથે આપવું. પછી બે મહિનાનું થાય ત્યાં સુધી બે આપવાં. આ મુજબ દર માસે એકેક વાવડિંગ વધાર્યા જવું.

### બાળકને ગોવરું

૬–દરેક બાળકને ૧ વાર ગોવરું આવે છે. પહેલાં તાવ દેખાય અને ૩ દિવસ પછી શરીરે ફોલ્લા થાય. તે ફોલ્લા જો ૨ દિવસમાં બેસી જાય તો જાનને જોખમ સમજવું. પહેલાં હાંફણ ચડે ને મરણ થાય. ગોવરાની ઋતુમાં ૧ વાલ ગંધક બાળકને રોજ ત્રણ વાર ખવડાવે અને ગંધક શરીરે મસળે.

## બાળક શરીરે ગળે–દુર્બળ થાય તે માટે

૧–ઉંબરાના ફળનું ચૂર્ણ અને ઘોડાવજ સમભાગે લઈ તેનું ચૂર્ણ બનાવી ૨થી ૪ વાલ મધમાં રોજ ખવડાવવું.

૨–આસંધ ૧ તોલો પાણીમાં મેળવી ચટણી કરવી, તેમાં ૧૬ તોલા દૂધ અને ૪ તોલા ઘી નાખીને ધીમે ધીમે ઉકાળી ઘી બનાવવું. તે ઘી ૦ા તોલો અથવા વધારે રોજ બાળકને ખવડાવવું.

૩–શંખાવળી અને ઉંબરાનું ચૂર્ણ વાલ ૨ થી ૪ મધ સાથે રોજ બે વાર ખવડાવવું.

૪–ઉંબરાનાં પાનનો અથવા ફળનો રસ ધાવણુમાં પાવો.

૫–ખસખસને દૂધમાં વાટી રાબડી કરી પાવી. આ રાબડીથી ઝાડા બંધ થાય છે અને શક્તિ આવે છે.

૬–બાળકને શક્તિ આવે, બાળકને પુષ્ટિ આવે–તલ અને આસંધ. સમભાગે લેવા, તેમાં સમાય એટલું ખજૂર લેવું. તેનાં વડાં બનાવી ગાયના ઘીમાં તળી બાળકને રોજ ખાવામાં આપવાં. વિલાયતી ઘણા દિવસની વાસી બિસ્કિટ કરતાં આ વધારે ગુણ આપે છે.

### બાળક શરીરે ગળે–બાળક સુકાતું જાય

બાળક દિવસે દિવસે ગળી જતું હોય તો–૧ તોલો ચણાની દાળને વડના દૂધમાં પલાળી છાયામાં સૂકવે. પછી ઉંબરાના દૂધમાં મેળવી સૂકવે. એમાં જાયફળ, જાવંત્રી, એલચી એકેક આનીભાર અને અફીણ ।। વાલ મેળવી ચણા જેવડી ગોળી બનાવે. ૧ ગોળી માતાના દૂધમાં પાય.

### બાળક તવાઈ જાય

ઉમરા(ગુલ્લર)ના દૂધની ગોળીનું સેવન કરે. બાળક તેમ જ મોટાં માણસ માટે પણ એ ઇલાજ છે.

### બાળક જનમથી નબળું હોય

ગળો, ગોખરુ, આમળાંનું ચૂર્ણ ૨ થી ૪ વાલ રોજ ૩ વાર સાકર સાથે ખવડાવે. કૂવાના પાણીમાં મીઠું નાખી તે પાણીથી રોજ નવડાવે.

## બાળકનો ખોરાક

૧–બચ્ચાને દૂધ ન પચે તો દૂધ ઉકાળતી વખતે જાયફળનું અર્ધું ફાડચું ઉકાળવામાં લેવું. તે ફાડચું પાણીથી ધોઈ સાફ કરી મૂકવું. દર વેળા દૂધ ઉકાળતાં તે ફાડચું વાપરવું. ભેજાંને શાંતિ આપવાનો તેમ જ ઊંઘ લાવવાનો ગુણ જાયફળમાં છે.

૨–બચ્ચાં માટે દૂધ ગરમ કરવાની રીત આ મુજબ છે–ચોખ્ખું પાણી વગરનું દૂધ પસંદ કરી તેને સારી પેઠે ઉકાળ્યા પછી બચ્ચાંને તે દૂધ પાવાનો હાલ રિવાજ છે, પણ દૂધ ઉકાળવામાં પાણી દૂધમાંથી ઓછું થાય છે અને તે ઉકાળેલું દૂધ જાડું થાય છે એટલે તેમાં ચીકાશનું પ્રમાણ વધે છે. આવી રીતે ઉકાળેલું દૂધ નબળાં બચ્ચાંને પચી શકે નહિ, અને ભારે પડે છે. માટે દેશી વૈદું ભલામણ કરે છે કે, બચ્ચાં માટે દૂધ ગરમ કરો તેમાં વધુ પાણી નાખીને દૂધ પાતળું કરો અને ગરમ એટલું જ કરવું કે દૂધની અંદર ઉત્પન્ન થયેલાં જંતુ મરણ પામે. દેશી વૈદાની રીતે જો બચ્ચાંને દૂધ પાવામાં આવે તો મિલન્સ-ફૂડ અને દૂધના ડાબડાની જરૂર પડે નહિ.

૩–દૂધ ઉકાળવાની રીત–૧ શેર દૂધમાં ૦। શેર પાણી નાખી ધીમી આંચે

ઉકાળી પાણી બાળવું. વાસણ ખુલ્લું રાખવું. વાસણ ચૂલા ઉપરથી ઉતાર્યા પછી દૂધને થોડી વાર હલાવવું, તેમાં તર બધાવા દેવી નહિ.

૪-માતાના દૂધ જેવું બનાવટી દૂધ-જો ગાય-ભેંસનું દૂધ બચ્ચાંને પચે નહિ તો દૂધ શેર ૦ાા, પાણી શેર ૦।, સુગર ઑફ મિલ્ક ૦ાા તોલો મેળવી ગરમ કરી પાવું.

૫-વાસી દૂધ અથવા સવારનું દૂધ બપોરે ગરમ કરવાથી કોઈવાર ફાટી જાય છે. તેનુ કારણ એ છે કે દૂધમાં પેદા થયેલી ખટાશને થોડી ગરમી મળે છે ત્યારે તે ખટાશ પાણી અને દૂધને છૂટાં પાડે છે. દૂધ ગરમ કરતી વેળા જો ગરમી શરૂઆતથી વધુ હોય તો ખટાશની દૂધની અસર ઉપર થઈ શકતી નથી, માટે વાસી દૂધ ગરમ કરતાં બળતું ચૂલામાં પહેલેથી મોટું કરવું અથવા ખાલી વાસણને પહેલાં ખૂબ તપાવીને પછી દૂધ તેમાં નાખવું.

૬-પલાસમેન પાઉડર-મલાઈ કાઢી લીધેલા દૂધને ઉકાળી જરા ઘાટું થાય એટલે ગરમ રેતીના ઉપર મૂકીને બાળીને ભૂકો કરે તે.

૭ બચ્ચાંને દૂધ પચે નહીં તે વેળા દૂધ ન આપતાં અંગ્રેજી દાક્તરો જવના પાણીની ભલામણ કરે છે અને પછી જવના પાણીમાં ધીરે ધીરે દૂધ ઉમેરવા કહે છે. અંગ્રેજી જવને ઠેકાણે દેશી ઇલાજ મગ છે. મગના ઓસામણની ભલામણ વૈદું કરે છે. જ્યાં જવ (બારલી) ન મળે ત્યાં મગ ઢગલાબંધ મળે છે અને તેનો ગુણ જરાયે ઓછો નથી. આખા મગ વાયુકર્તા છે.

૮-સોય-સોયા (સોયાબીન્સ)-એનો આકાર વાલના જેવો છે. સઘળે ઠેકાણે મળે છે. ૧૨ાા તોલા સોયને ૨ાા શેર પાણીમાં ભીંજવી ૧ રાત રાખવા. તેને છૂંદી અંદરનું દૂધ કાઢવું. સોયાના દૂધની જરા વાસ આવે છે જે ઉકાળવાથી નીકળી જાય છે. ધાવણું બાળક આ દૂધ પી શકે. એ ચામાં પિવાય. ચુસ્નાનું પાણી એ દૂધમાં નાખવાથી એનું પનીર બને; ૫ તોલા બીમાંથી ૬ તોલા પનીર બને. મેળવણ આ દૂધમાં નાખવાથી દહીં થાય છે. એ દૂધને ઉકાળે તો ઊભરો આવે અને તર પણ થાય, એનું માખણ બને નહિ; કારણ એમાં તેલી પદાર્થ છે. દૂધ કાઢતાં છૂંછો રહે તેનાં બિસ્કિટ બને. સોયાબીન્સ કોફીની માફક ભુંજાય અને કોફીનું કામ કરે. જેના હાડકામાં ખામી (રિકેટ્સ) હોય એવા બાળકને એનું દૂધ ગુણ કરે; એમાં ફૉસ્ફરસનું પ્રમાણ ઘણું છે.

૯-સાબુચોખાનો આટો, સાકર, પાણી અને થોડું દૂધ ઉકાળીને બાળકને પાય, તો મેલિન્સ ફૂડની ગરજ સારે. એમાં ધાપાણ જરા નાખવા કોઈક કહે છે.

## બાળકનું પેટ ચડે

૧-સેવના ઓસામણનું પાણી ૧ તોલો રોજ પાવાથી બાળકનું પેટ ચડી આવે અથવા પેટમાં દુખાવો થાય, તે બીમારીઓ સારી થાય.

૨-એલચી, ધાણા, વાવડિંગ, અખરોટ અને ફુદીનો-આ બધી ચીજો

કરમવાળા બાળકને ફાયદો કરે.

૩-પેટ ચડે-બાળક માટી ખાય અને પેટ ચડે તો ગેરુ (એક જાતની માટી) બાળકને ખવડાવે તો પેટ નરમ પડે.

૪-બાળકનું પેટ ભારે હોય તે માટે-દીકામારી અને કાળો બોળ પાણીમાં ઘસીને પેટ પર લગાડવો. દૂંટીની ઉપર લગાડવું નહિ અથવા એળિયો ગૌમૂત્રમા ઘસી પેટ પર લગાડવો (દૂંટી પર લગાડવો નહિ). ઝાડો થઈ રોગ નીકળી જશે.

૫-બાળકને દૂધ પચે નહિ તે માટે ગોસવેલ એક જાતનો કાટાવાળો વેલો છે તે પાણીમા ઘસી પાવો

### બાળક બોબડું-તોતડું

તોતડું બોલવાનુ સુધરે-હળદર, વેખંડ, ઉપલેટ, પીપર, સૂઠ, જીરું, અજમો, જેઠીમધ, ઘી એનું ચાટણુ ખવડાવે.

## બાળકની ડૂંટી મોટી થાય

૧-બાળકની ડૂટી મોટી હોય તે ઉપર દિવેલ અને મધ સાથે મેળવી નગાજા કરવું

૨-બાળકની ડૂંટીમાથી આતરડું દેખાય-એ માટે અબીલને ગુલાબ સાથે એકરસ કરી તેની લુગડાની પટી કરી મૂકે અને તે પટી ડૂટી પર મૂકે તો ડૂટી સધાઈ જાય

### બાળકની ડૂંટી બહાર નીકળે

૩-ડૂટી ઉપર રૂ મૂકે તે ઉપર લાકડાનો બૂચ મૂકે, ડૂંટીની જાડાઈ જેટલો બૂચ મૂકે. તે દાબે અને તેની ઉપર પ્લાસ્ટરની પટી વળગાડે અથવા બૂચને દાબેલો રાખે

## બાળકના દાંત ફૂટે

૧-દાત બચ્ચાને આવે છે તે વેળા બહુ વેદના થાય છે કોઈ વાર લીલા ઝાડા બહુ થાય છે, તાવ ખસતો નથી, બચ્ચુ મુડદાલ થઈ જાય છે. અગ્રેજી દવામા સુધિંગ સીરપ, ટીથીગ પાઉડર કેલોમલ આપવામા આવે છે દેશી વૈદ્ય બાળાવજની ભલામણ કરે છે બાળાવજને પાણીમા ઘસીને મોઢાના પારા ઉપર મસળે અથવા બાળાવજનુ આગળિયુ બચ્ચુ ચૂસ્યા કરે તો વેદના ઘણી ઓછી થાય છે

૨-દાત ફૂટે-બચ્ચાના તેમજ મોટા માણસને દાત ફૂટે (અ વિઝડમ ટીથ) અથવા પારામા દુખાવો થાય ત્યારે, લીબુનો રસ પારા ઉપર મસળે છે

૩-દાત ફૂટે ને દુખાવો થાય ત્યારે-કેળાના ફૂલનો રસ મોઢાના પારા પર ઘસવો.

૪-દાંત નીકળતાં બાળકને થતી પીડા-બાળકને દાંત ફૂટતી વેળા તાવ, ઝાડા, ઊલટી થાય છે તે માટે ધાવડીનાં ફૂલ, પીપર, આંબળાનું ચૂર્ણ મધમાં મેળવી દાંતના પારા પર ઘસવું.

૫-બચ્ચાંના દાંત ફૂટે ત્યારે પેટ આવે પાગ ગરમ રહે, તે વખતે પારા ઉપર માખણ ચોપડ્યા કરવું.

૬-દાંત-બચ્ચાંને પહેલા દાંત આવતા તેમ જ મોટાને છેલ્લાં દાંતો (અં. Wisdom teeth) આવતાં દુખાવો થાય ત્યારે મધ પારા ઉપર મસળવું.

૭-દાંત આવે ત્યારે ઝાડા થાય, તાણ આવે, દુખાવો થાય, ત્યારે ધાવડીના ફૂલ, લીંડીપીપર, આમળાંના રસમા મેળવી દાંતના પારા પર લગાડે.

૮-કાળીપાટ અને નરગંડીનાં મૂળ બન્નેને સાથે વીંટાળી ગળે બાંધી રાખે.

૯-કાળિયા સરસના બીનો હાર ગળે બાંધી રાખે.

૧૦-મકાઈ દોડામાંથી દાણા કાઢી લઈ તે દોડાને બાળી કોલસો બનાવે-એક-બે વાલ પાણી અથવા છાશ સાથે ખવડાવે, ઝાડા બંધ થાય.

## બાળકને પેશાબ ખેંચાઈને આવે

૧-બાળકને પેશાબ ખેંચાઈને આવે—બાળકને પથરીને લીધે પેશાબ ખેંચાઈ આવે છે એવું માની લેવું નહિ, પણ દિવેલ ઇંદ્રિય પર મસળવું તેથી પેશાબ સાફ આવે.

૨-બાળકને ગરમી—બાળક જન્મ્યા પછી ૧૫ દિવસમાં ગરમી ફૂટી નીકળે તો ગુલછડીનો કણ હળદર સાથે વાટી માખણમાં મેળવી લગાડવું.

૩-બાળકને ગરમી થાય તે માટે—બાળક જન્મ્યા પછી ૧૫ દિવસમાં ફોલ્લાઓ થાય છે તે માટે ગરમાળાનો પાલો દૂધમાં વાટી શરીરે ચોપડવો.

૪-બાળકની ખાંસી મટે—નાગરવેલનાં પાનનો રસ ૦। તોલો મધ સાથે મેળવી ખવડાવે.

૫-જન્મેલા બાળકને કફ થાય ત્યારે—બાળક ઘૂરે છે. તે વેળા ભાંગરાના રસનાં બે ટીપાં અને મધ ૪ ટીપાં મેળવી તાળવે લગાડે તો કફ નીકળી પડે.

૬-ખાંસી ધાવતાં બાળકને હોય તે માટે ૧ એલચી, લવંગ, લવંગના વજન જેટલો અજમો, એના ચૂર્ણને ચેવલી પાનમાં મૂકી બીડી બનાવવી. ૧ તોલા પાણીમાં આ બીડી ઊકાળવી. પછી તે જ ગરમ પાણી અને બીડીને વાટી તેનું પાણી ગાળી લેવું. તે પાણી બાળકને બેઆનીભાર દિવસમાં ૩ વાર પાવું અને તેનો છૂંદો બાળકની માતાને ખવડાવવો.

## બાળકની ડૂંટી પાકે-નાભિ પાકે

૧-બાળકની ડૂંટી પાકે ત્યારે બકરીની લીંડી દૂધમાં વાટી લેપ કરવો.

૨-સુખડ અને તજની બારીક ભૂકી દાબવી અથવા પાણીમાં ઘસી લગાડ્યા કરવું.

## બાળકને મબારકી રોગ

૧-બાળકનો મબારકી રોગ—જેમા પેટ મોટું થાય, ગળા પર સોજો આવે, પેટમાં ગાંઠ થાય, પેશાબ પીળો આવે તે માટે—ખેર ઝાડની અંતરછાલ ૩ માસા લઈ દૂધમા ઉકાળી રોજ બે વાર પાવી

## બાળકની ગોળી મોટી થાય

૧-બાળકની ગોળી મોટી થાય તો—દિવેલ ગોળી પર મસળ્યા કરવું.

## બાળકને આંકડી આવે

૧-બાળકને આંકડી આવે તો—લાલ કાંદો ભાંગીને સૂંઘાડવો

૨-બચ્ચાને આંકડી—પીપળાની વડવાઈ સ્ત્રીના દૂધમા ચાર વસરકા ઘસીને પાવી. (ઇલાજ સારો છે)

૩-વજમુદ્રીની માળા—અરીઠાના બીને ભીજવી રાખે તે નરમ થાય ને વચમાં કાણું પાડે આ બીની માળા બનાવે તે ઘોડાઓને શોભા માટે પહેરાવે અને નજર ન લાગે એવા વિચારથી બાળકને પહેરાવવાનો રિવાજ છે

## બાળકને કીડ થાય

૧-બાળકને પેશાબની જગ્યાએ કીડ થાય તો—દિવેલ મસળવું.

૨-ઇંદ્રિયનો ઘૂમરો ન ભરાય, બાળકની ઇંદ્રિયનો ઘૂમરો ન ભરાય તે માટે, એક માણસે પોતાના મોઢામા પાણી ભરવું બાળકની ઇંદ્રિય પકડી તેના ઉપર મોઢામાંના પાણીથી જોરથી પિચકારી મારવી. ૭ દિવસ આ પ્રયોગ કરવો.

## બાળક જલદી બોલે

૧-અક્કલકરાનું મૂળિયું મોઢામા રાખવાથી ચણચણાટ લાગે છે અને બોલવાનું ઉત્તેજન મળે છે.

પોપટને આ મૂળિયું ખવડાવવાથી તે જલદી બોલતાં શીખે છે

૨-બચ્ચાઓને અક્કલકરાના મૂળનું આંગળિયું બનાવી ચૂસવા આપે તો બાળક જલદી બોલે છે

૩-બાળક જલદી બોલે-પીપળાના ફળ એટલે પેપડી ખાવાથી ફાયદો થાય. એનો પાક અથવા પેંડા કરીને ખવાય છે

૪-બાળકના મોઢાની વાસ મટે-હરડે અને બદામ ઘસીને ચટાડે

૫-બાળક રોયા કરે-ત્રિફળા અને લીંડીપીપરનું ચૂર્ણ ૧ થી ૩ રતી મધ અથવા ઘીમા ખવડાવે.

### બાળક જલદી બોલે-બાળક ચાલાક થાય

સરસ્વતી ચૂર્ણ-ત્રિકટુ, ત્રિફળા, અજવાન, શતાવરી, વજ, બ્રાહ્મી, ભારંગી, માલકાકણી સમભાગે ચૂર્ણ કરી યોગ્ય માત્રા મધ સાથે આપે તો બાળક બોલવામાં ચાલાક થાય.

## બાળકને બેશુદ્ધિ આવે-બત્રીસી બેસે-બેભાની થાય

૧-બચ્ચું બેશુદ્ધિમાથી શુદ્ધિમાં આવે-કોઈ કોઈ વાર ઝાડો કબજ હોવાના કારણે બચ્ચું બેશુદ્ધિમાં આવે છે તે વેળા ગરમ પાણીની પિચકારી સફરામા મારવાથી ઝાડો થઈ બચ્ચું હોશિયાર બને છે.

૨-વીખમો નામનું ઝાડ ૪ ફૂટ ઉંચું થાય છે. નેપાળ અને ભૂતાનમાં એ ઊગે છે એ ઝાડ પાસે જે સૂવે તે બેશુદ્ધ થઈ જાય છે, એનું મૂળ જે સૂંઘે તે બેશુદ્ધ થાય છે, આવા બેશુદ્ધ થયેલા દરદીને નિર્વિષીનુ મૂળ સુંઘાડવાથી હોશિયાર થાય છે.

૩-દાતની બત્રીસી બેસે તે માટે-મોરના પીછાંની રાખ મધમા ભેળવી દરદીને ખવડાવે અથવા દાતના પારા ઉપર ઘસે અથવા લવંગને ઘીમા ઘસી અંજન કરે.

૪-જાગૃતિ આવે છે, બેભાની દૂર થાય-મેશુદ્ધિવાળાને કાંદાનો રસ સૂંઘવાથી શુદ્ધી આવે છે.

૫-બેશુદ્ધિ માટે-મરી, સૂંઠ, પીપર સરખે ભાગે મેળવી એનો બારીક ભૂકો કાગળની નળીમા ભરી નાકમા ફૂંકવાથી બેશુદ્ધ માણુસ હોશિયાર થાય છે.

૬-વીજળીથી, પાણીમા ડૂબવાથી અથવા સાપના દુઃખથી માણુસ બેશુદ્ધ થઈ ગયો હોય તો-ડોકા સિવાય આખું શરીર ભીની માટીથી ઢાંકવુ અથવા હાથ અને પગ માટીમાં દાટવા.

૭-પાણીમા ડૂબેનુ, બેશુદ્ધ થયેલું માણસ હોશિયાર થાય-પાણીમા ડૂબેલા બેશુદ્ધ થયેલા દરદીને જમીનમા ખાડો ખોદી તેમા મૂકે, મો ખુલ્લું રાખે અને શરીર પર મીઠુ મૂકીને આખું શરીર બધ કરે. આ મુજબ મટોડુ પણ કામ કરે છે

૮-બચ્ચું બેશુદ્ધ થાય છે (ઝાડો બધ હોવાને લીધે) ત્યારે કપડાથી ગાળેલી કાજી અને દિવેલની પિચકારી મારવી.

૯-વાયુથી બત્રીસી બંધ થાય તો લવગ, લીંડીપીપર, ટંકણખાર ફુલાવેલો સમભાગે લઈ ઠીકરા પર ગરમ કરી ચૂર્ણ બનાની શીશીમા ભરી રાખવુ ખપ પડયે મધમા મેળવી બત્રીસી અને પારા ઉપર લગાડવાથી દરદી હોશિયાર થાય.

૧૦-બેશુદ્ધિ-બચ્ચાને ઝાડાની કબજ હોવાથી કોઈ બચ્ચાને બેશુદ્ધિ થાય છે તે વેળા રેહાનના પાનના રસની પિચકારી સફરામા મારવી.

૧૧-ચૂનો અને નવસાર સમભાગે બાટલીમા ભર. ઉપર જરા પાણી નાખે અને સુંઘાડે

૧૨-અગ્નિકુમાર, પારો, ગંધક, મરી, પીપર, અક્કલકરો, તજ સમભાગે ચૂર્ણ કરી દાતે ઘસે તો બત્રીસી ખૂલે

૧૩-ધંતૂરાના બી અને મરીની ગોળી બનાવે. તે પાણીમાં ઘસી અંજન કરે.

૧૪-પીપર ગાયના દૂધમાં ઘસી અંજન કરે.

૧૫-અજમો, મરી, ગોળ, ખાવામાં રોજ લે તો મૂર્છાનો રોગ મટે.

૧૬-બેભાન દરદી બકારો કરે તો સમુદ્રફળ પાણીમાં ઘસી અંજન કરે.

## બહેરાશ-કાનનાં દરદો

૧-બહેરાશ માટે-કાંદાનો રસ ૫ ટીપાં કાનમાં રોજ નાખવાં.

૨-સુખડનું તેલ ૫ ટીપાં કાનમાં નાખવાં.

૩-કાનની બહેરાશ જાય-હિંગ ૧ વાલ, સ્ત્રીના થાનના દૂધમાં ઘસી ગરમ કરી તેનાં દસ ટીપાં કાનમાં નાખવાં.

૪-કાનની બહેરાશ ભાગે-આકડાના પાકા પાનને જરા ગરમ કરી તેનો રસ કાઢી તેનાં ટીપાં કાનમાં નાખે.

૫-કાનની બહેરાશ ભાગે-ઊંટનું મૂતર કાનમાં નાખવું.

૬-બહેરાશ જાય-બદામનું તેલ ૧ તોલો, સરકો ૦॥ તોલો ઉકાળવું, પાણી બળી રહે ને ગાળી લેવું. તે તેલ કાનમાં નાખવું.

૭-ઘડપણની બહેરાશ હોય તે માટે-બદામનું તાજું બનાવેલું તેલ તોલો ૧ દાળ અથવા ભાત સાથે રોજ ખાવું.

## બહેરાશ થાય

૧-સળગમ કાચું ખાવાથી બહેરાશ થાય.

૨-કિવનાઈન જાયુક ઘણું ખાવાથી બહેરાશ થાય.

૩-નબળા માણસને શરદી લાગવાથી બહેરાશ વધે.

## બુદ્ધિ વધે, યાદદાસ્ત વધે, મગજે શક્તિ વધે

૧-બુદ્ધિવર્ધક-વજ બુદ્ધિ વધારે છે. આગલા વખતમાં માતાઓ વજને ઘીમાં ઘસી પીપળાનાં પાન ઉપર મૂકી પોતાના બાળકને ચટાડતાં હતાં અને એનું અથાણું બનાવી બાળકને ખવડાવતાં હતાં. તેની મતલબ બાળકની બુદ્ધિ વધારવાની હતી.

૨-યાદદાસ્ત-શક્તિ વધે-અખેડો, જઝો, વસ્તડિંગ, હરડે, શંખાવલી સમભાગે મેળવી ૦। તોલો રોજ ખાય તો મગજની નબળાઈ દૂર થાય.

૩-યાદદાસ્ત વધે, મગજ સુધરે-સેરી લોબાન તોલા ૨॥, વજ તોલા ૨॥, મેથ તોલા ૨॥, લીંડીપીપર તોલો ૧. સૂંઠ તોલો ૧, મધ ૨૦ તોલા, ગળો સત્ત્વ તોલો ૧ એ સર્વનો પાક બનાવી રોજ સવારે તોલો ૧ અથવા વધારે ખાવો.

૪-મગજની શક્તિ વધે-છોલેલી બદામનો મગજ ૧ તોલો, એલચી ૦। તોલો, સાકર ૦। તોલો, ગાયનું ઘી ૨ તોલા-આ સઘળાનું મિશ્રણ કરી કલાઈના વાસણમાં ૧ રાત થાળમાં રાખી તે સવારસાંજ ખાય. આ મુજબ ૧ અઠવાડિયું ચાલુ ખાય તો ફાયદો થાય.

૫-છોલેલી બદામનો મગજ ૧૦ તોલા, એલચી દાણા ૫ તોલા, પિસ્તાં, ખસખસ દરેક ૫ તોલા એનું ચૂર્ણ કરવું. ગાયના દૂધનો માવો ૧ શેર, સાકર ૧ શેર અને ઉપર મુજબ ચૂર્ણ મેળવી પેંડા બનાવી રોજ ૫ તોલા ખાવા.

૬-કેળાંનો અથવા આમળાંનો મુરબ્બો રોજ ખાવો.

૭-બુદ્ધિ વધારવા વજ ૦। તોલો દૂધ અથવા ઘી સાથે ૨ મહિના ખાવો. જો ઊલટી આવે તો વજન ઓછુ કરવુ.

૮-લીંડીપીપરનુ ચૂર્ણ ૦। તોલો મધમાં ખાવું. ત્રિફળાનું ચૂર્ણ ૦। તોલો ઘીમાં ૧ વરસ સુધી સેવન કરવાથી બુદ્ધિ વધે. વાળ સફેદ થાય નહિ. ચામડીએ કરચલી આવે નહિ.

૯-બુદ્ધિવર્ધક-ખોરાકમાં ચોખા અને દૂધ ઉત્તમ છે. છાલાપાલામાં બ્રાહ્મી, શંખાવલી, વજ, માલકાંકણી, ભાંગરો, અઘેડો, બાવચી, મોચરસ, કેતકી, વાવડિંગ, આમળાં, વિદારીકંદ છે. ઉપલી ચીજોમાંની કોઈ પણ એક ચીજનું સેવન કરવું.

૧૦-કોઈ પણ છાલાપાલાનું ઘી બનાવવામાં જૂનું ઘી લેવુ તેમાં બુદ્ધિવર્ધક ગુણ વધારે છે.

૧૧-આમળાંનુ ચૂર્ણ ૧૬ તોલા ને લીલાં આમળાંના રસમાં મેળવવું અને સૂકવવું. તેના વજન બરાબર ઘી, લીંડીપીપર બે તોલા, સાકર ૪ તોલા મેળવી એક બરણીમાં ભરી રાખી, આખું વરસ વાપરવું.

૧૨-બળબુદ્ધિ વધે-આમળાં અને તલ સમભાગે મેળવી તેમાંથી ૦॥ તોલો લઈ મધ સાથે મેળવી રોજ સવારે ૧૪ દિવસ ખાવું.

### મનની શક્તિ ખીલે-યાદશક્તિ વધે

૧-અઘાડાની રાખ ૧ મૂઠી ભરીને ૧ શેર પાણીમાં નાખે. પાણી નીતર્યું થાય તે પીએ. ૭ માસ સુધી ચાલુ રાખે તો મનની શક્તિ વધે. કફ, અજીર્ણ, પિત્ત, હરસમસા, ગૂમડાં વગેરે ૫૬ રોગ દફે થાય. તરુણ અવસ્થા થાય.

૨-લઘુસરસવતીચૂર્ણ-વાવડિંગ, શતાવરી, સૂંઠ, આસંધ, ખોરાસાની વજ, ઉપલેટ, જળભાંગરો, બાવચી, જીરું, વાળો, જેઠીમધ, સિંધવ, અરડૂસો, બ્રાહ્મી, શંખાવલી, લીમડાની ઉપરની ગળો, અઘેડાનું ચૂર્ણ ૧ ટાંક ઘી-સાકર સાથે રોજ બેવાર ખાય.

૩-વૃદ્ધ સરસ્વતી ચૂર્ણ-લીંડીપીપર મરી, કેસર, નાગકેસર, માલકાંકણી, લવંગ, અક્કલકરો, તજ, તમાલપત્ર, ચીનીકબાબ, સાકર, જાયફળ, હરડે, આસંધ, ખુરાસાની અજમો, ઉપલેટ, બાવચી, સિંધવ, અરડૂસો, બ્રાહ્મી, શંખાવળી, ગળો લીમડાની, અઘેડો, સૂંઠ, શતાવરી, વાવડિંગ એનું ચૂર્ણ ઘી સાકર સાથે રોજ બે વાર ખાય.

૪-માલકાંકણીનું તેલ જ્ઞાનતંતુને ઉત્તેજન આપે છે. એનું તેલ, તલના તેલ

જેવું કાળું હોય છે. બીજને ખાંડે અને પાણી સાથે ઉકાળે તો કાળા રંગનું તેલ નીકળે. બેરીબેરી દરદ માટે એ અકસીર છે. પેશાબ છૂટે તેથી સોજા નરમ પડે. ૧૦ થી ૩૦ ટીપાં અપાય છે. માલકાંકણી સાથે લોબાન, લવંગ, જાયફળ, જાવંત્રી મેળવે તો વિશેષ ગુણ આપે; (એનો અર્ક બને છે.) અને સંધિવાને નરમ પાડે.

૫–માલકાંકણીના પીલેલા તેલને ૧ તામાના વાસણમાં રેણ દઇને બંધ કરે. તેને જમીનમાં ૭ માસ દાટી રાખે, તે જમીન ઉપર ડાંગરનાં ફોતરાં સળગાવી સહેજ ગરમી આપે. તે તેલ ખાવામાં લેવું. પહેલે દિવસે ૧૫ ટીપાં (૧ માસો) રોજ ૧૫ ટીપાં વધારે; ૪ થે દિવસે ૬૦ ટીપાં થાય પછી વધારવાં નહિ, પણ રોજ ૬૦ ટીપાં લેવાં. ખોરાકમાં દૂધ, મીઠા વગરના ભાત, રોટલી ખાવી. આ પ્રયોગ ૩,૬ અથવા ૧૨ માસ ચાલુ રાખે. જેમ વધુ વાર ચાલુ રાખે તેમ વધુ ફાયદો મળે. આગળના વખતમાં ગુરુઓ પોતાના ચેલાઓને ૩ માસ સુધી આ પ્રયોગ કરતા હતા. ધારણા અને સ્મરણશક્તિને વધારવાનો એનામાં ગુણ છે તેથી દીવાના દરદીને માટે માલકાકણીનાં બીયાં ઉપયોગી છે.

૬–સરસ્વતી ચૂર્ણ–(ગદનિગ્રહ ગ્રંથમાં છે તે) આસંધ, વજ, ઉપલેટ, કાળો ભાંગરો, બાવચી, અજમોદ, જેઠીમધ, સિંધવ, અરડૂસાની અંતરછાલ, બ્રાહ્મી, શંખાવલી, શંખપુષ્પી–એનું ૧ ટાંક ચૂરણ સવારે ઘી–સાકર સાથે ૭ દિવસ ખાય. ૨૧ દિવસ ખાવાથી ઘણો ફાયદો થાય.

૭–માલકાંકણીનુ ચૂર્ણ બેઆનીભાર, બીરબહોટી ૧ જેના પગ ખેરવી નાખેલા હોય તે સવાર–સાંજ પાન સાથે ખાય. (બીરબહોટીને વરસાદની ગાવડીઓ કહે છે. વરસાદની શરૂઆતમાં ખેતરોમા નીકળે છે. જૂઆના આકારનુ હોય છે, અખમલ જેવાં લાલ જીવડાં થાય છે.)

૮–જટામાંસી ચૂર્ણ બેઆનીભાર રોજ સવાર ખાય.

૯–માલકાંકણી બે વાલ અથવા વધારે રોજ બે વાર ખાય લાંબો વખત ચાલુ રાખે.

૧૦–લશુ તેજની ગોળી ખાય (એની બનાવટ માટે જુઓ 'ઊંઘ આવે').

૧૧–સરસ્વતીચૂર્ણ–બ્રાહ્મી, શંખાવલી (શંખપુષ્પી), માલકાંકણી, અક્કલકરો, સૂંઠ દરેક ૫ તોલા, અનીસુ, ઉનાફ, ગાવજુબાન દરેક ૨ તોલા, લવંગ, કાચા એલચીદાણા, વજ, ખુરાસાની, દરેક લઈ, ચૂર્ણ કરી, તેમાથી ૧ તોલો બેઆનીભાર મધ સાથે અથવા માખણ–સાકર સાથે રોજ લેવું.

### બુદ્ધિ કમી થાય

૧–લકવાની અસરથી બુદ્ધિ જડ થાય તે માટે–ગોમૂત્રમાં શોધેલો ને ઘીમાં તળેલો કચૂરો અને મરી સમભાગનુ ચૂર્ણ ૧ વાલ સવારે ૧૫ દિન ખાવું. ૪ દિવસ ખાંચો રાખી ફરી ખાવું. આ મુજબ ૪ દિવસનો ખાંચો રાખી ખાયા કરવું.

૨-માથે બોજો ઊંચકવાથી બુદ્ધિ કમી થાય. અથવા ભાર મૂકવાથી બુદ્ધિ કમી થાય છે. કમબુદ્ધિવાળાં માણસ બોજો માથે ઊંચકે, સ્ત્રીઓ બોજો માથે હમેશ મૂકે, ખરો મરદ માથે મૂકે નહિ. કમબુદ્ધિવાળો જ માથા પર ધપ્પો ખાય; ખરો મરદ આમાં બહુ જ અપમાન માને. માથા પર ધપ્પો મારવો એથી એવું બતાવવું કે ધપ્પો ખાનાર કમઅક્કલ છે. જે કામ બુદ્ધિવાળો માણસ સાંખી શકે નહિ. બુદ્ધિ ઘટે-ટિંડોરાંનાં શાક ખાવાથી બુદ્ધિ ઓછી થાય.

### બુદ્ધિ વધે-સ્મરણશક્તિ વધે

૧-સોનાના વરખનું પાનું ૧, પીપર ૧ વાલ, મધ સાથે રોજ ખાવું.

૨-ભાંગરાનું ચૂર્ણ મધ સાથે બેઆનીભાર રોજ લેવું.

૩-ઘડપણને લીધે બુદ્ધિ ઓછી થાય તે માટે-માલકાંકણીના બીજ ૧૨ અધકચરાં કરી ગળી જવાં અથવા દૂધમાં ખાવાં.

૪-માલકાંકણીનું તેલ ૫ ટીપાં, દૂધ સાથે રોજ પીવું.

૫-તજ, વજ, મોથ, ઉંદરકની, મરી સમભાગે ચૂર્ણ બેઆનીભાર રોજ ખાય.

૬-તાજી જટામાંસીનું ચૂર્ણ બેઆનીભાર રોજ ખાય.

## નાસૂર-ભગંદર

૧-નાસૂર સારું-થાય થોરનું દૂધ અને સૈંધવ મેળવી તેમાં કાકડો બોળી તે કાકડો નાસૂરમાં મૂકવો.

૨-નાસૂર માટે-ગૂગળ અને ચૂનો સમભાગે પાણીની સાથે મેળવી નાસૂરમાં મૂકે તો ફાયદો થાય.

૩-નાસૂર, ખરાબ ચાંદાં, થાન પાકે-તે ઉપર ગળીનું ચૂર્ણ દાબે તો ફાયદો થાય અથવા કાયફળનાં લાકડાંને બાળી તેની રાખ દાબે અથવા ધૂપેલમાં મેળવી લગાડે.

૪-ભગંદર અને નાસૂર માટે ખાવાની દવા-હરડે, બહેડાં, આમળાં, પીપર દરેક ચાર તોલા, એ સર્વેને પાણીમાં છૂંદી પાવલીભારની ગોળી કરી ભગંદર તથા નાસૂર માટે રોજ બે વાર ખાય.

૫-ભગંદર માટે-પારસનાં ફળનો રસ ભગંદરની અંદર મૂકવાથી રૂઝ લાવે છે.

૬-ભગંદર-નાસૂર-આ દરદોની અંદર અંકોલનું તેલ મૂકે તો રૂઝ જલદી આવે.

૭-ભગંદર માટે-અરડૂસાનાં પાંદડાં વાટી અંદર જરા મીઠું નાખી લેપડી કરી ભગંદરની ઉપર મૂકવી.

૮-થોર ખરસાણી (ડાંડલિયો-નેતરિયો-દાણશીર)-આ જાતનો થોર દવાના કામમાં વધુ વપરાય છે.

કંટારિયા થોરના દૂધની માફક જ આ થોરનું દૂધ સૈંધવ સાથે મેળવીને ભગંદરમાં મૂકે તો રૂઝ આવે. અંદર જઈ શકે તો પાણી સાથે મેળવીને પાતળું કરીને જખમ પર મૂકે.

૯–ભગંદર માટે–અરડૂસાના મૂળિયાને પાણીમા વાટી ભગંદર ઉપર રોજ બે વાર મૂકે

૧૦–ચાંદી, બદ, વિસ્ફોટક, ભગંદર માટે–કડવા તૂરિયાના બીનુ મગજ અને સૂંઠ અકેક તોલો, પાણી ૧૬ તોલા, તલનુ તેલ ૪ તોલા, એ સઘળાને ઉકાળવુ પાણી બળી જાય પછી તેલ દરદ પર લગાડવુ

૧૧–ભગંદરની ઉપર કરંજની છાલ અથવા પાદડાની પોટીસ મૂકવાથી ભગંદરનુ મોઢુ પૂરાઈ જાય છે

૧૨–ભગંદર મટે–ગરોડીનુ તેલ ટાકણી વતી અંદર મૂકવુ ભગંદર રફતે રફતે સારુ થાય છે

૧૩–ભગંદર–પીનસ માટે–તરસના હાડકા પાણીમા ઘસી પાવા અથવા બિલાડીનુ હાડકુ ત્રિફળાના કાવામા ઘસી પાવુ તરસના હાડકા પાણીમા ઘસી નાકમા ટીપા મૂકવા

૧૪–નાસૂર રક્તપિત્તનુ સારુ થાય–પારો માસા પાચ, હળદર માસા ૧૦ ઘી માસા ૩૦ ને સારી પેઠે મેળવી તે મલમ રૂની સાથે મેળવી નાસૂરમા મૂકે તેની ઉપર સિંદૂરના મલમની પટી મૂકે

૧૫–નાસૂર સારુ થાય–આમલીનો ચિચોડો પાણીમા ઘસીને નાસૂર પર લગાડે, નાસૂરની અંદર મૂકે તો વધુ ફાયદો થાય

૧૬–ભગંદર માટે ઇલાજ–ત્રિફળાના કાવામા ૧ વાલ બેરસાલ, ૩ વાલ વાવડિંગ ૦। તોલો ઘી નાખી દરદીને રોજ બે વાર પાયા કરવુ

૧૭ નાસૂર, ગરમીના આજારથી પગના નળા પર પડે તે માટે–દરદીને ૧૨ દિવસ બિછાના પર સુવડાવવો, નાસૂરવાળો પગ શરીર કરતા ૦॥ ફૂટ ઊંચો રાખવો નાસૂર ઉપર તાજા ઠડા પાણીના પોતા મૂકવા ભીનાશ ચાલુ રાખવી

૧૮–ભગંદરને ફાયદો થાય–લીંબોળીનુ તેલ અંદર મૂકે તો જખમ રુઝાય અથવા લીમડાના પાન, તલ અને ઘઉંના લોટની લેપડી કરી જખમ પર મૂકે

૧૯–ભગંદર માટે–ભગંદરવાળા દરદીએ દરરોજ વરિયાળી લાબા વખત સુધી ખાવી અથવા વરિયાળી ઘીમા શેકીને તે ભૂખે પેટે ખાવી, વધારે ખાવામા નુકસાન નથી

૨૦–કાગળા થોરનુ દૂધ મૂકવુ

૨૧–માણસના હાડકા પાણીમા ઘસી અંદર મૂકવુ

૨૨–પારસપીપળીના ફળનો રસ અંદર મૂકવો

૨૩–ભગંદર, આકડાનુ દૂધ સિંધાલૂણ, ગૂગળ, કરેણના મૂળ ઇંદ્રજવ દરેક ૧ તોલો તેની ચટણી કરવી તેમા ૫ તોલા તેલ અને પાણી ૦॥ શેર નાખી તેલ બનાવી તે તેલ છિદ્રમા નાખવુ

૨૪–ત્રિફળા ૧ તોલો, પીપર ૧, ગૂગળ તોલા ૬ એનુ ચૂર્ણ તોલો ૦। મધ

સાથે રોજ ખાવુ અને લોહી સુધારવુ

૨૫–નાસૂર અને ભગદર–શરૂઆતમા ફોલ્લી થાય તેને બેસાડી દેવા માટે લેપ લગાડવો વડના પાન, ઈટાનો ભૂકો, સૂઠ, ગળો અને સાટોડીનો લેપ મૂકવો ફોલ્લી ન વીઘરાઈ જાય તો પકવવી

જવખાર સાજીખાર, ટકણખાર, નાસૂર પર મૂકે તો તે ફાટે અને મો મોટુ થાય અથવા સૂઠ, સરસવ, સાટોડી અને સગવાના મૂળની છાલ અને છાશની જાડી પોટીસ બનાવી મૂકવાથી નાસુર ફાટી જશે

૨૬–ચમેલીના તથા વડના પાન, ગળો, સૂઠ, સિંધવ છાશમા લેપ કરી મૂકવાથી વ્રણ રૂઝાય છે

૨૭–નસોતર, તલ, નેપાળાના મૂળ, મજીઠ, સિધવ, છાશનો લેપ મૂકવાથી વ્રણ રૂઝાય

૨૮ લોહીવાળા અને વેદનાવાળા વ્રણ ઉપર તલ, લીમડાના પાન, જેઠીમધ, દૂધનો લેપ મૂકવો

૨૯ નાસૂર રૂઝવવા માટે–સિધાનૂણ અને મધને મેળવી તેમા સૂતરની દોરી બોળી વ્રણમા મૂકવી

૩૦–કચૂરાનુ ચૂર્ણ અને સિદૂર પાણીમા મેળવી ચટણી કરીને તેને સરસિયા તેલમા વધુ પાણી નાખી પકવવુ, તે તેલ નાસૂરમા મૂકવુ

૩૧–લસણની લેપડી મૂકવાથી અદરના જતુ મરે મરઘાના પીછાની રાખ અને મસૂરની દાળની રાખ જખમ પર દબાવે

## ભસ્મકરોગ

૧–ભસ્મકરોગ–અતિ ખા ખા કરે તે, બાળક ઘણુ ખાય, પણ અગ લે નહિ તે માટે બાળકને ઘી–કેળા ખવડાવવા

૨–અઘેડાના બી ૨ થી ૪ વાલ અથવા વધારે દૂધમા વાટી ખીર બનાવી ખવાડે.

૩–એક તોલો દિવેલ દૂધમા મેળવી થોડા દિવસ પીએ.

૪–અઘેડાના બીજને દૂધ સાથે ઉકાળી ખીર બનાવીને ખાય

૫–ઘી સાકર, પાકા કેળા ખાય

૬–કમળકાકડીની ખીર દૂધમા બનાવી ખાવી

૭–કમળફૂલ દૂધમા પીવા

૮–ઉબરાના મૂળ જમીનમા હોય તે કાપે, તેનો રસ કાઢી પીએ

૯–મયૂરશિખા ઉપર કાળીજીરી જેવા બી થાય છે, જેમાથી ધોળા પદાર્થ નીકળે છે તે બીને દૂધમા ઉકાળી પીવાથી ૭ માસ ભૂખ્યા રહેવાય અને શરીરે શક્તિ ઘટે નહિ

૧૦–અઘેડાના બીજની ખીર ખાય તો ઘણા દિવસે ભૂખ લાગે નહિ

### ભાવના આપવી-પટ આપવા

વસાણાંને ભાવના આપવી એટલે વસાણાનું ચૂર્ણ કરવું. જે ચીજની ભાવના આપવી હોય તે ચીજનો રસ બનાવી તે ચૂર્ણ પીગળે એટલો રસ નાખી, સુકાય ત્યાં સુધી ઘૂંટે ત્યારે ૧ પટ આપ્યો એમ જાણવું.

## ભાંગનો કેફ ઊતરે-નશો ઊતરે

૧-ભાંગનો નશો ઊતરે-જાયફળ ખાવાં અથવા ૦। તોલો તુવેરની દાળ પાણીમાં વાટી ખાવી.

૨-થોડો દારૂ પીવાથી ભાંગનો કેફ કમી થાય.

૩-ભાંગનો કેફ ઊતરે-દહીં અને સાકર ખાય. મલાઈ અને સાકર ખાય. ગરમ ગરમ ચા પીવાથી કેફ તરત ઊતરે છે.

### ભૂતજ્વર

ભૂતજ્વર-સૂર્યમૂખીનાં ફૂલ કાનમાં રાખવાથી ફાયદો થાય છે.

## ભેદવાયુ

૧-ભેદવાયુને લીધે અંગ વાસ મારે તેનો ઇલાજ-હરડે, દાડમડીનાં કુમળાં પાન, લીંમડાનાં પાન, આંબાનાં કુમળાં પાન સમભાગે લેવાં તે બધાંનું મિશ્રણ ૪ તોલા લઈ બશેર પાણીમાં ઉકાળી ૦। શેર પાણી રહે તેમાંથી અર્ધું અર્ધું દિવસમાં બે વાર પીવું. રોજ તાજું બનાવવું.

૨-ભેદવાયુ (મોટું પેટ થાય તે)-શંખ આખો બાળીને ભસ્મ કરીને, અરડૂસીનાં પાંદડાં રસમાં ખરલ કરીને ૨ અથવા ૩ વાલ મધ સાથે આપવાથી ભેદવાયુ મટી જાય છે.

૩-ભેદવાયુ મટે-લીંડીપીપર, જવ, ઘી, આમળાં, વાવડિંગ, સાજીખાર સમભાગે મેળવી તેમાંથી ૦। તોલો વજન લઈ બે વાલ સૂંઠ સાથે મેળવી રોજ સવારે ફાકે. ઉપરથી પાણી પીએ.

## ભરનીંગળ

ભરનીંગળ-ગૂમડાં ફૂટે અને પાછાં ભરાય તે માટે ભોંયરીંગણીનાં પીળાં ફૂલ છૂંદી લેપડીની વચ્ચે કાણું પાડી તે કાણું ગૂમડાંના મોં ઉપર મૂકવું અથવા ભરનીંગળનું મોં ખુલ્લું રાખી આસપાસ પીળાં ફૂલનો લેપ કરવો.

## ભિલામું ઊડે

૧-ભિલામું ફૂટી નીકળે ત્યારે તલ, દૂધ અને માખણની મેળવણી કરી લેપ કરે.

૨-ભિલામાંનું તેલ-ભિલામાંને સહેજ ગરમ કરવાં. એક થાળીમાં મૂકી તે ઉપર બીજી થાળી મૂકી ઘણા જોરથી દબાણ કરવું તેથી તેલ નીકળશે.

૩-ભિલામું શરીરે ઊડે ત્યારે-અઘેડાં પાણીમાં ઘસી લગાડવાં.

૪-ભિલામું ઊડે ત્યારે-દૂધના ફીણમાં તલને વાટી લેપડી કરી મૂકવી અથવા ચારોળીના દૂધમાં તલ વાટીને લેપડી લગાડવી.

૫-ભિલામુ ઊડે-બળતરા બળે-એ ઉપર આમલીનાં પાંદડાં છૂંદી બાંધવાં.

## ભૂંડણી-ચાંદું પગે થાય

૧-પગે ભૂંડણી થાય એટલે પગના નળા પર ચાંદું પડે, માંસ દેખાય અને રસી ગળે. એ માટે બાવળની છાલ પાણીમાં ઉકાળે, તે પાણીથી જખમ ધૂએ અને પછી બોરડીના પાનની લેપડી ચાંદા પર મૂકે.

લેપડી બનાવવાની રીત-સવારે દાતણપાણી કર્યા પહેલાં બોરડીના પાનને મોઢામાંની લાળ સાથે વાટી અને લેપડી બનાવે.

૨-ચાંદાં સારાં થાય-૧૦૦ વાર ધોયેલા ઘીમાં મુરદારશિંગ અને કાથો સમભાગે લઈ, મેળવી લગાડે.

૩-પગે ભૂંડણી થાય તેનો ઇલાજ-પગના નળા ઉપર ગોળ ચાઠું પડે છે, માંસ દેખાય છે અને રસી ગળે છે. મોરથૂથુ ઠીકરાં ઉપર ગરમ કરી તેની ભૂકી તે ચાઠાં ઉપર લગાડી તે ઉપર કાળા મલમની પટી મારે.

## ભૂખ કમી થાય

૧-ભૂખ મરી જાય-ગોખરુંનાં બીજ પીસીને આરો કરે. દૂધમાં આંગળાં ભીંજવી આટામાં બોળે અને ચાટે તો ભૂખ મરે.

૨-ભૂખ બંધ પડે-દહેજ ઝાડનાં બી અથવા પાંદડાં હૂકામાં ભરી પીએ તો કેફ ચડે, ભૂખ ભાંગે.

દહેજ ઝાડનાં ફૂલ ભમરા જેવાં થાય છે. તેના દાણા ખસખસ જેવા થાય છે, સૂરતના લોક તેને ગોખરાં, ગાંજો તથા ભરેમંદી કહે છે. કોઈ બીજા વ્યસનની ટેવ આ ઇલાજથી મટે.

૩-ભૂખ કમી થાય-લીમડાનાં પાંદડાં ચાવવાથી ભૂખ મરી જાય છે. જંગલના સાધુઓ ભૂખ ઓછી કરવા તે પાંદડાં ચાવે છે.

શીતળાના દરદીને લીમડાની કુમળી પાંદડી (કુમળાં પાન) અને જેઠીમધનું છોડું ઘસી પાણી સાથે તેની ગોળી બનાવી ૧ વાલ જેટલી ગોળી દરરોજ દાણા દેખાય ત્યાં સુધી આપવી. આથી દાણા બહુ નીકળે નહિ અને પીડા ઓછી થાય.

## ભૂખ વધે-અજીર્ણ મટે-ખોરાક પચે

૧-ભૂખ વધે-મોઢે સ્વાદ આવે-લીંબોળી અને લવંગ પાણીમાં વાટીને પીએ.

૨-ભૂખ વધે-લીંડીપીપર ૧ તોલો, પાણી ૧૦ તોલામાં ઉકાળી ૨॥ તોલા .. ો મધ સાથે પીવું.

૩–ભૂખ લાગે–સાજીખાર મધ સાથે ખાવો.

૪–ભૂખ લાગે–લીંબુનો રસ ૦॥ તોલો. આદુનો રસ ૧ તોલો, સિંધાલૂણ ૬ વાલ મેળવી ભોજનની ૧ કલાક આગળથી પીવો.

૫–અગ્નિદીપન ગોળી–સૂંઠ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ઇંદ્રજવ, મરી, સિંધવ એકેક ભાગ મેળવીને એની ગોળી કરી ખાવી. શરીરે ગરમાવો આવે, ભૂખ લાગે, પાચનશક્તિ વધે.

૬–ભૂખ વધે–સોનામુખી મધ સાથે રોજ ૦। તોલો ખાવી.

૭–ભૂખ લગાડે, અજીર્ણ તોડે, લહેજત વધે, મોઢાની વાસ દૂર કરે–સોનામુખી ૫ તોલા, હરડે તોલા ૨, સંચળ ૦॥ તોલો, એલચી તોલો ૦ાને કૂટી, કપડછાદ કરી, ફાકી મારે. માત્રા–૦। થી ૦॥ તોલો.

૮–જઠર અને આંતરડાંના વ્યાધિ મટે–ખેતરોની ખુલ્લી હવા ખાવાથી એ વ્યાધિ ઘટે છે અને ભૂખ વધુ લાગે છે.

૯–ખાધેલું પાચન થાય, ઝાડો સાફ આવે–વડનગરું મીઠું, ખારાઘોડાનું મીઠું, લાલ મીઠું, હરડે, વરિયાળી અને સોનામુખી આ ચીજોની મેળવણી ખાવામાં લે.

૧૦–પપૈયું પાકું ખાવાથી ખોરાક પચે છે. એ જાતે ગરમ છે.

૧૧–ભૂખ લાગે–જે માણસને ભૂખ ન લાગતી હોય તેણે ભોજનના ૧ કલાક આગળ પિવાય એટલું પાણી પીવું. અરધો કલાક હિંડોળા ઉપર હીંચકા ખાવા અથવા હીંચકાવાળી ખુરશી ઉપર હીંચકા ખાવા. આ ઇલાજથી ભૂખ લાગે છે.

૧૨–માંદગી ભોગવ્યા પછી ખોરાક તરીકે મગ ખાવાની ભલામણ થાય છે. બધા કઠોળમાં એ હલકો અને પચી શકે તેવો ખોરાક છે. મગનું ઉકાળેલું પાણી નબળા માણસને પીવામાં અપાય છે.

ઉપવાસ કીધા પછી હોજરી નબળી પડેલી હોય છે ત્યારે હલકા ખોરાક તરીકે મગની ખીચડી ખાવામાં અપાય છે.

કઠોળની જાતમાં મગ ઘણા ઉમદા છે. કોઈ પણ દરદી મગ ખાઈ શકે છે. મગનું ઓસામણ પીએ તો જરાય નુકસાન નથી. તે ખોરાક તરીકે કામ કરે છે. દૂધની ગરજ સારે છે.

૧૩–ભૂખને વધારે–સમુદ્રફળ ૦। તોલો કપાસના પાનના રસ સાથે ખાવું.

૧૪–ભૂખ લાગે–સાજીખાર ખજૂર સાથે ખાવો.

૧૫–ભૂખ લગાડે–૦। તોલો સૂંઠ અને ૨ વાલ મીઠું મેળવી ખાધા અગાઉ ફાકી મારે તો ભૂખ લાગે, જીભમાં સ્વાદ વધે, ગળું સાફ થાય.

૧૬–ભૂખ લાગે–અજમો, સૂંઠ સમભાગે મેળવી ૦। તોલો ચૂર્ણ મધમા ચાટે.

૧૭–ખોરાક પાચન થાય–ઉંદરકનીના પાનનું દૂધ ખાવાથી ખોરાક પચે છે.

ઉંદરકની વેલાનાં પાન ઉંદરના કાન જેવાં હોય છે, ફળ નાનાં ગુંગરા જેવાં હોય છે. ફૂલ ગુલાબી રંગનાં છે. એનાં પાનમાંથી દૂધ નીકળે છે. એનાં પાન ચોળવાથી કાકડીના જેવી વાસ આવે છે.

૧૮-ભૂખ ઘણી લાગે-બ્રહ્મપીપળાના ફળનું ચૂર્ણ ૦ાા તોલો ખાવામાં લેવું.

૧૯-ખોરાક પચે, ભૂખ વધે-ફુદીનો ખાવાથી ખોરાક પચે.

૨૦-ભૂખ લાગે-આમલસારા ગંધકના તેલની એક સળી પાન સાથે ખાય તો ત્રણ શેર અનાજ ખાઈ જવા જેવી ભૂખ લાગે. તેલ બનાવવાની રીતઃ જુઓ 'ગંધકનું તેલ.'

૨૧-ભૂખ લાગે-મીઠી આવળના પાનનો ભૂકો દાડમની કળીના રસ સાથે સમભાગે મેળવી ૦ાા તોલો ખાય તો ભૂખ ઘણી લાગે એમાં નુકસાન કાંઈ નથી.

૨૨-ભૂખ લાગે-કડુ ખાવાથી ભૂખ છૂટે છે. એ વિલાયતી જેન્શિયનના મૂળિયાનો ગુણ ધરાવે છે. (કાળી કુટકી જુદી ચીજ છે તેને અંગ્રેજીમાં Hellebore કહે છે.)

૨૩-ભૂખ લગાડે-આકડાનાં ફૂલ, પીપર, પીપરીમૂળ, સિંધાલૂણ દરેક ૨ તોલા, અક્કલકરો, લવંગ દરેક ૧ તોલો ને ૦ા શેર પાણીમાં ખરલ કરી, ચણા જેવડી ગોળી બનાવી ખાવી જેમ ખરલ ઘણા દિવસ કરે તેમ ગુણ વધે છે.

૨૪-ભૂખ વધારવા માટે-રોજ બે વાર દરાખ-પાક ખાવો. (જુઓ દરાખ પાક-દરાખ આસવ.)

૨૫-ભૂખ વધે-ગોળ સાથે સોનામુખી ખાવી

૨૬-ભૂખ વધે-૦ા તોલો કાળી મૂસળી, એલચી સાથે ખાય અથવા ૦ા તોલો કપાસનાં પાન અને નમક સાથે ખાય.

૨૭-ભૂખ ઘણી લાગે-સિંધવ તોલા ૨, હરડેનો દળ તોલા ૬, ચિતરો તોલા ૩, પીપર તોલા ૪ એનું ચૂર્ણ ૦ા અથવા અર્ધો તોલો રોજ સવારે ખાય.

૨૮-ભૂખ લગાડવા માટે, અજીર્ણ માટે-ત્રિકટુ (સૂંઠ, મરી, પીપર, સમભાગે) ૩ થી ૫ વાલ પાણી સાથે ખાવું.

૨૯-સમુદ્ર મીઠું (Sea-salt) ભૂખ લગાડે છે, તરસ લગાડે છે. ઇન્ટરમિટન્ટ તાવ બરોળ સાથેનો હોય તે માટે મીઠું ખાવામાં આપે છે.

૩૦-ખાધેલું પાચન થતું ન હોય તો આમલીની ઉપરની છાલની રાખ ૭ માસા રાતે ખાવી.

૩૧-ભૂખ વધારવા માટે-સિંધવ અને લીંબુના રસમાં આથેલી સૂંઠનું ચૂર્ણ ૦ા તોલો ફાકે.

૩૨-દ્રાક્ષાસવ ૧ તોલો પાવો.

## રૂઝનો-પકવવાનો મલમ

૧-મલમ પકવવાનો—કોપરેલ શેર ૧, રાળ તોલા ૩, મોરથૂથુ તોલો ૧ાા ઉપર મુજબ પાણી સાથે થાળીમાં મસળી મલમ બનાવી વાપરવો.

૨-રૂઝવવાનો મલમ—સફેદો ૫ પેસાભાર, મીણ ૦ાા પેસાભાર, ગાયના ઘીમાં પકાવી આંગળી કરી મારે તો દરદીને રૂઝવે

૩-મલમ રૂઝનો-મીણ ૧ ભાગ, મધ ૪ ભાગ ગરમ કરી મલમ બનાવવો. સાદા મલમને બદલે આ મલમ વપરાય છે.

૪-પીંડસનો મલમ—ઘી ગરમ કરી અંદર રાળ નાખી મલમ કરવો.

૫-મલમ રાળનો—રાળ શેર ૦ા, મીઠું તેલ શેર ૦ાા, રતાંજલી તોલા ૩, પાણી શેર ૩, થાળીમાં રાળ અને તેલ નાખી થોડાં થોડાં પાણીથી મસળે પાણી સઘળું અંદર પચે ને રતાંજલી મેળવવી.

### પારાનો માખણીઓ મલમ-ખરુ મલમ

હાડકાંની ખાક ૨ ભાગ, એરંડીનાં મીંજ ૪ ભાગ, પારો ૧ ભાગ મેળવે તો મલમ બને.

## મગજની બીમારી-મગજે વાઈ-મગજે નબળાઈ-મગજે ફેર-મગજે પુષ્ટિ

૧-મગજનો વાયુ-મસ્તકવાયુ—આકડાનાં પાકેલાં પાન માથા ઉપર બાંધે.

૨-મગજને શાંતિ માટે-શંખાવળી, બ્રાહ્મી, તુલસી, બીલીનાં પાનની ચા બનાવી રોજ પીવી.

૩-શતાવરી અને આસંધનું ચૂર્ણ ૦ાા તોલો દૂધમાં ખાવું.

૪-પિત્ત છાતી પરનું, ફેર, ઘૂમરી સારી થાય—સૂકી બદામનાં બીજ ૧ તોલો, સાકર ૦ાા તોલા સાથે વાટીને રોજ સવારે મળસકે ખાય.

૫-બ્રાહ્મીના પાલાનું ઘી બનાવવાની રીત—૫ તોલા પાંદડાંનો રસ, ૧ શેર ઘીમાં ઉકાળી તે ઘી રોજ ખાય તો મગજની બીમારી ટળી જાય અને મગજની ભમરી મટે તથા મગજ બગડેલું સુધરે.

૬-ભમરી માટે—બ્રાહ્મીનાં પાનનો રસ માથે લગાડવો.

૭-મગજ ખસેલું હોય તે દરદીને ધંતૂરાનાં પાનનો રસ, ૦ા થી ૦ાા તોલો પીવામાં આપવો અથવા ધંતૂરાનાં ૪ બી ખવાડવાં. ધંતૂરો મગજની બીમારી ઉત્પન્ન કરવાનો ગુણ ધરાવે છે; છતાં મગજની કોઈ બીમારીમાં આ ઇલાજ કામ લાગી શકે. 'ઝેર ઝેરને મારે', 'ગરમી ગરમીને મારે'—એ રીત મુજબ આ ઇલાજ ફાયદો આપે.

૮-મગજે વાઈ, મગજે નબળાઈ માટે-અજમો અને ફેરમાની અજમો દરેક ૦ાા શેર, સંચળ ૦ા શેર, વરિયાળી ૫ તોલાને છૂંદી ગાયના મૂતરમાં

સાત વાર પટ આપવા તેનુ ચૂર્ણ સાકર નાખે મેળવી રોજ બે વાર ખાવુ. ખટાશ અને તેલ બિલકુલ ખાવુ નહિ

૯-મગજની નગળાઈ માટે—અજમો અને ખસખસની મેળવણી ખવાય છે એ અડગરી, હાફ્ફ્‌, મગજની નગળાઈ, ગુમરી અને ગર્ભવાળી સ્ત્રીઓની ઓકારીને ફાયદો આપે

૧૦-મગજની બીમારીને ફાયદો કર—કપાસનો મગજ ના તોલો પાણીમા ઘૂંટીને રોજ ૧ વાર પિવડાવવો

૧૧-મગજ પુષ્ટિ—ધામણાનુ ચૂર્ણ (નાગમલા ચૂર્ણ) સૂંઘવામા આવે તો મગજને પુષ્ટિ મળે છે.

૧૨-મગજને પુષ્ટિ મળે, હિસ્ટીરિયાને ફાયદો આપે-લોહ ભસ્મ ૧ ભાગ, જટામાસી ૪ ભાગ, હિંગ ૪ ભાગની એક વાલની ગોળી બનાવી રોજ ૧ ગોળી ત્રણ વાર ખાવી

૧૩-મગજ સુધરે-ગુલગાસીના કદનુ ચૂર્ણ ાા તોલો દૂધમા પીએ

૧૪-મગજ સુકાય તે માટે-૦ા શેર ગાયના ઘીમા એક તોલો છૂંદેલુ નાગકેસર ઉકાળી ઘી બનાવી નાકે લગાડે

૧૫-મગજ શાંત થાય-કપાનિયાનુ તેલ ૭ દિવસ માથે ઘસે

૧૬-મૂર્છા, ચિત્તભ્રમ, હેડકી, મગજ ફરે, ધ્યાન રહે નહિ માટે-ધમાસાના ઉકાળામા ઘી નાખી પીવુ ૦ા શેર ધમાસો અને બશેર પાણીને ઉકાળીને ૦ાા શેર રાખવુ તેમાથી રાા તોલા કાવો ઘી સાથે રોજ ત્રણ વાર પીવો

૧૭-મગજની બીમારીવાળાને બ્રાહ્મીના પાલાનુ ચૂર્ણ ાા તોલો મધમા આપવુ અથવા કોળાનુ મગજ ાા તોલો અને કક બેઆનીભાર આપવુ અથવા શખાવલીનો રસ ૪ તોલા અને કક બેઆનીભાર આપવો

૧૮-રોગ આવે તે માટે-શતાવરી ૨ તોલા, ઘી ૪ તોલા, દૂધ ૪ તોલા એને ઉકાળી ઘી બનાવવુ તે ઘી ૨ તોલા ખાવુ

૧૯-માલકાંગણી ૮ ભાગ, સૂંઠ ૮ ભાગ, અજમો ૨ ભાગનુ ચૂર્ણ ાા તોલો ગોળ સાથે ખાવુ

૨૦-મરી, સાકર ને ઘી ચાટવુ

૨૧-બદામ, ઘી, સાકર, ગરમ કરી ખાવુ

૨૨-સૂંઠ ખાવી અને પાણીમા ઘસી અંજન કરવુ

૨૩-ગળોસત્ત્વ દૂધમા પીવુ

૨૪-મગજ સુકાય તે માટે સુખડને પાણી સાથે ઘસવુ તેમા સાકર મેળવી શીશીમા ભરવુ ખપ હોય ત્યારે વારવાર સૂંઘવુ

૨૫-ભમરી આવે તો વાવડિંગની માળા કરી કાને બાંધવી

૨૬-મગજે વાઈ, ફેર ચક્કર નરમ પડે-સૂંઠ એકલી અથવા સમભાગે

લવંગ મેળવી તેનું આંખે અંજન કરવું.

૨૭-માથાની ભમરી (*Vertigo*)-હળદરની લેપડી માથા ઉપર મૂકવી અને બાંધી રાખવી.

૨૮-ભમરી મટે, હાથપગની બળતરા મટે-મરી, સાકર અને ઘી ચાટે તો આ દરદોને ફાયદો થાય

૨૯-મગજે ભમરી તથા વાયુ માટે-સુરમો આંજે તેથી ફાયદો થાય.

૩૦-મગજે વાઈ-ધ્યાન બરાબર રહે નહિ-હળદર અને સાકર દરેક ૦। તોલો પાણી સાથે દિવસમાં બે વાર ખાવી.

હીમજી હરડે તોલા પાંચને એક શેર પાણીમાં ઉકાળીને ૦। શેર રાખી તેના ત્રણ ભાગ કરવા. એક દિવસમાં ૩ ભાગ લેવા.

૩૧-ભિલામાંનો આસવ-ભિલામાં શેર ૧૦, ગોળ મણ ૦॥।, પાણી મણ ૩, બાવળની છાલ શેર ૭, મરી શેર ૦।, બહેડાં શેર ૦।, અફીણ તોલા ૫.

પ્રથમ ભિલામાંને પાણીમાં ૩ દિવસ ભીંજવવાં, ચોથે દિવસે તેમાં બાવળની છાલ નાખવી, પાંચમે દિવસે તેમાં ગોળ નાખવો, પછી છટ્ઠે દિવસે ઉપલો બધો મસાલો અને મધ શેર ૦॥ નાખી ચૂલે ચડાવવું.

અર્ધો કલાક ઉકાળીને તેમાં લવંગ ૧॥ તોલો, જાવંત્રી ૧॥ તોલો, વજ ૩ તોલા, કેસર ૧ તોલો, કસ્તૂરી ૧ તોલો, ગુલાબનું અત્તર ૧ તોલો મેળવી, ફરી થોડી વાર ચૂલા ઉપર ઉકાળવું. પછી તેને ગાળીને એક માસ બંધ રાખવું. એમાંથી ૫ તોલા સવાર-સાંજ લેવું. આથી ગાંડા માણસ સારા થાય છે.

### ભમરી-મગજે ચકરી

અડાયાંની રાખ આકડાના દૂધથી ભીંજવી છાયામાં સૂકવી છીંકણી તરીકે સૂંઘે.

## મળવિકાર

૧-મળવિકાર મટે-પેટ ભરી ગરમ પાણી પીવું.

૨-પેટમાં વાળ ગયો હોય તો અનેનાસ અથવા જાંબુ ખાવાથી તે ઝાડા વાટે નીકળી જાય.

૩-મળબંધવાયુ, જલંદર માટે-૦। શેર ઘઉંના આટામાં ૦। શેર કંટાળિયાનું દૂધ મેળવી રોટી બનાવે, તે રોટીનું એક પડ ચડવે અને એક કાચું રાખી તેનો ભૂકો કરે. ૦॥ તોલો ભૂકો ગરમ પાણી સાથે ખાવો.

૪-મળની પીડા દૂર થાય-મરી અને સાકરનો કાવો પીવો.

૫-બાળકનો મળબંધ વાયુ નરમ કરવા આકડાનાં પાન બાફી પેટ પર મૂકે.

૬-મળબંધ વાયુ માટે-સવારે ભૂખે પેટે મૂળો ચાવી ખાય.

૭-લસણ અને આદું દરેક ૩ શેરની કાતરી કરી ૪૦ દિવસ તડકે અને ક્ષારમાં રાખી તેને ખરલ કરે પછી જરા ઘી લગાડી તડકે મૂકવું. આ મુજબ

ફરી ઘી લગાડી ખરલ કરે આ મુજબ ૨૫ દિવસ તડકે મૂકવુ આખર એનુ વજન બરોબર રહેશે તેમાથી ૦ા તોલો વજન લઈ ચેવલી પાન સાથે રોજ ખાવુ

૮-ગરમ ગરમ ઘી પિવાય એટલુ ત્રણ દિવસ પીવું. રાતે પેટ ભરીને ગોળ ખાવો. બીજુ કાંઈ ખાવું નહિ

૯-મળશુદ્ધિ થાય-વાવડિંગ અને અજમાનુ ચૂર્ણ ૦ા તોલો મધમા આપવુ.

૧૦-મળ છૂટે-સમુદ્રફળ અને હરડે પાણીમા ઘસીને પીએ.

## મનશક્તિ ખીલે-યાદદાસ્ત વધે-બુદ્ધિ વધે

૧-યાદદાસ્ત વધ-યાદદાસ્ત શક્તિ માલકાકણી વધારે છે, જેમ જાયફળ, આમળા, પિસ્તા, બદામ, ઘી, કાદાનો મુરબ્બો ખાવાથી યાદશક્તિ વધે છે તેમ માલકાકણીથી વધે છે

૨-બુદ્ધિ-યાદશક્તિ વધ છે-માલકાકણીનો વેલો થાય છે તે યાદદાસ્ત વધારવાનો ગુણ ધરાવે છે.

૩-મગજે પુષ્ટિ-ધામણાનુ ચૂર્ણ સૂઘવામા આવે તો મગજને પુષ્ટિ મળે છે

૪-મનશક્તિ ખીલે-માલકાકણી(જ્યોતિષ્મતી)નું તેલ ત્રણ ટીપા ચેવલી પાન પર લગાડી ખાય અથવા માલકાકણીના બી નંગ ૫ પાન સાથે મેળવીને ચાવી જાય તો બુદ્ધિ વધે અને મનશક્તિ ખીલે.

૫-ભેજાને શાંતિ આપે-તુકમે કાહુની ચા બનાવી રોજ પીવી.

## મરડો, આમવાયુ, અતિસાર-ઝાડા થાય-સંગ્રહણી

૧-મરડો મટે-કબજિયાત મટે-તરસ મટે-ઈસબગુલ ૦ા તોલો મેળવી ફાકી મારી ઉપરથી પાણી પીવુ ૫ તોલા ઈસબગુલ અને ૧ શેર પાણી મેળવી ૦ા કલાક રહેવા દેવુ પછી લૂગડાએ ગાળીને સાકર સાથે મેળવી ૩ તોલા પાણી પીવુ

૨-મરડો-આવળના ફળ અને ડાખળી વચ્ચેના ભાગની છાલનો ભૂકો ૧ વાલ દહી સાથે ખાવાથી મરડો મટે ને આતરડાનો જખમ રૂઝાય છે

૩-મરડો તથા ગળાનો સોજો-ઝીણા કરમદા જેવા કેરીના નાના મરવાનો ભૂકો ૦ા, સાકર તોલો પાચ દિવસ લેવાથી મરડો મટે છે તથા બેસેલુ ગળું ખૂલે છે. આબાના મહોરને ચૂસવાથી પણ બેસેલ ગળું ઊપડે છે

૪-આમવાયુ-એમા કમ્મર, પેડુ અને બરડો દુખે ત્યારે ખજૂર ૦ા શેરને પાણીમા ભીજવી ચોળી ને તેનુ પાણી ગાળીને પીવુ એ મુજબ સાત દિવસ પીવુ

૫-મરડા માટે-ઇસબગુલના બિયા, ૦ા થી ૧ તોલો લાલ ખાડ સાથે ફાકવાથી મરડો મટે, લોહી બધ થાય

ઈસબગુલ એક તોલો સાકર અરધો તોલો, પાણીમા અરધો કલાક ભીંજવી દરરોજ એકવાર પીવુ લોહી બધ થાય અને મરડો સારો થાય

લોહીનો ઝાડો થાય તો ઈસબગુલ ০ તોલો શેકીને છૂદીને દહી સાથે ખાવો ઝાડામા અગન લાગતી હોય તો સાકર સાથે લેવી

૬-મરડો મટે-ઇન્દ્રજવને ભૂજીને સાકર સમભાગે મેળવીને તેમાથી ০ાા તોલો ફાકી દિવસમા ત્રણ વાર ખાવી

૭-હિંગ ખાવાથી મરડો થયો હોય તથા પેશાબ બધ થયો હોય તો, દરદીને વધારનુ જીરુ સૂઘાડવુ અથવા ખવડાવવુ

૮-મરડો-શરદી લાગવાથી મરડો થયો હોય તો ચાર-પાચ તોલા સાકર સવારમા ભૂખે પેટ ચાવી ચાવીને ખાઈ જવાથી મરડો મટે છે

૯-મરડો-મરડા ઉપર અકસીર ઇલાજ દિવેલ છે આતરડાનો કચરો કાઢી નાખી સાફ કરે છે દિવેલનો જુલાબ બચ્ચાને નિર્ભયપણે અપાય છે સાથે આદુનો રસ નાખે તો કડો પણ નહી

૧૦-મરડો, અતિસાર-જાયફળ, અફીણ, ખારેક સમભાગે લઈ નાગરવેલના પાનના રસમા ઘૂટી ચણા જેટલી ગોળી બનાવી તેમાની ૧ ગોળી દિવસમા ત્રણ વાર છાશ સાથે ૭ દિવસ ખાવી

૧૧-આમ, જળસ દૂર થાય-જૂના ગોળ સાથે સૂઠ ખાવી (નવો ગોળ ભારે અને ગરમ છે)

૧૨-મરડો-લોહી, પરૂવાળો ઝાડો-કર્નલ આર રોબર્ટ્સન કહે છે કે, તજનો ભૂકો બેઆનીભાર (૩૦ ગ્રેન) આપવાથી બહુ જ ફાયદો થાય છે જો સાથે ૫ ગ્રેન સેલોલ આપ્યુ હોય તો બહુ જલદી ફાયદો કરે

૧૩-મરડાને મારે ચોખાને ત્રણ વાર ધોવા સૂકવા દૂધ-સાકર સાથે પકવી ખાવાથી મરડાવાળા દરદીને ફાયદો થાય છે

૧૪-સગ્રહણી, મરડા માટે-ઓથમી જીરુ તોલા ০, દહી ০ાા શેર સાથે મેળવીને દિવસમા ત્રણ વાર ખવડાવે

૧૫-મરડો લોહી સબધેનો-ગુલદાવડીના ફૂલ ০ તોનો મોળા તાજા દહીં સાથે ખવડાવાનો આ ઇલાજ અકસીર છે

૧૬-મરડો-અરણીની છાલનુ ચૂર્ણ ૪ વાલ, અફીણ ০ાા રતી મેળવી ૧ વાલના વજનની ગોળી બનાવી તેમાની ગોળી ૧ દિવસમા ત્રણ વાર પાણી સાથે ગળવી

૧૭-અફીણ ૧ ભાગ, આકડાના મૂળની છાલ ૨ ભાગ-એની ૧ વાલની ગોળી આદુના રસમા બનાવે આ ગોળી ૧ મધ સાથે રોજ ૩ વાર લે પાણી ઉપરથી પીએ નહી, પથ્ય ઘી-સાકર ખાય તો વધુ ફાયદો થાય

૧૮-બોરસલી (બોલસરી, બાલેસરી, બકુલ)ના ઝાડના બિના પાણીમા ઘસી પીવાથી મરડો નરમ પડે

૧૯-મરડો મટે-ઝીણી હરડે દિવેલમાં તળેલી ૧ ભાગ, કાચી હરડે ૧ ભાગ મેળવે અને ૦ાા તોલો અથવા વધારે ખાય.

૨૦-મરડો સારો થાય-સુવાનું ચૂર્ણ ૦ા શેર અને ૧ શેર ઘઉંનો મેંદો મેળવી તેની રોટી કરી દરદીને ૩ થી ૭ દિવસ ખવડાવે.

૨૧-મરડા માટે-વછનાગના ટિંક્ચરનું ૧ ટીપું પાણી સાથે દર ૦ા કલાકે પીવું. ૧ કલાક થયા પછી ૧ ટીપુ પાણી સાથે દર ૧ કલાકે પીવું.

૨૨-મરડો-સાકર ત્રણ-ચાર તોલા સવારે ચાવીને ખાવાથી મરડો મટે છે.

૨૩-મરડાની, ઝાડાની ચૂંક-સૂંઠ ઘીમાં તળી ખવડાવે અથવા સૂંઠના ઉકાળામાં દિવેલ નાખી પીવાથી ચૂંક, ચળ, બિટ વગેરે તોફાન બેસી જાય છે.

૨૪-અતિસાર અને આમ મટે-ઉંબરાના દૂધનાં પાંચ ટીપાં ખાંડ સાથે ખાવાં.

૨૫-સંગ્રહણી, વારંવાર ઝાડો થાય તે માટે-૧ તોલો એખરો દહીં સાથે ખવડાવે.

૨૬-મરડા માટે-પેડુ પર રાઈનું પ્લાસ્ટર મારવું.

૨૭-મરડા માટે-શેકેલી વરિયાળી ૧ તોલો, વગર શેકેલી વરિયાળી ૧ તોલો, સાકર ૨ તોલાનું ચૂર્ણ ૦ાા તોલો, દિવસમાં ત્રણ વાર ફાકી ઉપરથી પાણી પીએ.

૨૮-ઝાડાનું લોહી નરમ પડે-સૂંઠ તોલો ૦ાા, દૂધ શેર ૦ાા, પાણી શેર ૧, અર્ધું પાણી બાળી ગાળીને પીવું.

૨૯-મરડો-શંખજીરું ૦ાા તોલો, ૦ા તોલો સાકર સાથે ફાકે, યા દહીં સાથે ખાય અથવા ધાણા વરિયાળીને સમભાગે ભૂંજીને સાકર સાથે ખાય.

૩૦-મરડા માટે-૦ા તોલો શંખજીરાને મલાઈ અથવા માખણ સાથે મેળવીને ખાવું.

૩૧-મરડા માટે-હરડે તોલા ૪ાા, વરિયાળી તોલા ૪ાા, ઈસબગુલ ૬ાા તોલા ઘીમાં શેકીને ભૂકો કરી, તેમાંથી એક તોલાની ફાકી મારી પાણી પીએ.

૩૨-મરડા માટે-હીમજી હરડે નંગ ૧૧ ને ત્રણ ઓખરી કરી ગરમ પાણીમાં ભીંજવી, ઉપરનું પાણી કાઢી નાખી નીચલા થરાને સાકર સાથે ખાવો. પેટનો દુખાવો, લોહી બંધ થશે.

૩૩-મરડા માટે-૫ તોલા હીમજી હરડે ઘીમાં તળવી અને પાંચ તોલા કાચી લેવી. તે બંનેને સાથે છૂંદી તેમાંથી ૦ાા તોલો દિવસમાં ત્રણ વાર ખાંડ સાથે ફાકવી.

૩૪-લોહીના ઝાડા બંધ પડે-આમળાંનો મુરબ્બો ૩ તોલા સવાર-સાંજ ખાવો અથવા આમળાંનું ચૂર્ણ ૦ા તોલો ઘીમાં મેળવીને ભૂખે પેટે રોજ ત્રણ વાર ખાવું.

૩૫-મરડો સારો થાય-ખસખસ, દિવેલમાં તળેલી હીમજી હરડે, ઘીનો હાથ દઈ શેકેલી વરિયાળી, એલચી દરેક ૦ાા તોલો, અફીણ ૦ાા વાલનું ચૂર્ણ

ાા થી ાાા તોલો ચોખાના ધોવણમા રોજ ત્રણ વાર ખાવુ

૩૬-મરડા માટે-ખસખસ અઢી તોના ખોખરી કરવી તેના ઉપર ૨૦ તોલા ઊકળતુ પાણી નાખી ઢાકવુ ઠડુ પડે તે ગાળી લેવુ તેમાથી બે તોલા પાણી સાકર સાથે રોજ ત્રણ વખત પીવુ

૩૭-ઝાડા, મરડો મીઠો પેશાબ-એ માટે બાવળના ગુદરનુ પાણી પીવામા લેવુ અથવા બાવળના ગુદરના પાણીનુ શરબત બનાવીને પીવુ

૩૮-ઝાડા વાટે લોહી-ગુદરનુ પાણી પીવામા આપ્યાથી ઝાડા વાટે પડતું લોહી અટકે છે

૩૯-રક્તાતિસાર, લોહી સાથેના ઝાડા-બાવળના કુમળા પાનનો રસ ૧ તોલો, મધ ૧ તોલો, દૂધ તોલા ૫ ઘી ૧ થી ૫ તોલા મેળવીને પીવાથી બધ થાય છે

૪૦-બાળકને અતિસાર-બીલાનો ગર, ધાવડી વાળો લોધર, પીપર, સમભાગે મેળવીને ભૂકો કરી તેમાથી બે વાલ દિવસમા ત્રણ વાર ખવડાવવુ

૪૧-સગ્રહણી માટે બીલાનો ગર, સૂઠ દરેક ા તોલો ગોળમા મેળવી દિવસમા ત્રણ વાર ખવડાવવુ

૪૨-લોહીના ઝાડા અટકે-બોરડીની લાખ તોલો ાા થી ાાા મધમા ચાટે તો રક્તસ્રાવ અટકે અથવા બોરડીની અતરછાલ તોલો ા અથવા ાા વાટી દહી તથા સાકર સાથે ખાય તો લોહી બધ થાય

૪૩-અતિસાર માટે-ભીડીનુ મૂળ ા તોલો કાસકીનુ મૂળ ા તોલો ઘસીને રાળ બેઆનીભાર અને સાકર સાથે ખાવુ

લોહીનુ પડવુ-કોઈ વાર ઘણા મરચા ખાવાથી લોહી નરમ પડે છે

૪૪-મરડો-દૂધ ગરમ કરી તેમા લીબુનો રસ નિચોવવાથી પાણી છૂટુ પડે છે તે પાણીમા સાકર નાખી પીવાથી મરડો સારો થાય છે

૪૫-મરડો અને ઝાડા માટે-બાવળની પાનીનો રસ અથવા છાલની ચા પીવામા આવે છે બાવળની છાલનો ઉકાળો પિચકારી તરીકે વાપરવાથી પરમો વગેરે બીજી બીમારીને ફાયદો કરે છે

૪૬-ઝાડાનું દરદ મટે, મરડો મટે-કુમળા બાવળના પાનનો રસ ૪ તોલા ત્રણ દિવસ સુધી દિવસમા ચાર વાર પીવો

૪૭-મરડો ઝાડો-એને માટે બાવળની કૂપળને પાણી સાથે છૂદીને તેનો રસ પીવામા આપે છે અથવા પાદડાના ઉકાળાની પિચકારી સફરામા મારે છે

૪૮-ઝાડા છૂટવ, મીઠી પેશાબ-ઝાડા છૂટે તથા મીઠી પેશાબ હોય તે માટે પાચ તોલા બાવળની છાલનો ઉકાળો દિવસમા ત્રણ વાર પીવો

બાવળની છાલ ૪ તોલા પાણી શેર ૧ા ને ઉકાળીને ગાળી નાખવુ એટલે ઉકાળો બને છે

૪૯–મરડો, આમવાયુ માટે–અરડૂસાનાં પાન અને સાકર એકેક તોલા લઈ દૂધમાં ઉકાળી રોજ બે વાર પીએ.

૫૦–આકડાના મૂળની છાલ ૧૬ ભાગ, જીરું ૮ ભાગ, જવખાર ૪ ભાગ, મોથ ૮ ભાગ, અફીણ ૪ ભાગ એની ગોળી બે રતીની બનાવે. ૧ ગોળી રોજ ત્રણ વાર લે. શરૂઆતમાં દિવેલનો જુલાબ લેવો. ચોખા સિવાય બીજું કાંઈ ખાવું નહિ.

૫૧–લોહીવાળા ઝાડા અને મરડા માટે–અરડૂસીનાં પાનનો રસ ઘણો સરસ ઇલાજ છે.

૫૨–કડાની છાલ જેવું બીજું દેશી ઔષધ મરડાનું લોહી બંધ કરવા માટે એક પણ નથી. (એઇપેકેક્યુના જેવું કામ કરે છે.) કડાના ઝાડની છાલ તે કડાછાલ, તેનાં બી તે ઇંદ્રજવ. એમાં કોઈ પણ નુકસાનકર્તા ચીજ નથી. નાના બાળકને આપે તો અડચણ નથી. કડાછાલનો ક્ષાર વધુ ગુણ આપે છે.

આ ઇલાજે બાળકો માટે રામબાણ ઉપાય છે. એનો ઉકાળો બનાવી દવા તરીકે પીવાય.

૫૩–વડનાં કૂમળાં પાન (કૂંપળો) સાકર સાથે ખાય.

૫૪–કોડિયો લોબાન અને અફીણ સમભાગે ૧ વાલ ખાય અથવા એ બન્નેને ગરમ કરે. એકરસ થાય ત્યારે ૧ વાલની ગોળી બનાવી ખાય.

૫૫–જાયફળ, જાવંત્રી, કેસર, અફીણ સમભાગે લઈ તેની ઉંબરાના દૂધમાં ચણોઠી જેવડી ગોળી બનાવી ખાય.

૫૬–કાળા ધંતૂરાનાં બીની સજીવન રાખ (એટલે કોયલો) ૧ વાલ મધ સાથે ખાય તો સોજાવાળો અતિસાર મટે.

૫૭–બે તોલા આદુંને ચીરવું. વચમાં ૨ વાલ અફીણ મૂકવું. પુટપાકની રીતે પકવવું. તેનું ચૂર્ણ બે વાલ રોજ બે વાર આપવું.

૫૮–મરડાસીંગ, હીમજી હરડે, વરિયાળી, સૂંઠ શેકીને સમભાગે ચૂર્ણ કરે. મોટા માણસને ૫થી ૧૦ વાલ તેમાં દિવેલનાં ૧૫ ટીપાં મેળવી ગરમ પાણી સાથે આપે. રોજ ૩ વાર લોહી સાથેના ૫૦ ઝાડા રોજ આવતા હોય તે પણ અટકે.

૫૯–ઘી બે રૂપિયાભાર, મેથી રૂા. ૦॥ ભારને માટીના વાસણમાં વઘારવી. તેમાં ૫ શેર છાશ વઘારવી. જૂના (૪ વરસના) ચોખા ૧૦ તોલા તેમાં નાખી ખીર બનાવે. તેમાં જીરું, હળદર, સંચળ દરેક ૦। તોલો નાખે. રોગીને એ ખીર સિવાય બીજું કાંઈ ખાવાનું આપે નહિ તો ૭ દિવસમાં સંગ્રહણી મટે.

૬૦–હિંગ, તુલસીનાં લીલાં પાન, અફીણ સમભાગે લઈ એની મગ જેવડી ગોળી કરે. ૨ ગોળી દિનમાં બે વાર આપે. શરૂઆતમાં ગરમ દૂધ સાથે દિવેલનો જુલાબ લે.

૬૦ મોચરસ ૦॥ તોલો દહીં સાથે ખાય.

૬૨-ઈસબગુલ, વરિયાળી, હીમજી હરડે, માટીના ઠીકરામા શેકી ૮ વાલ ચૂર્ણ રોજ ત્રણ વાર ખાય

૬૩-સંગ્રહણી માટે ઇલાજ લાગુ ન પડે તો નીચે મુજબ કરવો-હિંગ, રૂમીમસ્તકી, ગૂગળ એકેક માસો, અફીણ ૪ રતી, ખારેક બે લેવી, ખારેકને દૂધમા ભીજવી રાખવી ઠળિયા કાઢી નાખવા, તેમા ઉપલુ ચૂર્ણ ભરવુ. ઘઉંના લોટનુ તે ઉપર પડ ચઢાવી છાણાના અગારમા બાફવું. તેની મગ જેવડી ૨ ગોળી સવારે દહીંના મઠા સાથે ખાય દવા ખાધા પછી ૧ કલાકે ૧ તોલો માખણ દરદીને આપવુ.

૬૪-ત્રગોસત્વ ૧ વાલ, ગુંદર ૨ વાલ, મોરથુથુ ૧ રતી, એની ૬ ગોળી બનાવે ૧ ગોળી દર ત્રણ કલાકે ખાય

૬૫-થોરનું દૂધ દૂંટીએ ચોપડવું રોલ્લા છૂટે, અગન બળે તો ઘી ચોપડવુ મરડો, સંગ્રહણી અટકે

૬૬-સૂઠને ઘીમા શેકી રાતી કરે, સમભાગે સાકર મેળવી ગા તોલો ખાય તો ચમત્કારિક ફાયદો થાય

૬૭-બૂચ જે બાટલીઓ ઉપર મારે છે તેની ભસ્મ એક વાલ દહીં સાથે ખવડાવે લોહી-પરુ પડતો ભયકર મરડો સારો થાય

૬૮-સૂઠ અને ગોળ ખાવાથી આમ (જળમ) મટે

૬૯-બાળકના મરડા માટે-સૂંઠ, જાયફળ સમભાગે ૨ થી ૪ વાલ ઘીમા શેકી મધ સાથે ખવડાવે

૭૦-પલવીસ ફીટા એરોમેટીકનુ કામ કરનાર ચાક, સૂઠ, હીરાદખણ જાયફળ ચૂર્ણ ૨ વાલ બાળકને આપે

૭૧-લસણને ઊભું ચીરે ૧ રતી અફીણ અદર મૂકી, ગરમ કરે ને ખવડાવે.

૭૨-અકોલની છાલનો ઘસારો મધ સાથે આપે

૭૩-સૂરણનુ ચૂર્ણ ઘીમા તળી ખવડાવે

૭૪-વડની વડવાઈ ચોખાના ધોવણ સાથે વાટીને છાશ સાથે ખાય

૭૫-ભોયઆમલીના પાન ૧ તોલો ખાય, આમવાયુ મટે

૭૬-મરડો અને લોહી માટે કુમકરા, સાકર, શખજીરુ સમભાગે ગા તોલા ખાય

## શરીર પરના મસા ખરે અને તલ મટે

૧-તલ તથા મસા જતા રહે-ધાણા વાટીને લેપડી કરી મૂકવી.

૨-શરીરના ઉપરના મસા માટેનો અકસીર ઇલાજ-ચૂનો પાન ઉપર લગાડીને તે ઉપર ખાવાનો કાથો ભભરાવી તેની બીડી વાળી મસા ઉપર ઘસવાથી મસો તરત નીકળે છે પાનનો દાડો જે પાન ખાતી વેળા કાઢી નંખાય છે, તે

દાંડાનો ગુચ્છો બહુ જ અકસીર છે અને તે મસા ઉપર ઘસવાથી તરત નીકળી જાય છે. મસો નીકળ્યા પછી તે ખાડામાં કાથો, ચૂનો મૂકે છે. એ ઇલાજ અકસીર છે.

૩-મસા શરીર પરના ખરી પડે-ફટકડીને દિવેલમાં મેળવીને શરીરની ઉપરના મસાને લગાડે તો મસા ખરી પડે.

૪-મસા શરીર પરના ખરી પડે-કાંદો ૧ તોલો, ફુલાવેલો પાપડિયો ખાર, ખડિયોખાર ૧ તોલો, ચૂનો ૧ તોલો મેળવી મસા ઉપર મૂકે તો મસો ખરી પડે.

૫-મસા શરીર પરના ખરી પડે-સંચોરો અને કળીચૂનો પાણી સાથે મેળવી સળીથી લગાડે.

૬-ખરજવું મટે-મસા શરીર પરના નીકળે-સૂરોખાર, ટંકણખાર, ખડિયોખાર, એકેક પૈસાભાર, ચૂનો ૧ પાઈભાર, મેળવી પાણી સાથે પીંછી વતી લગાડે. આ લગાડવાથી અગન બળે છે.

૭-મસા શરીર પરના ખરી પડે-આતશ પર ફુલાવેલો સંચોરો અને કળીચૂનો સમભાગે મેળવવો અને કાંદાના રસમાં મેળવી મસા ઉપર લગાડવો.

૮-શરીર પરના મસા ખરી પડે-મીઠું પાણીમાં મેળવીને લગાડ્યા કરે.

૯-શરીર પરના મસા સારા થાય-કળીચૂનો દિવસ ઊગતે ૧ વાલ ખાય તો મસા જાય. ચૂનો અને સંચોરો પાણીમાં મલમ કરીને લગાડે તો મસા ખરી પડે.

૧૦-મસા, રક્તપિત્ત, ક્ષય-શાક અને અથાણાં તરીકે ઘિલોડાં ખવાય છે. કડવાં ઘિલોડાંના રોપાનું મૂળિયું પાણીમાં ઘસીને પીએ તો ક્ષય, રક્તપિત્ત અને મસાના રોગ સારા થાય છે.

૧૧-મસા-કડવી ઘિલોડીનાં પાંદડાનો રસ અને ચૂનાનો ગાંગડો મેળવી મસા ઉપર દશ મિનિટ લગાડવાથી મસો ઘસાઈ જશે. આસપાસની બીજી જગ્યાએ આ લેપડી લાગે નહિ. જો લાગે તો બીજી ચામડી ખરાબ થાય છે.

૧૨-શરીર ઉપર થતાં ઝીણા મસા માટે-અખેરીનો છોડ ઊગતો હોય ત્યારે તેનો કાંટો આતવારે (રવિવારે) લાવી તે વતી ૧ મસો કાઢે તો બધા મસા નીકળી જાય એવું કહેવામાં આવે છે.

૧૩-મસા માટે-અખેરીનો કંદ આતવારે લાવી મસા ઉપર ઘસે તો શરીર પરના મસા નીકળે છે.

૧૪-આકડાનું તેલ મસળવાથી શરીર પરના મસા સુકાઈ જાય છે. ખસ તથા ખરજવું મટે છે.

૧૫-મસા-અઘેડાનો ખાર અને હરતાલ સમભાગે મેળવીને શરીર પરના નાના મસા ઉપર લગાડવાથી તે ખરી પડે છે.

૧૬–શરીર પરના મસા–માથા ઉપર તથા આખા શરીર ઉપર ઝીણા મસા થાય છે, તે માટે ચૂનો અને કાથો ખાવાના પાનમાં મૂકીને તેની બીડી બનાવવી. તે બીડી મસા ઉપર ઘસવી, તેથી તરત મસા નીકળી જાય અથવા કેલ્શિયમ સલ્ફાઈડની ગોળી ૦। ગ્રેનવાળી એક રોજ ખાવી.

૧૭–મસા–મસા ઉપર કાંદા ઘસવાથી તે ખરી પડે છે.

૧૮–સુકનદરનાં પાન અથવા ખુરખાનનાં પાન શરીર પર ઘસવાથી મસા ખરી પડે છે.

૧૯–મસા ખરી પડે—ચિત્રો, ટંકણખાર, હળદર, ગોળ સમભાગે મેળવી લગાડે.

૨૦–તલ તથા મસા જતા રહે—ધાણા વાટીને લેપડી મૂકવી.

૨૧–શરીર પરના મસા અને તલ માટે–ચૂનો અને સાજીખાર પાણીમાં વાટી ચોપડે તો શરીર પરના તલ તથા મસા ખરી પડે છે.

૨૨–શરીર પરના મસા ખરી પડે–ફૂલાવેલો સંચોરો ૧ તોલો, કળીચૂનો એક તોલો, કાંદા ૬ તોલા મેળવીને મસા ઉપર લગાવ્યા કરવું.

શરીર ઉપર તેમ જ નાકમાં, જીભ ઉપર, હોઠ ઉપર અને સફરામાં ચામડી ઉપર અંકુરો ફૂટે છે તેને બેરવી કાઢવાના ઇલાજો:

૨૩–અઘેડાનો ખાર પાણી સાથે લગાડવો.

૨૪–હરતાલ અને અઘેડાનો ખાર મેળવી લગાડવો.

૨૫–આકડાનું દૂધ લગાવ્યા કરવાથી મસો બળી જશે.

૨૬–ચૂનો, સાજીખાર, પાણી સાથે લગાડવો.

૨૭–ફટકડી એરંડિયામાં મેળવી લગાડવી.

૨૮–મસા નાકમાં—પીપર, ધુમાડાની મેંશ, દેવદાર, દૂધ, સિંધાલૂણ, અઘેડાનાં બી દરેક ૦। તોલો, તેલ ૨॥ તોલામાં ઉકાળી તેલ બનાવી લગાડવાથી નાકના મસા દૂર થાય.

હરડાં-બહેડાં ૦। તોલો, ગુગરલેડનું પાણી ૧૫ તોલા, અફીણનો અર્ક ૨॥ તોલા, મેળવી મસા ઉપર લગાડે. ઍસિડ લૅક્ટિક અને ગ્લીસરાઈન તલ પર લગાડે. કાગળની બીડીનો ધુમાડો ૦। કલાક સુધી મસા પર લગાડે.

તલ અને શરીર પરના મસા માટે: ઍસિડ લૅક્ટિક અને ગ્લીસરાઈન સમભાગે મેળવી રોજ બે વાર લગાડે.

## મંત્રથી દરદ દૂર થાય

મંત્ર, તંત્ર અને જંત્રથી દરદો સારાં થાય છે. જંત્ર એટલે કાગળ ઉપર હિસાબી આંકડા લખીને તે શરીર ઉપર બાંધીને દરદને હટાવવું તે.

મંત્ર એટલે ખુદાનું નામ યાદ કરી દરદને દૂર કરવું તે.

તંત્ર એટલે ઇલ્મવિદ્યા, ખેલ કરીને, અખતરા કરીને, દવાઈ કરીને, દરદીની

રૂખ સાચવીને તેના મન ઉપર જોઈતી અસર કરીને દુખ સારું કરવું તે

આ ઇલાજો આગલા વખતમા બહુ ચાલતા હતા, જે આ જમાનામાં તદ્દન નરમ પડી ગયા નથી કેળવાયેલા મગજને ઠગે એવા નવી ઢબના ઇલાજો ચાલુ છે

## માંકડી-દાઢી પર કોહવાટ

૧-માકડી-સફેદ ફૂલવાળા ધતૂરાનો રસ લગાડે અથવા પાન છૂંદીને બાધે તો માકડીની ફોલ્લી સારી થાય

૨-માકડીની ફોલ્લી-ચૂનો અને લીબુનો રસ લગાડવાથી માકડી સારી થાય છે.

૩-માકડીના ફોલ્લા માટે-હળદર અને દિવેલનો ખોળ પાણીમા વાટી લગાડવુ.

૪-માકડીના ફોલ્લા માટે-લીબુનો રસ અને તેલ મેળવી લગાડે તો સારું થાય છે

## માથાનો ખોડો-લીખ

૧-માથાનો ખોડો-ઈંડાની કાચી દાળ માથા ઉપર મસળવાથી માથાનો ખોડો નીકળી જાય છે, વાળ બહુ સુવાળા થાય છે કાચા ઈંડાની દાળ ચામડી ઉપર મસળવાથી ચામડી સુવાળી થાય છે અને તેજ વધે છે

૨-માથામા ખોડો તથા ફોલ્લા-જૂના ચામડાની રાખ દિવેલમા મેળવી લગાડવી.

૩-ખોડો અથવા માથાના ફોલ્લા-ધાણા સરકામા વાટી માથે લેપ કરવો.

૪-ખોડો માથાનો, ફોલ્લી માથાની-ઘોડાના નખની રાખ દિવેલમાં ચોપડવાથી સારું થાય

૫-લીબુનો રસ માથે ઘસવો

૬-લીબોળીનુ તેલ લગાડવુ

૭-ભોયરીંગણીનો રસ વાળ પર મસળવો

૮-ભાગરાનો રસ માથે લગાડવો

## માથાનો દુખાવો

### માથે ભમરી

૧-માથાના દુખાવા માટે-સુખડ પાણીમા પાતળુ ઘસી માથે ચોપડવુ. તે સુકાઈ જાય અને તરત ફરી ચોપડવુ. ઘણીવાર સુકાવાથી ગરમી સુસાઈ જઈ માથાનો દુખાવો નરમ પડે છે. આવી રીતે ઘણી વાર મૂકવાથી તે બરફની ગરજ સારે છે

૨-માથુ દુખવુ-સેદરડીના પાન માથે બાધવાથી માથાનો દુખાવો નરમ પડે છે અથવા હીરાબોળ અને સરકો મેળવી માથે લેપ કરે

૩-માથાનો દુખાવો વાથી થતો હોય તે માટે-એરંડાનુ મૂળ પાણીમા ઘસી માથા ઉપર લગાડ્યા કરે, લેપ સુકાય અને ઉપર ઉપર લગાડ્યા કરે

૪-માથાના દરદો-માથાના ઘણી જાતના દરદો માટે દિવેલના પાન ઉપર ઘી લગાડી માથે મૂકે તો બહુ ફાયદો થાય છે અથવા કપાસ(નરમાનો)ના પાનનુ વરાળિયુ માથે બાધે

૫-માથાનો દુખાવો ૧૦ વરસનો સારો થાય-કરેણની કળી બે તોલા, ભિનામુ ૧ તોલો, વછનાગ ૦। તોલો, ૧ શેરનુ તેલ બનાવી ૭ દિવસ માથે લગાડે અથવા સૂઠ અરીઠા પારસ-પીપળાના બી મરી સમભાગે પાણીમા વાટીને નાસ લેવો અથવા સૂઠ પાણીમા ઘસીને માથે લગાડવી

૬-માથાનો દુખાવો નરમ પડે-કાકડીને છોલી, બિયા કાઢી નાખવા તેના નાના કટકા કરી અરધે ભાગે સાકરનો ભૂકો સાથે મેળવવો એક કાસાની થાળીને એક બાજુ તે મેળવેલી કાકડી મૂકવી અને થાળી વાળી વાળી રસ એકઠો થવા દેવો તે રસનો નાસ લેવો

૭-રાઈને સરકામા ચઢાવીને તેનુ પ્લાસ્ટર પગને તળિયે લગાડી એક કલાક રાખે અથવા પકાવેલા સમુદ્રફળનુ ચૂર્ણ સૂઘવાથી લીંટ નાકમાથી નીકળે, છીંક આવી માથુ નરમ પડે છે અથવા સાજીખાર ગાયના માખણમા ખાવો

૮-માથાનો દુખાવો-અજીરણ-પેટનો દુખાવો માટે, લોહીનુ ફરવુ થાય-સૂઠ દારૂમા ઘસી માથે લગાડવી, સૂઠ ગોળ સાથે ખાવી

૯-માથાનો દુખાવો-અરીઠાની છાલ અથવા આબાની અતરછાલ પાણીમા ઘસી નાસ લેવો

૧૦-માથુ ગરમીનુ દુખે અને પાત જાય-તો લીલોફળ (નીલોફર-કુપરીનુ ફૂલ)-કમળનુ ફૂલ એની ચા પીવાથી ફાયદો થાય છે

૧૧-માથાનો સખત દુખાવો માટે-ખાટુ લીબુ માથે ઘસવુ

પિત્તના તાવથી માથુ દુખે તો કોઈ પણ જાતને સરકો લઈ તેમા લૂગડુ ભીજવી માથે મૂકવુ અથવા જવદ સરકો સૂઘાડવો

૧૨-માથુ દુખે (પિત્તના તાવનુ) ત્યારે પાણી સાથે સુખડનો ઘસારો કરી માથે લગાડવો

૧૩-માથાના અનેક દરદો માટે ત્રિફળાનુ ચૂર્ણ ૦॥ તોલો, મધ, ઘી સાથે ચાટી લેવુ

૧૪-પિત્તના માથાના દુખાવા માટે-તકમરિયાનો લુઆબ સાકર સાથે આપવો

૧૫-કફના માથાના દુખાવા માટે-પીપરીમૂળના ગઠોડાનુ ચૂર્ણ ગોળ સાથે આપવુ

૧૬-સર્વ પ્રકારના માથાના દુખાવા માટે-જેઠીમધ ૪ વાલ વછનાગ ૧

વાલનું ચૂર્ણ ૧ રતી સૂંઘવું.

જીવડાને લીધે માથાનો દુખાવો હોય તો નાકે ટર્પેન્ટાઇન લગાડવું. કીડા નીકળી પડશે. લીંબોળીનું તેલ સૂંઘવાથી એવો જ ગુણ છે.

૧૭-માથાના દુખાવા માટે-જલદ ચામાં ૧ આખા લીંબુનો રસ મેળવી ગરમ ગરમ ચા પીવી.

૧૮-થૂંકને પાણીમાં ઘસી નાસ લેવો.

૧૯-બોરડીનું મૂળ અને પીપર ઘસી કપાળે લગાડે.

૨૦-કેળની કૂંપળનો રસ માથે લગાડે.

૨૧-માથાનું દરદ મટે-ાા તોલો કાળી મૂસળી કોપરાં સાથે ખાય.

૨૨-કોઈ પણ જાતનું માથું દુખતું નરમ પડે-સૂંઠ, કેસર અને સાકર સમભાગે મેળવી તે ચૂર્ણ બે માસા ઘીમાં મેળવીને સૂંઘવું.

૨૩-મગજની ગરમી મટે-વછન વેલાનો જમાવેલો રસ તાળવા પર મૂકે.

૨૪-મગજે તરી રહે-ગાયના માખણ સાથે સોનામુખી ખાવી.

૨૫-ગરમી અથવા પિત્ત થવાથી માથું દુખે-તે માટે સુખડ પાણીમાં ઘસી માથે અને પગને તળિયે વારંવાર લગાડે, પાણી સુકાય ને ફરી ફરી લગાડે.

૨૬-માથાનો દુખાવો નરમ પડે-સેવંતીનાં ફૂલની બારીક કાતરી કરી ઝીણા લૂગડામાં મૂકી માથે બાંધે અથવા આ ફૂલને પાણીમાં ભીંજવી રાખી માટીના વાસણમાં ગાળા રાખે. તેનાં પોતાં માથે મૂકે.

૨૭-તાવના દરદીનું માથું દુખે તે માટે સરસના ઝાડના પાનનું વરાળિયું માથે બાંધે તો દુખાવો નરમ પડે.

૨૮-માથાનાં દરદો છીંક લાવવાથી નરમ પડે.

આકડાનું દૂધ રાખમાં મેળવી તેનું ચૂર્ણ સૂંઘે. આઠમે ભાગે મરી મેળવવાથી વધુ ફાયદો થાય.

૨૯-છીંક આવે-ધોળી કરેણનાં પાનનું ચૂર્ણ સૂંઘે. છીંક બંધ કરવી હોય તો ઘી સૂંઘે.

૩૦-પકવેલા સમુદ્રફળનું ચૂર્ણ સૂંઘવું.

૩૧-અરીઠાનું ચૂર્ણ સૂંઘવું.

૩૨-કૂકડવેલનાં દોડવાં પાણીમાં ૧ રાત રાખે, તે પાણીનાં બે ટીપાં નાકમાં મૂકે તો રસો ગળે અને આધાશીશી, કમળો મટે.

૩૩-છીંક આવે, માથાનો દુખાવો નરમ પડે-કુલીંજનનું ચૂર્ણ તપખીરની માફક સૂંઘે તો માથાનો દુખાવો નરમ પડે.

૩૪-છીંક આવે-ભોંયરીંગણીના ફળનાં બીનું ચૂર્ણ સૂંઘે.

૩૫-છીંક આવે-મરીનું બારીક ચૂર્ણ સૂંઘવાથી છીંક આવે છે.

૩૬-છીંકણી-કરેણનાં મૂળનું ચૂર્ણ તપખીરમાં મેળવી સૂંઘે તો છીંક

ઘણી આવે.

૩૭-માથાના દુખાવા માટે-સાબરશિંગુ પાણીમા ઘસી માથે લગાડ્યા કરવુ

૩૮-માથાનો દુખાવો મટે-પાનની લેપડી માથે મૂકવી

૩૯-માથાનો દુખાવો નરમ પડે-લીબુની ફાડમા એક વાલ અફીણ, બે વાલ લોબાન અને ચાર વાલ મરી છૂદેલા મૂકી તેને ગરમ તવેથા ઉપર મૂકે લીબુનો રસ ખદખદે કે તરત માથે ઘસવો

૪૦-માથુ દુખે ત્યારે-મરી, લોબાન, ચોખાનો આટો ગરમ પાણીમા લેપડી કરી માથે મૂકવા

૪૧-મસ્તકવાયુ માટે-આકડાના પાકેલા પાન માથે મૂકવા

૪૨-માથાનો દુખાવો, લવારાબકારા સાથેનો મટે-આ દરદ માટે પાચથી દસ અરીઠાનુ ફીણ કાઢી કપાળે અને માથે ચોપડવુ

૪૩-માથાના દુખાવા માટે-આમળાનુ ચૂર્ણ ૦। તોલો ઘી અને સાકર સાથે મેળવી સવાર-સાજ ખવડાવે

૪૪-માથુ દુખે ( ગરમીથી ) તો કાદો ભાગીને સૂઘવો

૪૫-મગજતરી, માથાનો વેગ જાય-મદામની મીજ ૧।। તોલો, ખસખસ ૦।। તોલો દૂધ શેર ૧।।મા નાખી ઉકાળે ૦।।। શેર રહે ને તેમા સાકર ૩ પૈસાભાર નાખી રોજ સૂતી વેળા પીએ જરપત થઈ શકે તો અદર ઘી ૧ પૈસાભાર નાખે

૪૬-માથુ દુખવા માટે-લોહીના જુસ્સાથી માથુ દુખે ત્યાર ગરમ પાણીમા મીઠુ નાખી પગના તળિયા શેકવા

૪૭-માથુ દુખતુ નરમ પડે-એક ચપટી મીઠુ મોઢામા મૂકી ઠડુ પાણી પીવુ

૪૮-માથુ દુખે તે માટ પિપરમીટના ફૂલ માથે મસળવામા આવે છે

૪૯-માથાનુ દુખવુ-શરદીનુ માથુ દુખે તો મરી ખાડી પાણી માથે મેળની માથા ઉપર લગાડવુ

૫૦-માથાનો દુખાવો-નગોડના પાનનો બાફ લેવો, પછી તે પાન માથે બાધવા

૫૧-માથાનો દુખાવો નરમ પડે-બોરસનીના ફૂલનુ ચૂર્ણ સૂઘે

૫૨-માથુ દુખવાનુ ઘણા લાબા વખતનુ હોય ત્યારે અનતમૂળની સાથે ચોપચીની ખાવામા આવે છે

૫૩-માથાના દુખાવા માટે-કાચા તૂરિયાનો રસ ગરમ કરી માથે લગાડે તો માથુ દુખતું નરમ પડે છે અથવા આમળાનો ભૂકો ૦। તોલો તેટલી જ સાકર સાથે મેળવી રોજ સવારે ઘી સાથે ખાવો

૫૪-આમળા નીલોફર કેસરને ગુલાબજળમા છૂદી લેપડી કરી માથા ઉપર મૂકવી

૫૫-માથાનો દુખાવો-જે તરફનુ માથુ દુખે તે તરફના કાનમા ઇથિગના પાચ ટીપા મૂકવાથી દુખાવો તરત નરમ પડે

૫૬-માથું દુખે-પિત્તના તાવમાં માથું દુખે ત્યારે કોકમડીના રસમાં કપડું ભીંજવી કપાળે મુકવું.

૫૭-ગરમીથી માથાનો દુખાવો થાય, તેનો નવાબી ઇલાજ-સવારના પહોરમાં ગરમ ગરમ જલેબી ખાવી. કોઈવાર બરફી, પેંડા ખાવાથી માથું દુખતું નરમ પડે છે.

૫૮-માથાનો દુખાવો નરમ પડે-તુળસીનાં પાનની લેપડી કરી માથે મૂકે; તે સુકાય ત્યારે દુખતું માથું નરમ પડે. આ ઉપાય ઘણો જાણીતો છે.

૫૯-માથાના દુખાવા માટે-નવટાંક કાળી દ્રાક્ષ, ૮। શેર પાણીમાં એક રાત ભીંજવી તેનો રસ કાઢી રોજ સવારે પાંચ દિવસ સુધી પીવું.

૬૦-માથું દુખે છે-કોઈ દરદીને કેરબાની માળા પહેરવાથી માથું દુખે છે. મગજને નુકસાન થાય છે. તેવા દરદીએ બનફશાનું શરબત અથવા બનફશાની ચા પીવી.

૬૧-માથાનો દુખાવો-એરંડિયાનું મૂળ પાણીમાં ઘસીને માથે લગાડે અને પગના તળિયામાં ઘસે તો ગરમીથી ચટેલું માથું ઊતરે.

૬૨-માથું દુખે તે ઉપર કેવડાની જડ પાણીમાં છૂંદી માથે મૂકવી.

૬૩-માથાનો દુખાવો નરમ પડે-૩ વાલ ચૂનો અને ૩ વાલ કપૂર હાથ પર મસળી સૂંઘે અથવા નાકમાં લગાડે તો નાકમાંથી રસ નીકળી માથાનો દુખાવો નરમ પડે.

૬૪-માથાના દુખાવા માટે-જાયફળ દૂધમાં ઘસી દુખાવા પર લગાડે.

૬૫-માથાના દુખાવા માટે-દૂર્વા ઘાસના રસમાં ચોખા વાટીને માથે લેપ મૂકવો.

૬૬-માથાના રોગ માટે-તેલની બસ્તિ દેવી. તે રીત નીચે મુજબ છેઃ

ચામડાની અથવા લેધર ક્લોથની, દરદીને માથે બેસતી આવે તેવી બંને બાજુથી ખુલ્લી ટોપી બનાવવી. તે ટોપી દરદીને માથે પહેરાવવી. અડદના આટાની કણેક બનાવી તે માથાની ચામડી અને ટોપીની કોર વચ્ચે લગાડવી. (જેમ કાચની બારીને લાંપી લગાડે છે તેમ); જેથી ટોપીમાં નાખેલું તેલ બહાર નીકળે નહિ. પછી માથા પર મૂકેલી ટોપીની અંદર તલનું તેલ ધીરેથી નાખવું અને તે પંદર મિનિટ રહેવા દેવું. આ પ્રયોગથી માથાના અનેક દુખાવા નરમ પડે છે. આંખ અને મોઢામાંથી પાણી છૂટે છે. ૦1 કલાક પછી દરદીને ગરમ પાણીથી નવડાવવો. આ પ્રયોગ સાત દિવસ ચાલુ રાખવો.

૬૭-માથાનો દુખાવો મટે-૧૦ વરસની જમરૂખીનું મૂળ પાણીમાં ઘસી દુખાવા પર લગાબા કરે.

૬૮-માથું ખાલી આવે, માથામાંથી રસ નીકળે-દારૂ, સરકો, દાડમની છાલ, મધ, નિમક સમભાગે મેળવી ૪ મહિના સુધી રોજ લગાડવું.

૬૯-માથાના દુખાવા માટે-આમળાનુ ચૂર્ણ ૦। તોલો લઈ ઘી અને સાકર સાથે મેળવી સવાર-સાંજ ખાવુ

૭૦-માથુ દુખે ત્યારે-મરી કરંજના તેલમા મેળવી લગાડવુ.

૭૧-માથાના દુખાવા માટે-ગળા પર અને ગરદન પર માટીના પાટા બાધવા.

૭૨-માથાના દુખાવા માટે-માખણ માથા ઉપર રોજ મસળવુ. આથી આંખનુ તેજ પણ વધે

૭૩-માથાનો દુખાવો-કોઈ પણ જાતનો હોય તે મટે-લીમડાના પાનનુ વરાળિયું અધોં અને કલાકે માથા પર મૂકવુ

૭૪-માથાનો દુખાવો મટે-ઈંડાની દાળ ૪, ઘી નવટાક, ખાંડ નવટાક, આ ત્રણેને પકાવી ગતે સૂતી વેળા ખાય અને ઉપરથી પાણી પીએ

૭૫-માથાનો દુખાવો મટે-બકરીના ભેજાને બાફી તેનો બાફ લેવો, અને તે ભેજુ ઘીમા તળીને ખાવુ ત્રણ દિવસ આ ઇલાજ ચાલુ રાખવો

૭૬-માથે શળ મારે ત્યારે આમળાનુ ચૂર્ણ સાકર સાથે ખાવુ.

૭૭-નારાયણ તેલ અથવા ફળઘૃતના ટીપા મૂકે.

૭૮-નાકછીંકણી અથવા કાયફળનો ભૂકો સૂઘે

૭૯-ચૂનો અને નવસાર પાણી સાથે મેળવી સુંઘે.

૮૦-બદામનો મગજ ૩ દાણા, સફેદ મરી ૨ દાણા ગાયના ઘીમાં કકડાવીને નાકે મૂકે અને બદામનું મગજ અને મરી દૂધમા ઉકાળી ૩ દિવસ પીએ

૮૧-સુખડનો વહેર, વાળો, દિવેલનો લેપ માથે મૂકે.

૮૨-માથાનો દુખાવો-ઝામરવાથી આખે ઓછું દેખાય તે માટે પીપર-પરનો વાદો (એક જાતના રોપો ઝાડ ઉપર ઊગે છે તે) લાવી તેના પાનની લેપડી માથે મૂકે

૮૩-સળેખમથી માથાનો દુખાવો-મરીના દાણા ખૂબ વાટીને પાણી સાથે ભૂખે પેટે બે માસ પીએ.

૮૪-કાચા ચોખામા ૨ લવંગ વાટી માથા પર લેપ કરે.

૮૫-ઝામગવા-માથાનો દુખાવો-ચણોઠીનું મૂળ પાણીમા ઘસી સૂંઘા કર.

૮૬-નગોડના પાન વાટી દૂધમા ખખડાવી માથે મૂકે

૮૭-લીમડાનું છોડું પાણીમા ઘસી માથે લગાડે.

૮૮-શરદીનુ માથું દુખે તે માટે-કૂતરિયા ઘાસનાં પાનનો રસ સૂઘે, છીંક આવે ત્યારે દુખાવો નરમ પડે

૮૯-માથાનો દુખાવો બે મિનિટમા નરમ પડે-ફેનેસેટાઈન, એનેન્ટીફેબ્રિન ખાવાથી દુખાવો નરમ પડતા ૧૫ મિનિટ લાગે. પણ નીચલો ઉપાય ચમત્કારિક છે, બે મિનિટમાં દુખાવો બધ પડેઃ નેપાળાની બીજની અંદરની પાતરી કાઢી નાખે અને એનુ મગજ ૧૨ ભાગ, કપૂર ૧ ભાગનું પાતાળજંતરથી તેલ કાઢી સૂંઘે

૯૦-ચિનાઈ સાકરના ભૂકાનો ધુમાડો નાકે લે.

૯૧-દુખાવો પિત્તનો હોય તો-સો વાર પાણીથી ધોયેલું ઘી માથે મૂકવું.

૯૨-જેઠીમધ, ચંદન, ધમાસો દરેક બે તોલા, ઘી ત્રણ તોલા દૂધ ૧૨ તોલાનું ઘી બનાવી નાકે મૂકે. ઘી ૧ તોલો રોજ સવારે ખાય.

૯૩-દરાખ, જેઠીમધ, સાકર એકેક વાલ દૂધમાં વાટે, કપડે ગાળે અને નાકે મૂકે. રોજ બે વાર મૂકે.

૯૪-નબળાઈથી માથાનો દુખાવો-ઉપલેટ, એરંડિયાનું મૂળ, સૂંઠ સમભાગે છાશમાં મેળવી લેપ કરી માથે મૂકે.

૯૫-દરદ વાથી હોય તો અડદના લોટનો જાડો રોટલો બનાવી માથે ૧ પહોર સુધી બાંધી રાખે.

૯૬-ઠળિયા વગરની કાળી દરાખ નવટાંક, બશેર પાણી આખી રાત ભીંજવી રાખે, ગાળીને રોજ સવારે પાંચ દિવસ પીએ.

૯૭-તડકાને લીધે માથું દુખે તો આકડાનું પાન માથે મૂકવું.

૯૮-ચિનાઈ ચા પીનારની ભૂખ મરી જાય અને માથે દુખાવો અને ભમરી થાય. તે ચાને બદલે નીચલી ચા પીએ તો પિત્ત, વાયુ, શરદીના વ્યાધિ દૂર થાય.

તુલસી, શરમાઉ ઝાડ (લજામણી), આંબો, બીલી, કલાર(ઓડિયો)નાં પાનની ચા રોજ પીવી.

૯૯-અગથિયાની ધોળો અને રાતો બે જાત છે; સીંગ અને ફૂલ શાક તરીકે વપરાય છે. આમલીનાં પાન જેવાં એનાં પાન છે. એક ડાંખળીમાં ૨૦ થી ૪૦ પાન રહે છે. એનું લાકડું બહુ હલકું અને પોચું છે. જલદી સડી જાય છે. અગસ્ત્ય તારો ઊગે ત્યારે એને પુષ્કળ ફૂલ પેદા થાય છે. એનાં ફૂલનો રસ નાકે મૂકે તો માથાનો દુખાવો નરમ પડે. નાક ઝરે, શરદી મટે.

૧૦૦-કોઈ પણ કારણે માથું દુખે તો તેમાં માથાની નસોની નબળાઈ સમજવી. તાળવે અને કપાળે ૦ા તોલો ઘી ઘસવાથી જે ફાયદો થાય તે ત્રણ શેર ઘી ખાવાથી ન થાય. બદામ લાંબો વખત ખાવાથી માથાને જે ફાયદો થાય છે તે ફાયદો ઘી કપાળે અને માથે ઘસવાથી તરત થાય છે.

૧૦૧-નાકછીંકણી સૂંઘે તેમાં અરીઠાની છાલ, નવસાર, તમાકુ, સફેદ મરી, કડવી ઘિસોડી, કળીચૂનો એમાંનું એક ચૂર્ણ હોય છે.

૧૦૨-કાંસકીનું મૂળ અને મરી પાણીમાં ઘસી લગાડે.

૧૦૩-મગજે કૌવત આવે-ખસખસ ૮ તોલા, જાયફળ ૧ તોલો, સફેદ મરી ૮ તોલા, ખાંડ શેર ૧ાા, કમલબીજ ૮ તોલા, માવો ૧ શેર, બદામ ૮ તોલા, એલચી ૧ તોલો એનો પાક બનાવી ખાય.

૧૦૪-કંકોડાં, રતાંજલી, મરી, ટોપરાંનું તેલ એનો લેપ લગાડે.

૧૦૫-મજીઠનું પાણી ઠંડું પીવું અથવા એની વરાળ માથે લેવી.

૧૦૬-ધંતૂરાનાં પાનના રસનું ચૂર્ણ અને તેલ માથે લગાડે.

૧૦૭-રામબાણ ઇલાજ-ગળો, કરિયાતું, ત્રિફળા, હળદર અને કડુનો ઉકાળો ગોળ સાથે પીવો. કાનનું શળ, આંખનું શળ અને માથાનો દુખાવો મટે.

૧૦૮-સાધારણ ગરમ પાણીમાં પગ બોળે અને માથે ઠંડા પાણીની ધાર ઊંચેથી નાખવી, પછી સુવું.

૧૦૯-માથું મટે-વછનાગ ગ્રેન ૩-૯૨, કેફીન -૯૮, મીલ્ક સુગર ૪-૯૦ એનું એક પડીકું પાણી સાથે ખવડાવે.

૧૧૦-માથાનો દુખાવો, કોઠો, કફ માટે-અઘેડાના બીનું ચૂર્ણ સૂંઘે.

૧૧૧-વારંવાર માથાનો દુખાવો ઊથલો મારે તે માટે-ઇંદ્રવારણીનો રસ ૪ તોલા, તેલ ૧ તોલો ઉકાળી તેલ બનાવે અને રોજ માથે લગાડે.

૧૧૨-ઇંદ્રવારણીનાં મૂળની છાલની ચટણી ૧ તોલો, તેલ ૪ તોલા, પાણી ૧૬ તોલા ઊકાળે; તેલ બનાવી ઘસે.

૧૧૩-ઘોડાવજને પાણીમાં ઘસી માથે લગાડે.

૧૧૪-ડોજરીના બગાડને લીધે માથું દુખે ત્યારે ગરમ પાણી પિવાય એટલું પીવું અથવા ગરમ પાણીની પિચકારી સફરામાં મારવી અને ત્રિફળા, જેઠીમધનું સમભાગે ચૂર્ણ ૦ા તોલો રોજ બે વાર ખાવું, ખોરાક બહુ જ સાદો લેવો, જીવવા માટે જ ખાવું, સ્વાદ માટે ન ખાવું.

૧૧૫-ઘોડાવજ અને સૂંઠ સમભાગે બાળી ચૂર્ણ કરે ને સૂંઘે તો એ જ વખતમાં વાયુથી અથવા ગરમીથી થતો દુખાવો નરમ પડે.

૧૧૬-બીલી, નગોડનાં પાન, અજમો, માલકાંકણી મસળીને તેની રોટલી બનાવી માથે મૂકે અથવા ટોપી બનાવી માથે પહેરે તો તરત દરદ નરમ પડે.

૧૧૭-આમર-માથાનો દુખાવો-દિવેલાના મીંજને વાટવાં, દિવેલાના પાનને દિવેલ લગાડે તે ઉપર વાટેલી ચટણી ચોપડે, રોટલાનો આકાર કરે, તે ઉપર દિવેલ લગાડે પછી દરદીના માથા ઉપર તે રોટલો મૂકે. ચટણી માથાને લાગે, અને પાતરું ઉપર રહે તે ઉપર પાટો બાંધી ૧૦ કલાક રહેવા દે. ૧ અઠવાડિયું આ પ્રયોગ કરવો. તાલ ઉપર દિવેલ ઘસીને પછી રોટલો મૂકે તો જલદી ફાયદો થાય; પગનાં તળિયાંમાં દિવેલ લગાડી કાંસાના વાડકાથી ઘસે.

૧૧૮-કાળી મરોડી ભીંજવે-લૂગડાં પર લગાડીને ગળે બાંધે.

## મીઠી પેશાબ-સાકરિયો પરમો-મધુપરમો

૧-મીઠી પેશાબવાળા દરદીએ ખાંડ વગરની પણ દૂધ સાથેની ચા પેટ ભરીને બે-ત્રણ વાર રોજ પીવી. નીકળતી ખાંડ ચાર દિવસમાં ઓછી થાય છે. સ્પેસિફિક ગ્રેવિટિ તપાસતાં તે માલૂમ પડે છે.

૨-મીઠી પેશાબવાળા દરદી માટે-તલને ઘાણીમાં પીલી ઘોડું તેલ કાઢી

લેવું. થોડું તેલ તલમાં રહેવા દેવું. આ તલના ખોળને ગોળ સાથે મેળવી લાડુ બનાવવા અને રોજ ખાવા. તલના લાડુ ચોક્કસ ઠંડી મોસમમાં ખાવાનો રિવાજ બહુ લાંબા વખતનો છે અને તે ઠંડી દૂર કરવા અને શરીરે ગરમી લાવવાનો વૈદિક હેતુ હોવો જોઈએ. મીઠી પેશાબવાળા દરદીને માટે આ ઇલાજ સસ્તો, સહેલો અને સ્વાદિષ્ટ છે.

૩–પેશાબ ઘણી વાર થતો હોય–મીઠી પેશાબ હોય તો નવ પૈસાભાર કાળા તલ સવારે નરણે કોઠે ખાવા.

૪–મીઠી પેશાબ માટે–આંબાના ઝાડની અંતરછાલનો ઉકાળો નીચે મુજબ પીવાથી મીઠી પેશાબવાળા દરદીનો પેશાબ ઓછો થાય છે. છાલ ચાર તોલા. પાણી શેર એકમાં ઉકાળી ૦। શેર રાખીને પીવું. એમાં બિલામું એકના કટકા કરી નાખવાથી એનો ગુણ વધે છે.

૫–મીઠી પેશાબ–આંબાનાં કુમળાં પાંદડાં કાચાં અને તાજાં ખાવાથી મીઠી પેશાબવાળાને ગુણ કરે છે.

૬–સાકરિયો પરમો–ગળોસત્ત્વ ૩ ભાગ, જેઠીમધ ૫ ભાગ, સૂંઠ ૩ ભાગ, પારો ૧ ભાગ, ત્રિફળા ૩ ભાગ–આ પ્રમાણમાં સઘળી ચીજો મેળવી તેમાંથી ચણા જેવડી ગોળીઓ બનાવી એક ગોળી દિવસમાં બે વાર ખાય તો સાકરિયો પરમો નરમ પડે. ત્રિફળા અને પારો પહેલાં સાથે મેળવવાં.

૭–મધુનાસીનો વેલો રજપૂતાના તરફ થાય છે. નાગરવેલના જેવાં પણ અણી વગરનાં એનાં પાન છે. એનાં પાન અથવા ડાંખળી ચાવીને મીઠાશ ખાય તો ગળપણ લાગે નહિ. ગોળના માટલામાં એનો રસ મુકાય તો ગોળમાં મીઠાશ રહે નહિ.

મીઠી પીશાબ માટે–મધુનાસીની ડાળી અને પાનનો પાણી સાથે વાટી. કાઢેલો રસ બે તોલા રોજ બે વાર ખાધા પહેલાં પીએ તો ઘણો ફાયદો થાય.

૮–શરીરે શક્તિ, મીઠી પેશાબ–વડના ઝાડની છાલની ચા પીવાથી શરીરે શક્તિ ઘણી આવે છે અને મીઠી પેશાબવાળા દરદીને ઘણો ફાયદો થાય છે. છાલમાં ૧૦ ટકા ટૅનિક ઍસિડ છે.

૯–મીઠી પેશાબ માટે–બકરાંની તલ્લીને છરી વતી કાપ મૂકી અંદર મીઠું ભરી ભૂંજીને પંદર દિવસ ખાવામાં લે તો મીઠી પેશાબવાળા દરદીને ઘણો ફાયદો થાય છે.

૧૦–મીઠી પેસાબને ફાયદો થાય–ચિત્રાનું મૂળિયું, જાયફળ, જાવંત્રી, ધાણા, જીરું સર્વે સમભાગે લઈ ચૂર્ણ બનાવે. ૦। તોલો ચૂર્ણ રોજ સવાર–સાંજ ખાય. ઉપરથી તાજી છાશ અથવા દૂધ પીએ અથવા ગોખરુ, કાળા તલ, ખસખસ, સૂકાં આમળાં, જાંબુના ઠળિયાનું સમભાગે ચૂર્ણ બનાવી તેમાંથી ૦।। તોલો રોજ બે વાર ખાય.

૧૧–પીલુ (પીસાચી, જે માથેરાન અને મહાબળેશ્વરમાં બહુ થાય છે)નાં પાન ૦ા શેર અને કેશર ૦ા તોલાનું ચૂર્ણ ૦ાા તોલો સવાર-સાંજ રોજ ખાય અને ઉપરથી છાશ અથવા દૂધ રોજ પીએ.

૧૨–મીઠી પેશાબને ફાયદો થાય–પીલુનું અથવા પીસાચીનાં પાનની ચા રોજ બે વાર પીવી.

૧૩–મીઠી પેશાબવાળા દરદી માટે–ઘઉંના થૂલાની રોટી ખાવામાં ફાયદો થાય છે. એમાં સ્ટાર્ચ (આટો) રહેતો નથી, તેથી પેશાબમાં ખાંડનો વધારો થતો નથી.

૧૪–મધુપરમો, મીઠી પેશાબને ફાયદો થાય–જવની રોટી અને દૂધ સિવાય બીજો ખોરાક લેવો નહિ. ઘણા દિવસ આ ઇલાજ ચાલુ રાખવાથી ફાયદો થાય. ૧૫ દિવસમાં તેનો ગુણ જણાય.

૧૫–મીઠી પેશાબવાળાં દરદી માટે–આમળાંનું ચૂર્ણ ૦ાા તોલો દિવસમાં ત્રણ વાર લેવાથી ફાયદો થાય. ખાધેલું અનાજ દરદીના શરીરમાં ખાંડ પેદા કરે છે તેનો અટકાવ થાય.

૧૬–મીઠી પેશાબ માટે–મરઘીનું એક ઈંડું સરકામાં બોળી રાખવું. તે નરમ થાય ત્યારે કોટલાં સાથે આખું ઈંડું દરદીએ રોજ સવારે ભૂખે પેટ ખાવું.

૧૭–મીઠી પેશાબ, પથરી માટે અકસીર ઇલાજ: સરફેદા, સાથરા, એકેક તોલો; બનફશા, જુફો, કરિયાતું, જેઠીમધ, રાજનશ, સુરીંજન, મકો, વરિયાળી, શાહજીરું, બહેડાંની છાલ, ગઝો, કાળી દરાખ, ઉસતે ખરકુસ, દારુહળદર, મોટી હરડે-છાલ, ધાવ્યા, ચોપચીની, ચિનીકબાલા, નાગરમોથ, આમળાંની છાલ, દરેક ૦ાા તોલો, સીપીસતાન, ઉનાબ, દરેક બાર દાણા, લઈ એ બધું પાણી ૪ શેરમાં ઉકાળી અર્ધું બળે ને પાણી ગાળી લેવું. કુચાને ફરી બશેર પાણી સાથે ઉકાળી ૧ શેર પાણી રહેવા દેવું આ બંને પાણીને ઉકાળી ૦ા શેર રાખવું. તેના ૩ ભાગ બનાવી રોજ ત્રણ વાર પીવું. એનો સામરો અર્ક બની શકે. તે રોજ પીવાથી બહુ મોટો ફાયદો થાય છે. આ નુસખો અસરકારક છે.

૧૮–મીઠી પેશાબ માટે–લોબાન ફુલ વાલ ૧ થી ૨ જમવા પહેલાં તરત લેવાં. ખાંડ ખાવી નહિ ખાવાના વખત સિવાય કવખતે કોઈ ચીજ ખાવી નહિ.

૧૯–મીઠી પેશાબ–વડના ઝાડની અંતરછાલ ૪ તોલા પાણી એક શેરને ઉકાળી ૦ા શેર રાખી ૩ વાર પીવું.

૨૦–મીઠી પેશાબ માટે–મીઠાને પાણી સાથે મેળવીને પીવાથી પેશાબ ઓછો થાય છે અને ખાંડમાં ઘટાડો થાય છે.

૨૧–મીઠી પેશાબ માટે–લાલ એરંડિયાનાં મૂળ બે તોલા, ધાવ્યા બે તોલા, પાણી ૪૦ તોલાને ઉકાળી પાંચ તોલા પાણી રહે તે રોજ સવારે ભૂખે પેટ પીએ.

૨૨-મધુપ્રમેહ માટે ૨ વાલથી વધારે શિલાજિત દૂધમાં પીવો.

૨૩-લીમડાની છાલનો ઉકાળો મધ સાથે રોજ પીવો.

૨૪-વડ, જાંબુ, ઉમરો, પીપળો આંબો, અરડૂસો, ગરમાળો, કરંજ આ વૃક્ષમાંથી જેટલાંની છાલ મળે તેટલાંનું સમભાગે ચૂર્ણ બનાવી, તેમાં હરડે, બહેડાં, આમળાનું ચૂર્ણ સરખે ભાગે નાખી ૦ાા તોલો ચૂર્ણ રોજ ત્રણ વાર મધ સાથે ખાવું.

૨૫-પીપળાની ટીસી, કુમળાં પાન, છાલ, અથવા ટેટી જે મળે તેની ચા બનાવી બે વાર પીવી.

૨૬-હરણની લીંડીનું ચૂર્ણ અથવા હરણનું મૂત્ર ખાવામાં લેવું. હરણના શરીર પરની હવા લેવી હરણ વસતાં હોય ત્યાં દરદીએ રહેવું.

૨૭-સાબરશિંગાની ખાક ૦ાા વાલ આદાના રસમાં દરદીએ રોજ ખાવી.

૨૮-મીઠી પેશાબવાળા દરદીને વાલની પાપડી અને ઘઉંની રોટી ખાવાથી ઘણો ફાયદો થાય છે.

૨૯-દરદીને ચાવલ આપવાની મના છે. અનાજ અથવા જમીનમાંનો કંદ જેમાં સ્ટાર્ચ હોય તે ખાવાની મના છે; કારણ કે તેથી શરીરમાં ખાંડ પેદા થાય છે અને દરદીને નુકસાન કરે છે. મોઢાની લાળ અને સ્ટાર્ચ સાથે મળે તો ખાંડ પેદા થાય છે. એ જ કારણથી રોટલી અને અનાજ જેમ બહુ ચાવીને ખાઈએ તેમ તેમાં મીઠાશ વધુ લાગે છે.

૩૦-દરદીએ જવનો સાથવો ખાવો. જવને શેકી ને લોટ બનાવી ખાવો ફાયદાકારક છે.

૩૧-લસણ ૦ાા થી ૧ તોલો રોજ દાળમાં, શાકભાજીમાં કે ઘીમાં તળીને ખાવું એ બહુ ફાયદાકારક છે.

૩૨-ઈંગોરિયાં પાકાં ત્રણ દિવસ પાણીમાં ભીંજવવાં. તેના માવાનો એક્સ્ટ્રેક્ટ બનાવી તેની ૦ાા વાલની ગોળી કરવી. એક ગોળી દર ત્રણ કલાકે લેવી.

૩૩-કેસૂડાંનો અર્ક ૫ તોલા રોજ ત્રણ વાર પીવો.

બનાવવાની રીત-કેસૂડાં-ખાખરાનાં લીલાં ફૂલ ૧૦ શેર; જો સૂકાં હોય તો ૫ શેરને ૧ દિવસ ભીંજવી રાખવાં, પછી બાફવાં. તેને નિચોવીને છૂંદો કાઢી નાખવો. પાણીને જંતરથી ગાળવું, પરેજીની જરૂર નથી. થોડે દિવસે મીઠાશવાળાં પકવાન્ન જરૂર ખાવાં. કેવડાનો અર્ક, ઈંગોરિયાની ગોળી, બકરીનું દૂધ એ ચીજો અકેક કલાકને અંતરે ચાલુ લે તો ઘણો ફાયદો થાય.

હલકી કસરત અથવા ચાલવાની કસરત રોજ કરવી.

૩૪-નાળિયેરનો ખોરાક વધુ લેવામાં દરદીને ફાયદો છે.

૩૫-કાળી કસોડીની છાલની ચા પીવી.

૩૬-આવળના મૂળની છાલ અને ગંધક અકેક તોલો, અફીણ ૦ા તોલો,

શિલાજિત ૦ાા તોલો, એનું ચૂર્ણ ૧ વાલ લેવું ઉપરથી બાવળની છાલની અથવા જાબૂના ઠળિયાની ચા પીની, મીઠાશ ખાવી નહિ.

૩૭–ત્રિફળા, કાળીપાટ, મોથ, વાસના પાનનું ચૂર્ણ ૦ાા તોલો મધ સાથે લેવુ ખોરાકમા છાશ વધુ આપવી પેશાબ ઓછો થવામા અજાયબ જેવો ફાયદો થાય છે

૩૮–મધુનાસી (ગુરુમારી–તોરાપાત) ૨ માસા, જાબુના ઠળિયા ૦ા તોલો, ગળવેલ ૦ા તોલો રોજ બે વાર ખાય

૩૯–જંગલમા ચરતા બકરાનું દૂધ નવટાક દર કલાકે પીવુ બકરાઓ જંગલમા જાતજાતની બુટ્ટીઓ ખાય તેથી તેના દૂધમા અને ખાસ કરી મૂતરમાં વૈદકિય ગુણ છે

૪૦–આમળા ખાવાથી દરદીને ઘણો ગુણ થાય છે. સ્ટાર્ચવાળા ખોરાકથી શરીરમા જે ખાંડ ઉત્પન્ન થાય તેનો એ અટકાવ કરે છે.

૪૧–વાસના પાનનો રસ પીવો અથવા કુમળા પાનની ભાજી બનાવીને ખાવી.

૪૨–મીઠો પેશાબ તપાસવાની રીત–કાચની નળીમા દરદીનો પેશાબ નાખે, તેમા મોરથૂથુના પાણીના ટીપા નાખે, પછી લાઇકર પોટાસના ટીપા નાખે તો પેશાબ લાલ થાય, થોડો વખત પછી એ લાલ રંગ ઊડી જાય જો તે પેશાબ ગરમ કરે તો રંગ લાલ પાછો થાય

કાચની નળીમા દરદીનો પેશાબ મૂકે, તેના અર્ધા ભાગે લાઇકર પોટાશ ઉમેરે વળી ગરમ કરે તો પેશાબનો રંગ ભૂરો પોર્ટવાઇન જેવો થાય

## મૂત્રકૃચ્છ્ર–પેશાબ વારંવાર છૂટે–ગુરદાનાં દરદ

૧–મૂત્રકૃચ્છ્ર માટે–દૂધમા ગોળ મેળવીને પીવુ.

૨–મૂત્રકૃચ્છ્ર માટે–તાડનુ મૂળિયુ ચોખાના ધોવણમા ઘસી પીવુ

૩–મૂત્રકૃચ્છ્ર માટે–તાંદળજાની ભાજીના મૂળનો રસ ૦ા તોલો વાસી પાણીમા અથવા ચોખાના ધોવણમા પીવો

૪–મૂત્રકૃચ્છ્ર–આકડાના ફૂલ છાયામા સૂકવેલા, એક શેર જીરું ખભાતી, ૦ા શેરની ફાકી ૦ા તોલો વાસી પાણીમા અથવા ચોખાના ધોવણમા પીવી

૫–મૂત્રકૃચ્છ્ર માટે–ચોમાસાના દિવસોમા વાડામા ફૂતરિયા ઘાસ થાય છે તેના બીજનુ (ઝૂમખાનુ) ચૂર્ણ ૦ા તોલો લઈ છાશની સાથે પીવાથી દરદ તરત નાશ પામે છે

૬–મૂત્રકૃચ્છ્રમાટે–ગોખરુનો ઉકાળો તેમા ૨ વાલ ગૂગળ નાખી પીવામા લેવો

૭–મૂત્રકૃચ્છ્ર સારો થાય–પેશાબ છૂટે–જીરા સાથે જૂનો ગોળ ખાવો

૮–મૂત્રકૃચ્છ્ર માટે અકસીર ઇલાજ–પાષાણભેદ, પીપર, તજ, એલચી દરેક ૧ાા તોલો લઈ ચૂર્ણ કરવુ ૬ તોલા ગોળ ગરમ કરવો તે રસ જેવો

થાય તેમાં ઉપલું ચૂર્ણ મેળવી ૧૪ ગોળી બનાવવી. ૧ ગોળી ચોખાના ધોવણ સાથે રોજ ખાવી.

૯-મૂત્રકૃચ્છ્ર માટે-૧ તોલો જેઠીમધ દૂધમાં ઉકાળી પીવું.

૧૦-મૂત્રકૃચ્છ્ર માટે-ગળોનું સત્ત્વ મધ સાથે ખાવું.

૧૧-પેશાબઘણી થતી હોય તો-૧ તોલો આદુંનો રસ, સાકર સાથે મેળવી દિવસમાં બે વાર પીવો.

૧૨-પેશાબ પાણી થાય તે માટે જુવાર( અનાજ )ના દાણાનો આટો ૧ શેર, ઘી ાા શેર, ખાંડ ા શેરનો લાડુ બનાવી સવાર-સાંજ દરેક વેળા ા શેર ખાવો.

૧૩-સોમરોગ એટલે પેશાબ વારંવાર થાય તે માટે-ભીંડાનાં બી, ગળોનું સત્ત્વ, તાલીમખાનાનાં બીજ દરેક ૦ા-૦ા તોલો લઈ દૂધમાં ઉકાળી પીવું.

૧૪-પેશાબ ઘણો થતો હોય ત્યારે બે આનીભાર ફૂલવેલી હીરાકસી મલાઈ સાથે બે વખત ખાય તો તરત જ ફાયદો થાય.

## મોતિયો આંખનો-આંખનાં દરદો

૧-મોતિયો આંખનો-ખાપરિયું, બરાસકપૂર, સુરમો, પોર્તુગલની તપખીર, હીમજી હરડે સમભાગે લઈ ખૂબ પીસીને તેની લૂગદી કરે, તેને એરંડાના પાનમાં વીંટાળી સૂતરથી બાંધે. તે ઉપર બે આંગળ મટોડીનો થર કરે. લૂગદી સુકાવા પછી ૪ છાણાનાં અંગારમાં પકવે, લાલ અંગારા જેવી લૂગદી થાય તેને બહાર કાઢે. તે ઠંડી પડે તે પછી અંદરથી માખણ જેવું અંજન કાઢી લે. આ અંજનથી આંખળાને બહુ ફાયદો થાય છે.

૨-મોતિયો આંખમાં પાકે નહિ-આંખમાં મોતિયાની શરૂઆત થતાં જ બે તોલા વજન સુધીની એક હરડેમાંથી ા તોલો લઈ તે મોઢામાં રાખી રાતે સુવું અને તેનો રસ ગળવો. આ મુજબ એક માસ સુધી કરે તો મોતિયો અટકે છે.

૩-મોતિયો આંખનો-રેહાનનાં પાંદડાં છૂંદી તેની લેપડી આંખ પર રાતે અને દિવસે ઘણા દિવસ બાંધે તો આંખનો મોતિયો ખસે અને આંખે દેખાવા લાગે.

૪-આંખનો મોતિયો-કાળા સાપની ચરબી અને પાણીમાં ઘસેલી નિર્મળીને મેળવી આંખમાં લગાડવાથી તરતનો મોતિયો કપાય છે.

૫-આંખના મોતિયાનો ઉપાય-શરૂ થતા આંખના મોતિયાના ઇલાજ તરીકે સારી જાતની મોટી હરડે તોલો ાા, સાકર તોલો ાા વાટીને રોજ સવારે ભૂખે પેટે ફાકવું અને પાણી પીવું. ૧ મહિના સુધી આ ઇલાજ ચાલુ રાખવો. ઘણા વૈદો આ ઇલાજની ભલામણ કરે છે.

૬-આખને મોતિયે-સમુદ્રફીણને પાણીમા વાટી તેના ફડકા આખમા રોજ મારવા.

૭-મોતિયે તથા આખના ઘણા દરદોને ફાયદે આપે-પાપરિયુ, ચિનાઈ સાકર, હીમજી હરડે સમભાગે લઈ ૭ દિવસ ખરલ કરી, તે આખે ગને સૂતી વેળા રોજ આજે તો આખના દરદો નરમ પડે

## મોઢાની બદબો-મોઢાની લાળ-મોઢા પર કાળાશ

૧-મોઢાની વાસ બધ પડે-૩ ભાગ ઉપલેટ, ૨ ભાગ પાપડિયો ખાર મેળવી દાતે ઘસે

૨-બાળકના મોઢામાથી વાસ નીકળે તો હરડે અને બદામ ઘસીને ચટાડવી.

૩-મોઢા પરના ચાકા નીકળે-કાળી મૂસળી દિવેલમા ઘસી લગાડવી.

૪-મોઢાની બદબો મટે, લહેજત વધે-ખારેક સાથે સોનામુખી ખાવી.

૫-મોઢાની ગધ જાય-સાજીખાર ખારેકના પાણી સાથે ખાવો

૬-આગરુ-બચ્ચાંને મોઢે આગરુ થાય તો હરડે અને બદામનો ઘસારો પાવો.

૭-મોઢામાથી લાળ નીકળે તે બધ થાય-મોચરી ગણીના સૂકા પાદડા ાા તોલો પાણી સાથે પીવા

૮-મોઢા પરની કાળાશ મટે-ચામડી સુવાળી થાય--ચણાના આટાને પાણી સાથે મેળવી મસળવાથી મોઢાની ચામડી સફાઈ પકડે કોલ્ડ ક્રીમ લગાડવુ પડે નહિ.

૯-મોઢાની કાળાશ ભાગે--ચોખાનો આટો પાણી સાથે મેળવી મોઢા ઉપર ઘસવાથી મોઢાનો રગ એકસરખો થાય

૧૦-મોઢા પરની કાળાશ મટે-આકડાના દૂધમા હળદર ઘસી લગાડવી.

૧૧-મોઢા પરની છાળિયા (છાંટ) વળે અને લાલી આવે અથવા શખકોડીને પાણીમા ઘસીને મોઢા પર લગાડે

૧૨-મોઢાની ગરમી નરમ પડે-લૂણીની ભાજી કાચી ચાવે અથવા તેના રસથી કોગળા કરે

૧૩-ખારી હવાવાળી જગ્યામા તડકે ફરવાથી મોઢા ઉપર કાળાશ આવે તે માટે કેરીનો રસ અથવા લીબુનો રસ લગાડે

૧૪-મસૂરની અથવા ચણાની દાળનો લોટ, હળદર, તેલ મેળની મોઢે લગાડે તો ચહેરો કાતિવાળો થાય

## મોઢાની ખરાબ વાસ

૧-મોઢાની ખરાબ વાસ દૂર થાય-ધાણા ચાવવાથી ખરાબ વાસ દૂર થાય છે

૨-મોઢાની ગધ જાય-સમુદ્રફળ ગાયના ઘી સાથે ખાવુ

૩-મોઢું વાસ મારે તો હરડાં, બહેડાં અને આમળાંનો ઉકાળો કરી કોગળા કરવા. (બીજો ઇલાજ) હરડાં ૨, ટંકણખાર ફૂલવેલો ૩, બહેડાં ૨, કપૂર ૧ ભાગ મેળવી મંજન કરવું.

૪-મોઢામાં ગરમી હોય ત્યારે-એલચી અને ફટકડી સમભાગે મેળવી તેનું ચૂર્ણ બે વાલ અથવા વધુ મોઢામાં રાખે. દિવસમાં પાંચ વાર રાખે, મોઢામાં પાણી છૂટે તે બહાર કાઢી નાખે.

૫-મોં આવે (બાળકનું)-બદામની મીંજ પાણીમા ભીંજવી રાખે. નરમ પડે ત્યારે તાંબાના કળશિયાની ઉપર તેને પાણી સાથે ઘસીને મોઢામાં લગાડે.

૬-જેઠીમધના શીરાની કકડી મોઢામાં રાખવી.

શીરો બનાવવાની રીત-જેઠીમધનું ચૂર્ણ ૧ ભાગ, પાણી ૩૨ ભાગ ઉકાળવું. અરધું બાળવું. પછી ઘટ બનાવી તડકે સૂકવવું, ફરી તેનો ભૂકો કરી પાણી સાથે ઉકાળી શીરો બનાવે. તે માવા જેવો થાય તેના કટકા પાડે.

૭-મુખવાસ મોંમાં રાખે-એલચીદાણા, તુલસીનાં બી, સુગંધી વાળો સમભાગે નાગરવેલના પાનમાં ગોળી બનાવે.

૮-હોજરીના બગાડાથી વાસ નીકળે-ખાધા પછી વાસ જણાય તો ૦॥ તોલો હાડકાંનો કોલસો ખાધા પછી ખાવો.

## મોઢા પર કરચલી

૧-મોઢા પર કરચલી ન આવે-ગળોનું સત્વ બે માસા રોજ ખાવું.

૨-કરચલી મોઢા પર આવે ત્યારે સાલીત તેલ પીવું અને મસળવું-ટમેટાં, સરકો અને તેલ નાખી કચૂંબર બનાવી રોજ ખાવી.

## મોઢામાં ચાંદી-મોઢું પાકે-મોઢામાં ગરમી

૧-મેંદીનાં પાનની અથવા બાવળનાં પાનની લૂગદી મોઢામાં રાખવી.

૨-ફૂલાવેલી ફટકડી ૪ વાલ, પાણી ૦॥ શેર મેળવી કોગળા કરવા.

૩-અક્કલકરાની ભૂકી મોઢામાં ફેરવવી

૪-ચણોઠી અથવા તુવેરનાં પાન મોઢામાં ચાવવાં.

૫-તલ ચાવી ખાવા અથવા તલના તેલના કોગળા કરવા.

૬-કાથો, એલચી, હીરાદખણની ભૂકી દાબવી.

૭-શંખજીરું અને કાથાની ભૂકી દાબવી.

૮-મોઢું પાકે તે માટે-સોનાગેરુ, શંખજીરું અકેક તોલો, મોરથૂથુ ૨ વાલનું ચૂર્ણ ગરમીવાળા ભાગ પર દબાવવું.

૯-શંખજીરું, સોનાગેરુ, પીપળાની છાલનું અથવા પાનનું ચૂર્ણ, રસવંતી, એલચીની રાખ. એમાંથી જે મળે તેનું ચૂર્ણ મોંમાં લગાડવું.

૧૦-મોઢામા ગરમી થાય તે માટે-જીરુ અને સાકર મોઢામા રાખી તેનો રસ ગળવો

૧૧-મોઢાની સખત ગરમી નરમ પડે, ચાદી અને અગન નરમ પડે-જેઠી મધની ખગાશ મોમા રાખી રસ ગળ્યા કરે અથવા બીજગન મોમા રાખી રસ ગળે અથવા ગુલદાવડીના ફૂલ અથવા ચમેલીના પાનના ઉકાળાથી કોગળા કરે અથવા ગુલદાવડીના પાન એલચી સાકર મોમા રાખે, તો ગમે તેવી ગરમી હોય તે નરમ પડે

૧૨-મોઢાની ગરમી, મોઢાની ચાદી મટે-જેઠીમધનો શીરો મોઢામા રાખવો રસ મોઢામા એકઠો થાય તે કાઢી નાખવો

૧૩-મોઢુ પાકેલું સુધરે-જાઈના ધોળા પાન ૪ ભાગ કાટાસરિયો ૪ ભાગ, જીરુ સફેદ ૫ ભાગ હળદર ૩ ભાગની ચણા જેવડી ગોળી બનાવી મોઢામા રાખી રસ ગળે

૧૪-મોઢામા ગરમી થાય ત્યારે-ભાગરાનો પાલો ચાવીને મોમા રાખવો રસ એકઠો થાય તે બહાર કાઢવો

૧૫-પાકેલું મો સારુ થાય-ટંકણખાર ૧ ભાગ, મધ ૪ ભાગ મેળવીને મોઢામા લગાડવુ

૧૬-મોઢુ પાકે ત્યારે-ગુલાબના ફૂલ તોલો ૧, વંશલોચન ૧ાા તોલો, એનો ભૂકો કરીને ૦ા તોલો મોમા મૂકે તો જલદી ફાયદો થાય છે

૧૭-મોઢાની ચાદી અથવા ગરમી માટે-પાન સાથે ખાવાનો કાથો ભૂકો કરીને મોઢામા દબાવે ગરમીની રસી મોઢામા એકઠી થવા દેવી મોઢુ રસીથી ભરાઈ જાય ત્યારે તે બહાર કાઢી નાખવી પેટમા તે રસી જાય તો અડચણ નથી

૧૮-મોઢાની ગરમી માટે આલુ ચૂસીચૂસીને તેનો રસ ગળવો

૧૯-મોઢુ કડવુ થાય તે માટે-વરિયાળી અને સાકર ટાઢા પાણીમા વાટી ગાળીને દરદી પીએ તો તરત કડવાશ નીકળી જાય.

૨૦-મોઢુ પાકે માટે-બાવળના ફૂલને છાયામા સૂકવી ચણા જેટલી ગોળી બનાવી તે મોઢામા રાખે, રસી એકઠી થાય તે થૂકી નાખે મોઢામા ચાદી હોય, ખવાતુ પણ ન હોય, તેને પણ ફાયદો કરે

## મોઢા પર તેજ આવે

૧-મોઢા પર તેજ આવે-હરડે દૂધ અને સોનામુખી રોજ ખાવી

૨-મોઢા પર નૂર આવે-ગાયના દૂધ સાથે સાજીખાર ખાવો

૩-મોઢા પર તેજ આવે-૦ા તોલો સોનામુખી રોજ ગુલકંદ સાથે ખાવી

૪-મોઢાની ખૂબસૂરતી વધે-દૂધમા લીંબુ નિચોવીને તે સવાર-સાંજ મોઢે મસળે

૫–મોઢા ઉપર લાલી આવે–ભોયરી ગણીના પાદડાનો ભૂકો ૧ ચમચી ભરી રોજ પાણી સાથે ખાવો

૬–મોઢે લાલી આવે–ભોયરી ગણીના પાદડાની ફાકી ઠંડા પાણી સાથે રોજ લે તો ખાધેલું પાચન થાય અને મોઢે લાલી આવે

૭–મોઢાનું તેજ વધે–જેઠીમધના ભૂકાને ગરમ પાણી સાથે મેળવીને મોઢા ઉપર લગાડે તો ચામડી સુવાળી થાય અને તેજ વધે જેઠીમધ ખાવામા પણ લેવુ.

૮–મોઢા પર લાલી આવે–ગાજર ભૂજીને ખાવાથી મોઢે લાલી આવે.

## મોઢા પર થોથર

મોઢા ઉપર થોથર આવે ત્યારે સૂઠ પાણીમા ઘસી લગાડવી

## મોરચી

૧–મોરચી માટે–સૂઠ, સચળ, લીંબુનો રસ સમભાગે મેળવી અર્ધો તોલો ખાવો

૨–મોરચી–મોરચી માટે મસ્તકી ખાવામા અપાય છે

## હૃદયના ધબકારા

૧–વાયુના જોરથી હોય તો સૂઠ, પીપર, એલચી વગેરે ખાવામા લેવી

૨–સાબરશીંગાની ભસ્મ બે વાલ ગાયના ઘીમા ખાવી.

૩–ઉપલેટનુ ચૂર્ણ મધ સાથે ખાવુ

૪–સૂઠ, તલ, ગોળ ત્રણે મેળવી ખાવા

૫–શેકેલા કાકચિયા બે વાલ ખાવા

૬–નદીમાની નાની છીપલીઓની ભસ્મ બે આનીભાર ઊના પાણીમા પીવી.

૭–હૃદયની ગતિ બધ થાય–વીછીડાનુ ચૂર્ણ વધુ પ્રમાણમા આપે તો હૃદયની ગતિ બધ પડી જાય

૮–હૃદય(Heart)ના ધબકારા માટે જેમ અગ્રેજી વૈદામા ડિજિટેલિસના પાદડા વપરાય છે, તેની જ રીતે દેશી વૈદામા કરેણુના પાદડા વપરાય છે કરેણુ અને ડિજિટેલિસના પાદડાનો ગુણ એકસરખો છે

૯–હૃદયના ધબકારા માટે જરબો ઘસીને પીવામા આવે છે

## રક્તપિત્ત-પિત્તનાં ચાઠાં

૧–રક્તપિત્તના ચાઠા માટે–સાગરગોટાના મૂળ રોજ ૦ા પાણીમા ભીજવી રાખી, તેનો રસ કાઢી તેના ૩ ભાગ કરે ૧ ભાગ રોજ સવારે ૩ દિવસ પીએ

૨–રક્તપિત્ત સારું થાય–ભાગના રસ સાથે પકવેલું સમુદ્રફળ ૦ા તોલો અથવા વધારે ૩ દિવસ ખાય. એક ફળ અથવા વધારે રોજ ૩ દિવસ સુધી

ખાય. ચણાના આટાની રોટલી અને ઘી ખાય, બીજું કાંઈ ખાય નહિ.

૩-પિત્ત-રક્તપિત્ત-ચાઠાં અગનવાળાં-સિંધાલૂણ ઘીમાં ઘસી લગાડે અથવા મરીનું ચૂર્ણ ઘીમાં મેળવી લગાડે અથવા હરડાં, બહેડાં, આમળાંનું ચૂર્ણ ०॥ તોલો મધ તથા પાણી સાથે રોજ બે વાર ખાય.

૪-રક્તપિત્ત માટે-ભૂરા કોળાનો ગર સૂકો તોલો ૧॥ રોજ બે વાર ૨૧ દિવસ ખાય. ખોરાકમાં ચોખા અને દૂધ સિવાય બીજું કાંઈ ખાય નહિ.

૫-પિત્તનાં ચાઠાં માટે-સમુદ્રફીણ ૧ ભાગ અને સરકો ૧ ભાગ મેળવી લગાડે.

૬-પિત્તનાં ચાઠાં શરીરે હોય તો-કોઠીનાં પાનનો રસ ૧ તોલો, સાકર ०। તોલો મેળવી દિવસમાં બે વાર પીવો. કોઠીનાં પાનનો લેપ કરી ચાઠાં પર મૂકવો અથવા પાન દહીંમાં વાટી શરીરે ચોળવું. આ ઇલાજેથી ચાઠાં બેસી જશે.

૭-રક્તપિત્ત માટે-ચોલાઈ ભાજીનો રસ શેર ०॥, ઘી શેર ०।ને ઉકાળી પાણી બળી રહે ત્યારે ઘી ચાંદાં પર લગાડવું.

૮-રક્તપિત્ત માટે-ચારોળીનું તેલ બદામના મગજના તેલ જેવો ગુણ ધરાવે છે.

૯-પિત્ત શરીર ઉપર હોય તો-ત્યાં ચારોળી દૂધમાં વાટી મસળવી.

૧૦-રક્તપિત્ત માટે-૧ વાલ કબૂતરની ચરકનું ચૂર્ણ મધ સાથે અપાય છે.

૧૧-રક્તપિત્ત માટે-તાંદળજાની ભાજીનો રસ અને ઘી સમભાગે ઉકાળી પાણી બળી જાય ને ઘી રહે તે ચાઠાં પર લગાડવું.

૧૨-રક્તપિત્ત શરીરે ફૂટી નીકળે-શરીર પર ચાઠાં થાય, હાથ-પગનાં આંગળાં ખરવા માંડે-અગથિયાનું ઘી ०। તોલો રોજ ખાવું. ઘી બનાવવાની રીત: અગથિયાનાં ફૂલોનું ચૂર્ણ શેર બે, દૂધ શેર ૨૫માં નાખી દહીં જમાવી તેમાંથી ઘી બનાવવું.

૧૩-રક્તપિત્ત, ચામડીનાં દરદો માટે લીંબડા ઉપરની ગળોનો રસ બે તોલા અને દિવેલ ૧ તોલો દરદી ૭ માસ સુધી રોજ એક વાર ખાય. ખોરાકમાં મગ અને ચોખા સિવાય બીજું કાંઈ ખાય નહિ.

૧૪-હાથના આંગળાંમાં પાણી ભરાય છે. કોઈ વાર આંગળામાંથી પાણી ટપકે છે અને અગન બળે છે. તે માટે ઇલાજ-મરી, જૂની ઈંટ અને ઘી સરખે ભાગે લેવું. ઘીને સોવાર પાણીએ ધોવું અને તાંબાના ખૂમચામાં મૂકવું. બીજી ચીજો મેળવીને તાંબાના લોટા વતી ખૂબ ઘસીને મલમ બનાવવો ને એ લગાડવો.

૧૫-રક્તપિત્તનાં ચાઠાં માટે-આમલસારો ગંધક ०॥ તોલો અને પારો ०॥ તોલો, મોરથૂથુ ૪ તોલા-એ બધાંની મેળવણીનું ૧ તોલો ચૂર્ણ, ૪ તોલા ધોયેલા ઘીમાં મેળવી લગાડવું.

ગંધક શુદ્ધ કરવો-અંગ્રેજી રીતે ગંધકને ભઠ્ઠીમાં ઉરાડીને શુદ્ધ કરે છે.

દેશી વૈદામા નીચે મુજબ શુદ્ધ થાય છે:

૧ શેર ઘી તાવી તેમા ૧ શેર ગધક પિગળાવવો એક બીજા વાસણમા એક શેર ઠડુ દૂધ મૂકી તે ઉપર ઝીણ લૂગડુ બાધવુ તે લૂગડાની ઉપર ગધક અને ઘીની મેળવણી નાખવી, ગધક અને ઘી કપડામાથી ગળાઈ દૂધમા પડશે બીજો કચરો લુગડા પર અટકી રહેશે ગધક વજને ભારી હોવાથી દૂધની નીચે ઠરશે ઘી હલકુ હોવાથી દૂધની ઉપર રહેશે ઠડુ થવા પછી ઘી બધાઈ જશે તે દૂધની ઉપરથી કાઢી લેવુ પછી દૂધને નિતારી ગધકને સૂકવવો

બીજી રીત-૧ વાસણમા એક શેર દૂધ મૂકવુ તે ઉપર ઝીણું કપડુ બાધવુ. કપડાની ઉપર ૦ા શેર ગધકનો ભૂકો મૂકવો તે વાસણ ચૂલા પર મૂકી દૂધ ઉકાળવુ દૂધની વરાળથી કપડા ઉપરનો ગધક પીગળી દૂધમા પડશે અને કચરો કપડા પર રહેશે વાસણમાથી દૂધ નિતારી લેવુ અને ગધકને સૂકવવો

૧૬-રક્તપિત્ત માટે-ગધક તોલો ૧, પારા તોલો ૦ાા ને ખરલ કરી એકરસ કરવો પછી તલનુ તેલ જરા જરા નાખતા જવુ અને ખરલ કરતા જવુ મધના જેવુ ઘાટું બને ત્યા સુધી તેલ નાખવુ અને તે ચાદા પર લગાડવુ

૧૭-રક્તપિત્ત-આબાની અતરછાલ, જાબુડો, પીપળો અને કરમદાની છાલ સમભાગે લઈ પાણી સાથે મસળી ૦ા શેર રસ કાઢવો તેમા કળીચૂનો બે આની-ભાર મેળવી ૦ાા ભાગ સવારે અને ૦ાા ભાગ સાજે પીવો આ મુજબ લાબો વખત ચાલુ રાખે, ખોરાકમા નાગલીની રોટલી સિવાય કાઈ ખાય નહિ (જાબુના ઠળિયાને સૂદબગેતી કહે છે)

૧૮-શરીરમા પિત્ત વધે-શરીરના કોઈ પણ ભાગ ઉપર કાળી છાટ પડે, ગાઠ બધાય તો જાણવુ કે લોહી બગડ્યુ છે અને પિત્તનો ભાગ વધ્યો છે એ માટે જીરુ અને સોનામુખી દરેક ૦ા તોલો ૦ા શેર પાણીમા એક રાત ભીંજવવુ, સવારે તેને ચોળી ગાળીને રોજ પીવુ સુખડ અને રતાજળી પાણીમા ઘસીને છાતી પર અને તેના નીચલા ભાગ ઉપર લગાડ્યા કરવી

૧૯-રક્તપિત્તના ચાદા સારા થાય-સાપની કાચળીની રાખ તલના તેલમા મેળવી ચાદા પર લગાડે

૨૦-રક્તપિત્ત, શરીરે ચાદા, હાથપગના નખ ખવાય-આમળા તથા લીમડાના પાનનો રસ દરેક ૦ાા તોલો, સવાર-સાજ ભૂખે પેટે ૨૧ દિવસ પીએ

૨૧-રક્તપિત્ત-૧ ભાગ સમુદ્રફીણ અને તેટલો જ સરસો લઈ મલમ જેવુ બનાવી પિત્ત ઉપર લગાડવુ દારૂ, માછલી, તેલ મરચુ, ખાટુ ન ખાવુ

૨૨-શરીરે રક્તપિત્તના ચાદા-સાજીખાર અને સિંધાલૂણ કડવા તેલમા મેળવીને શરીર એક કલાક સુધી મસળવા પછી ગરમ પાણીએ શેક કરવો અથવા પાણીનો બાફ લેવો

૨૩-રક્તપિત્તવાળા દરદીને સાપની કાચળી બાળીને તેની રાખ ૧ ચોખા-

ભાર (એક ગ્રેન) જેટલી રોજ એકવાર ઘી સાથે ખવડાવવી ખોરાકમા દૂધ અને ભાત સિવાય બીજુ કાઈ ખવડાવવુ નહિ જેટલા દિવસ દવા ખાવામા લે તેથી બમણા દિવસ પરેજી રાખે

૨૪–રક્તપિત્ત માટે–આમળાનુ ચૂર્ણ તથા લીમડાનો રસ ાા તોલો મેળવીને સાકર સાથે ૩૧ દિવસ પીએ (ઇલાજ ચોક્કસ છે)

૨૫–રક્તપિત્ત–રક્તપિત્તવાળો દરદી સાપની કાચળી એકથી બે વાલ માસ બે સુધી ખજૂર સાથે રોજ ખાય તો ઘણો ફાયદો થાય (આ ઇલાજ ઘણો જાણીતો છે) જો પગના તળિયામા નાસૂર પડે તો હળદર દસ ભાગ, પારો ૫ ભાગ, ઘી ૩૦ ભાગને ચાર પહોર ખરલ કરી રૂમા મેળવીને મૂકે

૨૬–રક્તપિત્તિયા દરદીને હરડે, બહેડા અને આમળાનુ ચૂર્ણ ાા તોલો અથવા વધારે દરરોજ બે વાર ૭ માસ સુધી ખવડાવવુ ખોરાકમા મગની દાળ અને રોટલી તથા બીજો હલકો ખોરાક ખવડાવવો

૨૭–રક્તપિત્ત માટે–કાયફીના છોડના મૂળિયાનો રસ ા શેર કાઢી દરદીએ રોજ પીવો

૨૮–રક્તપિત્ત માટે–હીકામારીના પાનનો રસ ાા તોલો રોજ પીએ તો ફાયદો થાય

૨૯–રક્તપિત્ત માસનો કોહવાટ–મીણ, રાળ, માણસના હાડકાનુ ચૂર્ણ સમભાગે લઈ તેનું તેલ પાતાળયત્રથી કાઢી શરીરે લગાડે આ તેલ ઘણું જ ફાયદામદ છે

## રક્તપિત્ત ચાઠાં–ચર્મરોગ, કૃમીરોગ, લેપ્રસી

૩૦–ચોલમોગરાનુ તેલ લગાડવુ અને ૧૫ ટીપા ખાડ સાથે ખાવા

૩૧–કાસુદરાનું મૂળ પાણીમા ઘસી લગાડવુ

૩૨–લીમડો, પીપળ બાવળની છાલ, બોરડીની છાલનુ ચૂર્ણ ાા તોલો રોજ બે વાર લેવુ આ બધી છાલોને પાણીમા ઘસી ચાઠા ઉપર લગાડે

૩૩–ગરમાળાનો ગર (અમલતાસ) ૧ અથવા ૨ તોલા લગાડે રોજ બે વાર પાણી સાથે બે માસ સુધી ખાવો પછી ૨ માસ સુધી ા તોલો ગંધક શરબત સાથે રોજ બે વાર ખાવો

૩૪–રક્તપિત્તવાળા દરદીને કોહવાટમાથી રસી ગળે, ત્યારે કામરીઆ સાપનું માંસ ખવડાવે

૩૫–અરડૂસી આ દરદી માટે બહુ જ ઉપયોગી છે જ્યા અરડૂસી મળે ત્યા દરદીએ જીવવાની આશા છોડવી નહિ

૩૬–રક્તપિત્ત માટે–કલોંજી, બોદારસીગ, આગરાઈ, મગી, હળદર દરેક ત્રણુ ત્રણુ તોલા લઈ, ચૂર્ણ બનાવી તેના ૧૪ પડીકા કરે ૧ પડીકુ રોજ સવારે ા શેર દૂધ અને ા શેર પાણીમા મેળવીને ૧૨ દિવસ પીએ મીઠા વગરના ચોખા અને

દૂધ સિવાય બીજુ કાંઈ ખાય નહિ પડીકા ખાતા પહેલા એક જુલાબ લેવો

૩૭-ઇદ્રવારણાની જડ ૩ તોલા, વરિયાળી ૧॥ તોલો, પાણી ૦॥ શેર એ સઘળાને ઉકાળી નવટાંક પાણી રાખે તે પાણી દરદીને પિવડાવે ૦॥ કલાક પછી ખીચડી ખવડાવે

૩૮-હિંગળો રાળ, આકડાની ખલ દરેક ૧ તોનો લઈ એના ૧૪ પડીકા બનાવવા દરદીને તન નાગો કરી ઓઢાડીને રોજ ૧ પડીકાની ધૂણી આપે ૧૪ દિન ચાલુ રાખે ગળીના ગગનો કાળો દોરો શરીર પર વીંટાળી રાખવાની જરૂર જણાય છે

૩૯-રક્તપિત્ત ( Leprocy ) મટે-મમરીના રસમા તાબાની ભસ્મ થાય છે તે ભસ્મ પિત્તવાળા દરદીને લગાડે તો કોહવાટ મટે

## રક્તસ્રાવ-લોહીનું પડવું

૧ લોહીના ઝાડા માટે-દૂધ શેર ૦॥ની અદર પાણી શેર અર્ધો નાખી અદર કાળી દ્રાક્ષ તોલો ૦॥ નાખી ગરમ કરી દિવસમા બે વાર પીવુ

૨-રક્તસાવ-પેશાબ સાથે લોહી પડે ત્યારે શતાવરીનુ ચૂર્ણ તોલો ૦॥, દૂધ તોલા ૨૦, પાણી તોલા ૨૦ મેળવી, પાણી બળી જાય ત્યા સુધી ઉકાળી, સાકર તોલો ૧, ઘી તોલો એક સાથે મેળવી પીવુ

૩-રક્તસાવ, ઝાડાનુ લોહી-સાકર તોલો એક દૂધ તોલા ૨૦ પાણી તોલા ૨૦, પાણી બધુ બળી જાય ત્યા સુધી ઉકાળવુ અને પીવુ

૪-રક્તસાવ-લોહીવાળા હરસના મસા માટે-સાકર તોલો એક, ઘી તોલો ૦॥, ગાયના છાણનો રસ તોલો ૦॥ ભેળવી પિવડાવવુ

૫-રક્તસાવ ( નાકમાથી લોહીનુ નીકળવુ )-લીલી દ્રાક્ષના બાર ટીપા નાકમા નાખવા તથા સુકી દ્રાક્ષ પાણી સાથે મેળવી તેના બાર ટીપા નાખવા

૬-રક્તસાવ ( Bleeding )-દ્રાક્ષ કાળી એક તોલો, દૂધ ૦। શેર, પાણી ૦॥ શેરને મેળવી ઉકાળવુ ૦॥ શેર પાણી બળી જાય ત્યારે ગાળીને પીવુ કોઈ પણ જગાએથી નીકળતુ લોહી બધ થાય છે

૭-રક્તસાવ-શરીરના કોઈ પણ ભાગમાથી નીકળતું લોહી અટકે છે આકડાના ફૂલ ૨ તોલા, અફીણ ૦॥ તોલો, ગેરૂ સિધાલુણ બે તોલાની ગોળીઓ કરવી એક એક ગોળી દિવસમા ત્રણ વાર ખાવી

## રતાંધળો

૧-રતાધળો-લીમડાનુ મૂળિયુ અને બાવળની પાલીનો ક્વાથ પીવામા લેવો

૨-રતાધળો-પીપરને ગોમૂત્રમા ઘસી અજન કરવુ અગથિયાની ભાજી રોજ ખાવી

૩-રતાધળો, આખની રતાશ મટે-સમુદ્રફીણ જે એક જાતની માછલીનુ

હાડકુ છે તે સાકર સાથે ઘસી આંખે લગાડવુ

૪-રતાધળો-અ દેસગના પાતરા છૂંદી તેની લેપડી આંખે બાંધે અને માથે મૂકે (અથવા પાનનો રસ બે ટીપાં આંખમા નાખો (બીજો ઇલાજ) માણસના કાનનો મેલ મધ સાથે મેળવી દિન ચૌદ આંજે તો રતાધળો સાજો થાય

૫-રતાધળો-બકરીના મૂતમા લવંગ ઘસી અંજન કરવુ

૬-રતાધળા માટે ઇલાજ-બકરીની કલેજીના રસમા કપિલો તથા મરી સમભાગે ખરલ કરી તેનુ અંજન આંખમા લગાડે તલનુ તેલ બિલકુલ ખાય નહિ જેમ હરણ વાઘથી નાસે તેમ રતાધળાવાળા દરદીએ તેલથી દૂર રહેવુ

૭-રતાધળા માટે-ઊંડીની ભાજી પાણીમા બાફી તેનુ નવટાંક પાણી સવારે ભૂખે પેટે પંદર દિવસ પીએ

૮-રતાધળો અને માથાના દુખાવા સાથે આંખ દુખે એ માટે-ચણોઠીના મૂળને પાણીમા ઘસી આંખની આસપાસ ઘણી વાર લગાડે તથા લીમડાના પાનનો રસ દરેક ના તોલો, સવાર-સાંજ ભૂખે પેટે ૨૧ દિન પીએ જરૂર હોય તો વધુ દિન ચાલુ રાખે

૯-રતાધળો-જીરુ અને કપાસના પાણીમા વાટી તેની લેપડી ગરદન ઉપર ૨૧ દિન સુધી બાંધવી

૧૦-રતાધળો સારો થાય-ગવારના પાતરાનું શાક ખાવુ

૧૧-રતાધળો-પાંચ તોલા ગોળ, ઘી સાથે મેળવી સવારે રોજ ખાવુ

૧૨-રતાધળો સારો થાય, આંખની ઝાંખ માટે-જેઠીમધના મૂળિયા બકરાના મૂતરમા ઘસીને આંજવા

૧૩-રતાધળો-ચોલાઈની ભાજીના બીની રાખ આંખે આંજવી

૧૪-રતાધળો-પીપરને ગોમૂત્રમા ઘસી અંજન કરવુ

૧૫-લવિંગ બકરીના મૂત્રમા ઘસી આંજવુ

૧૬-સાટોડાનુ મૂળ પાણીમા ઘસી આંજવુ

૧૭-સમુદ્રફીણ અને સાકરનુ ચૂર્ણ આંખે ભરવુ

૧૮-કાળી તુલસીના પાનનો રસ ૨ ટીપા આંખમા નાખવો

૧૯-કાળા મરી દહીમા ઘસી આંજવા

૨૦-અગથિયાની ભાજીનુ શાક રોજ ખાવુ

૨૧-રતાધળો મટે-મગના ચોખાને પાણીમા સવારે ભીંજવે, સાંજે ગાળી લેવુ તે પાણીમા લાલ ફૂલવાળા કપાસનુ મૂળ ઘસીને અંજન કરવુ

૨૨-રતાધળો સારો થાય-બોરપાનરી(ગળજીભી-ગાવજબાન)નો રસ એક તોલો, ઘી અને સાકર સાથે સાત દિવસ ખાય.

૨૩-રતાધળો મટે થાય-ભૂરા કોળાનો રસ અથવા મૂળને છૂંદી ૨૧ દિવસ આંખે આંજે એના ફૂલનો રસ પણ ફાયદો આપે.

૨૪-રતાંધળો સારો થાય-બોરના ઠળિયાની મીંજ (મગજ) તથ સ રૂ સમભાગે ખરલ કરે, તેની ગોળીઓ બનાવે. તે ગોળી વાસી પાણીમાં ઘસો મધ જેવો ગાઢો ઘસારો બનાવી ૩ દિવસ રાત્રે સૂતી વખતે અંજન કરે.

૨૫-વજ્રનવેલો (વિસંતશેલો, બસનવેલો) એ વેલાના રસને કાદવના વાસણુમાં મૂકે તો રસ બંધાઈને જેલી જેવો થાય તે આંખ પર મૂકે તો આંખની રતાશ કાપે. જો ખાવામાં લે તો રતાંધળો સારો થાય.

૨૬-રતાંધળો-અંગાર પર વેંગણુ બાફવાથી જે રસ નીકળે તે આંખે આંજે તો રતાધળો સારો થાય.

૨૭-રતાંધળો સારો થાય-પાડા જાનવરનો મેલ આંખે આંજે તો રતાધળો સારો થાય.

૨૮-રતાંધળો-દરદીને કારેલીનાં પાનનો રસ આંખે આંજે અથવા રસમાં મરી ઘસી અંજન કરે.

૨૯-રતાંધળાને બકરાંની તલ્લી ભૂંજી તે ઉપર બકરાંના પિત્તાનું પાણી જરા લગાડી ખવડાવે તો ફાયદો થાય.

૩૦-રતાંધળાને ભૂરા કોળાનું મૂળ પાણીમાં ઘસીને દિવસ ૨૧ સુધી આંજવું.

૩૧-બકરી(ચોપગું જનાવર)ના કલેજામાં પીપર મૂકે, તેને શેકે અને બાફે. તેનું અંજન કરવાથી સોએ સો ટકા ફાયદો થાય. કલેજું તંદુરસ્ત બકરીનું લેવું

મંદ અગ્નિ ઉપર શેકવું તેથી કલેજાનું પિત્ત પીપર ચૂસી લે. કલેજું બળે નહીં એવો મંદ અગ્નિ લેવો અથવા ભેંભટમાં ભૂંજવું. મરી પણ પીપરને બદલે ચાલે. ૪ દિવસમાં જ ફાયદો થાય.

૩૨-હોજરી અને કલેજાના દરદથી રતાંધળો થાય છે, તે માટે અરીઠાંનું ફીણુ એક વાર આંખે આંજે. સૂંઠ, પીપર, મરીનું સમભાગે ચૂર્ણ આંજે. અગથિયાના ઝાડનાં ફૂલનું શાક બનાવી ખાયા કરે. તુલસીનો રસ ૫ ટીપાં આંખે આંજે, અઘેડાના મૂળનું ચૂર્ણ ૦ા તોલો રોજ ખાય.

રાત્રે સૂતી વેળા આંજે, પીપરને છાશમાં ઘસી આંજે, વરિયાળીનો અર્ક મધ સાથે આંજે, મરી અથવા લવિંગને ઘોડાના ફીણમાં ઘસી લગાડે, લવિંગ બકરીના મૂતરમાં ઘસી લગાડે.

## બાળકને રતવા

૧-રતવા, ગૂમડાં માટે-દેવદારના લાકડાની ગાંઠ પાણીમાં ઘસી રોજ ચાર વાર લગાડે.

૨-રતવા માટે-જેઠીમધ એક શેરને ૪ શેર પાણીમાં ઉકાળી, એક શેર પાણી રહે તેમાં ૦ા શેર તેલ મેળવી શરીરે લગાડે.

૩-રતવા માટે-જિંઝોટાનાં પાનનો રસ ચાઠાં ઉપર ચોપડે તો તરત નરમ પડે

૪-રતવા ઉપર-સોથી હજાર વાર પાણીમાં ધોયેલું ઘી વાપરે છે, તેથી રતવા સારો થાય છે.

દવાનુ ઘી બનાવવામાં સૂકી વનસ્પતિ હોય તો ૧ ભાગ વનસ્પતિને ૧૬ ભાગ પાણી સાથે ઉકાળીને આઠ ભાગ પાણી રાખે અને તે પાણી ઘી બનાવવામા વાપરે.

૫-રતવા, વિસ્ફોટક, શીતળા માટે-શરીરની અંદર તેમ જ બહાર ઘણો દાહ બળે તે વેળા જેઠીમધનો ઉકાળો ચોપડવો અને પીવો.

૬-રતવા બાળકને થાય છે તે માટે-રતાળુકંદને બાફી તેનું ચૂર્ણ પાણી સાથે મેળવી ત્રણ દિવસ લગાડે (જરા અગન બળે છે).

૭-રતવાનો સરસ ઇલાજ-મરી ૩ ભાગ, આબ્વેલનુ ઉંટું (ગાધીને ત્યાં મળે છે), કપિલો ૧ ભાગ, કંકુ ૧ ભાગ, કપૂર ૧ ભાગ, કેળના સૂકાં પાનની રાખ ૩ ભાગ, ધુપેલમા મેળવી દિવસમાં ત્રણ વાર લગાડે

૮-રતવા બાળકને-રતાજલી, ગુલાબજળ, વાળો વગેરે ઠંડક આપનારી ચીજોનો ઘસારો શરીરે લગાડવો.

૯-દૂધિયો હેમકંદ, જે સૌરાષ્ટ્રમા થાય છે, તે પાણીમા ઘસી પીએ અને શરીરે ચોપડે.

૧૦-રતવા-એ એક જાતનો કોઢવાટ છે, તે ચાર જાતના છે. કુપરીઓ રતવા-તેમા નાના બાળક લાલ થઈ મરી જાય, અને જેટલાં બાળક થાય તેટલાં બધાં મરી જાય

ગૂમડીઓ રતવા-તેમા બાળકને શરીરે નાના ગૂમડાં થાય અને કોઢવાટ જેવો દેખાય.

પહાડીઓ રતવા-એમા બાળકને શરીરે મોટા ગૂમડાં થાય, તેમાં પાણી ભરાય.

ગારીઓ રતવા-એમા એક જગાએ ગૂમડું થાય તે સારું થાય અને બીજી જગાએ નીકળે

૧૧-વાંદરાની ખોપરી ઘસીને પાવી અને ચોપડવી.

૧૨-મધ, સાકર, ઘી, ગાયનુ દૂધ ખાંડ, દરાખ, ધૂણીનો હોમ કરે અને બાળકને આપે.

૧૩-લીમડો, રતાજવી, જેરુ પાણીનાં ઘસી ત્રણ વાર પાવું

૧૪-સોનાગેરુ, રગત અને રતાંજલીનો લેપ કરવો.

૧૫-બોરડીની છાલ, કાગુંદરાનુ મૂળ અને રતાજલીનો કાઢો પાવો.

૧૬-વાલપાપડીનું મૂળ ઘસી લગાડે.

૧૭-કપાસના ગાખા છોડનો રસ શરીરે લગાડે અને ત્રણ તોલા સાકર

સાથે પાય.

૧૮-રતવા ચેપી છે. તે ઉપર પીળી મરોડી અથવા સોનાગેરુ અથવા ગુલેઅરમાની પાણી સાથે લગાઆ કરે.

૧૯-કાસુંદરી( કાસોંદરી )નાં પાનનો રસ પીએ અને લગાડે.

૨૦-ઘી, તેલ, દરદીને ખવડાવવું નહીં, શરીરે લગાડવું નહીં.

૨૧-ગંધક ખાવામાં આપે અને લોહી સુધારે.

૨૨-પીપળાનુ છોડું અને રતાંજલી ઘસીને લગાડે તો ચેપીઆ રતવા સુધરે.

૨૩-દાઝીઆ રતવા માટે ગુલેઅરમાની ગુલાબજળમાં લગાડે.

૨૪-ગુલેઅરમાની અને ચોળાઈની ભાજીનો રસ લગાડે

૨૫-પહાડિયા રતવા માટે મરીકંદાનું મૂળ ઘસી લગાડે અને પાય એ ઘણું ગરમ છે, પણ અગન બાળે નહીં, ટિંક્ચર આયોડીનનું કામ કરે છે.

૨૬-માંકડી નામનું એક જીવડું થાય છે. બેથી ૭ આંગળ લાંબું, ઘાસ જેવું પાતળું, ૭ પગવાળું, રંગે ઘાસ જેવું છે. આ જીવડું શરીર પર જ્યાં ચાલે ત્યાં મોતીના દાણા જેવા ફોલા થાય, અગન બળે, રતવા થાય તેને લોકો કહે જે 'માંકડી ઊડી છે'. તે માટે ગુલાબજળ અને ગુલેઅરમાની લગાડે.

૨૭-રતવા સારા કરવાનો મંત્ર:

સમુદર કોટ, સોનાગઢ, ત્યાં વસે પતીઆ ખાલપો,
તેને હાથે અમી ઝરે તેમ રતીવા ઝરે.

મંત્ર ભણ્યા પછી કાળા દોરાને ફૂંક મારી એક ગાંઠ વાળે. આ મુજબ સાત વાર મંત્ર ભણી સાત ગાંઠ વાળે. દોરાને દિવેલની ધૂણી આપે, બાળકને હાથે બાંધે તો રતવાનાં ચાંદાં સૂકાય, મંત્ર ભણીને ગાંઠ વાળતાં ભણનારને બગાસાં આવે. આ મંત્ર કાળીચોદશની રાતે અથવા ગ્રહણને દિવસે ગ્રહણ વખતે ઘીના દીવા આગળ પંદર વાર જપે તો આખું વરસ તેનો અમલ થાય.

## સાયટિકા-રાધેણ-રાંઝણ

પગના તળિયાંથી તે થાપા સુધીની સાયટિકા-નસમાં લોહી ન ફરવાથી દુખાવો ચાલે છે તે માટે ખમી શકાય એવાં ગરમ પાણીમાં ઘૂંટણ સુધીના પગ એક કલાક બોળી રાખવા.

## રંગ

લીલા કાચના ચશ્માં પહેરવાથી ઠંડક મળે છે, ગરમી દૂર થાય છે. કાળો રંગ શોક બતાવે છે, ભય ઉત્પન્ન કરે છે. ફાંસીએ જનારને કાળો પોશાક પહેરાવતા. શોક જાહેર કરનાર કાગળના કવર ઉપર કાળી બોર્ડર આવે છે, ભય ઉત્પન્ન કરનારા પોલીસના સિપાઈનો પોશાક કાળો રહે છે. અંધારી રાત ભય

ઉત્પન્ન કરે છે.

આ મુજબ જુદા જુદા રંગવાળી બાટલીમાં પાણી ભરી તડકે મૂકવાથી તે રંગના ગુણ પાણીમાં ઊતરે છે. તે પાણી પીવાથી અનેક વ્યાધિ દૂર થાય છે

મજીઠ( Rubia Cordifolia )થી લાલ રંગ બને.

પતંગ( Sappan )નું લાકડું અને ફટકડીથી લાલ રંગ બને.

અળતો( Morinda Detrofolia ) ફટકડી સાથે લાલ રંગ બને.

રતાંજલી( Red Sanders ) ફટકડી સાથે લાલ રંગ બને.

ખાખી રંગ ખેર અને બાવળિયાની છાલથી બને.

પીળો રંગ દાડમની છાલથી બને.

## રંગની ખૂબી

રાતો રંગ ભય અને ગરમી બતાવે છે. રાતો રંગ ભયસૂચક, ક્રોધરૂપ અને ઉષ્ણ છે, લાલ વાવટો, લાલ ફાનસ ભયની નિશાની બતાવે છે. ગુસ્સો ઉત્પન્ન થતાં આંખ અને ચહેરો લાલ થાય છે.

લીલો રંગ શાંતિ અને ઠંડક બતાવે છે. સ્ટીમરમાં લીલી બત્તી શાંતિ બતાવે છે. લીલાં ઝાડોથી શરીરને શાન્તિ મળે છે.

## લૂ લાગે

૧–લૂ લાગેલી ઊતરે–૩ તોલા ખજૂર, ૧ તોલો આમલી, ખાંડ ૧ તોલો, ૦ાા શેર પાણીમાં ડોળી, ગાળીને પીએ.

૨–સૂરજનો તાપ લાગે નહિ–તાપમાં ફરનારે પોતાની પાસે કાંદા રાખવા.

૩–તડકે ફરતાં લૂ લાગે તેનો ઇલાજ–આમલી ૩ તોલા, ગોળ ૧ તોલો, મરી ૦ા તોલો અને પાણી અરધો શેર અથવા વધારે માટીના વાસણમાં ગરમ કરી પીએ.

૪–ચિચોડા સાથેની આમલી ૩ તોલા લઈ ૦ાા શેર પાણીમાં નાખે. તેને ચોળે નહિ. ૧ કલાક પછી નીતર્યું પાણી પીએ અથવા ફક્ત આમલીનું ઘટ્ટ શરીરે લગાડે.

૫–તડકે ફરતાં લૂ લાગે નહિ–તાપમાં ફરતી વેળા કાન બાંધે તો લૂ લાગે નહિ. લાલ રંગનું કપડું માથા ઉપર રાખી તડકે ફરે તેને લૂ લાગે નહિ.

૬–લૂ લાગે નહિ–તાપમાં ફરતી વેળા લીમડાનાં પાન માથા પર રાખવાં, અથવા દિવેલાનાં પાંદડાં મૂકવાં.

૭–લૂ લાગે નહિ–તાપમાં ફરતી વેળા આકડાનાં પાન માથા પર રાખે તો લૂ લાગે નહિ.

૮–તડકાની ગરમી લાગે નહિ, ઉધરસ, દમ, બાળકને હોય તે માટે–ધાણા અને સાકર પાણીમાં વાટી પીવી.

૯-લૂક (લૂ) લાગે ત્યારે મેથીની સૂકી ભાજી પાણીમાં પલાળી તે પાણી દરદીને મધ સાથે પાવું.

૧૦-મોઢામાં કાળી દ્રાક્ષ, આલુ અથવા જેઠીમધ રાખે તે લૂ લાગે નહિ.

૧૧-ગરમાળાને ગોળ ખાવાથી ઝાડા થઈને લૂ ઊતરશે.

૧૨-કાચી કેરી સાથે ગોળ મેળવી ખાવો.

૧૩-આમલી અથવા લીંબુનુ શરબત પીવું.

૧૪-પાણીમાં ધાણા પલાળી રાખવા. તે પાણી સાકર સાથે પીવું.

૧૫-કાળાં મરી અને ઘી પગને તળિયે લગાડી કાંસાની વાડકીથી ઘસવું.

૧૬-તડકે ચાલી તરત તાડી પીવાથી લૂ લાગે છે.

૧૭-ચાલતાં થાકીને રસ્તામાં પાણી પીએ તે લૂ લાગે.

## લૂણો-દીવાલે લૂણો

૧-દીવાલે લૂણો-દીવાલને લૂણો લાગે ત્યારે નીચે મુજબ ચોપડવું. પહેલાં લૂણો ઉખેડી કાઢવો. પછી બે ભાગ ફટકડીમાં સો ભાગ પાણી મેળવી દીવાલને બેવાર પચાવવી. પછી નીચે મુજબ પ્રવાહી લગાડવું.

ચૂનો ૧ શેર, ૦ા શેર ચોખાના આટાની લાહી, નવટાંક સરસ (ગરમ પાણીમાં પિગળાવેલું) અને નવટાંક ખાંડ, તેમાં જોઈએ એટલું પાણી લેવું. આ સઘળી ચીજો મેળવીને દીવાલ ઉપર એક હાથ મારી પછી બીજો હાથ મારવો. જો પંદર દિવસમાં લૂણો પાછો દેખાય તો ફરી આ મુજબ તેટલી જગા ઉપર કરવુ. જો લૂણો ઘણો આવતો હોય તો ત્રણવાર કરવું.

૨-લૂણો દીવાલે લાગ્યો હોય તો તે ભાગ ઘસી નાખી નીચે મુજબ લગાડવું-પાણી જેમાં ૧ ટકા એસિડ મ્યુરેટિક મેળવેલું હોય તે પાણીથી દીવાલને ૪-૫ વાર પચાવવું, પછી નીચે મુજબ પાતળું લગાડવું. ચૂનાની ફાક તાજી બનાવેલી શેર ૧, સિમેંટ શેર ૧, પાણી જેટલું ખપે એટલું. આ લગાડવાથી લૂણો બંધ થશે.

૩-વ્હાઈટ વોશ, દીવાલે ચૂનો ધોળવા અને દીવાલે લૂણો લાગે નહીં તે માટે ૧ મણ ચૂનાને ગરમ પાણીમાં પિગળાવવો. તેને કપડાંથી ગાળી રેતી જુદી પાડવી. ૦ાા શેર દરિયાનું મીઠું પાણીમાં પિગળાવી ચૂનાના પાણીમાં નાખવું. ૩ શેર ચોખાના આટાને પાણીમાં ઉકાળી પાતળી કાંજી બનાવીને ચૂનાના પાણીમાં નાખવી. ૦ાા શેર સરેસને બશેર પાણીમાં ભીજવી ૧ કલાક રાખી મૂકવો. ગરમ કરી એકરસ થાય ત્યારે ચૂનાના પાણીમાં નાખવો.

આ મેળવણી બે દિવસ રહેવા દેવી પછી ગરમ પાણી નાખી દીવાલે ધોળવા લાયક ચૂનાનું પાણી કરી ગરમ ગરમ દીવાલે લગાડવું.

લુણાવાળી જગામાં આકડાના પાનનું ખાતર બહુ સારું છે. ડાંગરના ખેતર-

માં આ ખાતર બહુ માફક છે.

### લેપ

ગૂગળ, રેવંચીનો શીરો, ઈસેસ ગુંદર, બોર, ઈંડાંની સફેદીનો લેપ બનાવી લગાડે. ઉપર રૂ દાબે. આકડાનું રૂ વધારે સારું છે.

## લકવો-સુનબેરી

૧-અડદિયો વા જેમાં મોં મરડાઈ જાય છે તે-દરદીએ લસણ ઘણું ખાવામાં લેવું. અડદના આટામાં લસણ મસળી તેનાં ભજિયાં કે વડાં તલના તેલમાં બનાવી ખાવાં. ગોળ ખાવો નહિ.

૨-મગજની નસો ફાટવાથી અથવા ઘણું દબાણ થવાથી મગજનાં તંતુઓ અને શરીરના બીજા ભાગો વચ્ચે વહેવાર ચાલતો બંધ પડે. શરીરના જે ભાગ સાથેનો વહેવાર મગજ સાથે બંધ પડે તે ભાગ પર લકવો થયો એમ કહેવાય છે.

દરદીને ઝાડાની કબજિયાત હોય તો એરંડિયાનો જુલાબ આપવો.

૩-ગૂગળ આ દરદ માટે ઘણો અકસીર છે, માટે ત્રિફળા ૩ તોલા, પીપર ૧ તોલો, ગૂગળ ૪ તોલા મેળવી ોા તોલો રોજ બે વાર મધ સાથે મેળવીને ઘણા દિવસ ખાવું.

૪-લકવો-સુનબેરી, બહેરી ચામડી માટે તેલ-ધંતૂરાનાં પાન, ખરસાણી થુવરની ડાંખળી, એરંડાનાં પાન, નગોડનાં પાન અને સૂંઠ સરખે ભાગે છૂંદીને તેના વજન કરતાં બમણું તેલ અને ચારગણું દૂધ લઈ ઉકાળવું. માવો બંધાઈ તેલ છૂટું પડે તે ગાળી લઈ ને મસળવામાં લેવું. કોઈ દૂધને બદલે પાણી વાપરે છે.

૫-લકવાનું (સુનબેરીનું) તેલ, માલકાંકણી, તેથી બમણું તલનું તેલ, ચારગણું દૂધ એ સઘળું ઉકાળવું. માવો બંધાય ને તેલ છૂટું પડે તે મસળવામાં લેવું.

૬-લકવાનું તેલ, અખરોટનું તેલ અથવા ધંતૂરાનું તેલ મસળવાથી દરદીને ફાયદો થાય.

૭-લકવો-લકવાવાળા દરદી રોજ સવારે એક કાચો કાંદો ખાય તો ફાયદો જણાય.

૮-લકવા માટે-ચૂલા પર પાણી મૂકી તેમાં જરા રાખ અને મીઠું નાખી ઉકાળે. તેમાં બકરાંનો એક પગ (ખરીઓ) મૂકે. પગ પરના વાળ નીકળે તેમ થાય ત્યારે ખરીઓ બહાર કાઢે અને બીજો ખરીઓ પાણીમાં મૂકે. બહાર કાઢેલા પગ પરથી વાળ છરી વતી ઉખાડી કાઢે. બીજો પગ તૈયાર થાય તેને બહાર કાઢી વાળ સાફ કરે. એ પ્રમાણે ચાર પગ સાફ કરી પાણીમાં નાખી ચૂલે ચઢાવી તે પકવે. આ બકરાંના પગોના રસમાં મધ અને ઈંડાંની સફેદી ખપે એટલી નાખી દરદી રોજ બે વાર પીએ. ૨૧ દિવસ પીએ. રસ બનાવવા માટે

કલાઈ કરેલું વાસણુ જોઈએ. બીજો ઉપાય-કબૂતરનો રસ દરદીને પાવો. કબૂતરનો રસ બનાવતાં કબૂતરના માંસ સાથે ૧ તોલો ચણા નાખવા જોઈએ.

૯-લકવા માટે અને હાથપગમાં ચીરા પડે તે માટે-ધંતૂરાનાં બીનું તેલ મસળવું.

એક તોલો ધંતૂરાનાં બી અને સિંધવ એક તોલો પાણીમાં વાટવાં. ૪ તોલા પાણી અને એક તોલો તેલ ઉકાળી પાણી બાળવુ અને તેલ ગાળી લેવું.

૧૦-લકવા માટે-બીરબહોટીની રાખ એક વાલ પાનની સાથે દરદીને રોજ બે વાર ખવડાવે.

૧૧-લકવા માટે-એક કળીનુ લસણુ ૦॥ તોલો લઈ છૂંદી દૂધમાં પકાવી રોજ ખાય.

૧૨-સંધિ-લકવા માટે-લસણુનુ તેલ મસળવામાં આવે છે. નસો ઢીલી પડી હોય તો સાલમ ૦॥ થી ૧ તોલો સુધી દૂધમાં ઉકાળી પીવામાં આપે છે. વિલાયતી સેનેટોજનના બધા ગુણો એમાં છે.

૧૩-લકવો-૦॥ થી ૧ તોલો શણુનાં બીજ (કપાસિયા) મધમાં સવારે ખાય તો બહુ જ જલદી ફાયદો થાય.

૧૪-લોહી ફરતું કરવા માટે-લસણુનો રસ ૧૦ તોલા, બદામનું તેલ (તલનું તેલ પણુ ચાલે) ૨૮ તોલા ઉકાળવું. રસ બળે, અવાજ નીકળતો બંધ પડે ત્યારે ચૂલા ઉપરથી ઉતારી તે તેલ મસળવામાં લેવું.

૧૫-ચિત્રો ૩ જાતનો છે. સફેદ, લાલ અને કાળાં પાતરાંવાળો છે. કાળાં પાતરાંવાળો જલદ છે એમાં ફેફઈ (ફોલા) ઉઠાડવાનો ગુણુ છે.

૧૬-સુનખેરી-અંગ મરી ગયેલું હોય તે માટે-ચિત્રો પાણીમાં અથવા દારૂમાં ઘસી તે જગા પર ૩-૪ વાર લગાવ્યા કરે. જ્યાં સુધી ચામડીમાં જોર આવે નહિ, લોહી ફરતું થાય નહિ અથવા અગન લાગે નહિ ત્યાં સુધી લગાવ્યા કરવું. અગન બળે અને ખમાય નહીં ત્યારે ઠંડા પાણીની ધાર એક હાથની ઊંચાઈએથી તે અગનવાળી જગા ઉપર ચાલુ નાખવી અથવા કોપરાંની વાટી પાણીમાં ઘસી લગાડવી.

૧૭-સુનખેરી, શરીરે ઝંઝણી, રગતપિત્ત માટે-મોરથૂથુ ૦ શેર, ખોરાસાની અજમો ૦ શેરને ૧૨૫ લીંબુના રસમાં ખરલ કરે. પાંચ દિવસ સુધી ખરલ કરે. આ ક્રિયા પાંચ દિવસે પૂરી કરે. એની ચણા જેવડી ગોળી કરે, તેમાંની એક રોજ સવારે ખાય.

૧૮-તેલ વચ્છનાગનું-૦ શેર વચ્છનાગ છૂંદી પાણીમાં પલાળવો, તેમાં ૫ શેર દૂધ, ૧ શેર તેલ નાખી ઉકાળવું. માવો બનાવી તેલ છૂટું પડે તે ગાળી લેવું. દૂધને બદલે કોઈ પાણી વાપરે છે.

૧૯-લકવો, મોં ફરી ગયું હોય, જીભ થોથવાતી હોય ત્યારે સૂંઠ, મરચાં, પીપર, અજમો, મોથ, કાળી દ્રાક્ષ, ચિત્રો, સુરીંજન દરેક તોલો ૦ાા, સુખડ ૩ પૈસાભાર એની કમુંઈનાં પાંદડાંના રસમાં ચણા જેવડી ગોળી વાળી ૧ ગોળી પાણી સાથે ખાવી.

૨૦-લસણ દૂધ સાથે, તેલ સાથે, ઘી સાથે કે સિંધાલૂણ સાથે રોજ ખાવું.

૨૧-માલકાંકણીનાં બી દશથી વીસ ખાવાં અથવા તેના તેલનાં ટીપાં પાંચથી દશ લેવાં.

૨૨-૦ા તોલો મરીનું ચૂર્ણ ઘી સાથે રોજ સવારે ખાવું. કૌચાંનાં મૂળનો ઉકાળો પાવો.

૨૩-વાના ચસકા મારે તો બેલેડોના પ્લાસ્ટર અથવા ગૂગળની પટી મારવી.

૨૪-ખોરાકમાં અડદ, ઘઉં, સરગવાની સિંગો, લસણ વધારે સારાં છે.

૨૫-લકવાની ગોળી-સૂંઠ ૦ાા તોલાને ઘી ૦ાા તોલામાં શેકવી. લસણ ૦ાા તોલો મેળવી બાર ગોળી કરવી. ૧ ગોળી રોજ ૩ વાર ખાવી.

૨૬-ભિલામુ, પીપરીમૂળના ગંઠોડા, લીંડીપીપર, તલ, સાકર-દરેક ૦ા તોલો પાણી ૧ાા શેરમાં ઉકાળી ૫ તોલા રાખી રોજ ૧ વાર પીએ.

૨૭-લકવાથી મોઢું ફરે તે માટે-સૂંઠનું ચૂરણ ઘીમાં તળવું તેમાં ૨૮ તોલા લસણ મેળવી ૦ાા અથવા ૧ તોલો રોજ બેવાર ખવડાવે.

૨૮-લસણ તેલમાં મેળવી ખવડાવવું.

૨૯-એરંડિયું તેલ ૦ાા તોલો રોજ બેવાર ૧ માસ સુધી પિવડાવવું.

૩૦-એરંડિયાનું મગજ ૧ તોલો દૂધમાં લાપસી બનાવી રોજ ખાવી.

૩૧-બકાન લીંબડાની છાલનો કાવો પીવો.

૩૨-અરડૂસી, દંતીમૂળ, ગરમાળો, એના કાઢામાં ૦ાા તોલો દિવેલ નાખી પીવું, દરદી ચાલતો થાય, સુનમેરી મટે.

૩૩-દિવેલ ૧ તોલો અને દૂધ ૪ તોલા સેવન કરવું. રોજ ૧ વાર પીવું.

૩૪-લસણ બે તોલા, તેલમાં, ઘીમાં અથવા સાઠીચોખા સાથે ખાવું.

૩૫-શણનાં બીજ ૦ા તોલો મધ સાથે સવારે ખાય તો લકવો સારો થાય.

૩૬-આકડાનાં પાનનો રસ અથવા આકડાનું દૂધ તેલમાં મેળવી મસળવું.

૩૭-ખાસ ઇલાજ-ભિલામું, કોપરું, સોનામુખી સમભાગે ૦ાા તોલો, મધ ૧૦ ટીપાં ગોળ સાથે ખવડાવે. ગરમ ખોરાક ન ખવડાવે. છતાં શરીરે ગરમી જણાય તો બાવચી, ધાણા, સોનામુખી, ગંધકના ચૂરણની ફાકી ૩ દિન ખવડાવે. બાવચીનો ધૂંવો શરીર પર લેવો. ૪૦ દિનમાં ફાયદો જણાય.

૩૮-લકવાથી મંદ પડેલી શક્તિ પાછી લાવવા માટે-તુવરની દાળ, ઘી, અરટાનો ખોરાક રોજ લેવો. (બનાવટ માટે જુઓ 'ખોરાક.')

## લોહી પડે-રક્તસ્રાવ-જખમ રુઝે

૧-નાકમાંથી લોહી નીકળે ત્યારે દૂધનાં ૧૨ ટીપાં નાકમાં મૂકવાં.

૨-નાકમાંથી અને છાતી પરથી પડતું લોહી બંધ થાય-કેસર દૂધમાં ઉકાળીને પીવું.

૩-શરીર ઉપરથી લોહી નીકળતું અટકે છે-ઈંડાના કોટલાંની રાખ લોહી નીકળતું અટકાવવા માટે જખમ ઉપર દાબે છે.

૪-લોહી બંધ કરે-મસાનું લોહી, ઝાડા-ઊલટીમાં લોહી અથવા કોઈ પણ જગાએથી અને કોઈ પણ કારણે લોહી નીકળે તે બંધ કરવાની શક્તિ જેઠીમધ ધરાવે છે.

૫-લોહી (રક્તસ્રાવ) અટકે છે-કપાસ(વણ)નાં મૂળ એક તોલો પાણી અને સાકર સાથે મેળવીને પીવાં.

૬-શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી નીકળે તો કપાસનાં પાન ૨ તોલા અથવા કપાસીઆ ૧ તોલો સાકર અને પાણી સાથે પીવાં.

૭-લોહી ફેફસાંમાંથી પડતું હોય તો કેરબો ખાધાથી અટકે છે.

૮-છાતી પરથી લોહી અને ધબ્બા પડે તો ૨ તોલા રસ નીકળે એટલી નમૂળી સાથે મરીના ૫ દાણા વાટીને તે રસ ૨ તોલા સવારે પીવો, તે મુજબ સાંજે પીવો. આ બહુ અકસીર ઇલાજ છે.

૯-લોહી-પેટમાંના સઘળી જાતનાં નીકળતાં લોહી હીરાદખણ ખાવાથી બંધ પડે છે.

૧૦-શીતળાની ગરમી, ઝાડા વાટે લોહી-શીતળાની બહુ ગરમી હોય ત્યારે કોઈ વાર ઝાડામાં લોહી આવે છે તે વેળા કમળનું મૂળ પાણીમાં ઘસી બાળકને પાય તો ઘણો જ સારો ફાયદો આપે છે.

૧૧-લોહીના ઝાડા થતા હોય તો કાંસકીનું મૂળ ૦ાા તોલો ચોખાના ધોવણમાં પાવું.

૧૨-રક્તાતિસાર, ઝાડામાં લોહી પડે તે-કાળા તલ ૧ ભાગ, સાકર ૨ ભાગ અને બકરીનું દૂધ ૪ ભાગ મેળવીને પાવું.

૧૩-લોહી ઝાડામાં પડે તો ગૂળખરી એક તોલો વાટીને સાકર અને પાણી સાથે પીવી.

૧૪-લોહી શરીરના કોઈ પણ ભાગમાંથી નીકળતું હોય તો-જેઠીમધ ૧ તોલો, દૂધ ૭ તોલા, પાણી ૩૨ તોલા ઉકાળી દશ તોલા રાખવું અને એક વખતમાં પીવું.

૧૫-શરીરમાંથી લોહી નીકળે તો દરાખ ૧ તોલો, ૪ તોલા દૂધ અને પાણી ૩૨ તોલાને ઉકાળી ૧૦ તોલા રાખી રોજ બે વાર પીવું.

૧૬–લોહી શરીરના કોઈ પણ ભાગમાં નીકળતું બંધ થાય–ગળોનો રસ તથા વાંસનાં પાનનો રસ એક તોલો પીવો.

૧૭–નાકમાંથી લોહી અને પરુ પડે તો–કેસર ૦। તોલો, સાકર ૦। તોલો અને પાંચ તોલા પાણી ઉકાળી નાકમાં મૂકવું.

૧૮–લોહીના ઝાડા બંધ પડે–આમળાંનો મુરબ્બો ૩ તોલા સવાર–સાંજ ખાવો અથવા આમળાંનું ચૂર્ણ ૦। તોલો ઘીમાં મેળવીને ભૂખે પેટે રોજ ચાર વાર ખાવું.

૧૯–લોહીના ઝાડા થાય ત્યારે ગળજીભીનું ચૂર્ણ ૦॥ તોલો ગાયના દહીંની છાશ સાથે ખાવું.

૨૦–લોહી ઝાડા માટે–જાસવંતી સફેદ ફૂલવાળીનાં પાનનો રસ ૧ ચમચો ૦॥ શેર દૂધમાં આપવો. ૩ દિવસમાં ફાયદો થાય. ખોરાક ફક્ત કાંજીનો લેવો.

૨૧–લોહીના ઝાડા–હરસના મસા ન હોય છતાં ઝાડા વાટે લોહી પડે તો પિત્તના ઝાડાનું લોહી સમજવું. પિત્ત છાતી પર થવાથી લોહી બગડી ઝાડા વાટે લોહી પડે છે. ચૂલાની અગ્નિનો તાપ અથવા તડકાનો તાપ ઘણો ખાવાથી પણ આવુ લોહી પડે છે. તે માટે ઇલાજ–ગાયનું દૂધ દસ તોલા તેમાં પાંચગણું પાણી નાખે અને ઉકાળે. દસ તોલા રહે તે દરદી પીએ અથવા બકરીનું દૂધ દસ તોલા, મધ અને સાકર દરેક બે તોલા મેળવી પીવું.

૨૨–દારૂ પીવાથી અને ગરમ ચીજ ખાવાથી લોહી પડે ત્યારે બેદાણાનો લુઆબ પીવો અથવા વરિયાળીને દિવેલમાં તળી તેનું ચૂરણ એક તોલો રોજ સવારે ખાવું અને ઉપરથી વાસી પાણી પીવું.

૨૩–ધરો દેવપૂજામાં વપરાય છે. ગણપતિના પૂજનમાં એ ખાસ જરૂરનું છે. ઘણી વખત વરસાદ ન પડે તોપણ એનાં મૂળિયાં તાજાં અને લીલાં રહે છે. લોહી નાકમાંથી નીકળે ત્યારે–ધરો ઘાસનો રસ નાકમાં મૂકવો.

૨૪–નાક અને મોઢામાંથી લોહી પડે તે માટે–(જૂના) કપાસની ધૂણી નાકે લે અને પછી કપાસનાં પાનનો રસ એક તોલો સાકર સાથે પીએ.

૨૫–લોહી ફરતું કરે છે–મેથી દાણા ૨૧ ખોખરા કરી સૂંઠ તોલો ૦॥, સાકર ૧ તોલો, ખળખળતું પાણી શેર ૦। મેળવી આખી રાત રાખી સવારે પીવું.

૨૬–લોહી ફરતું કરવા માટે–મરચાં, મરી, લસણ અને શિલારસનો લેપ મારે છે. જગા લાલ થાય છે, લોહી તે જગાએ આવે છે અને ફરે છે.

૨૭–લોહી પેશાબે પડે–મેંદીનાં પાનનો રસ ઘી, સાકર મેળવી ખાવો.

૨૮–લોહી છાતીમાંથી પડે–ત્રિફળા અને કમરકશ, ખાખરાનો ગુંદર ૦। થી ૦॥ તોલો રોજ બે વાર ખાય.

૨૯–લોહી નાકમાંથી પડે–ઘીમાં તળેલાં આમળાંનું ચૂરણ છાશ સાથે લેપ કરી માથે મૂકે.

૩૦-કાંદાની બે ફાડ કરે, એક ફાડ દરદીને ગળે બાંધે તો નાકનું લોહી બંધ પડે

૩૧-દાડમનાં ફૂલનો રસ સૂંઘે તો નાકનું લોહી બંધ થાય.

૩૨-મોઢામાંથી લોહી નીકળે-રાળ અને સાકર સમભાગે બે વાલ રોજ ૨ વાર ખાય.

૩૩-માથે લોહી ચઢે તો રાફડાની માટી પાણી સાથે તાળવે ચોપડે.

૩૪-મોઢે લોહી પડે તો લીલા ધાણાનો રસ ૨ તોલા પીએ.

૩૫-શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી નીકળે તો-અરડૂસીનો રસ પુટપાકથી કાઢીને અથવા વાટીને ૧ તોલો રસ મધ સાથે ખાય. કમળો. પાંડુરોગ પણ સારો થાય.

૩૬-રક્તપિત્ત, લોહીનું પડવું-માટે ઉંમરાનું મૂળ (ગુલ્લર) પાણીમાં ઘસી સાકર સાથે ખાય. અરડૂસીનાં પાનનું ચૂરણ એક વાલ મધ-ઘી સાથે ખાય. એથી દૂધ પણ પચે અને છાતી મજબૂત થાય.

૩૭-સાપની કાંચળી એક વાલ તથા ખજૂર ૭ તોલાની બાર ગોળી કરી, સવાર-સાંજ એક ખાય.

૩૮-મગજેથી પડતું લોહી-સુખડનું અત્તર એક તોલો કપૂર સાથે મેળવી સૂંઘે.

૩૯-લોહીની ઊલટી થાય-સુખડ, રતાંજલી, જેઠીમધ દરેક ૦। તોલો ગાયના દૂધમાં રોજ ત્રણ વાર ખાય. આ ચીજોને દૂધમાં ઘસીને પીએ તો જલદી ફાયદો થાય.

૪૦-છાતી, નાક, ઝાડો વગેરે શરીરના અંદરના ભાગમાંથી લોહી પડે તે રક્તપિત્ત છે. (રગતપિત્તનાં ચાંદાં તે જુદાં છે.) જાંબુડાનાં પાન ૦॥ તોલો સાકર સાથે ખાવાં અથવા પાનનો રસ એક તોલો પીવો અથવા જેઠીમધ એક તોલો, દૂધ ૮ તોલા, પાણી ૩૨ તોલા ઉકાળે, પાણી બાળીને બે વાર પીએ. (હરસના લોહીને ફાયદો ન કરે.)

૪૧-લોહીના ઝાડા માટે બાવળની કૂમળી પાલીનો રસ એક તોલો, મધ એક તોલો, દૂધ ૫ તોલા, ઘી એક તોલો પીવું.

૪૨-નાકમાંથી લોહી પડ્યા જ કરે તે માટે ગધેડી(ગધેડો નહિ)નાં તાજાં લીંડાંને નીચોવી રસ કાઢે. તેનાં દસ ટીપાં નાકે મૂકે.

૪૩-લોહી ફેફસાંમાંથી નીકળે તે માટે-ફટકડી ૫ વાલ, ગુંદર ૬ વાલ, સાકર ૬ વાલની ૪ ગોળી કરે. એક ગોળી દર ત્રણ કલાકે લે.

૪૪-નાકમાંથી લોહી પડે તો ગવારને પાણી સાથે મેળવી કપાળ પર લગાડે અથવા જૂની છો અને અડદના આટાનો લેપ કરી માથે લગાડે; અથવા આમળાંને ઘીમાં તળી છાશ મેળવી રોટલો બનાવી તે માથે મૂકે.

૪૫-નાક, મોઢું, સફરામાંથી પડતું લોહી બંધ થાય-જૂની છો, માખીની

ઉગાર-હીમજી હરડેના ઉકાળા સાથે લેપ કરી માથે લગાડે.

૪૬-નાકમાંથી લોહી-અગથિયાના મૂળની જડ પાણીમાં ઘસી માથે લગાડે અથવા બકરીની લીંડીનું ચૂર્ણ કપડાની પોટલીમાં મૂકી સૂંઘવું.

૪૭-છાતીમાંથી લોહી પડે, ઊલટી સાથે લોહી પડે, શ્વાસ, ક્ષય-અરડૂસાનાં પાનની ચટણીનો ગોળો બનાવે તેને વડના પાનથી વીંટાળે, માટી લગાડે તે સુકાય ને છાણામાં બાફે. માટી લાલ થાય ને કાઢે. અંદરથી રસ નિચોવી ૨૪ તોલા રસમાં ૩૨ તોલા સાકર નાખી મધ જેવી ચાસણી બનાવે. તેમાં હળદર અને બહેડાં ૪-૪ તોલા નાખી ૦ાા તોલો ખાવામાં લે.

૪૮-નંબર ૪૭ વાળાં ઉપલાં દરદ માટે-અરડૂસાનો આસવ-૧૦ શેર અરડૂસાનાં પાન, ૧૦૨૪ શેર પાણી ને ઉકાળી ૨૫૬ તોલા પાણી રાખે. તેમાં ગોળ ૨૦૦ તોલા, ધાવડીનાં ફૂલ ૧૬ તોલા, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, કકોળ, સૂંઠ, મરિયાં, પીપર, નાગરમોથ મેળવે. બરણીમાં પેક કરી ૧૫ દિવસ રાખે. પછી પીવામાં લે.

૪૯-રક્તપિત્ત-રક્તપાત-શરીરના કોઈ પણ ભાગમાંથી પડતું લોહી અટકે; ગળો અને વાંસનાં પાનનો રસ પીવામાં લેવો. ગુળખરી એક તોલો સાકર સાથે ખાવી. વણ (કપાસિયાનાં મૂળ) ૦ા તોલા સાકર સાથે ખાવો.

કપાસિયાનાં મગજ એક રૂપિયાભાર અથવા કપાસનાં પાનનો રસ ૨ તોલા સાકર સાથે પીએ.

બાવળ અથવા બોરડીની અંતરછાલ દહીં અને સાકર સાથે ખાય. બોરડીની લાખ ૦ા તોલો મધ સાથે ખાય.

સરપંખાનાં મૂળ બે વાલ પાણી અને સાકર સાથે ખાવાં અથવા અફીણ ૧ અથવા ૨ રતી ખાવું.

ફૂલાવેલી ફટકડી ૨ વાલ દહીં અને સાકર સાથે ખાવી.

કાંટાઅશેળિયાનાં મૂળની છાલ બેઆનીભાર પાણી અને સાકર સાથે ખાય.

આંસોદરાની છાલ દહીં સાથે ખાય.

## લોહી વધે-લોહી સુધરે-લોહીના બગાડ માટે-લોહીવિકાર માટે-ઉપદંશ માટે

૧-લોહી સુધારનાર-મસા અંગ ઉપર ઘણા થાય તે માટે-(દા. પાતરાં-વાળા બ્લડ પીઉરી ફાયર)-ઉસમો તોલા ચાર, સાથરાનાં ફૂલ તોલા ત્રણ, સીરખેસ તોલા ચાર, સોંપ તોલા સાડાત્રણ, ચોપચીની તોલા સાડાત્રણ, ઉનાબ દાણા પચાસ, ગુલમેદમુસક ચાર તોલા, ગળો લીમડા પરની તોલા ચારના સાત ભાગ કરવા. એક ભાગ એક શેર પાણીમાં ભીંજવી રાખવો. સવારે ચોળીને ઉકાળવું. અરધો શેર પાણી રહે તેની અંદર એક તોલો ગુલકંદ નાખી પીવું.

સાત દિવસ અથવા એકવીસ દિવસ પીવું. મસા બધા ખરી પડે છે, લોહી સાફ થાય છે. જુલાબ લાગે તો ગભરાવું નહીં. દવા ચાલુ જ રાખવી. સૂકી હળદર અને આદું ખાવામાં ઘણું લેવું. દારૂ, આમલી, લીલું મરચું, તેલ જરા પણ ન લેવું. ગુલખેદમુસકે ન મળે તો ઉસકે ખરદુસ લેવું. એને બદલે કોઈ બનફશા અને સુપીસ્તાન લે છે.

૨–લોહી બગડે, ગરમી ફૂટી નીકળે, ચાઠાં થાય, ચામડી કાળી પડે, સાંધા ઝલાય–આ દરદો માટે ચોપચીનીને ખાવામાં લીધાથી ફાયદો થાય છે. ૦। શેર ચોપચીનીને ઘીમાં તળી તેની સાથે પીપર, પીપરીમૂળ, મરી, લવંગ, સૂંઠ, તજ, અક્કલકરો દરેક ૦। થી ૦॥ તોલો મેળવી તેમાંથી ૦॥ તોલો રોજ બે વાર ખાય.

૩–રક્તપિત્ત, લોહીનો બગાડો–ગળોના વેલાના કટકા ૪ તોલા ખોખરા કરી ૬૪ તોલા પાણીમાં ઉકાળી, ૪ તોલા રાખી તે રોજ બે વાર પીવું.

૪–લોહી સુધારવા તથા ખૂજલી દૂર કરવા–ગંધકનાં ફૂલ ૦। અથવા ૦॥ તોલો દૂધ સાથે રોજ ૧ વાર ખાવાં.

૫–લોહીનો વધારો, રક્તવૃદ્ધિ માટે–નાળિયેરનો સરકો નીચે મુજબ બનાવી એક તોલો રોજ ખાવો.

નાળિયેરના પાણીને ધીમી આંચે ઉકાળવું. રસ ગાઢો થાય એટલે કેશર તોલો ૦॥, લવંગ તોલો ૧ નાખી પેક કરી રાખવું.

૬–લોહી વધારવા માટે, પાચનશક્તિ માટે–લીલી દ્રાક્ષનો રસ ઘણો ઉપયોગી છે. એ ખોરાક તરીકે કામ લાગે છે. એના ગુણો ઘણા જ છે.

૭–લોહી સુધરે, ઉપદંશ મટે–આકડાનું મૂળ તોલો ૦॥, ગળો તોલા ૪, લીમડાની અંતરછાલ ૪ તોલાનું ચૂર્ણ ૦। તોલો દિનમાં ૨ વાર ખાવું.

૮–લોહીવિકાર તથા ગરમી માટે–દાડ઼ીનો રસ, સરપંખાનો રસ, મધ દરેક બે તોલા ૨૧ દિવસ પીએ તો લોહીવિકાર અને ગરમી મટી જાય.

૯–ગરમીથી લોહી બગડે, શરીરે ચાઠાં પડે તે માટે–કાંસાની થાળીમાં પાણીથી સો વાર ધોયેલું ઘી ૦। શેર, તેમાં બે તોલા ફટકડી મેળવીને રાત્રે સૂતી વેળા દરદીના તળિયામાં તેમજ ચાઠાં પર લગાડવું.

૧૦–ભોઉમરીના છોડ થાય છે, તેના છેક થડમાં ફળ આવે છે.

ભયંકર રક્તપિત્ત, લોહી ગમે ત્યાંથી નીકળે, દૂઝતા હરસ, કમળો, લોહીનો સુધારો, પેસાબે પડતો ઘટ્ટ પદાર્થ આ માટે તાત્કાલિક ઉપાય. ઉંબરાનો આસવ અકસીર છે.

૧૧–લોહી સુધારવા માટે–ચોપચીની ૫ તોલા, પાણી શેર ૧ ને ઉકાળી ૦। શેર રાખે. તેમાંથી ત્રણ તોલા દિવસમાં ૩ વાર પીએ.

૧૨–લોહી સુધરે, મરદને શક્તિ વધે–ગોળ સાથે ઘી મેળવી રોજ સવારે ખાવું.

૧૩–લોહી સુધરે, શરીરની અંદરના લોહીના જીવજંતુ મરે, મલેરિયાના

જીવજંતુ મરે, ભૂખ વધે, વીર્ય વધે, કોઢને ફાયદો કરે, ઘડપણ દૂર થાય, શરીર નીરોગી રહે, વાળ સફેદ થતા અટકે, દસ્તાન નિયમિત થાય. આ સઘળા વ્યાધિ માટે નીચે મુજબ લેવું:

ગંધક ૧ તોલો, જેઠીમધ ૧ તોલો, ત્રિફલા ૬ તોલા, સાકર ૩ તોલાની મેળવણી કરી ાા તોલો ચૂર્ણ રોજ બે વાર ખાવું. ૧ વરસ સુધી ચાલુ રાખવું અથવા ગંધક ૧ તોલો, લોહભસ્મ ૧ તોલો, ત્રિફળા ૬ તોલાનું ચૂર્ણ, ૦ા તોલો સાકરમાં મેળવી રોજ બે વાર ૧ વરસ સુધી ખાય.

લોહી સુધારવા, ચામડીનો રોગ મટાડવા માટે, દારૂડીનો છોડ સારસાપરીલાના જેવો ગુણ ધરાવે છે. એના ઘન(એક્સ્ટ્રેક્ટ)ની એક વાલની ગોળી બનાવી વાપરે અથવા તે પ્રમાણમાં શરબત અથવા અર્ક બનાવી પીએ.

૧૪-ગરમીની ચાંદીનું ઝેર શરીરમાં પ્રવેશ્યું હોય અને લોહી બગડી ગયું હોય ત્યારે જાઈના ફૂલની કળીઓનો રસ ૨ તોલા, ઘી ાા તોલો, ૧ વાલ રાળ મેળવી ખાવું.

૧૫-૧ રતલ ઊકળતું પાણી કાદવના વાસણમાં નાખી તેમાં લીમડાના પાન પાશેર એક રાત રાખવાં. સવારે તેમાંથી ૨ તોલા પાણી દર ત્રણ કલાકે પીવું. અથવા દારૂડીનો રસ ૨ તોલા, મરી નંગ ૧૦ ને ઘીમાં મેળવી રોજ ત્રણ વાર પીવું.

૧૬-ચોપચીની તોલા ૧૬-ખુરાસાની અજમો, સૂંઠ, વાવડિંગ, એલચી દરેક ૧ તોલાનું ચૂર્ણ ૦ા તોલા પાણી સાથે પીવું.

૧૭-ઇંદ્રવરણાની જડ તોલા ૩, એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રાખી તેમાં ૩ તોલા સાકર નાખી સવાર-સાંજ પીવું. ઉપરથી દૂધ પીવું.

૧૮-વાવડિંગ, ત્રિફળા અને ગૂગળ સમભાગે મેળવી ચણીબોર જેવડી ગોળી બનાવી ૨ ગોળી રોજ બે વાર ખાવી.

૧૯-ત્રિફળા અને કરિયાતુંનો ઉકાળો પીવો.

૨૦-લોહી સાફ કરે-કાચનારના ઝાડની છાલ, સારીવા એટલે ઉપલસરી-(એમાં સારસાના જેવો ગુણ છે), કપૂરીમધુરીનાં મૂળમાંથી કોઈબી એકનો ઉકાળો રોજ પીવો.

૨૧-લોહી સાફ થાય-વરિયાળી, ધાણા, કાસની સમભાગે મેળવી ાા તોલો ફાકી મારવી. ઉપર વાસી પાણી પીવું.

૨૨-લોહી સુધરે-સોનામુખી અને ચોપચીની સાથે મેળવી ૦ા તોલો ૪૦ દિવસ ખાવી.

૨૩-લોહી સાફ કરનારી ગોળી-સમભાગે-હીરાકસી અને પીળા એળિયો, ગુંદર સાથે મેળવી ૧ વાલની ગોળી બનાવી, તેમાંથી એક ગોળી દિનમાં ત્રણ-વાર, ખાધા પછી લેવી, આથી લોહી સાફ થાય છે.

૨૪-લોહીનો સુધારો કરવા માટે વડની મૂળીની ચા પીએ.

૨૫-લોહી સાફ થાય, ગર્ભસ્થાન સુધરે, પરમો સારો થાય, બરોળ સારી થાય-સરપંખા ૫ ઔંસ, સ્પિરિટ ૨૦ ઔંસમાં અર્ક બનાવી તેના ૩૦ થી ૬૦ ટીપાં સુધી પાણી સાથે પીવાં.

૨૬-લોહી સુધારનાર-સીસમનો વહેર ૦ા શેર પાણીમાં આખી રાત ભીંજવી રાખવો. તેને ગાળીને ૧ાા શેર સાકર નાખી, શરબત બનાવી ૧ તોલો શરબત દિવસમાં બે વાર પાણી સાથે પીવું.

૨૭-લોહી વધે-અંજીર સાકર સાથે રોજ સવારે ખાવાં.

૨૮-લોહી સુધરે, મનની દિલગીરી દૂર કરે, ઝરમ પડે, જલંદરને, કમળાને ફાયદો કરે-કારેલાં ખાવાથી લોહી સુધરે છે અને આ સઘળી બીમારીમાં ફાયદો આપે છે.

૨૯-લોહીનો વધારો-રક્તવૃદ્ધિ માટે-નાળિયેરનો સરકો નીચે મુજબ બનાવી એક તોલો રોજ ખાવો:

પચાસ નાળિયેરના પાણીને ધીમી આંચે ઉકાળવું. રસ ઘાડો થાય તેમાં કેસર તોલો ૦ાા, લવંગ તોલો ૧ નાખી પૅક કરી રાખવું.

૩૦-ચંબેલીનાં કુમળાં પાનનો રસ ૨ તોલા, ગાયનું ઘી ૨ તોલા, રાળની ભૂકી ૧ રતી, ૧૫ દિવસ સવારે પીવું. સાર્સા, આયોડાઈ કમ્પાઉંડ વીથ મરક્યુરી, જે કામ ઘણે વખતે કરે તે કામ આ ચંબેલી ૧૫ દિવસમાં કરે. ખોરાક ફક્ત દૂધ, ઘી, રોટલી, ભાત, સાકર.

૩૧-ખોડિયો કલહાર(ગોરખમુંડી)ની ચા સાકર નાખીને પીએ તો લોહી વધે.

૩૨-ત્રિફળા (હરડે ૧, આમળાં ૪, બહેડાં ૨ ભાગ) ૦ાા તોલો રોજ બે વાર ચાલુ ખાવાં.

૩૩-૦ા તોલો ગંધક રોજ દૂધમાં ખાય, ગંધક ખાનારે દરિયાનું મીઠું ન ખાવું, તે ગરમ છે. ગંધક જાતે ગરમ છે માટે ગરમ ખોરાક ન ખાવો. સિંધવખાર ખાવામાં અડચણ નથી. ઠંડીની મોસમમાં પીએ તો ગરમીની ઋતુમાં શરીરે ફોલ્લા ન થાય.

૩૪-ભોંયરીંગણીનું બી. બંધ વાસણમાં પકાવી ચૂરણ ૧ રતી પાન સાથે રોજ બેવાર ખાવું.

૩૫-વાઘનું અથવા હાથીનું હાડકું પાણીમાં ઘસી પીએ.

૩૬-ઉપલસરી-સારીવા-ગોરીસર, કારીસર, ઇંડિયન સારસા, હેમીડેસમી, ૫ થી ૧૫ ફીટ લાંબા વેલા થાય છે. એનાં પાન તલવારની ધાર જેવાં છે; એના મૂળમાં સુગંધી હોય છે; ડુંગરાળ જગામાં થાય છે. ૫ તોલા મૂળિયાં ૧ા શેર પાણીમાં ઉકાળે, ૦ાા શેર રાખી તેને ત્રણ વાર પીએ. રોજ તાજું બનાવી પીએ.

૩૭-એક્સ્ટ્રેક્ટ સારસા કંપાઉંડ-ચિત્રકમૂળ શતાવરી, ત્રાયમાણ, પીપર,

અરડુસાનાં પાન, ભાંગરો, દેવદાર, કાળીપાટ, ખેરસાલ, રતાંજલી, નસોતર, વરણો, કરિયાતું, બાવચી, ગરમાળાનો ગોળ, સાગની છાલ, બકાનની છાલ, અતિવિષ, વાળો, ઇંદ્રવારણાનાં મૂળ, ધમાસો, ખડસાલી સમભાગે લેવું. એ સઘળાંના વજનથી બમણી ઉપલસરી (સારી) લેવી. એમાંથી એક તોલો ૦ા શેર પાણીમાં ઉકાળે, ૨ તોલા રાખી પીએ. વધુ ઉકાળી ૦ાા તોલો રાખી ઘટ્ટ બનાવે તો બગડે નહીં, મધની સાથે પીએ.

૩૮-રુદ્રદંતીના આખા છોડનું ચૂરણ ૧ તોલો, મરી વાલ ૨, મધ ૨ તોલા, દૂધ ૦ાા શેર, પાણી ૦ાા શેર, ઉકાળી પાણી બાળી પીએ. દોઢ માસ સુધી પીએ.

## લોહી જામે-મૂઢમાર-માર ખાવાથી વાગેલું, દભરાયેલું

૧-પડી જવાથી અથવા માર ખાવાથી શરીરમાં લોહી જામી જાય તે માટે લેપ-મેદાલકડી, બકરીની લીંડી, આવળનાં ડોડવાં, મીઠું, હળદર, પાણીમાં વાટી ગરમ કરી લગાડે.

૨-ધંતૂરાનો રસ લગાડે.

૩-કબૂતર(પારેવાં)ની હગાર (ચરક) બે વાલ મધ સાથે ખવડાવે અને તે શરીરને લગાડે.

૪-આંબાહળદર (Mango-ginger), ગૂગળ, લોધર પાણી સાથે ગરમ કરી લેપ કરે.

૫-દ્રાક્ષનો રસ અથવા દ્રાક્ષાસવ પાવો.

૬-પાતાલયંત્રથી ભિલામાંનું કાઢેલું તેલ ૧ તોલો, લવંગ ૧ તોલો, જાયફળ ૦ાા તોલો ખરલમાં ૪ પહોર ઘૂંટે. ૧ વાલની ગોળી ઘી સાથે અથવા સાકરના શીરા સાથે આંતરે આંતરે ખવડાવે. ૭ દિવસે ત્રણ વાર ખાય. વધુમાં વધુ ૧૬ દિવસ એટલે આઠ વખત ખવાય. આ બહુ જ ગરમ છે; માટે દૂધ, ઘી ઘણું ખાવું. ગરમ ચીજ ન જ ખાવી, છતાં શરીરે ગરમી ફૂટી નીકળે તો ઉપરું ખવડાવવું, ગાયનું છાણ ચોપડવું, ગરમ પાણીથી નાહવું નહિ, તડકે ફરવું નહિ. ઘી-સાકર-દૂધ પુષ્કળ ખવડાવવું. કીમતી દવાથી જે કામ ન થાય તે આ ઇલાજથી થાય છે. ઊંચેથી પડી ગયેલા દરદી માટે તેમ જ શરીર જકડાઈ ગયું હોય તે માટે સારો ઇલાજ એ છે.

## લોખંડની ભસ્મ

બાવળનાં પાંદડાંને છૂંદી તેમાં કાનસનો ભૂકો મેળવી ૧૪ દિવસ સુધી સૂરજના તડકામાં રાખવાથી લોહભસ્મ થાય છે. તડકે મૂકવા કરતાં ભઠ્ઠીમાં બાળે તો વધારે સારી અને જલદી થાય.

# વરસોળી-વસૂંરી-રસોળી

૧-વરસોળી-સંચરો, સાજીખાર અને ચૂનો સમભાગે મેળવી મલમ કરી વરસોળી ઉપર ૪ દિન લગાડે તો વરસોળી કપાય.

૨-વસૂરી માટે ઇલાજ-રેવંચીનો શીરો, એળિયો, ગુજ્જરને પાણીમાં અથવા દારૂમાં ઘસી ઘણા દિવસ લગાડવું.

૩-વરસોળીની ગાંઠ-સરગવાના મૂળની છાલ, સાટોડી, મૂળ, દેવદાર, એનો જાડો લેપ કરી મૂકવાથી ગાંઠ નરમ થાય છે અને અંદરના મવાદને ધીમે ધીમે ખેંચી લે છે. લેપની અગન બળે તો થોડો ઘઉંનો આટો ઉમેરવો.

૪-રસોળી માટે-સોમલ બે વાલ, કળીચૂનો ૪ વાલ, ખાપરિયું ૪ વાલ લીંબુના રસમાં મેળવી વસૂરીને લગાડી ઉપર લૂગડું ૭ દિન રાખવું. જ્યારે વસૂરી ભાગે ત્યારે મલમ રૂઝનો મૂકવો.

૫-રસોળી ખરી પડે, પીગળી જાય-કેરડાનાં કુમળાં પાનની લેપડી મીઠા સાથે મેળવી રસોળી ઉપર ૩ દિવસ બાંધે.

૬-રસોળી-પાકી કેરીની ગોટલી પાણીમાં ઘસીને રસોળી ઉપર લગાડે તો રસોળી નરમ પડે.

૭-રસોળી પીગળે-પાપડખાર એક ભાગ અને કળીચૂનો અર્ધો ભાગ પાણીમા લાકડાની સળીથી મેળવી રસોળી પર રોજ લગાડે.

૮-રસોળી માટે-કેરડાની કુંપળ અને મીઠું વાટી લેપ કરવો અથવા પાપડ-ખાર ચૂના સાથે મેળવી લગાડવું.

૯-રસોળી-કાળા મલમની પત્તી ઉપર ઘણા મહિના સુધી લગાડે તો અંદરનો મવાદ સુકાઈ જાય.

૧૦-એ એક જાતની ગાંઠ છે. એમાં ચરબી અથવા ચીકણો પદાર્થ રહે છે. હાથે દાબવાથી બેસી જાય અને પાછી ઊભી થાય ત્યારે જાણવું જે ચરબી છે. ચરબી ન હોય તો રસોળીની ગાંઠને ચોપડીના પૂંઠાથી છૂંદી જુદી પાડવી અને રસ જેવી બનાવવી.

પછી ગાંઠ ઉપર કોસ્ટિક પોટાશના સોલ્યુશનનું ૧ ટીપુ મૂકવું. તે સુકાય એટલે ફરી મૂકવું. ગાંઠ ઉપર કાણું પડે ત્યાં સુધી મૂકયા કરવું. અંદરથી રસી ગળતી રાખવી, તે માટે પોટાશ આયોડાઈડ સોલ્યુશનનાં પોતાં મૂકી રાખવાં તેથી રૂઝ આવે નહીં, અને રસી બહાર નીકળ્યા કરે. બધો મવાદ નીકળી જવા પછી રૂઝ લાવવી.

૧૧-ટિંકચર આયોડિન ૫ ટીપાં શરબત સાથે રોજ બે વાર લેવાં અને ઘણો લાંબો વખત એ ટિંકચર આયોડિન ગાંઠ ઉપર રોજ બે વાર લગાડ્યા કરવું, તેથી અંદરનો મવાદ શોષાઈ જાય.

૧૨-પીળી મગેડીને તડકે સૂકવી ચૂર્ણ કરવુ પાણી સાથે તે મેળવી રોજ બે વાર લગાડી પારો બાધવો.

૧૩-રસોળીને ચોપડીના પૂમડાથી રોકી એકરસ કરે, તે ઉપર સીસાની ધાતુની પાટ મૂકી પારો બાધે

૧૪-સૂકી હળદરને અગાર ઉપર મૂકી બાળે ચૂર્ણની પાણી સાથે લેપડી બનાવી તે ગાઠ ઉપર પૈસાભાર જેટલી જગા પર લગાડે ૪ દિવસ સુધી રોજ પાચ વાર લગાડે રસોળી ઉપર કાણુ પડે તેમાથી મવાદને બહાર કાઢવો. મટોડી મવાદને પાણી જેવો કરે છે ગરગૂમડા ઉપર પણ આ મટોડીનો લેપ કામ કરે છે

૧૫-પાનમા ખાવાનુ ચૂર્ણ ના તોલો, ખડી ા તોલો મેળવી લગાડે, જો ન ખમાય તો ખડી ાા તોલો લેવી વસૂરી ફૂટે, મવાદ નીકળે પછી મળા મલમની પટી મારે

## ધનુર્વા માટે

૧-પડી જવાથી, વાગવાથી, ખીલો ઘોચાયાથી ધનુર્વા થાય છે શરૂઆતમા જખમ પર સિદૂર અને તેલ મૂકી રૂઝ લાવે શરૂઆતમા ૧ થી ૨ રતી અફીણુ દરદીને રોજ ૩ વાર ખડાવે તો ધનુર્વા લાગુ પડે નહી

૨-કસ્તૂરી ૧ થી ૩ રતી આપવી

૩-ખુરાસાની અજમો અને કપૂર સમભાગે મેળવી બે વાલ આપવો

૪-પીપર ચૂર્ણ ૩ વાલ આપવુ

૫-ભાગની ભૂકી ઘીમા સેકી ૧ થી ૨ વાલ આપવી

૬-ફૂલાવેલો ટકણખાર ૨ થી ૪ વાલ આપવો

૭-કાળી તુલસીનાં પાન લસણ, કાદો, આદુનો રસ સમભાગે મેળવી ાા તોલો આપવો

૮-ધતૂરાનો રસ શરીરે ચોળવો

૯-એક ખારેકને મીઠા તેલમા બાળી તેનુ ચૂર્ણ કરે તે ચૂર્ણ ૧ થી ૪ વાલ, પાણી સાથે આપે તો ધનુર્વા નરમ પડે ઊકડેજુ તેલ મસળવાથી બેચતાડ મટે

૧૦-ધનુર્વા લાગુ પડે કે તરત નીચે મુજબ ઉપાય લેવો કાળી તુલસી, કાદા, આદુ, લસણ એનો રસ સમભાગે ૧ તોલો લેવો તેમા અરડુની છાલ ા તોલો ઘસે અને બે વખત પીએ તો વા મટે આ ઇલાજ જલદી થવો જોઈએ

૧૧-આકડાના પાનનો રસ ૧ તોલો દરદીને પાવો બીજે દિવસે ાા ભાગ પાવો

૧૨-આકડાના મૂળની અતરછાલ સવા તોલો, ધતૂરાના પાનનુ ચૂર્ણ ૫ વાલ, સાકર સવા તોલો એની ૧ રતીની ગોળી બનાવે. એ ગોળી રોજ બે વાર ખાય ૫ વર્ષની ઉમરનાને ૧ ગોળી ૧૦ વર્ષની ઉમરનાને ૨ ગોળી મોટા

માણસને ૩ ગોળી.

ઉપરથી પાણી પીવું નહીં. પણ ચણાના દાળિયા ખાય તો ઓકારી થાય નહીં; મરડો અને હેડકીને પણ ફાયદો કરે.

## ઊરુસ્તંભ, વા-ઝલાવવાનો રોગ

૧-એમાં કમર આગળથી પગ સુધી અરધું અંગ રહી જાય છે; દરદીથી ટેકા વગર ચાલી શકાતું નથી.

ત્રિફળા, પીપર, ગૂગળ સમભાગે લઈ ૦ા તોલો ચૂર્ણ રોજ બે વાર ખવડાવવું. વારંવાર એરંડિયું આપી ઝાડાનો ખુલાસો કરાવવો.

## ધનધોરીઓ વા

૧-ધનધોરીઓ વા, એમાં દરદી સૂતેલો ઊઠે, ત્યારે ધ્રૂજે અને પાછો પડે તે માટે ૦ા શેર સાકરને ગોળ, ઘીમાં ગોળપાપડી બનાવી તે સઘળી ૩ દિવસમાં દરદીને ખવડાવવી.

ગૃધ્રસી-વાયુ-પીડ, કમર, ગોઠણ વગેરે જગા પર ફરતો વાયુ હોય તે માટે-૦ાા તોલો દિવેલ ગોમૂત્ર સાથે મેળવી રોજ ૧ વાર એક મહિનો પીવું.

## મસીઓ વા

ગુલાબી ચા પીવી. સુવાવડ પછી સ્ત્રીનું શરીર અકડાઈ જાય તેને મસીઓ વા કહે છે. તે માટે ગુલાબી ચા સેવન કરવી.

રોહીડો ૦ાા તોલો પાણીમાં ઉકાળે, તેમાં દૂધ ૦ાા શેર નાખે, ખપજોગી સાકર મેળવી પીએ.

શરીર કોઈ પણ કારણથી તવાઈ જતું હોય તેને અને સંધિવા, કમળો, પાંડુ, દમ, વિસ્ફોટકને આ ચા ફાયદો કરે છે.

## ધાવરો

ધાવરાનો મંત્ર રતવાના ભાગમાં જે મંત્ર છે તે જ, પણ તેમાં 'રતવા ઝેર' એ બોલ છે તેને બદલે 'ધાવરો ઝેર' એમ બોલવું. એના દોરાને તેલની ધૂણી દેવી.

## પેટમાં ધૂળ

આખું વરસ પેટમાં ધૂળ, માટી, રાખ જાય તે જાંબુ ખાવાથી નીકળી જાય; માટે દર મોસમે જાંબુ ખાવાં જોઈએ.

## વાંઝિયાપણું જણાય

૧-ઘઉં અથવા જવના સાત-સાત દાણા લઈને માટીના બે નવા વાસણમાં માટી નાખી તેમાં નાખવાં અને પાણી સાથે તેને એકરસ કરવાં. હવે એક વાસણમાં સાત દિન મરદ પેશાબ કરે. બીજા વાસણમાં ઓરત પેશાબ કરે. જેના

વાસણમાં છોડ ઊગે નહિ તેને વાંઝિયાપણું સમજવું.

૨–ગ્લાસમાં પાણી નાખી વીર્ય નાખવાથી જો વીર્ય પાણી નીચે ડૂબે તો વાંઝિયાપણું ગણાય નહિ. વીર્ય પાણીની ઉપર રહે તો વાંઝિયાપણું જાણવું.

૩–કાળું કડું, દૂધેલું, દૂધેલી, એમાંના કોઈ બી એક છોડમાં પેશાબ કરે અને તે છોડ મરી જાય તો તે પેશાબ કરનારને વાંઝિયાપણું સમજવું.

## પેટનો વાયુ

વાયુ પેટનો મટે–મરી ને પીપરનું ચૂર્ણ ૦॥ તોલો મધ સાથે ખાવું.

વાયુ પેટમાં ન થાય–દાળભાત ખાતી વેળા કોળિયા સાથે મરી અને લસણ ખાવાં.

## હાડકાની વાઈ

બાદી–વાઈ, હાડકાની વાઈ માટે–લસણ, મરી, દરેક પાંચ તોલા, હિંગ ફૂલાવેલી ૦॥ તોલો, સંચળ બે તોલા, લીંબુના રસમાં વાટી ચણા જેવડી ગોળી કરે; તે બે ગોળી સવારે ખાય.

## વિસ્ફોટક–ચાંદી–ટાંકી–ઉપદંશ

૧–ટાંકીનાં ચાંદાં સારાં થાય–લીમડાનું તેલ અને સફેદો મેળવી મલમ બનાવે, તેની પટી લગાડે

૨–વિસ્ફોટક માટે મલમ–સરસિયું તેલ નવટાંક લઈ ઉકાળવું. તેમાં આકડાનાં પાન ૨૧ તળવાં, પછી મીણ બે તોલા નાખી મલમ બનાવવો. ૧ પાન તેલમાં તળવું પછી બીજાં એ પ્રમાણે ૨૧ પાન એકેક પછી તળવાં.

૩–ટાંકીવાળા દરદી જેને ટાંકી ફૂટી નીકળી હોય તેને ઘોરનું દૂધ મધ સાથે મેળવી ખવડાવે.

૪–વિસ્ફોટકનાં ચાંદાં તથા જખમ રૂઝે–કાળા ઊંબરાનાં મૂળિયાંની રાખ બનાવવી અને તે રાખને આખા છોડના રસમાં ચાર વાર પટ આપવો. તે ભૂકો જખમમાં દાબી પાટો બાંધે તો એક જ વખતમાં ઘા રૂઝાય. ઘીમાં મેળવી મલમ કરી વપરાય છે.

૫–નંબર ૪ વાળો ભૂકો, આકડાનાં મૂળ અને કાળાં મરી સમભાગે લઈ જૂના ગોળમાં જુવારના દાણા જેવી ગોળી કરવી. દિવસમાં એકેક ત્રણ વાર ખાવી.

૬–આકડાના ઝાડના કોયલા અને ખાંડ સમભાગે મેળવી તેમાંથી ૦॥ તોલો ઘી સાથે ૭ દિવસ ખાવો. ખોરાકમાં ખીચડી ખાવી.

૭—વિસ્ફોટક માટે–ઊંબગના ઝાડનાં પાનની રાખ ૦ તોલો પાનમાં મૂકી રોજ ખાવી.

૮–ચોપચીની ૫ તોલાને અરધા શેર પાણીમાં ઉકાળી ૦ા શેર પાણી

રહે ને તેમાંથી ૫ તોલા દિવસમાં ૩ વાર પીવું. અનંતમૂળ સાથે લેવાથી એનો ગુણ વધે છે.

૯-ચાંદી તરત રૂઝે-ગૂગળના ઝાડની છાલનું ચૂરણ દાબે.

૧૦-ઉપદંશ-ચાંદી ગરમીની-પીપળાની છાલની સફેદ રાખ ચાંદી પર દાબે.

પીપળાના ઝાડની છાયા શીતળ અને તંદુરસ્તીવાળી છે; એનામાં વૈદક ગુણ ઘણા હોવાથી એ ઝાડને પવિત્ર અને પૂજવા લાયક ગણેલું છે, એના ફળને બીજગન કહે છે.

૧૧-ચાંદી અને ચાંદા માટે-દારૂડીના છોડનું છીર અથવા છીરવાળું ઘી લગાડી તેની ઉપર કાસાજણુ (જસતની રાખ-ઓકસાઈડ ઝીંક) ભભરાવે તો તરત રૂઝ આવે અથવા મૂળની છાલનું ચૂરણ દાબે. જો દૂધ અથવા દહીંની સાથે લગાડે તો રુઝ આવતી વખતે ચામડી તતડે નહીં.

૧૨-ચાંદી-ઇંદ્રિયના ફૂલ પર કોહવાટ માટે-(પમારીઆ) પામાડીનાં બીજ અને કાથો સમભાગે મેળવી તેને પાણી સાથે નરમ કરી ચાંદી પર દરેક કલાકે ધોઈ ધોઈને લગાડ્યા કરે.

૧૩-પારો, ગંધક, સોપારીની રાખ, મોરથૂથુ, સમભાગે લઈ લીંબુના રસમાં ગોટી બનાવવી. તેને પાણીમાં ઘસી, ચાંદી ઉપર અને ચાઠાં પર લગાડવી.

૧૪-ટાંકી શરીરે ફૂટી નીકળે તે માટે ઇલાજ-મોરથૂથુ ૩ ભાગ, જમાલ-ગોટા ૬ ભાગ, ફટકડી ૩ ભાગ એ સઘળાને લીંબુના રસમાં ખરલ કરે. મગ જેવડી ગોળી બનાવે. આ ગોળીઓમાંથી દરદીની શક્તિ મુજબ એક અથવા વધારે ગોળી ખવડાવવી. ગોળી ખાધા પછી એક તોલો દહીં ખાવું. ઘઉંની રોટી અને ઘી સિવાય કાંઈ ખાવું નહીં.

૧૫-વિસ્ફોટક, ઘેલાપણું, સંધિવા, સફેદ કોઢ માટે-બ્રાહ્મીનું ઘી બથૂક ખાવામાં લેવું અને ચાઠાં ઉપર લગાડવું.

૧૬-ગળજીભીનો રસ તોલો ૧, પાણી શેર ૦।, સાકર ૦। તોલો ત્રણ વાર રોજ પીવું.

૧૭-મજીઠ, ઉપલસરી અથવા સારસાનાં મૂળિયાં અને લીમડાની અંતર-છાલનો કાવો બનાવી અથવા એમાંની કોઈ પણ એક ચીજનો કાવો બનાવી સાકર અને મધ સાથે પીવો.

૧૮-બોરડી અને બાવળનાં કૂમળાં પાન દરેક ૦॥ તોલો, જીરું ૦। તોલો, સાકર ૦। તોલો સવાર-સાંજ ખાવું.

૧૯-કરિયાતું, લીમડાની છાલ, જેઠીમધ, મોથ, અરડૂસો, કડવાં પરવળ, ખડસલિયો, વાળો, ત્રિફળા, ઇંદ્રજવ એનો કાવો પીવાથી વિસ્ફોટકને સારો ફાયદો થાય છે.

૨૦-વિસ્ફોટકના ચાંદા ઉપર-હીરાદખણુ અને કપીલો દાબવો અથવા

પીપળાની છાલનુ અથવા નિફળાનુ ચૂર્ણ દાબવુ.

૨૧–હીરાદખણ, કાથો અને સફેદો સમભાગે મેળવી ચૂરણ બનાવી વાપરે

૨૨–શરીર પર ટાકી ફૂટે માટે–સરપખાનુ ચૂર્ણ ૦। તોલો, ખાંડ ૦।।। તોલો મેળવી પાણી કરી રોજ સવારે ૭ દિવસ ખાય

૨૩–ચાદીની ભૂકી–સોનાગેરુ, બોદારસિંગ, કાથો સમભાગે લઈ તેનુ ચૂરણ બનાવી દાબે અથવા સોનાગેરુ અને હીરાદખણ મેળવી લગાડે

૨૪–વિસ્ફોટક માટે–લીમડાની તથા સરસની છાલ અને બાવળની છાલ દરેક તોલો ૦।। પાણી શેર ૧।। મા ઉકાળીને પાણી ૧ શેર રાખી તેમાથી તોલા ૪ એકવાર પીવુ

૨૫–ચામડી સૂન મારેલી સુધરે, તજાગરમી મટે, શરીર પર ચકરડા થઈ કીડ થાય તે માટે–ઉટકટાના આખા ઝાડનો રસ ચોપડે આ દરદ માટે જો ઇલાજ ન કર તો રક્તપિત્તનો આજાર લાગુ પડે

૨૬–ટાકી ફૂટે, મોટા ફોલ્લા થાય તો–હીમજી હરડે તોલા ૮, રસકપૂર તોલા ૪, અનારના ફૂલ સૂકા તોલો ૧, બોદારસિંગ તોલો ૧, જાયફળ તોલો ૧, મરી તોલો ૧ બારીક કરી ૧૦૦ લીબુના રસમા ખરલ કરી વગાણા જેવી ગોળી કરે એકેક ગોળી સવાર–સાજ ખાય ખાધાની પરેજ રાખે તો ફાયદો થાય.

૨૭–ટાકી તથા નારુ–હીમજી હરડે તોલો ૨, મોરથૂથુ ફૂલાવેલુ તોલો ૧, સાકર તોલો ૧, ૧૦૦ લીબુના રસમા ખરલ કરી ચણીબોર જેવી ગોળી વાળી ૧ ગોળી ટાઢા પાણી સાથે ગળવી ઉપરથી ભૂજેલા ચણા ખાય, ચણા ન ખાય તો ઊલટી થાય

## વાળો–નારુ

૧–વાગો (નારુ)–એના મોઢા ઉપર કવચની સીગની રુવાટી ચીમટા વતી મૂકે તો વાળો મરે

૨–જમાલગોટો વાટીને લેપ કરવો

૩–આસો અને કારતક માસમા ડાગર ઉપર વીટળાયલો અને ડાગરના છોડવા ઉપર લટકતો ડોરોટો થાય છે એક ડોરોટાની ગોળમા ૭ ગોળી કરી દરરોજ એક એક ગોળી ખાવી

૪–હિંગ અને માનો લોટ સમભાગે લઈ લેપડી કરીને મૂકવી

૫–કબૂતરની પાખ બે ચોખાભાર વજનમા લઈ ગોળ સાથે ખવડાવવી

૬–ઝધેડાના લીડા, ઘોડાનુ મૂતર અને મીઠુ એની લેપડી મૂકે

૭–ચૂનો, ચૂલા ઉપરનુ ધૂમાસ, મીઠુ, એકઠા કરી ત્રણ દિવસ વાળા ઉપર મૂકે તો વાળો દૂર થાય

૮–વાગો પગે નીકળે છે ત્યારે કબૂતરની હગાર વાલ ૧ થી ૩ ગોળમા

ગોળી બનાવી ખાવી. રોજ તાજી બનાવી ખાવી.

૯–વાળાવાળી જગા ઉપર ધંતૂરાનાં પાનની પોટીસ મૂકવાથી અગન નરમ પડે છે અને વાળો બહાર આવે છે.

૧૦–પગે વાળો થાય છે તે જગા ઉપર નવસાર દાબવાથી વાળો મરી જશે.

૧૧–વાળા ઉપર તલનો ખોળ છાશમાં વાટી બાંધવો.

૧૨–વાળા માટે કાચફીનાં પાતરાં, મીઠું, છાશ એ સઘળું પીસીને વાળા ઉપર પોટીસ બાંધે.

૧૩–વાળો–ચોળાઈની ભાજીનાં મૂળિયાંની લેપડી મૂકવી.

૧૪–વાળા માટે–આકડાના ત્રણ ફૂલની ગોળ સાથે ત્રણ ગોળી બનાવવી. તે સવારે ખવડાવવી. એ મુજબ સાંજે ફરી ખવડાવવી, એ પ્રમાણે રોજ ચાલુ રાખવી. એથી ઝાડા થશે તેની અડચણ લેવી નહીં. વધુ ઝાડા લાગે તો સાકરની મીઠી ચા પાવી. વાળાની કસર હશે ત્યાં સુધી ઝાડા આવશે, વાળાની કસર નીકળી ગયા પછી ઝાડા આવશે નહીં.

૧૫–વાળો મરે–મીઠું ૧ ભાગ, ઢોરનું મૂતર બે ભાગ, ગધેડાનાં લીંડાં ૮ ભાગ મેળવી મૂકે.

૧૬–વાળો–થોરની ઉપર અમરવેલનો વેલો થાય છે તેની લેપડી બાંધવી.

૧૭–અરીઠાની છાલ અને મરી બે વાલ ગોળ સાથે ખાવા.

૧૮–વાળો–ાા તોલો લોબાન વાટી મધ સાથે ખવડાવે તો વાળો બહાર આવે. વાળો બહાર નીકળે તેટલા દિવસ ખાવું.

વાળો એ દોરા જેવો ઝીણો કરમ છે. તે નીકળે તે ફોલ્લાની આસપાસ ઘી મસળતા જવું અને તે કીડો ઉપર નીકળે એટલે એક સોટી ઉપર કીડાને વીંટાળતા જવું. ાા કલાકમાં આખો વાળો નીકળી આવે છે. પછી તે જખમ ઉપર સિંદૂર દાબવો.

૧૯–વાળા માટે–વંતાક શેકી ભરતિયું કરી ૭ દિવસ લેપડી મૂકે.

૨૦–વાળા ઉપર વાડ દૂધેલીના વેલાનાં પાતરાંની લેપડી રોજ મૂકે.

૨૧–નારુ નીકળે તે દરદીને હિંગ ખવડાવે તો દરદ નરમ પડી જાય. ૧ વાલ હિંગ દિવસમાં બેવાર ગળાવવી.

૨૨–વાળો–નરમાની રૂનાં પાતરાંની લેપડી મૂકે તો વાળો નીકળી જાય છે.

૨૩–વાળા ઉપર ૩ દિવસ મીઠું બાંધે તો સારું થાય.

૨૪–વાળો–એરંડાનાં કૂમળાં પાનનો રસ ૧ તોલો ગોળ સાથે મેળવી રોજ ખાય તો વાળો તવાઈ જાય. વાળો હોય તે દરદીના પગમાં ધારાં, ગૂમડાં હોય તો વાળો નીકળી જાય પછી જ તે દરદો મટે.

૨૫–વાળો મરી જાય–કડવી વેલનું મૂળ તેમ જ બીજાં મૂળો જેવાં કે કંટોલી, કાંસકી, ઊટકંટો, વડ તેમ જ ઝેરકચૂરો, આમલીનો ચિચોડો, અરીઠાનાં

ફળ, કેળનું પાતરુ, એ વાળો મારી નાખવામા ઉપયોગી છે

૨૬-વાળો મટે-કાળીજીરી ૦ા તોલો લઈ પાણી સાથે મેળવી લેપડી બનાવી વાળા પર મૂકે વાળો લેપડીને ચોટી જાય અને બહાર આવે

૨૭-વાળો મટે-કડવી વેલીના પાન, અથવા કંટોલીના પાનની લેપડી મૂકે અથવા ગધેડાના લીડા, ઘોડાનો પેશાબ અને મીઠું-એ બધાને ગરમ કરીને ૭ દિવસ બાધે

૨૮-સીતાફળના બી તથા કાચા ફળની લેપડી વાળા ઉપર મૂકવી

૨૯-વાળો-૧ વાલ સાપની કાચળી ગોળ સાથે મેળવીને વાળા ઉપર મૂકે તો વાળો બહાર નીકળી આવે

૩૦-નારુવાળા દરદીને સાપની ૦ા વાલ કાચળી ગોળ સાથે મેળવીને સવાર-સાજ ખવડાવે તો સારું થાય કાચળીનો ગુણ જીવજતુને મારી નાખવાનો છે.

૩૧-વાળાના ઉપર સિધવખાર ૧ રાત બાધે તો વાળો મરી જાય

૩૨-નાળિયેરની આખ કાઢી તેમા તેલિયો સોહાગો તોલો ૧। નાખી હલાવીને આખી રાત રાખવું. દરદીએ અદરનુ પાણી પીવુ. આખો દિવસ ખાવું નહિ ભાવે તો પેનુ નારિયેળ ખાવુ. રાત પડે તે પછી ભાવે તે ખાવું.

૩૩-પુરષના પેશાબમા હળદર વાટી લેપ મૂકવો

૩૪-વાળો મટે-કરમાણી અને સાબુ કપડવજી એકેક તોલો, લસણ ૦ા તોલો, ચૂનો, હિંગ દરેક ૦। તોલાની લેપડી રોજ નવી બનાવી વાળા પર બાધવી

૩૫-વાળો મટે-બાદીઆન બેઆનીભાર જરા દહી સાથે ખવાડે તો ઊલટી ઘણી થાય અને દરદ નરમ પડે જો ઊનટી બધ ન થાય તો, મરીનો ઉકાળો પાવો ઇલાજ બહુ આકરો છે

ઊલટી લાવવા માટે-બાદીઆન અને દહી જાણીતી અને દરરોજ વપરાતી ચીજો છે, પણ એ બનેને સાથે મેળવી ખાવાથી ઊલટી ઘણી થાય છે.

૩૬-વાળા ઉપર મેદીના પાનની લેપડી મૂકે તો વાળો બહાર આવે (હાથ-પગ ફાટે તે માટે મેદીને પાણીમા પીસીને લેપ લગાડવો )

૩૭-વાળા માટે ફરગી ધતૂરાના કુમળા પાતરાનો રસ ૨ પેસાભારમા ગરમ ઘીના ટીપા ૭ નાખીને પીવો

૩૮-વાળો પગમા હોય તો ૩ નાકડ ગોળમા પહેલે દિવસે ગળવા, બીજે દિવસે ૪ અને ત્રીજે દિવસે ૪ ગળવા

૩૯-વાળો-મોરથૂથુ જુવારના દાણા જેટલુ ગોળ સાથે દરદીને ૩ દિવસ આપે. વાળો છે ત્યા સુધી વોમિટ આવે નહિ વાળો મરી ગયા પછી મોરથૂથુ પોતાની અસર જણાવે અને વોમિટ લાવે જોખમ નથી

૪૦-મોરપીછના ચાલાની રાખ અથવા જુવારના દાણા જેટલા વજનનું મોરથુથુ લગાડવું

૪૧–સરગવાના મૂળને છાશ સાથે વાટી લગાડે તો વાળો મરી જાય છે

૪૨–એળિયો, હિંગ, કબૂતરની હગાર, અફીણ સરખે વજને લઈ વાળા પર ચોપડી આકડાનુ પાન બાંધવાથી ૩૬ કલાકમા વાળો નીકળી જશે

૪૩–ફટકડી ફૂલાવેલી ૦। તોલો ગોળમા ૩ દિવસ ખાવી

૪૪–શરીરમા વાળા ઘણી જગ્યાએ થાય તે માટે ૧ નાળિયેરમા ૭ માસા નવસાર નાખી તે ૨૪ કલાક રહેવા દેવુ આ નાળિયેરનુ પાણી સવારે પીવુ. તે દિવસે આ જ નાળિયેર આખા દિવસમા ખાવુ–બીજુ કાંઈ ખાવુ નહિ. સાંજે ગાયના દૂધની છાશ શરીરે ચોળી નાહવુ, પછી દહી ને ભાત ખાવા

## વાળો–નારુ–ગીનીવર્મ

૪૫–ખાવાનુ મીઠુ શેકવુ પાણીમા પીગળે એટલુ પીગળાવવુ એના પોતાં વાળાની જગા ઉપર ૩ દિવસ મૂકે તો વાળો ગળી જાય

૪૬–નવસાર ૦।। તોલો પાણી ૧।। શેરમા મેળવી ૫ તોલા રોજ ત્રણ વાર પીવુ ૩ દિવસ ચાલુ રાખવુ

૪૭–આકડાના ૪ પાન છાશમા બાફી તે વાળાના મોં ઉપર બાંધે આ મુજબ દિવસમા ત્રણ વાર થવાથી વાળો પીગળે

૪૮–હિંગ ૧ વાલ દિનમા ૩ વાર ગળે

૪૯–હિંગ અને અરીઠા ગરમ કરી બાંધે

૫૦–બકરાનું કાચુ માંસ છૂંદીને બાંધે

૫૧–ઇસબગુલ ગુલાબજળમા મેળવી બાંધે

૫૨–હીરાબોળ, સરકો અને ગુલાબજળની પોટીસ બાંધે

૫૩–કપૂર, અફીણ સુખડના ઘસારામા મેળવી બાંધે

૫૪–કલાર અથવા આકડાના પાનની લેપડી બાંધે

૫૫–લસણ, હિંગ અને સાબુ મેળવી બાંધે

૫૬–ખજૂર, ઘી, ગોળ મેળવી બાંધે

૫૭–નવસાર બે વાલ પાણી સાથે રોજ ૩ વાર ૫ દિન પીએ તો વાળો ફરી થાય નહિ

૫૮–એરંડાના મૂળનો રસ ૦।। તોલો ઘી સાથે ૭ દિન ખાય

૫૯–સરસવનુ મૂળ• અથવા પાન, સિંધવખાર સાથે મેળવી બાંધે તો વાળો બળી જાય

૬૦–ધતૂરાના પાન ઉપર તેલ લગાડી બાંધે

૬૧–બાવળના ખીની લેપડી બાંધે

૬૨–સાજીખાર મધ સાથ વાળા પર બાંધે

૬૩–કબૂતરની હગારની ૧ વાલની ગોળી રોજ એક વાર ૭ દિવસ

ખાય તો વાળો થાય નહિ.

૬૪-ખડિયો ખાર ફુલાવેલો ૧ વાલ ગોળ સાથે રોજ ૧ વાર ખાવો.

૬૫-લસણુ અને કળીચૂનાની લેપડી મૂકવી.

૬૬-વછનાગ પાણીમાં ઘસી લગાડવો.

૬૭-એલચી ( ખાટખટુંબો ) ગરમ કરી બાંધે.

૬૮-પોપટનાં પીંછાંનું ચૂર્ણું ખવડાવે.

૬૯-બાવળના પરડા અને ગોમૂત્રની લેપડી મૂકે.

૭૦-આકડાનું દૂધ ૩ ટીપાં ગોળ સાથે ૩ દિવસ રોજ એક વાર ખાવાં.

૭૧-ઊંધાફૂળી અને લીમડાનાં પાનની લેપડી મૂકવી.

૭૨-વેંગણું નાનુ લેવું. તેની ગાબડી કાઢવી, તેમાં હિંગ મૂકવી. ગાબડી પાછી મારી. વેંગણું ભરસાળમાં શેકે. ગાબડી પાછી કાઢી લે. તે ગાબડી કાઢેલો ભાગ વાળા ઉપર મૂકી વેંગણું બાંધી દેવું.

૭૩-સૂકાં અળસિયાં( ભુન્નાગ )નું ચૂર્ણું ૧ વાલ ગોળ સાથે ખાય. ૩ દિવસ રોજ બે વાર ખાય. ખોરાક-દૂધ અને ભાત, બીજું કાંઈ નહિ.

૭૪-મોરનાં પીંછાનો ભૂકો અને તંબાકુ સમભાગે ૧ વાલની ગોળી બનાવે રોજ બે વાર એક ગોળી ખાય.

૭૫-કવચ( કૌંચ )ની સિંગના રુવાંટાં વાળાના મોં ઉપર મૂકે, વાળો બહાર આવે.

૭૬-સેકટાનાં મૂળનો જાડો ઘસારો વાળા પર મૂકે.

૭૭-નમૂળી( અમરવેલ-આકાશવેલ )ની લેપડી મૂકે.

૭૮-બાદીઆન ૦। તોલો દહીં સાથે ૩ દિવસ ખાય.

## વીર્યનો જોસ નરમ પડે-હવસ નરમ પડે

૧-કપૂર તથા બ્રોમાઈડની માફક સીતાબ વીર્યનો જોસ નરમ કરે છે. એ ખાવામાં અપાય.

૨-વીર્યનો જોસ નરમ પડે-કુંવારા છોકરાઓમાં કુટેવ બહુ પ્રસરે છે તેથી શરીરનું સત્યાનાશ વળે છે. માબાપોને સમજ પડતી નથી. ઉપયોગમાં કસરતની જરૂર દેખાય છે. કસરતમાં બેઠકની કસરત કુટેવ દૂર કરવા માટે ઘણી ઉપયોગી છે. બેઠકની કસરત વીર્યના રસને દાબે છે, વીર્ય ખરતું અટકાવે છે. મગજને આડે રસ્તે ભમવા દેતું નથી.

વીર્યના જોસને દબાવવા માટે બેઠકની કસરતના જેવો સારો ઉપાય બીજો એકે નથી. આ બાબત દરેક માણસે ધ્યાન પર રાખવા જેવી છે.

૩-વીર્યનો જોસ ( હવસ ) નરમ પડે-કપૂર અને ટંકણખાર એકેક વાલ પાણીમાં મેળવી કેટલાક દિવસ ખવડાવે તો હવસ નરમ થાય.

## વીર્યપાત અટકે

૧–સ્વપ્ને ધાત જતી અટકે–રાતે વાળુ કર્યા પછી બે કલાકે તજ, ચિનીકબાલા ૦।-૦। તોલો મધ સાથે ચાવી ખાય તો બંધેજ રહે.

૨–સ્વપ્નામાં વીર્યસ્રાવ થતો અટકે–૧૦ શેર ઠંડા પાણીની ધાર પેઢુ ઉપર એવી રીતે નાખવી જે બધું પાણી ઇંદ્રિય ઉપરથી નીચે પડે. રોજ સૂતી વેળા આ ક્રિયા ચાલુ રાખવી.

૩–તુલસીનાં બી ૦॥ તોલો અથવા વધારે પાણી સાથે ખાય તો ધાતુ જતી બંધ પડે. ખાટુંખારું ન ખાય.

૪–ધાતુ જતી બંધ થાય–દૂધેલીનો છોડ આખા મૂળ સાથે લાવી તેનો ભૂકો ૦। તોલો ૦॥ શેર દૂધમાં પકાવી ખાવો.

૫–ધાતુ જતી બંધ થાય–અળસીની ચા પીવી અથવા અળસીનાં બીનો ભૂકો ૦॥ તોલો મધમાં મેળવી રોજ બે વાર ખાવો.

૬–સેકટો–Horseradish Armoracia–સેકટાના ઝાડમાં રાઈના ઝાડના જેવો ગુણ છે.

૭–ધાતુ બંધ થાય–સેકટાનો ગુંદર ૧ તોલો પ્યાલામાં નાખી તે ઉપર ૧ તોલો ખાંડ નાખી તેને ૪ દિવસ રાખી તેમાંથી ૦॥ તોલો રોજ ખાવા લે.

૮–ધાતુવિકાર, પ્રદરવિકાર નરમ પડે, હાલતા દાંત મજબૂત થાય–ખોરસલીનાં તાજાં ફૂલ ૧ તોલો, બદામનું મગજ નંગ ૩, સાકર ૦। તોલો મેળવી રોજ એક વાર દિવસમાં ખાવું.

૯–ધાતુ જતી બંધ થાય, પુષ્ટિ વધે–એક તોલો ભીંડાનાં બી, ૦॥ તોલો સાકરમાં મેળવીને તેના બે સરખા ભાગ કરી પાણી મેળવી રોજ બે વાર ખાવું.

૧૦–ધાત સ્વપ્નામાં જાય તે માટે–સૂકા કંટારીઆનાં ફૂલમાં ખાંડ સમભાગે મેળવી ગુલકંદ બનાવી તેમાંથી ૦॥ તોલો અથવા વધારે રોજ ખાય.

૧૧–ત્રિફળા ૧ ભાગ, મરી ૦॥ ભાગ, પીપર ૦॥ ભાગનું ચૂર્ણ ૦॥ તોલો રોજ પાણી સાથે ખાવું.

૧૨–સ્વપ્નામાં ધાત જાય, ઝાડો થતાં ધાત જાય તે મટે–હીમજી હરડે અને સાકરનું સમભાગે ચૂર્ણ ૦॥ તોલો રાતે સૂતી વેળા ફાકી ઉપર ગરમ દૂધ પીએ.

૧૩–બગલમાંથી ધાત જતી હોય ત્યારે વરિયાળી ખાવાથી ફાયદો થાય.

૧૪–વીર્ય અટકે, ધાતુસ્રાવ અટકે, પેશાબમાં અથવા સ્વપ્નામાં જતી ધાત અટકે–બાવળનાં કુમળાં પાન કુમળા કાંટા સાથે અથવા કુમળાં પરડા અથવા બહુફળીનું ચૂર્ણ ૦। તોલો પાણી સાથે રાતે લેવું.

૧૫–વીર્ય નીકળતું અટકે–તુળસીનાં બીનું ચૂર્ણ ૦॥ તોલો ખાવું. ખાટું, ખારું, તેલમરચું ન ખાવું.

૧૬-પેશાબે ધાત જતી હોય ત્યારે-ના તોલો લસણ વાટી ઘેટીના દૂધમાં ઉકાળીને પીવું.

### રાતે ઊંઘમાં સ્વપ્નાં આવે

તમકતેજની ગોળી ૨ સૂતી વેળા ખાય.

### સ્વપ્નામાં ધાત જાય

સ્વપ્નામાં અથવા પેશાબે જતી ધાત બંધ થાય-વડની છાલ જે પીળા રંગની હોય તે ઉકાળે, તેનો કસ ઘટ કરે, ગોળ જેવો થાય તેમાં બહુફળીનું ચૂર્ણ મેળવી બોર જેવડી ગોળી બનાવી તે ખાય. આ ઇલાજ અકસીર છે. મુખ અથવા ઇંદ્રિયમાંથી ધાત જાય તો કાળિયા સરસનાં પાનનો રસ પીએ. કરમ પેટમાં હોવાથી ધાત જાય છે, તે વખતે કરમની દવા ખાવી. ધાત જતી બંધ થાય. કાળાં મરી ૩ રોજ સવારે ભૂખે પેટ ખાય. ઉપરથી ૨ તોલા ઘી ખાય.

વીર્યપાક-વીર્યસ્રાવ, ધાત સ્વપ્નામાં જાય-ઠંડા પાણીનો પાટો પેઢુ પર બાંધી રાતે સૂવું.

## વીર્ય વધે-શરીરે શક્તિ આવે-મરદને શક્તિ

૧-વીર્ય વધે, કમર અને બરડાનો દુખાવો નરમ પડે-ચણોઠીનાં મૂળનું ચૂર્ણ બે આનીભાર અથવા વધારે દૂધમાં ઉકાળી રોજ સવારે પીવું.

૨-વીર્ય વધે, શરીરે શક્તિ આવે-ગાયના દૂધનું તાજું માખણ, મધ, સાકર અને સોનાના વરખનું પાનું એક મેળવી રોજ સવારે ભૂખે પેટ ખાવામાં લે તો બહુ જ ફાયદો થાય.

તાજું માખણ બનાવવાની રીત: દોઢશેરિયા બાટલીમાં એક શેર દૂધ નાખી સારી પેઠે હલાવે તો માખણ ઉપર તરી આવે.

૩-ધાતુપુષ્ટિ વધે-લીંડીપીપર ૧ શેરને દૂધ બશેરમાં ઉકાળી, દૂધ બળી રહે પછી તે પીપરનું ચૂર્ણ કરવું. તેમાંથી ૩ માસા ચૂર્ણ લઈ ૬ માસા સાકર સાથે મેળવી ફાકી મારે અને ઉપરથી દૂધ પીએ.

૪-વીર્ય વધે, શક્તિ આવે-આમળાના ચૂર્ણને લીલા આમળાંના રસનો બે વાર પુટ આપી, છાયામાં (સૂકવવું) તેમાંથી ના તોલો ચૂર્ણ સાકર સાથે રોજ બેવાર ભૂખે પેટે ખાય અને ઉપરથી દૂધ પીએ.

૫-વીર્ય વધે, બળ વધે, સ્તનમાં દૂધ વધે-અડદની દાળનો આટો ઘી, ખાંડમાં પકાવી તેનો દળ બનાવી રોજ ખાવામાં લે. અડદ અને દૂધ સાથે ખાવામાં શરીરને નુકસાન થાય છે.

૬-વીર્ય વધે, સ્ત્રીને દૂધ વધે-ના તોલો અસાળિયાને દૂધ સાથે પકાવી ખીર બનાવી રોજ ખાય.

૭-ધાતુને પુષ્ટિ મળે, વાળ ધોળા થતા અટકે-આમળાં અને ગોખરનું સમભાગે ચૂર્ણ ૩ માસા લેવું. એક માસો ગળોનું સત્વ લઈ તેને ઘી અને સાકર સાથે મેળવી રોજ ૧ વાર સવારે ખાવું. બનતાં સુધી ઘી વધારે મેળવવું. એનો ગુણ ઉત્તમ પ્રકારનો છે.

૮-નબળાઈ માટે-ગોખરુ ૪ ભાગ, મોચરસ એક ભાગ બંનેનું ચૂર્ણ ૧ તોલો દૂધમાં ઉકાળી રોજ પીવુ.

૯-વીર્ય વધે-સાજીખાર, કુમળી વડવાઈનો ભૂકો અને સાકર સમભાગે મેળવી ાા તોલો ખાય તો વીર્ય વધે

૧૦-વીર્ય વધે-તાજા વિદારી કંદના કટકા કરી છાંયડામા સુકવવા. તાજા કંદનો રસ કાઢી પેલા સૂકા કટકા તેમા બોળી રાખવા. કકડા રસ પી જાય પછી ઉપલા કટકાને પાછા સુકવવા. તેનો એક તોલો ચૂર્ણ દૂધ સાથે ઉકાળી ખાવામાં લેવાથી વીર્ય વધે છે.

૧૧-વીર્યની વૃદ્ધિ થાય, વીર્યવિકાર મટે-આસનનું ચૂર્ણ ા થી ાા તોલો મધ અને ઘીમા મેળવી રોજ સવાર-સાંજ ખાવું.

૧૨-વીર્ય વધે, શરીરે શક્તિ આવે-ઉટકંટાના મૂળની છાલનું ચૂર્ણ ા તોલો દૂધમા ઉકાળી રોજ પીએ.

૧૩-વીર્ય વધે, આંખનુ તેજ વધે-એલચી, જાવંત્રી ૩-૩ વાલ તથા બદામનો મગજ ૧ તોલો વાટીને રોજ સવારે ખાય.

૧૪-વીર્ય વધે-૧ જાયફળને કોતરી તેમાં ધોળી કરેણના મૂળનુ દૂધ ભરે. જાયફળ કોતરવાથી જે ભૂકો નીકળેલો હોય તે વતી પાછું કાણું પૂરે. જાયફળ ઉપર ઘઉંના આટાનું પડ ચડાવી, ઘીની બત્તી ઉપર તેને લાલચોળ કરે. આરો લાલચોળ થયા પછી તે જાયફળની મધ સાથે મરી જેવડી ગોળી બનાવી, મધ સાથે એક ગોળી રોજ ખાવી. ખોરાકમાં ઘી, ઘઉં, ચોખા, દૂધ, સાકર ખાવાં.

૧૫-વીર્ય વધે-તલને વાટી પાણીમાં કાંજી કરી, ગરમ ગરમ પીવી.

૧૬-વીર્યપાત, વારંવાર ધાત જાય તો તેને નીચલી દવા ફાયદો કરે છેઃ કપૂર એક વાલ, અફીણ એક રતી એની ૩ ગોળી કરી દિવસમાં ત્રણ વાર લેવી. રોજ ચાલુ રાખવી.

૧૭-જ્ઞાનશક્તિ, વીર્યની નબળાઈ, લકવો તથા સુણબહેરી-અંબર ખાવાથી આ બીમારીઓને ફાયદો થાય છે.

૧૮-વીર્યની વૃદ્ધિ-ગરમ દૂધ અને સાકર સાથે ઘી મેળવી પીવું. એના જેવો ધાતુપુષ્ટિ માટે બીજો કોઈ સારો ઉપાય નથી.

૧૯-વીર્યનો વધારો, શરીરમાં કૌવત-દાડૂડીની છાલનો રસ તોલા ૪, સાકર તોલા ૨૦, કેસર માસા ૪, જાયફળ તોલો ાા, કેવડાનું પાણી તોલા ૨૦, એનું શરબત કરી એક તોલો શરબત ને દૂધ ાા શેર સાથે પીવું.

૨૦-પુરુષને માટે-ખારેક ઘણી સારી છે. ખારેક મોઢામાં રાખી તેનો રસ ગળવો અથવા ખારેકના ભૂકાને દૂધમાં ઉકાળીને દૂધ સાથે પીવું.

૨૧-થોર પાક-હાથલા-પંજાવાળા થોરના ને લાલ પાકટ ડીંડવાનાં રસનો સાકર સાથે શીરો બનાવે, ચણાના લોટને ઘીમાં તળીને તેમાં મેળવે. કેસર, એલચી, બદામ ફાવે તો નાખે.

૨૨-વીર્યનો બંધેજ કરે, ખાંસી, હાંફણુ મટાડે, શરીરમાં ગરમી લાવે-થોરના લાલ ડીંડવાનું શરબત ઉપલો ગુણ ધરાવે છે.

૨૩-વીર્યની વૃદ્ધિ માટે-કૌવચનાં બી (કૌવચો) ગોખરુ સાથે સમભાગે મેળવી દૂધ સાથે ખાવામાં લે.

૨૪-ધાતુપુષ્ટિ વધે, કેડનો દુખાવો, બરડાનો, કોઠાનો દુખાવો, ગુરદાનું દરદ નરમ પડે-તાજાં ગોખરુના ત્રણ છોડ મૂળમાંથી પકડી પાણીમાં બોળી હલાવ્યા કરવા. જ્યાં સુધી એની ચીકણી લાળ નીકળે, ત્યાં સુધી હલાવવું. સાકર નાખી આ મુજબ ૧૫ દિવસ પીવું.

૨૫-વીર્ય વધારવા માટે-કૌચાં, કપૂર, સમુદ્રશોષ, અફીણ, અક્કલગરો, કણકબીજ, વજેઆ-એ બધાને સમભાગે મેળવી ચણા જેટલી ગોળી બનાવી ખાવી.

૨૬-ધાતુ સુધારે, કમરને જોર આપે છે-કમરકસ તકમરીઆનાં જેવાં બી છે. ｡। તોલો કમરકસ અને ｡।। શેર પાણી એ બંને ઉકાળી ગાળી ખાંડ નાખી પીવું.

૨૭-વીર્ય વધે-જેઠીમધનું ચૂર્ણ ｡।। તોલો, મધ ｡। તોલો, ઘી ｡।। તોલો રોજ સવારે સેવન કરવાથી બહુ ફાયદો થાય છે. ઉપરથી ગાયનું દૂધ પીવું.

૨૮-વીર્ય અને બળની વૃદ્ધિ થાય-આસંધ, તલ, અડદ, સૂંઠ, ગોળ, ઘી, સમભાગે લઈ તેના લાડુ બનાવી પ્રભાતે રોજ ખાવા.

૨૯-વીર્ય વધે, શક્તિ આવે-ઉટકંટાના જે છોડને એક જ મૂળિયું હોય, તે મૂળિયાનું ચૂર્ણ ｡।। તોલો અને દૂધ ｡।। શેર ઉકાળીને રોજ પીવું.

૩૦-વીર્ય વધે-ખારેક એકને ચીરી ઠળિયો કાઢવો. તેમાં સાલમ ભરી દોરા વતી બાંધી લેવી. તેને ૨ શેર દૂધમાં નાખી ધીરે તાપે ઉકાળવી. એક શેર દૂધ રહે ત્યારે દૂધ ઠંડું પાડવું. પેલી ખારેક ચાવતા જવું અને દૂધ પીતા જવું. આ મુજબ ૧૩ દિવસ કરવું.

૩૧-કામોત્તેજક-ચણોઠીનો પાક કામોત્તેજક છે. એને ખાવામાં લે છે. એરંડીની પેઠે ચણોઠીને ઘીમાં તળતાં તથા અંગાર ઉપર શેકાતાં તેનું ઝેર મરી જાય છે. ઝેરી ગુણ નીકળી જાય છે.

ચણોઠીનાં પાન અને મૂળ જેઠીમધના જેવા સ્વાદમાં છે અને તેનાં બી તેવાં છે.

૩૨-ધાત વધે-મોચરસ, ભોંયકોળું સરખે ભાગે મેળવીને ૧ વાલ સાંજે ખાવું.

૩૩-શરીરે શક્તિ વધે-પીપર, પીપળીમૂળ, તજ, તમાલપત્ર, સાકર

ચીનીકબાલા, લવંગ, અક્કલકરો સરખે ભાગે લઈ ચૂરણ ાા તોલો મધ સાથે ૭ દિવસ ખાવાથી વીર્ય વધે છે.

૩૪-વીર્ય વધે-તરતના સૂકવેલા આમળાંનાં ચૂર્ણમાં તાજા આમળાંનો થોડો રસ મેળવી સૂકવવું. આ મુજબ સાત દિવસ કરવું એટલે સાત પટ આપવા. તે ચૂર્ણ ૦ તોલો દૂધ-સાકર સાથે સાંજે ભૂખે પેટે પીવું. અથવા મધ અને ઘી સાથે ખાવું.

૩૫-વીર્યવર્ધક-ત્રિફળાં અને જેઠીમધનું ચૂર્ણ સમભાગે મધ સાથે રોજ બે વાર ભૂખે પેટે ખાવું.

૩૬-શરીરે શક્તિ વધે, મર્દાઈ આવે, ધાત જતી અટકે, લોહી વધે, પુષ્ટિ આવે. લોહી વધે, ધાતુ વધે-ાા શેર સૂકાં આમળાંનું ચૂર્ણ ૩ દિવસ ખરલ કરે, ાા તોલો ઘી સાથે રોજ બે વાર ૩ માસ ખાય, વધુ વખત ખાય તો વધુ ફાયદો.

૩૭-શરીરે શક્તિ વધે-ખાટાં આમળાંના ઝાડની અંતરછાલના ભૂકાને એ જ ઝાડની છાલના રસમાં ૭ પટ આપે. ાા તોલો ચૂર્ણ દૂધ સાથે રોજ સવારે ખાવું. મરદોને માટે બહુ ફાયદો આપે. ઓરતો માટે આ ઇલાજ નથી.

૩૮-કુંભીના ઝાડની છાલ ાા તોલો ાા શેર દૂધમાં રોજ એકવાર પીએ.

૩૯-બહુફળી( હરણપુરી )નું ચૂર્ણ ખરલમાં બહુ વાટે, ાા તોલો ચૂર્ણ ાા શેર દૂધમાં ઉકાળી સાકર સાથે રોજ બે વાર પીએ.

૪૦-સુવાવડીને શક્તિ આવે, જીર્ણ તાવને ફાયદો કરે, શરીરે શક્તિ લાવે- ૧ શેર આખા ચોખા ( કટકા નહિ ) પાણીથી ધોઈ સૂકવે, તેનો આટો કરે. દહીંનો મઠો બનાવે; તેની સાથે આટો મેળવી રૂપિયાના આકારનાં ભજિયાં બનાવી, ઘીમાં તળે અને સાકરની ચાસણીમાં બોળે. આને ચોખા-રોટલી મુરબ્બો કહે છે. આ ભજિયાં રોજ બે વાર ૧ મહિનો ખાવાં. આ ભજિયાં ૭ માસ સુધી બગડે નહીં.

૪૧-તલવણીનાં બી પુષ્ટિકારક છે, સ્થંભનની ગોળીમાં એ આવે છે. તલવણી ( હાનફોડી-હરીઆ કસણુ ). આ છોડ કબ્રસ્તાન આગળ થાય છે. અંદર બી રહે છે, એનાં ફળ કમરખના આકારનાં પણ ઝીણાં થાય છે, એનાં પાન ચાવે તો ચીકાશ લાગે. દૂધેલીના જેવાં પાન અને ફૂલ છે. એના રસમાં લીંડીપીપર ૭ દિવસ મસળે. તેની ૧ વાલની ગોળી બનાવી તે ઉપર રૂપાનો વરખ ચઢાવે. ૧ ગોળી રોજ બે વાર ખાય તો તાકાત ઘણી આવે.

૪૨-હાથરસથી નબળાઈ થઈ હોય તો અંકોળાનું તેલ ઇંદ્રિયે ૧ માસ લગાડે. (તેલ બનાવવાની રીત-જુઓ 'બાલ વધે.')

૪૩-હાથરસથી થયેલી નબળાઈ માટે-ખાખરાનાં બીજ જેને પાપડો કહે છે તેને પાણીમાં ભીંજવે. ૧ ઘડી પછી ઉપરની છાલ કાઢે. મીંજનું તેલ પાતાલ-

જંતરથી કાઢે. તે તેલ ઈંદ્રિયના માથાને નહીં પણ નીચલા ભાગને લગાડે.

૪૪–મરદાઈ અત્યંત વધે, ધાતુ વધારવાનો અજાયબ ગુણ છે–મરઘીનું આખું ઈંડું (સફેદી સાથે) લેવું. ડુંગળી અને ગાજરનો રસ એકેક તોલો મધ ૧ા તોલો.

૪૫–મધ ૧ા તોલો; ઘી ાા તોલો અગ્નિ ઉપર પાક બનાવી પચે એટલો ૪૦ દિવસ ખાવો. રોજ બે વાર ખાવો. ઉપરથી ગાયનું દૂધ પીવું.

૪૬–વીર્યના નાશથી થતા વિકારો, માથે ચક્કર, આંખે ઝાંખ, ચીડિયો સ્વભાવ, છાતી ધબકે, શરીરનો લુલવાટો, સ્મરણશક્તિનો નાશ–એ માટે સૂકી અથવા લીલી બહુફળીનો રસ ૨ તોલા, સાકર ૧ તોલો લીંડીપીપર ૨ વાલ મેળવી સવાર-સાંજ ખાય.

૪૭–મૈથુનશક્તિ વધે–વરસાદની ગાવડીઓ (ખીરબહોટી) પગ વગરની ૧ તથા માલકાંકણી ૨ આનીભાર રોજ બેવાર ખાય.

૪૮–ગોખરુ અને તલ સમભાગે ાા તોલો મધ સાથે ખાય, ઉપરથી દૂધ પીએ.

૪૯–ધાતુપુષ્ટિ વધે–નાના, મોટા અને વૃદ્ધ માટે–ગૂગળના ઝાડનાં ફળ લાવે. ૪ દિવસ સુકવે. તે લાલ રંગનાં થાય. ચારગણી સાકર સાથે મેળવે અને તેની ગોળી બનાવી ખાય.

૫૦–ઉત્તમ પુષ્ટિ આવે, સોનાના વરખ ૨ પાન, મુસળી બે આનીભાર, પીપર ૧ વાલ, મધ-ઘી સાથે ચાટવાથી ગુણ થાય. વરખ ન વાપરે તો બેવડી વખત થાય ત્યારે ગુણ જણાય.

૫૧–શક્તિ માટે–મોચરસ ાા તોલો, દૂધ ાા શેર, સાકર ૪ તોલા ઉકાળીને પીવું.

૫૨–ભોંયરીંગણીનાં બીને બંધ વાસણમાં બાળી ચૂર્ણ કરે. ૧ રતી ચૂર્ણ પાન સાથે રોજ ૩ વાર ખાય.

૫૩–વીર્ય ઘટ્ટ બને–શિવા ચૂર્ણ એટલે મોટી હરડેની છાલનું ચૂર્ણ અને સાકર સમભાગે ાા તોલો રોજ બે વાર બે માસ સુધી ખાવું.

૫૪–વીર્ય ઘટ્ટ થાય–રસાયણ ચૂર્ણ એટલે છાયામાં સૂકવેલી ગળો, ગોખરુ, આમળાંની છાલ સમભાગે. આ ચૂર્ણ ાા તોલો બે વાર રોજ ખાવું (ગોખરુની જગાએ વિછુડાનાં પાન ચાલે.)

૫૫–શરીરે શક્તિ જલદી આવે–૧ ગાયને ૧૦ શેર દૂધ પાય, તેનું દૂધ બીજી ગાયને પાય, તેનું ત્રીજીને, એમ સાત ગાયોનો પાય. સાતમી ગાયનું દૂધ મુડદાલ માણસને શક્તિ જલદી લાવે.

૫૬–વીર્યનું બંધારણ રહે–જાયફળ કોતરી તેમાં અફીણ મૂકે, લીંબુ કોતરી તેમાં જાયફળ મૂકે, તે ઉપર ઘઉંના લોટનું પડ ચાર આંગળ ચઢાવે. ખેરના

લાકડાંના કોલસાના અંગારમાં મૂકે, લાલ થાય ને કાઢે તે જાયફળ ને નાગરવેલના પાનના રસમાં વાટી એકેક રતીની ગોળી બનાવે. સંસારસુખ ભોગવવા પહેલાં એક ગોળી ખાય, પાણી પીએ નહીં; લીંબુ ચૂસે તો વીર્ય સ્ખલન થાય.

૫૭–શેર ગાજરને ખમણે, દૂધ ૫ શેરમાં નાખી માવો બનાવે. તેને ગાયના ૨ શેર ઘીમાં તળે અને દાણો પાડે, ૨ શેર ખાંડની ચાસણી બનાવી તેમાં ગાજરનો માવો, તજ, જાયફળ, જાવંત્રી, અક્કલકરો એકેક તોલો નાખે. અફીણ ના તોલો, કેસર ૪ વાલ બાંધે. બે જાતની મૂસળી દરેક ૨ાા તોલા નાખી પાક બનાવે.

૫૮–પુરુષાતન વધે–સમુદ્રફળને નવ દિવસ નગોડના પાનના રસમાં ભીંજવે, છાયામાં સૂકવે તે ચૂરણ ૧ વાલ, ખજૂર ૧ તોલો, જેઠીમધ ના તોલો, ૭ દિવસ ખાય.

૫૯–મરદાઈ વધે, ઘેટીનું દૂધ તોલા ૫ ઉપર મુજબ સમુદ્રફળનું ચૂર્ણ ૧ વાલ ૭ દિવસ ખાય. પુષ્કળ શક્તિ આવે.

૬૦–નપુંસકતા માટે–૨ અળસિયાને છાશમાં ધોવાં પાણીથી ફરી સાફ કરવાં. તેને પાણી સાથે મેળવે અને દારૂ ગાળે તેમ નલિકાયંત્ર(જંતર)થી અર્ક ખેંચે, પાણી બાફતું ખેંચાઈ આવે તે સાથે તેલ પણ આવે. ઉપર તરતું તેલ રૂમાં બોળી જુદું પાડે. તેનું ૧ ટીપું નાગરવેલ પાન સાથે ખાય. સવારના સાંજ ૩ દિવસ ખાય. જે જમીનમાં સોનું રૂપું, ત્રાંબુ પાકતું હોય તે જગાના અળસિયામાં ગુણ ઘણો છે.

૬૧–ઈંડાનું તેલ નસને લગાડે અને ૨ ટીપાં પાન સાથે ખાય.

ઈંડાનું તેલ કાઢવાની રીત–બાફેલા ઈંડાની દાળને ખૂબ મસળે, ૧ ઈંડાંની દાળ સાથે ૨ વાલ નવસાર મેળવે, શીશીમાં ભરે, શીશીને કપડછંદ કરી સૂકવે, તેમાં લોખંડનો તાર ખોસે, એટલે શીશીમાં પાકેલું તેલ તે તારથી બહાર પડે. શીશીની અંદરનો મવાદ (માવો) બહાર નીકળી ન આવે, માટે ઘોડાલ બાલ અથવા ઝીણા તારની ગૂંચળી શીશીના મોટા આગળ દાબવી.

માટીના એક ઠીકરામાં વચ્ચે શીશીનું મોં ખોસીએ એટલું કાણું પાડે તે કાણામાં શીશીનું મોં ખોસે, ઠીકરામાં શીશીના મોં આગળ જરા જાડી રેતી નાખે, એટલે તે જગામાંથી રાખ જઈને તેલને મળે નહિ. પછી શીશી આસપાસ છાણાં મૂકે, ધીરી આંચ આપે તો પાકેલું તેલ લોખંડના તાર મારફતે બહાર આવે તે ઝીલવા તેની નીચે વાસણ મૂકે.

તેલ બનાવવાની બીજી રીત: એક થાળીમાં ઈંડાની દાળ ઉપર મુજબ મૂકે. એક બાજુ જ દાળ રાખે; બીજી જગા ખુલ્લી રાખે, તે થાળીને વાંકી રાખે; એટલે ઈંડાવાળો ભાગ ઉપર અને ખાલી ભાગ નીચે. ઈંડાવાળા ભાગને ગરમી લગાડે તો તેલ તવાઈને નીચેના ખાલી ભાગમાં એકઠું થાય. ૧૨ દિવસના જૂનાં ઈંડાંમાંથી તેલ વધારે નીકળે. ત્રીજી રીત સૂર્યના સખત તાપથી પણ ઉપર મુજબ તેલ નીકળે.

ઈંડાનું તેલ કાઢવાની ૪ થી રીતઃ બદામનું તેલ, જેમ હાથે મસળીને કાઢે છે તેમ ઇંડાનું તેલ નીકળે, પણ ઈંડાને જરાજરા ગરમી દેખાડવી પડે.

૬૨-કેરા અને વામ માછલી જે સાપના આકારની આવે છે, જેનું શરીર ઘણું ચીકણું હોય છે.

૬૩-મરદાઈનું તેલ, મરઘીના ઇંડા બે (તાજાં નહી, ૧૨ દિવસના જોઈએ), બીરબહોટી (ગોકળગાય) અને અક્કલકરો એકેક ભાર ધોળા તલનું તેલ ૩ તોલા (ઇંડાની સાથે દાળ લેવી). આ ચીજો ઉકાળી એક રસ કરી તેલ કાઢી લેવું-માફી માવો રહે તેમા ૫ તોલા બીજું તેલ નાખી ઉકાળે, ને તેલ બીજા નબરનું એટલે હલકું ગણાય

૬૪-ખાખરાના તાજા ગુદરને ગોળ સાથે ચણા જેવડી ગોળી બનાવી સવાર-સાજ ખાય. તાજો ગુદર બનાવવાની રીત-ઝાડને ચપ્પુ વડે ઘા પાડી રસ કાઢવો તે રસનો ગુદર ૪ દિવસ પછી બધારે

૬૫-વીર્ય ઘટ્ટ થાય-આસંધ ૫ ટાંક અને સૂઠ ૪ ટાંક દૂધમા ઉકાળી ખીર બનાવી ખાવી ૭ દિન ખાવી.

૬૬-ધાતુ જલદી સ્ખલન ન થાય, ધતુરાના બી ખોખરા કરી પાતાલ જતરથી તેલ કાઢે તે તેલ પગના તળિયાને લગાડે.

૬૭-શક્તિ માટે અજબ ઉપાય-૧ તોલો પારો, ૧ તોલો ગધક ૧ દિવસ ઘૂટી ખરલ કરે, કજલી બનાવે પછી લાલ કાથો, લવંગ એકેક તોલો નાખી મધ સાથે મસળે. કૂકડીના ઇંડાની દાળ સાથે ૩ દિવસ ખરલ કરે, મરી જેવડી ગોળી બનાવી સવારસાજ એક ગોળી ખાય ઉપરથી દૂધ પીએ ઘઉંની રોટલી, દૂધ ભાત ઘી, નાકર એટલું ખોરાક તરીકે લે ધાતુની નિર્બળતા માટે અજબ ગુણ બતાવે છે બકરીના માસનો સેરવો રોજ પીવાથી વિશેષ ગુણ માલૂમ પડે.

૬૮-શક્તિ અત્યત વધે, શરીરનો રંગ ખીલે, કૂકડીનું ઇંડું મહેંદી સાથે, સફેદ ડુંગળીનો રસ, ગાજરનો રસ દરેક ૧ તોલો, મધ ૧।। તોલો, ઘી ૦।।। તોલો ને અગ્નિ ઉપર મૂકી પાક બનાવે, રગે અને પચે એટલો પાક ૪૦ દિવસ સવાર-સાજ ખાય, ઉપરથી દૂધ પીએ.

૬૯-નસ ઢાની થઈ હોય તે માટે-બીરબહોટી ૩ વાલ, લવગ ૧૦ વાલ, જાયફળ ૭, નાગરવેલના પાન ૧૫, માણસના કાનનો મેલ ૨ વાલ, કબૂતરની હગાર ૨ વાલ દારૂમા મેળવી લેપ કરી ને લગાડે, નગીના રૂવને લગાડે નહિ ચામડી ઉપર ફોલ્લી નીકળે તો ઘી લગાડે.

૭૦-ભીમસુટી, લવગ, હાથીદાતની ચૂરી, જાયફળ, વછનાગ, લાલ ચણોઠી, ધોળી ચણોઠી, માછલીનુ પીત, નુવરની ચરબી, દરેક ૩ તોલા સાદા જાનવર ૧૦ તોલાનો માવો (ખીમો) એનુ લેપ મારી નસ પર લગાડે ઉપર નાગરવેલનાં પાન મારે

૭૧-લોઢાની કઢાઈમા તેલ ૩ા તોલા નાખે તેમા ખીરબહોટી ૪ તોલા નાખી અગાર ઉપર હલાવ્યા કરે, ખીરબહોટી તેલમા મળી જાય એટલે ગાળી લે અને તેને પગને તળિયે લગાડે અને સંભોગ કરે તો વીર્ય સ્ખલિત થાય નહિ તળિયાં ધોઈ નાખે તો વીર્ય સ્ખલિત થાય, તેલને બદલે ઘી લઈ, તેલ બનાવે તે ઇંદ્રિયને લગાડે તો શક્તિ વધે.

૭૨-તુલસીના બી અને મૂળનુ ચૂર્ણ સમભાગે ગોળમા બોર જેવડી ગોળી બનાવી ખાય, તો શક્તિ લાવવા માટે બીજી દવા ખાવાની જરૂર રહે નહિ. તાણુ ખાવા જેવો ગુણ પ્રાપ્ત થાય, અકાળે આવેલો અધાપો દૂર થાય

૭૩-૨ તોલા લવગ વેગણામા મૂકી છાણાના અગારમા બા આમ ૨૧ વાર કરે તેનુ ચૂર્ણ ૧ વાલ દૂધ સાથે રાતે ખાય, આ લવંગનુ તેલ બનાવી નસ પર લગાડે તો મજબૂતાઈ આવે

૭૪-પુરુષાતન વધે-ભિલામુ ૧ તોલો મધ ૫ તોલા મેળવી શીશીમા ભરી જુવારની કોઠીમા ૬ માસ રાખે, તે બનાવટ ના વાલ ચોવલી પાન પર લગાડી ખાય

૭૫-વડનું દૂધ ઘણો વખત, કાયમ ખાવાથી ધાતુ જતી બધ થાય

૭૬-સોનાના વરખનુ પાનું, આમળાનું ચૂર્ણ, ખેરસાલનુ ચૂર્ણ ૩ વાલ મધ સાથે ખાય, ઉપરથી દૂધ પીએ

૭૭-ઉટકંટાનું મૂળ ખારેક સાથે ખાય

૭૮-તુળસીના બી ગોળ સાથે ગોળી બનાવી ખાય અથવા બી ખારેક સાથે ખાય અને ઉપરથી ઘીમા તળેલી ડુંગળી ખાય

૭૯-વીર્ય સ્ખલિત થતા અટકે-પોસનું ડીંડનુ ના તોલો, સૂઠ ના તોલો, પાણી ૨૦ તોલા ઉકાળી ૫ તોલા રાખી, તે પીએ.

૮૦-ખેચાયેલી નસ છૂટે-વજ, આસન, ગજપીપર, ઉપલેટ માખણ સાથે લેપ કરે

૮૧-માલકાકણીને ગરમ પાણીમા પલાળી વાટે. કપડથી ગાળેલું પાણી તડકે મૂકે તો તેલ ઉપર તરી આવે રૂથી તે તેલ જુદુ પાડે ૧ રતીભાર તેલ પાન પર લગાડી ખાય

૮૨-અતિ ઘણી શક્તિ વધે-વિદારીકદના ચૂર્ણને એના જ રસમા ૭ પટ આપી તેનુ ચૂર્ણ દૂધ સાથે રોજ ખાય.

૮૩-આમળાના ચૂર્ણને આમળાના રસમા ઘણી ભાવના આપી તે ચૂર્ણ મધ, ઘી, સાકર સાથે ખાય

૮૪-અડદની દાળ અને ઘીની સાથે સાઠી ચોખા ખાય, ઉપરથી દૂધ પીએ

૮૫-ગોખરનું ચૂર્ણ દૂધ સાથે ખાવું. આથી પુરુષ સ્ત્રીસંગથી ક્ષીણ ન થાય જો કોઈને પચે નહિ તો અજમો, સિંધાલૂણ, હરડે, સૂંઠ, પીપર, મધ સાથે ખાવું.

૮૬-અનંગમંજરી-ધાતુપુષ્ટિની ગોળી, જાયફળ ૦॥ તોલો, કેસર ૦॥ તોલો જાવંત્રી એક, સાકર ૪, કૌચા બે તોલા, પાનના રસમાં એક વાલની ગોળી બનાવે. એક ગોળી રોજ બે વાર ખાય, ઉપરથી દૂધ પીએ.

૮૭-અસાળિયાનાં બી, ધાતુ, ધાવણ, મરદાઈ વધારે-એ ગરમ છે. ટીંકચર આયોડાઈનનું કામ કરે, જામેલા લોહીને ફરતું કરે. એક ભાગ અસાળિયો, ગોળ ૩ ભાગની પાપડી બનાવી ઘી સાથે એક તોલો ખાવી અથવા અસાળિયાની દૂધમાં ખીર બનાવી ગોળ, ઘી સાથે ખાવી અથવા અસાળિયો ૦ા તોલો, કોપરું વાટેલું ૨॥ તોલા, ગોળ ૨॥ તોલા, એના લાડુ બનાવી ખાય. ઉપરથી સાકર સાથેનું દૂધ પીએ. બે અઠવાડિયાં ચાલુ રાખે.

૮૮-કૂતરિયું ઘાસ(તેનું ફૂલ નહિ)ની લેપડી અને પારો મેળવી હાથની હથેળીએ મસળે તો પારો શરીરમાં પેસી જાય અને શક્તિ વધે શક્તિ આવેલી જણાયા પછી ૮ દિવસે એ જ ઘાસની લેપડી એકલી ફરી હાથે ઘસે તો શરીરમાં પેઠેલો પારો બહાર આવે.

૮૯-તુલસીનાં બી સાથે અરધે ભાગે ઇસબંધની બોર જેવડી ગોળી બનાવી રોજ ખાય. અથવા રાજગરાનાં પાનનો રસ તોલા ૨, ખાંડ એક તોલો પીએ.

૯૦-મરીના દશ દાણાનું ચૂર્ણ વાટકામાં મૂકી તેમાં દૂધ દોહી પીએ. એક માસમાં નબળાઈ દૂર થાય એક માસ બ્રહ્મચારી રહે. ખાટુંખારું ન ખાય.

૯૧-નાનું વેંગણું ચીરી, તેમાં એક તોલો પારો ભરે. કપડછંદ કરી છાણામાં બાફે-ભરસાળમાં બાફે. પારો ખંખેરી નાખી વેંગણું ખાય. ૭ દિવસ ખાવાથી નપુંસક હોશિયાર બને. ખોરાક ઘી, સાકર, રોટલી.

૯૨-ખાખરાના મૂળનો રસ (તે કાઢવાની રીત આંખનાં દરદોમાં છે) એક વાલ ખાવાના પાન પર લગાડી રોજ ખાય.

૯૩-મલાઈ કાઢેલા દૂધનું દહીં બનાવે, તેને સૂકવે. તે કેસીન કહેવાય, તેનું પ્રોટોજન બને. તે દૂધ સાથે ખાય.

૯૪-પુરુષાર્થ વધે-કબાબચીની, અક્કલકરો, કાળી મુસ્ળી, કસુંબાનાં બી, લવંગ, તમાલપત્ર, દરેક ૨ તોલા, ભીમસેની કપૂર એક તોલો, તેનું ચૂર્ણ ૦ા તોલો રોજ સાંજે ખાય.

૯૫-આનંદદાયક કેસરી ગોળી-અફીણ અને કેસરને સમભાગે મેળવી એક રતીની ગોળી મધ સાથે રોજ ત્રણ વાર લેવી.

### વસાણાના એકસરખા ગુણો

દવા તરીકે નીચલાં વસાણાંમાં-એકને બદલે બીજું ચાલી શકે.

| | |
|---|---|
| ઊસબો-અનંતમૂળ. | બાવચો-કુંવાડિયાનાં બી. |
| અજમોદ-અજમો. | ભિલામું-ચિત્રો. |
| અતિવિષ-નાગરમોથ. | ભારંગમૂળ-રીંગણીનાં મૂળ. |
| ઊતપ-કમળ. | મધ જૂનો ગોળ. |
| કંદ-સુરણ. | આકડાનું દૂધ-આકડાનાં પાનનો રસ. |
| કસ્તૂરી-જાવંત્રી. | રસાંજન-દારહળદર, હળદર. |
| ખેરની છાલ-લીમડાની છાલ. | હરીતકી-આવળકંટી-આંબળાં. |
| ગજપીપર-પીપરીમૂળ, ચવક. | વાળો-નાગરમોથ. |
| છરું-ધાણા. | વજ-કુલીજન. |
| ધાવડીનાં ફૂલ-મહૂડાનાં ફૂલ. | ક્ષાર-અઘેડાનો ખાર. |
| નખલા-લવંગ. | |

કોડલીવર તેલ-અળસીનું કાચું તેલ-કપાસિયાનું તેલ.

### મરદાઈ ઘટે

શક્તિ ઘટે-કાર્બોનિક એસિડ ગૅસથી મર્દાઈ ઘટે, તેથી સોડાવોટર ઘણો પીનારાની શક્તિ ઓછી થાય

## સાપનો વેરી-સાપ નાસે

૧-સાપ નાસે-જ્યાં ગરમાળાની સીંગ હોય ત્યાં સાપ આવે નહિ. કરેણના ઝાડ આગળ સાપ ન આવે.

૨-ડમરો, રેહાન, સબજા, વર્મવુડ-આ ઝાડ જંગલી તુલસીને મળતું છે. મુસ્લિમ ભાઈઓ આ છોડને બહુ માન આપે છે. તુલસીના ઝાડ માફક એને ફૂલના તોરા થાય છે. તેમાં પણ (તુકમોઈ) રહે છે. તુલસીનાં બી કરતાં રેહાનનાં બી વધારે કડાં છે.

૩-સાપ ન આવે-જ્યાં રેહાનનો છોડ હોય ત્યાં એની વાસને લીધે સાપ આવે નહીં.

૪-ભોંયદંડી અથવા નસકરો-એમાં એક સરખો ગુણ છે. એની વાસથી સાપ દૂર નાસે.

૫-જૂનાં કપડાં, જૂનાં ચામડાં, તપકીર એ બધાંની ધૂણીથી સાપ નાસે.

## સાતપડો

૧-સાતપડીનો છોડ ૬ ફૂટ ઊંચો થાય છે. તે ઉપર સુશોભિત સફેદ ફૂલ થાય છે. તેમાં વાસ બિલકુલ નથી.

ગરગૂમડાં પકવવાં, સાતપડો ફોડવા માટે–સાતપડી બહુ ઉપયોગી છે. જે ગાંઠ મોં વગરની છે, જે પાકી છે કે નહિ તે જણાતી નથી, જેને કાપ્યા વગર અંદરથી પરુ બહાર આવતું નથી તેવી ગરગાંઠોને સાતપડીનો લેપ લગાડવો; પણ ગાંઠની વચમાંનો ભાગ જરા કોરો રાખી આસપાસ લેપ લગાડે તો ૩ પહોરમાં ગાંઠ ફાટી પરુ બહાર આવે, અને હથિયાર વતી કાપવાની જરૂર રહે નહિ.

૨–સાતપડાનો ઇલાજ–મીઠું, સૂકું મરચું અને હળદરનું ચૂર્ણ બનાવી દરદ પર બાંધે.

૩–સાતપડાનો ઇલાજ, જવખાર, મનસીલ, હરતાલ, સિંદૂર, ગંધક સમભાગે લેવું. તલના તેલમાં મેળવી દરદ પર સવાર–સાંજ મૂક્યા કરવું.

૪–સાતપડાનું સત્યાનાશ વાળે–સાતપડો હથેલીમાં અથવા પગમાં થાય છે. અગન બહુ બળે છે, વેદના બહુ થાય છે. તે માટે સહેલો ઉપાય એ છે જે, એરંડિયા તેલનું વાસણ ઘણું જૂનું હોય તેમાં દિવેલનો થરો બાઝેલો હોય. તે થરો ગરમ કરી સાતપડા પર લગાડ્યા કરવો. અગન ઓછી કરે, પકવે અને રૂઝ પણ એ જ લાવે.

## સારણગાંઠ–વધરાવળ–અંતરગળ–ગોળી મોટી થાય

### સારણગાંઠ માટે નીચલા ઇલાજો છે

૧–નવસારનાં પોતાં મૂકવાથી સોજો બેસી જાય.

૨–એરંડિયું જુલાબ માટે પાંચ દિવસે લીધા કરવું અને ઝાડો સાફ લાવવો.

૩–લીમડાનો મગજ ॥ તોલો ખાવો.

૪–સૂંઠ અને મધ ચાટવું.

૫–પીપરીમૂળનો ઉકાળો મધ સાથે રોજ પીવો.

૬–વધરાવળમાં કોથળી વધે તથા ગોળી વધે ત્યારે ગોળી બાંધી દબાણમાં રાખવી. અને ભોંયરીંગણીના મૂળનો અને જૂની ઈંટનો ભૂકો પાણી સાથે મેળવી લેપ મારવો.

૭–ત્રિફળાં અને ગોમૂત્ર પીવામાં લેવું.

૮–એરંડિયું અને સૂંઠ વારંવાર પીવું અને ઝાડો સાફ રાખવો.

૯–ગુલ્મ, ગોળો, રપ્પર, સારણગાંઠ માટે નીચે મુજબ ચૂર્ણ તોલો ॥ દરદીએ ગરમ પાણીમાં રોજ લેવું. સિંધવ, સંચળ, જવખાર, સૂંઠ દરેક બબ્બે તોલા, હરડે ૫ તોલાનું ચૂર્ણ બનાવી રોજ ખાવું.

૧૦–શરૂઆતનું દરદ હોય તો દિવેલનો જુલાબ આદુંના રસ સાથે ૩ થી ૪ દિવસે લેવો. એના જેવો બીજો ઉપાય કોઈ નથી. અથવા હરડેનું અથવા ત્રિફલાનું ચૂર્ણ ॥ તોલો રોજ બે વાર લેવું.

૧૧–ગોળી મોટી થાય તે માટે–ગધેડાનાં લીંડાં રોર ॥ અને ૨ તોલા સુવાની ભૂકી પાણી સાથે મેળવી ગરમ કરી ૩ દિવસ લગાડવું.

## સંધિવા

૧–રાસ્ના, આસંધ, એરંડાનું મૂળ અને ગૂગળનો ઉકાળો પીવો.

૨–એરંડિયું આદુંના રસની સાથે વારંવાર પીવામાં ફાયદો છે.

૩–ગળજીભીનો રસ પીવો અથવા તેની ભાજી બનાવી ખાવી.

૪–લીંડીપીપર ગોમૂત્રમાં ભીંજવી સૂકવવી, તેનું ચૂર્ણ ગૂગળ સાથે મધમાં ચાટવું.

૫–૧૦ તોલા ચોપચીની ઘીમાં તળવી. તેમાં પીપર, પીપરીમૂળ, લવિંગ, તજ, સૂંઠ, અક્કલકરો દરેક તોલા ૧ થી ૧ાા ઉમેરી સાકરની સાથે પાક બનાવી ૫ તોલા પાક રોજ ખાવો.

૬–કાળી મટોડી ભીંજવી તેમાં મીઠું નાખી લેપ કરવો.

૭–ધંતૂરાનું તેલ, માલકાંકણીનું તેલ અથવા લસણનો રસ લગાડવો.

૮–૧ તોલો સાલેદનું તેલ, ૧ તોલો લીંબુનો રસ અને ૨ાા તોલા પાણી મેળવી દિવસમાં ત્રણ વાર દરદીએ પીવું.

૯–મરી, પીપર, સંચોરો સમભાગે લઈ તેને આકડાના દૂધ સાથે મેળવી ૧ વાલની ગોળી બનાવે. રોજ ૧ ગોળી ખાય.

૧૦–પુરાઈ ગયેલી નસો તથા અડી ગયેલા સાંધા માટે તેલ મસળવું. સાંધા અડી જાય તો પીળવંતના પાનનું વરાળિયું બાંધવું.

૧૧–સરગવાનાં પાન અગથિયાનાં પાનને મળતાં છે. એનાં બી સફેદ મરી જેવાં થાય છે, તેમાંથી તેલ નીકળે છે. તેને અંગ્રેજીમાં બેનઓઈલ કહે છે. એનાં ફળ ખાવાથી પુરુષાર્થ આવે છે.

સંધિવા, સોજો–એ માટે સરગવાનું મૂળ પાણીમાં ઘસી લગાડે. ઘણું લગાડવાથી ચામડી પર ફોલ્લીઓ ઊઠે છે.

૧૨–સંધિવા, વધરાવળ, ગોળીએ સોજા મટે–શિલારસ લગાડી ઉપર તંબાકુનું પાન બાંધે.

૧૩–સંધિવા માટે–વા ગોહદાનો છોડ કાંસકીના છોડ જેવો થાય છે. સુરતની પાસે ભાડા, કુંભારિયો, અંતરોલી ગામમાં થાય છે, તેનું મૂળિયું ૦। તોલો બકરીના દૂધમાં ઘસી પીવું.

૧૪–કમરે ચસકા મારે, સાંધામાં પવન થાય તો–વાલની દાળને પાણીમાં ૧ કલાક ભીંજવી તેને મલમ જેવી વાટીને ચોપડે. જ્યારે તે સુકાય ત્યારે અંદરનો પવન ખેંચી કાઢે છે.

૧૫–ઓથમીજીરાની પોટીસ બાંધવાથી સંધિવા મટે.

૧૬–કળીચૂનો મીઠા તેલમાં મેળવી લેપ કરવો.

૧૭–અળિયો અને રેવંચીનો શીરો મેળવી લગાડવો અથવા વછનાગ પાણીમાં ઘસી લગાડવો.

૧૮—શરીરવાથી અકડી ગયું હોય ત્યારે સ દેસરાના પાનનો રસ ૨ તોલા પીવો.

૧૯—સંધિવા માટે—આસંધ ૧ા તોલો, સૂંઠ ા તોલાના ચૂર્ણને ઘી સાથે મેળવી ખવડાવવું (એનો શીરો અથવા લાડુ બનાવી ખવડાવી શકાય).

૨૦—સંધિવા ઘણો જબરો હોય તે માટે—રાશની, ગોખરુ, એરંડાનું મૂળ, દેવદાર તેલિયો, સાટોડી, ગરમાળો, ચોપચીની, ઇંદ્રવરણાં દરેક ૩ પૈસાભાર લઈ તેને બશેર પાણીમાં ઉકાળી ૦ા શેર રાખે. તેના ૩ ભાગ કરી દિવસે ત્રણ વાર પીએ. એ જ વસાણાને ફરી ફરી ઉકાળી બીજે અને ત્રીજે દિવસે પીએ. એનું એકસ્ટ્રેક્ટ (Ext. Rasna Liq.) બનાવી સારસાપરિલાની માફક વાપરો તો ગુણ સારો જણાય.

૨૧—આંબાહળદર, સુરીંજન, ઝેરકચૂરો સમભાગે મેળવી ગોમૂત્રમાં ગરમ કરી લગાડે. સૂકાયા પછી વારંવાર લગાડ્યા કરે.

૨૨—૧ શેર ઘી, ૧ શેર ગોળને ચૂલા પર મૂકી ચાસણી બનાવે. તેમાં ૧ શેર અસાળીઆનું ચૂર્ણ નાખી તેનો પાક બનાવે. થાળીમાં નાખી તેના કટકા બનાવે. તેમાંથી ૧ તોલો રોજ ખાય.

૨૩—કાળી મરોડી ાા શેર, નિમક ા શેર પાણી સાથે મેળવી દરદ પર લેપ કરે.

૨૪—ધંતૂરાનાં પાનનું તેલ બનાવી મસળવામાં લેવું.

૨૫—ચૂનો, મેથી સમભાગે પાણીમાં મેળવી લેપ કરવો.

૨૬—ચોર્યાશી જાતના વા સારા થાય—મરેઠી, રાઈ દરેક એક શેર, પીપર, આસન, વછનાગ, દરેક શેર ા, સુવા તોલા પાંચ એના ચૂર્ણને પાણી સાથે મેળવી વડાં (ભજિયાં) બનાવી ચાર શેર તેલમાં તળે. ભજિયાં બળવાં જેવાં થાય ત્યારે તેલ ગાળી લે. આ તેલ મસળવામાં બહુ ઉપયોગી છે. ભજિયાં જાનવરોના ખાવામાં આવે નહિ માટે જમીનમાં દાટવાં.

૨૭—અડમકીના વેલાની સીંગનું તેલ મસળે છે.

૨૮—લેપ સાંધાના દરદ માટે—ખેર, ગૂગળ, હળદર, આંબાહળદર પાણીમાં ગરમ કરી લગાડે.

૨૯—અડી ગયેલા સાંધા, અડી ગયેલું શરીર—કાળા ધંતૂરાનું આખું ઝાડ ફૂલ, ફળ, પાન, મૂળ સાથે તેલમાં ઉકાળીને તે તેલ મસળવું.

૩૦—સંધિવા—ગાયના પૂછડાંના વાળનો વાળો બનાવી પહેરે તો સંધિવા-વાળા દરદીને ફાયદો થાય.

૩૧—સંધિવા—દરદવાળા ભાગ ઉપર ગંધકનો ભૂકો ફલાલીનના કટકાથી બાંધવો, તેની ઉપર કેળનું પાન અથવા બીજાં પાન બાંધવાં, જેથી ગંધકની હવા બહાર નીકળી જાય નહિ.

૩૨—સંધિવા, કમળા, તાવ અટકાવવામાં ગળોનું સત્વ ઉપયોગી છે.

ગળોના સત્ત્વને ઠેકાણે ખોટા માવ તે ઘઉ નો નિસાસતો, બજારમા વેચાય છે

ગળોના ગુણો-સામક ( Sedative ) જ્વરઘ્ન ( Antipiratic ) શોધક ( Alteratiye ), ખૂન સાફ કરનાર ( Blood Purifier ) પાચક (Stomachic) શીતળ ( Refregerent ), મૂત્રલ ( Diuretic )

ગળોનુ સત્ત્વ બનાવવામા ગળો તાજી લેવી ચાર ચાર આગળના ટુકડા કરીને તેને છૂદીને કલાઈવાળા વાસણમા નાખી પાણી પૂરતું મેળવી ખૂબ હલાવવુ તેથી અદરનો સ્ટાર્ચ એકઠો થાય છે પાણી ઓગાળી કાઢી રગવા દઈ બે વાર પાણીથી ધોવો અને સૂકવવો.

લીલા રગનો સત્ત્વ સારો નહિ સફેદ રગનો જોઈએ ચાખો માલ સફેદ અને ફીકો છે

૩૩-સધિવા માટે-ધાણા, સૂઠ, દિવેલાનુ મૂળ સમભાગે તે ચૂર્ણના એક તોલાનો ઉકાળો બનાવી પીવો એ મુજબ દિવસમા ત્રણ વાર પીવો

૩૪-સધિવા મટે-ગધકનુ તેલ મસળે (ગધકના તેલની બનાવટ માટે જુઓ ઢીલી નસો મજબૂત થાય)

૩૫-સધિવા હોય તો તે ભાગ પર ગરમ પાણીની ધાર ઊચેથી નાખવી

૩૬-કાયાકુટીનુ તેલ-એલચીનુ તેલ-આ તેલ સધિવા, નજલા માટે લગાડે છે એનો લીલો રગ તાબાને લીધે છે, તે વખત જતે ઊડી જાય છે આ તેલ ચામડીમા જલદી પચે છે તેથી અદરની નસોના દર્દને જલદી ફાયદો કરે છે એમા ટરપેટાઈન ભેળસેળ થાય છે

૩૭-સધિવા માટે-૦। શેર ચોપચીની, તજ, મસ્તગી, એલચી દરેક ।।। તોલો મેળવી તેમાથી ०।। અથવા એક તોલો દૂધમા ઉકાળી પિવાય છે

સધિવા માટે-પોથાપાપડીનો સૂરો અથવા લીલો પાલો છૂદી તેને લેપ બાધે આ લેપ મૂકવાથી જૂના સધિવાના સાધા છૂટા પડે છે

પરસાવના (પોથાપાપડી)-એની ખુશબો સારી છે તેને ચોપડીઓમા રાખવાથી ઊધઈ લાગતી નથી

૩૯-સધિવા માટે-કરજના પાદડા પાણીમા ઉકાળીને તે પાણીથી શેક કરવો

૪૦-સધિવાનો દુખાવો નરમ પડે-આકડાના ઝાડના રૂની ગોદડી બનાવી તે દુખતા ભાગ ઉપર બાધવી કોઈ પણ દુખાવા ઉપર આ રૂની ગોદડી બાધે તો ફાયદો થાય છે

૪૧-નસનો તથા સાધાનો દુખાવો માટે-ટર્પેન્ટાઈનમા ભેળસેળ બહુ થાય છે, ચોખ્ખુ ટર્પેન્ટાઈન તે સ્પિરિટ ટર્પેન્ટાઈન છે તે દવાના કામમા, શરીરે ગરમી લાવવામા અને નસોનો તથા સાધાનો દુખાવો દૂર કરવા સારુ મસળવામા આવે છે એ તેલ લોહીને ફરતું કરે છે ચામડી પર તે તેલ ઘસવા પછી ચામડી લાલ થાય છે

૪૨–સાંધા અડી ગયા હોય તો થુવરનું દૂધ અને લીમડાનું તેલ મેળવીને લગાડે છે.

૪૩–સંધિવાયુ–ગરમીનાં દરદ પછી હાડકાં દુખે તેનો ઇલાજ–થુવરનું દૂધ ૩ દિવસને અંતરે ચાર વાર મારવું. એક–બે વાર મારવાથી ગુણ થતો નથી.

૪૪–સંધિવા–ચટકા મારતી ગાંઠો–સંધિવાવાળા દર્દીના સાંધા આગળ સોજો હોય તો ધંતૂરાનાં પાંદડાંની પોટીસ કરી મૂકે છે. પાંદડાં છુંદીને તેમાં પાણી તથા સરખા વજને ચોખાનો આટો મેળવી પોટીસ બનાવે છે.

૪૫–કમર દુખે, સાંધા દુખે, તે માટે–ઘઉંને શેકી ચૂર્ણ બનાવી, તે ચૂર્ણ ૦ાા થી એક તોલો મધ સાથે સવાર–સાંજ ખાય.

૪૬–સંધિવા મટે–કોપરાનાં તેલમાં મરી મેળવી મસળે.

૪૭–વાનું તેલ–નાળિયેરના પાણીમાં બે લિલામાના કટકા કરી નાખે અને ઉકાળે તો તેલ છૂટું પડે. તે તેલ મીઠા તેલમાં મેળવી મસળવામાં લે.

૪૮–શરીરે ગરમી આવે–બ્રાંડીથી વા સારો કરવાના હેતુથી તેમ જ કોલન-વૅાટર શરીરે ગરમી લાવવાના હેતુથી મસળવામાં આવે છે તેમાં મહેનત ફોગટ જાય છે, પૈસા બરબાદ થાય છે. દારૂ અથવા કોલનવૅાટર જ્યારે શરીરે લગાડવું હોય ત્યારે તેની બાટલીને બૂચ મજબૂત મારી તડકે મૂકવી. તડકાથી દારૂ ગરમ થાય પછી તે ગરમ દારૂ લગાડે તે ઘણો ફાયદો આપે.

૪૯–સંધિવા–ગાઉટ–સૂંઠ અને ગોખરુનો કાવો પીવો. Best

૫૦–આવળનાં મૂળ અને ડાંખળી વચ્ચેના ભાગની છાલનું ચૂર્ણ ૧ વાલ દહીં સાથે ખાવું.

૫૧–આસંધ, સૂંઠ, એરંડાનું મૂળ, ગોળ દરેક ૧ તોલો, પાણી ૧ શેર ઉકાળીને ૦ાા શેર પાણી રાખી તેમાંથી ૩ તોલા રોજ ત્રણ વાર પીવું.

૫૨–પાકા પપૈયા સાથે ટંકણખાર ૪ વાલ ખાવો.

૫૩–બાવળની પાલીનો રસ પીવો.

૫૪–સૂંઠ, હરડે અને અજમાનું ચૂર્ણ ૦ાા તોલો ગરમ પાણી સાથે લેવું.

૫૫–લસણ ૧ તોલો અને ગાયનું ઘી ૧ તોલો ખાવું.

૫૬–બાવળના ગુંદરનું શરબત પીવું.

૫૭–ગોમૂત્ર સાથે ગૂગળ ખાવો.

૫૮–તલ અને સૂંઠની ચટણી ખાવી.

૫૯–હરડે ૧૨ ભાગ, સૂંઠ ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, ખોરાસાની અજમો ૨ ભાગ, સિંધાલૂણ ૨ ભાગ–એનું ચૂર્ણ ૦ાં તોલો લેવું.

૬૦–સંધિવાના સોજા પર સુરીંજન, કેસર અને ઈંડાની સફેદીનો લેપ મારવો.

૬૧–સંધિવા માટે–નીચલા જાણીતા સસ્તા ઉપાય છે–સંધિવા માટે મીઠાનો જુલાબ લેવો.

કેલોમેલ ગ્રેન ૪, કોલોસિંથપીલ ગ્રેન ૪, એક વખત માટે ગોળી એક બનાવી ગળવી; ઝાડો ન થાય તો દિનમાં ૨ અથવા ૩ ગળવી.

કલોરોફોર્મ ડ્રામ ૧, પાણી ઔંસ ૧૦ એ લોશનનાં પોતાંમૂકવાં. અથવા એક્સ્ટ્રેક્ટ બેલેડોના ઔંસ ૦॥, પાણી ઔંસ ૧૨ ના લોશનનાં પોતાં ચાલુ મૂકવાં.

૬૨-સંધિવા માટે-લીંબુનું સરબત પીવામાં ચાલુ રાખવું. પોટાસ કાર્બોનસ ઔંસ અરધો પાણી ઔંસ ૧૦માં મેળવીને સૂજેલા ભાગ ઉપર એ લોશનનાં પોતાં સતત મૂકવાં.

સંધિવા માટે-ગરમ પાણીમાં કળીચૂને। નાખી દરદવાળા ભાગને શેકવો.

તાવ વગરના સાંધવા માટે-જેલેપ પલવીસ કંપાઉંડના જુલાબની જરૂર છે.

ગમ ગુએકમ ગ્રેન બાર, અમલસારો ગંધક ગ્રેન ૨૪, એની ત્રણ ગોળી કરી દિવસમાં ત્રણ વાર ખાવી.

૬૩-સંધિવા માટે-સેકટાનું તેલ મસળવામાં આવે. સેકટાનું તેલ-સેકટાનાં મૂળિયાંને છૂંદી પાણીમાં નાખી જંતરમાંથી ગાળે તો પાણી સાથે તેલ નીકળે છે. એ તેલ રાઈ અને લસણના જેવું જલદ છે.

અંકોલનું તેલ બનાવવાની રીત-અંકોલનાં પાનની લેપડી બનાવવી. તે લેપડી કરતાં વધુ આઠગણું સરસિયું તેલ અને સોળગણું પાણી નાખી ઉકાળવું. પાણી બળી રહે ને તેલ ગાળી લેવું.

૬૪-કળતર અને સાંધાનો દુખાવો મટે-અંકોલનું તેલ માલીસ કરવું.

અંકોલનું તેલ બનાવવાની બીજી રીત-અંકોલનાં બીનાં મગજને ખોખરાં કરવાં. તે ભૂકાને તલના તેલની ૭ ભાવના (પટ) આપવી, એટલે ભૂકો તેલ પી શકે એટલું તેલ પાવું. પછી તે ભૂકાને સાંચામાં દાબી તેલ કાઢવું અથવા ભૂકાની લૂગદી (કલ્ક) કરી કાંસાના કાંસીઆને અંદરથી લગાડવી. તે કાંસીએ બીજા એક કાંસીઆમાં ઊંધો મૂકી તડકો લગાડવો. તડકાની ગરમીથી તવાઈને તેલ છૂટું પડશે.

૬૫-ક-સંધિવાનો સોજો સારો થાય-દિવેલીના મગજ પાણી સાથે વાટી લેપ કરે.

૬૬-ખ-શરીર અડી ગયેલું છૂટે-કુલીંજનનું ચૂર્ણ શરીરે મસળવું.

સંધિવાના દરદીને ખાંડ બહુ નુકસાનકર્તા છે. ખટાશ ખાવા કરતાં ખાંડ ખાધાથી વધુ નુકસાન થાય છે; ખાંડનો વિશેષ ઉપયોગ થવાથી કાયા બગડે છે.

સાકર ખાવામાં ખાંડ જેટલું નુકસાન નથી.

૬૭-નસો ગંઠાયેલી હોય, નસો ઢીલી પડી હોય તે માટે-સિંધવ તથા સિંદૂર સમભાગે મેળવી ગાયના ઘીમાં મલમ કરી મસળવા.

૬૮-સંધિવા માટે-સૂંઠ અને એલચી સરખે ભાગે મેળવી ૦॥ તોલો દિવસમાં બે વાર ખાવો.

૬૯–સંધિવા માટે–રાતે સૂતી વેળા નીચે મુજબ ચા પીવી અને બનૂસ ઓઢીને સૂવું.

ચા સૂંઠની-સૂંઠ ખોખરી કરેલી ાા તોલો લઈ ૦। શેર ઊકળતા પાણીમાં નાખી ઢાંકી રાખવું. તે ચા રોજ બે વાર પીવી.

૭૦–સંધિવા માટે–૫ વાલ સૂંઠનો ભૂકો અને ૨ વાલ સોડા બાઈ કાર્બ ખાવામાં લેવો અથવા અરધો તોલો સૂંઠ ૧૫ તોલા પાણીમા ઉકાળીને ગરમ ગરમ પીવું અને ગરમ કપડું ઓઢીને સૂવું. પરસેવો થઈને દરદ નરમ પડશે.

૭૧–સંધિવા માટે–સોનામુખી ૦। તોલો જુલાબના મીઠા સાથે ખાવી (જ્યારે લોહી પડતું હોય, આમળુ બહાર નીકળતી હોય ત્યારે સોનામુખી વાપરવી નહિ.) લીમડાનાં પાતરાં સાથે ઉકાળેલાં પાણીથી નાહ્ય તો શરીરની ચેળ નરમ પડે.

૭૨–તેલ તથા કોપરેલને સમભાગે મેળવીને નજલા તથા વાવાળા ભાગ ઉપર મસળે છે.

૭૩–સંધિવા માટે–લીંબુનું શરબત પીવામાં દરદીને ચાલુ આપવું. કેટલાક દરદીને લીંબુ ખાવાથી સાંધા તરત પકડે છે તે જાણવું.

૭૪–સંધિવા, માથાના દુખાવા માટે–સંધિવામાં જ્યારે સોજો ન હોય ત્યારે અને માથાના દરદ માટે તેમજ વાળા માટે વછનાગને પાણીમાં ઘસી લેપડી મૂકવી.

૭૫–સંધિવા, ખેંચાઈ ગયેલી નસો માટે–તેલ, જીવતા સરડાને છુંદી નાખી તેલમાં ઉકાળ્યા પછી તે તેલ ફરીથી અંતરગળ જંતરમાંથી ગાળી કાઢે. પછી સંધિવા માટે અને ઢીલી થયેલી નસો માટે મસળવામાં વાપરે.

૭૬–વા કમરનો, વા સાંધાનો તો:–સાબરસીંગ પાણીમાં જાડું ઘસેલું તોલો ૦।, મધ અને દારૂ (દારૂ વગર પણ ચાલે) સાથે મેળવી સવારે ભૂખે પેટે ચાટી ઉપરથી દૂધ શેર ાા દિન ચાર પીએ તો રહી ગયેલા માણસને જરૂર ફાયદો થાય. સઘળા બીજા ઉપાયોમાં આ પહેલો અજમાવવો. ઉપાય ઘણો જાણીતો, સહેલો અને સસ્તો છે.

૭૭–સંધિવા માટે–કાળાં મરી, શુદ્ધ કરેલાં ઝેરકચોલાં, અફીણ સરખે ભાગે મેળવી પાનના રસમાં એક રતીભારની ગોળી બનાવી, દિવસમાં ત્રણ વાર ખાઈને ઉપરથી નાગરવેલનું પાન ચાવવું.

૭૮–ગુમરો તલના છોડ જેવું એ ઝાડ છે. સુરતની પાસે રાંદેર કસ્બામાં અને સીગનપોર ગામમાં એ થાય છે. ફાગણ માસ સુધી એ ઝાડ જીવે છે. સુરત શહેરની પાસે સીગનપોરમાં તેને ગુમરો કહે છે. એની લેપડી મૂકવાથી સંધિવાને ફાયદો થાય.

૭૯–વા ખસે–અડી ગયેલા સાંધા છૂટે, જાંગરો–દમગો મટે, કમર અને

ગળામા કગતર થાય તે માટે–ખજૂરિયાના પાનની ડડી લેપડી બાધ વા ખસીને બીજી જગાએ જાય તો ત્યા તે લેપડી મૂ' આ લેપડીથી અગન બળે છે ને એની અગન ખમી ન શકાય તો ઠડા પાણીની ધાર ઊચેથી નાખવી, અથવા કોપરુ પાણીમા ઘસી લગાડવુ

જમણા પગનો ગોઘ્યુ સૂજે તેને જાગગો કહે છે, ડાબા પગનો ગોઘ્યુ સૂજે તેને દમરો કહે છે એ બને દરદ ખજૂરિયાના પાનની ડડી લેપડી મૂકવાથી સારા થાય છે

૮૦–સધિવા માટે–તેલમા પિપરમીટના ફૂલ મેળવીને મસળે છે

૮૧–સધિવા માટે લેપ–વડિનુ ચૂલુ ૪ ભાગ, નિમક ૧ ભાગ અને ભાગ ૧ ભાગને પાણી વગર ગરમ કરી સુકુ બાધનુ

૮૨–સધિના ઉપર ભિલામાનો રસ ચોપડે છે તે જગા ઉપર ગરમી આવે છે વધારે ચોપ? તો ફોલ્લો ઊઠે છે (પારાની ધાતુ ભિલામા સાથે જલદી મળી જાય છે ભિલામાના ઝાડના લાકડાની ખળમા પારો મસળે તો પારાની ગોટી બધાય છે )

ભિલામાથી થયેલો સોજો ઊતરે–તલનુ તેલ અથવા ?ાપરેલ ચોપડવાથી ભિલામાનો સોજો ઊતરે

## કમર દુખે–કમર રહી જાય, છાતી દુખે

૮૩–૧ વાલ ઝેરકચૂરો, ૦ાા વાલ એન્ટીફેબ્રિન દિવસમા ૩ વાર ખાય તો એક જ દિવસમા ફાયદો જણાય

૮૪–કમર રહી જાય, છાતી દુખે તે માટે–એલોડોનાની પટ્ટી મારે છે તેવી પટ્ટી દેશી મલમની બનાવી મારે મલમ બનાવવાની રીત લાલ ગમ પલાસ્ટર અગ્રેજી ૦ાા શેર, તે ઉપરથી કાગળ કાઢી નાખે હાથ પર તેલ લઈ એ રાતો મલમ મસળવો અને સિદૂરમા બોળવો આ મુજબ ૦ા શેર સિદૂર મલમ સાથે મેળવવો એની પટ્ટી બનાવી લગાડે

## સધિવા, હાડકામાં દુખાવો, સોજો

૮૫–લેપ–ખજૂર ૦ાા શેર, રેવચીનો શીરો ૪ તોલા, અફીણ ૦ાા તોલો, એળિયો ૫ તોલા પાણી દોઢ શેર, એને ઉકાળીને એકરસ કરે, તેને ગાળે, ફરી ઉમાળી લેપ જેવો બનાવે તે લગાડી રૂ દાબે જરૂર પડે તો સ્પિરિટ નાખે, જેથી લેપ જલદી સુકાઈ જાય

૮૬–સધિવા વિસ્ફોટકને લીધે હોય તો પારાનો મલમ મસળવો પારાનો મલમ ઘી ૨ તોલા, ગોકમનુ ઘી ૩ તોલા, પારો એક તોલો પારો નજરે દેખાય નહિ અને બધુ રગ પકડે ત્યા સુધી ઘૂટ્યા કરવુ

૮૭–ધતૂરાના બી અને પીપરન સમભાગે ચૂર્ણ ૧ાા વાલ રોજ ૩ વાર મધ સાથે લે

૮૮-પુરોખાર બે વાલ પાણીમાં લેવો. જો સુસ્તી ન દેખાય તો વધારે લેવો.

૮૯-એક તોલો મરચાં પાણી શેર એકમાં એક રાત મેળવી રાખે. પછી એનાં પોતાં દુખાવા પર મૂકે.

૯૦-ઇંદ્રામણાનાં મૂળ ૦ાા વાલ, લીંડીપીપર એક વાલ, ગોળ સાથે રોજ સવારે ૧૫ દિવસ ખાય.

૯૧-વાતરોગ મટે, દર્દી ચાલતો થાય-પીળો કોમેરો, દેવદાર, સુંઠ એના કાવામાં ૦ાા તોલો દિવેલ ૧૫ દિવસ સવારે પીએ.

૯૨-સાંધા છૂટે, ચમક મટે-સાંધા પર આકડાનું દૂધ મારી ગાઈ ભભરાવી પાટો બાંધે; ૮ દિવસે ફરી પાટો બાંધે.

૯૩-તેલ-આદુંનો રસ, સરગવાનો રસ, બકરીનું દૂધ એકેક ભાગ પાણી ૨૪ ભાગ, તેલ એક ભાગ, ઉકાળી તેલ બનાવે અને મસળે.

૯૪-સાઈટીકા, નસનું દરદ એ માટે-સાલોલ ૩ વાલ આપે તેથી પેશાબ કાળો થાય.

૯૫-લેપ-ગૂગળ, રેવંચીનો શીરો, ઇમેસ, ગુજર, રગતબોલ, સમભાગે ચૂર્ણ ઇંડાંની સફેદીમાં મેળવી લગાડે ઉપર રૂ દાબે આકડાનું રૂ ઘણું સારું પડે.

૯૬-દિવેલ ગરમ કરી દોઢ શેર દૂધમાં પીએ તો અનેક જાતના વાયુ મટે.

૯૭-ભિલામાંના ખાતરવાળી જમીનમા મેથી વેપી, તેની ભાજી દરદીને ખાવામાં આપે.

૯૮-ચોપચીની ૦ાા તોલો દૂધ સાથે ઉકાળી ૧૦ દિવસ પીએ.

૯૯-લસણ, અજમો, સુંઠ, મરી, પીપર, સુવા એમાની કોઈ પણ એક ચીજ ઘીમાં મેળવી રોજ સવારે ખાવી.

૧૦૦-રાસ્ના બેઆનીભાર પાણીમાં વાટી છાશ સાથે રોજ બે વાર પીવી.

૧૦૧-ઉપલસરી સંધિવાને અને ઉપદંશ પછીના લોહીવિકારને ઘણો ફાયદો કરે છે.

૧૦૨-ધંતૂરો, આકડો, એરંડિયો અને નગોડ એ ચારેનાં પાન, દારૂહળદર, થૂવર, વછનાગ સમભાગે વાટવું. વાટેલી ચટણી કરતાં બમણું તેલ કાઢે, માવો રહે તેને સૂકવે; માવાનું ચૂર્ણ કરી પાણી સાથે સંધિવા પર લગાડે અથવા પેલેનું તેલ મસળે.

૧૦૩-વા તથા લકવા માટે-તેલ વછનાગનું અથવા ઝેરકચોલાનું વછનાગ અથવા ઝેરકચોલું એક ભાગ લેવો. પાણીમાં પલાળી રાખવો. તેની ચટણી કરવી. ચટણી કરતાં પાંચ ગણું તેલ, દસગણું દૂધ અથવા પાણીને ઉકાળી તેલ બનાવે.

૧૦૪-ઝેરકચોરો એક રતી રોજ ત્રણ વાર ખાય

૧૦૫-સૂખું સુકાયેલું દરદી હોય તો તેને ઘી, તેલ અને ગોળ ખવડાવવાથી સંધિવા નરમ પડે.

૧૦૬–૦ા તોલો લસણ તેલમા મસળી બાજરીના રોટલા સાથે ૮ દિવસ ખાય

૧૦૭—સૂઠ અને ગંગો દરેક ૧ા તોલો ૧ શેર પાણીમા ઉકાળી નવશેક રાખી પીવુ આ મુજબ રોજ બે વાર પીવુ.

૧૦૮–સૂઠ અને ગોળ રોજ બે વાર ખાવા

૧૦૯–અગથિયાના ઝાડના મૂળ પાણીમા ઘસી લગાડે

૧૧૦–ભિલામુ, કાળા તલ, હરડે સમભાગે લઈ ચૂર્ણ બનાવી, તેમાથી બે-આનીભાર ગોળ સાથે ખાવુ, તેલ–મરચુ-ખટાઈ ન ખાવી

દરેક જાતના વા માટે ભિલામા અકસીર છે તે ઘણુ ગરમ હોવાથી ખાવા મા ભય રહે છે માટે નીચે પ્રમાણે વાપરવુ

ભિલામાના ટુકડા કરી જમીનમા ખાતર તરીકે મેળવે ૧૦ દિન ત્યા પાણી નાખે, ખાતર થયા પછી તે જગામા મેથી રોપે મેથીની ભાજી પકાવીને ખાવાથી સધિવા મટે ઘીનો ખોરાક વધુ ખાવો નહિતર શરીરે બફારો થાય આવી રીતે બનાવેલી ભાજી ઘણી વાર ખાય તેના સફેદ વાળ કાળા થાય અને કાળા વાળ હોય તે સફેદ થવા પામે નહિ સફેદ બકરા ઉપર આ અખતરો અજમાવવાથી ખાતરી થશે

૧૧૧–ટોહલા(જાનવર)ની ચરબી મસળે અથવા તેનું માસ દરદી ખાય

૧૧૨–સમુદ્રફળને નગોડના પાનના રસમા નવ દિવસ ભીંજવે છાયામા સૂકવી ચૂર્ણ બનાવે તે ૧ વાલ દૂધમા ઉકાળી ૭ દિવસ પીએ.

૧૧૩–રાતા અગથિયાના મૂળ અને કાળા ધતૂરાના મૂળ પાણીમા ઘસી લગાડે

૧૧૪–ચંમેલીના પાનનો રસ ૨ તોલા ઘી સાથે ૧૫ દિવસ પીએ

૧૧૫–ચોપચીની બહુ અકસીર છે પોટાસ આયોડાઈડ અને સારસા પરિલાનુ કામ કરે છે એનું ચૂર્ણ ૦ા તોલો દૂધમા ઉકાળે, રોજ બેવાર ખાય. એનો ઉકાળો ૫ તોલા બેવાર રોજ પીએ

ઉકાળો–ચૂર્ણ ચોપચીનીનુ ૧૦ તોલા પાણી ૨ શેર, ધીમા તાપથી ઉકાળી પોણોશેર પાણી રહે ત્યારે ગાળી લેવુ, ૫ તોલા સુધી દિવસમા ત્રણ વાર પીએ

## સસણી-વાવરી-ઉપલિયું, કરમની કસર

૧–સસણી માટે-ચોધારા થોરને બાફી રસ કાઢે તે રસમા એળિયો, હરડા, રેવચીનો શીરો મેળવી પેટ પર ડૂટીની આસપાસ લગાડે ડૂટી ઉપર લગાડે નહી

૨–સસણી-આબાના ઝાડ ઉપર લાલ કીડી થાય છે તે કીડી એક પાણી તોલા એકમા મેળવી તેમાથી ૦ા તોલો પાણી બચ્ચાને પાવાથી સસણીનુ જોર નરમ પડે છે

૩ સસણી માટે–ગરમાળાના બી, નાગરવેલના પાનના રસમાં વાટી બાળકને પાય.

૪–બચ્ચાંને ઉપલિયું, બચ્ચાને સસણી માટે–ગોરુ ચંદન ૧ ચોખાના જેટલું માતાના દૂધમાં ઘસીને દર ત્રણ કલાકે પાવુ

૫–સસણી મટે–મીઠી જારનુ પાન દૂધમા વાટી બાળકને પાય

૬–સસણી માટે–ગોમૂત્રને બે વાર કપડાથી ગાળીને તેમા હળદર નાખી ૦। તોલો બાળકને પાવું.

૭–બચ્ચાને સસણી થાય તો–વાઈન ઈપેકેક્યુનાના (મદાર) ટીપા દસથી પચાસ સુધી પાણી સાથે પાવાથી ઝાડો–ઊલટી થઈ નરમ પડશે.

૮–સસણી, વાવરી મટે–ખાવાના પાનનો રસ ૫ ટીપા, આદુનો રસ ૫ ટીપાં, એમા ૨ લવંગ મેળવીને બચ્ચાને ૪ દિવસ પાવુ

૯–સસણી માટે–પાપડખાર ૦॥ વાલ ગોળમા મેળવી દિવસમા બે વાર ખવડાવે

૧૦–સસણી માટે–મરઘાનો સાતપડો (ઠેકવો) સૂકવી બારીક કરવો તે ચૂર્ણ ૧ વાલ બાળકને મધમા ચટાડે

૧૧–વાવરી, સસણી મટે–ઘોડાવજના બે ઘસરકા પાણી સાથે કરી તે પાણી બાળકને પાય જો ઝાડો સાફ ન આવતો હોય તો જુલાબ આપવો.

૧૨–સસણી માટે–જૂનો ગોળ પાચ વાલ અને સાજીખાર બે વાલ પાણીની સાથે મેળવી દિવસમા ત્રણ વાર બાળકને પાવું. ઝાડા વાટે ગાઠો પડશે અને બાળક હોશિયાર થશે, અથવા જૂનો ગોળ બે વાલ અને પાપડખાર અથવા જવખાર ચણાની એક દાળ કરતા પણ ઓછો મેળવી માતાના દૂધ સાથે બાળકને ખવડાવવું.

૧૩–બાળકને સસણી, દમ, ખાસી માટે–ચેવલી પાન પર દિવેલ લગાડી ગરમ કરે અને છાતી પર બાધે અને પેટ પર મૂકે

૧૪–વાવરી–દૂદવાવરી–પેટ મોટું થાય, દમ લેવાય નહિ અને હાંફે તે માટે ઇનાજ–બાવળના ઝાડ પર નાહી નામનો વેલો થાય છે તેના મૂળના બે ઘસરકા સ્ત્રીના દૂધમા ઘસી પાવા. પેટ ઘણા આવે અને દરદ નરમ પડે જો પેટ ન આવે તો જીવ જોખમમા જાણવો

૧૫–બીજો ઇનાજ–અગથિયા પાનનો રસ ૦॥ તોલો પાવો, અનેતે રસ શરીરે ચોપડવો

૧૬–દૂધ વાવરી–નાના બાળકને ૧ મગ જેટલી પકાવેલી ઘાપણુ મધમા આપવી મોટા બાળકને બામ ભાજીના પાનના રસમા પાવી.

૧૭–મરઘીનો ઠેકવો સૂકો ૧ મગ જેટલો ચેવલી પાનના રસમાં આપવો (ચેવલી પાનને ચૂલાની ભેભરમા બાફવાથી રસ નીકળે છે)

૧૮-નાહીના ઝાડનાં પાન છુંદી પેટ પર બાંધવાથી ઝાડો આવી દરદ નરમ પડશે.

કેરડાનું ઝાડ, જે ઉપર બોર જેવા ફળ થાય છે, તે ફળનું અથાણું બને છે, તે ઝાડ સાથે નાહીકંદ નામનો છોડ થાય છે તેના પાનનો રસ બાળકને પાય અને તેના પાન છુંદી પેટે બાંધે

૧૯-ટીકામાળી રવચી, એળિયો સમભાગે પાણીમા ઘસી, તે વસારા ડુટીની ઉપર નહિ પણ ડુંટીની આસપાસ લગાડવો સૂકાય ને લગાડવો

૨૦-ધનુર્વા, સસણી બત્રીસી બેસી જાય તે માટે-ખાટલા પરના માકડનું લોહી દાતના પારા ઉપર ઘસવુ અથવા સસલાનું લોહી ગરદન પર મસળવું અને ફાવે તો પાવુ.

૨૧-સસણી માટે-આકડાના મૂળની છાલનું ચૂર્ણ ૫ વાલ અને ખાંડ ૬ વાલનું ચૂર્ણ બનાવી તેમાથી એક વાલ ચૂર્ણ દર ત્રણ કલાકે બાળકને મધ સાથે ખવડાવવુ. ઉપરથી અજમાનો શેક કરવો.

૨૨-સસણી માટે-સસણીવાળા બાળકને હરડે અનેબહેડાનો ઘનારો રોજ પાવો.

૨૩-સસણી માટે-હરડેને આદુના રસમાં ઘસી બાળકને ચટાડે.

૨૪-સસણી, વાવરી માટે-ઘીના દીવા ઉપર તારની ચાળણી મૂકી તે ઉપર ચેવલી પાન ગરમ કરી છાતી ઉપર શેક કરે તો ફાયદો થાય

૨૫-સસણી-એક રતી નવસાર દૂધમા મેળવી બાળકને રાજ ખવડાવે.

૨૬-ઉપલિયુ બચ્ચાને થાય તે વખતે લસણનું તેલ છાતીએ મસળે છે. Indolent tumour, ને પીગળાવવા માટે લસણની લેપડી મૂકાય છે

૨૭-જૂનો ગોળ જુલાબ લાવે છે બચ્ચાને સસણી અને ઉપલિયા માટે અપાય છે

૨૮-સસણી માટે-ફૂલાવેલી ફટકડી એક વાલ મધ સાથે ખવડાવવી.

૨૯-સસણી-૦ા તોલો ગોમૂત્ર ૨ વાર કપડાથી ગાળી તેમા ૨ વાલ હળદર નાખી આપવું.

સસણી બચ્ચાને-માતાના ભારે ખોરાક ખાવાથી બચ્ચાને સસણી થાય છે તે માટે-મગ્ધીનો સાતપડો આને રેડવો ૧ વાલ પાણી સાથે બચ્ચાંને પાવો.

૩૦-સસણી માટે-બાળકના પેટ ઉપર ( ડુંટી પર નહિ ) એળીઓ, ટીકામારી, રેવચીનું લાકડું ઘસીને સવાર-સાજ લગાડવું.

૩૧-સસણી બાળકને થાય તે દિવસે કારેલીના પાનનો રસ બે તોલા અને હળદર પાચ વાલ મેળવીને તેમાંથી અકેક ચમચી સવાર-સાજ આપવી

૩૨-બાળકને તાણ આવે તે માટે-કાંદામા ઘી મેળવી કપાળ પર લગાડે અને દિવેલાનુ પાન ઉપર બાંધે સવારે બાધી સાંજે કાઢે ૩ દિવસ આ ઇલાજ ચાલુ રાખે

૩૩-બચ્ચાંને ઉપલિયું, ખાંસી-સીતાબ પાનને કેળના પાનમાં વીંટાળી ગળે બાંધવું.

૩૪-સસણી-સીતાબનો રસ અને બાવચીનો રસ મધ સાથે પીવો.

૩૫-સસણી-રતી ગોરુચંદન તથા ૨ વાલ હળદર, નાગરવેલના પાનના રસમાં આપવી.

## બાળકને કરમ

૧-ડીકામાલી અને કાચકાનાં બીનું ચૂર્ણ ૪, વાલ સુખડના ઘસારામાં મેળવી ખાંડ નાખી પાય (એની ટીકડી બની શકે).

૨-પાકા દાડમની તાજી છાલનો ઉકાળો પીએ. કાચકાં સેકેલાં, ધોળાં મરી એક તોલો, બાળેલાં ઝેરકચોલાં તોલો ૦ાા, ઇંદ્રજવ તોલો ૧ાા, તુલસીના રસમાં ચણા જેવડી ગોળી વાળવી. ૧ ગોળી મોટાં માણસને દિવસમાં ત્રણ વાર અને બાળકને બે વાર ખવાડે તો નાના મોટા તમામ કરમ પડે.

૩-કપિલો, વાવડિંગ, રેવંચી સમભાગેનું ચૂર્ણ બે વાલ ગરમ પાણી સાથે પીએ.

૪-વાવડિંગ ૧૦ દાણા, સિંધવ ૦ાા વાલ, હરડે ૧ વાલ, કંપીલો ૦ાા વાલ, આ ચૂર્ણ પાણી સાથે ૧ વાર જ પાવું. કરમ ન પડે તો બીજે દિવસે સવારે પાવુ.

૫-આંબાહળદર ચેવલી પાનના રસમાં ઘસે ૦ા તોલો ઘસારામાં ૧ વાલ સિંધવખાર મેળવી ખાય.

૬- ા તોલો સાદું ટર્પેન્ટાઈન, ૧ તોલો દિવેલની પિચકારી સફરામાં મારે.

૭-જુલાબનું મીઠું ૦ાા તોલો, પાણી ૫ તોલાની પિચકારી સફરામાં મારે.

૮-ગંધકનાં ફૂલ ૧ થી ૨ વાલ દર ૧ કલાકે મધ સાથે ખવડાવવાં.

૯-પલાસપાપડો પાણીમાં ઘસી પાવો.

૧૦-દાડમની કળી અથવા છાલ પાણીમાં વાટી રોજ ત્રણ વાર પાવાથી, પાણી જેવા ઝાડા બાળકને આવતા હોય તે બંધ થાય અને કરમ બહાર નીકળે.

૧૧-કરમાણી અજમો ૧ ભાગ, સાકર ૪ ભાગ, વાવડિંગ ૧ ભાગ એનું ચૂર્ણ ૧ થી બે વાલ મધ સાથે ખવડાવવું.

૧૨-ખુરાસાની અજમો ૦ાા વાલ પાણી સાથે ૭ દિવસ આપવો.

૧૩-વાવડિંગ ૦ાા વાલ પાણી સાથે ૭ દિવસ ખાવું.

૧૪-મકામલીમડાનો રસ અને દિવેલ ચાગ્ચાર વાલ રોજ આપવું.

૧૫-ઘોડાની લાદ લાવી તેનું ચૂર્ણ બનાવી, તે ચૂર્ણને વાવડિંગના કાવાના ૧૦ પટ આપે. પાછા ત્રિફળાના કાવામાં ૧૦ પટ આપે. તેમાંનું ચૂર્ણ ૧ વાલ મધ સાથે આપે.

૧૬-૧ વાલ ડીકામારી ખાંડ સાથે આપે.

૧૭-કંપીલો, વાવડિંગ, કાકચીઆ, ખાખરાનાં બીજ (પીતપાપડો), કરમાણી અજમોના સમભાગે ચૂર્ણને ગોળ સાથે મેળવી ૦। તોલાની ટીકડી બનાવી ખવડાવે.

૧૮-કવચ (ભેરવસીંગ) બે રતી રાતે દહીં સાથે ખવડાવે.

૧૯-ધંતૂરાનાં પાનના રસમાં લૂગડું ભીંજવીને સફરામાં મૂકે.

૨૦-ગુદામાં મીઠાના પાણીની અથવા સમુદ્રના પાણીની પિચકારી મારે.

૨૧-અતિવિષ એકથી બે વાલ ખવડાવે. આ ઘણો સરસ ઇલાજ છે.

૨૨-ખાખરાનાં બીજ, કરમાણી અજમો, નસોતર, કંપીલો, વાવડિંગ, સમભાગે મેળવી ૧ અથવા ૨ વાલ ગોળ સાથે આપે (એની ટીકડી સાકર સાથે બની શકે).

૨૩-૧ રતી એળિયો, ૧ વાલ ગોળ, ૧ રતી હિંગ પાણી સાથે મેળવી પાછલી રાતે ૪ કલાકે બાળકને આપે.

૨૪-કાલીઆપાટનાં બી સેન્ટોનાઈન જેવું કામ કરે છે કરમને તેમ જ શરીરના જીવજંતુને મારે છે.

૨૫-કરમ તથા જીવજંતુ પાકવા દે નહિ પ્લેગ, કૅાલેરા વગેરે ઊડતા રોગો, અને જીવજંતુ થતા બીજા રોગોના વખતમાં વાયવરણની ચા અથવા તેનું ચૂર્ણ રોજ ખાવામાં આવે તો જીવજંતુનો ઉપદ્રવ થવા દે નહિ અને તે આફતમાં આવે નહિ.

૨૬-ચપટા કરમ મોટા માણસને થાય છે તે માટે કંપીલો ૧ પાઈભરથી ૦ાા તોલો ગુલાબના શરબતમાં રાતે ખાવું. સવારે દિવેલ લેવું. અઠવાડિયામાં ત્રણ વાર લેવુ.

૨૭-ચપટા કરમ માટે દાડમડીનાં મૂળની છાલ ૫ તોલા પાણીરાા શેરમાં ૨૪ કલાક ભીજવી રાખે, તે પાણીને ઉકાળી રાખે. એના ૩ ભાગ કરી બબે કલાકે ભૂખે પેટે દરદીને પાવું. કાંઈ પણ દુઃખ સિવાય કરમ પડે. કોઈને એરંડિયું આપવું પડે છે.

### કમળ બહાર ખસે

સ્ત્રીઓનાં કમળ ખસે (ઘસે) તે માટે:

૧-કાળીઆર(કાળાં હરણ)નું શિંગડું બાળી તેની ખાખ કરે. ગોળમાં મેળવી ગોળી બનાવી યોનિમાં મૂકે.

૨-અજમોદ અને જાયફળને અરણીના ઝાડના રસ સાથે મેળવી ગોટી બનાવી યોનિમાં મૂકે.

## સંગ્રહણી–ઝાડા–મરડો–આમવાયુ–અતિસાર

૧–સંગ્રહણીના દરદીને ખાસ તાજી છાશ અને તાજું દહીં વધારે ગુણ કરે છે; કારણ કે તેમાં લેક્ટિટ ઍસિડ હોય છે. ખોરાક ખાવાથી આંતરડામાં જીવજંતુ થાય છે, તેનો લેક્ટિક ઍસિડ નાશ કરે છે.

સંગ્રહણી અસાધ્ય હોય તે સાધ્ય બને. દરદીને ફક્ત છાશ આપવી, બીજું કાંઈ ખાવાનું નહીં આપવામાં આવે તો સંગ્રહણીને ફાયદો થાય. સંગ્રહણી ઘણી મજબૂત હોય તો આ ઇલાજ ઘણો સારો છે.

૨–ઝાડા, સંગ્રહણી માટે–જાંબુનાં પાનનો રસ પીવાથી ફાયદો છે.

૩–ઝાડા, મરડો, સંગ્રહણી, લોહીનું પડવું, એ માટે–નીચલો કડાનો આસવ ૧॥ તોલો દર વખતે દિવસમાં ત્રણ વાર આપવો. આસવ જેમ જૂનો થાય તેમ વધુ ફાયદો આપે છે.

કડાની છાલ ૧૦ શેર, પાણી અઢી મણ ઉકાળીને ચોથે ભાગે આશરે ૨૬ શેર રહે ને ગાળી કાઢવું અને તેમાં નીચે મુજબ નાખવું: સાકર ૧૦ શેર, મધ ૫ શેર, ધાવડીનાં ફૂલ ૬૪, રસાંજન, સામરનો ગુંદર, અરડૂસાનાં મૂળ, મોથ, સૂંઠ, લોધર, વાળો, કાચાં બીલાનો ગર, ઈંદ્રજવ, કડાની છાલ, આંબાની ગોટલી, અતિવિષની કળી, રિસામણીનું પંચાંગ, ચિત્રાનું મૂળ અને ભિલામું દરેક આઠ આઠ તોલા બરણીમાં ભરી તે બરણી ૧ માસ જમીનમાં દાટવી. પછી પીવામાં લેવું. જૂના અતિસારને બહુ ફાયદો આપે છે.

૪–સંગ્રહણી અને લોહી સાથેના ઝાડા માટે ૦। તોલો તલ, માખણ અથવા ઘી સાથે ખાવાં.

૫–પીપર આસવ–શરદી, સંગ્રહણી, નબળાઈ, હરસ, ગુલ્મવાયુ આ દરદો માટે પીપર આસવ ઉપયોગી છે. તે બનાવવાની રીત: ૨૫ શેર ઉકાળેલું પાણી, સાકર ૧૦ શેર, મધ ૫ શેર, પીપર, મરી, ચવક, ચિત્રો, નાગકેસર, વાવડિંગ, લોધર, આમળાં, વાળો, ધોળું ચંદન, લવંગ, તગર, એ સઘળાં ૧ બરણીમાં પેક કરી, તેનું મોં કપડછંદ કરી ૧ મહિનો તડકે રાખવું, પછી બાટલીઓ પેક કરવી.

### સંગ્રહણી આમ, રક્તાતિસાર, અતિસાર–મરડો–અજરાનું દરદ

૬–દરદી છાશ ઉપર જ રહે તો જરૂર ફાયદો થાય.

છાશના ગુણો નીચે મુજબ:

છાશ (તક્ર) ૧ ભાગ, દહીં ૪ ભાગ, પાણીથી બનેલી છાશ દસ્ત રોકે, અગ્નિ ઉત્પન્ન કરે.

ધોળી છાશ, પાણી વગરની, ચીકાશવાળી છાશ વાયુ અને પિત્તને હરે.

મથિત છાશ, પાણી વગરની પણ ચીકાશ કાઢી નાખેલી છાશ કફ અને પિત્તને હરે છે.

ઉદશ્વિત છાશ-૧ ભાગ દહી, ૦ા ભાગ પાણીવાળી છાશ, કફ કરનાર, બળ વધારનાર, શ્રમ મટાડનાર છે

વાત અતિસારમા સિંધવ નાખેલી છાશ ઉત્તમ છે

પિત્ત અતિસારમા ખટમધુરી તથા સાકરવાળી છાશ ઉત્તમ છે

કફ અતિસારમા સૂઠ, મરી સિંધવ, પીપરવાળી છાશ ઉત્તમ છે

હિંગ, જીરાનો વઘાર કરી સિંધવ નાખેલી છાશ હરસ, અતિસારને દૂર કરે

છાશ ખાધા પછી કોઈ દરદીને હાડકામા દુખાવો થાય છાતીએ દાહ બળે, ગળામા કફ થાય ત્યારે સૂઠ, જીરુ, હિંગ, રાઈ સિંધવનુ ચૂર્ણ બનાવી સ્વાદ આવે તેટલું છાશમા મેળવે દરદી જ્યારે છાશનો ઇલાજ શરૂ કરે ત્યારે અને ખાવામા ઓછુ કરે અને છાશ વધારતા જાય રોગી ફક્ત છાશ પર રહી શકે તે સ્થિતિએ આવા તે હદ ચાલુ રાખવા, ફાયદો જણાયા પછી દરદીને ધીરેધીરે ચોખા ખવડાવતા જવુ જ્યારે તુવરની દાળ અને દૂધ એક વાર ખાઈ પચાવી શકે ત્યારે જાણવુ જે દરદી સારો થયો

દવા તરીકે નીચેની ચીજોમાની એક લેવા

૭-રાળનુ ચૂર્ણ

૮-રૂપરસ-શેકેલી ધાભણનુ ચૂર્ણ

૯-મગુસ્તાનનુ ચૂર્ણ (સૂકા બીલા જેવુ થાય છે તે)

૧૦-શેકેલી ભાંગનુ ચૂર્ણ સાકર સાથે ખાય

૧૧-જાયફળ, સૂઠ, અફીણ, ખારેક એનુ ચૂર્ણ બનાવી, તે બરાબર અડાયાની રાખ મેળવે ૧ થી ૩ વાલ ચોખાના ધોવણમા આપે

૧૨-પપૈયાની ચીર ઉપર ટંકણખાર ૪ વાલ મૂકી ખાવુ

૧૩-ગાડરીઆ ઝાપટાના મૂળ ત્રણવાર રોજ પાવા

૧૪-અફીણ, કેસર, સમભાગે મધમા ચોખા જેવડી ગોળી કરી આપે

૧૫-ધાવડીના ફૂલ છાશ સાથે ખાય

૧૬-કોડીની ભસ્મ, ટંકણખાર અકેક વાલ ઘી, સાકર સાથે ખાય

૧૭-ત્રિફળાનુ ચૂર્ણ ૦ થી ૦ા તોલો રોજ બે વાર ખાય

૧૮-કોડીની ભસ્મ, ટંકણખાર, અકેક વાલ ઘી, સાકર સાથે ખાય

૧૯-ત્રિફળાનુ ચૂર્ણ ૦ થા ૦ા તોલો રોજ બે વાર ખાય

૨૦-વડની કૂંપળ સાકર સાથે ખાય

૨૧-શેકેલા ઇંદ્રજવ દહી સાથે ખાય, ખાધા પછી જેને દસ્ત આવે તેણે શેકેલા ઇંદ્રજવની ફાકી મારવી ચાલુ રાખવુ

૨૨-ઉમરડાનુ મૂળ ઘસી પીવુ, અથવા દૂધ પતાસામા ખાય અતિસાર વાયુના, પિત્તના, કફના માટે કડાની છાલને ચોખાના ધોવણમા વાટી ગોળો કરે તે ઉપર જાબુના પાન લપેટે ઉપર ઘઉનો લોટ ચોપડે પછી માટીનુ

પડ કરે. છાણમાં બાફે, કડાની છાલ કાઢી તેનો રસ ાા તોલો મધમાં ૩ દિવસ પીએ.

૨૩-વાવડિંગ અને જેઠીમધ સમભાગે ા તોલો ચાલુ લે તો ઘર કરી બેઠેલું દરદ નરમ પડે.

૨૪-વાયુની સંગ્રહણીમાં પાણી જેવા ઝાડા થાય અને ગાંડ પડે ત્યારે છાશમાં સૂંઠ નાખીને પીએ.

૨૫-પિત્તની સંગ્રહણીમાં પાણી જેવા ઝાડા એકલા થાય ત્યારે છાશમાં સાકર નાખી પીએ.

૨૬-કફની સંગ્રહણીમાં ચીકણા ઝાડા થાય ત્યારે છાશ નિમક સાથે પીવી. છાશ બનાવવાની રીત: દૂધ ઉકાળે, ઠંડું પડે ત્યાં સુધી હલાવે, માટીના અથવા કલઈના વાસણમાં મૂકે. અંદર જરા દહીં તથા છાશ નાખે. આ દહીં ૪ દિવસ ટકે એટલી છાશ બનાવે.

## સળેખમ

૧-સળેખમ-શ્લેષ્મ માટે-કપૂર અને સાકર સમભાગે લઈ ચણા જેવડી ગોળી બનાવી કાળાં મરીના ચૂર્ણમાં રાખવી. રોજ ૩ થી ૬ ગોળી ખાવી. મરી કપૂરને ઊડી જતાં અટકાવે છે.

૨-સળેખમ-ગોળ, ઘી, પીપરીમૂળની રાબડી પીવાથી સળેખમ નરમ પડે છે.

૩-ચીના લોકો સળેખમ થયેલા માણસની આંખનાં ભવાંની વચ્ચેનો ભાગ લાલ થાય ત્યાં સુધી આંગળીથી ઘસે છે તેથી સળેખમ નરમ પડે છે.

૪-સળેખમ માટે-દેશી ખાંડને અંગાર ઉપર મૂકી તેનો ધુમાડો પતરાની ગરણી વતી અથવા કાગળની ભૂંગળી વતી નાકેથી લેવો

૫-સળેખમ, ખાંસી-ભૂંજેલા ચણા અને મીઠું ખાવાથી સળેખમ, ખાંસી નરમ પડે છે.

૬-સળેખમ માટે-અફીણના અર્કનાં વીસ ટીપાં પાણીના મોટા ગ્લાસમાં મેળવી તે પાણી જરા જરા પીએ અને એક કલાકમાં તે પાણી પૂરું કરે.

૭-સળેખમ માટે-દૂધ, સાકર, મરી ગરમ કરી પીવું.

૮-સળેખમ માટે-કપૂરના ટિંક્ચરનાં પાંચ ટીપાં પાણી નાખી પીવાં.

૯-સળેખમ માટે-કપૂર સૂંઘવાથી સળેખમ નરમ પડે છે.

૧૦-સળેખમ થાય નહિ-ઠંડીના દિવસોમાં નાહતી વેળા શરીરે તેલ મસળનારને શરદી થાય નહિ.

૧૧-સળેખમ ઘણું જોરમાં થયું હોય તો-દ્રાક્ષના ઝાડનાં પાનનાં ભજિયાં કરી ખાવાથી સળેખમ નરમ પડે.

૧૨-સળેખમ માટે-કાળાં મરી ા તોલાનું ચૂર્ણ દૂધ ા શેરમાં ઉકાળી પીએ.

૧૩-સળેખમ મટે-મરી, અજમો, ખસખસ સમભાગે મેળવી ભૂંજીને ચૂર્ણ બનાવે. ૦ાા થી એક તોલો ચૂર્ણ ફાકે.

૧૪-આડ કટોરાનું પાણી પીવું. [બનાવવાની રીત-જુઓ 'કટોરાનું પાણી.']

૧૫-સળેખમ મટે-સરસિયું તેલ નાકે લગાડ્યા કરે.

૧૬-સળેખમ મટે-રાતે સૂતી વેળા કાચો કાંદો ખાવો.

૧૭-સળેખમ થયેલું મટે-હળદરની ધૂણી લેવી.

૧૮-સૂંઠ, મરી, લીલી ચા વગેરેની ચા બનાવી ગરમ ગરમ પીવી. ઠંડું પાણી પીવું નહિ. સળેખમ જરૂર મટે.

૧૯-સૂંઠ, મરી, પીપરનું ચૂર્ણ ૦ા તોલો ઘી અને જૂનો ગોળ સાથે મેળવી રોજ ત્રણ વાર ખાવું.

૨૦-સૂતી વખતે શેકેલા ચણા અથવા ચણાનાં ભજિયાં ખાવાં.

૨૧-આકડાનાં મૂળની છાલ અને જેઠીમધ સમભાગે મેળવી તેના સરખે વજને સાકર લઈ તે ચૂર્ણના બે વાલ દર ૩ કલાકે લેવું.

૨૨-મીઠું બારીક વાટી સૂંઘવું.

૨૩-જાયફળ વાટી કપાળે લેપ કરવો.

૨૪-રાતે ગરમ પાણીમાં રાઈ નાખી તેમાં પગ બોળવા. પાણી ઠંડું પડે તો બીજું ઉકળતું પાણી નાખવું. ૨૦ મિનિટ પગ બોળી રાખ્યા પછી ગરમ ચા પી સૂઈ જવું.

૨૫-સળેખમ થયું હોય તો તેને સૂંઠની ચા પાવી. ગરમ ઉકળતા પાણીમાં સૂંઠ છૂંદીને નાખવી, ૦ા કલાક પછી પીવી.

૨૬-દૂધમાં ૦ા તોલો હળદર અને ખાંડ ઉકાળીને પીવી.

૨૭-વછનાગના ટિંક્ચરનું એક ટીપું ગરમ પાણી સાથે દર કલાકે ચાર વાર પીવું.

૨૮-સળેખમ, અડગરી, ખાંસી માટે-ઘીનો ધુમાડો નાકેથી લેવો અને અજમાના ચૂર્ણની પોટલી સૂંઘ્યા કરવી. નવસાર નાકે સૂંઘવાથી સળેખમ નરમ પડે છે.

૨૯-સળેખમ મટે-મરી, ગોળ અને દહીં ખાવાથી સળેખમ મટે.

૩૦-સળેખમ શરદીથી થયું હોય ત્યારે-એલચી અને લવિંગ ચાવી મોઢામાં રાખે.

૩૧-સળેખમ થવા પછી ૨૪ કલાક સુધી પાણી અને પ્રવાહી ખોરાક લેવો નહિ. ઠંડું પાણી પીવાથી સળેખમ વધે છે. ગળાની આસપાસ કપડું જોરથી વીંટાળવું. નાકમાં દિવેલ લગાડવામાં ફાયદો છે. દિવેલને બત્તી ઉપર ગરમ કરી લગાડવું.

૩૨-દાડમની છાલ ૦ા તોલો ચાવી ચાવીને રસ ગળવો. દિનમાં ૩ વાર

છાલ લેવી. આથી સળેખમ આગળ વધે નહિ અને ઠાંસો થવા પામે નહિ.

૩૩-૦ા તોલો મરીને અંગાર ઉપર મૂકી મોઢા ઉપર ધુમાડો લેવો.

૩૪-લવિંગનો ભૂકો બે આનીભાર મધ સાથે રોજ બે વાર લેવો.

૩૫-તજના ચૂર્ણનો લેપ નાકે અને કપાળે કરવો.

૩૬-લવિંગ, મરી, બહેડાની છાલ, દરેક એક ભાગ, ખેરસાલ ૩ ભાગ, એની એક વાલની ગોળી ૩ મોઢામાં રાખી રસ ગળે. દિવસમાં ત્રણ વાર.

૩૭-લીંડીપીપર, પદ્મક લાખ, ભોંયરીંગણીનાં પાકેલાં ફળ સમભાગે લેવાં. તેના ચૂર્ણમાંથી બે વાલ લઈ મધમાં અથવા ઘીમાં લે.

૩૮-નાક અને મોઢા ઉપર શેક કરે.

સળેખમનો બલગમ નાક વાટે નીકળે, પાતળો બલગમ નીકળે તે ગરમીથી સમજવો. જાડો બલગમ નીકળે તે ઠંડીથી.

## સનેપાત

૧-સનેપાત થાય તેનો ઇલાજ-૩ શેર જુવારના આટાની એક રોટલી કરે. તે રોટલી કોઈ માટીના વાસણમાં મૂકે, અંદર ૩૦ શેર (૦ાા મણ) પાણી નાખે, પછી તેનું મોં બંધ કરી તડકામાં ૭ દિવસ મૂકે, પછી ગોળ શેર ત્રણ તે માટલામાં નાખે. ૭ દિન તે વાસણ ફરીથી તડકે રહેવા દે. મોં બંધ રાખે. ૨૧મા દિવસે (રવિવારે) ૧૦ શેર લોઢું લાલ ગરમ કરી તે માટલામાં મૂકી દેવું. તેને ૭ દિન તડકે રાખવું. પછી ગાળીને બાટલીઓ ભરી તેમાંનું પાણી ૩ થી ૫ તોલા પીવામાં લેવું. (જુવારનો આસવ બને છે.)

૨-સનેપાતનો ઇલાજ-કાળા ધંતૂરાનાં પાન એક તોલો લેવાં. તેની બંને બાજુએ ચૂનો લગાડી માટીના એક વાસણમાં બંધ કરી સળગાવી તેની રાખ કરવી અને તે રાખમાં પીપળાનું મૂળ ૩ તોલા બારીક કરી નાખવું અને તેમાંનું ચૂર્ણ બે વાલ રોજ ખાવું.

ઉપાય બીજો-ધંતૂરાના રસને ગાયના માખણમાં મેળવીને દરદીને શરીરે મસળવું.

૩-સનેપાત માટે-(કૂકડપાડા) તૂરિયાંનાં બીજ, અરીઠા, સમુદ્રશોષનાં બીજ, કાંટાના બીજના ચૂર્ણને ઘી સાથે એકેક વાલની ગોળી વાળવી. દરદીની શક્તિ જોઈ એક, બે, કે ત્રણ ગોળી દિવસમાં ત્રણ વાર આપવી. મરતી વખતના સનેપાતને પણ ફાયદો થાય છે. આ દવા અજાયબ ગુણ ધરાવે છે.

સમુદ્રફળ-સમુદ્રફળને પકવવાની રીત-સમુદ્રફળ ૧ શેરને ગાયના બશેર દૂધમાં ઉકાળે. દૂધ બળી રહે ને ૨ શેર ગાયના મૂત્રમાં ઉકાળે. પછી ૨ શેર બકરીના મૂત્રમાં ઉકાળે. પછી વાપરે તો દવાનો ગુણ ઘણો વધે.

સનેપાત-સુરતી માટે-આકડાનાં પાન ગરમ કરી માથે મૂકે તો ફાયદો થાય.

૪-સનેપાત-તાવ માથાનો હોય તે માટે વછનાગ ૧ તોલો, મરી ૩ તોલા, અડાયાંની રાખ ૧૬ તોલા મેળવી શરીરે લગાડે.

૫-કળથી અથવા અળસી શેકી ભૂકો કરી શરીરે મસળે અથવા શેકેલા ચણા, અજમો, વજ, સૂંઠ, શરીરે ઘસવી.

૬-સનેપાત માટે-પીપળાના ઝાડની વડવાઈ તથા જાવંત્રીની ગોળી બનાવી આપે છે.

૭-સનેપાતના તાવમાં પીવાની દવા-ભોંયરીંગણી અથવા કરિયાતું, ગળો, સૂંઠનો ઉકાળો પાવો. અથવા ફુલાવેલો નવસાર બબ્બે વાલ કરિયાતાની ચામાં આપવો તથા અક્કલકરો, ઉપલેટ સૂંઠના ઉકાળામાં પાવું.

### સનેપાત-નાસભાગ-લવારો-બકારો

૮-ત્રિદોષ પછી બગડેલા દરદીને ભોંયરીંગણીનો અર્ક રસ ૧ તોલો પાવો. કફ મોં વાટે નહિ પણ ઝાડા વાટે નીકળે.

૯-ત્રિદોષ પછી શરીર ઠંડું થાય, તો મોરના ચાંલ્લાની રાખ ૦। થી ૦॥ વાલ મધમાં આપે, તરત ગરમાવો આવે. સીતાફળીના પાનનો રસ પાણી સાથે વાટી કાઢવો. ૬ તોલા સામટો ૧ તોલો મધ સાથે પીએ. ૧ કલાકમાં સનેપાત બેસે.

૧૦-એમાં જંતુ મારવાનો, ઊંઘ લાવવાનો ગુણ છે. દસ્ત (ઝાડો) સાફ આવે, મગજ શાંત રહે. સેંકડો દરદી સારા થયા છે.

## સરકો

સરકાની બનાવટ-ધાન્ય આમ્લ, ફોતરાં વગરનું કોઈ પણ અનાજ, અડદ, મગ, ચોખા, ઘઉં, જવ વગેરે કોઈ પણ ૧ જાતનું અનાજ ૧ શેર અને પાણી ૮ શેરમાં મેળવી વાસણનું મોં ૧૫ દિવસ બંધ રાખે. તેને ગાળી સરકો બનાવે. કોઈ પણ ઝાડનું મૂળ, પાન, ફૂલ, દરાખ વગેરે ૧૦ દિવસ એમાં ભીંજવી રાખવાથી તેનો કસ એ સરકો ખેંચે છે.

### સ્ટાર્ચ બનાવવાની રીત

કોઈપણ અનાજના આટાને પાણીમાં ભીંજવી રાખે, પછી કપડાં વતી ગાળી, સફેદ પાણી નીકળે તે સ્ટાર્ચ છે. નવું પાણી આટાના છૂંદામાં નાખી ફરી મસળે અને જ્યાં સુધી પાણી દૂધ જેવું સફેદ નીકળે ત્યાં સુધી ગાળે; બાકી જે ચીકણો પદાર્થ રહે તેને ગ્લુટણ કહે છે. આ ગાળેલા પાણીને કાઢી નાખે; માવાને લૂગડાંની ઝોળીમાં નાખે, અને પાણી ગળી રહે ત્યારે તે લોંદાને તડકે સૂકવે. મકાઈ, ચોખા, તાડના ગાભા, ઘઉં, જવ, ઘણી જાતના કંદમાંથી સ્ટાર્ચ નીકળે. સ્ટાર્ચને વાસણમાં મૂકી ગરમ કરે તો તેનું રૂપ બદલાય છે; ડેકસ્ટ્રાઈન થાય છે તે ગુંદરની માફક ચીકાશવાળો છે.

જે ખોરાકમાં સ્ટાર્ચ વધારે હોય તે ખોરાકને ચાવી ચાવીને ખાવાથી જીભે મીઠાશ લાગે.

## શરીર ફૂલે-શરીરે ચરબી-

૧-પીપર, મરી, સૂંઠ, પીપરીમૂળ, ધાણા, વરિયાળી, મોટી હરડે, એનો ઉકાળો કરે, તે ઉકાળાને વધુ ઉકાળી ઘટ્ટ બનાવે તેમાં ૦। અથવા ૦॥ તોલો દિવસમાં ત્રણ વાર પીએ તો ફૂલેલું શરીર નરમ પાડે.

૨-શરીર ફૂલે-કોઈ ઝેરી જાનવરના ડંખથી શરીર ફૂલી આવે તો દૂધેલીનું મૂળ છાશમાં ઘસી લગાડે તો તરત સોજો નરમ પડે-ફૂલ બરોળ મટે, પેટના વ્યાધિ દૂર થાય. દૂધેલીનાં ફૂલ અને ખારેક સમભાગે લઈ તેના ચૂર્ણની ગોળી ચણા જેવડી બનાવી તે રોજ એક ખાય તો હોજરીની બીમારી સારી થાય અને બરોળનો સોજો જલદી નરમ પડે.

૩-આ વેલો જમીનમાં ડૂબતો રહે છે, ફક્ત પાંદડાં જમીન પર રહે છે, પાંદડાં એક બાજુથી લાલ રહે છે. પાણીવાળી જગા પર થાય છે.

શરીર જાડું થાય-જવાસો અને દૂધ રોજ લેવાથી શરીર જાડું થાય.

## શરીરે ગરમી આવે-સુસ્તી ટળે-જાગૃતિ રહે

૧-શરીરે ગરમી આવે-ઈંડાની કાચી દાળ એક તોલો, બ્રાન્ડી ૦॥ તોલો અને ૩ તોલા પાણીની મેળવણી કરી દરદીને ગરમી લાવવા માટે આપે છે.

૨-શરીરે ગરમી લાવે-તાવમાં પરસેવો લાવનારી દવાથી શરીર ઠંડું થાય, નબળાઈ જણાય અને હૃદય નબળું પડે ત્યારે જેઠીમધ ખવડાવવાથી ગરમી અને શક્તિ આવે.

૩-ડુંડાં આસડો જેવાં કે ડાએફોરેટિક દવાઓ અને એન્ટી ફેબ્રિન આપ્યા કરવાથી દરદી શરીરે નરમ પડી જાય છે અને ઠંડો પડે છે; જેઠીમધ આપવાથી ગરમી આવીને દરદી હોંશિયાર થાય છે.

૪-શરીરે જાગૃતિ રહે-કોફીનો કાવો ગરમ છે. ઊંઘને કાપે છે. અંગમાં સ્ફૂર્તિ લાવે છે.

કૉફીમાં ચિકોરી ભેળવે છે. કોફી ઠંડા પાણીમાં રંગ આપે નહિ. ચિકોરી ઠંડા પાણીમાં રંગ આપે છે. એટલે ચિકોરી સાથેની કોફી પાણીમાં નાખે તો જરા રંગ પાણીમાં ઊતરે છે.

૫-કૉફીને બદલે કુંવાડિયાનાં બીને શેકીને તેનો ભૂકો વેચવામાં આવે છે અને તે કોફીના જેવો સ્વાદ આપે છે.

બીજાં હલકાં અનાજ બાળી ભૂકો કરીને કૉફીમાં મેળવે છે.

૬-સુસ્તી ટળે-આવળના છોડના ફૂલની ચા બનાવી પીએ તો કોફીના જેવો ગુણ આપે છે.

## શરીરે ચળ આવે

શરીરે ચળ આવે તે મટે-લીમડાના પાનનો ધુમાડો આપવો.

## શરીરે શૂળ મારે

૧-શળ એટલે શરીરમાં ખીલા મારે તે વાયુથી ઉત્પન્ન થતાં શળ પેડુમાં લાગે, પિત્તથી ઉત્પન્ન થતાં શળ ડૂંટીમાં લાગે. કફથી ઉત્પન્ન થતાં શળ સાંધાઓમાં લાગે. એ દરદ માટે સાબરશિંગની ભસ્મ ૦। તોલો, હિંગ ૧ વાલ ઘી સાથે મેળવી રોજ ખાય તો દરેક જાતનાં શળ નરમ પડે.

૨-સાબરશિંગ ૧ આખો દિવસ કુંવારના રસમાં ભીંજવી રાખવું. પછી તે સાબરશિંગું કુંવારના પોતામાં મૂકી તે કુંવારને પાછો બાંધી લેવો. તેને છાણમાં મૂકી બાળવો. ચૂના જેવી ફાક થાય તે ખાવામાં લે.

૩-શરીરે બળતી દાહ મટે-લીમડાની કુંપળને વાટી પાણીમાં વલોવતાં જે ફીણ આવે તે શરીરે લગાડે.

૪-શરીરે ગરમી આવે-મીઠું તેલ ૧ શેર અને સિંધાલૂણ ૦। શેર ઉકાળીને શરીરે મસળવું.

૫-સૂંઠ ૩ ભાગ, અજમો ૫ ભાગ છૂંદી તેનો ભૂકો શરદીવાળી જગાએ મસળવો. કળતર પણ દૂર થાય. શરદી પણ નરમ પડે.

૬-સાંધામાં, છાતીમાં અથવા પેટમાં શળ મારે તેનો ઇલાજ-સુરવાળા કરી એક જાતનું ઘાસ થાય છે. તેની ટોચ કાળા રંગની છે. તે ટોચ કાંટાવાળી અને ચાર આંગળ લાંબી રહે છે. તેનો ઉકાળો કરી પીવાથી ગમે તેવું શળ હોય તે નરમ પડે છે. શળ મટાડવાના અતિ અદ્ભુત ચમત્કાર એમાં છે.

પાંસળામાં અથવા સાંધામાં શળ મારે તો મરીકંઠાનું મૂળ પાણીમાં ઘસી લગાડે. ટિંક્ચર આયોડાઈનનું કામ કરે.

## શરીરે ચિત્રી પડે

શરીરે ચિત્રી પડે તે માટે-કુંવાડિયાનાં બીને મૂળાના રસમાં વાટી લગાડવું.

## શરીરનો દુખાવો

૧-દુખાવો-શરીરના કોઈ પણ ભાગ ઉપર દુખાવો થાય ત્યારે વડનું દૂધ લગાડે છે.

## શરીરે આકરાં

૧-આકરાં શરીરે આવે તો બકરીનું દૂધ, માખણ અથવા ઘી ખૂબ ઘસવાથી આકરાં બંધ પડશે. વધુ વખત આ ઇલાજ ચાલુ રાખવાથી ફરીથી આકરાં આવશે નહિ.

## શરીરે ચસકા

૧-શરીરે ચસકા મારે, ખેંચતાણ થાય તો-ભોંયરીંગણીનો ધુમાડો શરીર પર લેવો.

## શરીરે ઠંડી ભરાય, શરીરે શરદી

૧-કટોરાનું પાણી પીવાથી ઠંડી મટે-જુઓ 'કટોરાનું પાણી.'

૨-શરદી જાય, ગરમી આવે-સમુદ્રશોષ, જાયફળ, જાવંત્રી, લવિંગ સમભાગે લઈ પાનના રસમાં ચણીબોર જેવડી ગોળી કરીને રોજ ખાવી.

૩-ઠંડી મારે, શરીર દુખે તે માટે-૨ ટીપાં ટિંક્ચર એકોનાઇટ પંદર પંદર મિનિટે પાણી સાથે આપવામાં ફાયદો છે.

૪-હાથે-પગે શરદી લાગે તો વેંગણાને છોલી કટકા કરી પાણીમાં ૪ કલાક સુધી ભીંજવવા. તે પાણી હાથ-પગને મસળવું.

૫-શરદી પાણીમાં ભીંજાવાથી લાગે તો સૂંઠ, ગોળ, ઘી ચાટવાથી ગરમાવો આવે છે.

૬-શરીરે ગરમી લાવવા માટે-શરીરે સૂંઠનો ભૂકો ઘસે છે.

૭-શરદી માટે-શરીરે શરદી હોય તો મરીનો ભૂકો મસળવો.

૮-સૂંઠ ૩ તોલા શેકેલો અજમો ૧ તોલો, ગોળ તોલા ૮, ઘી તોલા ૨, ગોળ ઘીનો પાક કરી વસાણું મેળવી કટકા બનાવી ખાવામાં લેવાં.

૯-બેલેડોના ટિંક્ચર ૫ ટીપાં પાણી સાથે લેવાં.

૧૦-સોનામુખી ॥ તોલો સાકર સાથે રોજ ખાય.

૧૧-ચોમાસાની હવાથી ઠંડી લાગે તો પીપરીમૂળના ગંઠોડાનું ચૂર્ણ અરધો તોલો ખાય.

૧૨-લસણ, રાઈ, સરકો, એનું પ્લાસ્ટર બનાવી પગના તળિયામાં અથવા ટેટાં ઉપર મૂકે, ન ખમાય તો કાઢી નાખે. છાગરો પડે તો અડચણ નહિ.

૧૩-લીલી માખ સરકામાં વાટી લેપ કરે.

૧૪-ચિત્રો અથવા જમાલગોટાનાં બી પાણીમાં વાટી લેપ કરે, તો ફોલ્લા ઊઠી શકે.

૧૫-શરીરે શરદી-તેના ઇલાજ:

ખસખસના પોસ ॥ તોલો, સૂંઠ, ધાવડીનાં ફૂલ દરેક ॥ તોલો પાણી ૬ શેરમાં ઉકાળી, ૧ શેર રાખે તેને ગાળી, ॥ શેર પાણી સૂતી વેળા ૩ દિવસ પીએ તો નજલાની નિશાની રહે નહિ.

૧૬-તુળસીનાં પાનની ચા પીવી, તેમાં ૫ મરી નાખવાં.

૧૭-અગથિયાના ઝાડનાં ફૂલનો રસ સૂંઘે.

૧૮-ઘોડાવજ પાણીમાં ઘસી નાકે લગાડે.

૧૯-માથા ઉપર ગરમ દિવેલ ઘસે અથવા અફીણનો ઘસારો કપાળે અને માથા પર લગાડે

૨૦-કાયફળનુ ચૂર્ણ જરા સૂઘે (ઘણુ સૂઘે તો નાક વાટે લોહી પડે)

૨૧-કપૂર અને સાકર સમભાગે ચણા જેવડી ગોળી બનાવી, તેને મરીના ચૂર્ણમા મૂકી હલાવે, અને તેમા જ સૂકવે ૩ થી - ગોળી રોજ ખાય

## શરીરની ચામડી ઠંડીથી ફાટે

પગમા ચીરા પડે ત્યારે-વડનુ દૂધ લગાડવાથી ફાયદો થાય છે

ઠંડીમા હાથ-પગ ફાટે ત્યારે-અંજીરીના પાનની રાખ મસળે

### હાથ ફાટે, તજા ગરમી, ચામડી ફાટે, ચરણવિદારણ

૧-રાળ ૨ તોલા, મીણ ૧ તોલો, ગોળ ૩ તોલા, ઘી ૨ તોલાનો મલમ લગાડે

૨-આબાના ઝાડનો ચીક લગાડે

૩-પારાનો માખણિયો મલમ લગાડે

૪-સિંધાનૂણ, ગેરુ, સાબુ મીઢોળની છાલ, મીણ, ઘીનો મલમ લગાડે

૫-મૂળાનો રસ લગાડે

## શરીરે શીતળા થાય નહિ

શીતળા થાય નહિ-સામરનો રસ, સફેદ ચદન અને જેઠીમધ સમભાગે ઘસીને એક તોલો ખાય તો શીતળા નીકળે નહિ

### શીતળા-બળિયા

૧-કાળા સુરમાનુ ચૂરણ ખાવામા આપે તો શીતળાનુ જોર કમી થાય

૨-લીમડાના પાન કૂમળા, જેઠીમધ સમભાગે ૧ વાલની ગોળી શરૂઆતથી અપાય તો શીતળાનુ જોર નરમ રહે

૩-શીતળાની અગન થાય તો નુખડ ઘસીને લગાડે, અગન નરમ પડે

૪-શીતલા પછી શરીરે ચાઘ પડે તો કાળીજીરી (કડવી જીરી), બાવચી (આજ ગાજ નામી), કુવાડિઆના બી, આબાહળદર, આમળા ગોમૂત્ર સાથે પલાળી તેનો લેપ કરવો

## શરીરે સુખાકારી રહે-ઓલપેન્કયુર
## શરીર નીરોગી રહે-ઘડપણ જલદી ન આવે

૧-શરીર નીરોગી રાખવા માટે નીચલા ઉપાયો કરવા

હરડા, બહેડા અને આમળાનો સમભાગે ભૂકો કરી ૦॥ તોલો એક વરસ સુધી ચાનુ ખાવાથી શરીરે રોગ થતો નથી

૨-ત્રિફળા, જેઠીમધ સમભાગે એકેક તોલો મેળવી તેનાં પડીકાં આઠ કરવાં અને તેમાંનું ૧ ભૂખે પેટે દૂધ, ઘી અથવા મધ સાથે લેવું. એક વરસ સેવન કરવું.

૩-ત્રિફળા તોલો ૦I, ઘી તોલો ૦II સવારે રોજ ખાવું.

૪-ત્રિફળા અને પીપર સમભાગે મેળવી ૦I તોલો ઘી સાથે લેવું.

૫-૩૬૦ રોગ ટળે-ગ્રીંઝોટાની છાલ, નગોડનાં મૂળની છાલ, થોરની દાંડી, પીપરીમૂળની છાલ, છાયામાં સુકવી તેની ભૂકી હથેળી ભરી ફાકી મારવી.

૬-રસાયણ ચૂર્ણ, ઘડપણ જલદી ન આવે-આમળાં, ગોખરુ, ગળોનું સમભાગે ચૂરણ બનાવી ૦II તોલો રોજ બે વાર બહુ લાંબો વખત ખાયા કરે.

૭-નીરોગી રહે-સઘળાં દરદો હરે-સૌથી સરસ ટોનિક-હરડાં, બહેડાં ને આમળાંનું ચૂર્ણ ૭ ભાગ, (શેરની ૪૦ વાળી) હરડે ૧ ભાગ અને હીરાકસી ૧ ભાગ મેળવી તેનું ચૂર્ણ ૦I તોલો બપોરે ખાવા પહેલાં ૩ કલાક આગળથી ખાય; અને રાતે ખાધા પછી ૩ કલાકે ખાય, સાથે ઘી, મધ અને સાકર લેવી; (ઘી અને મધ સરખાં વજને કોઈ વખતે ખાવું નહિ.) ઉપરથી ૦II શેર દૂધ પીવું. આ ચૂર્ણ કાયમ લેવાનું ચાલુ રાખવું.

૧૦-તંદુરસ્તી આવે, નીરોગી થાય-જીલ ઝાડની છાલ, નગોડનાં મૂળિયાંની છાલ અને તેની ડીરીનું સમભાગે ચૂર્ણ બનાવે, તે ચૂર્ણના ચોથા ભાગે પીપરીમૂળ મેળવે. તેમાંથી ૦I તોલો ચૂર્ણ ભૂખે પેટે રોજ ખાય અને સેવન કરે.

મરદને શક્તિ આવે, ઘડપણની નબળાઈ દૂર થાય, વીર્યનો વધારો થાય, મગજની શક્તિ વધે, કુટેવથી થયેલી નબળાઈ સારી થાય, ગર્ભસ્થાન સુધારે, શરીરે કૂલેલી સ્ત્રીને ફાયદો આપે-આટલાં દરદો માટે આસન સારું ગણાઈ ચૂક્યું છે. ૦II અથવા ૧ તોલો આસન ૦II શેર પાણીમાં એક રાત ભીંજવી રાખી સવારે ૦II શેર દૂધમાં ઉકાળી રોજ પીવું. જો ફાવે તો ૦II તોલો ચોખ્ખું ગાયનું ઘી નાખી પીવું.

આસંધનો અર્ક અને વાઈન તૈયાર બનાવી લેવાતી દવા તરીકે વેચાય છે. તેના ગુણો નીચે મુજબ જણાવ્યા છે:

Asandh Wine is the best pick me up. It has been recognised as the best Tonic in nervous debility, Exhaustion, Loss of memory, Brainfag, Dimness of sight, Confusion of ideas, Loss of vigour, Pulpitation of heart, sleeplessness, Incapacity of study or business.

## સીળવા-શીતપિત્ત-શીળસ

મચ્છર કરડે ને ચામડી ઉપર ઢીમણાં (ઝામડાં) થાય છે, તેવું થાય, અજવાળ આવે, સોય ભોંકાતી હોય તેમ લાગે ત્યારે-

૧–સોનામુખી અથવા હરડેનો હલકો જુલાબ આપવો.

૨–લઘુ નારાયણ ચૂર્ણ (પીપર ૧, નસોતર ૪, સાકર ૪ નું ચૂર્ણ) આપવું મધ સાથે.

૩–કાળાં મરીનું ચૂર્ણ બે આનીભાર ઘી સાથે રોજ બે વાર આપવું.

૪–આખા શરીરે અડાયાંની રાખ ચોપડી ઘેટાંના વાળના કામળામાં સુવાડવું.

૫–હુક્કામાં પીવાનો ગડાકુ બનાવનાર, ગડાકુ બનાવી રહે પછી પોતાના હાથ ધોવે તે હાથ ધોયેલું પાણી શરીરે લગાડે તો તાત્કાલિક ફાયદો થાય.

૬–ગરમાળાના ૫ ચકનો ઉકાળો પીવો.

૭–પાપડીઓ ખાર અને હળદર સમભાગે ચૂર્ણ ૦ા તોલો પાણી સાથે પાવું અને એનુ પાણી શરીરે ચોપડવુ.

૮–કાંદાનો રસ ચોપડવો.

૯–ઘોડાવજ, સોનાગેરુ, જૂનો ગોળ મેળવી શરીરે લગાડે.

૧૦–ઘઉ નો મેંદો (પરચુલી), કપૂર કાચલી, વડાગરું મીઠું પાણી સાથે લગાડે.

૧૧–આવળનાં મૂળની છાલ અથવા ગળજીભી, અથવા ઇંદ્રવારણાનું મૂળ પાણી સાથે ઘસી સાકર સાથે પીએ

## સ્ત્રીની ઓકારી

૧–અજમો અને ખસખસનું ચૂર્ણ અડગરી, હાંફણ, મગજની નબળાઈ, ઘૂમરી અને ગર્ભવાળી સ્ત્રીઓની ઓકારીને ફાયદો કરે છે.

૨–ઓકારી ગર્ભવાળી સ્ત્રીને હોય તો ઉમરાનાં પાકાં ફળ ખવડાવવાં.

૩–ગર્ભવાળી સ્ત્રીને ઓકારી માટે ઓથમી જીરું અને લીંબુનો રસ મેળવી ખવડાવવું.

૪–ગર્ભિણી સ્ત્રીને ઊલટી થાય ત્યારે કલંભો ૧ થી ૪ ખવડાવવો.

૫–ગર્ભવાળી સ્ત્રીને ઊલટી મટે–૦ાા તોલો ધાણા અને ૦ાા તોલો સાકરને ચોખાના ધોવણમાં વાટી પીવું.

૬–હમેલવાળી સ્ત્રીને પેટમાં દુખાવો થાય તો તુરિયાંનું ફૂલ ૧ પાણી સાથે વાટી સાકર સાથે ખવડાવે. ફૂલ ન મળે તે મૂળિયું ઘસીને પિવડાવે.

૭–ગર્ભવાળી સ્ત્રીની ઓકારી મટે–આવળની સીંગ ૦ા તોલો ગાયના દૂધમાં વાટી સાકર સાથે ખવડાવવી.

૮–ગર્ભણીને ઊલટી મટે–બીલાના ગરને પાણીમાં મેળવી પાવો.

૯–બીલાંનું શરબત પાવું. અથવા કાચાં સૂકાં બીલાંનું ચૂર્ણ અને સૂંઠ સમભાગે ૦ાા તોલો ખવડાવે.

૧૦–ધાણા પાણી સાથે વાટી પાવા, અથવા કોથમીરનો રસ ૦ાા તોલો પાવો.

૧૧–તરવડાનાં ફૂલ ૧ તોલો દૂધ સાથે પીવાં.

૧૨–લવિંગનું તેલ વિલાયતી ચોખ્ખું ૭ ટીપાં ખાંડ સાથે ખાય.

## સ્ત્રીના પેટમાંનું છોડ નીકળે

૧-સ્ત્રીના પેટમાંનું છોડ નીકળે-વંસલોચન, ઉપલેટ, જીરું સમભાગે લેવું. તેમાંથી ૦ાા તોલો ૭ દિવસ લેવું.

૨-સ્ત્રીના પેટમાં છોડ હોય તે પડે-એકેક તોલો કાળા તલ, સફેદ તલ પાણીમાં ઉકાળીને ૭ દિવસ પીવા.

**સ્ત્રીના પેટમાંનો છોડ-સ્ત્રીનો ગર્ભ સુકાઈ જાય-છોડ બાઝે**

૩-સ્ત્રીઓનો ગર્ભ સુકાઈ જાય તેને છોડ બાઝે એમ કહે છે. સુકાયેલા છોડ કવચિત્ ઘણે વખતે પાછો ખીલે છે, પેટ મોટું થાય છે. વળી છોડ પાછો સુકાય, એવી હાલત હોય ત્યારે ઉપાય એક જ છે. ઉંદરકનીનો રસ ૪ તોલા પીએ. સવાર-સાંજ પીધા કરે તો છોડ પીગળી જાય.

## ગર્ભિણી સ્ત્રીને લોહી પડે

૧-ગર્ભિણી તથા સુવાવડીને લોહી પડે તો તલ, જવ અને સાકરનું સમભાગે ચૂર્ણ કરી મધમાં ખવડાવવું.

## હમેલવાળી સ્ત્રીને પેટમાં દુખાવો

૧-હમેલવાળી સ્ત્રીને પેટમાં દુખાવો થાય તો તુરિયાનું ફૂલ ૧ પાણી સાથે વાટીને ખવડાવે. ફૂલ ન મળે તો મૂળિયું ઘસીને પિવડાવે.

## સ્ત્રીનું દૂધ તપાસવાની રીત

૧-પાણીથી ભરેલા ગ્લાસમાં સ્ત્રીના દૂધનું ટીપું પાણીની ઉપર રહે તો દૂધ વાયુથી ખરાબ થયેલું સમજવું. દૂધનો રંગ પીળાશ પર હોય તો પિત્તવાળું જાણવું. દૂધનું ટીપું પાણીની નીચે બેસે તો કફવાળું જાણવું.

## સ્ત્રીનાં થાનનાં દરદો-છાતી પાકે

૧-ઓરતના થાનની દરેક ઈજા માટે-ઇંદ્રવરણાનું મૂળ ૧ તોલો પાણીમાં ઘસીને છાતીએ લગાડે.

સ્ત્રીની છાતી પાકે તે માટે હળદર અને લોધરને પાણીમાં વાટી લેપ મારવો. સમુદ્રશોષનાં પાન છાતી પર બાંધવાં. જૂઈનાં પાન ઘીમાં વાટી લેપડી મૂકવી. હળદર અને ધંતૂરાનાં પાનની લેપડી મૂકવી. પીપળાની છાલ જરા શેકીને ચૂર્ણ કરવું. તે ૦ાા તોલો ચૂર્ણ ૦ાા શેર પાણીમા નાખવું. લોખંડનો ટુકડો લાલ થાય ત્યાં સુધી ગરમ કરી તે પાણીમાં બોળવો. આવું છમકારેલું પાણી રોજ તાજું બનાવી બે વાર પીવું.

૨-સ્તન પાક-સ્ત્રીની છાતી પાકે, ધાવણની ગાંઠ બંધાય એ માટે-*ઇંદ્રામણાંના મૂળને પાણીમાં ઘસીને છાતીએ ચોપડે.*

૩-સ્ત્રીની છાતીની ડીંટડી પાકે, રસી નીકળે અને વાસ મારે તો તે ઉપર અંજીરની પોટીસ મૂકવી. લીલાં અંજીર ન મળે તો સૂકાં વાપરવાં.

૪-સ્ત્રીના થાન પર સોજો-પારસપીપળાનાં પાનનાં વરાળિયાં ગરમ ગરમ બાંધે. વરાળિયું ઠંડું પડે ને બીજું તરત મૂકે.

## સ્ત્રીના થાનનાં દરદો-દૂધ કમી થાય

૧-સ્ત્રીના થાનમાં દૂધ ઊભરાઈ જાય તેને કમી કરવાનો ઇલાજ નીચે મુજબ છે-ફ્સ મુકાવવી અથવા લાખ, ઓદારસીંગ વાટીને થાન પર લેપ મારવાથી દૂધ કમી થશે.

૨-સફેદ જીરું ખાવામાં ઘણું આપવું અને સરકામાં મેળવીને તેનો થાન પર લેપ કરવાથી દૂધ કમી થશે.

૩-મસૂરની દાળ પાણી સાથે પકાવી તેમાં સરકો નાખી સ્ત્રીને ખવડાવવું અને તેજ દાળ થાને ચોપડવાથી દૂધ કમી થશે

૪-ઇસબગુલનો માવો થાન ઉપર મૂકવાથી દૂધ કમી થાય છે.

૫-સિતાબનાં પાનાં ખોરાકમાં નાખી ખવડાવવાં, તે પાન છાતીએ બાંધવાથી દૂધ આવતું ઓછું થશે.

## થાનમાં દૂધ બંધાય

૧-દૂધની ગાંઠ ઓરતના થાનમાં બંધાય ત્યારે થાન પર શેક કરી દૂધ પાતળું કરવું અથવા ગરમ પાણી અને સરકો રબરની કોથળીમાં અથવા કુક્કામાં ભરી છાતી ઉપર નાખવો અથવા વાલની દાળના આટામાં જરા ઘી નાખી, સરકા સાથે લેપડી કરી, ગરમ ગરમ લેપડી છાતી પર મૂકવી. શરીર શરદીવાળું હોય તો અજમો પાણી સાથે મેળવી, પોટીસ કરી છાતી ઉપર મૂકવી.

૨-દૂધ પાતળું થાય ત્યારે દૂધ ખેંચવાની શીશીથી દૂધ ખેંચવું. અથવા એક બાટલીમાં ગરમ પાણી નાખી તે પાણી બહાર કાઢી નાખવું, પછી થાનની ડીંટડી તે બાટલીના મોઢામાં દાબવી; તેથી દૂધ બાટલીમાં નીકળી આવશે.

૩-સ્ત્રીની છાતીમાં દૂધ બંધાઈ જાય ત્યારે મસૂરની દાળ પકાવી તેમાં સરકો મેળવી સ્તન ઉપર લેપ કરે.

૪-સિતાબનાં પાન વાટી લેપ કરે.

૫-વાલની દાળ વાટી તેમાં જરા ઘી અને સરકો નાખી છાતીએ લેપ કરે.

૬-ધંતૂરાનાં પાન, ઇંદ્રવરણાનાં મૂળ વાટી તેનો જાડો લેપ કરી થાન પર બાંધે. નવસારનાં પોતાં થાન પર મૂકવાં.

૭-લીંબડાનાં પાન બાફીને થાન પર મૂકવાં.

૮-જેઠીમધ અને સિંધવ બન્ને વાલ ધીમા રોજ ખાવા

૯-સ્તનરોગ—સ્ત્રીની છાતી પાકી સોજો આવે ત્યારે હળદર અને લોધરનો લેપ મારવો અથવા હળદર અને કુંવારના રસનો લેપ મારવો

૧૦-સ્ત્રીના થાનમાં દૂધ બંધાય-નવસારના પાણીના પોતા મૂકવાથી ગાંઠ છૂટી પડે છે

## દૂધનો ખોરાક

૧-દૂધ સવારે દોહેલુ હોય તેના કરતા સાંજે દોહેલું દૂધ હલકુ, હિતકર છે, કારણ કે જાનવર દિવસમા ફરે-હરે, સૂરજનો તડકો મેળવે તેથી તંદુરસ્તી સારી હોય

દૂધ ગમે તેવુ હોય પણ સાત કલાકમા તેમા બગાડો શરૂ થાય. ૧૮ ઘડી સારું રહી શકે-૧ા કલાકની ૧ ઘડી

દૂધથી શરીરમા ચરબી વધે

૨-દૂધ પીવાની રીત-જે દરદીને દૂધ પચે નહિ તેણે દૂધ એક શેરમા ૦ા શેર પાણી નાખી ઉકાળી, પાણી ૦ા શેર બળે પછી પીવું

૩-દૂધ પીવાથી પેટમા પવન થાય તો દૂધમા સૂંઠ ઉકાળીને પીવુ.

૪-સિંધવખાર સિવાય દરેક ખાર દૂધને બગાડે છે

૫-આમળા સિવાય દરેક ખાટા પદાર્થ દૂધને બગાડે છે

૬-દૂધ સાથે ખાંડ મેળવવાથી દૂધ જલદી પચે

૭-દૂધ સાથે દારૂ પિવાય તો પિત્તવિકાર થાય

૭-દૂધ સાથે ચીભડા ખાવાથી કોલેરા થાય

૯-દૂધ સાથે માછલી વારંવાર ખાય તો સફેદ કોઢ થાય

૧૦-દૂધના દુશ્મન-મગ, મૂળા, કાંદા-લસણ, રાઈ, સરસિયુ, મદિરા, આંબલી-માસ એ ચીજો દૂધ સાથે ખાતુ ખાવાથી ચામડીના રોગ થાય

૧૧-દૂધ પીધા પછી તરત પાણી ઘણું પિવાય તો બગાડો થાય

## સ્ત્રીનું ધાવણ બગડે

સ્ત્રીનું દૂધ બગડે ત્યારે સારીવા (ઉપલસરી), કાળીપાટ, દેવદાર, કરિયાતું, મેરવેલ, કડુ, ગળો, સૂંઠ, મોથ, ઈંદ્રજવ સમભાગે લેવું. તેના ૪ તોલા ચૂર્ણ ૧ શેર પાણીમા ઉકાળી, ૦ા શેર રાખી, તેમાથી બે વાર રોજ પીવુ

## પ્રદર-ધૂપણી-સ્ત્રીને પાણી પડે

૧-ગર્ભના દોષને મટાડે, પ્રદર (ધૂપણી) રોગ મટે, લાલ પાણી નીકળે તે મટે—જીરું, સાકર સમભાગે મેળવી તેમાથી ૦ા અથવા એક તોલો ચોખાના ધોવણમા પીવાથી ઉપલા દરદો મટે છે

૨–સ્ત્રીઓને પાણી જાય ત્યારે–નાગકેસર બેઆનીભાર છાશ સાથે ખાવું, છાશ અને ભાત જમવામાં લેવાં.

૩–સ્ત્રીને પાણી પડે તે માટે–૦| તોલો કેરીની કાચી ગોટલી રોજ ત્રણ વાર ખાવી.

૪–ઘઉંનું દૂધ–સ્ત્રીઓને ધાતુ જાય, પાણી પડે અને દસ્તાન જાય તે માટે ખાવામાં ઉપયોગી છે.

૫–પ્રદર–પ્રમેહ મટે–ભોંકોળું અથવા વિદારીકંદના ગરને સૂકવી તે ભૂકાને કોળાના રસના ૭ પટ આપવા. એનું ચૂર્ણ તોલો ૦॥ બે વાર ખાવું.

૬–લોહીવા–રક્ત પ્રદર, ત્રણ દિવસમાં મટે–હડમચી (જે ગાંધીને ત્યાં મળે છે, તે) બેઆનીભાર સાકર સાથે રોજ બે વાર ઠંડા પાણી સાથે ખાવી.

૭–પ્રદર માટે–પકવેલી ધાભણ ૦| તોલો ખાવામાં અપાય છે.

૮–સ્ત્રીઓને ધોળું અથવા લાલ પાણી પડે તે માટે–જીરું ૦॥ તોલો, સાકર ૦॥ તોલો ચોખાના ધોવણમાં પીવું.

૯–પ્રદર મટે–સ્ત્રીને પાણી પડતું અટકે, ઊલટી બંધ થાય–ભમરીના દરની માટી મધ અથવા પાણી સાથે મેળવી ખવડાવે.

૧૦–સ્ત્રીને લોહી પડતું અટકે–ખાવાનું મીઠું પાણીમાં નાખીને તે પાણીની પિચકારી મારે.

૧૧–સ્ત્રીને પાણી પડતું અટકે, પગની કળતર ભાંગે, કમર સુધરે–આ દરદો માટે નીચલો ઉપાય અકસીર છે. સ્ત્રીઓને ખાસ દરદો માટે બહુ ઉપયોગી છે. એ દવા ખાવામાં લેવી નહિ. સિંધવ ૧॥ તોલો, ગૂગળ ૩ તોલા. આ વસાણાં છૂંદી ગરમ કરવાં, એની સાથે સુવા, લોધર, માયાં, ધાવડીનાં ફૂલ, બજાલુ, દરેક પાંચ તોલા લેવાં. એમાં સુરણને મેળવી ચૂર્ણ બનાવે ૦॥ તોલો ચૂર્ણની ગોળી મધ સાથે બનાવે. આ ગોળી રૂમાં વીંટીને છૂપા ભાગમાં રાખવાથી સ્ત્રીઓનાં અનેક છૂપાં દરદને ફાયદો થાય. આ ઇલાજ ઘણો અકસીર છે.

સ્ત્રીઓને સફેદ પાણી છૂપા ભાગમાંથી નીકળે છે, તેનું કારણ એ છે કે, શરીરનું લોહી ઓછું થાય ત્યારે અથવા કામકાજ વિનાની સ્ત્રીઓ ઘરમાં બેસી રહેતી હોય તેને લાગુ પડે છે. તેના ઇલાજો :

૧૨–રસવંતી ચાર વાલ ચોખાના ધોવણમાં પીવી.

૧૩–શતાવરીનું ચૂર્ણ દૂધમાં પીવું.

૧૪–તાંદળજાની ભાજીનાં મૂળિયાનું ચૂર્ણ દૂધમાં પીવું.

૧૫–આસોપાલવની છાલના ૦॥ શેર ઉકાળામાં ૦॥ શેર દૂધ નાખી, ફરી ઉકાળી, પાણી બાળીને દૂધ રહે તે પીવું.

૧૬–આમળાંનું ચૂર્ણ મધમાં ખાવું.

૧૭–જીરાનું ચૂર્ણ સાકર સાથે ખાવું.

૧૮-oાા તોલો નાગકેસર oા શેર છાશમાં વાટી પીવું.

૧૯-સુખડનો બારીક વહેર ૧ તોલો અને સાકર બે તોલાનું ચૂર્ણ કરી તેનાં ૨૪ પડીકાં કરી ચોખાના ધોવણ અને મધ સાથે રોજ ૩ પડીકાં ખાવાં.

૨૦-જેઠીમધ oાા તોલો, સાકર તોલો ૧ ચોખાના ધોવણમાં પાવું.

૨૩-oાા તોલો નાગકેસર, માખણ અને સાકર ખાવાં

૨૪-ઉંબરા( ઉમરડા )નાં ફળનું ચૂર્ણ માખણ સાથે ખાવું.

૨૫-ગોરુચંદન માસો એક, ફટકડી માસા ૩ ને બે કોડિયામાં મૂકી કપડ-છાણ કરી પકવવું. તે ચૂર્ણ ૧ ચણોઠીભાર સાકરમાં ખાવું.

૨૬-પ્રદરરોગ, અનિયમિત ઋતુ સુધરે-વડની લીલી છાલ oાા તોલો મધ સાથે રોજ બે વાર ખાવી.

૨૭-જંગલી પારેવાંની હગાર અને સાકરનું ચૂર્ણ ચોખાના ધોવણ સાથે ખાય તો ગર્ભવંતી સ્ત્રીનો રુધિરસ્રાવ બંધ પડે.

૨૮-અમૃતબિંદુ ૪ ટીપાં પાણી સાથે ખાય. સ્ત્રીના ઋતુ સંબંધી સર્વ વિકારો અને પ્રદર દૂર થાય.

અમૃતબિંદુ બનાવવાની રીત-કપૂર, પીપરમીંટનાં ફૂલ અજમાનાં ફૂલ સમભાગે મેળવી તડકે મૂકે તો એકરસ થાય (અજમાને પાણીમાં મેળવી જંતરથી ગાળે, તે પાણી ઠંડું પડે ત્યારે અજમાનું તેલ પાણીની ઉપર તરી આવે, તે તેલ ઠંડીથી બંધાય તેને ફૂલ કહે છે.)

૨૯-સેમલાનું રૂ-સમશીતોષ્ણ એટલે મધ્ય પ્રકારનું છે, આકડાનું રૂ બહુ જ ગરમ છે. મુંજનું રૂ બહુ જ ઠંડું છે.

સેમલાના રૂના ગાદી-તકિયા બની શકે છે. આ રૂની ગાદી બનાવી પેટ અને કમ્મર પર બાંધેલી રાખે તો સ્ત્રીનું હઠીલું દરદ પણ નરમ પડે.

૩૦-લોહભસ્મ અને ગળોસત્ત્વ ખાવાનું ચાલુ રાખે. ખોરાકમાં દૂધ અને ભાત

૩૧-જસતનાં ફૂલ (zink sulphate) ૮ ઘઉંભાર, પાણી ૨ાા તોલામાં કપડું ભીંજવી કાયામાં મૂકે, ૫ મિનિટમાં કાઢી લે.

૩૨-તે કપડું ધોઈ ફરીથી લોશનમાં બોળી કાયામાં મૂકે આ પોટલી ઘણી વાર રહે તો કાયા સંકોચાઈ જાય.

૩૩ તાંદળજાની ભાજીનાં મૂળનો રસ ૮ માસા તથા જેઠીમધનું ચૂર્ણ ૧૦ માસા મધ સાથે ચાટે તો સઘળી જાતના પ્રદરરોગ મટે.

૩૪-સફેદ ધાતુ અટકે-આસોપાલવનાં પાન ૨ ટાંક ગાયના દૂધ oા શેરમાં ઉકાળે. ચોથે ભાગે બળે ને પીએ. અથવા સમુદ્રફળ અને સાકર પાણી સાથે ખાય, અથવા લીલી હળદર ૨ ભાગ અને ગોળ oાા ભાગ ખાય.

૩૫-લોહીવા મટે-વડની વડવાઈ સાકર-દૂધ સાથે ખાય અથવા તાંદળ-

જાના મૂળ ખાડ સાથે ખાય, અથવા ગોપીચદન ખાડ સાથે ખાય.

૩૬-આરસપહાણના પથ્થરનો ભૂકો ૭ વાલ, તેમા ગેરુનો રજ આપી ઘી-સાકર સાથે રોજ બે વાર ખાય, તો રાતા પ્રદર( લોહીવા )ને ફાયદો થાય

૩૭-અસેળિયો ૩ વાલ રોજ ખાય અથવા એનો મુરબ્બો ખાય

૩૮-આમાની છાલનુ ચૂર્ણ ખાય અથવા છાલને પાણીમા પલાળી પીએ, તો સ્ત્રીઓના અગ્ભાવમા જતુ લોહી બધ પડે

૩૯ ઊમરાના ઝાડની છાલના ઉકાળાની પિચકારી યોનિમા માર

૪૦-કમરકાકડી ૦।। તોલો સાકર સાથે પાણીમા ખીર બનાવી ખાય

૪૧-કોઠી અને બીલીના પાન વાટી મધ સાથે ખાય

૪૨-જાબુડી અથવા દાડમની છાલનો ઉકાળો પીએ

૪૩-ઓથમી જીરુ પાણીમા પલાળી સાકર સાથે પીએ

૪૪-રસવતી ચોખાના વોવણમા પીએ

૪૫-ભાગ પીવામા લે

૪૬-ભમરીના દરની માટી સાકર સાથે ખાય

૪૭-જાયફળ અને ફટકડીની પિચકારી યોનિમા મારે

૪૮-પાણી પડતુ અટકે-જેઠીમધ બે આનીભાર કબૂતરની હગાર ૧ રતી, ફટકડી ૧ રતી ચોખાના ધોવણમા પીએ

૪૯-નાગકેસર ૦।। તોલો, મોળી છાશ ૧૦ તોલામા પીએ

૫૦-ત્રિફળાનુ ચૂર્ણ ૦।। તોલો રોજ સવારે ખાય

૫૧-રાજગરાની ભાજીનો નવટાક રસ અધોળ ખાડ સાથે ખાય

૫૨-સેમળાનુ ફૂલ ઘીમા તળીને ખાય

૫૩-કાકજઘાનુ મૂળ અથવા કચારાનુ મૂળ ચોખાના ધોવણમા પીવાથી સફેદ અને પીળા રગનો પ્રદર મટે

૫૪-બહુફળી-સ્ત્રીઓના દરદ માટે અને પ્રદર માટે એક કુદરતી ઇલાજ ચોક્કસ છે, *સ્ત્રીઓની પેટન્ટ દવા તરીકે કુદરતે એને પેદા કરી છે*

લીલા પાનનો રસ ૧ તોલો પીવો અથવા બહુફળી સૂકી ૪ તોલા, ત્રિફળા ૪ તોલા-એનુ ચૂર્ણ ૦। તોલો સવાર-સાજ સાકરના પાણી સાથે ખાય

૫૫-ઉદરની લીડી ૧ ટાક ઊનુ દૂધ ૦। શેર સાથે પીએ તો લોહીવા દૂર થાય

૫૬-કડાની છાલ લોહભસ્મ સાથે વાપરવાથી અજબ ફાયદો છે (કડુના ઝાડના બીને અદરજવ-ઈંદ્રજવ કહે છે )

૫૭-ગાવગના કોલસા દૂધ સાથે પીએ

૫૮-ભેસની ડાબી બાજુના શિગડાની છોલન ચૂર્ણ ડરવણ રૂમા લપેટી ઘીનો દીવો સળગાવી કાજળ પાડી, તે કાજળ આખે આજે તો લોહીવ બધ થાય .

૫૯–કાંસકીનું મૂળ ગાયના દૂધમાં પીવું.

૬૦–ગળોનું ચૂર્ણ મધ સાથે ખાવું.

૬૧–બકરીની લીડી ૨ ટાંક, લોદર ૨ ટાંક, સાકર ૨ ટાંકને લેપ યોનિઅંડ પર લગાડે.

૬૨–મરઘીનાં ઈંડાંનાં કોચલાં (છોતરા) અને જેઠીમધને આદુંના રસની ૭ ભાવના આપી તેનુ ચૂર્ણ ખાય

૬૩–સાટોડીનું મૂળ સાઠી ચોખા સાથે ખાય.

૬૪–અજમો અને લોધરનું ચૂર્ણ મધ સાથે ખાય

૬૫–આમળાનો રસ અને સાકર ખાય.

૬૬–આમળાનું ચૂર્ણ કેળાં સાથે ખાય

૬૭–કેતકીનું મૂળ પાણીમા ઘસી પીએ.

૬૮–ઉમરાના ફળનુ ચૂર્ણ મધ સાથે ખાય.

૬૯–ઢેડ ઉમરાનાં સૂકા ફળ ૨૦ તોલા, સાકર ૧૦ તોલા, મધ ૧૦ તોલા તેના ૪ તોલાભારના લાડુ કરે. ૧ લાડુના ૩ ભાગ કરી રોજ ત્રણ વખત ખાય. સર્વ પ્રકારના પ્રદર જાય.

૭૦–સાલમ મીસરી, ધોળી મીસરી, શતાવરીનું ૩ માસા ચૂર્ણ, અર્ધો શેર દૂધમા સાકર સાથે ઉકાળી રોજ બે વાર પીએ

૭૧–ધ્રો-દૂર્વા-એની પૂજા થાય છે, ગણપતિને એ બહુ વહાલી છે. એનો પાક, ચૂર્ણ અને કાવો સ્ત્રીઓના પ્રદરરોગમાં વાપરે છે

૭૨–ગોખરુના છોડ, ફળ આવે ત્યારે તરત લેવા, તેના ચૂર્ણને લીલા ગોખરુનો પટ આપે ૫ તોલા ચૂર્ણ દૂધમા રોજ પીએ તો પ્રદરનું નામ-નિશાન રહે નહિ. બળ, બુદ્ધિ, મર્દાઈ વધે; રેતી–પથરી પીગળે.

## પ્રદર–સ્રીને પાણી પડે-ધોળું પ્રદર-ધાત જાય

૭૩–અરડૂસો અથવા શતાવરી અથવા ગળોનો રસ ૧ તોલો મધ સાથે રોજ ૧ વાર પીવો

૭૪–જેઠીમધ ૧ તોલો, તાદળજા(ચોળાઈની ભાજી)નો રસ ૧ તોલો રોજ પીનો

૭૫–દાભડાનું મૂળ ા। તોલો ચોખાના ધોવણમા રોજ એક વાર ૭ દિવસ પીવું.

૭૬–આમળાં ૨॥ તોલા પાણી ॥ શેરમાં રાતે ભીંજવે. સવારે મધ સાથે રોજ ૧ વાર પીએ

૭૭–આસોપાલવની છાલ, ઊગવાળી કપાસના ફૂલ, તાદળજાનાં મૂળ, આમળ, રસવંતી, સમભાગે ચૂર્ણ બનાવે ા। તોલો ચૂ " ચોખાના ધોવણમા રોજ ત્રણ વાર ૭ દિવસ પીએ.

૭૮–આસોપાલવ (Suraca Indica)ના મૂળને અર્ક અથવા તેનું શરબત અથવા ઉકાળો પીવાથી પાણી પડતુ અટકે અને સ્ત્રીના ઘણા ખાસ દરદો મટે

૭૯–આસોપાલવની છાલ, નરમા નામના કપાસનુ મૂળ, દારુહળદરનુ લાકડુ, દાભડાનુ મૂળ-દરેક ૧ તોલો ચોખાના ધોવણ બાર તોલામા રાતે ભીજવી રાખે. તેમાથી ૪ તોલા પાણી, દિવસમા ત્રણ વાર પીએ ૮ દિવસમા લોહીવા (સોમરોગ) પણ મટે

૮૦–સચ્ચોટ ઇલાજ

૪૦૦ વરસની ઈટ ને કોલસાના અ ગાર પર ગરમ કરે લાલચોળ કરી તેને ગોમૂત્રમા છમકાવે આ મુજબ ૧૦૦ વાર કરે જેથી ચૂર્ણરૂપે તે થતી જશે એનુ ચૂર્ણ ૧ વાલ અને લાકડિયો પાષાણભેદ ૨ વાલ, ખાડ સાથે રોજ બે વાર ખાય પાણી પડતુ અટકે

૮૧–ઇસબગુલ ૦। તોલો દૂધ સાથે ઉકાળે, સાકર નાખી રોજ બે વાર ૧ માસ સુધી પીએ

૮૨–સેમળાના ફૂલનુ શાક ઘીમા વઘારી રોજ ખાનુ

૮૩–રક્તપ્રદર માટે–માયા ૪, છો, પડવાસ, ધાવડીના ફૂલ, લોધર, રસવતી, વાસ્તકપૂર દરેક બે વાલનુ ચૂર્ણ બે આનીભાર રોજ બે વાર લે પ્રદરનું જોર અતિશય હોય તો બબ્બે કલાકે ચોખાના ધોવણમા લે

૮૪–ફુલાવેલી ફટકડી ૧ વાલ પતાસાના પાણી સાથે રોજ ત્રણ વાર ૭ દિવસ આપવી

૮૫–માયા, કાથો, મેથા, ફટકડી, સોનાગેરની પોટલી યોનિમા મૂકે મોરના પીછાની ભસ્મ ૦॥ વાલ સુખડના ઘસારામા રોજ બે વાર ખાય

૮૬–રાતે સૂતી વેળાએ ચાલતા ચાલતા ઘી પીએ તો તરતનો રક્તપ્રદર મટે ઉપરથી પાણી પીનુ નહિ

૮૭–કેવડાની મૂળીના રસમા સાકર નાખી પીએ

૮૮–ઉમરડાનુ મૂળ ઘસી દૂધ સાથે પીએ

૮૯–મોરસલીની અ તરછાલ ૦। તોલો પાણી સાથે ઘસી પીએ

૯૦–આસોપાલવની અ તરછાલ ૦। તોલો ચોખાના ધોવણમા રોજ બે વાર પીએ

૯૧–ગુલગાસ લાલ રગની (બીજી નહિ)ના પાન ૭ નો રસ અને ફટકડી ૧ વાલ સાકર સાથે રોજ ત્રણ વાર ખાય

૯૨–લાલ જાસવ તીના ફૂલ અને સાકર સમભાગે મેળવે અ દર ખાટુ લીબુ ૧ નીચોવે ગુલકદની માફક એ બગડે નહિ એમાથી ૦। તોલો રોજ ત્રણ વાર ખાય

૯૩-રક્તપ્રદર-કાળી માટી ॥ તોલો દૂધમાં મસળે, ગાળે અને પીએ.
૯૪-ભીંડી વેલનાં પાન ૨ તોલા ચોખાના ઓસામણમાં વાટી પીએ.
૯૫-શ્વેત અને રક્ત પ્રદર મટે-વાળો, દશમૂળ સમભાગે ૧ તોલો પાણીમાં પીએ,
૯૬-તાંદળજાનું મૂળ ૧, તોલો દૂધમાં વાટી સાકર સાથે પીએ.
૯૭-બોરડીની લાખ ॥ તોલો ઘીમાં તળે, તેનું ચૂર્ણ કરી દૂધ સાથે પીએ.
૯૮-આમળાંનાં બી ૧ તોલો ચોખાના ઓસામણમાં પીએ.

## પેટમાં શૂળ, પવન, વાયુ, વ્યાધિ

બકરાંની લીંડી ૧૬ ભાગ, સિંધવ ૪ ભાગ, વડનગરી મીઠું ૪ ભાગ, દારૂહળદર ૪ ભાગનું ચૂર્ણ બનાવી તેમાંથી દરરોજ ૦। તોલો ખાવું

અજમો એકલો ૦। તોલો ખાય, સાથે સૂંઠ, સિંધવ અને હિંગ લે તો ગુણ ઘણો વધે.

ગોળ અને સૂંઠ સમભાગે ॥ તોલો ખાય. પીપળાની કુંપળ અને સંચળ સમભાગે ૦। તોલો ખાય. ગોમૂત્ર કપડાથી ૨૦ વાર ગાળે અને દવા તરીકે ૧ ચમચી પીએ તો પેટનાં ઘણાં દરદો સાફ કરે.

ખાધા પછી પેટમાં પવન અને દુખાવો થાય તે માટે ખોરાક સાથે આદુંનું અથાણું ખાય, અથવા ૧ તોલો આદુંનો રસ ભોજન લેતા પહેલાં ॥ કલાક આગળથી પીએ. અથવા આદુંનો મુરબ્બો ખાય. આદુંને નરમ કરવું હોય તો ચોળાઈની ભાજીમાં બાફે, પછી ચોળે અને શરબતમાં નાખી મુરબ્બો બનાવે.

પેટ મોટું થાય તો જવખાર અને સાજીખારનો લેપ પેટ પર કરે. પેટમાં શૂળ માટે દારૂડીનાં બી બેઆનીભાર, સિંધવ એકઆનીભાર પાણી સાથે રોજ ત્રણ વાર પીએ.

## સ્ત્રીના ગર્ભને નુકસાન લાગે

૧-ગર્ભને નુકસાન પહોંચે-ગર્ભવાળી સ્ત્રી ઘણી એલચી ખાય તો નુકસાન થાય.

૨-ઇંદ્રાયણનાં ફળ ગર્ભને નુકસાનકર્તા છે.

૩-ગર્ભને નુકસાન કરે, માથે ન આવવાથી પેટમાં થયેલી ગાંઠ સારી થાય-સફેદ સાટોડીનાં મૂળની સળી ગર્ભને નુકસાનકારક છે પણ છૂપા ભાગમાં રાખવાથી અંદરની ગાંઠ સારી થાય.

૪-ધાવડીનાં ફૂલ સાકર સાથે પાણીમાં પીએ.

૫-કસુંદરી-પમારીઆનું મૂળ ચોટલામાં રાખે તો ગર્ભપાત થાય.

૬-વજ અને કેસરની ગોટી

# ગર્ભસ્થાન સુધરે-કમળ સુધરે

૧-કમળ સુધરે-સિંધવ ૧ા તોલો, ગૂગળ ૩ તોલા છૂંદી ઠીકરા ઉપર ગરમ કરીને પછી સુવા, લોધર, માયાં, ધાવડીનાં ફૂલ, બજાસ, દરેક ૫ તોલા મેળવી ૦ા તોલો ચૂર્ણ મધ સાથે ખાય.

૨-'પીપળાના ઝાડને પૂજવાથી પુત્ર પેદા થાય છે.'

'આ ઝાડ રોપવામાં બહુ પુણ્ય છે, અને કાપવામાં દોષ (પાપ) છે.'

આ ભાષા બહુ અલંકારી છે. અંદરની મતલબ જુદી છે અને સાધારણ માણસોને સમજવામાં આવતી મતલબ જુદી છે.

પૂજવું એટલે હાથ જોડીને, ચોખા-નાળિયેર ચઢાવીને પૂજન કરવાની મતલબ નથી, પણ એ ઝાડ બહુ જ ઉપયોગી છે માટે તે તરફ માનની નજરે જોવું, તેનો નાશ ન કરવો, પણ તેની વૃદ્ધિ કરવી. આ ઝાડ રોપવામાં પુણ્ય અને વગર અર્થે કાપવામાં પાપ ગણેલું છે.

મરદને શક્તિ આપવા અને વીર્ય વધારવા માટે તેમ જ સ્ત્રીઓને પાણી જતું અટકાવવા અને ગર્ભસ્થાનની બીમારીઓ સુધારવા માટે એ ઝાડ બહુ ઉપયોગી છે. દવા તરીકે તેને હમેશાં વાપરો તો સંતાન થવાની આશા છે.

ચામડીનાં દરદો મટે, ગર્ભસ્થાનનાં દરદો દૂર થાય, મગજ શાંત રહે-પીપળાની છાલ ૧ તોલો, પાણી ૦ા શેરમાં એક રાત બોળી રાખે અને તે પાણી ગાળીને સવારે ઘણા દિવસ સુધી પીએ.

પીપળાની પેપડીઓ પાકે તે પક્ષીઓ ઘણું ખાય છે અને તે ખાધા પછી ઇંડાં મૂકે છે, એટલે પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિ એમાં વધુ છે.

પ્રદરરોગ મટે, ગર્ભસ્થાનના રોગ મટે, કમરનો દુખાવો મટે, શરીરે તાકાત આવે-પીપળાની પાકેલી પેપડીને છાયામાં સૂકવી ચૂર્ણ બનાવે. ૧ તોલો ચૂર્ણ ૧ તોલો મધ અથવા શરબતમાં મેળવી પાક બનાવે. ૧ તોલો પાક ખાય. ગર્ભવાળી સ્ત્રીને આપી શકાય.

૩-ગર્ભસ્થાનનાં દરદો દૂર થાય, શરીરે શક્તિ આવે-પીપળાનાં ઝીણાં પાંદડાં(કૂણાં પાન)ને કટકા કરી પાણીમાં બાફી, સાકર અને પાણીની ચાસણી બનાવી, તે ચાસણીમાં બાફેલાં પાન નાખી મુરબ્બો બનાવે. તે મુરબ્બો ખાવાથી બહુ જ શક્તિ આવે. બંગભસ્મ, ગજવેલભસ્મ, સોનાના વરખ કરતાં વિશેષ ગુણ એમાં છે. પેપડીનું (ફળનું) ચૂર્ણ કરીને પણ ખવાય.

મરદને શક્તિ વધે-પીપળાના છોડનું તેલ બનાવી ૩ ટીપાં (૧ વાલ) ખાવાના પાન પર લગાડી રોજ ખાય.

૪-ગર્ભસ્થાન સુધરે-સ્ત્રી માથે આવી ગયા પછી ૦ા તોલો આસંધ દૂધમાં ઉકાળી રોજ પીએ.

૫-ગર્ભસ્થાન સુધરે-આમલીના ઝાડ ઉપરનો વાંદો, ઊજળી ગાયના દૂધ સાથે ખાય તો ગર્ભસ્થાનની ખામી દૂર થાય.

૬-ગર્ભસ્થાનને ફાયદો કરે-ઋતુ આવ્યા પછી સ્ત્રીએ કાંસકીનું મૂળ પાણીમાં ઘસી ૭ દિવસ પીવું.

૭-ગર્ભપાત થયા કરે તો જેઠીમધ, ગર્ભપાલરસ, વસંતમાલતી એકેક તોલો મેળવીને ૬૦ પડીકાં કરી રોજનાં બે પડીકાં ખાવાં. ૩૦ દિવસ સુધી ખાય.

૮-ગર્ભસ્થાન સુધરે-પારસપીપળાના બીજનું ચૂર્ણ ૦। તોલો ઋતુકાળમાં ઘી-ખાંડ સાથે ૪ દિવસ ખાવું.

૯-ગર્ભપાતનો અટકાવ થાય-કેરખાની માળા સ્ત્રીને ગળે પહેરાવી રાખે તો ગર્ભપાત થયા કરતો હોય તે અટકે.

૧૦-ગર્ભધારણ કરે-કાળા તલ ટાંક ૯, અજમો ટાંક ૬-આ બંનેને તેલમાં તળી તેમાંથી ૨ ટાંક દરરોજ પ્રભાતે ખાય. તે પૂરું થાય તે પછી વરધારો ટાંક ૧૪ અને નાગકેસર ટાંક ૬નાં ૧૪ પડીકાં કરે. ૭ દિવસ રોજ બે પડીકાં ખાય. દસ્તાનના ચોથા દિવસથી દવા ખાવી શરૂ કરે.

૧૧-ગર્ભસ્થાન સુધરે-નાગકેસર, છીરું દરેક ૦। તોલો ગાયના ઘી સાથે ૭ દિવસ ખાવું.

૧૨-ગર્ભસ્થાન સુધરે-નાગકેસરનું ૦। તોલો ચૂર્ણ ઘી સાથે રજસ્વલાના ચોથે દિવસથી દિવસ ૩ સુધી ખાય. ભોજન દૂધ-ભાતનું લેવું.

ગર્ભસ્થાન સુધરે-નાગકેસર, બરાસ, મસ્કતી સાકર સમભાગે લઈ તેનું ૦॥ તોલો ચૂર્ણ રજસ્વલાના ચોથા દિવસથી રોજ એક વાર ખાવું.

૧૩-ગૂગળની ગોટી છૂપા ભાગમાં મૂકવાથી બહુ ફાયદો છે. (જુઓ 'પ્રદર')

ગર્ભપાત થાય નહિ-શેકેલા જવનો ભૂકો, તલ, સાકર સમભાગે મેળવી ૧ તોલો વજન, ગર્ભવાળી સ્ત્રી રોજ ખાય તો ગર્ભપાત થવાની ધાસ્તી રહે નહિ.

૧૪-ગર્ભને મદદ કરનાર, આંખને તેજી આપનાર-પુત્રજીવક વૃક્ષ ઇંગોરીઆ જેવું થાય છે. એના ફળના ઠળિયાની માળા, જેનો દીકરો જીવતો ન હોય તે સ્ત્રી પહેરે છે. બનારસમાં એ રિવાજ છે. એનાં પાન આસોપાલવને મળતાં છે. એનું ઝાડ પૂનામાં પેશ્વાના વાડામાં છે. બીજું મુંબઈમાં રાણીબાગમાં છે.

૧૫-ગર્ભસ્થાન સુધરે-બિજોરાનું મૂળ ૦॥ તોલો દૂધમાં ઉકાળી તેમાં ઘી નાખી રજસ્વલાના ૩ દિવસ સુધી પીવું.

૧૬-ગર્ભસ્થાન સુધરે-કાથો અને જાવફળ દરેક બેઆનીભાર (૫ વાલ) મેળવીને દસ્તાન દેખાય તે દિવસથી ૪ દિવસ સુધી રોજ ૧ વાર ખાવું.

૧૭-બાળકો જલદી બોલે, બાળકના ઘણા રોગ મટે, પુરુષને તાકાત મળે, ગર્ભસ્થાનનાં ઘણાં દરદો સુધરે-પીપળાનાં ફળ (પેંપડી) ખાવાથી ઘણો જ ફાયદો થાય છે. એનો પાક અથવા પેંડા બનાવી ખવાય છે.

૧૮-ગર્ભસ્થાનને ફાયદો કરે-પુષ્ય નક્ષત્રને દિવસે વાંદાનું પંચાંગ (ફળ, ફૂલ, પાતરાં, મૂળ વગેરે) લાવી રાખવું. તેમાંથી ૧ અથવા બે તોલા પંચાંગ દૂધમાં ઉકાળી સ્ત્રીને પાય તો તેના ગર્ભસ્થાનને ફાયદો થાય છે.

૧૯-ગર્ભસ્થાને ફાયદો કરે-પુષ્ય નક્ષત્રમાં બોરડી તથા આમલી પરનો, તેમ જ આંબા પરનો વાંદો લાવી કાળી ગાયના દૂધમાં ૧ તોલો સ્ત્રીને આપ્યો હોય તો તેનું ગર્ભસ્થાન સુધરે.

૨૦-ગર્ભસ્થાન સુધરે-શરપંખાનાં મૂળ, પાન, ડાળ વગેરે એટલે આખો છોડ રવિવારે લાવવો. તેનો ૦ાા તોલો એક વર્ણની ગાયના નવટાંક દૂધમાં મેળવવું. એક કન્યાને હાથે મર્દન કરાવવું. તે નવટાંક દૂધ ઋતુકાળમાં વંઆ સ્ત્રીને ખવડાવવું. ગર્ભસ્થાનની કાંઈક ખામી દૂર થાય છે. ખોરાકમાં ખીર, ખાંડ, ચોખા, મગ, મીઠો આહાર આપવો.

ગર્ભસ્થાનને ફાયદો થાય-વડના ઝાડ ઉપરના વાંદાનો ૧ તોલો રસ માથે આવ્યા પછી ચોથે દિવસથી ૩ દિવસ સુધી પાવો.

૨૧-ગર્ભસ્થાન સુધરે-પિત્તપાપડો-(પલાસ પાપડો) એક હાંલ્લીમાં મૂકી કપડછઁદ કરે અને તેની ભસ્મ બનાવે. ૧ વાલ ભસ્મ ચોખાના ધોવણમાં રોજ પીએ

ગર્ભસ્થાન સુધરે-ઘાસીઓ પિત્તપાપડો એ કામ માટે વપરાય છે.

દસ્તાન બંધ થયા પછી આ ઇલાજ ઘણા દિવસ ચાલુ રાખવો.

૨૨-ગર્ભસ્થાન સુધરે-આસંધ તોલો ૦ાા અથવા ૧, ૦ાા શેર પાણીમાં એક રાત ભીંજવી રાખવો. તેને ૦ાા શેર દૂધમાં ઉકાળી પીવો. ૦ાા તોલો ગાયનું ઘી દૂધમાં નાખવું. માથે આવ્યા પછી ચોથે દિવસથી એ પીવું.

૨૩-ગર્ભસ્થાન સુધરે-પકાવેલું સમુદ્રફળ ભેંસના દૂધમાં ઘસી, ગાયના ઘી સાથે ખાય. (સમુદ્રફળ પકાવવા માટે; જુઓ 'સમુદ્રફળ.')

૨૪-ગર્ભસ્થાન સુધરે-(લજ્જામણી) શરમાઉ ઝાડનાં પાન ગર્ભસ્થાનના વ્યાધિ માટે વપરાય છે.

ગર્ભસ્થાનના દોષો દૂર થાય અને ગર્ભ રહે તે માટે ઉપાયો :

૨૫-દસ્તાનના દિવસો પૂરા થયા પછી સાત દિવસ સુધી કાંસકીનું મૂળ ૦ા તોલા પાણીમાં વાટી પીવું.

૨૬-ધોળા ફૂલની ભોંયરીંગણીનું મૂળ ૦ા તોલો દૂધમાં પીવું.

૨૭-પીળાં ફૂલવાળાં કાંટાઅસેળિયાનાં મૂળ, ધાવડીનાં ફૂલ, વડની ટીસીઓનું ચૂર્ણ રોજ બે વાર ૦ાા તોલો ખાવું.

૨૮-પારસપીપળાની મૂળની છાલ અથવા તેનાં ફળ અને જીરું દૂધ સાથે પીવું.

૨૯-ખાખરાનું ૧ પાન વાટી દૂધ સાથે પીવું.

૩૦–એક બિજોરાના સઘળા બી દૂધ સાથે રોજ પીવા

૩૧–અજમો, ભોયરી ગણીનુ મૂળ, પીપર, નાગકેસરનુ ચૂર્ણ ૦॥ તોલો ઘીમા ચાટવુ

૩૨–શરપખાનું ચૂર્ણ રોજ સવારે દૂધમા ૦॥ તોલો પીવુ

૩૩–પીપળાના મૂળની છાલ ૦॥ તોલો દૂધમા પાવી

૩૪–ઘાસીઓ પિત્તપાપડો ટાંક ૨૧ બાળી રાખ કરે, નાકર ૧૩ ટાંક નાખી ૭ પડીકા કરે એક પડીકુ રોજ સાત દિન સુધી ખાવુ

૩૫–નિફળાનુ ચૂર્ણ ૦॥ તોલો, દૂધ સાથે રોજ ખાવુ

૩૬–શખાવળી, અથવા મોરશિખાને રીતસર પૂજી રવિવારે લાવી તે ગાયના દૂધ સાથે ખાય

૩૭–પલાસપાપડો અને ચીનીકપૂર મધમા ગોળી બનાવી ઋતુકાળના ચોથા દિવસ પછી યોનિમા મૂકે

૩૮ પીપળાની રાતી કૂપળ, ફટકડી, મજીઠ સમભાગે ૩ ટાંક લેવી ગોળ ૩ ટાંક સાથે ગોળી બનાવે અને યોનિમા રાખે

૩૯–લક્ષ્મણા નામની વનસ્પતિનુ મૂળ, સ્ત્રી ગળે બાંધે

૪૦–દસ્તાનના ૪ દિવસ પછી એક બિજોરાના જેટલા બી નીકળે તેટલા પીએ દસ્તાના ૪ દિવસ પછી સ્ત્રી સ્નાન કરી રોજ એક વાર ચાર દિવસ પીએ

૪૧–આસધના ઉકાળાને ફરી દૂધ સાથે ઉકાળી પીએ

૪૨–પારસપીપળાના બી અને જીરુ ૦॥ તોલો વાસી પાણી સાથે ઋતુકાળે લે

૪૩–મીઠી દૂધીનુ મૂળ અને કોશનો ગર્ભ દૂધમા મેળવી પીએ

૪૪–વોળી ભોયરી ગણીનુ મૂળ દૂધમા ઘસી પીએ

૪૫–રજસ્વલા થયા પછી વડની વડવાઈ સ્ત્રી ઘી સાથે ખાય

૪૬–નાગકેસર અને ઘી સમભાગે ૦॥ તોલો ખાય

૪૭–રીતસર નોતર્યા પછી રવિવારે સરપખાનુ પચાગ લાવી, એકવર્ણી ગાયના દૂધમા તે નવટાંક નાખી કન્યાને હાથે ઘૂટાવી, ઋતુ સમયે રાજ સ્ત્રી ખાય, ઉપરથી ખીર, ખાડ, ઘી, ચોખા મગ મિષ્ટ આહાર આપે

૪૮–ઋતુકાળમા કાસકીના મૂળ પાણીમા ઘસી પીએ

૪૯–પારસપીપળાના બી ઘી સાથે ઋતુકાળે લે

૫૦–કબૂતરની હગાર માસા ૨ ચોખાના ધોવણમા લે

૫૧–ખાખરાના બીની રાખ એક વાલ ચોખાના ધોવણમા ઋતુને ચાર દિન બાકી હોય ને ખવડાવે તો ગર્ભ જરૂર રહે દવા ખાધા પછી સાબુચોખાની કાજી પીએ

૫૨–સાત કારણોથી ગર્ભ રહેતો નથી તેના ઇલાજે–કમળમા પાણી ભરાયેલુ હોય, તેની પિછાણ એ છે કે, સોબત થયા પછી સ્ત્રીનુ માથુ દુખે માટે કપાળ

રીઆના બીજને ચોખાના ધોવણમા વાટી ૭ ગોળી બનાવવી દસ્તાન દેખાયા પછી ૪ થે દિવસે ૧ ગોળી યોનિમા એક પહોર રાખે તે કાઢી નાખી બીજી ગોળી બે પહોર રાખે તે કાઢી નાખી બીજી બે પહોર રાખે, તે કાઢી નાખી ત્રીજી ત્રણ પહોર રાખે આ મુજબ ત્રણ દિવસ કર ચોથા દિવસથી સાતમા દિવસ સુધી પુરુષ સગ કરવો નહિ

૫૩-બીજુ કારણ-કમળમા વાયુ ભરાયેલો હોય તેની પિછાણ એ કે, સોબત થયા પછી સ્ત્રીને દાહ બળે ઇલાજ માટે વરધારાનુ ચૂર્ણ ટાક ૪ અને ગાયનુ ધી ૨ાા ટાકની ગોળી ૨ બનાવી ઉપર લખવા મુજબ વાપર

૫૪-ત્રીજુ કારણ-કમળમા માસ વધ, તેની પિછાણ એ કે સોબત થયા પછી સ્ત્રીની કમર દુખે ઇલાજ માટે ઇસ્પન ટાક ૩ અને હાથીના નખ ટાક ૮ બાળી રાખ કરે તે રાખ સરસિયા તેલ સાથે મેળવી ગોળી ૩ બનાવે. અથવા વધારનુ જીરુ એક ટાક, હાથીના નખ એક ટાકને બાળી ૩ ગોળી કર. ઉપર લખવા પ્રમાણે વાપરે

૫૫-ચોથુ કારણ-કમળમા કીડા પડે તેની પિછાણ એ કે સોબત થયા પછી સ્ત્રીના હૃદયમા વેદના દેખાય ઇલાજમા સાબુ, પાપડીઓ ખારો અને નિકળાનુ પાણી કરવુ તેમા રૂની પોલ બોળી યોનિમા ઉપર લખવા મુજબ મૂકવી (આમળાને વાટી લેપ કરવાથી પણ ફાયદો થાય )

૫૬-પાચમુ કારણ-કમળમા પિત્ત હોય તેની પિછાણ એ કે સોબત પછી સ્ત્રીની પિંડી દુખે ઇલાજ માટે ગોળ અને દીવાલના છારુની ગોટી બનાવી ઉપર લખવા મુજબ યોનિમા રાખે

૫૭-છઠ્ઠુ કારણ-કમળમા શીતપિત્ત હોય-તેની પિછાણ એ કે સોબત પછી સ્ત્રીનુ આખુ અગ દુખે ઇલાજ તરીકે જાયફળ, દાડમની છાલ એકેક ટાક, કસ્તૂરી ૧ વાલ, પીપરીમૂળ ૧ ટાક એની ૩ ગોળી બનાવે અથવા જાયફળ, જાવ તરી, પીપર દરેક એક એક ટાકની ૩ ગોળી બનાવે ઉપર લખવા મુજબ વાપરે

૫૮-ગર્ભ ન રહેવાનુ સાતમું કારણ-ભૂત પ્રેત આદિ-એની પિછાણમા એ કે, સોબત થયા પછી ઉપર જણાવેલા ૭ વ્યાધિ જુદા જુદા થાય છે, તેમાનો એક પણ વ્યાધિ ન જણાય એના ઉપાયમા નારાયણ બલિ વગેર ઇલાજો લઈ શાતિ મેળવવી

૫૯-ગર્ભ રહેવા માટે પુષ્ય નક્ષત્ર ઉપર ધોળી રસવતીનુ મૂળ સ્ત્રીના ધણી પાસે ઘૂટાવી ઘી સાથે ખાય

૬૦-ચીકણા મૂળ ૧૦ માસા, જેઠીમધ ૧૦ માસા, અજમો ૪ માસા, સાકર ૪ તોલા એક રગવાળી ગાયના દૂધમા ઉકાળી પીવુ તે દિવસે ઉપવાસ રાખવો, બીજુ કાઈ ખાવુ નહિ, બીજે દિવસે દૂધ-ભાત ખાવા

૬૧-સમુદ્રફળ ০ાા તોલો, ગોરુચદન ০ાા તોલો, સાકર ૧ તોલો, નાગકેસર

ાાા તોલો એનાં પડીકાં આઠ કરવાં. ૮ દિવસ સુધી રોજ ૧ ખાવું. ઉપરથી દૂધ પીવું.

૬૨–ગર્ભસ્થાન સુધારવા માટે બાવળનો ગુંદર ખાવો તે વાત ઘણી જાણીતી છે; છતાં ગુંદરને નીચે મુજબ પકવી વાપરે તો વિશેષ ગુણ થાય.

એક નાળિયેરને છિદ્રો પાડી અંદર બાવળનો ગુંદર ભરાય તેટલો ભરે. છિદ્ર બંધ કરે, નાળિયેરને કપડછંદ કરી છાણામાં સળગાવે. પછી અંદરનું કોપરું અને ગુંદરને ઘી–સાકર સાથે મેળવી તેના ૭ લાડુ બનાવે. માસિક દસ્તાન બંધ થયા પછી આ લાડુ રોજ એકેક ખાવો.

૬૩–મીંઢળનાં બીજ ાા તોલો દૂધ. સાકર, કેસર મેળવી ખાય અથવા મીંઢળનાં મીંજ ૧ માસા, એની ગોળ સાથે ગોળી બનાવી ગર્ભસ્થાનમાં મૂકે; તેથી કમળમાં જોર આવે, તેનું મોઢું ખુલ્લું થાય અને ઝીણા જંતુ નાશ પામે અને ગર્ભ રહેવાની હરકત દૂર થાય. પુષ્ટ સ્ત્રીને ૭ દિવસ અને પાતળી સ્ત્રીને ત્રણ દિવસ આ ઇલાજ કરવાથી અસર થાય છે. જંતુ મારવાનો ગુણ પારા-(ધાતુ)માં છે, તે ગુણ મીંઢળનાં બીમાં પણ છે. એ બીમાં જરા ઝેર છે. જો બિયાને આટામાં મેળવી ગોળી કરી તે પાણીમાં નાખે તો પાણીની અંદરનાં માછલાં સ્થંભી જાય. મીંઢળમાં પારા(ધાતુ)નો ગુણ છે, તેથી મીંઢળના પાનના રસનો લેપ માથે લગાડે તો ૨ાા કલાકમાં જૂ મરી જાય અને એ જ કારણથી મીંઢળનાં લીલાં પાન અનાજના વાસણમાં નાખે તો અનાજને સડો લાગે નહિ અને પારો જે કામ કરે, જીવજંતુ થવા દે નહિ તે કામ મીંઢળ કરે, ભેંસને ાા શેર મીંઢળ ખવાડે તો ગર્ભ રહે.

૬૪–દસ્તાન બંધ થયા પછી ૪ દિવસ સુધી રોજ એકવાર નાગકેસર. ૬ માસા ખાય.

૬૫–કાંટાસળિયાનો ઉકાળો સ્ત્રી રોજ બે વાર પીએ, ચાલુ પીએ તો દસ્તાન આવે અને સંતાન થાય.

૬૬–સરપંખા ધોળા ફૂલવાળા અથવા રાતા ફૂલવાળાનું પંચાંગ રીતસર નોતરીને લાવે, છાંયડામાં સૂકવે, જરા તડકો લગાડી તેનું ચૂર્ણ કરે, સમભાગે નાગકેસર મેળવે. માસિકધર્મના ૪ દિવસ પૂરા થવા પછી ાા તોલો ચૂર્ણ ઘી, સાકર સાથે રોજ બે વાર સ્ત્રી ભૂખે પેટે ૧૪ દિવસ ખાય. દવા લીધા પછી ૨ કલાક પાણી ન પીએ. ચણાનો મગજ નવટાંક ખાય. ૪ માસ સુધી આ ઇલાજ દર માસે ૧૪ દિવસ કરે. જેમ સ્ત્રી ઇલાજ કરે, તેમ મરદ પણ તે ઇલાજ કરે. સરપંખાની દવા ખાધા પછી જીવ ઊંચકે છે તે પાણી પીવાથી વધારે ઊંચકે; પણ ચણાનું મગજ ખાવાથી જીવ ઊંચકે નહિ. એનો અર્ક બની શકે. બે તોલા સરપંખાને ૨૦ તોલા શુદ્ધ સ્પિરીટ(અથવા બ્રાન્ડી)માં મેળવે. એનાં ૩૦ થી ૬૦ ટીપાં પાણી સાથે પીવાય. સરપંખાનું મૂળ ચાવી પછી મરચું ચાવો તો તીખાશ લાગે નહિ.

## સ્ત્રીને ગર્ભપાત ન થાય

૧-માલકાંકણીના મૂળનો કટકો કાળા રંગના કપડામાં બાંધી સ્ત્રીની કમરે બાંધે તો ગર્ભપાત થતો અટકે. આ પ્રયોગને 'ભારદોરી' કહે છે. ગર્ભ રહે ત્યારથી આ પ્રયોગ ચાલુ કરવો. પ્રસવનો દિવસ નજીક આવે ત્યારે છોડી દેવો.

૨-સ્ત્રીને પેટમાં રતવા હોવાથી ધાવતાં બાળકોને તે રતવા લાગુ પડે અને મરી જાય છે. આવે પ્રસંગે વાંઝણી ઇંદ્રાલીનો કંદ ૦ા અથવા ૦ાા તોલો પાણીમાં ઘસી સ્ત્રી રોજ એકવાર પીએ તો ગડગૂમડાં સર્વ સારાં થાય.

૩-ઉપદંશને લીધે અથવા બીજાં કારણે સ્ત્રીને ગર્ભ રહેતો નથી અને રહે છે તો થોડા મહિનામાં નીકળી પડે છે તેનો ઇલાજ: રોઝ નામનું ગાયના જેવું પ્રાણી હોય છે. તેનાં સૂકાં લીંડાં ૪ પાશેર પાણીમાં એક રાત ભીંજવી રાખે, સવારે તેને ચોળે, કપડામાંથી ગાળે તેમાં સાકર નાખી રોજ એકવાર ૩ માસ સુધી પીએ તેથી પેટમાંના રતવા અને ગરમી સારી થાય.

૪-ગર્ભસ્રાવ થતો હોય તો ગર્ભ રહે ત્યાર પછી દર મહિને ૩ દિવસ તે સ્ત્રી રોઝ જાનવરનાં લીંડાંનો ઉપયોગ ઉપર મુજબ કરે.

૫-કાંસકીનું મૂળ રીતસર નોતરીને લાવે, કુમારી સ્ત્રીને હાથે કાંતેલા સૂતરના ૭ દોરાથી તે મૂળ બાંધે અને સ્ત્રી કમરે રાખે તો ગર્ભપાત ન થાય.

૬-પાંચ તોલા તલ વાટી મધ સાથે ખાય, ઉપરથી નીચે મુજબ ઉકાળો પીએ. સાકર, કમળકંદ, વાળો સમભાગે તોલા ૨ લઈ ઉકાળો બનાવે.

૭-ધાવડીનાં ફૂલ અને સાકર ટાઢા પાણી સાથે ખાય.

૮-તલ, આસન, કમળકાકડી, સાકર મધમાં ખાય.

૯-તલના પાનનો રસ સાકર સાથે ખાય.

૧૦-શનિવારે સૂર્ય ઊગ્યા પહેલાં મોગરાના મૂળને નોતરવું. રવિવારે સૂર્ય ઊગ્યા પહેલાં મૂળ કાઢી લાવે. લોબાનની ધૂણી આપે. સ્ત્રીની કમરે બાંધે, નવમે મહિને તે છોડે. જો ન છોડે તો વખતસર પ્રસવ થાય નહિ.

૧૧-કાળી મરોડીનો પાટો પેટે બાંધવાથી ગર્ભપાત થતો અટકે

ગર્ભપાત-ગર્ભવાળી સ્ત્રીને રક્તસ્રાવ થતો હોય અને ગર્ભપાત થવાનાં ચિહ્ન દેખાય તો ૧ તોલો કમળકાકડીની દૂધ-સાકર સાથે ખીર બનાવી ખવડાવે.

## સુવારોગ-સુવાવડીના રોગો

૧-કસુવાવડથી થતા અનેક રોગો મટે-નાગરવેલનાં પાનની ચા બનાવી રોજ બે વાર પીવી.

૨-સુવારોગવાળી સ્ત્રીને ચીલોતરા પક્ષીનાં પીછાં ગરમ પાણીમાં ઉકાળી તે પાણીથી નવડાવે તો ઘણો ફાયદો થાય છે. સુવાવડી દરેક સ્ત્રીને આ પાણીથી નવડાવવાનો રિવાજ ચોક્કસ જાતના લોકમાં હતો.

૩-સુવાવડી સ્ત્રી માટે પડી-વાયુ શરીરે થયો હોય તે માટે-બાવચી, રાસ્ના, ગોખરુ તાલવંતી (તલવણી), ભીડવણ, આસધ, એરંડાનું મૂળ કૌચા, ગંગો શતાવરી, કાટાસળીઓ, મોથ, હરડેનું દળ, દેવદાર, દારુહળદર-દરેક અડધો અડધો તોલો લઈ એની ૩ પડી કરવી. ૧ પડી ૩ શેર પાણી નાખીને ઉકાળવી, અને ૦ા શેર રહે તે પીવી.

૪-સુવાવડી સ્ત્રીની પડી, સુવાવડના કોઈ પણ રોગ માટે પિવાય છે સુવા-રોગ માટે જાણીતો ઇલાજ-અતિવિષ, દેવદાર, વજ, કોઠ, સૂઠ, પીપર, જાયફળ, નાગરમોથ, કડું, કરિયાતું, હીમજી હરડે ગજપીપર, રાતો ધમાસો, રીંગણી, ગળો, કાકડાશિંગ, શાહજીરું સમભાગે મેળવી તેમાથી ૨ તોલા લેવું. તેને ૧૬ તોલા પાણીમા ઉકાળીને ૪ તોલા રાખી પીવું માટીના વાસણમાં ઉકાળવું. સુવાવડમા કોઈ પણ જાતનો રોગ જણાય ત્યારે આ ઉકાળો પીવો

૫-સુવારોગ, પગનો સોજો, સુવાવડ પછી થતી ખસ-આ દરદો માટે અરણીના પાનનો રસ ૨ તોલા અને તલનુ તેલ ૧ તોલો મેળવી ૭ દિવસ પીએ તો રોગ જાય

૬-સુવાવડી સ્ત્રીને શક્તિ આવે-દ્રાક્ષનો આસવ પીવામાં લેવો

૭-લોહીવા દૂર થાય, પ્રદર મટે-૦ા તોલો ઉંદરની લીંડી દૂધમાં ઉકાળીને સ્ત્રીને પાવી અથવા કબૂતરની હગાર ૦ાા તોલો દહીં સાથે ખવડાવવી બાવળનો કોલસો ૦ાા તોલો દૂધ સાથે ખવડાવવો ભેંસની કાળી બાજુનાં શીંગડાના વહેરમાં ૨ વીંટાળી તેની બત્તી બનાવે ઘીની બત્તીમા તેનું કાજળ પાડે, તે કાજળ આંખે આંજે તેથી લોહીવા મટે.

૮-કાસકીનુ મૂળ ૦ાા તોલો દૂધમા ઘસીને પીએ.

૯-બાવળીઆના જડની ૭ લ ૦ાા તોલો ચોખાના ધોવાણ સાથે સ્ત્રી પીએ. ૦ાા તોલો અડાયની રાખ પાણી સાથે પીએ

૧૦-સુવારોગ સોમરોગ, જણ્યા પછી સ્ત્રીને થાય છે તે માટે-ધંતૂરો કાળો અને મરી સમભાગે લઈ પાનના રસમા ચણા જેવડી ગોળી બનાવે. સવાર-સાંજ એકેક ગોળી ખાવાથી ઘણી સારી અસર થાય છે.

૧૧-સુવાવડ પછી થતા અનેક રોગમા સુવાવડની પડી પીવામાં આવે છે તે. (તાવ, શળ, માથાના દુખાવા, કફ વગેરે માટે)-દેવદાર આદિ કવાથ તેમાં નીચે મુજબ વસાણા છે:

દેવદાર, પેડાવજ, ઉપલેટ, પીપર, સૂંઠ, કરિયાતુ, કડુ, કાયફળ. ધાણા, હરડે, ગજપીપર, ભોરીંગણી ગોખરુ, ધમાસો, બીજી ભોરીંગણી. અતિવિષની કળી, ગળો, કાકડાશીંગ, કાળીજીરી, હિંગ, સિંધાલણ-આ વસાણાને મેળવી તેમાથી ૪ તોલા લઈને ૧ શેર પાણીમાં ઉકાળી ૦ા શેર રાખી પીવો

આ ઉકાળાનું પટ લિક્વિડ એક્સ્ટ્રેક્ટ બનાવે તો રોજ કાવો બનાવવાની

ખટપટ ઓછી થાય.

૧૨–સુવાવડ પછીની નબળાઈ અથવા ઝીણો તાવ જરૂર માટે–પીપર ૧ ભાગ, લોહભસ્મ ૧ ભાગ, ત્રિફળાંનું ચૂર્ણ ૬ ભાગનું ચૂર્ણ કરી એમાંથી ०। તોલો ચૂર્ણ ઘી અને મધમાં મેળવી ચાટવું અને ઉપરથી દૂધ પીવું.

સ્ત્રીઓને પ્રસવ થયા પછી તાણ આવે, દાંત બંધ થાય વગેરે ધનુર્વાને મળતાં દરદ દેખાય, ઝાડા આવે, સોજા થાય તે માટે પાતાળ તુમડી ચમત્કારિક ઇલાજ અને મહા ઔષધ છે.

## સ્ત્રીને દસ્તાન આવે, લોહીવા થાય, સ્ત્રીને ઋતુ આવે

૧–દસ્તાન બરાબર ન નીકળે તો ૨ વાલ ટંકણખાર અને ૨ વાલ તજ મેળવી દર ૩ કલાકે આપે.

૨–દસ્તાનમાં દુખાવો હોય તો તલનો ભૂકો વાલ ૨ દર ૩ કલાકે લેવો.

૩–સ્ત્રીઓને દસ્તાન આવે–૧ તોલો ખાંડેલા કાળા તલ, ૨૦ તોલા પાણીમાં ઉકાળીને ૫ તોલા રહે તે ગાળી અંદર ગોળ નાખીને પીવું. દસ્તાન દેખાયા પછી ૪ દિવસ રોજ તાજું દૂધ પીવું અને તલનો ખોળ પાણીમાં ભીંજવી પેડુ ઉપર મૂકવો.

૪–દસ્તાન અને પેશાબ છૂટે–દસ્તાન અને પેશાબ છોડાવવા માટે સીતાબ ૩ વાલ ખાવામાં અપાય છે.

૫–દસ્તાન છૂટે, દુખાવો બંધ પડે–હીરાકસી, એળિયો, હીરાબોળ સમભાગે મેળવી તેની ૫ ગ્રેનની ગોળી બનાવી રોજ બે ખાવી.

૬–સ્ત્રીને દસ્તાન છૂટે–॥ વાલ હિંગ અને ॥ વાલ સિંધવની ગોળી કરી દિવસમાં બે વાર ખવડાવે.

૭–સ્ત્રીને ઋતુ લાવવા માટે–ગાજરનાં બી ઉપયોગી છે પણ વધુ પ્રમાણમાં ખાવાથી નુકસાનકર્તા છે.

૮–સ્ત્રીને ઋતુ આવે–ધરો (દુર્વા) ઘાસના રસમાં દાડમની મોટી કળી વાટી કાંજીમાં ૭ દિવસ સ્ત્રીને ખવડાવે.

૯–સ્ત્રીને ઋતુ લાવવા માટે–પીપળાની છાલ ॥ તોલો પાણીમાં ઘસીને પીએ.

૧૦–સ્ત્રીને ઋતુ ન આવે અને તેના કારણે પેટમાં ગાંઠ થઈ હોય તો આકડાનાં મૂળ અને ચોથે હિસ્સે મરી વાટીને ૧ થી ૨ વાલ ચૂર્ણ મધમાં લેવું તેથી ગાંઠ તૂટે અને ઋતુ આવે.

### સ્ત્રીને દસ્તાન, લોહીવા, રક્તપ્રદર, દસ્તાન ઘણું જાય મેનોરીજીઆ, દસ્તાન નિયમસર આવે, લોહીવા માટે

૧૧–કાળા તલ ૫ તોલા પાણી ૧1 શેરમાં ઉકાળી ૭ તોલા રાખે, ગોળ નાખી રોજ ૧ વાર પીએ તો દસ્તાન ઘણું આવતું બંધ થાય, નિયમસર આવે.

૧૨-આસોપાલવની છાલનો અર્ક અથવા શરબત રોજ પીએ.

૧૩-ઈંડાંનાં કોચલાંની રાખ ૦। તોલો પાણી સાથે રોજ બે વાર પીએ. ૪ દિવસ ખાવાથી ગુણ જણાય.

૧૪-પાષાણભેદ, શંખજીરું સમભાગે ૦।-૦॥ તોલો ખાવું.

૧૫-મેંદીનાં બી અને સાકર સમભાગે તથા ૦॥ તોલો ચૂરણ ૩ દિવસ ખાય.

૧૬-ખટમલની નીચેનો ભાગ ખાય તો દસ્તાન આવે, ઉપલો ભાગ ખાય તો દસ્તાન જાય.

૧૭-કાળી માટીનો પાટો પેટ ઉપર બાંધે તો દસ્તાન બંધ થાય.

૧૮-દસ્તાન બંધ થાય-સંધેસરો ઝાડ એને ઢોર ન ખાય, ન છાંયો આપે. દવા તરીકે એનાં લાકડાંના કોલસાનો ભૂકો ૦। તોલો સ્ત્રી ખાય તો બહુ વહેલું દસ્તાન બંધ થાય. એનાં પાન ખાવાની કઢીમાં નંખાય છે.

૧૯-આવળનાં ફૂલની સોગટી કરી પહેરે.

૨૦-કરમદીનું મૂળ પાણીમાં ઘસી, ૩ દિવસ રોજ ત્રણ વાર પીએ. જો દસ્તાનમાં ફેર ન પડે તો ૩ દિવસ ખાંચો રાખી ફરી પીએ.

૨૧-૧૦૦ વરસની જૂની ઈંટ અને સાકર સમભાગે ૦। તોલો ખાય.

૨૨-નાળિયેર પાણીવાળું ૧, ગુંદર ૦॥ શેર, સાકર ૦॥ શેર મેળવીને ૩ તોલા ખાવું.

૨૩-જૂની ઈંટ, બાવળના પરડા, બાવળનો કોલસો, કડીઓ ગુંદર ૦। તોલાનું ચૂર્ણ ગોળ સાથે ખાય.

૨૪-લોહીવા મટે-સામલનાં છોડાં ચોખાના ધોવણમાં ઘસી ૧ તોલો ઘસારો મધ સાથે રોજ ત્રણ વાર ૭ દિવસ ખાય.

૨૫-ખીલીનાં પાનનો રસ ૧ તોલો, ઘી ૧ તોલો ૩ દિવસ રોજ બે વાર ખાય.

૨૬-કબૂતરની હગાર ૦। તોલો ખાંડ સાથે ૩ દિવસ ફાકી મારે.

૨૭-ભિલામાનું તેલ ૭ ટીપાં, ઘી ૨ તોલામાં મેળવી એક જ દિવસમાં ત્રણ વાર ખાય.

૨૮-દસ્તાન અપૂર્ણ દિવસે જાય તો, આમળાંનાં ફળનાં બીજને ચોખાના ધોવણમાં વાટી પીવું.

૨૯-સ્ત્રીનું દસ્તાન બંધ થાય-લગ્ન વખતે અથવા કોઈ શુભ વખતે સ્ત્રીને દસ્તાન આવવાથી ઘણી હરકત નડે છે. તે હરકત દૂર કરવા દસ્તાન એકદમ બંધ કરવાની જરૂર પડે છે. તે કામ એક કલાકમાં થઈ શકે.

જસતનાં ફૂલ (ઝીન્ક સલ્ફસ) ગ્રેન ૮, પાણી ૧ ઔંસ મેળવે. કાયામાં રહી શકે એટલું અને નરમ કપડું તેમાં બોળે, તે કપડું પાંચ જ મિનિટ કાયામાં રાખે (વધારે વખત રાખે તો કાયા સંકોચાઈ જાય). પછી તે પે' બહાર કાઢી પાણીથી ધોઈને નીચોવે. ફરીથી જસતના પાણીમાં બોળી '

પાંચ જ મિનિટ રાખે. આવી રીતે કર્યા જવું. તેથી દસ્તાન બંધ થાય.

૩૦–અટકાવ વેળા દસ્તાન બહુ જાય તો તજની ચા પીવામાં ફાયદો છે.

૩૧–સ્ત્રીને છોકરાં જણવાની ઇચ્છા ન હોય અને દસ્તાન બંધ કરવું હોય તો કલારનો રસ ૧ તોલો, સાકર ૧ તોલો, ગોરુચંદ ભૂકો ૧ વાલ, આ ચૂર્ણ ઋતુના ૩ દિવસ જ રોજ બેવાર પીએ તો ઋતુ આવતી બંધ થાય.

કલાર બે જાતની છે. એક ઉપર પીળાં ફૂલ આવે છે, પાનને કોરે દાંતા (કનગરી) રહે તેને પીળો કલાર કહે છે. પાન દાંતાવાળાં છે. બીજો ખોડિયો કલાર છે; તેનાં ફૂલ જાબુડા રંગનાં છે અને પાનને દાંતા (કનગરી) હોતાં નથી પણ પાતળી કોર હોય છે એની વાસથી ચાંચડ નાસે છે. એની ભારી બનાવી તબેલાઓમાં ટાંગી રાખે છે અને ઝાડુ બનાવી જમીન પરનો કચરો વાળે તો ત્યાં ચાંચડ થાય નહિ.

### દસ્તાન આવે

પાલ એલોર્ટઝ એટમર અથવા હીરાબોળ, એળિયો ભોંયરીંગણીનાં બી સમભાગે ગોળમાં ૧ વાલની ગોળી બનાવી ખાય.

### સ્ત્રીને રક્તગુલ્મ

૩૨–સ્ત્રીનુ દસ્તાન વાયુથી સુકાઈ ગોળો બને, ગર્ભ રહ્યો હોય એવો દેખાવ જણાય, પેટ મોટું થતું જાય, ઓકારી આવે, ગર્ભવાળી સ્ત્રીના જેવો જ દેખાવ થાય, તે તો દરદ છે છતાં તે સ્ત્રી ગર્ભવાળી છે એવું જણાય. જો બાઈ રંડાયેલી હોય અને રક્તગુલ્મ થાય તો તે સ્ત્રીની આબરૂ ઉપર ખોટો હુમલો થાય છે. નવ મહિના સુધી એ ગોળો વધે છે. સ્ત્રીનાં થાન (સ્તન) પણ ભારે થતાં જાય છે. ગર્ભને લગતાં તમામ લક્ષણો ગુલ્મમાં જણાય છે

હવે એ ગુલ્મની ગાંઠ છે કે ગર્ભ છે તે જાણવાની રીત નીચે મુજબ છેઃ પાંચ અથવા સાત માસનો ગર્ભ હશે તો તે ગાંઠને તેની જગા ઉપ થી ખમેડવા માંગો તો દબાણથી તે ખસે નહિ ત્યારે ગર્ભ જાણવો. પણ રક્તગુલ્મની ગાંઠ હશે તો સ્ત્રીના પેડુ પર દબાણ કરે તો ગાંઠ ડાબી અથવા જમણી બાજુ પર ખસી શકશે

સ્ત્રીને સુવડાવી તેની ગાંઠ ઉપર દબાણ કરી તે ગાંઠને જમણી બાજુ અથવા ડાબી બાજુ અથવા પેટ ઉપર ઊંચા ભાગમાં લાવી શકાશે. પણ સ્ત્રી ઊભી થાય અથવા બેસી જાય તો તે ગાંઠ ગર્ભસ્થાન આગળ પાછી આવી ઠરશે માટે જાણવું જે ગર્ભ હોય તો હાલે નહિ અને સ્થિર રહે, જ્યારે ગાંઠ ફરી શકે છે.

બીજી પરીક્ષા :

આઠ આઠ આંગળના ૨ સફેદ લુગડાંના કટકા લેવા તેને ગેરુના પાણીમાં બોળવા. ૧ કટકો ગાંઠ પર મૂકવો, બીજો પેટ ઉપર મૂકવો જો ગર્ભ હશે તો

બંને કટકા એકી વખતે સુકાઈ જશે. જો ગુલ્મ-ગાંઠ હશે તો પેટ પરનો કટકો જલદી સુકાશે, ત્યાર પછી ગાંઠ પરનો સુકાશે, બંને કટકા સરખી રીતે એક વખતે સુકાય નહિ.

દવા-શેકેલી ચણાની દાળ ૧ શીશીમાં ભરે, તેમાં કંટાળા (ભૂંગળિયા) થોરનું દૂધ ભરે. બુચ મારી તે શીશી ચૂલાની નીચે દાબી રાખે. ગરમીથી સાત દિવસમાં દૂધ અને દાળ મળી જશે. જો ચૂલો ફાવે નહિ તો શીશી મુકાય એટલો ખાડો જમીનમાં ખોદે, તેમાં શીશી મૂકે, શીશી ઉપર ૬ આંગળ મરોડું દાબે, તે ઉપર ૫ શેર છાણાં મૂકી સળગાવે. આ મુજબ ૫ દિવસ કરે પછી તે શીશી કાઢી લેવી. તેનું પાસુ બદલી જમીનમાં પાછી મૂકે એટલે જે પાસામાં ગરમી ઓછી લાગેલી તે પાસુ ઉપર રાખી તે ઉપર ગરમી વધુ લાગવા દે. આ મુજબ શીશી ફરી દાટી છાણાંની અગ્નિ ૫ દિવસ કરે. આ દાળની વટાણા જેવડી ગોળી કરે. ૨ ગોળી રોજ ત્રણવાર આપે કાંઈ પણ પીડા વગર ગુલ્મ-ગાંઠ પીગળે.

## સ્ત્રીને દસ્તાન બંધ થાય, લોહીવા બંધ પડે

૧-રસવંતી ૧ ટાંક બકરીના દૂધ સાથે ૧૫ દિવસ પીએ.

૨-દસ્તાન ઘણું જતું હોય તો ૫ એલચી અને સુવા, વરિયાળી દરેક ૦। તોલો, ફુદીનો બે આનીભાર એનો કાવો રોજ તાજો બનાવી પીવો.

૩-દસ્તાન બધ થાય-દસ્તાન જતું હોય તે ઠંડા ઇલાજોથી બંધ ન પડે તો બે તોલા દારૂમાં ૦। તોલો પોચીખાન મેળવી પીવો.

૪-દસ્તાન જતું બંધ પડે-૦॥ તોલો જીરું સવારે બામદારે (ભૂખ્યા પેટે) ખાઈ ઉપરથી પાણી પીએ.

૫-સ્ત્રીને દ તાન ઘણું જાય તે અટકે-ચૂલામાં ભૂંજેલી ધાપાણ ૦॥ તોલો પાણી સાથે ફાકે, ઉપરથી દૂધ પીએ.

૬-પેશાબનું ફૂલ મોટું થાય, સોજો આવે તે નરમ પડે-ફુલાવેલી ધાપાણને દિવેલમાં મેળવીને સોજા પર લગાડે.

૭-ગર્ભવાળી સ્ત્રીને દસ્તાન આવતું હોય તો-ગાયનું ઘી કાંસાની થાળીમાં સો વાર ધોઈને ઘી આખે શરીરે મસળવું. એ ઘી ઝેરી છે, ખવાય નહિ.

૮-દસ્તાન મારે-દસ્તાન ઘણું જાય ત્યારે સફેદ સાવરીનાં મૂળયાંનો ભૂકો ૦। તોલો લઈ દૂધ-સાકર સાથે રોજ ખાવો.

૯-દસ્તાન-સધેસરા ઝાડની ડાળીઓ બાળી, તેના કોલસાની ભૂકી ૦॥ તોલો દસ્તાન જતું હોય તે મારે ખવડાવવી.

૧૦ સ્ત્રીને દસ્તાન ઘણું જાય તે અટકે-કપાસનાં પાનનો રસ ૧ તોલો પાવો અથવા કપાસનાં મૂળને ચોખાના પાણીમાં ઘસીને બે વાર પાવું.

૧૧–સ્ત્રીને દસ્તાન બંધ થાય–ગળીનું મૂળ ૦ા તોલો, ચોખાના ધોવણુમાં ઘસીને દિવસમાં બે વાર ૭ દિવસ પાવું.

૧૨–દસ્તાન બંધ થાય–રીસામણી–શરમાઉ ઝાડના મૂળનું ચૂર્ણ ૦ા તોલો ખાય અને ઉપરથી દૂધ પીએ.

૧૩–ગર્ભવાળી સ્ત્રીને દસ્તાન થાય તો–પેડુ ઉપર ઠંડા પાણીની ધાર ૧ હાથની ઊંચાઈએથી નાખે.

૧૪–દસ્તાન ઘણું જતું હોય તે માટે મગને ભુંજી તેનો આટો બનાવે, તે આટો ૦ાા અથવા એક તોલો ઘેટાના દૂધમાં ઉકાળી પીએ, અને જૂની છોનું છારું બારીક કરી પાણીમાં મેળવી પેડુ ઉપર લેપડી મૂકે.

૧૫–સ્ત્રીને દસ્તાન ઘણું જ જાય–સ્ત્રીને દસ્તાન ઘણા દિવસ જયા કરે તો ગુલમહોરનાં પાનનો રસ ૦ા તોલો સાકર સાથે પીવો.

૧૬–સ્ત્રીને દસ્તાન ઘણું જ જાય–ત્યારે પદ્માણીલોધર બેઆનીભાર આપવું, દસ્તાન હદ બહાર જાય તો જ આપવું.

૧૭–સ્ત્રીના દસ્તાન માટે–સ્ત્રીને દસ્તાન ઘણું જાય ત્યારે ઘઉંની કાંજી કરી પીવાથી ફાયદો થાય છે.

૧૮–દસ્તાન બંધ પડે–ઈંડાના કોટલાની રાખ એક પેસાભાર લઈ ઠંડા પાણી સાથે પાંચ દિવસ સુધી રોજ એકવાર પીએ તો દસ્તાન બંધ થાય અને ફરી આવે નહિ.

૧૯–સ્ત્રીને લોહીવા બંધ થાય–કડાનું ફૂલ ૦ા તોલો, સાકર અને એલચી દરેક ૦ા તોલો, એને એક શેર પાણીમાં ઉકાળી ૦ા શેર રાખવું. આ પાણી થોડું થોડું દિવસમાં ત્રણ વાર પીવું. આ મુજબ આઠ દિવસ પીવું.

૨૦–દસ્તાન બંધ થાય–કેરબાને ગુલાબમાં વાટીને ખાવામાં આપે તો તેથી દસ્તાન બંધ થાય છે. માત્રા એક અથવા ૪ વાલ.

૨૧–લોહીવા–દસ્તાન સ્ત્રીને બહુ જતું હોય તો–કેવડાની જડ ૦ા તોલો, ૦ા શેર દૂધમાં ઘસી સાકર મૂકીને ૭ દિવસ પીએ તો દસ્તાન બંધ થાય અથવા જાદસ્નાં ફૂલનું પાણી સાકર સાથે ૭ દિવસ પીએ.

૨૨–દસ્તાન બંધ થાય–માથે આવેલી સ્ત્રીને તરત નવડાવવી હોય તો કબૂતરની હગારની બારીક ભૂકી બેઆનીભાર અથવા વધારે ખવડાવવી, આથી કોઈ પણ સ્ત્રીનું દસ્તાન ઉતાવળે બંધ થાય છે, ઉપાય ચોક્કસ છે. જરૂર હોય તો ૨ કલાક પછી બીજીવાર ખવડાવે.

૨૩–ધાપાણુને છાણાંના તાપથી પકવે છે. દસ્તાન બંધ કરવા સ્ત્રીઓ એનો ઘણો ઉપયોગ કરે છે.

૨૪–સ્ત્રીને દસ્તાન ઘણું આવે તો–પીપળાનાં પાંચ પાન રોજ ત્રણ વાર ખાવામાં આપવાં.

૨૫-બાવળનો ગુંદર સ્ત્રીઓને ખવડાવવાથી કમરે જોર આવે છે અને દસ્તાનની બીમારી સુધરે છે.

૨૬-દસ્તાન ઘણું જાય તે અટકે-પીળો મટાળીને બુડતા પાણીમા ભીંજવે, તેનું નીતર્યું પાણી પાચ તોલા લઈ તેમાં ૧ તોલો સાજી નાખી પીએ.

૨૭-ચૂલામાની અડાયાની સફેદ રાખ ૦ા તોલો અથવા વધારે ૦ા શેર દૂધમા નાખી ગાળીને રોજ ૧ વાર ૪ દિવસ સુધી પીએ.

૨૮-દસ્તાન બંધ થાય-છાયામાં સૂકવેલી તાદળજાની ભાજીનું ચૂર્ણ અને રસમતી (રસવંતી) સમભાગે મેળવી તેની પોટલી બનાવી સ્ત્રી છૂપા ભાગમાં મૂકે.

૨૯-દસ્તાન ઘણું પડે તે વેળા કોઇ પ્રસંગે મરચા ખાવાથી ફાયદો થાય.

૩૦-સ્ત્રીને જો દસ્તાન ઘણું જાય તો રીંગણીના ફૂલનો રસ મીઠા તેલ સાથે મેળવી પેટ ઉપર લેપ કરે તો દસ્તાન ઓછુ આવે હમેલવાળી સ્ત્રીને દસ્તાન આવે તો રીંગણીનાં મૂકીભર પાદડાને એક શેર પાણીમા ઉકાળી ૦ા શેર રાખે. એમાથી ત્રણ તોલા પાણી દિવસમાં ત્રણ વાર પીએ.

૩૧-સ્ત્રીને દસ્તાન ઘણું જાય તો જેનસિયન રૂટ પાવડર અને મેંદીના કુટેલા પાન મેળવી સ્ત્રીના બંને હાથમાં લગાડે તો લોહી બધ થાય.

## ધાવણ વધે-સ્ત્રીને થાનમાં દૂધ વધે

૧-સ્ત્રીના થાનમાં શક્તિ વધે-ઇદ્રવરણાના મૂળને ચોખાના ધોવાણમા ઘસીને ડીંટડીની આસપાસ થાન ઉપર લગાડે.

૨-સફેદ તલ શેર ૦ા છુંદીને ૧ાા શેર શેરી વાઈનમા નાખે, એક રાત પલાળી રાખે, પછી ગાળીને તેમાથી દિવસમાં ત્રણ વાર બબે તોલા અર્ક પીએ અને તેનો છૂંદો છાતીએ બાધે.

૩-બી ગાજરના, કાદાના, મૂળાના, સલગમના, સુવા, વરિયાળી સરખે વજને લેવાં એ આખા વજન જેટલા ભૂંજેલા ચણા લઈ ચૂર્ણ બનાવે. તેમાંથી રોજ સવારે તોલો ૧ાા ખાય, ઉપરથી દૂધ શેર ૦ા પીએ તો થાનમા દૂધ વધે.

૪-ગાયના દૂધમાં ચોખા વાટીને ખાવાથી થાનમાં દૂધ વધે

૫-૩ ભાગ સુવા, ૧ ભાગ કોપરુ લઈ તેને ઘીનો પટ આપી શેકવું. વજનમા ૧ થી ૨ તોલા અથવા વધુ રોજ બે વાર ખાવાથી થાને દૂધ વધે છે.

૬-ગાયનુ દૂધ શેર ૦ા મા સફેદ ચણા તોલો ૧ આખી રાત ભીંજવે, તે ગાળીને સાકર સાથે પીવાથી દૂધ વધે છે.

૭-જંગલી તુળસી તોલા ૩ ના રસમા કડવા વાલનો આરો તોલા ૪ મેળવીને સ્ત્રીના થાન પર લગાડવાથી દૂધ વધે છે

૮-ગળોનુ સત્વ ખાધાથી બૈરાને દૂધ વધે છે.

૯-ગળોનુ સત્વ-ગળો લીમડા ઉપર થાય તે વધારે ગુણવાળી છે તે

ખાવામાં કડવી લાગે છે. વેલો જાડો હોય તેમ તેમાંથી સફેદ સત્ત્વ ઘણું નીકળે છે. ગળોને છૂંદી, પાણીમા ભીંજવીને ચાર દિવસ ચોળ્યા કરવી. અંદરનો આટા જેવો ભાગ છૂટો પડે ત્યારે કૂચો કાઢી લઈ કપડાથી ગાળી લેવું. સત્ત્વ નીચે ઠરી બેસે ત્યારે પાણી નીતારી લેવું. બીજું પાણી નાખી તે સત્ત્વને ધોવું. એ ત્રણ વાર પાણીથી ધોવાથી સત્ત્વ સફેદ થાય ત્યારે તેને સૂકવે.

૧૦–સ્ત્રીના થાનમાં દૂધ વધે–પથ્થરથી ચોખાને વાટે અને દૂધ સાથે કાંજી બનાવી, અંદર સાકર નાખી ૧૪ દિવસ પીએ તો દૂધ થાનમાં વધે.

૧૧–દૂધ સ્ત્રીનું વધે–કપાસીઆનાં બીજને છૂંદી ભૂકો કરે. ૧ તોલો ભૂકો દૂધમાં ઉકાળીને પીએ

૧૨–દૂધ થાનમાં વધે–ગળવેલનો ઉકાળો સાકર નાખી પીવો.

૧૩–પીપર, સૂઠ, હરડે સમભાગે મેળવી રોજ પાણી સાથે તોલો ૦। થી ૦।। ખાય તો દૂધ વધે છે.

૧૪–ખસખસ અને બદામ ખોરાક સાથે ખવડાવવાથી દૂધ વધે છે.

ઘઉંનું દૂધ પકાવીને ખવડાવવાથી દૂધ વધે છે.

પાલકની ભાજી ખવડાવવાથી સ્ત્રીના થાનમાં દૂધ વધે છે.

૧૫–૦।। શેર દૂધમાં પીપર, પીપરીમૂળ, સૂંઠ, મોથ, વાળો, ધાણા, મજીઠ દરેક બેઆનીભાર મેળવીને પીએ તો થાનમાં દૂધ વધે.

૧૬–દૂધ વધે–કાથાબોર એ હીરાબોળ અને કાથાની બનાવટ છે. છોકરું જણ્યા પછી સ્ત્રીને ખાવામાં આપવાથી છાતીમાં દૂધ વધે.

૧૭–દૂધ સ્ત્રીના થાનમાં વધે–૦। તોલો શતાવરીને દૂધમાં વાટીને પીવી. અથવા સૂવા તથા કોપરું ઘીનો પટ દઈને ગરમ કરી રોજ ખાવાથી સ્ત્રીના થાનમાં દૂધ વધે છે. અથવા દૂધની સાથે ૪ લીંડીપીપર મેળવી પીવી.

૧૮–સ્ત્રીના થાનમાં દૂધ વધે–જીરું શેકીને ભૂકો કરવો, તે ૦।। તોલો રોજ બે વાર ખાવો.

૧૯–ગુલકંદ–ખરા ગુલાબની પાંદડી ૧ ભાગ, ચીનાઈ સાકર બે ભાગ ખૂબ ચોળીને મેળવવું. તડકે અને ડારમાં મૂકી રાખવું હલકો ગુલકંદ ખોટાં ગુલાબ અને ખાંડનો બને છે. ગુલકંદ રોજ ખાવાથી બૈરાં અને બુઢ્ઢા આદમીને ફાયદો થાય.

૨૦–સ્ત્રીને દૂધ વધે–બાળકને જન્મ આપ્યા પછી જીરું કોઈ પણ પ્રકારે સ્ત્રીના ખાવામાં આપે.

૨૧–ધાવણ વધે–આસંધ ૦।થી ૧ તોલો અથવા વિદારીકંદ ૦।થી ૦।। તોલો અથવા શતાવરી ૦।થી ૦।। તોલો અથવા ઉપલી ત્રણે ચીજોને સમભાગે

મેળવી તેમાંથી ૦ાા તોલો રોજ સવારે દૂધમાં ઉકાળી પીએ.

૨૨-સ્તનમાં દૂધ વધે-આસંધ, ભોંયકોળું, જેઠીમધ દરેક ૦ા થી ૦ાા તોલો દૂધમાં ઉકાળી રોજ પીવું

૨૩-સ્ત્રીના થાનમાં દૂધ આવે-૩ અળસિયાંનો ભૂકો ગોળમાં મેળવીને સ્ત્રીને ખવડાવે તો દૂધ આવે અને વધે

૨૪-સ્તનમાં દૂધ વધે-નરમાની કપાસ અને શેરડીનાં મૂળનું સમભાગે ચૂર્ણ બનાવી તેમાંનું એક તોલો ચૂર્ણ દૂધમાં ઉકાળી કાંજી બનાવી રોજ પીએ.

૨૫-બકરીનું ફેફસું કાપી કટકા કરે. તેને ઘી, મસાલા સાથે વધારી સેરવો બનાવી પીએ અને પકાવેલું ફેફસું ભાત સાથે ખાય તો થાનમાં દૂધ ઘણું આવે.

૨૬-છાતી ઉપર ૦ાા કલાક શેક કરવો, પછી બાફેલાં એરંડિયાનાં પાન બાંધવાં.

૨૭-પીપર, સૂંઠ અને હરડે સમભાગે મેળવી ૦ાા તોલો ચૂર્ણ રોજ બે વાર લેવું. દૂધનો ખોરાક લેવો.

૨૮-સ્ત્રીઓને દૂધ ઓછું આવતું હોય તો-અડમડીના વેલાના પંચાંગ-(પાન, ફળ, મૂળ વગેરે)નો ઉકાળો (૨ તોલા પંચાંગ અને ૦ાા શેર પાણી) બનાવી સ્ત્રીને રોજ પાવો. છૂંછો રહે તે સ્તન ઉપર બાંધવો.

અડમડી વનસ્પતિનો વેલો છે. તે દૂધાળ (દૂધ નીકળી શકે એવી) વનસ્પતિ ઉપર ચઢે છે. એની ઉપર શિંગો ઝૂમખાબંધ થાય છે. એનાં કુમળાં પાનની ભાજીનું શાક કરી ખાય છે.

સ્તનજોતના પાંદડાં છાતીએ બાંધે તો સ્ત્રીને દૂધ વધે છે.

થાનમાં દૂધ વધે-સ્ત્રીને ૧ તોલો વરિયાળી રોજ બે વાર ખાવી.

થાનમાં દૂધ આવે-સ્ત્રીને તેમ જ ગાયને ખોરાક લીધા પછી ૩ દિવસ શતાવરીનાં પાનનો રસ ખવડાવે તો દૂધ વધે અને અનેક વ્યાધિ દૂર થાય. શરદી થવાનો સંભવ લાગે તો મરી, સૂંઠ સાથે આપવું.

સ્ત્રીના થાનમાં દૂધ વધે-શાકભાજી ખાનારાઓને વિદારીકંદ બહુ જ સારો છે. એનો ભૂકો ૧ થી ૨ તોલા દૂધમાં રોજ ખાય તો ધાવણમાં દૂધ વધે.

દૂધ વધારે-સ્ત્રીના થાન ઉપર મોગરાનાં ફૂલ બાંધવાથી દૂધ વધે છે.

૨૯-સ્તનમાં દૂધ વધે-કરચલાને છૂંદી ઘીમાં તળવાં, તેમાંથી ૧ તોલો અથવા ૦ાા તોલો ચૂર્ણ દર રવિવારે ઘરના ઉંમર પર બેસીને ખાવું. કરચલાં જાતે ગરમ છે. માટે જેટલાં સહન થાય તેટલાં ખાવાં, હરસવાળા દરદીએ ખાવાં નહિ.

૩૦-સાઠી ચોખા, નાળીએર, શીંગોડાં, શતાવરી, વિદારીકંદ, લસણ-આ ચીજો ખાવાથી દૂધ વધે.

૩૧-કોલમના ચોખા દૂધમાં વાટી પીએ તો દૂધ વધે, અને સ્તનમાં શક્તિ વધે.

૩૨-એરંડાનાં પાનને પાણીમાં ઉકાળે, તે પાણી ઠંડું પડે અને સ્રીની છાતી ઉપર ઊંચી ધારથી નાખે, અને પાનની લૂગદી કરી છાતી પર બાંધે, તો ઊડી ગયેલું દૂધ છાતીમાં આવે.

૩૩-દૂધ સુધરે-મગનુ ઓસામણ પીએ, અથવા આમળાંની ખીર ખાય.

૩૪-દૂધ સુધરે-ભારંગી, દેવદાર, તજ, અતિવિષનું ચૂર્ણ ાા તોલો ખાયા કરે

૩૫-દૂધ વધે-શતાવરી ૭ તોલા, જીરું તોલા ૩, પીપર તોલો ાા, સાકર ૦ા શેરના ૭ ભાગ કરે, ૧ ભાગ દૂધ સાથે રોજ ખાય. (પીપરને છાશમાં એક રાત બોળે. પછી લૂછી ઘીમા તળી ચૂર્ણ બનાવે.)

૩૬-કમળકંદ ૦ા તોલો દૂધમાં ઉકાળી પીએ

૩૭-રામબાવળિયા(કટસરૈયા)નાં મૂળનું ચૂર્ણ તોલો ાા દૂધમાં રોજ ખાય.

૩૮-અસાળિયો ૧ તોલો દૂધ સાથે ખીર બનાવી ખાય (આથી મરદને પુરુષાતન પણ આવે). તકમરીઆની માફક અસાળિયો પાણીમાં ફૂલે છે.

૩૯-ઘઉંનો રવો, અખરોટનાં પાન સમભાગે લઈ તેની પૂરી બનાવી ખાય.

૪૦-વિદારીકંદ (વિદારીકંદ-ભોંયકોળું) છૂંદે, તેનો રસ કાઢી સૂકવે. તે ચૂર્ણ એક તોલો મધમાં રોજ પીએ.

૪૧-નરમો, શેરડી અથવા પિત્તપાપડો એમાંથી કોઈનું મૂળ ાા તોલો કાંજીમાં રોજ પીએ.

૪૨-મેથીની ભાજી રોજ ખાવી.

૪૩-સુવા ભુંજેલા રોજ બે વાર ખાય તો દૂધ ચોખું થાય.

૪૪-એક બકરીને ૦ા તોલો હીંગળો ખોરાક સાથે ખવડાવે, જંગલમાં ચરવા મોકલે, આઠ દિવસ તેનું દૂધ ખાવામાં ન લે. નવમે દિવસથી ૧ માસ સુધી એ દૂધ પીએ તો શક્તિ ઘણી વધે.

૪૫-ચણાની દાળ, ઘી, ખાંડ (ચણાનો મગજ) રાતે સૂતી વેળા ખાય.

૪૬-રુદ્રવંતીના આખા છોડનું ચૂર્ણ દૂધમાં પીએ; તો દૂધ વધે અને સુધરે.

૪૭-ખીરબહોટી ગાયના દૂધમાં ઘસી છાતીએ લગાડે તો છાતી મજબૂત થાય.

૪૮-કપાસિયાનું તેલ આટામાં મેળવી રોટી બનાવી ખાય.

## સ્રીને દૂધ કમી થાય

સ્રીના થાનમાથી ઊભરાઈ જતું દૂધ કમી કરવું હોય તો ચેવલી પાન છાતી પર બાંધવાં.

# સ્ત્રીનું કષ્ટાવું, બાળક જલદી અવતરે, પ્રસવ સહેલાઈથી થાય

૧-કષ્ટાતી સ્ત્રીને માથે રૂંવાડિયાનું મૂળિયું બાંધ્યું હોય તો છોકરું તરત નીકળે છે. છોકરું બહાર નીકળે કે તરત મૂળિયું માથા પરથી કાઢી નાંખવું.

આ મૂળિયું ચોક્કસ ક્રિયા કરી લાવવું જોઈએ એવું કેટલાક માને છે, તે ક્રિયા નીચે મુજબ છે:

રૂંવાડિયાનું મૂળિયું લાવવાની રીત-છોડ આગળ શનિવારે સાંજે જવું. તેને નોતરું દેવું કે મારે તારો ખપ છે. સ્ત્રીઓને કષ્ટાતી છોડાવવાને માટે કાલે તને લઈ જઈશ. રવિવારે બામદાદે (સવારમાં) તે મૂળિયું લાવવું. આ કથા ઘણા લોકો જાણે છે. પણ આ જમાનામાં તે કબૂલ થઈ શકે એવી નથી. આ મૂળિયું દસ્તાનવાળી ઓરતના પડછાયામાં આવે તો તેનો ગુણ ઊતરી જાય.

૨-કપાસના છોડના જમીનમાંના મૂળિયાની છાલ અંગ્રેજી અરગટના ગુણ ધરાવે છે.

૩-કપાસના છોડની છાલ ૨ તોલા, ઊકળતું પાણી ૧૦ તોલા, કલાઈવાળા વાસણમાં બે કલાક ઢાંકી રાખી, તેમાંથી ૨ તોલા પાણી પાવું. આથી છોકરું બહાર આવે. બરાબર વખતસર આપવું જોઈએ. આ મૂળ સંકોચવાનો ગુણ ધરાવે છે અને જો જરૂર પહેલાં અપાય તો ગર્ભસ્થાન સંકોચાય અને છોકરું પેટમાં મરણ પામે.

૪-છોકરું અવતરે-કષ્ટાતી સ્ત્રીને ડૂંટી આગળથી નીચે સુધી બકરીનું દૂધ ચોળવું.

૫-સ્ત્રી કષ્ટાતી હોય તે છૂટે-ઉતરાનનું મૂળિયું લાવી સ્ત્રીને જમણે પગે બાંધે તો તરત છોકરું બહાર આવે અને આરામ થાય અને તેનું છોકરું આડું પડેલું તથા મરી ગયેલું હોય તો બહાર પડે. મૂળ રીતસર લાવીને સ્ત્રીને જમણે પગે બાંધવું.

૬-સ્ત્રી કષ્ટાતી હોય અથવા પેટમાં છોકરું મરેલું હોય તો પેડુથી ડૂંટી સુધી બકરીનું દૂધ મસળે અને છોકરું નીકળવાની જગ્યા આગળ ઘોડાના નખની ધૂણી આપે તો છોકરું નીકળી પડે.

૭-ગાયનું છાણ પાંચ તોલા પાણી સાથે મેળવી લૂગડાંથી ગાળીને કષ્ટાતી બાઈને પિવડાવે તો છોકરું જલદી બહાર આવે.

૮-કષ્ટાતી બાઈ છોકરું જણે-ઝીંઝોટા તથા મહાદળનું મૂળ પાણીમાં ઘસીને સ્ત્રીની જાત ઉપર ચોપડે તો છોકરું બહાર નીકળે.

૯-સ્ત્રીનું કષ્ટાવું-૫ વાલ ટંકણખાર અને ૨ વાલ તજ ચોખાની કાંજી સાથે આપે. એકેક કલાકે ત્રણ વાર આપે.

કમરે બાંધવી તેથી છોકરું બહાર પડે છે.

૨૭-ભેંસ અથવા ગાયના છાણનો રસ ૧ તોલો સ્ત્રીને પાય તો મરેલું છોકરું પણ તરત બહાર આવે.

૨૮-પૂંવાડિયાનું મૂળ સ્ત્રીના અંબોડામાં (ચોટલામાં) બાંધે તો પ્રસવ જલદી થાય. આ મૂળને નોતર્નિ ક્રિયા કરી લાવવું.

૨૯-મોરનાં પીંછાંની ધૂણી યોનિ પર આપવી.

૩૦-કૌચાનું મૂળ દોરીથી બાંધી, સ્ત્રીના હાથે બાંધે.

૩૧-સૂરજમુખીનું અથવા ઇંદ્રવરણાનું મૂળ યોનિ ઉપર ધરી રાખવું.

૩૨-પીપર, ઘોડાવજ પાણીમાં ઘસી યોનિ પર લેપ કરવો

૩૩-બિજોરાનું અને જેઠીમધના મૂળનું ચૂર્ણ ઘી સાથે આપવું.

૩૪-શેરડીનું, અઘેડાનું અથવા તાડના ઝાડનું મૂળિયું લેવું. તેને સૂતરના સાત તાર એકઠા કરી બાંધવું. દરેક તાર સ્ત્રીની લંબાઈનો હોવો જોઈએ. મૂળિયું કાઢતી વેળા, મૂળિયું કાઢનાર ઉત્તર દિશાએ બેસીને કાઢે. આ બાંધેલું મૂળિયું ગર્ભવાળી સ્ત્રીને હાથે બાંધે તો મરેલું છોકરું પણ તરત નીકળે.

૩૫-રાઈ અને હિંગનું ચૂર્ણ કાંજીમાં ખવડાવે, મરેલું છોકરું બહાર આવે.

૩૬-ફાલસાના મૂળનો લેપ નાભિ ઉપર, યોનિ પર, બસ્તી પર લગાડે તો મરેલું છોકરું બહાર આવે.

૩૭-હિંગ શેકવી અને સિંધાલૂણ સમભાગે ⅟૨ તોલો ૫ તોલા સરકામાં ગરમ કરી સ્ત્રીને પાય તો આડું પડેલું છોકરું બહાર આવે અને સ્ત્રી કષ્ટાતી છૂટે.

૩૮-વજ અને કેસર વાટી સોગઠી કરી યોનિમાં મૂકે.

૩૯-સુદર્શન(કાસુંદરા)નું ૩ આંગળ લાંબું મૂળ દોરાથી બાંધી સ્ત્રીની કમરે બાંધે. લોબાનની ધૂણી મૂળને આપવી જોઈએ. છોકરું બહાર આવે ત્યારે કમર પર મૂકેલું મૂળ તરત કાઢી નાખે નહિ તો ગર્ભસ્થાનનો ભાગ બહાર આવે.

૪૦-મીંઢળની ધૂણી યોનિને આપે.

૪૧-લીમડાની જડ (મૂળિયું) કમરે બાંધે.

૪૨-સમુદ્રફળને નગોડના પાનના રસમાં નવ દિવસ પલાળી રાખે, ૭ દિવસ છાયામાં સૂકવે, ચૂર્ણ કરે ૨ વાલ ચૂર્ણ દહીં ૪ તોલા સાથે ખવડાવે. કષ્ટાતી સ્ત્રી જલદી છૂટે.

૪૩-ગર્ભવતી સ્ત્રી ૧ લીંબુનો રસ સાકર અને પાણી સાથે રોજ પીએ તો શરીરે શાંતિ રહે ને પ્રસવ જલદી થાય.

૪૪-ઉટકંટાનું મૂળ પાણીમાં ઘસી ૧ તોલો પીએ.

૪૫-અળસીઆં ૨૫૬ તોલા હળદરના રસથી ધોવાં. પછી પાણીથી ધોવાં. ૨૪ કલાક ભૂખ્યા રાખેલા કૂકડાને તે બધાં ધીમે ધીમે ખવડાવે. તેની જ હગાર એકઠી કરે. તે જવખાર અને ખાટાં લીંબુના રસ સાથે ઘૂંટે, તડકે સૂકવે,

બાળી ભસ્મ કરી ગોળ, ગુગળ, સ'દ ચણોઠી, ઘી, મધ, ટંકણખાર અમસરે લે, તેમા ખાખ મેળવે સેનુ' તપાવવાની મુસમા મૂળી લુહારની ભઠ્ઠીમા મૂકે અને બાળે જે ભૂકો રહે તેને બારીક ખાંડી પાણીથી ધુએ, રવા (કણીઓ) જે ઠરે તેને ફરી મુસમા મૂળી ભઠ્ઠીમા ગાળે, તેમાથી જે નાનુ નીકળે તેમાથી બેઆની ભાર નાણુ અને ાા તોલો સેનુ (ચોખ્ખુ) સાથે મેળવી વીટી બનાવે. તે વીટી અદ્ભુત ચમત્કાર બનાવે આ વીંટી પાણીમા ધોઈ તે પાણી કષ્ટાતી બાઈને પાય તો પ્રસવ સહેલાયથી થાય

૪૬–આકડાનુ મૂળ આકડાના પાનમા લપેટી સ્ત્રીના ચોટલામા મૂકવુ. પ્રસૂતિ થતા જ કાઢી લેવુ

૪૭–ઝીઝોટાનુ મૂળ રીતસર નોતરી લાવે મૂળ ઉખેડતા સ્ત્રીનુ નામ દેવુ મૂળ લોબાનથી ધૂપાવી સ્ત્રીના મોમા મૂકે છોકરુ' અવતરે ત્યારે તરત મૂળ મોઢામાથી કાઢી નાખે

## સ્ત્રીને અટકાવ લાવવા માટે-એમેનોરીઆ

૧–સરસિયુ તેલ ૧ તોલો, પાણી ાા તોલો ગરમ કરી પાણી બાળે તેલમા ગોળ નાખી પીએ તો અટકાવ આવે

૨–હીરાબોળ અને એળિયો સમભાગે મેળવી ગોળી બોર જેવડી બનાવે. તે કાયામા મૂકે ૨૮ કલાકમા અટકાવ ન આવે તો ફરી મૂકે ૧ વાલની ગોળી રોજ બે વાર ખાય

૩–તજ, ટંકણખાર સમભાગે ૧ વાલ પાણી સાથે ખાય

૪–વરિયાળી ૩ તોલા પાણી ૧ાા શેરમા ઉકાળે, ાાા શેર રાખે તેમા રાતી ખાડ મેળવી ૩ તોલા પાણી રોજ ત્રણ વાર પીએ

## સ્ત્રીને ગર્ભ રહે નહિ

### ગર્ભ રહેતો અટકે

૧–કલાગનો રસ ૨ તોલા, ગોપીચદન ૧ વાલ, સાકર ૧ તોલો ઋતુના ત્રણુ દિવસ રોજ બે વાર પીએ ઋતુ આવતી બધ થાય, છોકરા ન થાય

૨–પીપર, વાવડિગ અને ટ'કણખારનુ ચૂર્ણ ઋતુ વખતે પીવુ

૩–જાસુદના ફૂલ સૂકા કાજીમા વાટી પીએ, ઋતુ વખતે પીએ, ઉપરથી ૪ તોલા ગોળ ખાય

૪–તાદળજાની ભાજીના મૂળને ચોખાના ધોવણમા વાટે ઋતુસ્નાન કર્યા પછી ૩ દિવસ પીએ

૫–સિધાલુણને તલના તેલમા મેળવે, રજસ્વલા વખતે ૨ દિવસ યોનિમા લગાડે અથવા આ તેલ યોનિમા લગાડી મરદને મળે તો ગર્ભ રહે નહિ

૬–આમળાના મગજ ૩ ટાંક, સાકર સાથે ૩ દિવસ ખાય તો માથે આવવુ બધ પડે અને ગર્ભ રહે નહિ

૭-દૂધેલીનાં મૂળ બકરીના દૂધ સાથે ૩ દિવસ ખાય.

૮-હિંગ તેલમાં ઉકાળી ૩ દિવસ પીએ.

૯-અડદ જૂના ગોળ સાથે ખાય.

૧૦-લીમડાની છાલનો કાવો સ્ત્રી પીએ અને એ કાવાથી યોનિ ધુએ. ૩ માસ સુધી ચાલુ રાખે

૧૧-કાળા તલ, સિંધવ, હળદરની સોગટી યોનિમાં મૂકે

## સ્ત્રીને કસુવાવડ થાય-ગર્ભપાત

કચ્ચાંના બીજની માળા બનાવી સ્ત્રીના ગળામાં રાખે તો કસુવાવડ થતી અટકે

## સ્ત્રીઓનાં દરદો

ગર્ભવાળી સ્ત્રીને વિષમજ્વર-સૂંઠ ૩ માસા દૂધ સાથે ખાય.

## ગર્ભવાળી સ્ત્રીને અતિસાર

ઉમરાના મૂળનો રસ મધ સાથે ખાય.

# સોજે શરીરે, સોજે ગોળીએ, ધાવરું-અંતરગળ

૧-સોજે શરીર ઉપર હોય તો તે ઉપર ઇસબગુલનો લેપ કરવો.

૨-સોજે-ગાયનું છાણ સોજા ઉપર લગાડવું.

૩-હાથ, પગ અથવા શરીરે સોજે-ધંતૂરાનાં પાંદડાંનો લેપ લગાડવો.

૪-સોજે-લીલામું લાગ્યાથી સોજે આવ્યો હોય તો કુમારીઆનાં પાંદડાંનો રસ ચોપડે તો સોજે ઊતરે.

૫-કપાસિયાનો મગજ ખાવાથી શરીરનો અંદરનો સોજે નરમ થાય છે.

૬-પગ ઉપર સોજે હોય તો પાનની જડ પાણીમાં ઘસી લગાડવી.

૭-સોજે-ધાણાને માણસના મૂત્રમાં વાટી સોજા ઉપર મૂકે તો સોજે ઊતરે.

૮-ચામડીનો સોજે-કોઈ જખમથી ચામડી ઉપર સોજે આવે તો જેઠીમધના ઉકાળાનું સેવન કરવું અને સોજા ઉપર જેઠીમધનું ઘી મસળવું. જો જખમ જૂનો હોય તો લોહી-પરુ પાણીથી સાફ કરી પછી ઘી જેઠીમધનું મૂકવું.

૯-સોજે હાથ ઉપર આવે તો નગોડનાં પાન, હળદર, નિમક એ સઘળું વાટીને લેપ કરવો. તે ૩ દિવસ સુધી મૂકવો.

૧૦-સોજે-ધંતૂરાનાં પાંદડાં ગરમ કરી સોજા ઉપર બાંધવાં.

૧૧-સોજે દરદનો-કબૂતરનાં પીંછાંની રાખ તેલમાં મેળવીને ચોપડવાથી દરદને પકવીને ફોડી નાખે અને સોજે નરમ પડે.

૧૨-સોજે-ખાવાની તંબાકુ પાણીમાં ગરમ કરીને લગાડવાથી સોજે પાકી પર થઈ નીકળી જાય છે.

૧૩-ધાવર-મોઢા પર સોજો, શરીરે મોજો મટે-ગુરુ લાકડાનું છોડું પાણીમા ઘસી લગાડે સુકાયા પછી ઉપર લગાવ્યા કરે.

૧૪-ધાવનાનુ લાકડુ અથવા સુખડ અને સૂકા આમળા પાણીમાં ઘસે, તેમા વાટેલું જીરુ નાખી ઠંડો લેપ કર્યા કરે

૧૫-સોજો ભિલામાની ગરમીથી આવે ત્યાર-કડવી ઘિલોડીના પાલાના રસમા બાવળના પાદડા વાટી લગાડે એથી તરત ફાયદો થાય છે

શરીર સોજો આવે તે માટે ઇલાજો

૧૬-ધોળી ગરણીનો પાલો કમરે બાધે

ખારેટીની છાલનો રસ બે તોલા ૪ દિવસ પીએ.

૧૭-નગોડના પાનનો રસ બે તોલા અને પીપરની ભૂકી ०। તોલો મધ સાથે ખાય

૧૮-સોજો આવે ત્યારે-બીલીના પાનનો રસ બે તોલા પીએ

૧૯-સોજો ગળાનો-આબાના ઝીણા મરવા અથવા આંમાનો મોર ચૂસવો.

૨૦-અંતરગળ-ગોળીને ગરમ પાણીથી કે કાળા પથ્થરથી ઘણી વાર શેકવી. અથવા સુવાને બાફી તેને વાટી, ફરી ગરમ કરી ગોળીએ લેપ બાધવો ગોળી પોચી પડે ત્યારે આતરડુ દાબીને ઊંચે ચઢાવવું, તે ચઢ્યા પછી વાળ કાપીને નીચનો લેપ લગાડવો મસ્તકી, હીરાદખણ, એળિયો, હીરાબોળ સરખેભાગે લઈ ને મધની ચાસણી કરી લેપ બનાવે. તે લેપ લુગડા ઉપર મૂકી ગોળી પર બાધે પછી કચ્છો બાધે બચ્ચાઓ માટે અકસીર ઇલાજ એ છે

૨૧-અંતરગળ તથા ગોળાનું ઓસડ-હળદર, સાજી સમભાગે લઈ કાટાળા થોરના દૂધમા ગોળી બનાવી રાખવી. તેમાથી એક અથવા બે ગોળી પાણા સાથે ૪ દિવસ ખાવી ઉપરથી વાસી પાણી પીવુ. અથવા હળદર અને સાજીની ફાકી ०॥ તોલો રોજ ફાકે, ઉપરથી ઠંડુ પાણી પીએ.

૨૨-વધરાવળ-ગોળી ઘણી મોટી થાય તો-ગોળી ઉપર ઠંડા પાણીની ધાર ૧૦ મિનિટ સુધી દિવસમા ૫ વખત નાખવી. ખોરાકમા ખીચડી, દાળ ભાત ખાવા અધૂરે પેટે ખોરાક ખાવો. બહુ દાબીને ખોરાક લેવો નહિ આ ઇલાજ ૮ દિવસ ચાલુ રાખવો ઠંડાને બદલે ગરમ પાણી વાપરો તો તેનાથી પણ ફાયદો થશે

૨૩-ગોળી મોટી હોય તે માટે-આકડાનાં કુમળા પાન ૨ (કુમળા એટલે બે પાન સાથે જ વળગેલાં હોવ તેવા નાના પાન) ચેવલી પાન ૩, તે ઉપર કાથો, ચૂનો, સોપારી, રીનસરના મૂળ બધાની બીડી બનાની રોજ એકવાર ત્રણ દિવસ ખાવી ગરમી જણાય તો ઘી ખાવુ

૨૪-ગોળીનો સોજો ઊતરે-પોપટીના પાનનો ઠંડો રસ ગોળીએ લગાડે, સોનાગેરુ તે સાથે મેળવે તો વધુ ફાયદો થાય

૨૫-સોજો ગોળીએ-ચમેલીના પાનનું વરાળિયું ગોળી પર બાંધવું.

૨૬-અંતરગળ (ગોળી વધી હોય) માટે-રીંગણીનું મૂળ અને જૂની ઈંટને, વાસી પાણીમાં ઘસીને ગોળી પર દિવસમાં ૭ વાર લગાડવું. આ મુજબ પાંચ દિવસ જારી રાખવું.

૨૭-અંતરગળ માટે-વછનાગ (શોધેલો), એળિયો, જવખાર, ઉપલેટ, ગૂગળ સમભાગે લઈ એરંડિયાના પાનના રસમાં ખખડાવી લેપ કરવો, તે ઉપર પાન બાંધી લંગોટ વાળવી, અથવા ગાયના પીતાનું પાણી ગોળીએ ચોપડે, તો અંતરગળ નરમ પડે.

૨૮-કાચકાનાં મીંજ, અક્કલકરો, મરી, એરંડિયાનાં બી સમભાગે વાટીને પાનના રસમાં ચણીબોર જેવી ગોળી કરીને સવાર-સાંજ ખાવી.

૨૯-ગોળી મોટી થાય ત્યારે વછનાગ પાણીમાં ઘસી ગોળીએ લેપ કરવો.

૩૦-ગોળી મોટી થાય ત્યારે વંતાકડીનું મૂળ ઘસીને ચોપડ્યા કરવું.

૩૧-ગોળી મોટી થાય ત્યારે સરકાની સાથે એરંડીની જડ ખખડાવીને દિવસમાં ત્રણ વાર ગોળી પર લગાડવી.

અંતરગળવાળા દરદીએ જીરાપાક ૦॥ તોલો રોજ બે વાર ખાવો. જીરાપાક બનાવવાની રીતઃ શેરડીના સરકામાં સફેદ જીરાંને ૨૪ કલાક ભીંજવી રાખી પછી સૂકવે. પાશેર જીરાના ભૂકા સાથે અઢી તોલા સૂંઠને મધ સાથે મેળવી પાક બનાવવો.

૩૨-વધરાવળ માટે સરપંખાનાં મૂળનું ચૂર્ણ ૧ માસો પાણી સાથે રોજ ખાવું.

૩૩-ગોળી મોટી થાય તે માટે-૧ તોલો સિંધાલૂણને ૪ તોલા ઘી સાથે મેળવી ત્રાંબાના વાસણમાં તેનો લેપ કરવો, તેને સૂરજના તાપમાં રાખી ઘેટીના ઊન વડે ખૂબ ચોળવું તે મલમ ગોળી ઉપર વારંવાર ઘણો વખત ઘસ ઘસ કરવાથી ગોળીના સર્વે દરદ તરત નાશ પામે આ પ્રયોગ ચમત્કારી છે

૩૪-અંતરગળ માટે-સૂંઠનો પાક રોજ બે વ ર જમ્યા પછી લેવો. સૂંઠનો ભૂકો મધ સાથે મેળવી પાક બનાવી તેમાંથી ખપતો પાક રોજ બે વાર ખાવો.

૩૫-અંતરગળ માટે-સુવા બાફી વાટીને ગોળી ઉપર લેપ મૂકવો, ગોળી પોચી પડે ત્યારે દાબીને ઉપર ચઢાવવી. પછી ફરી લેપ કરી કચ્છો બાંધવો. દરદીને ૩ દિવસ સુવાડી રાખવો.

૩૬-અંતરગળ અને ઊંધી ગાંઠ, ઊંધાં ગૂમડાં માટે-સુવાને છૂંદી પાણીમાં બાફી તેની ગરમ પોટીસ ગાંઠ ઉપર જોરથી બાંધે. ૨-૪ દિનમાં ગાંઠ પાકી પરુ બહાર નીકળે. અંતરગળ માટે એની પોટીસ મૂકી કાછો બાધે

૩૭-ગોળી મોટી થઈ હોય તો-રિસામણીનું પાન વાટી ગરમ લેપ કરી મૂકવો

૩૮-અંતરગળવાળા દરદીએ ૭ થી ૧૦ સુધી લીંબોળીનો મગજ બે-ત્રણ દિવસ ખાવો. જો લીલી લીંબોળી હોય તો આખી ગળી જવી. એથી ગોળીનું દરદ નરમ રહેશે અને કૌવત આવશે.

૩૯-ગોળીએ અંતરગળ હોય ત્યારે રાંધેલો વછનાગ, એળિયો, જવખાર, ઉપલેટ ગૂગળ-એ સર્વેને ગરમ કરી લેપ કરવો.

૪૦-ગોળા મોટી-અંતરગળ-સુખડ, સોપારી લાલ, રસવંતી, અફીણ સમભાગે એકેક તોલો, જવને। આટો તોલા ૪, લીલા ધાણાના રસમાં મેળવી લગાડે છે.

૪૧-અંતરગળ-ગોળો ચડે ત્યારે ઝાડો અને પવન છોડાવવાની જરૂર છે માટે એળિયો, હિંગ, સૂંઠ, સંચળ સમભાગે મેળવી ૫ વાલ (બેઆનીભાર) ચૂર્ણ મધ સાથે અથવા પાણી સાથે ખાવું. જરૂર હોય તો ૧ કલાક પછી ફરી ખાવું.

૪૨-ગોળી ઉપરનો સોજો મટે-લીલા ધાણાના રસમાં ગુવે અરમાની, રતાંજળી મેળવી લગાવવી, અથવા કપાસ તથા દિવેલનાં મીંજને કોથમીરના રસમાં મેળવી લગાડવાં.

૪૩-ઇંદ્રિયે સોજો હોય તે માટે-પીપળો, વડ, ઉમરો, એમાંના કોઈ પણ એક ઝાડની છાલનો ઉકાળો બનાવી ધોતાં મૂકવાં.

૪૪-કૂકડવેલ-કૂકડવેલાં-કૂકડવાડો એ ઘણાં કડવાં અને ઝેરી છે. કૂકડવેલ સોજા ઉપર લગાડે તો સોજો નરમ પડે.

૪૫-સોજો, રસ વિકાર-હળદર, મીઠું અને સુખડ પાણીમાં ઘસી લગાડવું. ઉપર ઉપર લગાવ્યા કરવું.

૪૬-કોથમીરનો રસ અને એળિયો લગાડે.

૪૭-લીંબુના રસમાં સમુદ્રફળ પકાવેલું, ઘસી સોજા ઉપર લગાવ્યા કરે.

૪૮-ભિલામું લગાડવાથી સોજો હોય તો તલને ભેંસના દૂધમાં વાટીને લેપ કરવો.

૪૯-અરણીનાં પાન બાફી બાંધવાં.

૫૦-એરંડાનાં પાનનું વરાળિયું બાંધવું.

૫૧-ધંતૂરાનાં પાન વાટી લેપ કરવો.

૫૨-સાટોડી અને સૂંઠ વાટી લેપ કરવો.

૫૩-હળદર અને સૂંઠ વાટી લેપ કરવો.

૫૪-કાળા ધંતૂરાની દાંડીનો રસ ના તોલો, દારૂ ૩ તોલા, ગરમ કરી લગાડવું.

૫૫-અરણી, આમલી, આવળ, લીમડા, અઘેડાનાં પાનની પોટીસ મૂકવી.

શરીરે સોજો-એ દરદમાં પેશાબ, ઝાડો અને પરસેવો લાવવાની જરૂર છે.

૫૬-દૂધમાં એરંડિયું પીવું.

૫૭-કાળીપાટનો ઉકાળો અથવા ત્રિફળા ગોમૂત્રમાં લેવાં.

૫૮-ખીલીનાં પાનનો રસ પીવો.

૫૯-ત્રિફળાનો કવાથ અને ભેંસનું ઘી પીવું.

૬૦-ગોળ, પીપર, સૂંઠ સમભાગે મેળવી ખાવાં.

૬૧-ગોળ અને સૂંઠ અથવા ગોળ અને હરડે અથવા ગોળ અને પીપર ખાવામાં ફાયદો છે.

૬૨-જખમ થવાથી સોજો થાય ત્યારે ઠંડા પાણીનાં પોતાં મૂકવા.

૬૩-સોજો-સરકો, જવ, મગ, કપાસિયાના આટા સાથે પાણી મેળવી લેપ કરવાથી સોજો નરમ પડે છે.

૬૪-સોજો-પીપર અને સૂંઠ સમભાગે મેળવી તેમાંથી ાા તોલો ચૂર્ણ ગોળ સાથે રોજ બે વાર ખાવું.

૬૫-સોજો નરમ પડે-સૂંઠ, દેવદાર, સાટોડી સમભાગે મેળવી ાા તોલો ફાકી રોજ લેવી. ઉપરથી દૂધ પીવું.

૬૬-સોજા દરેક જાતના મટે-સુરોખાર ૫ પૈસાભાર, સોનાગેરુ ૫ પૈસાભારને મેળવી પાચ પડીકાં બનાવે. ૧ પડીકું માટીના કોરા વાસણમાં મૂકે, અંદર ૧ાા શેર પાણી નાખી આખી રાત ઠારમાં મૂકે. સવારે નીતર્યું પાણી કાઢી આખા દિવસમાં ૫-૭ વાર પીએ. આ મુજબ ૫ દિવસ પીએ. ખોરાક ફક્ત ચણાના આટાની રોટલી ઘીમાં બનાવી ખાય, બીજું કાંઈ ખાય નહિ.

## સોજો-થોથર

૬૭-ધોળી સાટોડી(શ્વેત પુનર્નવા)માં ગુણ વધારે છે. તેનો સ્વરસ બે તોલા મધમાં રોજ ત્રણ વાર પીવો.

૬૮-સફેદ સાટોડીનું પંચાંગ ાા શેર, પાણી ૪ શેરમાં ઉકાળી, ૧ શેર પાણી રાખે. તેમાં ૧ શેર સાકર, સુરોખાર ૫ તોલા નાખી પિગળાવે. રોજ બે તોલા બે વાર પીવાથી, સોજા સાથેનો તાવ મટે, પેશાબ કમી થાય. કોઈ કારણથી આવેલા સોજા માટે રામબાણ ઇલાજ છે. દરદી દૂધના જ ખોરાક પર રહે તો વધારે સારું.

૬૯-સોજા માટે લેપ: સાટોડી, સૂંઠ, સરગવાની છાલ છાશમાં અથવા કાંજીમાં વાટી લેપ કરે.

૭૦-ધંતૂરાનાં પાન ગૂગળ સાથે વાટી લેપ કરે, અથવા મીંઢળ, ઓળિયો, વછનાગ, ઝેરકચોરું, આકડાનાં પાનના રસમાં મેળવી લગાડે.

કાંસકી, એરંડા, આકડાનાં પાન વાટી લગાડે એખરો, સરગવો, અરણીનો રસ આખે ડિલે લગાડી તડકે બેસે. અરડૂસા અને લીમડાનાં પાનનું વરાળિયું બાંધે. સોજા માટે પીવાની દવા-ઉપલેટ, હીરાકશી-દરેક ૧ ટાંકનાં ૧૪ પડીકાં કરી, રોજ ૧ પડીકું ૧૪ દિવસ ખાય.

૭૧-નવસાર બે વાલ પાણી સાથે રોજ ત્રણ વાર પીએ. અંદરના તેમ જ બહારના સોજા મટે.

૭૨-કડવી નાઈનું ચૂર્ણ દોઢ આનીભાર રોજ બે વાર આપવું. ૪ દિવસ પછી ત્રણ વાર આપવું. પછી બેઆનીભાર આપવું. શરૂઆતમાં નસોતર ૭ આનીભાર ગોળ સાથે આપી જુલાબ લાવવો.

### સોજો-રસ

૭૩-મરીકંઠારનુ મૂળ પાણીમાં ઘસી લગાડે. ટિંક્ચર આયોડાઈનનું કામ કરે. એ જાતે ગરમ છે, પણ અગન બળે નહિ.

૭૪-સાટોડી ઉત્તમ ઇલાજ છે.

૭૫-આખા શરીરે સોજા આવ્યા હોય તે માટે ચમત્કારિક ઇલાજ પીલુડી છે. એ કડવી, મીઠી, ખારી છે, ફળ પીળું છે. એની જુદી જુદી જાત થાય છે. તેનાં પાનનો રસ શરીરે લગાડે અને એક તોલો રસ સાકર તોલો એકમાં પાણી સાથે મેળવે અને રોજ બે વાર ૮ દિવસ સુધી પીએ.

### સોજો-જલંદર

૭૬-સરગવાનાં મૂળ પાણીમાં ઘસી લગાડે.

૭૭-પાણુકંદો( જંગલી પ્યાજ-શિલા )ને કાતરી કરી સૂકવે. તેનું ચૂર્ણ બનાવે. ૧ વાલ ચૂર્ણ મધમાં રોજ બે વાર ખાય.

૭૮-કૂતરીઆ ઝીપટાનાં પાન ૦ા તોલો ખવડાવે. તેને છૂંદી બાંધે.

૭૯-વાલપાપડીનું મૂળ ઘસી લગાડે.

૮૦-દારૂડીનાં પાનનો રસ અથવા દારૂડીનું મૂળ, હળદર, મીઠું મેળવી લગાડે.

## ઝામરી

ઝામરી હાથ ઉપર-હાથના પોંચાની પીડ પર સોજાની માફક ગાંઠ થાય છે. તે ઉપર કાંસકીનાં પાનની લેપડી મૂકે તો પાકીને ફૂટી જાય.

## સાતપડો

સાતપડાનો ઇલાજ-મીઠું, સૂકાં મરચાં, સૂકી હળદર સમભાગે મેળવીને તેની લેપડી રોજ નવી મૂકવી.

## શીતળાની ગરમી

શીતળાની ગરમી શરીરમાં નીકળે તે માટે શીતળા સારાં થયા પછી ધાણા-જીરું ૦ા ૦ા તોલો પાણીમાં એક રાત ભીંજવી સાકર સાથે પીવું.

## સુલેમાની લવણ-સુલેમાની સૉલ્ટ

સુલેમાની લવણ-લવણક્ષાર નીચે મુજબ છે:

નવસાર, સુરોખાર, સિંધાલૂણ સમભાગે લેવું. તેને આટાના લોંદામાં મૂકી, તે લોંદાને કપડછંદ કરી અડાયાંના અંગારાથી પકવવું. જે ભૂકો બને તે લવણક્ષાર છે.

## હૈયું નબળું-હૃદય નબળું-હોલેદર

૧-હાર્ટ નબળું હોય તે દરદીએ કેરબાની માળા પહેરવી ફાયદાકારક છે.

૨-કલેજામાં ઠંડક પડે, કલેજાની ફિકર મટે-દૂધીનો અથવા ભૂરાં કોળાનો મુરબ્બો પાંચ તોલા અથવા વધારે, ભૂખે પેટે અથવા ઘણી ભૂખ લાગે ત્યારે ખાવો.

૩-હૈયું નબળું હોય તો સાજીખાર, દાડમની કળીના રસમાં ખાવો.

૪-કુંપરીનાં ફૂલ( નિલોફર )ની સફેદ પાતરીનો ગુલકંદ ખાવાથી પેટમાં ઠંડક આવે, ફિકર-ચિંતા લાગતી બંધ પડે.

૫-પેટમાં ફિકર લાગતી હોય તો પેટ પર જોરથી પાટો બાંધે.

૬-પેટમાં ફિકર લાગે તે દરદીએ ઊંડો શ્વાસોચ્છ્વાસ લેવો, નાક વાટે દમ લેવાય એટલો વખત લેવો, જેટલો વખત દમ ઘૂંટી શકાય તેટલો વખત દમ ઘૂંટવો. પછી દમ ધીરે ધીરે બહાર કાઢવો. આ મુજબ પાંચથી દસ મિનિટ ચાલુ રાખે તો તરત ફાયદો જણાય.

૭-લીલાં ફળનું શરબત દર ૩ કલાકે પાણી સાથે પીવું. શરબત બનાવવાની રીત-લીલાં ફળનાં ફૂલની પાતરી ૦॥ શેર, પાણી ૩ શેર, સાકર પાંચ શેર બંધ વાસણમાં ઉકાળે, પછી ગાળે; તેને પાછું ચૂલા ઉપર મૂકી ઉકાળે, મેલ કાઢે ને ચાસણી બરાબર કરે.

૮-તુલસીના પાનના રસ ૧ તોલામાં બે પીપર મેળવી પીએ અને એ રસ નાકે લગાડે.

૯-જીવની ગભરામણ મટે-બ્લ્યૂ રંગની બાટલીનું પાણી પીએ.

## હરસ-મસા, બવાસીર, મૂળવ્યાધિ

૧-એળિયો ગુલાબજળમાં ઘસી લગાડે તો હરસ ખરી પડે. ૧૦૦ વાર ધોયેલા ઘેટીના ઘીમાં તપકીર મેળવી લગાડે.

૨-મૂળવ્યાધિ, હરસ માટે-અખરોટના તેલમાં લૂગડું ભીંજવી ગુદામાં મૂકે તો ફાયદો થાય.

૩-હરસનું લોહી બંધ પડે-ઠીકરખનું ચૂર્ણ ૦॥ તોલો જીરા સાથે ખાય અને તેની લેપડી હરસ પર મૂકે.

૪-સફરાના મસા માટે-અરીઠાનાં ઠળિયાનાં મગજને તલના તેલમાં ઉક મલમ બનાવી લગાડે.

૫-હરસ એટલે સફરામાં ચામડી ઉપર અંકુરો ફૂટે તે-એને બેરવી કા માટે અઘેડાનો ખાર પાણી સાથે લગાડે.

૬-હરતાલ અને અઘેડાનો ખાર પાણી સાથે લગાડે.

પછી અને મસા સફરાની બહાર આવે ત્યારે બિછાને જઈ સૂવુ અને મસા બહાર હોય ત્યારે તે ઉપર લેપડી મૂકી રાખવી

૮–ધૂઈ હરસ માટે–વિલાયતી આમલીની છાલ અને કડવી ડોળફીના બીની ધૂણી આપે

૯–મસા–કાળી ચૌદસની રાતે આબાના ઝાડ પર વાદાને રીતસર આમ-ત્રણ કરી, આતવારે કાપી લાવી તેને તાવીજમા મૂકી દરદીને બાધે તો હરસ મૂળથી જાય છે

૧૦–હરસને ઇલાજ—આકડાના પાનનો રસ ૫ તોલા અને ૧ તોલો મોનાગેરુ મેળવી સોગઠી બનાવવી જેમ વધારે બન્ને ચીજોને ખરલ કરે તેમ ગુણ વધે આ ગોટી પાણીમા ઘસી હરસ ઉપર લગાડવી બળતરા બળશે તે ખમાય ત્યા સુધી ખમવી ન ખમી શકાય તો પાણીથી ધોઈ નાખી હરસ પર મેદીના પાનની લેપડી મૂકવી તેથી હરસ મટી જશે સારુ થાય ત્યા સુધી આ ઇલાજ કરવો આકડાનુ દૂધ એકલુ મસા ઉપર લગાડવામા આવે છે

૧૧–હરસ માટે–આમલીના ચિચોડાને નગોડના પાનના રસમા ઘસી લગાડે અને નગોડના પાનના છૂચાની (કૂચાની) લેપડી હરસ પર મૂકે લેપડી સાથે કુવાર મેળવે તો વધારે ફાયદો થાય.

૧૨–હરસનુ લોહી બધ પડે–અમ્મડીની સીગનુ ચૂર્ણ ‌‌॰। તોલો લઈ ૭ વાલ સચળ સાથે મેળવી ફાકે

૧૩–હરસ માટે–આવળના મૂળની છાલ ॰॥ તોલો દૂધમા ઉકાળી ૭ દિવસ પીવી

૧૪–મસા દૂઝે તે બધ થાય–આમલી ઉપરની છાલની રાખ એક વાલ દહી સાથે ખાવી અથવા ચિચોડા અને સાકર પાણીમા ઘસી રોજ ૩ વાર મસા પર લગાડવુ

૧૫–અડદ, જૂની છો, કાથો, ગુવારનો આટો સમભાગે કેળના રસમા લેપડી કરી ગૂમડા ઉપર મૂકે અને કચ્છો બાધે

૧૬–સાકર, અડદ, કાયફળ, કબૂતરની હગાર, આમળા સમભાગે લઈ ચૂરણ બનાવે ૧૦ વાલ ચૂરણ રોજ બે વાર મધ સાથે ખાય

૧૭–આબ્માનુ બીજ (ગારબીજ) ચપટા લાખના આકારનુ પણ મોટુ હોય છે ફતેપુરીઆ મારવાડીએ આના બીજને ધોયેલા કપડા ઉપર મસળે છે ત્યારે દરિયાના મોજા જેવો સરલ કપડા ઉપર દેખાય છે. આ બીને કાણુ પાડી અદરનો માવો કાઢે તો તે પોકળ બને તેમા તપખીર મૂકી, દાબડી તરીકે વપરાય ગારબીજના સફેદ બીને પાણીમા ઘસી હરસ પર લગાડે પાચ મિનિટ મસળે તો હરસમાથી પાણી ઝરે રોજ ત્રણ વાર મસળે

૧૮–હરસ માટે–ઇદ્રવાયણાની જડ પાણીમા ઘસીને હરસ પર લગાડે

૧૯–હરસ માટે–આમલીનાં પાતરાંનો રસ પીવો.

૨૦–હરસ માટે ધૂણી–આમલીની છાલ અને કડવા તૂરિયાનાં બીની ધૂણી આપવી, હરસ બહાર આવે ત્યારે ફરી ધૂણી આપવી.

૨૧–હરસ માટે મલમ–અફીણ ૪ તોલા અને ઘી ૨ તોલા. ઘીને સાત વાર પાણીથી ધોવું અને રાખવું. બીજે દિવસે એ જ ઘીને ફરી સાત વાર ધોવું અને રાખવું. આ મુજબ ૭ દિવસમાં સાત વાર ઘીને ધોવું અને તેના ૭ ભાગ કરવા. અફીણના પણ ૭ ભાગ કરવા. પછી ૧ ભાગ અફીણ અને ૧ ભાગ ઘીને તાંબાનો લોટો ઊંધો વાળી તે ઉપર ઘસીને મેળવવું અને એક કપમાં રાખવું. બીજે દિવસે બીજો ભાગ અફીણ અને બીજા ભાગનું ઘી, ઉપર મુજબ લોટા ઉપર ઘસી, મેળવીને પછી પહેલે દિવસે બનાવેલા મલમ સાથે મેળવી રાખવુ, ત્રીજે દિવસે ત્રીજો ભાગ, ઉપર મુજબ મેળવવો. આ મુજબ ઘીના અને અફીણના સાત ભાગ સાત દિવસમાં મેળવી મલમ એકઠો કરવો. આ મલમ હરસ માટે ઘણો ઉપયોગી છે. સ્ત્રીને બાળક જણતાં મસા બહાર આવે તે માટે પણ આ મલમ ઉપયોગી છે.

૨૨–હરસ માટે–અફીણ, કાળીજીરી, લીંબોળીનાં બીજ દરેક ૦। તોલો, મીઠું બેઆનીભાર વાટીને પાણી સાથે લેપડી બનાવવી. ઝાડે જઈ આવ્યા પછી મસા સફરાની બહાર નીકળે ત્યારે બિછાને જઈ સૂવું અને મસા બહાર હોય ત્યારે તે ઉપર લેપડી મૂકવી.

૨૩–હરસ–અર્શ માટે–૨ થી ૪ તોલા આદુંનો ઉકાળો કરી ૨૧ દિવસ સુધી રોજ પીવો.

૨૪–ઈન્દ્રજવ, વાવડિંગ, લીંબોળી, કાચકાના બીજ, ડીકામાળી સમભાગે લઈ ચૂર્ણ બનાવી ૦।। તોલો ચૂર્ણ પાણી સાથે બેવાર ખાય.

૨૫–ઇસકેપચાનાં બીજ, જે મારવાડ અને જોધપુરમાં થાય છે, તેના છોડ બાગોમાં થાય છે, તે ઉપર સુંદર ફૂલો આવે છે, તે ૭ તોલા લઈ ૩ પડીકાં કરવાં. માટીના વાસણમાં સફેદ બકરીનું દૂધ ૫ શેર ઉકાળવું. દૂધ બળીને ૦।। શેર રહે તેમાં ૧ પડીકું નાખવું. ઠંડું પડે ત્યારે દરદીને પાવું ખાધા પછી એ પીવું. પછી પાણી પીવું નહિ. રોજ ૧ પડીકી લે તો મસા ખરી પડે.

૨૬–મૂએલો સૂકાયેલો ઉંદર ૫ ભાગ, મૂએલા ઢોરોનાં શિંગડાંમાં વરસાદથી થતાં મૂળિયાં ૫ તોલા, હિંગ ૨ તોલાના ચૂર્ણની ધૂણી આપવાથી અર્શ ચીમળાઈ જાય. ગુદાની અંદરના અર્શ બહાર આવે અને ધૂણી ચાલુ રાખવાથી હરસ ચીમળાઈ જાય. ત્યારે સાજીખાર અને કળીચૂનો સમભાગે પાણી સાથે મેળવી લેપ કરે તો હરસ નીકળી પડે. (કોસ્ટિક સોડાની માફક કામ કરે છે, અગન લાગે છે. સારી ચામડી પર તે લેપ લગાવવો જોઈએ નહિ.) હરસ ખરી જવા પછી ચાંદું પડે ત્યારે ત્રિફળા અને ગૂગળ સમભાગે લઈ તેની રાખ બનાવી

તેને ઘી સાથે મેળવી લગાડે તેથી ચાંદું રુઝાય.

૨૭-હરતાલ અને અધેડાનો ખાર પાણી સાથે લગાડે અથવા ફટકડી એરંડિયામાં મેળવી લગાડવી

૨૮-અઘેડાનાં બીજને ચોખાના ધોવણમાં વાટી પીએ તો લોહી બંધ થાય. અઘેડા( અપામાર્ગ-Rough Chaff Tree )નાં પાન ચોલાઈની ભાજી જેવાં થાય છે, વચમાં ગાંગ છે, તેમાં કાંટાવાળાં બીજ છે અથવા લીંબોળીનું મગજ ૦। તોલો સાકર સાથે ખાવ તો મસા નાબૂદ થઈ લોહી બંધ થાય છે.

૨૯-રોજ ૩ એલચી છાલા સાથે ભૂખે પેટે ૩ વાર ખાય અને હરસ પર કાર્બોલિક તેલ લગાડે.

૩૦- હરસ માટે ધૂણી-આકડાનાં અથવા આમલીનાં લાકડાના કોલસા ઉપર અજમો મૂકી તેની ધૂણી હરસ પર આપવી.

૩૧-હરસ થવાનું કારણ, પેટમાં બાદી રહે, મિષ્ટાન્ન ઘણું ખવાય, બેસી રહેવાથી, ભારે ખોરાકથી, સખત જુલાબ લેવાથી એ માટે-જૂના લોખંડ ઉપરનો કાટ અને આમલસારો ગંધક સમભાગે ગોળમાં મેળવી લગાડે.

૩૨-અફીણ અને ધંતૂરાનાં પાન સમભાગે લઈ તેમાં એના વજન કરતાં ચારગણું ઠોકમનુ ઘી લેવું. તે સફરામાં લગાડવું. મલમ કડણ થાય તો ખપ જોગું દિવેલ નાખવું અથવા ઉપલી ત્રણ ચીજોને પાણી સાથે મેળવી કમળકાકડી જેવી લંબગોળ ગોળી બનાવી રાત્રે સૂતી વેળા રોજ સફરામાં મૂકવી.

૩૩-ઘઉંનો લોટ, અરીઠાંની છાલ, વડના ઝાડની લટકતી જડ( વડવાઈ )ની કુમળી ડાળ ( સમભાગે ) સાત દિવસ ખાવ.

આ ઇલાજ સખત છે, છાતીમાં ચૂંથારો થાય અને વોમિટ પણ થાય તેનો ઇલાજ લઈ કામ લેવું.

૩૪-કૂકડવેલના પંચાંગની ગાદી બનાવી તે ઉપર હરસવાળો દરદી બેસે તો ફાયદો થાય. ૭ માસ સુધી આ ઇલાજ ચાલુ રાખે તો હરસ મટે.

૩૫-કૂકડવેલને પાણીમાં બીજવવું. તે પાણીથી હરસ ધોવા અથવા ખમી શકાય તો તે પાણીનાં પોતાં હરસ ઉપર મૂકવાં.

૩૬-કૂકડવેલનાં ફળ થાય છે. તે બહુ તીક્ષ્ણ છે. તેનો બહુ સખત જુલાબ થાય છે. તે મગજના રોગો ઉપર વપરાય છે. તેનાં ટીપાં નાકમાં મૂકે તો નાક ગળે અને માથાનો દુખાવો નરમ પડે. બધો રોગ નાક વાટે નીકળે. ( અગન બળે છે. ) નબળાં માણસ માટે આ ઇલાજ ન કરવો.

૩૭-બકાનલીમડો અને અફીણની લેપડી મૂકે.

૩૮-અશોક( આસોપાલવ )નાં મૂળની છાલનું ચૂર્ણ સોનાના માદળિયામાં મૂકી કમરે બાંધે.

૩૯-આકડાનું દૂધ, કડવી તૂંબીનાં પાન, ખરસાણી, થોરનાં મૂળ, કરંજનાં

મૂળ અથવા પાન બોકડાના મૂતરમાં લેપડી કરી મૂકે.

૪૦–આકડાનું દૂધ, ભોંયરીંગણીનો ઘન (એકસ્ટ્રેક્ટ), દારૂડીનો ચીક માખણ સાથે મેળવી લગાડે તો હરસ ખરી પડે.

૪૧–મીંઢીઆવળનો કલ્ક બકરાના મૂતરમાં પીએ અને તે ઉપર ગોળ અને રીંગણાં ખાય તો જનમના અર્શ જાય.

૪૨–અળશિયામાંથી 'કાટેલું' તાજું બેઆનીભાર અને ચોખ્ખું સોનું ા તોલો એની વીંટી બનાવે; તેને તલના તેલમાં કકડાવી તે તેલ હરસને લગાડે.

૪૩–માખણ ાા શેર લોઢાના કઢાઈમાં ગરમ કરે, ફીણ થતું અટકે ત્યારે આમળાંનું ચૂર્ણ ૨ તોલા નાખી ગરમ કરે, પછી વડનાં કુમળા પાન ૨ તોલા વાટી તેમાં નાખી બંને ચીજો સારી પેઠે શેકે ને ઠંડું પડ્યા પછી પછી લીમડાના સોટાથી સારી પેઠે રોજ બે વાર ઘૂંટે. ાાા તોલો રોજ ખાય. ખોરાકમાં દૂધ, ભાત અને રોટી.

૪૪–હરસ માટે–કપાસના છોડનાં મૂળને વાટી ચોખાના ધોવણ અને મધ સાથે પીવું.

૪૫–ધૂણી હરસના માટે–કાળા કોહોડનું ચામડું બાળીને ધૂણી આપે, અથવા હુકામાં પીએ તો હરસ જાય.

૪૬–હરસ ખરી પડે–કીડામારીનાં પાનની લેપડી મૂક્યા કરે તો મસા ખરી પડે.

૪૭–મસા માટે–કરંજના ઝાડનું લાકડું પાણીમાં ઘસી મસા ઉપર લગાડે.

૪૮–હરસ હોય અથવા ગોળીએ સોજો હોય તે માટે–કાંચકીનાં પાન છૂંદી દારૂમા મેળવી તેનો લેપ ગોળી પર બાંધે અને ખાખરાના પાન મૂકી પાટા બાંધી રાખે તો ગમે એવા લાંબા વખતની અને ગમે એટલી ગોળી મોટી હોય તોપણ ફાયદો થયા વિના રહે નહિ. પણ લેપ ઘણા દિવસ ચાલુ રાખવો જોઈએ હરસ-મસા માટે આ લેપડી રોજ મૂકવાથી ફાયદો થાય.

૪૯–હરસ માટે–કાંદાની કાતરી સૂકવી ચૂર્ણ કરે, તે ાા તોલો ચૂર્ણ, ૧ માસો તલ અને ૫ તોલા સાકર મેળવી રોજ ખાય. ખોરાકમાં ઘી, સાકર વધારે ખાય.

૫૦–હરસના મસા માટે–બરાસકપૂર, કરેણની જડ અને રતાંજલી ઘસીને ચોપડે તો મસા સુકાઈ જાય છે.

૫૧–લોહીનો ઝાડો, મસાનું લોહી, આમડીનાં દરદો સાફ થાય—કડાછાલના ઉકાળામાં સાકર મેળવી શરબત બનાવવું. તે કડવું શરબત ૧ ચમચો અથવા વધુ પાણી સાથે મેળવી રોજ પીવું

૫૨–કેરબો ઘણી જાતનો આવે છે. ખરો કેરબો સુગંધી સારી આપે છે. તેનો રંગ પીળો ને લાલ રહે છે. વખત જતે રંગ બદલાય છે. એ કોપાળ

ગમને મળતો આવે છે એમા વીજળી હોય છે. કપડા પર ઘસીને ઘાસના તણુ-ખલા અથવા સૂતરના દોરાની આગળ ધરીએ તો તેને તે ખેંચી લે છે ઊકળતા પાણીમા અને ઊકળતા અળસીના તેલમા એ પીગળે છે એનુ તેલ ઓઈલ સકસીની છે તે તેલ વખત જતે કાળુ બને છે છોકરાને આકડી થાય, કરમ ચઢે તે વેળા બચ્ચાને લગડાની કરાડ ઉપર આ તેલ મસળે છે કેરબો શરીરના અંદરના ભાગમાથી પડતુ લોહી અટકાવે છે કેરબો એ ચંદરૂસની જાત છે આ બન્ને એ જાતના ગુંદર છે બન્નેને કપડા ઉપર ઘસીને ઝીણા ઘાસના તરણુ આગળ ધરે તો તરણા ખચાઈને તેને વળગે

હરસ ખરી પડે–કેરબો અને એળિયો ઘસીને ચોપડે તો હરસ ખરી પડે

૫૩–હરસ–કરેણુનો ઘન ( એકસ્ટ્રેક્ટ ) એક ભાગ, ઘી સાત ભાગ મેળવીને પર લગાડે તો સારુ થાય

૫૪–હરસ, કરેણુનુ મૂળિયુ પાણીમા ઘસીને હરસ પર લગાડે તો હરસ સારા થાય આ મૂળિયુ લગાડવાથી જરા બળતરા બળે છે

૫૫–કપાસ( નરમાના )ના બિયા ૪ ના મગજ, એક પૈસાભાર ગોળ સાથે ત્રણ માસ સુધી રોજ ગળે તો હરસ મટે પરેજી કાઈ નથી

૫૬–હરસનુ લોહી પિચકારી માફક પડે ત્યારે બે વાલ અથવા વધારે વિલાયતી કોલસો દહી સાથે ખવડાવે તો લોહી બંધ થાય આ ઇલાજ રોજ એકવાર ચાલુ રાખે તો રફતે રફતે હરસ નાબૂદ થાય દેશી દારૂ આવા દરદીને ફાયદો કરે છે

૫૭–ગજના ઝાડની અંતરછાલ તાજા દહીમા ઘસી ૪ દિન પીએ, ટામેટા ખાના નહિ, કાદો અથવા મીઠુ ખાવાથી કાઈ દરદીને મસા ઊભરે છે

૫૮–હરસ, રક્ત, પ્રદર, નાકમાથી પડતુ લોહી બંધ કરવા કલારના પાનનો રસ પાવો ભયંકર રક્તસ્રાવ નાબૂદ થાય અને કોઈ પણ જગ્યામાથી પડતુ લોહી બંધ થાય અથવા વાવડિંગ અને જેઠીમધનુ ચૂર્ણ ૦। તોલો રોજ ચાટી ખાય તો ઘર કરી બેઠેલા હરસના દરદને ફાયદો આપે

૫ –મોડિયા કલારનો રસ ૨ તોલા સાથે મરી ૨૧ નંગનુ સેવન કરવાથી ૬ જાતના મસા સારા થાય

૬૦–કડાની છાલ, ઇંદ્રજવ રસવંતી, અતિવિષની કળી સમભાગે ચૂર્ણ ૦॥ તોલો મધ અથવા ચોખાના ધોવણ સાથે લે

૬૧–ગ્રામ કંટોલાનુ ચૂર્ણ અથવા વાઝ કંટોલીના કંદનુ ચૂર્ણ ૦। તોલા ફાકે

૬૨–કબૂતરની હગાર ૦। તોલો મધમા ખાવાથી હરસનુ લોહી તેમ જ સ્ત્રીનુ રક્તસ્રાવ તરત બંધ થાય છે એક જ વાર ખાવાથી સાથે આવેલી સ્ત્રીને ફાયદો થાય છે

૬૩-કમળકાકડી સાકર સાથે ખાય.

૬૪-ધૂણી-હરસનું લોહી ઘણું પડે તો કપૂરની ધૂણી આપે.

૬૫-ાા તોલો કપૂર અને અફીણ ૨ વાલ માખણ સાથે મેળવી લગાડ્યા કરે તો હરસ ચિમળાઈ જાય.

૬૬-કપૂર બે આનીભાર, અફીણ ૨ વાલ, જાયફળ તોલો ૦। તલના તેલમા ઘૂંટી મલમ જેવું બનાવી લગાડે તો મસા ખરી પડે.

૬૭-કપૂર ાા તોલો, રસવંતી ૧ તોલો, લીંબોળીનું મગજ ૧ તોલો, સો વાર ધોયેલા ઘીમાં મેળવી લગાડે.

૬૮-કાચકાનો રસ ૧ તોલો ૧૪ દિવસ પીવો. અથવા હિંગ, નાગકેસર એકેક તોલો, કેસર ૪ વાલનું ચૂર્ણ બે આનીભાર ૩ દિવસ ખાય

૬૯-કાગીઝરી, અતિવિષ અને રસવંતી સમભાગે મધમાં મેળવી ચોખાના ધોવણ સાથે પીવાથી અજબ ચમત્કારિક અસર જણાય છે.

૭૦-કૂકડવેલનુ ચૂર્ણ ગોળમાં મેળવી મસા પર લેપ કરવો. મસા સફરામા હોય તો લુગડા પર લેપ લગાડી, તેની વાટ બનાવી સફરામાં ખોસે આ ઇલાજ ઘણો ઉત્તમ અને સુગમ છે. વૈદને જશ અને માન મળે છે. ત્રણ દિવસમાં ફાયદો થાય છે.

૭૧-કૂકડવેલનો રસ ૧ તોલો અને ફટકડી પાણીમા પીગળે તેટલી પીગળાવી, તે પાણી ૧ તોલો મેળવે, ઝાડે જતી વેળા મસા ઉપર એ લોશન લગાડ્યા કરે હરસ સુકાઈ જાય.

૭૨-કૃતઘ્નિયા ઘાસનો બાળેલો ભૂકો ખાવામાં લે તો લોહી બંધ થાય.

૭૩-સૂતી વેળા ઝાડે ફરવુ. મસા બહાર પડે તે ઉપર કેવેમીના એટલે ખાપરિયુ મસા ઉપર દાબનુ લંગોટ બાનવો અથવા ૩ ઉપર ખાપરિયુ ૦। તોલો મૂકી તે હરસ પર મૂકે અને લંગોટ મારે.

૭૪-હરસ માટે-કૂકડવેલનું ચૂર્ણ ૧ તોલો ૬૪ તોલા પાણીમા આખી રાત ભીંજવી રાખે તેનું પાણી, ઝાડે જાય ત્યારે સફરા ધોવામા ૭ માસ સુધી વાપરે, તો દરદ જડમૂળથી જાય; અથવા કૂકડવેલ, ઇન્દ્રવારણી, કડવા તૂંબડાના મૂળનું ચૂર્ણ ગોળ સાથે મેળવી સફરામા રોજ મૂકે તો થોડા દિવસમાં હરસ જડ-મૂળથી જાય છે

૭૫-હરસ-કૂકડવેલના ફલના બીજને ગાયના મૂતરમાં વાટીને ત્રણ વાર લેપ કરે, તો હરસ મૂળમાથી ખરી પડે

૭૬-બ્રમેહાર અને હરસ માટે-કપુરબીજ બે વાલ સાકર સાથે ખાવા.

૭૭-હરસનું લોહી અટકે-કારેલાનો રસ સાકર સાથે પાવો

૭૮-હરસ, મૂળવ્યાધિ સારો થાય-કૂકરવાડાનાં બીજ, ગોળ, કાથગીનો રસ મેળવી મસા ઉપર મૂકે, તો અગન તરત નરમ પડે. કૂકડવાડાનાં '

અને સિંધવ કાંજીમાં વાટી મસા ઉપર લેપ કરે

૭૯–હરસ માટે–કોડીની ખાક, એલચી, ચીનીકબાલા, કાથો, રેવંચીની ખટાઈ સમભાગે ચૂર્ણ બનાવી ૧ તોલો ચૂર્ણ અને ૪ ભાગ ધોયેલું ઘી મેળવી રોજ ત્રણ વાર લગાડવું.

૮૦–હરસ માટે–કાળો જવ, ભાંગરો (ભૃંગરાજ), ભાંગ (પીવામાં લે છે તે), કૂકડવેલો (મૂળ સાથે આખો), જાનવરના શીંગડાના મૂળ (ચોમાસામાં શીંગડા ઉપર ફણગો ફૂટે છે તે) આ વસ્તુઓનો ભૂકો કરવો, પછી કોઈ પણ ફાવતી રીતે એ ભૂકાની ધૂણી આપવી

ઉપર મુજબ ધૂણી રોજ બે વાર ૧૦ દિવસ સુધી ગુદાના ભાગ પર લેવી. ધૂણી લીધા પછી મેંદીનાં પાનની લૂગદી મસા ઉપર મૂકવી. ધુમાડો સહન ન થાય અને અગન ઘણી બળે તો ગુદા આગળ દિવેલ ચોપડવું. દસ દિવસ સુધી આ પ્રયોગ કરવો.

૮૧–હરસ માટે–કળાહારીનું અને સરસડાનું મૂળ પાણીમાં ઘસવું ડૂંટીની આસપાસ ચાર ચાર આંગળ ફરતો તેનો લેપ કરે, તો સાત દિવસમાં હરસ ખરી પડે.

૮૨–હરસ માટે–કમોઈનું મૂળિયું પાણીમાં ઘસી, તે પાણીમાં બે ખજૂરની પેસી આખી રાત ભીંજવી રાખી, સવારે ચોળી, ગાળીને તે પાણી પીવું

૮૩–હરસના મસા દૂર થાય–કપૂર ૧ ભાગ અને ૭ ભાગ ધોયેલું ઘી ત્રણ ભાગ તેનો મલમ કરી લગાડે

૮૪-હરસ–કૂકડવેલના ફળના બીની લેપડી કરી ત્રણ દિવસ હરસ પર મૂકે

૮૫–મૂળવ્યાધિ, હરસ માટે–દરદીએ રોજ સવારે ભૂખે પેટે એક સોનેરી કેળું માખણ સાથે ખાવું

૮૬–હરસનું લોહી–હરસનું લોહી નીકળે અથવા બીજી જગ્યાએથી નીકળે, તો કાળી દ્રાક્ષ તોલો ૦ાા, દૂધ તોલા ૨૦, પાણી તોલા ૨૦ ઉકાળી દિવસમાં બે વાર પીવું

૮૭–હરસ માટે ધૂણી–ખારેકના ઠળિયાની ધૂણી સકરામાં આપવી

૮૮–હરસ માટે–ખરેટીના પાનની લેપડી મૂકવાથી હરસ ખરી પડે છે. એના પાન નવટાંક લઈ તેને પાણી સાથે મસળી રસ કાઢી ચાર મરીના દાણા નાખી પિવાય છે.

૮૯–હરસ માટે–ખડિયોખાર, શાહજીરું, કળીચૂનો, મોરથુથુ સમભાગે લઈ લીંબુના રસમાં ૩ દિવસ ખરલ કરે ને મસા પર લગાડે તો જરૂર મસા ખરી પડે.

૯૦–જુદા જુદા દરદીને જુદી જુદી ખાવાની ચીજ માફક ન આવવાથી હરસનું જોર વધે છે માટે જે દરદીને જે ખોરાક ન ફાવે તે છોડી દેવો.

ઝાડો સાફ લાવવાની પહેલી જરૂર છે. રોજ ઝાડો નરમ અને સાફ લાવવો જોઈએ

૯૧-ગુદાના હરસ માટે-સૂંઠ ૧ ભાગ, ખડિયોખાર (ટંકણખાર), સોહાગી ૦ાા ભાગ-એનું ચૂર્ણ ૦ા તોલો રોજ બે વાર ખાય અને એ બંને વસાણાં પાણીમાં ઘસી મસા ઉપર લગાડે

૯૨-પંદર વરસનું જૂનું ઘી હરસને લગાડે.

૯૩-હરસનો મલમ-ખડિયોખાર અને નવસાર, ઘી ૧૦૮ વાર ધોયેલું હોય તેમાં મેળવી એક મહિનો લગાડે.

૯૪-ગરમાળાનાં ૫ પાન ૭ મરી સાથે સાકરના પાણીમાં મેળવી રોજ બે વાર .ખાવાં.

૯૫-ગૂણપાટના કોથળાની રાખ, ગળો સત્ત્વ, રાતું નાગકેસર સમભાગે બે-આનીભાર ચૂર્ણ માખણ અને સાકર સાથે રોજ બે વાર ખાય.

૯૬-પારો અને અમલસારો ગંધક તથા મરી સમભાગે મેળવી કાજલ બનાવી તેને ૫ તોલા ઘીમાં મેળવે. એક વેંત પહોળો અને અરધો હાથ લાંબો કપડાંનો કકડો લઈ તેમાં મેળવી કાકડો બનાવે. એક નાકેથી તેને ચીપિયા વતી પકડવો અને બીજે નાકેથી સળગાવવો; તેલ ટપકે તે એકઠું કરવું. સૂરોખાર, વજ, મનશીલ, સુગર લેડ દરેક ૧ વાલનું ચૂર્ણ એ તેલમાં મેળવી મલમ બનાવી લગાડે તો ખૂન તેમ જ બાકીના મસા નરમ પડે.

૯૭-કડવી ધિસોડી અથવા કડવી તૂંબડીને એક રાત પાણીમાં રાખી તે પાણીમાં નવસાર નાખી, બે માસ સુધી એ પાણી મસાને લગાડે.

૯૮-હરસનું લોહી પડતું હોય તો ગંધક વાલ ૮ તથા ફટકડી (ફૂલાવેલી) વાલ ૨ પાણી સાથે ફાકવી ,ને ઉપરથી દૂધ પીવું.

૯૯-ગંધકનું તેલ-શોધેલા ગંધકને દૂધમાં ઉકાળી તેનું દહીં કરી ઘી બનાવવું. તે ગંધકનું તેલ કહેવાય છે. ગંધકને શુદ્ધ કરવો. એક તપેલીમાં ઠંડું દૂધ મૂકવું. ઉપર ઢીલો કટકો દૂધને લાગે નહીં તેવી રીતે બાંધવો. લુગડા ઉપર ગંધકનો ભૂકો નાખવો. તે ઉપર ઢાંકણ ચપ્પું ઢાંકવું. ઢાંકણા ઉપર અંગાર મૂકવો. ગંધક તપી, પાતળો થઈ દૂધમાં પડશે. બાકી કચરો કપડા ઉપર રહી જશે. આ ગંધક શુદ્ધ થયેલો ગણાય છે.

૧૦૦-હરસના મસાવાળા દરદીએ ગંધક, મીંઢીઆવળ (સોનામુખી) અને ગુલાબની સૂકી કળી સમભાગે મેળવી તેમાંથી ૦ાા તોલો દિવસમાં બે વાર મધ સાથે ચાટણ કરે અથવા રાત્રે સૂતી વેળા એક રૂપિયાભાર રોજ ખાવું.

૧૦૧-હરસના દરદીએ ગંધકપાક (*Confection snlphur*), મરી પાક (Confection pepper) ચાલુ ખાવામાં લેવાથી ફાયદો થાય છે.

૧૦૨-હરસ સફરાના હોય તે મટે-ગલગોટાનાં ફૂલ ૦ા અથવા ૦ાા તોલો સાકર સાથે મેળવી સવારે રોજ ખાય અથવા એનો ગુલકંદ બનાવી ખાય. અથવા પાનનો રસ ૧ તોલો પીએ.

૧૦૩-હરસ માટે-ગધેડાનાં લીંડાં પાણીમાં ભીંજવે. ઉપરનું નીતર્યું પાણી દહીં સાથે પીવામાં લેવું.

૧૦૪-મસા હરસના માટે-ગળીનો ભૂકો દાબે તો લોહી બંધ થાય.

૧૦૫-હરસના મસા મટે-જૂના ગોળ સાથે હરડે ખાવી.

(જૂનો ગોળ રસાયણરૂપ છે, ત્રણ વરસનો ગોળ ઘણો સારો છે. મધની ગેરહાજરીમાં જૂનો ગોળ ચાલે છે.)

૧૦૬-મસા હરસના મટે-મસા ગરમીથી થાય તો લોહી પડે, રસવિકારના હોય તો પરૂ અથવા આમ પડે વા વિકારના હોય તો સૂકા હોય પણ દરદ કરે. ગૂગળ ચોખ્ખો ચળકતો દશ તોલા લઈ પાણીમાં પીગળાવે અને ગાળે. તેમાં મધ અને સાકર દરેક પચીસ તોલા નાખી ચાસણી બનાવે. તેમાં મોટી હરડે ૪ તોલા નાખી રસપાક બનાવે. તેમાંથી ૦ાા તોલો રોજ બેવાર ખાવો.

૧૦૭-હરસનું લોહી નરમ પડે-ગળજીભીનો રસ બે તોલા પીવો.

૧૦૮-હરસ દરેક જાતના સારા થાય-ગરમાળાનાં પાન ૫, મરી નંગ ૭ને શેર પાણી સાથે જેમ ભાંગ ઘૂંટે તેમ ઘૂંટી ૦ાા તોલો ગોળ મેળવી રોજ સવારે પીવું. જો હરસનું જોર વધારે હોય તો દિવસમાં ત્રણ વાર પીવું અથવા પાનનો રસ ૧ તોલો ગોળ સાથે લેવો.

૧૦૯-હરસના મસા માટે-ગરોડી ચારપગું જાનવર જે સાપબામણીના જેવું હોય છે તેનું તેલ લગાડવું.

૧૧૦-ગલકાના વેલા કડવા અને મીઠા આવે છે. હરસ ખરી પડે-કડવા ગલકાં અને જાનવરોનાં શીંગડાં ઉપરની મુડદાલ છોભ(ખોપડો)નો ધુમાડો હરસ ઉપર લેવાથી હરસની ગાંઠ નીકળી પડે.

૧૧૧-સૂરણ સૂકવેલું ૪ તોલા, ચિત્રાનું મૂળ ૨ તોલા, હીમજી હરડે ૦ાા તોલો, સૂંઠ ૦ાા તોલો, પીપર ૦। તોલો, ગોળ ૮ તોલા, એનો પાક બનાવી ૧ પૈસાભાર રોજ બે વાર ખાય.

૧૧૨-ચિત્રાનાં મૂળ, ઇંદ્રજવ, સિંધવ, મરી, સૂંઠ, કનજનાં બી સમભાગે ૦। તોલો દહીં સાથે ખાય. ઉપરથી દહીં ખાય અથવા છાશ પીએ.

૧૧૩-ચંગીમાથ નામનું ઘાસ ચોરવાડ ગામમાં થાય છે. તેને તળિયે જમીનની અંદર દાણો થાય છે, તે દાણો ખાવામાં આવે છે. તે ઘાસનો રસ તથા પાનની લેપડી હરસને લગાડે.

૧૧૪-ધૂણી ચિંચીડીનો છોડ અથવા સૂકવેલો દેડકો, વડવાગળાંનો છોડ, એમાંની એક ચીજની ધૂણી આપવી.

૧૧૫-મસા ખરી પડે-ચણોઠી, ફરાસપાપડો દરેક પાંચ તોલા સાથે નેપાળ-ગોટો, વછનાગ, સિંદૂર એ સઘળાંને લીંબુના રસમાં ખરલ કરી મસા પર લગાડે.

૧૧૬-મૂળવ્યાધિ-હરસ ખરી પડે-કાળો ચિત્રો, ટંકણખાર, હળદર, ગોળ

સમભાગે મેળવી હરસ પર લેપડી મૂકે તો હરસ ખરી પડે (આ ઇલાજ ઘણા-ઓને જાણીતો છે)

૧૧૭–હરસને ફાયદો કરે–ભૂંજેલા ચણાના દાળિયા રોજ સવારે બે તોલા ખાય અથવા તો દાળિયા જ ખાઈને પેટ ભરે, બીજુ કશુ ખાય નહી તો ઘણો ફાયદો થાય

૧૧૮–હરસ માટે મલમ–ચીકણી સોપારી, કાથો, સફેદ એલચી, શખજીરુ એકેક તોલો, ધોયેલ ગાયનુ ઘી લઈ તેમા મેળવી લગાડે

૧૧૯–ચીકણી ભાજીનો રસ ૧ તોલો ઘીમા રોજ ખાય

૧૨૦–ચીનિકબાલાના ૧૫ દાણા પાણી સાથે પીવા

૧૨૧–ચિત્રકનુ મૂળ દૂધમા નાખી દહી બનાવે, તે દહી, તેની છાશ અથવા તેનુ ઘી સેવન કરે, જઠરાગ્નિ વધે હરસ મટે માટીના વાસણમા ભોયરીગણાનો રસ ચોપડવો તેમા છાશ રાત્રે ભરવી અને સવારે પીવી ૧૫ દિવસ ચાલુ રાખવુ

૧૨૨–સાત દિવસમા હરસ મટે–ચિત્રો, સિંધાલૂણ, કરંજ, ઇંદ્રજવ અને બકાન લીંબડાનાં પાનનુ સમભાગે ચૂર્ણ ૦। તોલો અથવા ૦॥ તોલો છાશ સાથે રોજ બે વાર લેવુ (આ ઇલાજ ખાસ અજમાવવાની ભલામણ છે)

૧૨૩–બ્રહ્મચારી બાવા આત્મારામની ખાસ ભલામણનો ઇલાજ મળેલો–ચિત્રાની જડ, ઇંદ્રજવ, સિંધવ, સૂંઠ, મરી કણજીના બીનુ સમભાગે ચૂર્ણ ૦।થી ૦॥ તોલો છાશ અથવા દહી સાથે રોજ બે વાર ખાય

૧૨૪–ધૂણી–ઝેરકચૂરાની ધૂણી રોજ બે વાર લે ધૂણી લીધા પછી એળિયાના પાણીનુ પોતુ હરસ પર મૂકે ઝેરકચૂરાને અફીણ સાથે ઘસીને લગાડે

૧૨૫–જવાસાના ફૂલની લેપડી મૂકે

૧૨૬–હરસ માટે છાશનુ સેવન કરવુ ઘણું સારુ છે

૧૨૭–ચિત્રાની છાલને અથવા મૂળને ઘસી તે ઘસારો માટીના કોરા વાસણમા લગાડીને તેમા દૂધ નાખે એક રાતમા તે દહી થશે તે સવારે દરદીને ખવડાવવુ. થોડા દિવસ ખાવુ દહી ખાવામા આવે તો હરસ નાબૂદ થાય

૧૨૮–હરસ મટે–છાશ રંગ બદલે ત્યા સુધી તેમા કંકુ મેળવે તે છાશ નવટાંક પીવી

૧૨૯–જાંબુના ઝાડની છાલ પાણીમા મૂકી તડકે અને ઝાકળમા ૮ દિન રાખે તે પાણી ઉકાળે અને પીવામા લે

૧૩૦–હરસનુ લોહી જાય તે માટે–જાયફળ કોતરીને તેમા એક ટાંક અફીણ ભરે જાયફળનુ મોં બંધ કરે ધતૂરાના ડીંડવામા તે જાયફળ મૂકી તે ડીંડવુ બંધ કરે અને તે ડીંડવાને ઘઉંના આટાથી કપડછંદ કરે અને અંગારમા મૂકે આટો બળીને કાળો થાયત્યારે કાઢી આ જાયફળને ખરલ કરી તેમાથી ૪ ચોખા પૂર ૧ દરદીને રોજ ચોખાના ધોવણમા આપે તો લોહી બંધ થાય

૧૩૧-મસા-હરસના મસાને ઠંડા પાણીની પિચકારીથી વારંવાર ધોવાથી અથવા બને તો ઠંડા પાણીમાં રૂ ભીંજવી મસા ઉપર દાબવાથી લોહી નરમ પડે છે.

૧૩૨-હરસનું લોહી, કળતર, દુઃખાવો મટે-ાા તોલો જીરાની ફાકી પાણી સાથે લેવી.

૧૩૩-ચમારદૂધેલીનાં પાન બાફી તેનો રસ ૧ તોલો ગાયના ઘી સાથે રોજ સવારે ૭ દિવસ ખાય. પછી ચોખાની ખીર બનાવી ગાયના ઘી સાથે રોજ ખાવી.

૧૩૪-દૂધ ાા શેરમા લીંબુની ૧ ચીર નિચોવી તરત પીવું અથવા દહીંનુ નીતર્યું પાણી ાા શેર પીવાથી અગન તરત બંધ થાય.

૧૩૫-ત્રિફળા, સરપંખાના મૂળ, નવસાર સમભાગે ચૂરણ ાા તોલો ગાયના ઘી સાથે ખાય. હરસ અને બરોળ મટે.

૧૩૬-ચમારદૂધેલીને ૨ તોલા ઘીમાં તળીને ૭ દિન ખાય તો લોહી હમેશ માટે બંધ થાય. આ ઇલાજ સર્વોત્તમ છે

૧૩૭-દાડિયા થૂવરને પાપડ શેકે તેમ અંગાર પર શેકીને રસ કાઢે. તેમા જાયફળ. એળિયો, સમુદ્રફીણ મેળવી લેપ કરે. કંઠમાં ગાંઠ થાય તેને પણ એ લગાડે.

૧૩૮-માણસના નખને શીશીમાં પેક કરે, તે શીશી ભાત મૂકતા હોય તેમાં મૂકે; શરૂઆતમાં જ તે શીશી ભાતમાં મૂકે. ભાત બફાઈને ઠંડા પડે ત્યારે શીશી કાઢે, તેમા બનેલું તેલ હરસને લગાડે તો મસા ખરી પડે. તેલની અગન ન ખમાય તો આમલી અને લીમડાનાં પાનની ઠંડી લેપડી અથવા દહીં મૂકે.

૧૩૯-પીલુ નામનું ઝાડ છે તેના તેલનાં પોતાં હરસ પર મૂકે તો દુખાવો નરમ પડે, અને વૈદની અથવા એ ઇલાજ કરનારની નામના થાય.

૧૪૦-હરસ માટે આસવ-પીલુ( ઝાડ )નો રસ ૨પાા શેર, પાણી એક મણ સમાય તેવડી બરણીમાં નાખે. ધાવડીનાં ફૂલ, આંમળાં, ખજૂર દરેક ૮ તોલા, કાળીપાટ, ઇંદ્રજવ, ધમાસો, મરી, પીપર, તજ સૂંઠ, અમ્લવેતસ, એલચી, ધોળું ચૂરણ, બ્રાહ્મી, લવંગ. કંકોલ, પીપરીમૂળ, વાવડિંગ, ચિત્રો દરેક ૪ તોલા, ગોળ ૬૪ તોલા, એ બધાને મેળવી બરણીનું મોઢું જમીન પર દેખાય તેમ રાખે તેની ઉપર તડકો પડવા દે. ૧૫ દિવસ પછી ફીણ થતું અટકે અથવા અવાજ થતો બંધ થાય અથવા વાસણના મોઢા આગળ બત્તી રાખે તે બુઝાઈ જાય નહીં ત્યારે આસવ થયેલો જાણવો

૧૪૧-હરસ માટે-હરસ ઉપર તમાકુની લેપડી મૂકવી.

૧૪૨-હરસ મટે-ટંકણખાર, હાથીદાંત દરેક ૦ તોલો લઈને તેનો ધુમાડો આપવો. આથી હરસ સારા થાય છે.

૧૪૩-હરસનાં મસા-હરસના મસા માટે કાળા તલ, ગાયનું માખણ. સાકર અઢેક પૈસાભાર રોજ ખાવું.

૧૪૪-હરસનાં દરદ માટે-જંગલી તુલસીનાં પાન દહીં સાથે ૭ દિવસ ખાવામાં લે છે.

૧૪૫-હરસના મસા બહુ અકરસાટ કરે તો-ટંકણખાર, કાથો, ગંધક, દરેક ૦। તોલો, ઘી ૨ાા તોલાનો મલમ કરી લગાડે.

૧૪૬-હરસના મસા ખરી પડે-ચિત્રક, ટંકણખાર, ગોળ, હળદર સમભાગે મેળવી હરસ પર લગાડે.

૧૪૭-કોઠે કબજ, હરસનું લોહી, એ માટે તલ ઉપયોગી છે. તલનો ઉકાળો કરી પીવો અથવા લાડુ બનાવી ખાવો. ગર્ભવતી સ્ત્રીને તલ વધુ ખાવાથી અડચણ થાય છે.

૧૪૮-હરસ-તુવેરની દાળમાં હળદરનો ગાંઠિયો બાફવો, છાયામાં સુકવવો. પાણીમાં ઘસી લેપ કરવો. હરસ નરમ પડી સણકા તરત બંધ થશે.

૧૪૯-હરસ માટે-તેલ અને નાગકેસર સમભાગે ખાવાથી હરસને ફાયદો થાય છે. માખણ સાથે નાગકેસર ખાવાથી લોહી બંધ થાય છે.

૧૫૦-હરસ માટે-હાથલા થોરનાં લાલ ડોડવાંનો રસ બે તોલા રોજ બે વાર ૩ દિવસ પીએ, તો હરસ નરમ પડે. જો ૭ દિવસ પીએ, તો મસા ફરી ઊપડે નહિ.

૧૫૧-હરસ માટે-નાગકેસરના બીજ, ઇંદ્રજવ, રસવંતી સમભાગે ચૂર્ણ કરી હથેલી ભરી ચોખાના ધોવણ સાથે ૭ દિવસ સુધી ખાવું.

૧૫૨-હરસનું લોહી બંધ પડે-નાગલી દૂધેલીનાં પાન ૪ તોલા ઘીમાં તળી ખાય તો તત્કાળ લોહી બંધ થાય. એનો ભૂકો પણ ખાવામાં લે છે.

૧૫૩-હરસ માટે-નાગકેસર, સાકર સમભાગે મેળવી ૦ાા તોલો પાણી સાથે સવાર-સાંજ ખાવું.

૧૫૪-હરસ માટે-લીલું કોપરું અને સાકર ચાવી ખાવું.

૧૫૫-હરસનું પડતું લોહી તરત નરમ પડે-નાળિયેરની ઉપરની ચોટલી અથવા તેનું આખું છોલું બાળી તેની રાખ કરી તે રાખ વાલ બે લઈ દહીં યા મલાઈ સાથે ખાવી ગુણ ન જણાય તો રાખ વાલ ૪ લેવી.

૧૫૬-ધૂઈ-દારૂડિયાના બીનો ધુમાડો આપે.

૧૫૭-હરસ જાય, ૦ાા તોલો ધાણા છૂંદી પાણીમા ભીંજવવાં. તે પાણી પતાસા સાથે પીવું.

૧૫૮-હરસ માટે-ધાણા તથા બનફસાં દરેક ૦। તોલો છૂંદી પાણી સાથે પીવા. શરીરના ઝીણા મસા તથા તલ ઉપર ધાણા વાટીને લેપડી મૂકે તો તે નીકળી જાય.

છાલોપાલોનો ભૂકો બનાવવાની રીત-જે છાલોપાલો ચોમાસામાં જ મળે છે તેને સુકવી રાખવા કરતાં તેની ચટણી બનાવીને નીકળે એટલો રસ કાઢી

તે રસ તડકે સૂકવી ભૂકો કરી રાખવો અને તેનો જરૂર લાગે ત્યારે ઉપયોગ કરવો

૧૫૯-હરસ માટે દારૂ-ગોળનો દારૂ-સૂઠ ૧ શેર, હરડે ૧ શેર, જૂનો ગોળ બશેર, પાણી ૬ શેર મેળવીને તાંબાના વાસણમા પેક કરી ઘોડાની લાદમા ૧૫ દિવસ દાટે, પછી જેમ શરાબ ગાળે તેમ તેને જતરથી ગાળે એ ગાળેલા દારૂમાં બે વાલ કસ્તૂરી મેળવે દારૂ પાચ તોલા અને ગુલાબજળ ૪ તોલા મેળવીને દરદીને ૭ વાર પાય

૧૬૦-હરસના મસાનુ લોહી પડતું હોય ત્યારે ટાઢા પાણી ૦ા ગેરની પિચકારી સફરામા રોજ લેના એથી અ દરના ભાગમા લોહી ફરતુ થાય છે અને તેથી મસા બધાતા નથી, તેમ જ ઝાડો આવે ત્યારે કરાજવુ પડે નહિ

૧૬૧-ફટકડી એર ડિયામા મેળવા લગાડવી

૧૬૨-હરમને ફાયદો કરે-ખીરમટોગીની રાખ, સ'દ કાથો, સમભાગે લઈ મધમાં મેળવી હરસ પર લગાડે

૧૬૩-રસવિકારના મસામાથી આમ અને પરૂ પડે છે

વાત વિકારના મસા સૂકા હોય ત્યારે ફક્ત દરદ થયા કર છે બાવળની સૂકી પાલી અને ઉદરની લીડીની ભૂકીને દેવતા ઉપર મૂકી તેની ઉપર માટીનુ જાડુ ઢંઢ ઊધુ મૂકવુ બે આગળી જાય એટલુ ઢાંકને કાણુ વચમાથી કરવુ આ કોતરેલા ભાગ ઉપર સફરો મૂકીને હરસ ઉપર ધૂણી લગાડવી એ મુજબ દિવસમા ત્રણ વાર સાત દિવસ ધૂણી આપવી

૧૬૪-ધૂણી-ઘોડાના વાળની ધૂણી આપવાથી હરસના મસા મટે છે

૧૬૫-નગડ(સભાલુ)ના પાનનુ ચૂર્ણ ૦ાા તોલો ગોળ સાથે ખાય

૧૬૬-ભોયરીગણીના તાજા ફળને કોડિયામા મૂકી કપડછ્દ કરે, તેને છાણામા સળગાવી ચૂર્ણ બનાવે ૧ રતીભાર ચૂર્ણ કપૂરી પાન સાથે રોજ ૩ વાર ૧૪ દિન ખાય આથી શરીરે શક્તિ આવે, લોહી સુધરે, હરસ મટે, દસ્તાન અટકાવે દરેક જગ્યાથી નીકળતું લોહી બધ પડે

૧૬૭-રસવતી, સુરોખાર અકેક તોલો, માયા, નવસાર દરેક ૦ા તોલો રસ સાથે ચણીબોર જેવડી ગોળી બનાવે રોજ ૨ ગોળી ખાય

૧૬૮-ભોયરીગણીના મૂળની છાલ છાયામા સૂકવેલીનુ ચૂર્ણ ૧ વાલ રોજ ત્રણ વાર લે

૧૬૯-ભારગીના મૂળ ૧ તોલો પાણી ૫ તોલા મેળની રોજ ત્રણ વાર પીવુ ખોરાકમા ફક્ત છાશ લેવી એથી હરસ નિર્મૂળ થાય

૧૭૦-ભિલામુ ૧ નગ, આમલી ૫ તોલા પાણી સાથે વાટી પીવુ ભિલામાની ગરમી આમલીથી તૂટે છે

૧૭૧-હરસ માટે-મનસીલ તોલા ૧૦, આકડાનું દૂધ તોલા ૮૦, તેલ તોલા ૨૦, હળદર તોલા ૧૦ એ સર્વેને ઉકાળી તેનુ તેલ બનાવી હરસ પર લગાડે

૧૭૨–મસા શરીર ઉપરના ખરી પડે–મીઠુ ને કૂવાનુ પાણી મેળવી લગાડે.

૧૭૩–હરસનુ લોહી બધ થાય–મૂળાના પાનનો રસ એક તોલામા એક રતી ગંધકના ફૂલ મેળવી પીએ

૧૭૪–હરસ તરત મટે–મૂળાના કદ અને પાન વચ્ચેનો લીલો ભાગ છૂદી તેનો રસ બે તોલા, ૨ તોલા ઘી સાથે મેળવી સવારે પીવો.

૧૭૫–મસા સૂકા જે દરદ કરે પણ જેમાથી લોહી નીકળે નહિ તે માટે ઇલાજ–મરી ૧૫ તોલા અને સુવા ૨ શેર ખાડીને મધ સાથે મેળવી પાક બનાવી રાખવો રોજ બે વાર ૦ાા થી ૧ તોલો લેવો

૧૭૬–હરસ માટે–ખાવાનુ મીઠુ ધૂપેલમા મેળવી લગાડવુ

૧૭૭–હરસ માટે–મોરથૂથુ અને ટકણખાર દરેક તોલો ૧ લઈ બનેને વાટી ૩ દિવસ લેપડી કરે તો મસા તૂટી પડે પછી સાઠીચોખા ગધી તેની લેપડી કરે (આ ઇલાજ આકરા છે)

૧૭૮–હરસનો મલમ–મીણ ૧ તોલો, ઘી ૪ તોલા, નાયા અને મીઠુ ૧ તોલો–એનો મલમ બનાવી હરસ પર રોજ બે વાર લગાડે તો હરસ ઝરી જાય.

૧૭૯–હરસ મટે–બે તોલા મગને બૂડતા પાણીમા એક રાત ભીંજવે, સવારે તે મગને ઘી અને જીરામા વઘારી ભૂખે પેટે ખાય તો ૩ દિવસમા ફાયદો થાય

૧૮૦–રતનજોતના ફળની લેપડી હરસ પર મૂકે

૧૮૧–નાકમા મસા, નાકમા કીડા–રાળ તોલો ૧, ગાયનુ ઘી શેર ૦ામા કકડાવીને ૮ ટીપા નાકમા ૧૪ દિવસ સૂધી મૂકવા

૧૮૨–અર્શ–ગલોહોર, લોહી જામેલું–રગતરોહીડાને ગાયના મૂતરમા ઘસી પીવુ અથવા ચૂર્ણ ઘીમા લેવુ

૧૮૩–હરસ મટે–રસવતી અને ગરમાળાનો ગર સમભાગે જૂના ગોળમા મેળવી લગાડે અને એક વાલની ગોળી કરી રોજ એક ગોળી ત્રણ વાર ખાય રસપાટને નામે કલકત્તામા એ દવા ઓળખાય છે

૧૮૪–શરમાઉ ઝાડ–રિસામણી–લજ્જાળુ–બાજવરધી હરસ માટે, એની લેપડી મસા પર મૂકે તો મસા નરમ પડે

૧૮૫–હરસ મટે રસવતીનો ઘસારો હરસ પર લગાડે તો પહેલા લોહી નીકળે, પછી મસા સુકાઈ જાય રસવતી બે રતી રોજ બે વાર ખાવી

રસવતીની બનાવટ–દારૂ એક તોલો અને લીલી હળદર મેળવી બારીક કરવી, તેમા તેના વજનથી આઠગણુ પાણી નાખી ઉકાળવુ અડધુ પાણી બળી રહ્યા પછી આઠગણું (૮ તોલા) દૂધ નાખી ઉકાળવુ પ્રવાહી સઘળુ બાળી નાખવુ

૧૮૬–રિસામણીનો રસ ૨ તોલા ઘી સાથે લેવો મનશીલ હળદર, લવગ, ગજપીપર અકેક તોલો, ગજવેલ ૦ા તોલો પાણીમા ઘસી ૧૪ દિવસ અર્શ પર લગાડે

૧૮૭-જાદુઈ અસર કરનાર ઇલાજ-રસવંતી એક વાલ પાણીમાં મેળવી કપડેથી ગાળે, તે મધ અથવા સાકર સાથે રોજ બે વાર ખાય. લોહી પડ્યા પછી આ ઇલાજ શરૂ થાય તો જાદુઈ અસર દેખાય. દવા ઠંડી છે, દરદીએ પવનમાં ફરવું નહિ.

૧૮૮-હરસ માટે-વાડીમાં જઈ લીંબુના ઝાડ ઉપરથી ૭ લીંબુ રવિવારને દિવસે લાવે. રોજ એકેક લીંબુ ૭ દિવસ સુધી દરદી ચૂસે તો હરસનું લોહી બંધ થાય.

૧૮૯-લીંબડાનું તેલ મસા ઉપર જાયુક લગાડવું. મદ્રાસમાં એ જાણીતો ઇલાજ છે, ઠંડક આપે છે અને મસા ચિમળાઈ જાય છે.

૧૯૦-હરસ-૧ તોલા લીમડાના તેલમાં ૧ વાલ કપૂર મેળવીને તેનું એક ટીપુ પતાસામાં મેળવી રોજ સવારે ૭ દિવસ ખાવાથી મસા સારા થાય છે.

૧૯૧-હરસ માટે-લીમડાનાં ૨૧ પાનને ફોતરાં વગરની મગની દાળ સાથે વાટી તેનાં વડા બનાવી ઘીમાં તળીને ૨૧ દિવસ સુધી રોજ ખાવાં. સમુદ્રનું મીઠું ખાવું નહિ, સિંધવ થોડો ખાવો.

૧૯૨-હરસનું લોહી બંધ થાય, અકસરાટ નરમ પડે-લીમડાનાં પાનનો રસ એક તોલો, ઘી-સાકર સાથે મેળવી પાંચ દિવસ પીવો.

૧૯૩-ધુમાડી-લસણનાં છોડાં (ફોતરાં), ભેંસનાં શીંગડાંની છોડ, ચામાચીડિયાની હગાર, હાથીદાંતનો વેર, માછલાંનાં ભીંગડાં, એમાંથી કોઈ પણ એક લેવું. જમીનમાં બે વેંત ઊંડો ખાડો ખોદી તેમાં દેવતા મૂકી તે ઉપર ઉપલો ભૂકો ૧ તોલો યા વધુ મૂકવો. ખાડા ઉપર ઉઠોણી અથવા ઘંટીનું પડ મૂકવું. અને ઉપર એવી રીતે ચપટ બેસવું કે સઘળી ધૂણી ગુદાને લાગે. ૦॥ કલાક ધૂણી લેવી.

૧૯૪-હરસ ખરી પડે-લીંબોળીનું મગજ તેલમાં તળે અને મોરથૂથુમાં મેળવે અને ઘી સાથે મેળવી લગાડે.

૧૯૫-લીંબોળી, જૂની સોપારી, ઘોડાના નખની ગોળી બનાવે, પાણીમાં ઘસી લગાડે.

૧૯૬-લીમડાનાં ૨૧ પાન મગની દાળ સાથે મેળવી ભજિયાં કરી ૨૧ દિવસ ખાય. ભજિયામાં કોઈ જાતનો મસાલો નહીં જોઈએ. ખોરાકમાં ભાત અને ખવાય એટલી છાશ લેવી, બીજું કાંઈ નહિ.

૧૯૭-લીમડાના તેલમાં ગંધક સમાયેલો છે. તેનો ગુણ લાલમોગરા તેલ, સારસાપરીલા, અને કોડલીવરના જેવો છે. લીમડાનું તેલ સવારસાંજ પીવાથી કરોળિયા અને બીજાં ચામડીનાં દરદો મટે.

૧૯૮-પતાસા અને લીંબોળીના ઠળિયાને વાટી ત્રાંબાના લોટામાં કાણું રાખી તેમાં મૂકે. પાતાળજંતરથી તેલ કાઢે. ૧૫૦ છાણાંનો અંગાર કરે. તેલ નીકળે તેનાં ૩ ટીપાં ઘી-સાકર સાથે ખાય.

૧૯૯-સૂકા મરચા, કાચો ગોળ, કેરાનુ અથાણુ, વેગણ ખાવાથી હરસનું જોર વધે છે.

૨૦૦-ગુરદાની ત્રીજી વળીમા હરસ હોય, બહાર દેખાય નહિ પણ ફાટ ચાલે તે માટે-કાળી દરાખ, સોનામુખી, રેવચીની ખટાઈ, નિફળા, ઇંદ્રજવ, વાવડિંગ એક એક તોલો ખાડી પાણી ાા શેરમા ૧ ગત ભીજવવુ સવારે ગાળી ૨ તોલા ગોળ નાખી રોજ ૧ વાર ૩ દિવસ પીવુ મસા અદરના હોય ને લોહી પડે તે મટે હરસ માટે વૃણી-વછનવેલાના પાનની ધૃણી લેવાથી હરસ મટે હરસ જો બહાર નીકળેલા હોય તો કરમાઈ જાય

૨૦૧-વડની છાલ ખાવાથી લોહી પડતુ અટકે છે અથવા વડની કૂમળી રેખા સવાર ખાવી

૨૦૨-હરસ મટે-જુવારના ખેતરમા વછનવેલો ઘણો થાય છે એના પાદડાની લેપડી સફરા ઉપર મૂકવાથી લોહી બધ પડે છે

વસતવેલો જાતે ઘણો ઉગે છે એના પાદડાનો રસ કાઢી માટીના કોડિયામા રાખવાથી જેલી જેવો બધાઈ જાય છે માટે વસતવેલાનો રસ અને સત્યાનાશીના છોડનો રસ સરખે ભાગે મેળવવો તે ગરમ કરવાથી પાતળો રસ થશે તે બાટલીમા ભરી મૂકવાથી બગડશે નહિ

૨૦૩-હરસ માટે સૂરણની ગાંઠને છોલી છીણી નાખી સકવીને ભૂકો કરી ઘીમા તળવો પછી ખડીસાકરના શીરામા મેળવી એલચી, વાસકપૂર, બદામનો મગજ મેળવી ચકતા પાડવા ૪ તોલા દરરોજ સવારે ખાઈને દૂધ પીવુ હરસવાળા દરદીએ દવા તરીકે સૂરણ ઘણુ ખાવુ રોટલીમા સૂરણ, શાકમા સૂરણ, પૂરીમાં સૂરણ-ફાવે તેમ પણ સૂરણ બહુ ખાવુ

૨૦૪-હરસ માટે નીચનુ ચૂર્ણ ગોળ સાથે રોજ સવાર-સાજ ખાવુ સૂરણ ભાગ ૯, સૂઠ ૨, મરી ૧ ગોળ ૧૬ ભાગ મેળવી સવાર-સાજ ાા તોલો રાજ ખાવુ દરેક જાતના મસા માટે ઉપલુ ચૂર્ણ છે ઝાડો કબજ હોય તો સૂઠને બદલે હરડે લેવી

પિત્તના મસા હોય તો ઉપલા ચૂર્ણમા ગોળને બદલે સાકર લેવી દરનના મસા તથા મસાની ચૂળ થાય તે માટે-સૂરણ (વવળતું સૂરણ વધારે ગુણ આપે) ચુકી તેની ભૂકી બનાવી, તેમાથી ા અથવા ાા તોલો અને ખાડ ાા તોલો મેળવી દરરોજ સવાર-સાજ ખાવી

૨૦૫-મસા માટે-મોમલખાર વાલ ૩, સાજીખાર વાલ ૪, સચો ।, સાજી ખાર, ઇંદ્રજવ દરેક બે વાલ, એનો ભૂકો લીબુની ફાડમા ભરવો, તેનો રસ મસાને લગાડવો લીબુની ફાડ મસા ઉપર દિન ૩ સુધી બાધવુ મસો નહી ખરે અને ફાયદો નહિ જણાય, તો ખુશમેવાળા ગદેલા ચાવલ અને ખાડ તે ઉપર બાધ ઇલાજ આકરો છે

૨૦૬-હરસના મસા ઉપર લગાડે તો ખરી પડે-સ ઘેસરાનુ મુળિયુ કળી ચૂનામા ઉકાળીને પછી તે મુળિયાને ઘી સાથે ઘસીને મસા ઉપર લગાડે

૨૦૭-બાફેલા સૂરણનુ ચૂર્ણ, તેલ અને સિ ધવ મેળવીને રોજ ખાવુ

૨૦૮-સૂરણ ૮ ભાગ, મરી ૧ ભાગ, સૂઠ ૨ ભાગ, ચિત્રો ૪ ભાગ, ગોળ ૧૬ ભાગ મેળવી ૧ તોલો રોજ ખાવુ.

૨૦૯-હરસ માટે ધૂણી-નગોડ, આસ ધ, ભોયરી ગણી અને લી ડીપીપરનુ ચૂર્ણ કરી ધૂણી દેવાથી અ દરના હરસ બહાર નીકળી આવે છે તેથી ઉપર સરગવાના મૂળના રસમા સોમલ ઘસી ૧ વાર લગાડે તો ત કાળ નરમ પડે બહુ સ ભાળથી લગાડવુ, કારણ તે બહુ ઝેરી છે

૨૧૦-મવાસીરનો ઇલાજ-૧ શેર સૂરણ (વવળતુ સૂરણ વધારે સારુ) બાફીને તેનો આટો બનાવવો ગોળ જૂનો ૧ શેર, શાહજીરુ ૧ શેર તથા પીપરી મૂળ, વાવડિગ તમાલપત્ર જાવ તરી સાટોડીની જડ, ખુરાસાની અજમો દરેક નવનવ માસા લઈ એ બધાનો ગોળના શીરામા પાક બનાવી ૧ થી ૨ તોલા રોજ ખાવો

૨૧૧-સૂરણ રાજ ખાવામા લીધુ હોય તો ધાતુ વધારે અને હરસના મસ્સાને મટાડે છે વવળતુ સૂરણ વધારે ગુણકારી છે

૨૧૨-હરસ મટે-૫ શેર કાચા સૂરણને સૂકવી તેનુ ચૂર્ણ ૦ા તોલો રોજ બે વાર ઠડા પાણી સાથે ખાવુ સૂરણ બધુ પૂરુ થાય ત્યા સુધી ખાવુ

સૂરણના પાનની ભાજી બનાવી રોજ બે વાર ખાય

સૂરણના કટકાને ઘીમા તળી ચાસણી પાઈ મુરબ્બો બનાવી રાજ ખાય

૨૧૩-હરસ માટે-સૂરણના ટુકડા ઘીમા તળી ખાવાથી બધા પ્રકારના હરસ દૂર થાય

૨૧૪-વવળતા સૂરણનુ ચૂર્ણ ૩૨ તોલા, ચિત્રો ૧૬ તોલા સૂઠ ૪ તોલા, મરી ૨ તોલાનુ ચૂર્ણ અને તેથી બમણો ગોળ મેળવી ૦ા અથવા ૦ાા તોલો રોજ ખાવુ એને સૂરણવટક કહે છે

૨૧૫-અર્શ-હરસનો ઇલાજ-હરસ સફરામાથી બહાર આવે ત્યાર સોમલને સરગવાના મૂળના રસમા ઘસી લગાડે તો તરત ખરી પડે પણ દવા ઝેરી છે સમજદાર વૈદે વાપરવી અથવા ચોલાઈની ભાજીના રસમા સોમલને ખરલ કરે રસ ઘણો વાપરે અને હરસને લગાડે હરસ ખેરવવાનુ કામ સોમલનુ છે પણ તેની અગન ઓછી કરવા માટે બીજી વસ્તુ મેળવવા પડે છે આ ઇલાજ જોખમભરેલો છે, અનુભવીથી જ થઈ શકે

૨૧૬-મસા શરીર પરના ખરી પડે-સચોરો અને કળીચૂનો સમભાગે લઈ પાણીમા મેળવી પીછી વડે તે મસા ઉપર લગાડે સફરાના મસા ઉપર એ દવા લગાડવી નહિ ગદુ જલદ છે

૨૧૭-મસા શરીર પરના ખરી પડે-સંચોગે ફુલાવેલો અને સમભાગે કળીચૂનો અને ત્રીજે ભાગે કાંદો (ડુંગળી) મેળવી લગાડે.

૨૧૮-હરસના મસા માટે-સંચોરો અને ચૂનો પાણીમાં મલમ કરી લગાડે તો મસો ખરી જાય.

૨૧૯-હરસના મસા ચિમળાય-સંધેસરાની પાલીને પાણી સાથે ઘૂંટી લેપડી કરી સફરા ઉપર મૂકે, તો મસા ચિમળાય અને અગન નરમ પડે.

૨૨૦-હરસ માટે-સુરોખાર પાણીમાં વાટી લગાડવો, તેથી હરસ નીકળી પડે છે.

૨૨૧-મસા જડમૂળથી જાય-સસલાને કાપી તેના કાળા ગુરદા તરત ચાવીને ખાઈ જવા.

૨૨૨-હરસ માટે-સૂરણુ આખું અથવા તેના કટકા કેળના, દિવેલાના અથવા કોઈ બીજાં પાદડાંમાં વીંટાળી તેના ઉપર માટીનો થર દેવો; તે સુકાયા પછી છાણામાં પકાવી લેવું. (આ બનાવટને પુટપાક કહે છે.)

૨૨૩-આ માવો સુકવીને તેનું ચૂર્ણ ૦ાા તોલો, તેલ અને ગોળમાં મેળવી રોજ ખાવું. (ઘણો જાણીતો ઉપાય છે.) સૂરણનું શાક વારંવાર ખાવું તેમાં પણ ગુણ છે.

૨૨૪-હરસ માટે-સૂરણ બહુ ગુણકારી છે. વવળતા સૂરણને કપડછંદ કરી છાણાના તાપમાં આફી તેનું ઝેર કાઢી નાખે, તેને ખમણી ભૂકો કરી સૂકવે અને ૦ાા થી ૧ તોલો દૂધમાં ઉકાળી રોજ ખાય તો હરસને બહુ ફાયદો કરે છે.

૨૨૫-હરસની ચૂળ થાય તે માટે-૫ શેર સૂરણ કાપી, તેની ભૂકી કરી, રોજ ૦ા થી ૦ાા તોલો ખાવી. ૫ શેર સૂરણની ભૂકી પહોંચે ત્યાંસુધી ચાલુ રોજ ખાવી.

૨૨૬-હરસના દરદીએ મીઠાને બદલે સિંધવ ખાવું.

૨૨૭-મસા સાત દિવસમાં મટે-સુરોખાર, જવખાર, ટંકણખાર, સિંધવખાર, દરેક ૦ા તોલોને મેળવી સાત ભાગ કરવા ૧ ભાગ રોજ ૭ દિવસ સુધી પાણી સાથે ખાવો.

૨૨૮-હરસ માટે-સૂંઠ ૧૨, પીપર ૮, મરી ૪, પીપર ૧૨, ચવક ૪, તાલીસપત્ર ૪, નાગકેસર ૨, તમાલપત્ર ૦ાા, એલચી ૧, તજ ૧, વાળો ૧, જૂનો ગોળ ૧૨૦ તોલા-આ બધાનો પાક કરી તેમાંથી ૦ાા તોલો પાક પાણી સાથે જમવા પહેલાં લેવો

૨૨૯-સાકર, વરિયાળી, એલચીનું ચૂર્ણ ફાકવું.

૨૩૦-વરિયાળીની જડ પાણીમાં ઘસી પાછલી રાતે રોજ પીવી. ત્રાંબાના વાસણમાં રાખેલું પાણી પછી પીવું. આથી ઝાડો સાફ થાય. ત્રિફળા રોજ ખાવાથી હરસને ફાયદો થાય

૨૩૧-ધૂણી-વાંદરાની હગારની ધૂણી આપે.

૨૩૨-હળદર, ઉપલેટ પાણીમાં ઘસે, તેમાં ૧ રતી સોમલ મેળવે. હરસ પર રોજ ૨ વાર લગાડે. ૬ દિવસ પછી કમોદ અથવા સુખવેલ ચોખાનો ભાત દહીં સાથે મેળવી મસા પર બાંધે. મસા ખરી પડે. બોરડીનાં મૂળનો ઉકાળો થાળીમાં નાખે, તે ઉપર દરદી બેસે તો રૂઝ આવે. વાલ, કેળું, કોળું ખાવાં નહિ.

૨૩૩-હરડે અને એળિયો માફક આવે તેટલો રોજ ખાય.

૨૩૪-હરસના મસા મટે-હરસ ૩ જાતના છે. ગરમીના એટલે લોહીવિકારના હોય તો તે ફાટે ત્યારે લોહી પડે છે.

૨૩૫-ગરમીના મસામાંથી લોહી પડે છે. જો મસાવાળો દરદી લોહિયાળ હોય તો તેનું લોહી બંધ કરે તો બીજું દરદ થાય.

બલગમના મસામાંથી બલગમ પડે છે.

ગરમ વસ્તુ ખાધાથી મસાનું જોર વધે છે. દરદીને ઠંડક જોઈએ, ઝાડો રોજ સાફ અને નરમ આવવા જોઈએ.

નીચે લખેલા ઉપાયોથી મસા સારા થાય છે:

દિવેલમાં તળેલી હીમજી હરડે અને વરિયાળી સમભાગે મેળવી ચૂર્ણ કરી, તેમાંથી ૦॥ તોલો ફાકી રોજ લેવી.

૨૩૬-હરતાલ ૨ તોલા, કાથો ૪ તોલા, ઘી ૧૦૦ વાર ધોયેલું ૬ તોલા મલમ કરી લગાડે. ખમી શકાય તેટલી અગન સહેવી.

૨૩૭-વડનાં પાકાં પાન જે ખરી પડે તેની રાખ તલના તેલમાં લગાડે.

૨૩૮-નવરાત્રિ(નોરતાના દિવસો)માં નવ દિવસ અપવાસ કરે. સૂરણ વવળતું હોય તો બાફીને લેવું. અને સારા સૂરણના કટકા કરીને જ લેવા. તેઓને પાણી નાખ્યા વગર પકાવવા. અંદર સિંધાલૂણ, હળદર, ધાણાજીરું નાખે. તેલમાં પકાવે. પેટ ભરતું ખાય, બીજું કાંઈ ખાય નહિ. પાણી પિવાય. હરસ માટે સૂરણ પ્રાધાન્ય છે.

નવરાત્રિના વખતમાં સૂરણ રસભર્યું રહે છે અને વધારે ગુણ આપે છે. તેથી નવરાત્રિનો વખત વધારે સારો છે.

ચોક્કસ ઋતુમાં અને દહાડાના ચોક્કસ વખતમાં જ્યારે વનસ્પતિ પૂરજોશમાં આવે છે, તે વખતે તેને વાપરવામાં અને કાપવામાં વિશેષ ગુણ છે.

૨૩૯-સૂરણ ૧૬ તોલા, ચિત્રક ૮ તોલા, સૂંઠ ૨ તોલાના ચૂર્ણને સૂરણના રસ સાથે મેળવી ગોળી બનાવે. એ ગોળી હરસને જીતનાર અને જય આપનાર છે.

૨૪૦-સમુદ્રફળ હાથીના મૂતરમાં ઘસી લગાડે.

૨૪૧-ધૂણી-સાપની કાંચળી, બાલ, ખારેકનાં બી, કડવી ડોળકીનાં બી, આમલીની છાલ એમાંની ૧ ચીજની ધૂણી આપવી.

૨૪૨-સીસું ઘીમાં ઘસી મસા ઉપર લગાડવું.

૨૪૩–સરપ ખાના મૂળ બેઆનીભાર પાણીમા વાટી સાકર સાથે પીવાથી લોહી બધ થાય છે

૨૪૪–હરસનો મલમ–હીરાદખણ તોલો ૦ા, બોદાર ૦ા તોલો, શ ખજીરુ ૦ા તોલો કપૂર ૦ાા તોલો અને માખણ ૧૪ તોના લઈ મલમ બનાવી સફરા ઉપર લગાડવાથી એ રોગ મટે છે

૨૪૫–હરસના મસા ખરી પડે–હિંગ ૪ વાલ દિવેલાના માજ ૧૨ વાલ લસણની કળી ૧૨ વાલને છુદી લેપડી બનાવી મસા ઉપર બાધે ઘણા દિવસ બાધે તો મસો ખરી પડે

૨૪ –મસા–હીરાદખણ ૦ા તોલો, કાળા મરી ૦ાા તોલો વાટી મેળવીને ખાય, ઉપરથી છાશ શેર ૧ પીએ તો હરસ નીકળી પડે (આ ઇલાજ ઘણો જાણીતો છે) ૪ દિવસ આ ઇલાજ ચાલુ રાખે

૨૪૭–હરસના મસા (કફના) મટે–હળદરના ગાઠિયાને થોરના દૂધમા સાત ભાવના દઈને (સાત પટ આપીને) તેને પાણીમા ઘસી મસા ઉપર લેપ કરે

૨૪૮–હીમજી હરડેને પાણીમા ઘસી મસા પર લગાડે સાથે જરા અફીણ ઘસી લે તો વધુ ફાયદો થાય ખોરાક સાદો લેવો.

૨૪૯–હરસ–મસાનો વ્યાધિ મટે–હીમજી હરડે અને જૂનો ગોળ ખાય

૨૫૦–હરસ–૦ા તોલો શેકેલી હળદર કુવારના ગર્ભ સાથે ૭ દિવસ ખાવી

૨૫૧–હરસ માટે–હળદરના ગાઠિયાને થોરના દૂધમા ૭ પટ આપીને તેને પાણીમા ઘસી મસા ઉપર લગાડે તો મસા મટે, અથવા હરડેની છાલ ૦ા થી ૦ાા તોલો, જૂનો ગોળ ૧ તોલો પાણીમાં પલાળી ઘણા દિવસ સેવન કરે ચૂનો, સાજીખાર, ખડિયોખાર મોરથૂથુ સમભાગે લઈ વીછના રસમા ૩ દિવસ ભાજવીને મસા ઉપર લગાડે તો મસા ખરી પડે

૨૫૨–લોહીવાળા હરસ મટે–હીરાદખણ ૨ તોલા, કેરબા ૧ તોલો કડવી બીઓળાનો મગજ ૨ તોલા, બકાન, લીબોળાનો મગજ ૧ તોલો રસવતી બે તોલા લેવી કેરબાને પડેલુ ગુલાબજળમા પીસવુ પછી બધી ચીજ મેળવીને ચણા જેવડી ગોળી બનાવવી ૨ ગોળી સવારે અને ૨ ગોળી રાતે રોજ ખાવી પીડા થયા વગર હરસ ખરી પડે નીચે મુજબનુ તેલ હરસને લગાડવુ

૨૫૩–હીરાકસી ઉપલેટ, કણેરના મૂળ, વછનાગની જડ (લાંગલી) નગર, લીડીપીપર, દાતીના મૂળ, ચિત્રક, અરડૂસા, સિધાલૂણ હરતાલ, દારુડી, મનશીલ કડવી નાઈના ખી, વાવડિંગ, અકેક તોલો લેવો ૬૪ તોલા તલનુ તેલ ૨૫૨ તોલા ગોમૂત્ર, આકડાનુ દૂધ ૮ તોલા એનુ તેલ બનાવે અને લગાડે તો વગર પીડાએ હરસ ખરી પડે

૨૫૪–હળદર, કડવા તૂરિયાનુ ચૂર્ણ સમભાગે લઈ થોરના દૂધમા ૩ કલાક મેળવવુ અને ઘૂટવુ ૧ તોલો સિધવ મેળવવુ ઘૂટતા ઘૂટતા સુકાઈ જાય

ચૂર્ણને ગોમૂત્ર સાથે મેળવી ૧૪ દિવસ લગાડે.

હિંગની ધૂણી આપે. હિંગ ઝાડનાં મૂળમાં મૂકે તો ઝાડ મરી જાય તેમ જ હરસના મૂળને મારે.

## હાડકું ભાંગે-હાડકું ઊતરે-મોચકાવું

૧-હાડકું ભાંગે તે જલદી સંધાય-ગાયના દૂધમાં ઘી, સાકર અને ०। તોલો ચાપડા લાખનું ચૂરણ નાખી રોજ સવારે પીએ તેથી હાડકું જલદી સંધાય.

૨-હાડકું ભાંગે-હાડકું ઊતરે તે માટે લસણ, લાખ, મધ, સાકર, ઘી મેળવી દરદી રોજ ખાય, તો જલદી સારું થાય. લસણ ખાવાથી ગરમી કૂટે, ઝીણી ફોલ્લી શરીરે થાય ત્યારે ઘી લગાડવું.

૩-ભાંગેલાં હાડકાં મીણુ ખાવાથી જલદી સંધાય છે.

૪-મોચકાયલા લાગ માટે-ગરમ પાણીનો શેક કરવો. ઈંડાંની સફેદીમાં ગેરુ મેળવી ગરમ કરી લગાડવું પછી આસપાસ તાપ લગાડી શેકીને લેપને સૂકવવો.

૫-ભાંગેલાં હાડકાં પર નાળિયેર ખમણેલું તેલ, સૂકી હળદર ગરમ કરી શેક કરવાથી ફાયદો થાય.

૬-ભાગેલાં હાડકાંવાળી જગ્યા ઉપર જેઠીમધને પાણીમાં વાટી તેની ચટણી બનાવી મૂકવી.

૭-હાડકું ભાંગેલું-ભાંગેલા હાડકાંને બરાબર બેસાડીને જેઠીમધની ચટણી ગરમ તેલમાં મેળવી લગાડે, તે ઉપર પાટો બાંધવો, અને દરદીને જેઠીમધ ખાવામાં આપવાથી સાંધો જલદી મળી જશે.

૮-હાડકું ભાંગેલું સંધાય-ઘણી જૂની ઈંટને બારીક વાટી ०। તોલો ભૂકો દૂધમાં મેળવી ચોખામાં રાંધી ખાવાથી ભાંગેલું હાડકું આપોઆપ સંધાય છે.

૯-સાંધો મેળવનાર છે-શરીરનું હાડકું ભાંગી ગયું હોય તે વેળા જેઠીમધના ઉકાળાનું સેવન ઘણો વખત કરવું.

૧૦-હાડકું ભાંગેલું જલદી સંધાય-લસણ, મધ, પીપળાની છાલ મેળવીને રોજ ખવડાવવી.

૧૧-બાવળની છાલનું ચૂર્ણ અથવા બાવળનાં કૂમળાં પરડાનું ચૂર્ણ ०॥ તોલો મધ સાથે ખાવું.

૧૨-ભાંગેલું હાડકું-હાડસંધિનો પાલો ૩ દિવસ બાંધે. રગતરોહીડાની છાલ પણ આ મુજબ બંધાય છે.

૧૩-હાડકું ભાંગેલું જલદી સંધાય-સાવિવૃક્ષની છાલ છૂંદીને ૩ દિવસ ભાંગેલાં હાડકાં ઉપર બાંધવી.

૧૪-હાડકું ભાંગે તો તેને પહેલાં ગોઠવવું, પછી ઉપર પાણીની ધાર

નાખવી અને કપડુ પાણીમા ભીજવી મૂકવુ કળતર નરમ પડ્યા પછી આખ ઉપર ઠંડા પાણીની છાલક મારવી પછી લાલ મટોડીને પાણી સાથે મેળવીને લેપ મારવો અને કપડાનો પાટો બાધવો ૧૨ કલાક પછી મજીઠ, મહુડાની છાલ આમલીના પાનનો ગરમ લેપ મારવો ૨૪ કલાક પછી પાણીએ ધોયેલા ઘીમા ચોખાનો આટે ખૂબ મસળી તેનો પાટો બાધવો બીજા ૧૨ કલાક પછી ઉમરો, પીપળો, વડની છાલનો ઉકાળો કરી તે ઉકાળાથી શેક કરવો એટલે હાડકુ સધાઈ જશે

૧૫-હાડકુ જલદી સધાય માટે કાસુદરાના ઝાડનુ ચૂર્ણ દૂધમા પીવુ

૧૬-ઘઉ ઘી અને ગોળનો શીરો રોજ ખાવો

૧૭-બાવળ ત્રિફળા સૂઠ, ગૂગળનુ ચૂર્ણ ખાવુ

૧૮-લેપ-ફટકડીને ઈંડાની સફેદી સાથે મેળવવાથી સિમેટ થાય છે, જે ભાગેલા હાડકા ઉપર લગાડવાથી મજબૂતી આપે છે બાફેલી ધાપાણને ફટકડીના પાણીમા બોળી ફરી પમ્વે તો ચીકાશ વધુ આવે તેનો સિમેટ ભાગેલા હાડકા પર લગાડે

૧૯-લેપ-ભાગેલા અથવા મોચકાયલા હાડકાં માટે, ફટકડી ૧ તોલો, આબાહળદર ૨ તોલા, ઈંડાની સફેદીમા મેળવીને તેનો લેપ લગાડવો

૨૦-મોચમરાવા પછી શરીરના સાધામા દુખાવો ચાલે તો મધને ઈંડાની સફેદી મેળવી મસળવુ

૨૧-લચક માટે-લેપ, ચિરુ ૧ ભાગ હળદર ૪ ભાગ ગરમ કરીને લેપ બાધવો

૨૨-ગૂગળનો લેપ અને રૂ બાધવા

૨૩-હસેસ(શેવરદર)નો લેપ બાધવા

૨૪-નાળિયેરનુ પાણી પીવુ

૨૫-ખાડ અને મીઠુ દરેક ૦। તોલો ખાવુ.

૨૬-પીપળાનુ ૧ પાન ગોળ સાથે ૮ દિવસ ખાવુ

૨૭-ફટકડી બે વાલ ગોળ સાથે રોજ ખાવી

૨૮-લચક માટે-મસળીને ગરમ પાણીનો શેક કરવો

૨૯-હાડગલીર હાડકુ સડેલુ હોય ઊંડો ઘા હોય તે માટે-દેશી વાલ જે ખેતરમા પાકે છે, તેના પાનની ચટણી બનાવી તે જખમમા દબાય એટલી રોજ નવી દાબવી

### મોચકાનુ-હાથ-પગનુ

તેલ અને હળદર મેળવી મસળો. આમલીના પાન ૦। શેર, મીઠુ ૧ તોલો વાટી અને પાટો બાધો તેથી કળતર, દુખાવો નરમ પડે પાટો દિવસમા બે વાર

બદલવો (જુઓ 'હાડકુ ભાગે') હાથ વારવાર ઊતરે તો તે એકવાર બરાબર બેસાડી નીચે મુજબ લેપ બાધે મેથીના દાણાને આખી રાત ભીજવે બારીક વાટી ખભા ઉપર લેપ કરે રૂ દાબી પાટા બાધી તે સાત દિવસ રહેવા દે એ મુજબ સાત વાર કરે ચામડી કદાચ ફાટે અને નવી આવે

### હાડકું ફૂલે

અને સાધા રહી જાય ત્યારે પાકા ગીમડનો ગર ઘણા દિવસ લગાડે (એના ઝાડના ગુદરની ધૂણી લે તો પિશાચ દૂર થાય)

### હાડકુ ભાંગે

૧–બાવળની છાલ અથવા બાવળની ચીગનુ ચૂર્ણ ૦ા થી ૦ાા તોલો રોજ બે વાર ચાલુ ખાયા કરે

૨–સાધરૂખા અથવા હાડસિંધીની છાલ બાધવી, હાડકુ ઠેકાણે લાવી ૩ દિવસ રોજ નવી બાધવી

૩–આસુદરાની છાલનુ ચૂર્ણ ૦ા તોલો દૂધમા ઉકાળી ખવડાવે અને ઘીમા મેળવી લેપ કરવો

૪–સધીના પાનની લેપડી મૂકે તો હાડકાને જલદી બાધે એના પાનને તોડી બે કટકા કરો પછી સાથે વળગાડો તો પાછા વળગી જશે

૫–લેપ એળિયો, બોળ, ગૂગળ, શેરી લોબાન, ગુજર, રેવચીનો ચીના, મેદા-લાકડી, આબાહળદર, સાજી, લોધર એનુ ચૂર્ણ પાણીમા અથવા ગોમૂત્રમા લગાડે ઉપર રૂ બાધે બનેલો લેપ સૂકો થાય તો સ્પિરિટ નાખવાથી પાછો નરમ થાય

## હાથીપગ

૧–હાથીપગ માટે–ભાદરવેલ, સાટાડી, ઘોડાજવ મેળવી લેપ કરે

૨–હાથીપગ માટે–એક તોલો કીરમજ પાણીમા ભીજવી એક જ વખત પીવાથી ફાયદો થાય

૩–હાથીપગ, સારણગાર (આતરડાનુ ગોળીમા ઊતરવુ)–ઉપર આવળના પાદડાનુ વરાળિયુ બાધે છે

૪–હાથીપગ માટે–નેતરની જડ સૂઠ, મરી, પીપર, કચૂરો, અજમો, સુવા, દેવદાર, વાવડિગનુ સમભાગે ચૂર્ણ ૦ા તોલો રોજ ત્રણ વાર ખાવુ અને એ ચૂર્ણ પગને મસળવુ. એક મહિના સુધી એ ઇલાજ ચાલુ રાખવો

૫–નાગરવેલના પાનના રસમા સિંધાલૂણ મેળવી ગરમ પાણી સાથે રોજ પીવુ

૬–આવળના પાન બાફી બાધવા

૭–સાટાડી, સૂઠ અને સરસવનો જાડો લેપ કરવો

૮-ધંતૂરો, એરંડાનું મૂળ, નગોડ, સાટોડીનાં મૂળ, સરગવાની છાલ, સરસવના ચૂર્ણને પાણી સાથે મેળવી બહુ જાડો લેપ કરવો.

૯-હાથીપગ, પગે સોજા—વરધારાનું મૂળ ૦। તોલો ગાયના મૂતરમાં ઘસી ૧ તોલો પીએ. એક વરસનો સોજો હોય તે નરમ પડે.

૧૦-હાથીપગને ફાયદો થાય-કસાઈનો છોડ બરુના છોડને મળતો છે, અને તેના ઉપર મોતી જેવાં ફળ થાય છે. એનું મૂળ ગોમૂત્રમાં છૂંદી સોજા ઉપર સાત દિવસ લેપ કરે.

૧૧-હાથીપગને ફાયદો થાય-ખાખરાનાં મૂળનો રસ અને સરસિયું તેલ સમભાગે મેળવીને બે તોલા દરદી પીએ.

૧૨-સાગરના ઝાડની છાલનો કાવો પીવો.

૧૩-હરીતકી દિવેલમાં તળી ગોમૂત્ર સાથે સાત દિવસ ખાવી.

૧૪-હાથીપગ માટે-૦॥ તોલો હળદર, ૦॥ તોલો ગોળ અને ગોમૂત્ર ૨ તોલા સાથે મેળવી ખાવામાં લેવું.

૧૫-હાથીપગ માટે-સાપના મોઢામાં હળદરનો ગાંઠિયો દાબીને મૂકવો, તે સાપને એક હાંલ્લીમાં મૂકી કપડછંદ કરવું. જમીનમાં ખાડો ખોદવો. તેમાં હાંલ્લી મૂકવી. (કૂતરાં કોહલાં સાપને ખાઈ ન જાય માટે). હાંલ્લીની આસપાસ ફાફડીઓ કાંટાવાળો થૂવર અથવા બાવળિયા અથવા બોરડીના કાંટા-મૂકવા ખાડો પૂરી નાખી એક માસ પછી પેલો ગાંઠિયો કાઢી પાણી સાથે ઘસી હાથીપગને લગાડે.

૧૬-હાથીપગ-હળદરનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવું. ૧ વરસનો વ્યાધિ દૂર થશે.

૧૭-હાથીપગ-એમાં ચરબી હોય છે તે માટે નાઈકંદ સારો છે, પાણીમાં ઘસી લગાડે. એ કંદની ગોળી ખવડાવે તો ઝાડો-ઊલટી થાય, ઝેર નીકળી જાય. તેલમરચાંની સખત પરહેજી છે.

## પગે ચાલવાનું જોર વધે

હરણના દૂધમાં સાજીખાર નાખી રોજ પીએ.

## પારો શરીરે ફૂટી નીકળે

૧-પારાનું રસાયણ કાચું ખાવાથી શરીરે ફોલ્લા, ચાંદાં, કોઢવાટ નીકળે તે માટે-ગળીના છોડને મૂળ સાથે પાણીમાં ઉકાળી તે પાણી સવારે ભૂખે પેટે ા થી ૦॥ શેર પીએ પછી ૧૦-૧૦ મિનિટે તે પાણી પીએ. તેથી પેશાબ છૂટે અને તેમાં કાચો પારો બહાર નીકળે. દરદીને ૧ દિનમાં આરામ થાય. જરૂર હોય તો વધુ દિવસ એ પાણી પીએ.

પેશાબ બધો એકઠો કરે તો નીચે પારો જણાય.

૨-વાંસનાં ઝાડ-પાનનો રસ પીવાથી ફાયદો થાય.

## બાળકને પગની ખોડખાંપણ

બાળકના પગ જન્મથી મરડાયેલા હોય અથવા છેક નાની ઉમરમા ઊંચુ રાખતા પગ મરડાયા હોય તો મીઠાના પાણીથી બાળકના પગ ધોવા અને સારી પેઠે મસળવા રોજ ત્રણ વાર કરવુ અથવા દરિયા આગળની ગરમ ખારી રેતીમા દાબી રાખવા તેનુ માલિશ કર્યા કરવુ

## હાંફણ-દમ-શ્વાસ

૧-હાંફણ માટે-ફુલાવેલો ટંકણખાર ૨ ભાગ, મરી ૧ ભાગ મેળવી તેમાથી ૦ા તોલો મધમા સવાર-સાંજ ખાવુ.

૨-હાંફણ માટે-ટંકણાવલેહ એટલે ફટકડી ફુલાવેલી ૧ ભાગ, ટંકણખાર ફુલાવેલો ૨ ભાગ, મરી ૩ ભાગ-આ ત્રણ ચીજોને મધમા મેળવી ૦ા તોલો સવાર-સાંજ ખાય તો હાંફણ મટે

૩ હાંફણ માટે-ધતૂરાના પાદડા ૩ થી ૫ વાલ સુધી લઈ તેની બીડી બનાવી પીવામા લે છે, જો પાદડા ગુણ ન આપે તો ધતૂરાના બી વાપરવામા આવે છે હાંફણનો હુમલો થાય કે તરત એ બીડી પીવી જોઈએ દરદીને હાંફણનુ જોર નહિ હોય છતા સૂતી વેળા ૧ બીડી પીવાની ટેવ રાખે તો હાંફણ તદ્દન સારી થાય કોઈ દરદીને આથી સુસ્તી જણાય તો આ ઇલાજ બંધ રાખવો

૪-હાંફણ-જૂનો ગોળ ૦ા સરસિયા તેલમા મેળવી ચાટવાથી હાંફણ નરમ પડે છે

૫-હાંફણ-ચોલાઈની ભાજી ૦ા શેર લેવી, તેને ૦ાા શેર પાણીમા ખૂબ ઉકાળી તે પાણી ૫ તોલા દિવસમા ત્રણવાર પીવુ તાજુ બનાવી રોજ પીવુ, આ ભાજી રોજ ખાવામા લેવી

હાંફણ, હેડકીની ખાંસી, પેશાબનુ બંધ થવુ એ માટે ધતૂરાના પાન વપરાય છે

-ખાંસી હાંફણ માટે-ધતૂરાના બી અને મરી સમભાગે લેવા અને આદુના રસમા બોરના દાણા જેવી ગોળી બનાવી દિવસમા બે ખાવી

૭-હાંફણ સાથે અડગરી હોય તે માટે-દેવદાર ૧ તોલો, પાણી ૧૬ાા તોલા ઉકાળી, કવો બનાવી તેમાથી ૩ તોલા પીવુ

૮-હાંફણ જાય-૦ા શેર મરીને ખરસાણી થોરના દૂધમા ડૂબતા રાખી માટીની કુલડીમા મૂકી તેને કપડછાણ કરી ચૂલાની નીચે ૭ દિન મૂકે તેમાથી એક મરી પહેલે દિવસે ખાવુ, પછી એકેક મરી રાજ વધારતા જવુ.

૯-ખેરસાનના પાનના રસમા વટાણા જેવી ગોળી મોઢામા રાખવી હાંફણ-ક્ષય માટે એ બહુ સારી છે

૧૦-હાંફણ માટે-અરડૂસાના સૂકા પાનનો ધુમાડો પેટમા લેવો

૧૧-હાફણ (ક્ષય) જાય-ચોખાના ધોવણમા કાળી અરણીનુ મૂળિયુ ઘસીને પીવુ

૧૨-હાફણ માટે ઇલાજ-કાળા ધતૂરાના બીને ગોમૂત્રમા શુદ્ધ કરીને તેની ભસ્મ કરવી, તેમાથી એક રતી પાન સાથે ખાવી

ખાસી અને દમ માટે મધ અને જવનુ પાણી ગુણકારી છે

૧૩-દમ નરમ પડે, કટાળિના થોરના ૩ પાન રોજ ખાવા

૧૪-દમ, હાફણ માટે-બાજરીને દૂધમા ખરમોટી ખાવામા સૂકવે આ મુજબ ૭ પટ આપે તેને માટીના વાસણમા મૂકી મો બધ કરે

જમીનમા ખાડો ખોદી તેમા છાણા મૂકે તે ઉપર પેલ વાનાનુ મૂકી તેની આસપાસ અને ઉપર બીજા છાણ મૂકી સળગાવે અને બાજરી બળીને ચૂર્ણ થાય આ બળેલી બાજરીનુ ચૂર્ણ ૦॥ તોલો ટાઢા પાણી સાથે મેળવીને રોજ ખાવુ

૧૫-દમ માટે-મીરબહોગી પાન સાથે ખવાય છે

૧૬-હાફણ માટે-જેઠીમધ અને અક્કલકરો સમભાગે લઈ મધ સાથે ગોળી નાની ૧ ગોળી રોજ ત્રણ વાર ખાવી

૧૭ દમ માટે-બહેડાને બકરીના મૂતરમા ઘસે તે વસા ા મધ સાથે ખાવ

૧૮-શ્વાસ, દમ માટે, સેકટાના ઝાડને કોતરી અદર અજમો ભરવો અને તે ગાબડુ પાછુ પૂરી લેવુ ૮ માસ પછી અજમો બહાર કાઢી તેનુ ચૂર્ણ ૦॥ તોલો રોજ બે વાર ખાવુ

૧૯-શ્વાસ, દમ માટે-જવના ગરમ પાણીમા મધ નાખી પીવુ

૨૦-હાફણ, દમ નરમ પડે-૧ તોલો ટકણખાર ફૂલાવવો લવગ પીપર અર્ક તોલો ગરમ કરી સઘળાનુ ચૂર્ણ બનાવી બેઆનીભાર (પાચ વાલ) ચૂર્ણ સવાર-સાજ મધમા ખાવુ

૨૧-દમ, ખાસી, હાફણ માટે-પીપળાની રાખ ૧ તોર લઈ નવશેર પાણીમા ડોહવી, પાણી નીતર્યું ગાળી લેવુ તે પાણી ૧ તોલો રોજ ત્રણ વાર પીવુ, અથવા પીપળાની છાલનો રસ ૧॥ તોલો સવારે એક વખત ૧૪ દિવસ લેવો

૨૨-દમ, ક્ષય માટે-થોરનુ દૂધ બે વાલ ગોળમા ખાવુ

૨૩-દમ માટે, થોરના ભૂકાની બીડી બનાવી દરદી પીએ તો તરત ફાયદો થાય ધતૂરાની બીડી કરતા વધારે સારુ કામ થાય

૨૪-હાફણ માટે-કાળા મરીને આકડાના દૂધમા મેળવી તેનુ ચૂર્ણ બનાવે ચૂર્ણ એક વાલ અથવા વધારે મધ સાથે રોજ બે વાર ખવડાવે

૨૫-હાફણ માટે-ભોનરીગણાના પાકા ફળના બી અને અજમો સમભાગે ચૂર્ણ બનાવી તે ૦। તોલો ચૂર્ણ તાજા પાણી સાથે રોજ બે વાર ખાવ ૧૪ દિવસ ચાલુ રાખવુ

૨૬-હાફણ, દમ, હેડકી માટે-અરડૂસીનો રસ ૧ તોલો લીડીપીપર ૧

વાલ મેળવી રોજ બે વાર ૧૫ દિવસ પીવો, અથવા અરડૂસો તોલો ૧, કાયફળ તોલો ૦। નું ચૂર્ણ બનાવી તેમાંથી ૦। તોલો ચૂર્ણ મધ સાથે મેળવી રોજ બે વાર ખાવું.

૨૭-હાંફણનું જોર ઘણું હોય ત્યારે ૧ ચોખાપૂર મોરથૂથુને ઘઉંના આટામાં મૂકી ગોળી બનાવી ખાય તો હાંફણ તરત નરમ પડે.

૨૮-હાંફણ, ક્ષય માટે-૧ તોલો લસણ અને ૧ તોલો બદામને છૂંદીને બકરીના ૦।। શેર દૂધમા ઉકાળી તેમાં સાકર, જાયફળ મેળવી ચાટણ બનાવવું; તેમાંથી ૧ તોલો સવાર-સાંજ ભૂખે પેટે રોજ ખાવું

૨૯-હાંફણ, ખાંસી માટે-હળદરના ગાંઠિયા ૫ તોલાને એક વાસણમાં મૂકવા. તે વાસણમાં ગાયનુ દૂધ શેર એક દોહેલું તેને ગરમ કરવું. તેનું દહીં બનાવવું. પછી છાશ કરવી. તે છાશમાંથી હળદરના ગાંઠિયા કાઢી કટકા કરી સૂકવવા. તે કટકા દિવસમાં ત્રણ વાર ૦। તોલો ખાવા.

૩૦-શ્વાસ, દમ માટે-મીઠું અને આકડાનું દૂધ સમભાગે લઈ તેની ટીકડી બનાવી, તે મોઢામાં રાખીને તેનો રસ ગળવો.

૩૧-હાંફણ માટે-આકડાનાં ફૂલ (છેક મોટાં નહિ તેમ છેક નાનાં નહિ) છાલ કાઢેલાં, મરી, સંચળ સમભાગે મેળવી ચણા જેવડી ગોળી બનાવી તેમાંની ૧ ગોળી રોજ ત્રણ વાર ખાવી.

૩૨-ખાંસી, હાંફણ માટે ખાતરીપૂર્વક ઇલાજ-બાજરીનો આટો, નમક, હળદરનું ચૂર્ણ સમભાગે મેળવી તેમાંથી ૦।। તોલો રાતે સૂતી વખતે ખાવું; ઉપરથી ગરમ પાણી પીવુ. સવારે છાતીમાંથી બલગમ પડશે અને જરૂર ફાયદો થશે. સાધારણ ખાંસી અને બલગમ માટે રામબાણ ઇલાજ છે.

૩૩-હાંફણવાળા દરદીને લવંડરના ફૂલની ચા બનાવી ખાંડ સાથે પાવી.

૩૪-હાંફણવાળા દરદીનો કફ બહાર કાઢવા માટે વીંછીડાનું ચૂર્ણ ૧ રતીથી ૧ વાલ સુધી આપે.

૩૫-શ્વાસ અને દમ માટે-૪ લવંગને દીવાની બત્તી ઉપર ગરમ કરી મોઢામાં રાખી તેનો રસ ગળ્યા કરે.

૩૬-શ્વાસ, દમ માટે-સરપંખાનાં મૂળનો ધુમાડો લેવો.

૩૭-શ્વાસ, દમ માટે-હળદરના ગાંઠિયાને દીવાની બત્તી ઉપર ગરમ કરી તે મોઢામાં રાખી તેનો રસ ગળે અથવા તે હળદરનો ભૂકો ગોળ સાથે મેળવીને ખાવો.

૩૮-શ્વાસ દમ માટે-વડની કૂંપળ મોઢામાં રાખી રસ ગળવો.

૩૯-હાંફણ માટે-ઉતકંટાનાં પીળાં ફૂલની રાખ ૦।। વાલ ચેવલી પાનમાં મૂકી ખાય અથવા મધમાં ચાટે.

૪૦-હાંફણ માટે-કેવડામાંથી સફેદ આટો નીકળે છે તે ૦।। વાલ મધ સાથે ખાવામાં રોજ લેવો. તેનું વજન વધારતા જઈ બે વાલ સુધી લેવુ. ૧૫

દિવસ ચાલુ રાખવું.

૪૧-શ્વાસ, દમ માટે-ધંતૂરો ઘણો ઉપયોગી છે, ઘણી સારી અસર કરે છે. દમવાળા દરદીને ધંતૂરાનું બી એકેક રોજ ૧ અઠવાડિયું ખવડાવવું. બીજું આખું અઠવાડિયું બે બી ખવડાવવાં. ત્રીજે અઠવાડિયે ત્રણ ત્રણ રોજ ખવડાવવાં. ચોથે અઠવાડિયે ચાર ચાર અને પાંચમે અઠવાડિયે પાંચ પાંચ બી ખવડાવે તો એ રોગ મટે.

૪૨-દમ-હાંફણ માટે-મરી, સાકર સમભાગે મેળવી દમના દુઃખથી કંટાળેલા દરદીએ મધ સાથે ૦ાા તોલો ચૂર્ણ ખાવું.

૪૩-હાંફણ માટે બીજા ઈલાજો નીચે મુજબ છે:

મરી, સૂંઠ, પીપર સમભાગે ચૂર્ણ બનાવી ૦ાા તોલો ચૂર્ણ ઘી તથા ગોળ સાથે ખાવું.

૪૪-આદુંના રસમાં મધની ચાસણી બનાવી ખાવી. આદુંનો રસ અથવા ઉકાળો હાંફણ માટે પીવો. આ ઇલાજ બહુ સારો છે.

૪૫-હાંફણ-ભોંયરીંગણીનાં પાંદડાં અથવા મૂળનો રસ ૨ તોલા, મધ ૨ તોલા એટલું એક વખત માટે પીવું. આ મુજબ રોજ ત્રણ વાર પીવાથી હાંફણ તથા ખાંસી બંધ થાય છે.

૪૬-હાંફણનો ઇલાજ=ધંતૂરાનાં બીજ અને મરી સમભાગે લઈ વટાણા જેવડી ગોળીઓ બનાવી તેમાંની બે ગોળી સવારે અને સાંજે ખાવી.

૪૭-હાંફણ માટે, મરી, મનશીલ, જટામાંસી સમભાગે મેળવી તેમાંથી ત્રણ વાલની બીડી બનાવીને પીવી.

૪૮-દમ, હાંફણ-સરસિયું તેલ અથવા રાઈનું તેલ ૦ા તોલો લઈ તેમાં એક તોલો ગોળ મેળવી ચાટવું. દરદના પ્રમાણમાં વધતું-ઓછું અને બે-ત્રણ વાર રોજ લેવું. આ ઉપાય બહુ સહેલો, સસ્તો અને ઘરમાં બની શકે તેવો છે.

૪૯-દમ-માટે-પીપરને આઠ પહોર ખરલ કરી મધ સાથે ખાવી.

૫૦-હાંફણ સાથે ખાંસી હોય તે માટે-લીંડીપીપર વાલ ૪ મધ સાથે અથવા જૂના ગોળ ૦ાા તોલો મેળવીને રોજ ત્રણ વાર ખાવું.

૫૧-હાંફણ-વડનું દૂધ વાલ એકની આરારૂટમાં ગોળી બનાવી દિવસમાં ત્રણ વાર લેવી.

૫૨-હાંફણ, હેડકી માટે-સરપંખાનાં મૂળના ચૂર્ણની ૧ માસાની બીડી કરી પીવી.

૫૩-દમ તથા શ્વાસનો ઉપાય-તંબાકુ ૪ વર્ષની જૂની ૧ તોલો, હિંગ ચોખ્ખી ૧ તોલો, ગોળ ૫ વર્ષનો ૪૦ તોલા. આ બધાને મેળવી ૧ ગોળો બનાવી તે ગોળાને ૧ા શેર અડદના આટાનો લેપ કરવો. જમીનમાં ખાડો એક ચોરસ હાથ ખોદી તેમાં છાણાં અથવા રાણીગોબરી મૂકી વચ્ચે ગોળો રા

સળગાવવું. બળી રહે તે ખાડા માટીથી ઢાંકી નાખી ૧ રાત ગાળો ખાડામાં રહેવા દેવો. પછી અંદરની દવામાંથી વાલ ૧, ખાવાનાં પાન સાથે ચાલુ ઘણા દિવસ ખાવી.

૫૪-હાંફણ માટે ઇલાજ-હુરહુરાનાં પાંદડાંને છૂંદીને તેની લેપડી બન્ને હાથના અંગૂઠાની નીચેની નસો ઉપર હાંફણ શરૂ થતાં પહેલાં બાંધે અને ઘણા દિવસ ચાલુ રાખે.

૫૫-હાંફણ-શ્વાસ-પીવાની ચામાં સાકર નાખી લીંબુની ૧ ફાડનો રસ નિચોવી પીએ તો હાંફણ તરત નરમ પડે છે.

૫૬-દમ-શ્વાસ માટે-(હરડાં)-બહેડાંનું ચૂર્ણ ૦ તોલો મધ સાથે ખાવું.

૫૭-હાંફણ માટે હાડકાંનો ૦ તોલો બારીક ભૂકો પાણી સાથે પિવાય છે.

૫૮-દમ, હાંફણ માટે-કેળાંને ચીરી અંદરનાં બી કાઢી નાખે અને તેની જગામાં મરીનુ ૦ તોલો ચૂર્ણ ભરે, આખી રાત ઠારમાં રાખવું. પછી સવારે તે કેળું દરદી ખાય.

૫૯-દમ, હાંફણ માટે-કેળાંની કુંપળ નવટાંક અને, વડાગરં મીઠું નવટાંકને ખરલ કરવું. ૧ પાણીવાળાં નાળિયેરને કોતરી અંદરનુ પાણી કાઢી નાખવું, તેમાં ઉપલું ચૂર્ણ ભરી કાણું બંધ કરવું, તે નાળિયેરને ભઠ્ઠીમાં બાળવું. કાચલી બળી રહે પછી નાળિયેરને અંદરના ભૂકા સાથે વાટવું. તેમાંથી ૬ તોલો રોજ સવારે ૭ દિવસ ખાવું, પરહેજી-તેલ, મરચું, દૂધ, માછલી, આમલી, કેરી એટલું ખાવું નહિ.

## હિસ્ટીરિયા-વાઇ-મૃગી-આંકડી

૧-વાંદરાની હગાર ૧ વાલ મધમાં રોજ બે વાર ખાવી.

૨-લીંબોળીના મગજને માટીના વાસણમાં ભરી પેક કરી, જ્યાં હમેશાં પાણીની ભીનાશ રહેતી હોય ત્યાં એક ખાડો બનાવી તેમાં ૬ માસ દાટી રાખવી. વળી કાળાં મરીને જાડા કંટાળા થૂવરના થડમાં મૂકી ૬ માસ રહેવા દેવાં. ફાગણથી ભાદરવા માસ સુધી આ કામ કરવું. આ બન્ને જણસોનું સમભાગનું ચૂર્ણ દરદીને સૂંઘાડે તો મગજનો કીડો મરી જશે અથવા છીંક સાથે બહાર આવશે.

૩-હિસ્ટીરિયાને ફાયદો કરે-લસણની ૪ કળી અને હિંગ ૧ પૈસાભાર મસળીને દરદીને સૂંઘાડ્યા કરે. જો વાઈ જોર પર હોય તો એક વાલ હિંગ ખાવામાં આપે.

૪-હિસ્ટીરિયા માટે-હજાર વર્ષના જૂના અમદાવાદી કાગળને પિત્તળની થાળીમાં બાળી, તેની રાખનું બારીક ચૂર્ણ આંખે આંજે તો હિસ્ટીરિયા મટે.

૫-હિસ્ટીરિયા-વાયુના રોગ માટે દરદી અરીઠાંનુ ચૂર્ણ સૂંઘે તો ભાનમાં આવે.

૬–હિસ્ટીરિયા–આંકડી–શરદી માટે ઘોડાવજનું બારીક ચૂર્ણ દરદીને સૂંઘાડે તેથી મેંમાં છીંક મારશે અને દરદ નરમ પડશે. ૦ાા તોલો ઘોડાવજનું ચૂર્ણ મધમાં મેળવી રોજ બે વાર ખવડાવે.

૭–હિસ્ટીરિયા–કમળકાકડીનાં બીનું ચૂર્ણ ૦ા તોલો પાણી સાથે પીવું.

૮–હિસ્ટીરિયા માટે–માલકાંકણીનાં બીને લૂગડામાં મૂકી ખૂબ મસળી અંદરથી કચરો ઝાટકી કાઢવો. બીને ઘીનો હાથ લગાડી લોઢી પર શેકી તેમાંથી રતી બે ( ચાર ગ્રેન ) લઈ સાકર સાથે મેળવી ૩ દિવસ ખાવી.

૯–હિસ્ટીરિયા–હળદરનો ધુમાડો આપવો.

## પક્ષાઘાત, વાઈ, ઉરુસ્તંભ, અડદિયો વા, ચકરવાયુ, ભૂતવાયુ, હિસ્ટીરિયા–વાયુ–ખેંચતાણ

૧–પીપળાની વડવાઈનુ ચૂર્ણ ૦ા તોલો ખવડાવે ( કૂતરાના ઝેર ચડવાથી દરદી બગડ્યો હોય તેને પણ ફાયદો કરે ).

૨–હિંગને લસણમાં વાટી સૂંઘાડે તો બેશુદ્ધિ દૂર થાય, ભૂત–પલિતના વિચાર ખસે.

૩–પીપળાની તાજી વડવાઈ ૨ તોલા; જાવંતરી ૧ તોલો, કસ્તૂરી બે આની-ભારની મગના દાણા જેવડી ગોળી કરે. ૧ ગોળી પાણી સાથે રોજ ૩ વાર ૭ દિવસ ખાવી. એટલે જરૂર ફાયદો થાય.

૪–ચકટ વાયુનું દરદ ઘોડાવજથી હટે છે. પ્રમાણ ૫ વાલ મધ સાથે.

૫–બ્રાહ્મીબુટી ૧ (પગ વગરની ), માલકાંકણી બે આનીભાર.

૬–સમુદ્રફળ અને હિંગ તુલસીના અને લસણના રસમાં ઘસી આંખે આંજે.

૭–લાલ ફૂલ આકડાનાં અને મરીની ગોળી બનાવી રોજ ત્રણ વાર ચાલુ ખાયા કરે.

૮–બેશુદ્ધ થયેલા દરદીને ચીની કવાબનું અંજન કરવું.

૯–ત્રિકટુ સૂંઠ–મરી–પીપરનું ચૂર્ણ દાંતે ઘસવું. ફાયદો ન જણાય તો નાકમાં ફૂંકવું. દરદી જાગ્રત થયા પછી ૮ વાલ મધમાં ચટાડવું.

હિસ્ટીરિયાવાળી સ્ત્રી કોઈ વાર ઢોંગ કરીને દાંતની બત્રીસી ખોલે નહિ ત્યારે દાંત પર એળિયાનું ચૂર્ણ લગાડે અને જરા પાણી મૂકે એળિયો પીગળવાથી જીભને એવી કડવાશ લાગે કે ઢોંગ કરનારી સ્ત્રી ઝટ દેતી ઊઠીને થૂંકવા માંડે.

૧૦–ગોખરુના છોડ ઉખેડવા તેનાં મૂળ જેટલાં રાતાં હોય તેટલાં કાપી લેવાં. તે ૦ા તોલો લઈ ઘીમાં ઉકાળી ઘી પીએ તો વાઈ મટે.

## હાડગંભીર

એક જાતનો ફોલ્લો શરીર પર થાય છે; તેને કોઈ ઇલાજ લાગતો નથી.

તે માટે નેપાળાનાં ૨૧ બીનું મગજ, પારસ પીપળાનાં ફળ ૫ની લેપડી બાંધે તો બેસી જાય.

## ખરાબ હવા દૂર થાય

ચૂનો બે ભાગ, ફટકડી ૧ ભાગ મેળવી કોડીના વાસણમાં મૂકે.

## હજરત (હજરાયત) ભરવાની વિધિ

શાખા સુકી અઘેડાની લાવી રૂ તેને લપટાવેજી,
ઘૃત કેરા દીપકમાં મૂકી પ્રીતે તે પ્રજવાળેજી;
સાત વરસનું બાળક બોલાવી સ્નાન કરાવેજી,
શ્વેત વસ્ત્ર પહેરાવી એને દીપક આગળ બેસાડવેજી.
બાળક દ્રષ્ટિ દીપક સામી સ્થિર મને રખાવેજી,
ત્રણ કાળની ગુપત વાત જે પ્રગટ તે દર્શાવેજી.

## હોજ મોઢામાંથી નીકળે

ઇસબગુલ અને સાકર સમભાગે ૧ તોલો રોજ બે વાર ખાય. ઉપરથી પાણી પીએ. એની ચા અથવા લાભ ઓછો ગુણ કરે છે; બિયાંને જરા ગરમ કરી વાપરે તો વધારે ગુણ આપે.

## ખાંસી હેડકીની-ઊંટાટિયું-હેડકીની ખાંસી

૧–કાળી તંબાકુના દાંડા ૨ શેરના ટુકડા કરવા. ૧ શેર સિંધવ લેવો. લોખંડના વાસણમાં તંબાકુના કટકા પાથરવા. તે ઉપર થોડો મૂકી સિંધવ પેક કરવું. એ મુજબ બન્ને ચીજ એકેક પર મૂકી વાસણ પેક કરી સળગાવવું. તંબાકુ બળીને કાળી થવી જોઈએ. સફેદ રાખ થવી ન જોઈએ. ૧ વાલ આ ચૂર્ણ, બે એલચીનું ચૂર્ણ તે નાગરવેલના પાકા પાનના રસમાં મેળવી બાળકને રોજ ત્રણ વાર ખવડાવે. ખાંસી વધતી જાય તો ગભરાવું નહિ.

૨–આદું, કાંદો, ફુદીનો–એનો રસ ૧ ચમચી પીએ. નામને ખાતર દવા તરીકે કોઈ ચીજ અંદર નાખવા આપે.

૩–ધમાસો તેનાં મૂળ સાથે લાવે, તેના ૦ાા તોલા રસને દૂધ સાથે ખવડાવે.

૪–ખેરસાલ ૧ ટાંક, મધ ૨ ટાંક, ભોંયરીંગણીનાં પાનનો રસ ૨ ટાંક, બાળકનું મૂતર ૨ ટાંક એની મેળવણી કરી ૦ા અથવા ૦ાા તોલો રોજ બે વાર બાળકને પાય; તો ખાંસી જરૂર સારી થાય.

૫–જોઝારા કૂવાની ઠીકરી લાવીને ગળામાં રાખે.

૬–લવંગને ૪ પહોર પાણીમાં ભીંજવે. તેની હારમાળા કરી બાળકના ગળે પહેરાવે.

૭-ઊરની બેસણી સુંધાડે.

૮-ચામડિયાના કુંડનું પાણી અલડાવે.

૯-જેઠીમધનો શીરો ૧ તોલો, કાકડાશીગ ૩ માસા, અતિવિષ ૩ માસા, અફીણ ૧ માસો, આદુંના રસમા અને મધમાં ગોળી ચણીબોર જેવડી બનાવવી. ૬ માસના બાળકને ાા ગોળી, મોટાને ૧ થી ૨ ખવડાવવી

## અજીરણ, હોજરીનાં દરદો, બદહજમી-અરુચિ

૧-સુઠ ાા તોલો, મીઠું ૨ વાલ મેળવી ખાધા અગાઉ ફાકી મારી અર્ધા કલાક પછી ખાવુ

૨-સોનામુખી ાા તોલો મધ સાથે રોજ ખાવી

૩-કાળીજીરી ૪ વાલ અને મીઠું ૨ વાલ ખાવુ

૪-અજીર્ણનો વ્યાધિ આ જમાનામા બહુ વધ્યો છે. ખોરાક ખાવા પાછળ જે પૈસા ખર્ચાય છે તેના કરતા વધારે પૈસા ખોરાકને પચાવવાનું મથન કરવામા જાય છે. સહેલો અને સુતરા ઇલાજ એ છે કે-

ખોરાક રોજ એક વાર લેવો અડધી ભૂખે ખાવુ

દૂધ-કાજીનો જ ખોરાક ચાલુ રાખવો

અઠવાડિયામા એક દિવસ ઉપવાસ કરવો

દૂધમા ચૂનાનું નીતર્યું પાણી નાખી પીવુ, બીજો ખોરાક લેવો નહિ.

૫-દૂધનુ અજીર્ણ થાય તો દૂધમા ૫-૭ એલચી ઉકાળીને દૂધ પીવુ

૬-અજીર્ણ માટે-જીરું અને સાકર રાજ બે વાર ખાવા.

૭-હરડે, જીરું, પીપરીમૂળનુ સમભાગે ચૂર્ણ ાા તોલો લેવો

૮-એરકચોરું ઘીમા તળી તેની ફાકી બનાવે તે ફાકી ૧ વાલમા, મરી ૧ વાલ સાથે મેળવીને જમતા પહેલા અર્ધા કલાક આગળથી ખાય

૯-સુઠ તોલા ૭, મરી તોલા ૫, પીપર તોલા ૬, નાગકેસર તોલા ૪, તમાલપત્ર તોલા ૩, તજ તોલા ૨, એલચી તોલો ૧, સાકર તોલા ૨૮ નુ ચૂર્ણ ાા તોલો જમતા પહેલા પાણી સાથે લેવુ

૧૦-સિધાલુણ, નવસાર, જવખાર સરખે ભાગે લઈ જુદા જુદા છૂટી એકરસ કરે તેને માટીના વાસણમા કપડછાણ કરે તે વાસણની આસપાસ છાણા મૂકી સળગાવે. અંદરનો ખાર બેઆની ભાર જમતી વખતે ખાય

૧૧-આદુ, સિધવ અને લીબુની ચટણી બનાવી જમતા પહેલા ખાય

૧૨-હિંગ (શેકેલી) સુઠ, મરી, પીપર, અજમો, જીરુ, શાહજીરુ, સિધાલુણને સમભાગે મેળવી જમવા પહેલા ખાય, અથવા ચટણી બનાવી કોળિયે કોળિયે ખાય

૧૩-લીડીપીપર અને સિધાલુણ લીંબુના રસમા ૩ દિવસ ભીજવી રાખી

સકવી તેનુ ચૂર્ણ બનાવી રોજ ૨ વાલ ખાવું. ભાંગની શેકેલી ભૂકી ૦ાા વાલ અથવા વધારે ખાવી.

૧૪–અજીર્ણ માટે–પીપરમીંટનાં ફૂલ ચેવલી પાન સાથે ખાવાં.

૧૫–અજીર્ણ, બંધકોશ, જીર્ણજ્વર, જૂના તાવ માટે ચોક્કસ ઇલાજ નીચે મુજબ છે: હરડે નંગ ૨૦૦, આમળાં નંગ ૨૦૦, લીંડીપીપર નંગ ૨૦૦–આ બધી ચીજને માટીના વાસણુમા મૂકી ખાખરાના ખારમાં ભીંજવી રાખી તે સુકાય ત્યારે તેનુ ચૂર્ણ કરે. પછી ચૂર્ણ ૧ ભાગ, સાકર ૦ા ભાગ, મધ ૪ ભાગ, ઘી ૩ ભાગ–એ બધાને મેળવી બરણીમાં (માટીના રીઢા વાસણુમા) મૂકી બરણીનું મો બંધ કરી ૬ મહિના જમીનમાં દાટે. એમાંથી ૧ તોલો રોજ સવારે ખાય, ઉપરથી દૂધ પીએ તો બળ–બુદ્ધિ પાછી આવે છે.

૧૬–બદહજમી મટે–રોજ સવારે ઠંડા પાણીમા ફાવે એટલું લીંબુ નીચોવી પીવામા લેવું.

૧૭–અજીરણુ માટે—ત્રિફળા, પીપર, મરી, સૂંઠ, સંચળનુ ચૂર્ણ કરી હથેળી ભરીને વાસી પાણી અને મધ સાથે ખાય તો ભૂખ લાગે, વા જાય અને પિત્ત જાય.

૧૮–સૂઠ, પીપર, કાળુંજીરું, હિંગ, મરી, અજમો, સિંધવ સમભાગે ૨ થી ૬ વાલ સુધી દિવસમા બે વાર લેવુ.

૧૯–પેટની પીડા અને અજીરણુ મટે–કુંવારનો રસ–૦ા થી ૦ાા તોલો સાકર સાથે ખાવો.

૨૦–અજીરણનું ચૂર્ણ—સૂંઠ, મરી, પીપર, અજમો, સિંધવ સમભાગે લઈ સવારે ૦ાા તોલો ચૂર્ણ વાસી પાણી સાથે લેવુ.

૨૧–સૂંઠ, મરી, પીપર સમભાગે મેળવી ૦ા તોલા પાણી સાથે દિવસમાં ત્રણુ વાર ખાવુ

૨૨– અજીરણુ, સોજો, અરુચિ, જલંદર, આફરા, થોથર માટે–બેઆની-ભાર લવણક્ષાર ઘી સાથે જમતી વખતે ચાટવુ. એ પેપસીન અને લેકટો પેપસીનનુ કામ કરે છે.

## અડગરી–હેડકી

૧–હેડકી–ફૂલાવેલી ફટકડી ૧ વાલ ગોળ સાથે ખાવી અથવા કુંવારના રસમા સૂંઠની ભૂકી મેળવી ખાવી.

૨–હેડકી, અડગરી માટે–અડદ અથવા હળદરના ચૂર્ણની બીડી બનાવી ધુમાડો પેટમા લેવો.

૩–કાગળની અંદર રૂ મૂકી બીડી બનાવી તે સળગાવી તેનો ધુમાડો પેટમા લેવામાં આવે તો અડગરી મટે.

૪-અડગરી, ગળુ બેસેલું હોય તે માટે—લવંગ ચારને દિવેલની અથવા ઘીની બત્તી ઉપર ગરમ કરી તેના ફૂલને બાળી તે લવંગ ચાવી રસ ગળવો.

૫-દમ, અડગરી, હાથપગ મોટા થાય, શ્વાસ માટે-હરડે અને સૂંઠ દરેક ०। તોલો પાણીમાં ઘસીને પીવી.

૬-હેડકી માટે—રેશમ બાળીને તેની રાખ મધ સાથે ચાટવી

૭-અડગરી માટે—સૂંઠ અને ગોળ ખાવો.

૮-અડગરી તથા હાંફણ માટે—કાસુંદરાનાં પાનની ચા બનાવી રોજ બે વાર પીવી.

૯-અડગરી માટે—કોઠાનો અથવા આમળાંનો રસ ૧ તોલો અને પીપર ૩ વાલ મધ સાથે ખાવી, અથવા કોઠની અંદરનો સૂકો અથવા લીલો ગર ગોળ સાથે ખાવો.

## આસવ

૧-દ્રાક્ષ આસવ બનાવવાની રીત: કાળી દરાખ ઘૂંદેલી શેર ૫ લેવી. પાણી શેર ૫૦ લેવું. તેને બાળીને શેર પચીસ પાણી રાખવું. તેમાં ગોળ શેર વીસ નાખી મેળવવું. તેમાં નીચે મુજબ મસાલો ખાંડીને નાખવો:

તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીપર, મરી દરેક ૪ તોલા, ધાવડીનાં ફૂલ ૫૦ ને એક માટલામાં ભરી તડકે ૧ માસ સુધી મૂકવું. પછી તેને ગાળી બાટલીઓ ભરવી. મંદ અગ્નિ, પેટનો વાયુ, ચુંક, ઝાડાની કબજિયાત એટલાં દરદ માટે એ આસવ ઉપયોગી છે.

આસવ કોઈ પણ વસાણાનો બનાવવો હોય તે નીચે મુજબ છે: તે વસાણાનો ઉકાળો શેર ૫, મધ શેર ६।, ગોળ શેર ૧૨।।, પાણી શેર ૩૨ એને મેળવી બરણીમાં પેક કરી તડકે અને ડારમાં ૧ માસ રાખી પછી બાટલીઓ ભરવી.

૨-રોહિડાનો આસવ, રોહિત અરીષ્ટ-૪૦૦ તોલા રોહિડો, ૪૦૯૬ તોલા પાણી સાથે ઉકાળવું. ચોથો ભાગ પાણી સાથે રાખી તેમાં ગોળ ૮૦૦ તોલા, ધાવડીનાં ફૂલ તોલા ૪, પંચકોલ એટલે પીપર, ચવક, પીપરીમૂળ, ચિત્રો, સૂંઠ દરેક ૪ તોલા; તજ, તમાલપત્ર, એલચી, (ત્રિજાત) દરેક ૪ તોલા, ત્રિફળાં ૧૨ તોલા મેળવી બરણીમાં ભરી તેનું મોં એક માસ બંધ રાખવું.

## આફરો

૧-ઘણું ખાવાથી આફરો થાય ત્યારે સુવરનું દૂધ પાપડ ઉપર ચોપડી તે ભૂંજીને દરદીને ખવડાવે તો ઝાડો પુષ્કળ આવે.

૨-પેટનો આફરો મટે—હિંગ અને મરચાંની ભૂકી ગુંદર સાથે મેળવી

ચણીબોર જેવડી ગોળી કરી દર કલાકે એકેકી ખાવી.

૩-આફરા—કાચુ અનાજ ખાવાથી માણસના અને જનાવરોના પેટ આફરી આવે છે તે માટે કેગડાના આચારનુ પાણી પીનુ, એટલે ઝાડા વાટે રોગ નીકળી જશે

## આમણ બહાર નીકળે

૧-આમણ-ફટકડીનુ પાણી આમણ ઉપર લગાડવાથી તે અંદર બેની જાય છે

૨-આમણ બહાર નીકળે તો મનશીલની અથવા ફટકડીની ધૂણી આપવામા આવે છે.

૩-આમણ બહાર નીકળે-મસૂરની દાળનો આટો ઈંડાની સફેદીની સાથે મેળવી આમણ ઉપર મૂકે.

૪-આમણ સફરામાથી બહાર નીકળે ત્યાર માયુ અને કલાઈ સફેદો સમભાગે મેળવીને સફરા ઉપર લગાડે ઘણુ જૂનુ દરદ દફે થાય અને ઘણો જ વખત ચાલુ રાખે તો ફરી આમણ બહાર આવે નહિ

૫-આમણ બેસે-માયાનુ પાણી લગાડવાથી અથવા લૂગડું એ પાણીમા ભીંજવી આમણ ઉપર મૂકે તો આમણ પાછું બેસે.

૬-સ્ત્રીની જાત બહાર પડતી હોય અથવા આમણ સફરાની બહાર નીકળે તો મેદીના બીની લેપડી મૂકી જોરથી કાછડો વાળવો.

૭-આમણ બેસે-હીરાકસીનુ પાણી આમણને લગાડે તો આમણ બેને છે.

૮-આમણ બહાર નીકળે તો-રિસામણીનુ પાન અથવા મૂળનો રસ હાથે ચોળીને તે હાથે આમણ અંદર બેસાડવી

## આગરુ-પિલ્સ

૧-આગર-લીલી હરડેનો રસ ૧ તોલો રોજ મધ સાથે પાવો.

૨-આગરુનુ તેલ-બાવળની છાલ અથવા પાંદડાં અથવા સીંગ ૨ તોલા, કવચના બીજ ૧ તોલો, અરેઠી ૧ તોલો, આમાહળદર ૨ તોલા, પાણી શેર ૧, તેલ શેર ૦।-એનુ તેલ બનાવવુ અને તે તેલ લગાડવું.

૩-આગરુ મોઢાનો-બાવળની છાલના ઉકાળાના કોગળા કરવા

## આધાશીશી

૧-આધાશીશી માટે-૧ બદામનુ મગજ, ૩ લસણની કળી અડદની દાળ માસા ૬, એનો લેપ કરી લૂગડા પર લગાડે અને તે માથા પર મૂકે

૨-આધાશીશી, માથાનો દુખાવો તરત મટે-ક્લોરોફોર્મ અને વછનાગનો અર્ક સમભાગે મેળવી તેમા રૂ બોળીને માથા પર દાબે તો દુખાવો તરત નરમ થાય.

૩-આધાશીશી માટે-સમુદ્રફળ બકરીના પેસાબમા ઘસી નાકમા ટીપા મૂકે.

૪-આધાશીશી માટે-સોપારી ઘસીને માથે લગાડે તેથી માથું દુખતું મટી જાય.

૫-આધાશીશી અને બેશુદ્ધિ માટે-અરીઠાના પાણીનું ટીપુ નાકમા મૂકે તો ફાયદો થાય છે

૬-આધાશીશી અને હિસ્ટીરિયા માટે-અરીઠાની છાલ પાણીમા ઘસીને સૂંઘે.

૭-આધાશીશી, માથાનો દુખાવો-હિંગ ૧ વાલ અને નગોડના પાદડા ૧ તોલા સાથે વાટી તેની પોટલી કરીને તેમાથી ૫-૧૦ ટીપા નાકમાં નાખવા.

૮-આધાશીશી માટે ઈલાજ-૧ વાલ હિંગને ૦। તોલા પાણીમા વાટીને તેના ટીપા નાકમાં નાખવાથી માથું દુખતુ બંધ પડે છે

૯-આધાશીશી માટે-આસનનુ ચૂર્ણ નાકે ઘસવુ

૧૦-આધાશીશી મટે-એરંડાના મૂળ લીંબુના રસમા ઘસી કપાળે લેપ, લગાવ્યા કરે, લેપ સૂકાય તેની ઉપર ફરી લગાડે

૧૧-આધાશીશી નરમ પડે-કરેણના પાનનો રસ બબ્બે ટીપા નાકમા નાખે.

૧૨-પીનસ અને આધાશીશી મટે-કેસરને ઘીમાં વાટી ઘી સૂંઘવુ

૧૩-આધાશીશી માટે-આકડાના મૂળનો ધુમાડો નાકે લેવો.

૧૪-આધાશીશી મટે-કેરીના મરવાનુ ચૂર્ણ સ્ત્રીના દૂધમા મેળવી જે બાજુનુ માથું દુખતું હોય તે બાજુના નસકોરામા લગાડે.

૧૫-આધાશીશી મટે-તલનો ખોળ અને વાવડિંગ પાણી સાથે મેળવી લેપ કરી માથે લગાડે.

૧૬-આધાશીશી મટે-તલ અને દૂધ વાટી લેપડી કરી માથે મૂકવી.

૧૭-આધાશીશી માટે-તુળસીના પાનના રસના ત્રણ ટીપા નાકમા મૂકવા.

૧૮-આધાશીશી માટે-તુળસીના પાન ૩, મરીના દાણા ૨ એ બન્નેને છૂંદી કપડામા મૂકી તે પોટલી પાણીમા બોળીને સૂંઘવી

૧૯-આધાશીશી માટે-બાવળના ઝાડ ઉપર કાંટાના ફવરમા ડોશી બંધાય છે તેમાનો ફોડો તુલસીના પાદડા સાથે વાટી રસ નાકમાં મૂકવો.

૨૦-આધાશીશી અથવા બલગમથી માથું દુખે, ત્યારે સૂર્ય ઊગે ત્યારથી સૂરજ અસ્ત પામે ત્યા સુધી માથાનો દુખાવો રહે. એના ઈલાજમા-ભોંયરીંગણી-ના પાદડાનો રસ નાકમા મૂકે તો સારુ થાય

૨૧-અડધુ માથું દુખે-તે માટે જંગલી મગ જેની સીંગ ઉપર રૂવાટા થાય છે, તે છોડના પાદડાનો રસ કાઢી ૨ ટીપા નાકમા નાખવા.

૨૨-આધાશીશી માટે-આધાશીશી વા અને બલગમથી થાય છે તે વેળા દુનિયા અકારી થઈ પડે છે. બલગમથી આધાશીશીનો દુખાવો સૂરજ ઊગે ત્યારથી તે અસ્ત પામે ત્યા સુધી રહે છે એનો ઈલાજ-વજ, મરી, પીપર, સુંઠ એ બધાને પાણીમા ઘસીને સૂંઘવુ

૬૩–આધાશીશી માટે–આકડાના પાકા પાન જે પોતાની મેળે ખરી પડે તેની ઊંધી બાજુએ તેલ લગાડી ગરમ કરે. તેને દાબવાથી પાણી જેવા ટીપા પડે. તે પાચટીપા જે બાજુથી માથું દુખતુ હોય તે બાજુના નસકોરામા ત્રણ દિવસ એકવાર નાખવાં નાક ઝરીને ફાયદો થશે

## આંટણુ

આટણુ માટે–પીલુડીના ઝાડના પાદડાનો રસ, સિધવખાર સાથે મેળવી લગાડે તો આટણુ જલદી પોચુ પડે છે

## આંખનાં દરદો, આંખનો મોતિયો, આંખનું ફૂલું

૧–આખે અધાપો આવે તેનો ઇલાજ–કાચની શીશીનો બહુ જ બારીક ભૂકો તોલા ૩, અરસના બીજ ૭, એને વાટી સુરમા જેવુ કરી ખાટા લીંબુના રસમા ૩ દિવસ ખરલ કરે, તેની સાથે કપૂર બેઆનીભાર મેળવી આધળાને આજે તો ફાયદો થાય છે આખના બીજા દરદો પણ મટે છે

૨–અધાપાના ઉપાય–કાળા નાગની પેટની અદરથી ચરમી તાવી લેવી. સચેડાનો રસ કાઢી માટીના કોડિયાને ચોપડી છાયામા સૂકવવુ એ મુજબ ત્રણ વાર સૂકવવુ. ચીનીકબાલા તોલો ૦|, એલચી ૦| તોલો, બરાસ વાલ ૧ ને છૂંદી મેળવવુ. પેલા કોડિયાની અદરની રૂની જાડી વાટ મૂકી પેલો ભૂકો દીવાની જ્યોત ઉપર અને તેની આસપાસ ભભરાવવો તેમા ચરબી નાખીને જ્યોત સળગાવી દેવી ઉપર બીજુ કોડિયુ ઢાકવુ મેસ એકઠી કરી આખે ૪૦ દિવસ અજન કરે તો અંધાપો જાય

૩–ફૂલુ આખનુ મટે, લોહી આખનું કાપે–ઉતકંટાની લીલી અથવા સૂકી ડાળી પાણીમા ઘસી આંખે લગાડે, અથવા ધોળી ચણોઠી, વાઘણનુ દૂધ, દાભડા ઘાસનુ ફૂલ જે થડમા થાય છે તે ( ઘાસની ઉપર થાય છે તે ન ચાલે ) પાણીમા ઘસી લગાડે

૪–ફૂલુ મટે–આખના કાળા ભાગમા સફેદ ફૂલુ હોય ત્યારે વડાગરુ મીઠું છાશમા વાટી અંજન કરે.

૫–આખનુ ફૂલુ મટે–સમુદ્રફળ અને ઘોડાના નખ પાણીમા ઘસી અજન કરે.

૬–આખના ખીલ સારા થાય–સરગવાના બી ઘસીને આખે લગાડે

૭–આખમા અગન બળતી હોય તે માટે–નાની હરડે ૧૨ લઈ તેને પાણીથી ધોઈને પછી તેને ૦| શેર પાણીમા ૧ રાત ભીંજવી રાખવી સવારે તેને હાથ વતી ચોળીને કપડામાથી ગાળવુ તે પાણીમા જૂનું કપડું બોળીને આખોના પોપચા ઉપર મૂકવુ.

૮–આખની ઝાંખ, ફૂલું, રતાશ માટે–તુવેરની દાળમા હળદરનો ગાઠિયો

બાફી છાયડામા સૂકવે, તેને પાણીમા ઘસી આખે આજે. આખની ગરમી માટે-બકરીના માખણમા હળદર ઘસીને નાક પાસેના આખના ખૂણામા મૂકવી એથી ગરમી મટી જાય છે

૯-આખે ઝાખ હોય તે મટે-હળદરનો ગાઠિયો, ચીનાઈ સાકર, રતાજળી પાણી સાથે ઘસીને આખની આસપાસ લગાડી ત્રણ કલાક રહેવા દેવી રોજ તાજુ ઘસીને લગાડવુ

૧૦-આખ લાલ થાય તે માટે-લીલી હળદર, સાકર, મીઠી રોરડી, જીરું સમભાગે મેળવી તે બકરીના દૂધમા ભીજવી આખ ઉપર અને આસપાસ લગાડવુ. વાગવાથી અથવા ગરમીથી બધાયેલુ લોહી છૂટી જશે

૧૧-પેટની ગરમી, મગજની ગરમી, આખની ગરમી પેશાબે ગરમી, કલેજા ના દુખાવા, પેશાબમા ઠરે મટે-ઈસબગુલ અને ખાડ સમભાગે મેળવી ૧ તોલો સવારે અથવા સાજે ખાય, ઉપરથી પાણી પીએ

૧૨-આખનુ તેજ વધે-આસન અને જેઠીમધનુ ચૂર્ણ સમભાગે મેળવી તેમાનો ૧ તોલો આમળીના રસમા રોજ પીવુ અથવા ॥ તોલો સૂકા આમળાને ૩ તોલા પાણીમા એક રાત ભીજવી રાખી સવારે ગાળી તે પાણી પીએ

૧૩-આખના દુખાવા માટે-કપાસના પાનની લેપડી આંખ પર મૂકે

૧૪-આખની ઝાખ મટે, આખના ચશ્માં ઊતરે, આખે તેજ વધે, ખીલ, પડળ, ફૂલુ કપાય-ખાખરાના મૂળના કટકા કરી માટીના હાલ્લામા ભરવા, એવી રીતે ભરવા અને દાબવા કે જેથી હાલ્નુ ઊધુ વાળીએ તો તે કટકા બહાર પડે નહી જમીનમા ખાડો ખોદી તેમા બીજુ વાસણ એવી રીતે મૂકવુ જે તે વાસણની કોર જમીનની સપાટી બરાબર રહે તે વાસણ ઉપર ખાખરાના મૂળવાળુ હાલ્નુ ઢાકનુ, ઊધુ મૂકનુ તે ઉપર છાણા મૂકી સળગાવે પેલા મૂળને બાફ લાગી અદરથી પાણી છૂટી નીચલા વાસણમા એકઠુ થશે, નીકળતો રસ ઢોળાય નહી, અને નીચલા વાસણમા એકઠો થાય એવી યુક્તિ રાખવી

આ રસને ગાળીને ઉકાળવો મધ જેવો ઘાડો કરવો અને સળીથી આખે આજવો

૧૫-નાગરમોથ-મોટા બકરાના મૂતરમા ઘસી આખે આજે તો જનમનુ ફૂલુ મટે

૧૬-પાકુ લીબુ આખ ઉપર ઘસે તો ગરમી મટે છે પાકા લીબુની ઉપર માખણ ચોપડી, તેને પાણીમા આખી રાત મૂકે પછી તે માખણ આખમા લગાડે તો ઠડક આપે છે અને આખના દરદને કાપે છે

૧૭-આખના દરદ માટે—તરત મારેલા કાળા સાપના કટકા કરવા તેને ૨૫ શેર દૂધ સાથે ૧ તાબાના વાસણમા મૂકવા તેમા ૪ વીછી નાખવા વાસણનુ મોઢુ બધ કરી ૨૧ દિવસ રાખી મૂકવુ પછી વાસણમા બધા-

યલા દહીંને વલોવી માખણુ કાઢવું. તે માખણુ એક કૂકડાને ખવડાવવું. તે કૂકડાની હગાર આંખે આંજે તો આંખે તેજ વધે અને ઘણા દરદ સારાં થાય છે. કાળા સાપની ચરબી પણુ આંખના મોતિયાની દવા બનાવવામાં ઉપયોગી છે.

૧૮–આંખના દરદો માટે નીચલી દવાએ આંખમા આંજવાથી ફાયદો થાય છે–નિર્મળી પાણુીમાં ઘસીને કાળા સાપની ચરબીની મેંશ સાથે આંજે અથવા શંખભસ્મ અને ઘીની મેશ મેળવી આંજવાથી આંધળો દેખતો થાય એવું તેજ વધે છે.

૧૯–આખ, કાનનાં, દરદ માટે—સોનામુખી ગરમ પાણુી સાથે ના તોલો રોજ ખાવી.

૨૦–આંખનાં દરદો માટે—તરત મરેલા સાપના મોઢામાં અથવા ગરુડ પક્ષીના મોઢામાં સુરમાનો કટકો મૂકી તેમાં ઘી ભરવું. પછી ૧ માટીના વાસણુમાં તેને મૂકી ઢાંકણુ બંધ કરવું, કપડમટી કરવી. ૧ ખાડો જમીનમાં ખોદી તેમાં અર્ધા અડાયાં મૂકી તે ઉપર વાસણુમાં મૂકવું અને બીજા અડાયાં મૂકી ખાડો છાણુથી ભરવો. પછી અગ્નિથી સળગાવવો. પછી સુરમાને કાઢી લેવો. તેને કપૂરકાચલીના ચૂર્ણ સાથે મેળવીને આંખે આંજે તો જેની આંખની કીકીઓને નુકસાન થયેલું હોય તે જોઈ શકે.

૨૧–આંખમાં નાસૂર હોય તેનો ઇલાજ—હળદર, ચિંચા, કાથો, નાગરમોથ, લીમડાનાં પાન, નિમક સાથે હરડે, હળદર, પીપરીમૂળ, વાવડિંગ, સૂંઠ, વજ, દરેક એકેક તોલો લેવો. તેને સુરમા જેવું બારીક કરી ગોળી બનાવી તે ગોળી પાણીમાં ઘસીને લગાડવી.

૨૨–આંખનું ફૂલું હોય તો સ્ત્રીના દૂધમાં ઉપલી ગોળી ઘસીને આંખે લગાડે

પાંપણુ ખરતી હોય તો ગાયના પિત્તામાં એ ગોળી ઘસીને આંખે લગાડે.

આંખની કીકી સફેદ થતી હોય તો એ ગોળી મધમાં ઘસીને અંજન કરે.

૨૩–આંખની પાંપણ ખરી પડે તેનો ઇલાજ—ખાટાં લીંબુને કાપીને બે ફાળ કરવી અંદરનાં બી કાઢી નાખવાં. બે ફાડની વચ્ચે હળદરનો ગાંઠિયો મૂકીને બાંધી લેવું. લીંબુ સૂકાઈ ગયા પછી હળદરનો ગાંઠિયો કાઢી મધ સાથે ઘસીને અંજન કરવું.

આંખ રાતી થાય તો ઉપર મુજબ બનેલો હળદરનો ગાંઠિયો મધ સાથે ઘસી આંખે અંજન કરવું.

૨૪–આંખે સફેદી મારતી હોય તો લીંબુમાં પાકેલો હળદરનો ગાંઠિયો ગાયના દૂધમાં ઘસીને અંજન કરવું.

૨૫–આંખની કીકી પર પડદો આવે તો—રિસામણીનાં પાનનો રસ અને ઘોડાનું મૂત્ર સમભાગ મેળવી અંજન કરવું.

૨૬–આંખની ગરમી—સાકર પાણીમાં ઘસી આંખે આંજે તો ગરમી મટે.

૨૭–આંખની ગરમી માટે—સાકર તોલો એક, માખણ ગાયનું તોલા ત્રણ, સફેદ મરી નંગ આઠ સવારે નરણે કોઠે રોજ ખાવું.

૨૮–આંખ દુખે—આખ રાતી થાય તે માટે—કોઠમડી પાણીમાં છૂંદી તેના રસમાં જરા મીઠું નાખી તેનાં પોતાં આંખ પર મૂકે.

૨૯–આંખ ગળે ત્યારે—બાવળનાં પાનના રસનાં ટીપાં મૂકવાં.

૩૦–આંખ-આંખમાં ફટકડીના પાણીના ટીપાં નાખે છે તેથી આંખ નરમ પડે છે અને ગરમી કપાય છે.

૩૧–આંખના ખીલ ઉપર મોરથૂથુ લગાવે તો મટે.

૩૨–આંખનાં દરદો માટે-ચશમાં લેવા પડે નહીં-આંખની તેજી વધે-કપૂર, ચંદનનો ભૂકો, બાલછડ, ખાલી છડીલો દરેક ૧ તોલો, લવંગ અને પીપર દરેક ૦ાા તોલો, એ સઘળાને ઓખરાં કરી મેળવે. તેને અડદના લોટથી બંધ કરે, ચૂરણની હવા બહાર જવા દેવી નહિ, ઠીકરાંની નીચે અંગાર મૂકે, ૩ કલાક અંગાર રહેવા દેવો. કોડીના વાસણ પર બરાસ કપૂરની ચોપડી બંધાશે તેનું અંજન કરે.

૩૩–બરાસકપૂર-કપૂર તોલો ૧, એલચી, જેઠીમધ, ચીનિકબાલા દરેક એક તોલો લેવાં. આ બધાંનું ચૂર્ણ કરી એક કાંસાની થાળીમાં મૂકવું, ઉપર ચીનાઈ માટીનો કપ ઢાંકવો. અડદના લોટથી થાળી સાથે કપને ચીંટકાવવું. અંદરની હવા બહાર જવા દેવી નહિ. એક રાત રાખી બીજે દિવસે તડકે મૂકવું અથવા દીવાની બત્તી પર મૂકવું. કપૂર ઊડીને કપની અંદર પડ બંધાશે તે અંજન કરવામાં લેવું.

૩૪–આંખનું તેજ વધે-આંધળા દેખે-કાળા નાગના પેટમાંની ચરબી લોઢાના વાસણમાં તાવે. તેની મેશ બહુ સંભાળથી પાડે. કાજળ એકઠું કરવા માટે જોઈતાં માટીનાં કોડિયાંને ચંદેસગનો રસ ચોપડી છાયામાં સૂકવે.

૩૫–આંખમાં કચરો જાય ત્યારે સ્રીનું ધાવણ આંખે આંજવું.

૩૬–આંખની ગરમી કપાય-દાડમના દાણાનો રસ આંખમાં મૂકવાથી ગરમી કપાય છે.

૩૭–આંખના દુખાવા માટે-દારૂડિયા( એખરો–સત્યાનાશી )નો રસ આંખમાં આંજે.

૩૮–આંખની ગરમી કાપે–માથું બોડાવ્યા પછી દિવેલાનાં બાંધે તો ગરમી ચૂસી લે. [illegible] ળ મોટા હોય તો ગુણ

૩૯–આંખની [illegible] નાં બીજ [illegible]

આંખની ફીક જાય.

૪૦-આંખની ગરમી અને ઝાંખ મટે-બહેડાંને મધ સાથે ઘસીને દિવસમાં ત્રણ વાર આંખે આંજવું.

રતનજોત, આંખની સળી-એ ઘણી જાતના આંખનાં દરદો સફા કરે છે. અંગ્રેજી તેમ જ દેશી વૈદામાં એ વપરાય છે. એની બનાવટ નીચે મુજબ છે-મોરથૂથુ, ફટકડી, સરોખાર સમભાગે લેવો. આ બધાં એકઠા વજનને પચાસમે ભાગ કપૂર લેવું. તેઓને અંગાર ઉપર ગરમ કરી નરમ થાય તેની સળીઓ બનાવવી. (મોરથૂથું અંગાર ઉપર પકાવીને લેવું.)

૪૧-આંખે ગરમી તથા ઝાંખ મારે-મધને ૧ ગ્લાસમાં નાખી આંગળાં વડે ખૂબ મસળીને આંખે અંજન કરવું.

૪૨-આંખની દવા-મીણ, હરડે, મધમાં ઘસીને આંખમાં આંજવી. હરડેને પાણીથી પલાળેલાં કપડામાં વીંટાળીને નરમ કરવી.

૪૩-આંખની રોશની વધે-બુઢાપામાં કરચલી આવે નહિ. કાળીમૂસળી સાથે સોનામુખી ખાય.

૪૪-આંખનાં દરદો, પરવાળાં, ટૂંકી નજર મારે-સાટોડીનું મૂળ દૂધમાં ઘસી આંખે લગાડે.

૪૫-આંખે તેજ વધે-સાજીખાર લીલી દરાખના રસમાં ખાવો.

૪૬-આંખે તેજ વધે-મરદને શક્તિ વધે-ઢીલી નસો મજબૂત થાય-સિતાબનાં બી તોલો ાા ગાયના ઘીમાં તળી, ૭ દિવસ સુધી ભૂખે પેટે ખાવાં.

.૪૭-આંખને તેજ આવે-હરડે એખાનીલાર, સાકર સાથે રોજ રાતે ખાવી, એથી આંખને ઘણા ફાયદા છે. આંખ નબળી પડતી જણાય તો આ ઉપાય પહેલો કરવો.

૪૮-આંખનું તેજ વધે-ત્રિફળાનું ચૂર્ણ ાા તોલો ઘી અને મધમાં મેળવી રોજ ખાય અથવા ૩ કાળાં મરી સવારે ભૂખે પેટે ચાવી ખાય. ઉપરથી ૨ તોલા ઘી પીએ. ઘણા દિવસ ચાલુ રાખે.

૪૯-ત્રિફળાનું ચૂર્ણ અરધો તોલો ઘી અને સાકર સાથે ખાય. ફક્ત એક જ વાર બપોરના લે. જરૂર પડે અને ભૂખ ન ખમાય તો જ રાતે હલકો ખોરાક દૂધ વગેરે લે.

૫૦-અગથિયાના ઝાડના ફૂલનો રસ ાા તોલો મધ સાથે પીએ. ઝાંખ, પડલ, નજલો વગેરે કારણથી આવે તો અંધાપા માટે અદ્દભુત ઇલાજ એ છે જે સાપના તેલનું કાજળ આંખે આંજે. કાજલ પાડવા માટે માટીનું કોડિયું લેવું. તે કોડિયાને સંદેસરાના રસના ત્રણ પટ આપે, તેમાં તેલ નાખે; આંગળાં જેટલી જાડી રૂની (વાટ) મૂકે, વાટની આસપાસ ચીનિકબાલા, એલચી, બ્રાસનું ચૂર્ણ ભભરાવે. તે કાજળ ૨ માસ સુધી આંજે. અથવા ગલજીભી, ઘી સાથે ખાય

તો આંખનું તેજ વધે.

૫૧-આંખના મોતિયા માટે સાપની ચરબી ઉપયોગી છે. સાપનું ઝેર અને આંતરડાં કાઢી નાખવાં. બાકીના સઘળા માંસને છૂંદી પાણીમાં ઉકાળો. ઠંડું પડ્યા પછી છૂટું પડેલું તેલ પાણી ઉપર તરી આવે અથવા બંધાઈ જાય તે તેલનું કાજલ પાડે અને આંખે આંજે.

૫૨-લીલા કાચનો બારીક ભૂકો, ઘેટાનાં વાળને માણસના પેશાબમાં બોળી તેને તડકે રાખે; જે ભૂકો થાય તે અને કાચના ભૂકા આ બંને સત્યાનાસીના રસમાં ઘણો વખત ખરલ કરી અંજન કરે તો મોતિયો વધ્યો હોય, આંખે ઓછું દેખાતું હોય તે સારું થાય.

૫૩-મોતિયો અટકે-ત્રિફળા, જેઠીમધ, દારૂ બનાવે છે તે મહુડાં, તજ સમભાગનું ૦॥ તોલો ચૂર્ણ ઘી-સાકર સાથે ૪૦ દિવસ સવારે ખાય.

૫૪-મોતિયાની ઝાંખ નરમ પડે-ફૂલું કપાય-શરપંખાનું મૂળ પાણીમાં ઘસી આંજે. એનાં બીનું ચૂર્ણ આંજવાથી મોતિયો અટકે.

## આંખમાં આંજણી

૧-આંજણી ઉપર લખવાની કાળી દેશી સહી લગાડે.

૨-આંબાનું પાન તોડતાં જે ચીક નીકળે તે લગાડે

## કમળો

૧-કુંવારના મૂળના રસમાં ઘી નાખી નાસ લે.

૨-કૂબોના સત્ત્વને મધ સાથે અંજન કરે.

(કૂબોનો સત્વ બનાવવા જુઓ ટાઢિયો તાવ.)

૩-ભોંયરીંગણી, કડવી ઊભીરીંગણી, અરીઠાનાં ફળનો રસ અથવા તેઓનાં ચૂર્ણ રતીભાર સૂંઘવાથી કમળો મટે. ઉપલી દરેક ચીજનો ગુણ એકસરખો છે.

૪-કૂબાના પાનના રસમાં હળદર, સોનાગેરુ, આમળાં ઘસી અંજન કરે.

૫-કુંવારનો રસ પીવો. આંખની પીળાશ મટે, પિત્તનું જોર નરમ પડે. કમળામાં પિત્તનું જોર વિશેષ હોય છે.

૬-હીરવણી(બાગમાં થતો કપાસ)ના ડીંડવાનો રસ નવસાર સાથે પીવો.

૭-કુલાવેલી ફટકડી ૨ વાલ, સાકર ૪ વાલ, પાણી સાથે રોજ ૩ દિવસ સુધી ખાવું.

૮-આકડાના ઝાડની છાલની ભૂકી ૧૦ રતી, કાળાં મરી નંગ ૧૦ દિવસમાં બે વાર ખાવાં. અત્યંત ગુણકારક છે, ૧ શેર છાશમાં મીઠું જ નાખી રોજ પીવી. ૮ દિવસમાં કમળો સારો થાય.

૯-ઘરમાં ઊડતી માખી ૧ ઝવતી ગોળ સાથે મેળવી ખવડાવે.

૧૦-વખવેલો વાડ પર થાય છે. એના ફળ પર કાંટા હોય છે. એનાં બી ૧ અથવા ૨ ખાવાથી પાંડુરોગ અને કમળો મટે છે.

૧૧-કડવા તુંબડાના કટકાને અંગાર પર મૂકી બાફ આખા શરીરે લેવો. ૪ દિવસ આ ઇલાજ કરે.

૧૨-શેકેલા કડુનું ચૂર્ણ એકેક વાલ દિવસમાં ત્રણ વાર લેવું.

૧૩-નવસાર એક વાલ દિવસમાં ત્રણ વાર લેવું. ખોરાક ફક્ત જુવારનો રોટલો અને ગોળ; બીજે દિવસે ખીચડી અને ઘી ખાય.

૧૪-દેવડાંગરીના ફળનું ચૂર્ણ ચોખાપુર સૂંઘે તો નાકમાંથી પીળો રસ નીકળે અને કમળો મટે.

૧૫-કળીચૂનો ૨ થી ૩ વાલ, ૨ તોલા માખણ સાથે ૭ દિવસ ખાય તો જરૂર કમળો સારો થાય.

૧૬-ટિંક્ચર ગુલેનચા પીવાથી કમળો મટે.

૧૭-બકરાંની લીંડી ૧૬ ભાગ, વડનગરી મીઠું ભાગ ૪, સિંધવ ૪ ભાગ દારુહળદર ૪ ભાગનું ચૂર્ણ ૦। તોલો આપવું.

૧૮-બંદાલ(રીંગણી)નો ડોડો પાણીમાં ભીંજવી રસ કાઢે અને તે સૂંઘે.

૧૯-મોટી કોલમી (૧ જાતની માછલી) તાજી મીઠા વગરની ભૂંજી દરદી ૫ દિવસ ખાય

૨૦-કડુ, સોડા-બાય-કાર્બ અને ખાંડ ખાવી.

૨૧-કબૂતરની છેર ૧ વાલ ગોળ સાથે ખાય.

૨૨-કળિયા કાટેલી કાળી દરાખ ઉપર લીંબુ નિચોવી ખાવું.

૨૩-ધાણા અને સાકર રોજ પાણીમાં પલાળી રાખે અને સવારે પીએ, ઘણા દિવસ ચાલુ રાખે

કમળાના દરદીએ ગરમ ખોરાક ન ખાવો દૂધ ને ચાવલ, દૂધ ને રોટલો ખાવો.

## કમળો ઉંજવાની રીત

૨૪-કાંસાની થાળીમાં પાણી નાખે. તેમાં દરદીના હાથની બન્ને હથેલી પાણીવાળી થાળીમાં મુકાવે.

કમળો ઉંજનાર પોતાના હાથની હથેલી પર ચૂનો પલાળેલો લગાડી તે ચૂનાવાળા હાથ દરદીના હાથ ઉપર મસળે (ફેરવે). દરદીના હાથની કોણી આગળથી હાથ ફેરવવો શરૂ કરે અને પોંચા સુધી ફેરવે. કોણી આગળથી દરદીના પોંચા આગળ ઉંજનારનો ચૂનો લગાડેલો હાથ આગળ આવ્યા પછી તે ચૂનાવાળો હાથ પાણીમાં બોળે. આ મુજબ ઘણી વાર કરે ત્યારે થાળીમાંનું પાણી પીળું થાય અને દરદીના શરીરની પીળાશ ઓછી થાય.

કમળો ઉંજવાની બીજી રીત—૧ તોલો જુવારના દાણા, ૨ ટીપાં પાણી, ૧ રતી ચૂનો મેળવી દરદીના હાથમાં આપે. દરદીના હાથે તે મસળાવે. ઘણી વાર મસળવાથી જુવાર પીળી થાય અને દરદીની પીળાશ ઓછી થાય.

## અંતર્ગળ-વાયુગોળો-સારંગ-ગોળી મોટી થાય

૧-અંતરગળ માટે અને પેશાબ છોડાવવા માટે—અજમો ૫, દિવેલીનું મગજ રાા, સૂંઠ ાા, સંચળ ૫, વરિયાળી ૨ ભાગનું ચૂર્ણ બનાવી તે ચૂર્ણ ાા તોલો લેવું. તેને ૧ા તોલો દિવેલ અને ૧ા તોલો દૂધમાં મેળવીને પાવું. ઝાડો ાાા કલાકમાં ન આવે તો ફરી ઉપર મુજબ પાવું.

૨-અજમો, દિવેલીનું મગજ, કલોંજી, સુવા, અજમોદ સમભાગે છૂંદી તેનો શેક કરવો.

૩-વાયુગોળો, સારણગાંઠ=જળંદર માટે—ઠળિયા વગરની ખારેક ૧૭ ભાગ, અજમો ૪ ભાગ, એનું ચૂર્ણ ાા તોલો ૧૫ દિન રોજ બે વાર ખાવું.

૪-અંતરગળ માટે ઇલાજ—અજમો ૭ તોલા, દિવેલ ૧૪ તોલા, પાણી બશેરને સાથે ઉકાળી પાણી બાળી નાખવું. તેલ ગાળી લેવું. આ તેલ પેઢુ, પેટ અને ગોળી ઉપર ાાા કલાક સુધી મસળવું. પછી આકડાનાં પાન જરા ગરમ કરી ગોળીની આસપાસ અને ગાંઠો આગળ બાંધવાં. ૧૨ કલાક પછી ગરમ પાણીથી ગોળીને શેકવી.

૫-એળિયો, જવખાર, ઉપલેટ, વછનાગ એ સઘળાનું તેલ ઉપર બતાવેલી રીત પ્રમાણે બનાવવું. તે તેલ અંતરગળની બાજુએ ૧૦ દિવસ મસળવું.

૬-આંતરડું ગોળીમાં ઊતરેલું પાછુ ચઢે, સારણગાંઠ સારી થાય, આવળના પાનને છૂંદીને ગરમ પોટીસ કરીને ગોળી ઉપર મૂકે તો આંતરડું પાછું ઠેકાણે જાય.

૭-આંતરડું ઊતરે=ગોળી મોટી થાય—તે માટે નવસારનાં પોતાં મૂકે, ગોળી સંકોચાય અને આંતરડું ચઢે. ઊલટી વગેરે બીજાં ચિહ્નો નરમ પડે.

૮-આંતરડું ઊતરેલું હોય ત્યારે મેથીનો આટો, ધંતૂરાના પાનના રસમાં મેળવી ગરમ કરી લગાડવાથી આંતરડું ચઢે છે.

૯-અંતરગળ માટે—મેથી છૂંદી પાણીમાં ઉકાળી મસકા જેવી કરી ઊતરેલા આંતરડાવાળી જગ્યા ઉપર બાંધવી. એમાં સોસવાની શક્તિ છે માટે આંતરડું ઉપર ચડે છે.

૧૦-રપ્ચર, ગોળીમાં આંતરડું ઊતરે તે માટે—ઇસેસ અને ઘોડાવજ ાાા ઘઉંભાર, ખાંડી ૧ તોલો, પાણી ાાા તોલો મેળવી પીવું

૧૧-અંતરગળ માટે—કૂવાના પાણીમાં રાખવામાં આવે છે તે કાચબાના ઈંડાનું તેલ વાલ બે પાન સાથે દરદીને રોજ ખવડાવે.

## એક વસાણાના અનેક ઇલાજો

કાળી મૂસળીનું ચૂર્ણ ટાંક ૧ નીચે મુજબ ખાવાથી થતા ફાયદા:

૧-કોપરા સાથે ખાય તો માથાનું દરદ જાય.

૨-નિમક સાથે ખાય તો ખૂબ ભૂખ વધે.

૩-ગાયના ઘી સાથે ખાય તો શરીરનો રોગ ટળે.

૪-તલ સાથે ખાય તો માથાનો બલગમ ટળે.

૫-બકરીના પેસાબ સાથે ખાય તો બુઢાપો આવે નહીં. વાળ ધોળા થાય નહીં.

૬-ઠંડા પાણીમાં સાત દિન ખાય તો તરિયો તાવ જાય.

૭-ાા તોલો ત્રિફળા સાથે ખાય તો ઘા જલદી રૂઝે.

૮-ગરમ પાણીમાં ખાય તો પેટનાં દરદ નરમ પડે.

૯-ગાયના ઘી, માખણ કે દૂધ સાથે ખાય તો વીર્ય વધે.

૧૦-દારૂ સાથે ખાય તો પેટનાં દરદ મટે.

૧૧-કેળાંની છાલ સાથે ખાય તો ભૂખ ઘણી વધે.

૧૨-એલચી સાથે ખાય તો ભૂખ વધે.

૧૩-છોકરાના પેશાબમાં ઘસી પીએ તો સાપનું ઝેર ઊતરે.

૧૪-બકરીના દૂધમાં અંજન કરે તો આંખનું તેજ વધે.

૧૫-પેશાબમાં ઘસી પીએ તો દીવાનો હોશિયાર થાય.

૧૬-ભાંગરાંના રસમાં ઘસી કાનમાં મૂકે તો બહેરાશ જાય.

૧૭-ગાયના ઘીમાં ખાય તો પેટમાંનાં કરમ નીકળી પડે.

૧૮-એરંડિયામાં ઘસી લગાડે તો મોઢા પરના ડાઘ જાય.

૧૯-એરંડિયામાં ઘસી આંખે લગાડે તો તમર જાય.

૨૦-લીંબુના રસમાં ઘસી દૂંટી પર તથા પેઢુ પર લગાડે તો પેશાબ છૂટે.

૨૧-ગોળ સાથે ખાય તો દરેક જાતનો તાવ જાય.

૨૨-કરમડીની જડ સાથે ઘસી લગાડે તો દરાજ જાય.

૨૩-કપાસનાં પાન સાથે ખાય તો ભૂખ વધે.

## ઓકારી-ઊલટી

૧-ઓકારી બંધ થાય-અરધો તોલો એલચીનું ચૂર્ણ મધમાં ચાટવું.

૨-ઊલટી માટે-ખોરાક ખાધા પછી તરત ઊલટી થાય તે માટે એલચી ૨ાા તોલો, તુલસીનાં પાન ૧ તોલો, કપૂર બેઆનીભાર એની એક વાલની ગોળી બનાવી તે ૩ ગોળી જમ્યા પહેલાં પાણી સાથે ગળે.

૩-લોહીની ઊલટી થાય, લોહીના બળખા પડે તે બંધ થાય-કાસુંદરાનો

રસ ૦। તોલો, નાગકેસર દાણા ૪ અને મધ ૦। તોલો મેળવીને દરદી પીએ તો લોહી બંધ થાય.

૪–ઓકારી બંધ થાય–ખારેક ભૂંજીને ચાવી ખાય.

૫–ઊલટી દબાય–બદામનાં કોટલાં બાળી કોલસો કરી તેનું ચૂર્ણ ૦॥ તોલો મધ સાથે ખાય.

૬–ઊલટી–બેસે–હોજરી ઉપર રાઈનું પ્લાસ્ટર મારવું.

રાઈનું પ્લાસ્ટર કલાક ૦॥ થી ૧ સુધી તે ઉપર રાખવું. ચામડી રાતી થાય, બળતરા બળે, છતા પણ બ્લિસ્ટર ઊઠતું નથી. ઘણી બળતરા બળે તો ઘી ચોપડવું.

૭–ઊલટી અને હેડકી માટે પીપરનું ચૂર્ણ અને મોરના પીંછાની રાખ સમભાગે મેળવી ૨ વાલ મધમાં વારંવાર ખાવી.

૮–ઊલટી માટે–ખાંડેલી વરિયાળી ૨ તોલાની પોટલી ૧ શેર પીવાના પાણીમાં મૂકી રાખવી, તરસ લાગે ત્યારે તે પાણી પીવું.

૯–ઊલટી જમ્યા પછી થાય તે માટે–ખાટું લીંબુ જે ઈંડાના આકારનું લંબગોળ હોય તેનો રસ ૧ તોલામાં બેઆનીભાર પીપરનું ચૂર્ણ મેળવી સવારસાંજ ખાવું.

૧૦–ઓકારી–મૂળાની કુમળી ડાંખળી સખત ઓકારીને અટકાવે છે.

૧૧–ઓકારી જાય–સાજીખાર ભાંગરાના રસમાં ખાવો.

૧૨–ધાવણની ઊલટી બંધ પડે–હિંગ ૧ ભાગ, અફીણ ૦॥ ભાગ પાણીની સાથે મેળવી મરી જેવી ગોળી બનાવે. અરધી અથવા આખી ગોળી (ઉંમરના પ્રમાણમાં) પાણીમાં ઘસીને દિવસમાં બે વાર આપે. બાળકના પેટમાં ધાવણ ન ટકતું હોય તે ટકી શકે, દેશી વૈદ્ય કહે છે અને હિંગ ખાવામાં લેવી હોય ત્યારે તેને જરા શેકી ગરમ કરી વાપરવી. વગર શેકેલી હિંગ ઘણા દરદીને ઊલટી કરાવે છે અથવા છાતી ઉપર ચૂંથારો કરે છે

૧૩–ગર્ભવાળી સ્ત્રીની ઓકારી મટે–આવળની સીંગ ૦। તોલો ગાયના દૂધમાં વાટી સાકર સાથે ખવડાવવી.

૧૪–ઊલટી મટે–એલચીના છોડાંની રાખ ૦। તોલો ખવડાવવી

૧૫–ઓકારી મટે–નાળિયેરની ચોટલીની રાખ ૧ વાલ મધ સાથે ચટાડવી.

૧૬–ઊલટી–પીપળાના છાલની રાખ તોલા પાંચ, ૧ શેર ગરમ અથવા ટાંડા પાણીમાં દાબવી ૧ કલાક રાખવી, ઉપરથી નીતર્યું પાણી કાઢી ૩ તોલા એકેક કલાકે પાવું. ઊલટી દબાય ત્યાં સુધી પાવું.

૧૭–ઊલટી બંધ થાય–કૉલેરાની અથવા બીજી કોઈ પણ ઊલટી માટે ફુદીનાનો રસ નવટાંક દિવસમાં ત્રણ વાર પીવો.

૧૮–બાળકોને ઊલટી, ઝાડો અટકે અને ઊંઘ આવે–જાવંત્રી, મધ, લવંગ

દરેક ૨ તોલા; અજમો, કેસર, ખારેક, જાયફળ, હરડે દરેક ૧ તોલો, અફીણ તોલો ાા એની બાજરીના દાણા જેવડી ગોળી કરવી સવારસાંજ એકેકી આપવી.

૧૯–ઓકારી લાવવા માટે–મીંઢળનાં બીજને કપડછંદ કરી તેમાંથી ૧ વાલ ખાવાં ઉપરથી પાણી પીએ તો ઓકારી થાય. વળી ફરીથી પાણી પીએ તો વધુ ઓકારી થાય. એ મુજબ જેટલી વાર ઊલટી કરાવવી હોય તેટલીવાર પાણી પીએ.

૨૦–ઊલટી થતી હોય તો–આદું અને કાંદાનો રસ અકેક તોલો પીએ તો ઊલટી બંધ થાય.

૨૧–કપૂરકાચલીમાં સુગંધ છે. કોઈપણ ભૂકાની બનાવટમાં ખુશબો લાવવા માટે એની ભૂકી મેળવે છે. વાળ વધારવાના ગુણ એમાં છે.

૨૨–ઊલટી ઘણી થતી હોય તો–કપૂરકાચલી પાણીમાં ઘસીને જીભ પર લગાડે.

૨૩–ઊલટી અને ઝાડા બંધ થાય–કેસરના ઝાડનું મૂળ કાપતી વેળાએ સૂર્યની સામી બાજુએ ઊભા રહેવું એટલે મૂળ કાપનારનો ઓળો તે ઝાડ ઉપર પડે નહીં. તે મૂળ પાણીમાં ઘસી પીવું.

## ઉદેલ (લોબાનનું) તેલ

ઉદેલ–લોબાનનું તેલ–લોબાન અને રાળ સમભાગે મેળવી પાતાળજંતરથી તેલ કાઢવું. આ તેલની ખુશબો સારી છે. વાળને લગાડવામાં ફાયદો છે.

## ઊટિયું-તૂટિયું

ઊટિયું–તૂટિયું નરમ પડે–જૂની ઈંટનો ભૂકો અને મીઠું સમભાગે મેળવી કાદવના વાસણમાં મૂકી ખૂબ ગરમ કરવું. પછી તે ગરમ વાસણ સગડી પર મૂકી રાખી આખે ડિલે તેનો બફારો લેવો. બફારો લેતી વખતે અંગ ઢાંકવું. હવા શરીરને લાગવા દેવી નહિ. પછી ઓઢી સૂઈ જવું.

## ઊંદરી

૧–ઊંદરી જાય–વાળ આવે–માખીની હગાર અને સાણુ અંકોલના રસમાં ઘસીને ૯ દિવસ સુધી લગાડે તો ઊંદરી સારી થાય.

૨–ઊંદરી માથા પરની મટે—કપાસના મગજને પાણીમાં વાટી માથાની ઊંદરી ઉપર લેપ કરે અને જુવારની રોટીનું ૧ પડ ઠીકરાં પર ગરમ કરવું અને બીજું કાચું પડ માથા પર જ્યાં લેપ કરેલો છે તે ઉપર મૂકી ૩ દિવસ બાંધી રાખવું.

૩–ઊંદરી માથાની સારી થાય–કાળીજીરીને બાળી કોલસો કરી તેલમાં મેળવીને લગાડે.

## ઊંઘ આવે

૧-ઊંઘમાં બરચું રડે તો-જાયફળ પાણીમાં ઘસી કપાળે લગાડે તે શાંતિથી ઊંઘે.

૨-ઊંઘ આવે અને વધે-મરીને ઘોડાની લાદમાં વાટી આંખે આંજે તે ઊંઘ આવે અને મગજની બીમારી ઓછી થાય.

૩-ઊંઘ ન આવે તેનો ઇલાજ-ભાંગ ૧ તોલો લેવી. તેનાં બિયાં કાઢ નાખવાં અને સાત પાણીએ ધોઈ સુકવી ભૂકો કરવો. ૨ થી ૫ વર્ષના છોકરાં ૨ ગ્રેન, ૧૦ થી ૧૫ વર્ષના છોકરાને ૬ ગ્રેન, ૧૫થી ૫૦ વર્ષના માણસને . ગ્રેન આપવી. આ ઇલાજથી ઊંઘ આવશે અને તબિયત સારી રહેશે.

૪-ઊંઘ આવે-અળસીનુ તેલ અને દિવેલ સમભાગે મેળવી પગના તળિયાને લગાડે અને કાંસાના વાટકાથી પગને મસળે.

૫-ઊંઘ ઘણા દિવસની ન આવતી હોય તે માટે-કસ્તૂરી સ્ત્રીના ગાયના દૂધમાં ઘસી આંખે અંજન કરે.

૬-ઊંઘ આવે-તાવ-ઊતરે-સેંદરડીના છોડવા ટંડી જગ્યા ઉપર થાય છે રામતુલસીનાં પાન જેવાં એનાં પાન છે. એના મૂળની ટોપી બનાવી માથે મૂકે તો તાવ જાય અને ઊંઘ આવે.

૭-ઊંઘ ન આવે તો લીંડીપીપરના મૂળનું ચૂર્ણ ા તોલો ગોળમાં ખાવું.

૮-ઊંઘ આવે અને ઊંઘ વધે-ચોમાસા પહેલાં સુરમાને લીમડાના ઝાડને કોતરી તેમાં મૂકે, તેને બંધ કરે, ચોમાસુ ગયા પછી તે સુરમાને બહાર કાઢી તેને કપૂર સાથે પીસી બારીક બનાવી આંખે આંજે તો દરદીને ઊંઘ આવે. મગજની બીમારીવાળા દરદીને બહુ ફાયદો થાય.

૯-ઊંઘ આવે-કેટલાક દરદીઓને સૂતી વેળા સુરમો આંખે આંજે તો નિંદર આવે છે.

૧૦-ઊંઘ લાવવા માટે-પકાવેલા સમુદ્રફળને બકરીના તાજા દૂધમાં ઘસીને આંખનાં પોપચાં ઉપર તથા કપાળ પર લગાડે.

૧૧-ઊંઘ-હરડેના ઠળિયાઓમાં ઊંઘ લાવવાનો ગુણ છે.

૧૨-ઊંઘ આવે-એરંડિયાનાં બી દૂધમાં વાટે અને દરદીના કપાળે અને કાન આગળ લગાડે.

૧૩-ઉજાગરો થાય તેનો ઇલાજ-ઉજાગરાથી શરીર સુસ્ત થાય, કામ કરવાં ગમે નહીં ત્યારે લીંબુનો રસ ૧ તોલો, ખાંડ ૧ તોલો અને પાણી ા શેર મેળવીને પીવું.

## પેટની ગાંઠ ખસે

૧-પેટની ગાંઠ ખસે ત્યારે કાંચકીના છોડના રવિવારે સવારે તોડેલાં ત્રણ પાંદડાં દરદીને ખવાડે.

## વીય વધે

સૂરણનું ચૂર્ણ ાા તોલો અથવા ૧ તોલો ાા શેર દૂધમાં ઉકાળી રોજ બે વાર પીએ-વવડતા સૂરણમાં વધારે ગુણ છે.

## કાખબલાઈ

૧-કાખબલાઈ-સાતપરો-માટે-લીમડાના પાનની પોટીસ મૂકે તો પાકીને દરદ નીકળી જાય.

૨-પાઠું, કાખબલાઈ, ઊંધું ગૂમડું એક કલાકમાં ફૂટે-સરમાઉ ગૂમડાં પર મૂકે.

૩-બદ, કાખબલાઈ માટે-કાંટાસળિયાની ગરમ પોટીસ બાંધે તો તરતની બદ વધરાઈ જાય, પાકે નહિ.

૪-બદ, કાખબલાઈ પાકે-વડનું દૂધ કાગળ ઉપર લગાડી પટી મારે તો દરદ પાકે છે.

૫-કાખબલાઈ-રસવંતી, એળિયો પીળો, રેવંચીનો શીરો સમભાગે કુવારના રસમાં મેળવી લગાડે તો કાખબલાઈ પાકે અથવા બેસી જાય.

૬-કાખમંજરી (બાંબલાઈ) રાઈ અને કાથ વાટી તેની લૂગદી ગાંઠ પર મૂકે તો તરત ફૂટે.

૭-બદ અને કાખબલાઈ વધે નહિ, પાકે નહિ અને બેસી જાય તે માટે-કમોઈના પાનની પોટીસ મૂકવી.

## કીડ

૧-કીડ—લીંબુનો રસ, સુખડનું તેલ, દિવેલ સરખેભાગે-મેળવીને મસળવું.

૨-કીડ—હળદર અને કાંદાનો રસ મસળવો.

૩-કીડ મટે—ખસખસને ખૂબ વાટવી અને લીંબુના રસમાં મેળવી કીડવાળી જગા ઉપર સારી પેઠે મસળવી.

૪-સૂકી કીડ માટે-ધૂપેલ ૩ ભાગ, ખાંડ ૧ ભાગ ચૂલા પર ગરમ કરી લગાડે.

## તાંબું મોરનાં પીંછાંનું

તાંબું મોરનાં પીંછામાંથી-મોરના પીંછાને ઘી અથવા તેલનો હાથ લગાડી, તેનો પટ આપે, તેને ઠીકરાં પર બાળી ખાખ બનાવે. તે ખાખ ગોળ, ચણોઠી, પીપળ, ગૂગળ, માછલી, ટંકણખાર, મધ, લાખ, ઘી, ઘેટાંનું ઊન સાથે મેળવી ભઠ્ઠીમાં સળગાવી રાખ કરે. જે રાખ થાય તેને મૂસમાં મૂકી ફૂંકે, તાંબું ગાળે તેમ ગાળે; તો તાંબું તવાઈ નીચે ઠરે.

## ડૂબેલો માણસ

પાણીમાં ડૂબેલો અને સાપે કરડેલા માણસ, બેશુદ્ધ હોય, નાડી ચાલતી ન હોય છતાં તેનો જીવ લાંબો વખત શરીરમાં રહે છે. પાણીમાં ડૂબેલા માણસ-ને દરિયાના મોઢાથી આખું શરીર ઢાંકવું. મોઢું ખુલ્લુ રાખવું. થોડા વખતમાં દરદી શ્વાસ લેતો થાય. દાખલા તરીકે, ૧ માખીને પાણીમાં ડૂબાડ-વાથી હિલચાલ વગરની થાય. તેને ચૂલાની રાખમાં (સોનીની ભઠ્ઠીની રાખ ઘણી સારી) દાબે તો તેમાં ચેતન આવે; કારણ કે રાખની ગરમીથી શરદી નીકળી જાય.

## દાઝ બળે

શરીરે અગન બળે તો—નવટાંક ઠંડા દૂધમાં સિંધાલૂણ ૨ વાલ નાખી મસળે.

## ઘોડા માટે દવા

ઘોડાને અપચો, ક્ષય, ખાંસી, લૂખસ માટે તથા શક્તિ વધારવા માટે—ભેંસ અથવા પાડાના શિંગડાની રાખ ૦ાા અથવા ૧ તોલો આટામાં અથવા ગોળમાં રોજ એક વાર ખવડાવે.



## એકાથી શબ્દો[સીનોનિમ્સ]થી ઓળખાતી વનસ્પતિઓ

અખેડીઓ મોટા=સાટોડી
અજશૃંગી=મીઢીઆવળ
અતિબલા=ખપાટના મૂળ, ચૂરણુકાસકી
અધારપુગી ગોળીઓ=સોપારી ગોળીઓ
અનંતમૂળ=સાસા=હેમીદિસમી
અપામાર્ગ=અઘેડો
અબીલ=શિંગોડાનો લોટ
અમલતાસ=ગરમાળાનો ગર
અર્ક=આકડો=મંદાર
અર્બુદ=રસોળી
અલળ=અળુના પાતરા
અશ્મરી=મૂત્રકૃચ્છ્
અશ્વચોળી=ઘોડાચોળી
અહિફેન=અફીણ
અહીરાવણ=મહીરાવણ=એલચો
આજગાવના બી=માવચી
આડા=ઝપટો (આડા અને ઝીપટો જુદુ છે)
આબળ=આમળ
આમળા=એમ્લિકા માયરોબલન
આવચીમાવચી=તકમરિયા
આસન=સરજે
આકલો=અંકોલ
આત્યાકચરો=ઝેરકચૂરો,
ઇસેસ=શેશગુંદર
ઈશ્વરમૂળ=કાનભેર, નોળવેલ
ઉપલસરી=સારિવા, ગોરીસર, કાલીસર=ઇંડિયન સાર્સા
ઉપલેટ=કઠ
ઉમરડો=ઉમરો
ઉદુંબર=ઉમરો
ઉધાફળી=ગારોળુમાન
ઊભીરીંગણી=વિલાયતી રીંગણી
એલચો=ખાટખટુંબા=એર પ્લાન્ટ
કચૂકો=આમલીનો ચિચોડો
કટુનંબીકાળા=કડવી નાઈના બી
કડવીજીરી=કાળીજીરી
કડવી તુંબડી=મેટલ ગોર્ડ
કડવો બોળ=એળિયો
કણા=લીંડીપીપર
કપૂરહળદર=કપૂરકાચલી
કપૂરિયો=પીળા કપૂરિયો, કહ્લાર
કપૂરીમધુરી=ઉપલસરી
કમરકશ=મેંદીના બી
કરકરા=અક્કલકરો
કર્ષ=૮૦ ચણોઠીભારનું વજન
કલંભો=કોલમ
કલિંગ=ઈન્દ્રજવ
કંટાજી=કાળીજીરી, કડવીજીરી
કસીસા=હીરાકસી
કહ્વાર ચીકણી=સેદરડી
કહ્લાર માની=સહદેવી
કડપે=કાંદો, કુંગળી
કાકડખાયા=શિવલિંગી
કાચડા=સરડા
કાનફોડી=તલવણી
કાલસાક=રામતોરી
કાસુંદરાના મૂળ=કાસકીમૂળ
કાસુંદરી=પમારીઆનુ મૂળ=કૂવાડિયો
કાળા દાણાની વેલ=ભમરડો
કાળીપાટ=પાટલા જૂ
કાગુપતી=કૂતરિયું ઘાસ
કાતા અરૂડો=કૂતરિયા ઝીપટો
કાતા ઝીપતો= „ „
(એની સેળ (બત્રીસ) લૂગડે વળગી રહે)

કાંસકા બીજ=જવનો આરો અને
સરકો મેળવી બનાવે છે.
સરકાને બદલે છાશ લેવાય.
કીટાડો=બાવળનો કાળો ગુંદર
(એમાં ટેનિક ઍસિડ છે.)
કુટાર=દાદરિયું, પિત્તપાપડો
કુડઅરૂ=ઉપલેટ
કુતલી }
કુત્રી= }દૂતરિયું ઘાસ
કુમુદિની=રાત્રિ કમળ
કુર્કતબેલી=કુકડવેલ.
કૂકૂરંધા=મોડિયો કહ્લાર
કેસડાં=ખાખરાનાં ફૂલ
કેહરોબા=કેરબા.
કોરફોડ=કુંવાર
કોષ્ઠ=ઉપલેટ
કોડલિવર તેલ=એની જગા પર અળસીનું
અથવા કપાસિયાનું તેલ ચાલે
કૃષ્ણાગર=કાળું અગર
ખડસલિયો=ધાસિયો પિત્તપાપડો
ખપાટનાં મૂળનું ચૂરણ=અતિબલા
ખરસણુ=સગતરા
ખીપ=સંગીતરા
ગલજીભી=ભોંપાથરી
ગાઓ(ઉ)ઝુબાન=ઉંધાફૂળી
ગાભી=ભોંપાથરી
ગારદર=ઝીપરો=ઇંડિયન વર્મવુડ
ગીલેમથેરા=એક જાતની માટી
ગુએકમવુદ–રાયચંપાની છાલ
ગુદરદો=નાગરમોથ
ગુલ્લા=ઉમરો
ગોરખમુંડી=બોડરો=બોડિયો કહ્લાર
ગોરમટી=પીળી માટી
ગોરીસર=સારસ
ઘઉલા=સુગંધી-ઘઉલો

ઘીકુમાર=કુંવાર
ઘીતેલી=કમળનાં ફૂલ
ધૃત=ઘી
ચકમક=સિલિકા
ચણકચોપ=ચોપચીની, દરાખનાં મૂળ
ચમાર દુધેલી=નાગલી દૂધેલી
ચંચળ=પારો
ચાઈ=અરણિ
ચાતુર્જાત=(તજ, તમાલપત્ર, એલચી,
નાગકેસર)
ચાંચડમારી=કહ્લાર
ચિકોતરું=પપેનાસ
ચૂણીઓ ગુંદર=મેંદીનાં બી, કમરકશ
જખ્મેહયાત=એલચાનો છોડ
જમાલ=જમાલગોટો, નેપાળો
જરદો=તંબાકુ
જલજમની=વેવડી=ઓરપ.
જાફરાન=કેસર
જાંબુડાના ઠળિયા=સૂંઠઅરોતી
ઝાલર=વાલ
ઝાહડફેદો=વાંદો
ઝુમપંદા=કડવી ઘિસોડી
ડમરો=રીછડિયું=મરવો
ડાંગર=ભૂરું કોળું
તક=છાશ
તપકીર=તપખીર, ફૂલસંભારો
તબાસીર=વાંસકપૂર
તલવણી=કાનફોડી=હાડિયા કરસન–
હરિયા કરસન
તાળા=હરતાલ
તાદળજો=મેદા નાગ
ત્રિકંટક=માલવી ગોખરુ
ત્રિસુગંધી=તજ, તમાલપત્ર અને
એલચીનું ચૂર્ણ
તીવરી=તીકરી

તુખમી સરવાળી=લીમડીનાં બીજ
તુખમે ખીઆરાન બંધે=કાકડીનાં બી
તુલસી=વાઈટ બેસિલ, તેલિયા દેવદારનું
  તેલ=ટર્પેન્ટાઇન
તૃષ્ણુ=ગાવસુકણા
થીર=મોરથુથુ
થૂથા=મોરથૂ થુ
દશમૂળ=ખીલીનાં મૂળ
દશમૂળી=કરચલાંને બાળીને કોડી માફક
  કરેલા ભૂકાને કહે છે.
દાદરિયું=પિત્તપાપડો, કુટાર
દારુહળદર=બરબેરીસ
દાર્વી=દારુડી
દેવદાર તેલ=ટર્પેન્ટાઇન
ધાત્રી=ધાવડીનાં ફૂલ
ધૂપણી=પ્રદર
નાગ=વછનાગ
નાગની માત્રા=ફૂલાવેલું મોરથુથુ
નાગબલા=ગણુધેટીનાં મૂળની છાલનું
  ચૂર્ણ
નાગર=સૂંઠ
નાગરમોથ=ગુંદરો
નાગવચાનક=વછનાગ
નારગોળ=ગોળાખરી
નિરદુંગ=હાથલા થુઅર
નેપાળો=જમાલગોટો
પટોલ=પરવળ
પડવાસ પીસા } પડવાસ પીસા
પડવાસ પેપડી }
પદકોળું=ભૂરું કોળું
પરેસાવસાન=પોથાપાપરી, શંખાવળી
પલ=૪ કર્ષનો પલ, ૧ કર્ષનું ૮૦)
  ચણોઠીભાર વજન
પલપલ=ચરચાર રૂપિયા ભાર વજનને
  કહે છે
પલાશપુષ્પ=ખાખરાનાં ફૂલ
પાઠા કુવાર=કુંવાર
પાણુકંદો=જંગલી કાંદો; સિલ્લા.
પાતાલકોળું=વિદારીકંદ
પાપડખાર=રોક સોલ્ટ
પિત્તપાપડો=ખાખરાનાં બીજ
પીપરતુલા=લીંડીપીપર
પીળો કપૂરિયો=કપૂરિયો
પુનર્નવા=સાટોડી
પોઈ=નાળિયેરીનો કોકો, નાળિયેરી ઉપર
  તરવારના જેવો ફણગો.
ફરીદબુટ્ટી=દેવડીનો વેલો
ફાલિજ=લકવાની બીમારી
બબૂલ=દેશી બાવળ
બહુફળી=હરણખુરી
બહેડાં=બેલેરિક માઇરોબેલન
બંગ=કલાઈ
બંદાળ=રીંગણી
બીબવાં=ભિલામું
બુક્કા=અગથિયાનાં બી
બેરંજીનું તેલ=કોપેવા બાલા સમ
બોગરો=ગોરખમુંડી.
ભમરોદા=બિલાડીનો ટોપ
ભરવાડો=રબરનું ઝાડ
ભરસાડ=ચૂલામાંની ગરમ રાખ
ભંખૂદા વાંધા=સ્ત્રીની જાત બહાર
  આવે તે દરદ
ભંગોડા=રાતા ગલનાં ફળ
ભાદરવેલ=રબરનું ઝાડ
ભૂતડા=ધોળી મુલતાની માટી
ભૂતિયું=નાકછીંકણી
ભેરવશિંગ=કવચ, કૌવચ
ભોંયરીંગણી=વ્યાઘ્રી
ભૃંગરાજ=ભાંગરો
મગફળી=ભોંયશિંગ

મરીકુંથાર=કાગડ ફેરી
મંડૂર } લોખંડની ખાખ (ભસ્મ)
મંદાર
મુલહતી=જેઠીમધ
મૃગી=ફીફરું (દરદ)
મારણ=To neutralyee
મેઝેઅન બાર્ક=રામેઠા
મેનંગા જિંજર=આંબાહળદર
યષ્ટી=જેઠીમધનાં મૂળ
રક્તપિત્ત=લેપ્રસી
રક્તપિત્ત=લોહી નીકળવું, બ્લીડિંગ-
હેમરેજ
રચુંદો=રતાંધળો
રસ=પારો
રસવંતી=રસાંજન
રામઠ=છંગ
રીસામણી=લજામણુ
રુદંતી=લાણો
રૂઈ=આકડો
રૂમી સાગરફ=હિંગળોક
રૂછો=ભેરવશિંગના કાંટા
રેવંચી=રૂમાખે
લક્ષ્મણા=હરણખુરી=સફેદ ભોંય-
રીંગણીનાં મૂળ
લવણ=મીઠું
લાગણી=વછનાગની જડ
*લીલાગર=ભાંગ*
લૂણી=ખાટી ભાજી
લોધ્ર=પઠાણી લોદર
વખમો=વછનાગ

વરાહવસા=ડુક્કરની ચરબી
વસોડી=સારોડી
વંશલોચન=વાંસમાંથી નીકળે છે તે
વાંસકપૂર
વાગોળ=વનવાગલું
વાસા=અરડૂસો
વૃષ=અરડૂસો
વિજયા=ભાંગ
વિનણદોવત=ઘી
વીટ સોલ્ટ=વડનગરી મીઠું, Vit salt.
વીશ=વછનાગ
વેગરસ=રસકપૂર
વેણ=કપાસના છોડ
વેવ=વછનવેલો
શતાવરી=હાંઠાંજીજી
શિવા=હરડે
શ્વેત ખર્પર=ધાપાણ
સગતરા } બીપ ખરચણ
સંગીતરા
સંભાળું=નગોડ
સાજીખાર=સોડા–બાઈ–કાર્બ
સાથવો=ઘઉં, ચણા, જુવારને
શેકયા પછી કરેલો લોટ
સોહાગો=ટંકણખાર, ખડિયોખાર
હગવેલા } વિદારીકંદ (કાઠિયાવાડના
હગીઆ } ગામ ભંકોડામાં મળે છે)
હડમચી=ગેરુ
હરડાં=ચેબ્યુલિમાયર બલન
હરણખુરી=વછનવેલ
હીરવણી=રાતો કપાસ
હુરહુર } તલવણીનાં બીજ
હુલહુલનાં બીજ

## ગીતાવિષયક

- શ્રીમદ્ ભગવદ્ગીતા-શાંકરભાષ્ય ૪-૦૦
- શ્રીમદ્ ભગવદ્ગીતા-નીલકંઠી ૩-૦૦
- શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા ૬-૦૦
- શ્રીમદ્ ભગવદ્ગીતા (મોટા અક્ષરોમાં) ૧-૨૫
- શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો) ૦-૫૦
- શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુજ. લિપિ) ૦-૫૦
- જ્ઞાનસત્રગીતા-બાળબોધમાં ૧-૨૫
- જ્ઞાનસત્રગીતા-ગુજરાતીમાં ૧-૨૫
- પંચરત્નગીતા-કાચું પૂંઠું ૧-૫૦
- ગીતામાં જીવનની કળા ... ૩-૦૦
- શ્રી રામગીતા ... ... ૧-૭૫
- ઉત્તરગીતા ... ... ૦-૩૭
- ગીતાસાર ... ... ૦-૩૦
- ગીતાસંકલન ... ... ૦-૧૯
- અવધૂતગીતા ... ... ૧-૨૫

## ભક્તિવિષયક

- શ્રીરામકૃષ્ણકથામૃત ... ૬-૦૦
- અધ્યાત્મ વાર્તાલાપ ... ૪-૦૦
- ધર્માલાપ-વાર્તાલાપ ... ૫-૦૦
- હરિરેવ જગત્ ... ... ૨-૫૦
- સૂર્યકાન્ત ... ... ૨-૦૦
- સંતોની અનુભવવાણી ... ૨-૦૦
- ઉપદેશસારસંગ્રહ ... ૧-૫૦
- સંતગુરુનો પરિચય ... ૨-૦૦
- સદ્બોધસરિતા ... ૧-૫૦
- સંતની વાતો ... ... ૧-૫૦
- બોધદાયક કથાઓ ... ૧-૫૦
- મદાલસા અને અલર્ક ... ૦-૩૦
- મેનાવતી-ગોપીચંદ તથા ભર્તૃહરિ-વિક્રમ ... ૦-૨૫
- જેસલ-તોરલ તથા જાલંધર-ગોપીચંદ ... ૦-૨૫
- શ્રીરામકૃષ્ણ ઉપદેશ ... ૦-૪૦
- સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો ૦-૫૦
- પરવાળાં ... ... ૦-૨૫
- ગીતાંજલિ ... ... ૦-૪૦
- પુરોગામી ... ... ૦-૨૫
- પ્રવાસી ... ... ૦-૩૭

## સ્તોત્રો-પ્રાર્થના-માહાત્મ્ય

- શ્રીમતરાજ ... ... ૧૫-૦૦
- રુદ્રાષ્ટાધ્યાયી .. ... ૧-૫૦
- શ્રીવિષ્ણુસહસ્રનામ ... ૦-૪૦
- ઈશ્વરપ્રાર્થનામાળા ... ૩-૦૦
- જપ અને નામસ્મરણ ... ૧-૨૫
- ભીષ્મસ્તવરાજ ... ... ૦-૧૫
- હરિપાઠ ... ... ૦-૧૫
- શ્રીશિવમહિમ્નઃ સ્તોત્ર .. ૦-૭૫
- હનુમાનચાલીસા ... ૦-૧૫
- કંઠાભૂષણમ્ ... ... ૦-૨૫
- ગંગામાતા ... ... ૦-૨૦
- શ્રીચંડીપાઠ ... ... ૧-૫૦
- સત્યનારાયણની કથા ... ૦-૭૫
- નિત્યપાઠ ... ... ૧-૦૦
- નારાયણકવચ ... ... ૦-૬૦

## કાવ્યો

- કાવ્યમાધુર્ય ... ... ૩-૦૦
- કાવ્યસંક્ષેપ ... ... ૧-૫૦
- જૂની વાચનમાળાનો કવિતાસંગ્રહ ૧-૦૦
- કવિતાસંગ્રહ ભાગ ૨ જો ... ૦-૭૫
- મારાં સો કાવ્યો ... ·૦

